અય ઇશ્ક તેરે સદકે જલને સે છુટે સસ્તે,
જો આગ બુજા દેગી, વો આગ લગાઇ હય,
– આલા હઝરત

# ઇશ્ક કે ઇમ્તેહાં

## અહવાલે અસ્ફીયા ફી ફઝાઇલે સિલસિલએ નકશબંદીયાહ


લેખક
પીર સૈયદ વઝીરઅલીશાહ કાદરી,નકશબંદી મુજદ્દેદી(ભુજ-કચ્છ)
સંકલન અને સમજુતી
ડો. ફારૂક જી. અલીયાણી (લાઠીવાળા) ભાવનગર.

હઝરત ખ્વાઝા બહાઉદ્દીનશાહ નકશબંદ
રદીયઅલ્લાહો ત્આલા અન્હો
(બુખારા શરીફ, ઉઝબેકીસ્તાન)

યોહીબ્બોહુમ વ યોહીબ્બોનહુ
(અર્થાત : તે મોહબ્બત કરે છે તેઓથી, તેઓ મોહબ્બત કરે છે તેનાથી.)
અલ-કુર્આન

# ઈશ્ક કે ઈમ્તેહાં

યાઅ્‌ની

અહવાલે અસ્ફીયા ફી ફઝાઈલે સિલસિલાએ નક્શબંદીયાહ્‌

...લેખક...
પીર સૈયદ વઝીરઅલીશાહ કાદરી, નક્શબંદી-મુજદ્દેદી
(ભુજ-કચ્છ)

...સંકલન અને સમજુતી...
ડો. ફારૂક જી. અલીયાણી
(D.N.Y.S., RMP(AM)

...પ્રકાશક...
મુજદ્દીદે અલ્ફેસાની ટ્રસ્ટ-ભાવનગર
(રજી.નં.-૦૨૧)







-: ગ્રંથનું નામ :-
ઈશ્ક કે ઈમ્તેહાં

-: લેખક:-
હઝરત પીર સૈયદ વઝીરઅલીશાહ સાહેબ
કાદરી નક્શબંદી, મુજદ્દેદી (દામત બરકાતોહુ) ભુજ-કચ્છ.

...સંકલન અને સમજુતી...
ડો. ફારૂક જી. અલીયાણી
(D.N.Y.S., RMP(AM)
(ભાવનગર)

પ્રથમ આવૃતિ : સન-૨૦૧૧
પ્રત : ૧૧૧૧
કીંમત : રૂા. ૩૦૦/-
પ્રકાશક : મુજદ્દીદે અલ્ફેસાની ટ્રસ્ટ,
વડવા નેરા, નાથવાળી શેરી, ભાવનગર-૩૬૪ ૦૦૧.
પ્રુફ રીડર : હઝરત મૌલાના હાજી યાઅ્કુબ સીદ્દીકી સાહેબ નકશબંદી
(પ્રીન્સીપલ : દારૂલ ઉલુમ ફૈઝુર્રરહમાન-જુનાગઢ)
આવરણ/લે આઉટ/ટાઈપ સેટીંગ : મુનાફ આર્ટ,મો. ૯૩૨૮૯ ૨૨૮૮૨
મહેન્દ્રપરા મેઈન રોડ, મોરબી.-૩૬૩ ૬૪૧
ટાઈપીસ્ટ : અહમદ હાજીઅબ્દુલ મજીદ નકશબંદી (હરગન)
મુદ્રક : રોયલ ઓફસેટ,
૨-લાતી પ્લોટ, મોરબી.

## અર્પણ

*અમે અમારૂં આ રૂહાની પ્રકાશન*
*સિલસિલ-એ આલીયાહ્ ચિશ્તિય્યાહ્,સાબેરીય્યાહના*
*સંપુર્ણ રૂહાની તાજદાર તથા સુફી એ બા વકાર*
**હઝરત સરકાર જીલાનીમિયાં**
*(રહમતુલ્લાહ અલયહે)*
*તથા*
*કુલ ખ્વાજગાને આલીયાહ્ જમીઅ સલાસીલ*
*(કદ્દસલ્લાહો ત્આલા અસરારહુમ)ની બારગાહમાં*
*બા-અદબ અર્પણ કરીએ છીએ.*

**ગર કુબુલ ઉફતદા-ઝહે ઈઝઝો શરફ**

**મુજદ્દીદે અલ્ફેસાની ટ્રસ્ટ-ભાવનગર.**





## -: પરીચય :-

ઈ.સ.૧૯૪૭માં અખંડ હીન્દુસ્તાનનાં ભાગલા વખતે ફેલાયેલી અંધાધુંધીમાં કંઇ કેટલીય ખાનકાહો વિરાન થઇ, મસ્જીદો સનમ ખાનાઓમાં ફેરવાઇ આની અસર પંજાબ તથા હરીયાણામાં વધુ દેખાણી. હરીયાણાના પ્રસિધ્ધ ઐતીહાસીક શહેર પાણીપતની મહાન ચીશ્તી ખાનકાહ અને તેની વચ્ચે આવેલ હઝરત મખ્દુમ અલાઉદ્દીન અલીઅહમદ સાબીરપીયાં કલીયરીના એકમાત્ર ખલીફા હઝરત શમ્સુદ્દીન તુર્ક પાનીપતીની દરગાહ શરીફ તથા મસ્જીદનું સંપુર્ણ સંકુલ દુનીયાદારો શીખ ભાઇઓને વેંચાણથી આપીને ભાગી ગયા અને આ રીતે આ પવીત્ર સંકુલમાં શીખ ભાઇઓએ ગ્રંથ સાહેબની સ્થાપના કરી તેને ગુરૂધ્વારામાં ફેરવ્યું.

મસ્જીદના અન્વારો, પવિત્ર ખાનકાહની દીવારો અને મઝારે મુકદ્દસનો ફૈઝ લલકારી લલકારીને કહેતો હતો કે, 'હે મુસ્લીમો, કોઇતો અમને અમારૂં અસલી સ્વરૂપ પાછુ અપાવો.' પણ વ્યર્થ રૂહાનીય્યતની આ સદા બહેરા કાને અથડાતી રહી બરાબર ૬૦ વરસ પછી છેવટે આ સંકુલની ખુદની દુઆ અલ્લાહ ત્આલાની બારગાહમાં રંગ લાવી અને તેને એ રીતે આઝાદી પ્રાપ્ત થઇ કે,

'હઝરત મખ્દુમ અલાઉદ્દીન અલીઅહમદ સરકાર સાબીરપીયાં ચિશ્તી, કલીયરીના સજ્જાદાહ્નશીન હઝરત સરકાર જીલાનીમિયાં (રહમતુલ્લાહ અલયહે) એ આ સંકુલને તેનું મુળ સ્વરૂપ પાછું અપાવવા માટે પોતાની અંગત મીલ્કતથી પોણાચાર કરોડ(રૂા. ૩,૭૫,૦૦૦,૦૦) ખર્ચી શીખ ભાઇઓને રાજી કરી આ સંકુલને છોડાવ્યું અને તેના મુળ સ્વરૂપમાં પ્રસ્થાપીત કર્યુ. અલ્લાહ અને તેના રસુલ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની ખુશનુદી મેળવી ખરા અર્થમાં સજ્જાદાહનશીનીનો અર્થ સાર્થક કરી પ્રચારથી દુર રહી ગુમનામીના પરદામાં જ રહીને વાસીલે બ હક્ક થયાં.

**'તેરે નામ પે મીટા હું મુજે ક્યા ગરઝ નિશાં સે.'**

પ્રમાણે ગુમનામ રહેવા છતાય ક્યામતના પ્રભાત સુધી પોતાની આખરી યાદ દુનીયાની અંદર રહેતા દીનદાર હક્ક પરસ્તોને સોંપતા ગયા. અલ્લાહ રબ્બુલ ઇઝ્ઝત તેમના મઝારે ગૌહરબારપર કરોડો રહેમતો નીરંતર વરસાવે એજ અપેક્ષા...

**(જો આપ ધારતાતો દરગાહની આઝાદીના નામે ચંદો કરીને અબજો રૂપીયા જમા કરી શકતા, પરંતુ આપે એવું નથી કર્યુ)**

બે ઈસ્મેહી ત્આલા

# અનુક્રમણીકા

ઈમ્તેહાં -૩:- સરકાર મુજદ્દીદે અલ્ફેસાની.........૧૮૩થી૨૪૬









ઈમ્તેહાં -૪:- તરીક-એ નક્શબંદીયાહ્...........૨૪૭ થી ૨૫૮



ઈમ્તેહાં -૫:- કલેમાતે નક્શબંદીયાહ્...........૨૫૯ થી ૨૮૮

ઈશ્ક કે ઈમ્તેહાં

## ખુત્બાહ્

અલ્હમદો લીલ્લાહીલ્લઝી હદાના લીલ્ઈમાને વલ ઈસ્લામ. વસ્સલાતો વસ્સલામો અલા સૈયદેના મોહમંદીન નબીય્યે હીલ્લઝી સ્તનકઝના ઈબાદતીલ અવસાને વલ અસનામ વ અલા આલેહી વ અસ્હાબેહી ન્નુજબાઇલ બર્રરતીલ કિરામ...અમ્મા બાઅ્દ...**વલ્લઝીન આમનુ અશદ્દો હુબ્બન લીલ્લાહ** (જેઓ મોમીન છે તેમને અલ્લાહની સાથે અતિ મજબુત મોહબ્બત છે.)

(પારા નં.૨, રૂકુઅ્ ૪)

## ...હમ્દ...

હરદમ હય યાદ તેરી હરદમ હય ખયાલ તેરા,
પેશે નઝર હય યા રબ જાહોજલાલ તેરા.

તુંહી અહદ હય યા રબ તુંહી સમદ હય યા રબ,
હર ઈક સીફ્ત હય તેરી હર એક કમાલ તેરા.

ઈક લફ્ઝે કુનસે તુંને આલમ કિયે હય પૈદા,
શર્કો જુનુબ તેરે મગરીબ શીમાલ તેરા.

હરએક તુજકો સમજે મુમકીન નહી હય હરગીઝ,
અકલો ખીરદ મેં આના યા રબ મોહાલ તેરા.

મખલુક સારી ફાની ઔર કુલ જહાં હય ફાની,
લેકીન વુજુદ યા રબ હય લા ઝવાલ તેરા.

'રયહાં' કો આબરૂ દી નેઅ્મત હરએક બખ્શી,
કયા શુક્રીયા અદા હો અય બેમિસાલ તેરા.

## ★ નાઅ્ત શરીફ ★

તું શમ્એ રીસાલત હય આલમ તેરા પરવાના,
તું માહે નુબુવ્વત હય અય જલવએ જાનાનાં.

જો સાકીએ કૌષર કે ચહેરે સે નિકાબ ઉઠે,
હરદીલ બને મયખાના હર આંખ હો પયમાના.

સરશાર મુજે કરદે એક જામે લબાલબ સે,
તા હશ્ર રહે સાકી આબાદ યે મયખાના.

ઈસ દર કી હુઝુરી હી ઈસ્યાં કી દવા ઠેહરી,
હય ઝહેરે મઆસી કા તયબાહ હી શિફા ખાના.

હર ફુલમેં બૂ તેરી હર શમ્અમેં ઝવ તેરી,
બુલબુલ હય તેરા બુલબુલ પરવાના હય પરવાના.

દીલ અપના ચમક ઉઠે ઈમાનકી તલઅ્ત સે,
હો આંખ ભી નુરાની અય જલવએ જાનાનાં.

પીતે હય તેરે દરકા ખાતે હય તેરે દરકા,
પાની હય તેરા પાની દાના હય તેરા દાના.

સંગે દરે જાના પર કરતા હું જબીં સાઇ,
સજદા ન સમજ નજદી સર દેતા હું નઝરાના.

ગિરપળકે યહાં પહૂંચા મરમર કે ઈસે પાયા,
છુટે ન ઈલાહી અબ સંગે દરે જાનાનાં.

આબાદ ઈસે ફરમા વિરાં હય દીલે **નુરી**
જલવે તેરે બસ જાઅેં આબાદ હો વિરાના.

સરકાર કે જલવોસે રોશન હય દીલે **નુરી**,
તા હશ્ર રહે રોશન નુરી કા યે કાશાના.

**-નુરી- હઝરત મુફ્તીએ આઝમે હીંદ**

## પ્રકાશકના બે બોલ

નહમ્દોહુ વ નુસલ્લીય અલા રસુલેહીલ કરીમ.

અમારૂં આ દ્વિતીય પ્રકાશન 'ઇશ્કકે ઇમ્તેહાં' વાંચકોની ખિદમતમાં રજુકરતાં ઘણી ખુશી અનુભવીએ છીએ. અમારી પ્રકાશન શૃંખલાની આ બીજી કડી છે. પ્રથમ ગ્રંથ 'મનકી આંખે ખોલ' ને વાંચકવર્ગ તરફથી સારો પ્રતિસાદ સાંપડ્યો, જેણે અમારા ઉત્સાહ તથા ઉમંગમાં અનેકગણો વધારો કર્યો, જેથી આ બીજા ગ્રંથના પ્રકાશનનો માર્ગ અમારા માટે સરળ બની ગયો; ઉમ્મીદ છે કે અમારૂં આ બીજું પ્રકાશન પણ વાંચકોને જરૂર પસંદ પડશે.

પ્રથમ પ્રકાશન 'મનકી આંખે ખોલ..'નું ઊંડાણપુર્વક મનન-મંથન કરીને અમને મુબારકબાદ પાઠવી, ઉત્સાહમાં વધારો કરનાર ગુજરાતની ધિંગીધરાના નામી-અનામી વિદ્વાનો, સુફીઓ તથા આલીમોના અમે અત્યંત આભારી છીએ, કે જેઓની ઇન્સાફ પસંદવૃતિએ બીજો ગ્રંથ છપાવવામાટે અમને વધુનેવધુ પ્રોત્સાહીત કર્યા; જેપૈકી (૧) સુફીએબાસફા, આલીમે બા અમલ, હઝરત અલ્હાજ યાકુબ સીદીક સાહેબ-પ્રિન્સીપાલ દારૂલ ઉલુમ ફયઝુર્રહેમાન - જુનાગઢ તથા(૨) હઝરત સૈયદ શૌકતઅલી સાહેબ-માજી કસ્ટમ સુપ્રીન્ટેડેન્ટ (ગોલ્ડમેડાલીસ્ટ) અહમદાબાદ તથા (૩) હઝરત ડો. અબ્દુલઅઝીઝ મુતવલી સાહેબ-હિંમતનગર તથા (૪) હઝરત સૈયદ મોહંમદઅલી સાહેબ -મેહમદાબાદ અને (૫) હઝરત સૈયદ અસગરઅલી સાહેબ -વરૂડી (તા.જી.અમરેલી.) અને (૬) કૌમેમુસ્લીમના ખરા અર્થમાં ખિદમતગુજાર, નિઃસ્વાર્થ સેવાભાવી અને છુપા વિદ્વાન હાજી ઇમામખાન જમાલખાન પઠાણ પ્રેસીડેન્ટ, ગુજરાત લોકહીત ટ્રસ્ટ-અહમદાબાદ તેમજ (૭) 'નવાબ દર્પણ' સાપ્તાહીકના નિડર અને નિષ્પક્ષ-તંત્રી, સ્પષ્ટ વક્તા, જનાબ આસીફખાન અમાનુલ્લાહ પઠાણ- અહમદાબાદ અને (૮) ગુજરાતમાં સુન્નીઓની આબરૂસમાન વિશ્વવિખ્યાત સંસ્થા દારૂલઉલુમ શાહે આલમના નાઝીમેઆલા તેમજ 'તયબાહ' માસીકના ઓનરરી, માનદતંત્રી જનાબ મુનીરૂલ્ઇસ્લામ એસ. ક્લીમી સાહેબ, અહમદાબાદના અમે અત્યંત આભારી છીએ.

અમારા પ્રથમ ગ્રંથ 'મનકી આંખે ખોલ' પેટે ચાહકવર્ગે ઇશારો કર્યો કે, ''જઝબાહ''ના વિરોધીઓને જવાબ આપવા માટે આટલા બધા નાણા ખર્ચ કરવાની શી જરૂર ? ''આ નાણા જો કૌમની તરક્કી પાછળ ખર્ચાત તો વધુ સારૂં કહેવાત.'' આ પ્રકારની વિચારસરણી ધરાવનાર ભાઇઓને સવિનય જણાવવાનું કે, અહીં પ્રથમ એ વાત ધ્યાન લેવી જોઇએ કે અમોએ વિરોધીઓને





જવાબ આપેલ નથી, પરંતુ અમારા સિલસિલાના ભાઇઓમાં 'જઝબાહ' સંબંધે કશી ગેરસમજ પૈદા ન થાય અને તેઓ સિલસિલાના આ ખાસ ફૈઝથી મહેરૂમ ન રહે; તેમજ 'જઝબાહ'નું ખોટું અર્થઘટન કરીને તેને ભુત-પ્રેતની અસર કે જીન્નાતની સવારી સમજીને ધંધાદારી લેભાગુ આમીલોના ફંદામાં ન ફસાઇ. એટલા માટે અમે 'જઝબાહ' સંબંધે સામગ્રી જમા કરવાનું તો આરંભી જ દીધેલ અને આ દરમ્યાન હકપરસ્તો પર બાતીલપરસ્તોના વિરોધનો વંટોળ સર્જાતા ચાહકવર્ગની ચાહતને માન આપીને અમે પ્રથમ ગ્રંથની રચના કરી તેની કીંમત મુકર્રર કરીને અમે કહેલું કે, 'આ ગ્રંથની આવક દ્વીતીય ગ્રંથ પર ખર્ચાશે.' જે અમે કહ્યા મુજબ કરી રહયા છીએ.

અફસોસજનક બિના તો એ છે કે, આ સલાહકારોને નફસાની જલ્સાઓ પાછળ વ્યર્થ, લખલુંટ ખર્ચા કરતી વેળાએ તેમજ શરીઅત વિરોધી રીત-રીવાજો પાછળ ફુઝુલખર્ચી કરતી વખતે કે પછી પોતાનાજ ઘરમાં મોજ-શૌખ પેટે શરીઅતે હરામ ઠહેરવેલ સાધનો વસાવતી વખતે આ નાણા કૌમની તરક્કી પાછળ ખર્ચાવાનો વિચાર ન આવ્યો !?! આ તો 'ડાહી સાસરે નજાય અને ગાંડીને શીખામણ આપે.' જેવો તાલ થયો. અલ્લાહરબ્બુલઇઝ્ઝત તેઓને સાચી સમજ અતા ફરમાવે. હકીકત તથા સનાતન સત્ય તો એ છે કે, જ્યારેપણ શૈતાન, ઇબાદત હમદર્દી તથા સદ્ભાવનાના માર્ગ થકી ગુમરાહીની ચાલ અપનાવશે તો આ ચાલ અતીખતરનાક સાબીત થશે. આ ચાહકોને અમારા ગ્રંથ 'મનકી આંખે ખોલ' માં તૌબાહની વિસ્તૃત ચર્ચા, પીરની લાયકાતો તેમજ મુજદ્દીદે અલ્ફેષાનીના મલ્ફુઝાતોંના પ્રકરણો વિગેરે કેમ ન દેખાયા માત્ર 'જઝબાહ' નો જ વિષય કેમ દેખાયો આ પણ એક સવાલ છે.?!?

ફરી વાયદો કરીએ છીએ કે આ દ્વિતીય ગ્રંથની કુલ આવક અમારા તૃતીય આગામી પ્રકાશન ''સફીનતુલ્અબરાર'' અર્થાત્: કચ્છ-સૌરાષ્ટ્રના કામીલ ઔલીયા પર ખર્ચીશું જેની વાંચકવર્ગ નોંધ લે. જે પણ બુઝુર્ગોના સહી હાલાતો, મલ્ફુઝાતો, મકામાતો તેમજ ઊચ્ચ મર્તબાઓથી કૌમ નાવાકીફ હોય અને તેની જાણકારી પેટે જો ગ્રંથ છપાય તો આ કાર્ય કૌમની ખિદમત તથા તરક્કી જ ગણાશે. જે અમારી તટસ્થ માન્યતા છે.

આ કાર્યમાં કૌમની ખિદમતની સાથે ઔલીયાએ કિરામની અરવાહે મુકદ્દસાની તવજ્જોહ પણ સમાયેલી છે, જે પાલનહાર પરવરદીગાર કબુલ ફરમાવે તેમજ ચાહક વર્ગની ઇખ્લાસસભર ચાહતમાં ખુબજ વધારો કરે.

બેજાહે સૈયદુલ્મુરસલીન (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) -આમીન...

અંતમાં અમારી આદતપ્રમાણે વાંચક વર્ગ સામે સવિનય ગુઝારીશ કે, અમારા આ ગ્રંથમાં જાણે અજાણે રહી ગયેલી ત્રુટીઓ, કચાશો અને ગફલતો પેટે દરગુજર ફરમાવી અમારી ભુલો લેખીતમાં દર્શાવી અમને આભારી ફરમાવે જેથી બીજી આવૃત્તિમાં સ્પષ્ટ સુધારાઓ થઇ શકે.

કચ્છ સૌરાષ્ટ્રના ગામડાંઓમાં કામીલ ઔલીયાએ કિરામના હાલાતો જે ભાઇઓ પાસે પણ હોય તેઓને નમ્ર અપીલ છે કે આ હાલાતો હવાલા સાથે લખીને અમને આ સરનામાં ઉપર મોકલાવે ,(૧)હઝરત સૈયદ શમ્સુલઆરેફીન સાહેબ, ઠે.રોયલ ચોઇસ મેન્સવેર, ૧૧-કતીરા શોપિંગ સેન્ટર, આશાપુરા રીંગ રોડ, સોનીવાડ, ભુજ(કચ્છ)-૩૭૦૦૦૧ (૨) સૈયદ ઝુબેરઅલી એ. કાદરી,(બી.એ.) ઠે. મોટા સૈયદવાડ, બસસ્ટેશન પાસે, મુ.ઠાસરા-૩૮૮૨૫૦(ખેડા), (૩) મુજદ્દીદે અલ્ફેષાની ટ્રસ્ટ, વડવાનેરા, નાથવાળી શેરી, ભાવનગર - ૩૬૪ ૦૦૧. જેથી આગામી તૃતીય ગ્રંથ ''સફીનતુલ્અબરાર'' અર્થાત્ ''કચ્છ સૌરાષ્ટ્રના કામીલ ઔલીયા''માં તેનો સમાવેશ થઇ શકે.

અંતે અમારા પ્રકાશન કાર્યમાં મદદ કરનાર, ભુલો દર્શાવનાર તથા ટીકા કરનાર તમામ નામી અનામી ભાઇઓના અમે હૃદયના ઊંડાણથી આભારી છીએ કે જેમની કોશીશો થકી અમે સીદ્ધીના સોપાન સર કરી શક્યા. જો ચમનમાં કાંટા ન હોય તો ફુલોનુ રક્ષણ કોણ કરે !

ભાવનગર
તા. ૧૧-૧૧-૨૦૧૧,
મુતાબીક, ૧૪-જીલહજ્જ,
હીજરી-૧૪૩૨, યૌમુલ જુમ્આ

ટ્રસ્ટીઓ,
મુજદ્દીદે અલ્ફેષાની ટ્રસ્ટ (રજી.)
વડવાનેરા, નાથવાળી શેરી,
ભાવનગર - ૩૬૪ ૦૦૧





## ...તમહીદ...

**શહેનશાહે નકશબંદ** હઝરત ખ્વાજાએ ખ્વાજગાં ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ(કુદ્દસ્સીર્રહુલ્નુરાની)હી.સ. ૮(આઠમી)સદીમાં સુફીવાદના મુખ્ય ચાર મશહુર તરીકાઓ પૈકી ચોથા અને અંતીમ તરીકા, તરીકએ આલીયાહ નકશબંદીય્યાહ્ ની (સમયની માંગ મુજબ) બુનિયાદ રાખી. એટલેકે આપની ઝાતે ગિરામી આ મહાન તરીકાના ઇમામ અને બાની (FOUNDER)છે. લોકો માટે ખુબ સરળ, મહાન ઈસ્લાહી, સુન્નત અને શરીઅતને બીલકુલ અનુરૂપ તેમજ ઇન્સાનના જાહેરી તથા બાતેની હાલાતોમાં ઘણું ઝડપથી પરિવર્તન લાવનાર એવા આ મહાન તરીકા નકશબંદીય્યાહ્ ની બુનિયાદ આપે કેવા કપરા સંજોગો અને પરિસ્થિતીમાં રાખી તેની આછેરી ઝલક પર દ્રષ્ટીપાત કર્યા વગર આપનું હી.સ.ની આઠમી સદીનું આ મહાન તજદીદી કારનામું ઉજાગર થઇ શકતું નથી. જોકે આ તમહીદ લખવા પાછળ મારા બે હેતુંઓ છે. (૧) આપના યુગની મઝહબી(ધાર્મીક)અને અખ્લાકી (નૈતીક) ખરાબીઓની પૂર્વભુમિકાઓ રજૂ કરવાનો છે. જેથી વાંચકવર્ગ એ વાતને સમજી શકે કે કેવી અંધકારમય પરિસ્થિતીમાં ઇન્કિલાબરૂપે આપની રહેનુમાઇમાં આ મહાન તરીકો કાયમ થયો. અને (૨)અમારી પ્રથમ રૂહાની ઈશાઅત કિતાબ **મનકી આંખે ખોલ**...પછી પ્રકાશીત થઇ રહેલું અમારૂં આ બીજું પ્રકાશન **અહવાલેઅસ્ફીયા ફી ફઝાઈલે સિલસિલ-એ નકશબંદીય્યાહ** એટલે કે **ઈશ્ક કે ઈમ્તેહાં** નું વિષય વસ્તુ રજુ કરવાનું છે.

હઝરત ખ્વાજાએ ખ્વાજગાં ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) હી.સ.આઠમી(૮) સદીના મહાન સુધારક તેમજ મુશ્કીલ કુશા મુજદ્દીદ હતાં. આપે એક એવા કપરા યુગમાં કે જ્યારે દીને મુબીન ઈસ્લામના તાબેદારોમાં ગુમરાહીના પરીણામે કે તેઓને ગુમરાહીયત તરફ લઇ જનાર સંજોગોને ફળસ્વરૂપે તેઓમાં દીન તરફ જે અલિપ્તતા અને અળગાપણું દેખાઇ રહ્યું હતું તેને એક હીંમતવાન નાખુદા બનીને આપે દુર કર્યું. તેમજ તેની ઉપર ચઢી ચુકેલી ખોટી હિદાયતો અને ઈર્શાદોરૂપી ધુળ અને ગંદકીની સફાઇ કરીને તેને રોશની અતા ફર્માવી; અને ***'અતીઉલ્લાહ વ અતીઉર્રસુલ'*** ને ફરીવાર જીવંત તથા તરો-તાજા કરી દુરદુરના ઈસ્લામી મુલ્કોને પણ આપે મુનવ્વર ફર્માવી દીધા.

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ(કુદ્દસ્સીર્ર-હુલ્નુરાની)નો યુગ બાદશાહ અમીર તૈમુર નો યુગ હતો. સામાન્ય ઐતીહાસીક

તથ્યો અને ઉલ્લેખો થકી એવું જાણવા મળે છે કે, અમીર તૈમુર એક ખુબજ શક્તિશાળી, વિશ્વવિજેતા શહેનશાહ હતો. તેની સામે અવાજ ઊઠાવનાર તમામ મુલ્કો, સંગઠનો, બાદશાહો, કે સત્તાધીશોને તેણે ધુળ ચાટતા કરી દીધા હતા. એ નિર્વિવાદ સત્ય છે કે તે એક મોટો લડાયક યોદ્ધો અને ખુંખાર બાદશાહ હતો; અને લડાઇઓની અંદર તેણે એ જ કાર્ય કર્યું છે જે તેની અગાઉના બાદશાહો કરતાં આવ્યા હતાં; એટલેકે લુંટફાટ, ખુનામરકી, કત્લેઆમ, નિર્દયતા અને સખ્તાઇપૂર્વક કામ લેવામાં તેણે પાછીપાની કરી નથી અને આ રીતે એક ખૂંખાર લડવૈયા તરીકે લોહી વહેડાવ્યું છે; કત્લેઆમ અને લૂંટફાટ કરી છે, પરંતુ તેમ છતાં પણ તૈમુર પોતે અંગત રીતે ખુદાદોસ્ત, નમાઝનો પાબંદ, પાકીઝા અને નેક અકીદા ધરાવતો મુસલમાન હતો. તેને અલ્લાહવાળાઓથી ખુબજ મોહબ્બત અને અકીદત હતી; માટે તેણે મસ્જીદો પણ બંધાવી અને મઝારાતે ઔલીયાએ કિરામની મરમ્મત પણ કરાવી છે, એટલું જ નહીં પણ કેટલાયે મકબરાઓનું પણ નવેસરથી બાંધકામ પણ કરાવ્યું છે. તે ઔલિયા -અલ્લાહનો અકીદતમંદ હતો, તેઓની હિદાયતો અને ઈર્શાદોનો તાલીબ હતો તેમજ તેઓના રૂહાની કમાલાતોનો ખુબજ પ્રશંસક હતો; તેમજ તેઓના આસ્તાનાઓ અને ખાનકાહો પર હાજર થઈને **તેમના વસીલા થકી** અલ્લાહ-ત્આલાની બારગાહમાં નેકદુઆઓ અને નસીહતોનો તલબગાર હતો. તે સાદાતે કિરામની ખુબજ ઇઝ્ઝત કરતો હતો અને તેમને પોતાના દરબારમાં ખુબજ ઇઝ્ઝતભર્યું તથા મોભાદાર સ્થાન આપતો હતો. એટલે આ રીતે તે એક પાકો સુન્નત-વલ-જમાતથી સંબંધ ધરાવનારો પણ નિર્દય બાદશાહ હતો.

પરંતુ અફસોસ કે અમીર તૈમુરના અનુગામી સત્તાધીશો અને હાકીમો પોતાના રાજકીય જીવન સિવાય પોતાના અંગત જીવનમાં પણ ખુબજ પરિવર્તનશીલ અને વૈભવવિલાસમાં રાચનારા શરાબખોર હતાં. આ અનુસંધાને ઇરાનના શાહોની શરાબખોરી, વૈભવ વિલાસ તેમજ ઔરતો સાથેના તેઓના નાજાઇઝ કારનામાઓની દાસ્તાનો ખુબજ શરમજનક તેમજ અફસોસજનક છે; જેનું એક ઉદાહરણ અહીં રજૂ કરીને હું મારા મુળ હેતું તરફ આવીશ.

એ યુગના ઇરાનના એક શાહ, અમીર શૈખ હસન કુચકના પિતા તૈમુરતાશને (નામ છે) મિસરના બાદશાહે કત્લ કરી નાંખ્યો, માટે આ અમીર શૈખહસન કુચકે બાપનો તખ્ત ફરીવાર હાંસીલ કરવા માટે પોતાના પિતા જેવી જ શકલો-સુરત ધરાવતાં એક મામુલી ગુલામ કરાજરીને ચાલાકીપૂર્વક





ખુબ સારી રીતે તૈયાર કર્યો અને તેના માટે એવી વાત વહેતી મૂકી દીધી કે, તેના પિતા તૈમુરતાશ હજુ જીવંત છે; તેણે અનેક હજ્જો કરી છે અને હવે પછી તે હજ્જથી પાછા ફરશે તો અમારે ત્યાં ઉતરશે. અને પછી અમીર શૈખહસન ખુદ પોતાના આ નકલી પિતાના સ્વાગત માટે અમુક અંતર સુધી પગપાળા ચાલીને ગયો તેમજ આ તીરને વધુ કારગર સાબીત કરવા માટે તદ્દન મામુલી હકીર ગુલામની ગોદમાં પોતાની માંને ધકેલીને તેની સાથે સોહબત કરવા માટે તૈયાર કરી. પુત્રની ખુશનુદી માટે આ કુર્બાની આપવા માં પણ તૈયાર થઇ ગઇ !! આ છે એ યુગની નૈતિક ખરાબીઓ અને મઝહબી અવદશાઓનું એક જીવતું જાગતું ઉદાહરણ.

ટુંકમાં અમીર તૈમુરના 'મુલ્કે ઇરાન'ના અનુગામી સત્તાધીશોની આ અનૈતિક ખરાબીઓના અસરાતો ઘણાં દુર સુધી પહોંચ્યાં. આવી પરિસ્થિતીમાં હાકીમોની આ રીતની બેકાબુ, તદ્દ્ન મુક્ત, માનવતાને દુઃખી કરનાર તેમજ દીનો મઝહબથી તદ્દ્ન વિરુદ્ધના કાર્યોની રોકથામ અને લગામ તો મુફ્તીઓ, વાઇઝો, દીનદારો, શરઇકાઝીઓ અને ઝાહીદોના હાથમાં હોવી જોઇએ; કારણકે તેઓ શરીઅતની હદબંધીઓને જારી કરવાનો પુરો અધીકાર ધરાવે છે; અને આવી સ્થિતીમાં તેઓની એ ફરજ બની જાય છે કે, કુર્આન અને હદીષના ફરમાનોને આધીન રહીને બાદશાહો, સત્તાધીશો અને આમીલોના હાથ બાંધી રાખી અને રૈયતને આવા શરમજનક માહોલથી છુટકારો અપાવે; પરંતુ અફસોસ સદઅફસોસ કે શરીઅતના આ યુગના દાવેદારોનું ઝમીર બીલ્કુલ મરી ચૂક્યું હતું. નહીંતર તેઓ ઝુલ્મત અને અંધકાર ભર્યા આ યુગમાં શરીઅતની રોશનીના મિનારાઓ બનીને શારેઅ (સલ્લલ્લાહોઅલયહે વસલ્લમ)ના એહકામો અને ફરમાને ઇલાહીના '*ઉર્વતુલ્વુસ્કા*' (મજબુત બંધન) માં તેઓને બાંધીને જરૂર મહેફુઝ રાખી શકતા હતાં, પરંતુ અહીં તો તેનાંથી તદ્દ્ન ઉલટું જ તેઓ પોતે આ બેશરમ હાકીમોના શરમજનક કાર્યોથી નઝર ચુકાવીને પોતાની નફસાની ખ્વાહીશોમાં ડુબીને દુનિયા પરસ્ત, ધોખાબાઝ, બદકાર અને મક્કાર બની ચુક્યા હતા. અને તેનું કારણ એ હતું કે તેઓ બાદશાહોની ખોટી પ્રશંસાઓ અને તેઓના દૃષ્કાર્યો પર પડદો નાંખવાની અથાગ કોશીષોમાં પોતાના દીલની શાંતી ખોઇ બેઠા હતા. તેઓ માનવતાહીન થઇ ચુક્યા હતા અને તેઓની ઉપર મકરો-ફરેબે પુરો પ્રભુત્ત્વ જમાવ્યો હતો. અત્યંત લોભ અને લાલચના કારણે તેઓનું દીલ કાટ ખાઇ ચુક્યું હતું તથા ઝેરીલું બની ચુક્યું હતું. આ રીતે દીલ જ્યારે મુર્દા થઇ જાય છે

તો તેમાં અન્વારોના સ્થાને અંધકાર આવી જાય છે તથા તેમાં ઈન્સાની ફઝીલતો પણ નાશ પામે છે; જેથી તેઓ હૈવાન સમાન બની જાય છે.

શહેરના વાઈઝો મિમ્બર પર ચઢીને વાઈઝ તો પઢતા હતા, પરંતુ પોતે એકાંતમાં જઈને તેનાથી તદ્દન ઉલટું કાર્ય કરતા હતા. અમુક ખતીબો તો એવા હતા કે મુસલમાનીનો દમતો ભરતા હતાં પરંતુ જ્યારે તેને કોઈ પુછતું કે, 'મુસલમાની શું છે?' તો તેની વાતને સિફ્તપૂર્વક ઉડાવી દેતા હતા. અને કહેતા હતા કે, 'હું તો માત્ર એક ખતીબ છું મારે મુસલમાની સાથે શું લેવા-દેવા?' રિયાકારી અને ફરેબની બઝાર કેટલી હદે ગરમ હતી તેનું એક ઉદાહરણ એ છે કે, બાદશાહોને પોતાના મનઘડત દીની જલાલ અને શૌકતના દામમાં ફસાવવા માટે એમાદુદ્દીન નામના ફકીરે બિલાડીને પાળીને તેને પોતાની એટલી હદે ફરમાંબરદાર બનાવી દીધી કે, તે(બિલાડી) નમાઝમાં તેની ઈકતદા કરતી હતી. (આ રીતે પોતાના દબદબાનો સ્વાંગ રચતા હતાં.)

આ યુગના રિયાકાર સુફીઓની હાલતના સંદર્ભમાં, દિવાને ખ્વાજા હાફીઝ સૈયદ અબુલ કાસીમ (રહેમતુલ્લાહ અલયહે)માં એક નોંધ લખી છે કે, એક પાંખડી સુફીઓની જમાત છે જે પીરી-મુરીદીનો દાવો કરી રહી છે અને તેઓમાં પીરી-મુરીદીના કીરદાર પૈકી નામ સિવાય બીજું કશું જ બચેલું નથી. તેઓ જાહેરી જ્ઞાનની તાલીમની પણ લાયકાત ધરાવતા નથી, માટે ઈલ્મથી દુર ભાગી રહ્યા છે, આ રીતે તેઓ જાહીલ અને કોરાકટ હોવાના કારણે આલીમોની સોહબતથી પરહેઝ કરે છે. આ લોકોને વ્યર્થ બકવાસ સિવાય બીજું કશું જ હાંસીલ નથી; અને દીવા સ્વપ્નોમાં રાચવા સિવાય બીજું કશું તેઓ કરી શકતા નથી. પોતાના જાહેરી અને બાતીની ખરાબીઓને કારણે તેઓ મહાન વિદ્વાનો અને આલીમોથી મળવા કરતાં એક આમ જાહીલ ઈન્સાનને મળવું વધું સારૂં સમજી રહ્યા છે.

આ યુગના બે પ્રખર શાયરો (૧)હઝરત ખ્વાજા હાફીઝ શિરાઝી અને(૨) નિઝામુદ્દીન ઉબૈદ ઝાકાનીના કલામો એ યુગના ફસાદ યુકત અને ગુનાહોથી ભરપુર માહોલ પર આદીલ ગવાહરૂપે છે. આ પ્રકારના જાહીલ સુફીઓ અને ઝાહીદો પર તીખા પ્રહાર કરતાં હઝરત ખ્વાજા હાફીઝ શિરાઝી (રહેમતુલ્લાહ અલયહે) ફરમાવે છેકે,

**''મય ખ્વાર કે રીંદ વ મુફ્તી વ મુહતસીબ,**
**ચું નેક બ નીગરી હમા તઝવીર મી કુનંદ.''**

(અર્થાત્ઃ- શરાબ પી લે કારણકે શરાબી, હાફીઝ, મુફ્તી અને



ઈશ્ક કે ઈમ્તેહાં

કાઝીને જો(તું)ધ્યાનપૂર્વક જોઈશ તો બધાં જ રિયાકારી વડે કામ લઈ રહ્યાં છે.)

તેમજ નિઝામુદ્દીન ઉબૈદ ઝાકાનીએ પોતાના 'તાઅ્રીફાત' નામના રિસાલામાં એ યુગના સમગ્ર માહોલને ગંદો અને અંધકારમય બનાવનાર ઉમરાઓ, ખાતુનો, શૈખો અને સુફીઓ વગેરેની એક અલગ જ ઓળખ અને નવો જ અર્થ રજુ કર્યો છે, જે યુગની ખરાબી પેટે ટુંકમાં ઘણું કહી જાય છે. જેમ કે તેઓ લખે છે કે, 'શૈખ'એટલે 'ઈબ્લીસ', 'સુફી'એટલે 'મફતનું ખાનારો', 'તલ્બીશ'એટલે દુન્યા વિશેની તેની વાતચીત. 'મોહમેલાત'એટલે 'વ્યર્થબકવાસ', જેને તેઓ મારેફતનો કલામ કહે છે. 'શયાતીન' એટલે તેના અનુયાયીઓ. 'કાઝી'એટલે જેને બધાંજ ધિક્કારતા હોય; 'નાયબ કાઝી' એટલે જે બે ઈમાન હોય. 'ચશ્મેકાઝી' એટલે જે કોઈનાથી ન ભરાય એવું પાત્ર. 'ઈમામ' એટલે નમાઝ વહેંચનારો, 'વાઈઝ' એટલે જે કહે છે પરંતુ કરતો નથી.'ખતીબ' એટલે ભુંકનારો ગધેડો.'હલાલ' એટલે જે કોઈ ખાતું નથી. યતીમો વકફોનો માલ એટલે જે તમામ વસ્તુ કરતા પોતાના માટે સૌથી વધુ હલાલ સમજવામાં આવે છે. 'ખાતુન' એટલે કે જેના ઘણાં માશુક હોય. અને 'બેગમ' એટલે કે કોઈનાથી પણ સંતુષ્ટ ન થાય.

તો આ પ્રકારના ખુબજ ગંદા હાલાતોએ હી.સ.આઠમી સદીના યુગ પર પોતાની પુરી પકકડ જમાવી હતી; જેનું બીજારોપણ બે સદી અગાઉથી જ થઈ ચુકયું હતું. શરીઅતને દીન વેંચનાર દુકાનદારોએ પાયમાલ કરી નાંખી હતી તો દીની અહેકામોને બદકાર હાકીમોને પોતાના તાબે કરી લીધા હતાં. તસવ્વુફ અને ઈર્ફાનથી દુર ઘણી જ દુર ઢોંગી અને ફરેબી સુફીઓ તેમજ શૈખોની ખાનકાહો ઈમાનની હરારત તેમજ ઝમીરની રોશનીથી તદ્દન ખાલી થઈ ચુકી હતી, જેમાં દુન્યવી કામ ધંધાથી બિલકુલ ફારીગ નવરાધુપ સુફીનુમા શૈખો આળસુ અને બેકાર બનીને સુન્નત અને શરીઅતની મઝાક ઉડાવતા હતાં. આ એ જ યુગ છે કે જેમાં શહેનશાહે નકશબંદ હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદે(કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ) પોતાની આંખો ખોલી. અને આપે મહાન મુજાહીદ તથા શાને મુજદ્દેદીય્યત વડે એ યુગની ખરાબીઓ સામે જંગ ખેલીને એ યુગને ખોટી પરંપરાઓ તરફ લઈ જતાં તબાહકુન મૌજાઓની દીશા પલટી નાંખી; તેમજ આલમે ઈસ્લામના અનુયાયીઓને વિચાર વ્યગ્રતા અને વિચારહીન અવદશાની દુશ્વારીઓ તથા મુશ્કેલીઓથી છુટકારો અપાવ્યો; અને તરીકએ નકશબંદીય્યાહ જેવા તદ્દન સરળ અને

સુન્નતો-શરીઅતને આધીન એવા સુફીવાદના મહાન ઈસ્લાહી તરીકો ભેટ આપી તેઓને શુકુન અને શાંતીના કીનારા પર પહોંચાડી દીધા.

અલ્હમ્દોલિલ્લાહે અલા ઝાલીક...

આપે આવા અંધકારમય યુગમાં રજુ કરેલો એ મહાન તરીકો તરીકાએ નકશબંદીય્યાહ એક ઈસ્લાહ પસંદ તરીકો હોવાની સાથે-સાથે ઈન્સાનની જાહેરી તેમજ બાતીની હાલતોની ઝડપથી સુધારણા કરનાર અને તેમાં અન્વારોથી રંગત ભરીને કુર્બે ઈલાહીની મંઝીલોને પળવારમાં પાર કરનારો તરીકો છે, જે હી.આઠમી સદીમાં આ પ્રકારના ઈન્કિલાબરૂપે આપની રહેનુમાઈમાં ઉભરી આવ્યો, અને તે આજે પણ અમારી વિચારધારામાં અને કલ્બોમાં તરીકાએ નકશબંદીય્યાહ ના નામથી જ ઊંડાણપૂર્વક નકશ થઇ ચુકયો છે. અને જેનો નકશ કદાપી પણ અમારી દીલરૂપી તખ્તી પરથી ભુંસાશે નહીં કારણકે,

**તું નકશે નકશબંદ રા ચે દાની?J તું શકલે પયકરે જાં રા ચે દાની?**
**ગિયાહે સબ્ઝ દાનદ કદ્રે બારાં,J તું ખુશ્કી કદ્રે બારાં રા ચે દાની.**
**હુનુઝ કુફ્રો ઈમાનત ખબર નિસ્ત,J હકાઈકહાએ ઈમાન રા ચે દાની?**

(અર્થાતઃ- તું નક્શબંદના નક્શાને શું જાણે? તને રૂહાની શકલો સુરતની શી ખબર? વર્ષાની કદ્ર લીલોતરીને હોય, તું સુકોભઠ્ઠ શું જાણે? હજુ કુફ્રો ઈમાનથી બેખબર છો, ઈમાનના ભેદોને તું શું જાણે?)

અમારા આ દ્વીતીય પ્રકાશન ''ઈશ્ક કે ઈમ્તેહાં''ના પ્રકરણોને ''ઈમ્તેહાં'' રૂપે રજુ કરવા પાછળનો અમારો એક આશય એ છે કે કિતાબના વાંચનમાં વાચક વર્ગનો પણ ઈમ્તેહાં(કસોટી) છે કે તે વાંચન બાદ તેનો હક અદા કરે અને બીજો આશય એ મહાન ઔલીયાએ કામેલીનની ઈત્તેબાનો છે કે જેઓએ પોતાની મહાન કૃતીઓના પ્રકરણોને આ રીતે ઈલ્હામી નામો વડે સુશોભીત કરેલા છે. જેવી રીતે કે હુજ્જતુલ ઈસ્લામ હઝરત ઈમામ મોહંમદ ગીઝાલી (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ 'મીન્હાજુલઆબેદીન'ના દરેક પ્રકરણને એક ઘાટી(અકબ)રૂપે રજુ કરેલ છે, હઝરત શૈખે અકબર મોહ્યુદ્દીન ઈબ્ને અરબી(કુદ્દસ્સીર્રહુ)એ પોતાની બહુ ચર્ચિત કૃતી 'ફુસુસલ્હકમ'ના પ્રકરણો 'ફસ્સ' રૂપે વહેંચી દીધેલ છે જેમ કે 'ફસ્સે આદમવી, ફસ્સે નુહી...' વિગેરે, એજ રીતે હઝરત અલ્લામા બદરૂદ્દીન સરહીન્દી(કુદ્દસ્સીર્રહુ)એ પોતાની કૃતી 'હઝરાતુલ કુદ્સ' ને 'હઝરાત' શીર્ષક રૂપે વહેંચેલ છે તેમજ





હઝરત મોહંમદ ગૌષી શત્તારી માંડુવી(રહમતુલ્લાહ અલયહ)એ પોતાની કૃતી 'ગુલઝારે અબરાર' નું 'ચમન' રૂપે વિભાગીકરણ કરેલ છે, તો આ રીતે અમારા આ પ્રકાશન 'ઈશ્ક કે ઈમ્તેહાં' ને કામેલીનની ઈત્તેબા વડે રૂહાનીનીયતનો રંગ અર્પવાની તેમજ તેઓના અન્વારો વડે ફાયદો હાંસીલ કરવાની કોશીષ કરી છે. અલ્લાહત્આલા તેને કબુલીયતનો શર્ફ તથા મારી ખુલુસે નિય્યત કબુલ ફરમાવે...આમીન.

પાક પાલનહાર અલ્લાહ ત્આલાએ પોતાના મહેબુબ અને અંતીમ નબી(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)પર નાઝીલ કરેલી અંતીમ કિતાબ કુર્આન મજીદની સાત(૭)મંઝીલો છે. જેમાં થયેલા ઉલ્લેખ મુજબ આસમાનો પણ સાત છે અને જમીનો પણ સાત છે. હફ્તા(અઠવાડીયા)ના દિવસો પણ સાત છે. તથા પાલનહાર કાદીરે મુત્લક છે કે તેણે કુન થી 'આલમે અમ્ર' પૈદા ફરમાવ્યું એજ રીતે આલમે ખલ્કને પણ એકી સાથે પૈદા ફરમાવત પરંતુ નહી તેણે 'આલમે ખલ્ક'ને બતદરીજ એટલે કે ક્રમશઃ સાત દિવસમાં પૈદા ફરમાવ્યું જેનુ અનુસરણ કરતાં અમે પણ અમારા આ પ્રકાશનને 'સાત ઈમ્તેહાં'માં તકસીમ કરેલ છે.

ઈલ્મે અદદ(અંક શાસ્ત્ર)ના વિદ્વાનોએ સાત(૭)ના આંકડાની પ્રગતી તથા મહાનતામાં આંકડામાં ગણત્રી હોતા અમે ખાત્રી આપીએ છીએ કે જે પણ સહીહુલ અકીદા સુન્ની આ સાતેય ઈમ્તેહાંને પુર્ણ રીતે પાસ કરશે તો તેને જરૂર વિલાયતની પદવી અર્પણ થશે ઈન્શાઅલ્લાહત્આલા, ફક્ત શર્ત એટલી જ છે કે હસદના ચશ્મા ઉતારી આ ગ્રંથનું વાંચન કરવું જેથી 'ફૈઝાને હકીકી'ની અસલીયત જાણી શકાય. હવે હું દરેક ઈમ્તેહાંની ટુંકી તફસીલ રજુ કરુ છું. જેથી વાંચક વર્ગ આ સાત ઈમ્તેહાંના સાત કસોટીપત્રો થી માહીતગાર થઇને તે સફળતાપુર્વક પાસ કરવાની તૈયારી કરે.

(૧) પ્રથમ ઈમ્તેહાં **'રમુઝે ઈશ્ક'** પેટે છે કારણકે **યોહીબ્બોહુમ વ યોહીબ્બોનહુ** (અર્થાત : તે(અલ્લાહ ત્આલા)મોહબ્બત કરે છે તેઓથી (બંદાઓથી), તેઓ મોહબ્બત કરે છે તેનાથી)પ્રમાણે વિલાયતનો પુરેપુરો આધાર ઈશ્કે હકીકી ઉપર જ છે. જેણે પણ આ ઈશ્કના રહસ્યો સમજી લીધા તેણે વિલાયતના ભેદો પામી લીધા જેવી રીત કે હઝરત મોહંમદ તકી સોહરવર્દી (કુદ્દસ્સીર્રહુ)ના ખલીફા હઝરત શાહ કબીર સોહરવર્દીએ પોતાના એક મશહુર રચનામાં કહ્યુ છે કે, **'ઢાઈ અક્ષર પ્રમ કે પઢે સો પંડીત હોઈ'** માટેજ અમે આ ગ્રંથની શરૂઆત ઈશ્કની ચર્ચાથી કરેલ છે. જે કદાચ મહાન

ગુજરાતની ધીંગીધરા પર લખાયેલી કીતાબોના ઈતીહાસનો પ્રથમ બનાવ છે.

(૨) બીજી ઈમ્તેહાં **‘શહેનશાહે નક્શબંદ’** છે. જેમાં બાની-એ-તરીકાએ નક્શબંદીય્યાહ ખ્વાજાએખ્વાજગાં હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નક્શબંદ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)ના હાલાતો, મક્શુફાતો, તસર્રુફાતો, કરામાતો, મલ્ફુઝાતો, તથા આપના કેટલાક ખુલ્ફાએ કામેલીનના હાલાતો દર્જ કરેલ છે. કેટલાક ખુદગર્ઝ લેભાગુ લોકોએ આપના હાલાતોથી લોકોને વંચીત કરી દીધા હતાં જે ઘણું અફસોસજનક હતું. ખરેખર આ ફસાદમય દૌરમાં આપની મુકદ્દસ જીંદગીના હાલાતો જાણવા એ ઘણી મોટી નેઅ્મત અને ઈમ્તેહાં પણ છે.

(૩) ત્રીજી ઈમ્તેહાં **‘સરકાર મુજદ્દીદે અલ્ફેસાની**(રદીયલ્લાહો અન્હો)’ છે. આ મહાન તરીકા આલીયાહ્ નક્શબંદીય્યાહ્ને સંપુર્ણ રીતે અખંડ હીન્દુસ્તાનમાં ફેલાવનાર તેમજ તેના રહસ્યો તથા ફઝીલતોને પોતાના મુકદ્દસ પત્રો વડે અકબરી ઈલ્હાદના એ અંધકારમય યુગમાં અખંડ હીન્દુસ્તાનના ખુણેખુણે પહોંચાડીને ઈસ્લામને નવજીવન અર્પનાર હઝરત સરકાર મુજદ્દીદે અલ્ફેસાની શૈખ અહમદ ફારૂકી સરહીન્દી (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)ના હાલતો મુખ્તસર અંદાજમાં પરંતુ સર્વગ્રાહી રીતે રજુ કરેલ છે. આપની ઝાતે ગીરામીથી અકીદતો-મોહબ્બત એ તકવાનો મેઅ્યાર છે અને આપથી નફરત એ ફાસીક હોવાનો સુબુત છે. જ્યારે આજે કેટલાક હસદખોર લોકો આપના ‘મુજદ્દીદે અલ્ફ’ હોવાનો જ સમુળગો ઈન્કાર કરી રહ્યા છે, ત્યારે આપના હાલાતોને સમજવા પણ હક્કના તાલીબો માટે ઈમ્તેહાં જ છે.

(૪) ચોથી ઈમ્તેહાં **‘તરીકાએ નકશબંદીય્યાહ્’**છે. આ સિલસિલાનું નામ સાંભળીને કેટલાક કિન્નાખોર લોકોનું નાકનું ટેરવું ચઢી જાય છે. અને પોતાની સુગ વ્યક્ત કરતા દેખાય છે. (અલ્લાહની પનાહ) માટેજ આ ઈમ્તેહાંમાં તરીકાએ નક્શબંદીય્યાહ્ની ખુબીઓ સમજાવી છે.

(૫) પાંચમી ઈમ્તેહા **‘કલેમાતે નક્શબંદીય્યાહ’** છે, જેમાં આ તરીકાના અકાબીરે રજુ કરેલ તેના પાયાના અગીયાર(૧૧) સિધ્ધાંતોકે કલેમાતોની વિસ્તૃત તફસીર રજુ કરેલ છે. જેને સમજવું હક્કના તલબગારો માટે અત્યંત જરૂરી છે. માટે આ ઈમ્તેહાંને પાર કરવી એ મોટી કામીયાબી છે.

(૬) છઠ્ઠી ઈમ્તેહાં **‘ફઝાઈલે તરીકા’** છે. જેમાં હઝરત સરકાર મુજદ્દીદે





અલ્ફેસાનીના મક્તુબાત શરીફમાંથી તરીકાએ નક્શબંદીય્યાહની ખુબીઓ તથા ફઝીલતોને સમજાવતા ચાલીસ મક્તુબશરીફ(પત્ર મુબારક)નો ભાવાનુવાદ તથા ટુંકી સમજુતી રજુ કરેલ છે. જો કે આમતો આપના મક્તુબત શરીફ સમજવા ખાસ લોકો માટે પણ ઈમ્તેહાંરૂપ છે. તો પછી આમ લોકોનીતો ચર્ચા જ અહીં અ સ્થાને છે. તેમાંય ખાસ કરીને તરીકાની ફઝીલત પેટે લખાયેલા મકતુબ શરીફ વધુ કસોટીરૂપ છે.

(૭) સાતમી ઈમ્તેહાં ‘અહવાલે અસ્ફીયા’છે. જેમાં આ મહાન સિલસિલાના બુઝુર્ગો પૈકી ઈખ્લાસની આ દૌલત ને અખંડ હીન્દુસ્તાનની સાથે મહા ગુજરાતના ખુણેખુણા સુધી પહોંચાડનાર ખાસ ગુજરાતનાજ નક્શબંદી મશાઈખોના હાલાતો રજુ કરતાં હું ઘણીજ ખુશી અનુભવું છું. ખરેખર નક્શબંદી મશાઈખોની સાદગી સભર, કોઈપણ પ્રકારના આડંબર વગરની, શરીઅત તથા સુન્નતોના સાંચામાં અણીશુધ્ધરીતે ઢળેલી જીંદગીને સમજવી અને ઓળખવી એ રૂના ગંજમાંથી સોય શોધવા જેવું કપરૂ કાર્ય છે અને ઈમ્તેહાં પણ છે.આ મશાઈખો અનેરી શાન ધરાવે છે. અને ફરમાને ઈલાહી **‘રીજાલુલ્ લાતુલ્હીહીમ અલા બયઉન અન ઝીક્રીલ્લાહ’** (અર્થાતઃ આ એવા લોકો છે જેને વેપાર કે લેણ-દેણ અલ્લાહની યાદથી ગાફીલ કરી શકતી નથી)ની હુબહુ તફસીલ છે.

આજના આ અત્યંત આધુનિક ટેકનોલોજીવાળા યુગમાં જ્યારે ટી.વી., કોમ્પ્યુટર તથા ઈન્ટરનેટ વગેરે જેવા અત્યાધુનિક ઉપરકરણોએ મનુષ્યમાત્રના દીલો-દિમાગ પર કબ્જો જમાવ્યો છે ત્યારે આ માધ્યમો વડે પણ આ મહાન નક્શબંદી સિલસિલાના બુઝુર્ગો ખીદમતનો જરા પણ મૌકો ચુકતા નથી, જેનું જીવંત ઉદાહરણ (1) w.w.w.sufilive.com, (2)w.w.w.Huqqani.com (3)w.w.w.luwarisharif.com. (4) w.w.w. naqshbandi.com (5) w.w.w. nurmuhammad: com.(6) w.w.w.uwaisiyah.com. વિગેરે જેવી ઈન્ટરનેટ પર રજુ થયેલી વેબસાઈટો છે;જેના થકી તેઓ માનવતાંનો ધર્મ બજાવી રહ્યા છે. હક્કના તલબગારોને આ વેબસાઈટો જોવાનું અમે હાર્દીક આમંત્રણ પાઠવીએ છીએ, જેના થકી તેઓને અર્વાચીન યુગમાં પણ નક્શબંદી બુઝુર્ગોની ખિદમતોનો, તવજ્જોહાતોની અસરાતોનો, નક્શબંદીતાલીબોની જઝબાહ્ની કૈફીયતોનો, રૂહાનીય્યતનો તેમજ વિશ્વના તમામ દેશોમાં ફેલાયેલા તેના અન્વારાતોનો ખ્યાલ આવી શકે છે. **અલ્હમ્દોલીલ્લાહે અલા ઝાલીક...**

ભુતકાળ તેમજ વર્તમાનકાળમાં પણ આ અતિમહાન કારનામાઓ

હોવા છતાં પણ આ બુઝુર્ગો આડંબર તથા પ્રચારથી હંમેશા દુર રહ્યા છે અને ઈન્શાઅલ્લાહ...હઝરત ઈમામ મહેંદીના આગમન સુધી આ રીત-ભાત પર જ રહેશે; જેની હું વાંચકવર્ગને ખાત્રી આપું છું. કારણકે સોનાને ચળકાટ માટે પાલીસની જરૂરત નથી પરંતુ પિત્તળને ચમકાવા માટે પાલીસનો ઉપયોગ જરૂરી છે એ રીતે જ સોના સમાન પૂર્ણ સુફીઓને પોતાના પ્રચારની જરૂરત નથી હોતી. ( અહીં અકકલમંદ માટે ઈશારો કાફી છે ) કે, અડધો ઘડો છલકાય ઘણો અને ખાલી ઘડો વાગે ઘણો તો જે ઘડો અધુરો પણ નથી અને તદ્દન ખાલી પણ નથી તે ન તો ક્યારેય છલકાશે કે ન તો ક્યારેય વાગશે. આમ, પ્રચાર ન કરવો તથા પ્રચારના માધ્યમોથી દુર રહેવું જ પ્રચાર છે; જે તેઓની મુકદ્દસ ઝીંદગીના હાલાતોના વાંચન અને મનન-મંથન થકી સ્પષ્ટ જાણી શકાય છે. અને તેની ઝલક પણ આપ આ ગ્રંથમાં અચુક જોઈ શકશો.

આ સાતેય ઈમ્તેહાંનો એ માત્ર પ્રકરણોજ નથી પરંતુ ખરેખર તો અલગ અલગ કિતાબોજ છે, માટે વાચક વર્ગને વિનંતી કે ગ્રંથના દળદાર હોવા તરફથી દ્રષ્ટી હટાવીને માત્ર પ્રકરણ ઉપરજ દ્રષ્ટી રાખે જેથી તેનું વાંચન સરળ બને, જો કે પ્રકરણોને અલગ અલગ કિતાબ સ્વરૂપે છપાવવામાં રાહત જરૂર હતી, પરંતુ તે મધ્યમ કક્ષાની કિતાબ બનતા ખોવાઇ જવાનો ભય રહેતો હોઇ. છેવટે સાતેય પ્રકરણોને એક જ ગ્રંથમાં સમાવવાની કોશીષ કરી છે. જેની નોંધ લેવી.

અંતમાં અલ્લાહ રબ્બુલ ઈઝઝત પાક પાલનહારની બારગાહમાં દુઆ છે કે તે અમારી આ કિતાબ વાંચીને સમજવાની તૌફીક હકકના તલબગારોને અતા કરે જેથી સિલસિલાએ આલીયાહ નકશબંદીય્યાહ્ ની મહાન ફઝીલતો, ઉસુલો તથા તૌર-તરીકાથી સંપૂર્ણ વાકેફ થાય અને નાકીસ નકશબંદીઓ તેમજ અન્ય ઢોંગી-ધુતારા-ઓના ફરેબથી બચે. આમીન...બજાહે સૈયદુલ્મુરસલીન સલ્લલ્લાહો અલયહે વસલ્લમ.

**ઉન્હીંકી મહેફીલસે સંવારતા હું, ચિરાગ મેરા હય રાત ઉનકી,**
**ઉન્હી કે મતલબ કી કેહ રહા હું, ઝુબાન મેરી હય બાત ઉનકી.**

લિ. ખાકપાએ એ ઔલીયા, અબુલ શમ્શ પીર સૈયદ
વઝીર અલી શાહ કાદરી નકશબંદી-મુજદ્દેદી

ઠે, કબ્રે આરીફાં, ખાનકાહે નકશબંદીય્યાહ્
૫૭/૫૮, બકાલી કોલોની, કોડકી રોડ,ભુજ-૩૭૦૦૦૧
મોઃ ૯૮૨૪૩ ૮૬૩૮૬, ૯૯૭૯૧ ૯૯૨૮૬, ૯૮૯૮૧ ૭૫૯૬૪





અમારું આગામી પ્રકાશન

**સફીનતુલ અબરાર**

અર્થાત

**કચ્છ સૌરાષ્ટ્રના ઔલીયાએ કામેલીન**

# ઈમ્તેહાં

# (૧)

# 'રમુઝે ઈશ્ક'

ઈશ્કકી એક જીસ્તને તય કર દિયા કિસ્સા તમામ,
ઈસ ઝમીંનો આસ્માં કો બેકરાં સમજા થા મૈં.

# ★ પાલનહારની નેઅ્મતો ★

યા અલ્લાહ, પાક પરવરદીગાર, અમારા પાલનહાર, તેં અમારા માટે અસંખ્ય નેઅ્મતો પૈદા ફર્માવી જેનાથી અમો ફયદો મેળવતા હતા; મેળવી રહ્યાં છીએ તથા મેળવતા રહીશું. હે, પાલનહાર તેં તારી કુલ મખ્લૂકાતમાં અમોને **'અશરફુલ મખ્લૂકાત'** નો દરજ્જો આપ્યો. અમારા અસ્તિત્વના અનાસીર (પંચમહાભુતના અંશો) વેર-વિખેર હતા. પરંતુ તારી કુદરતે કામેલાથી તેં ફરીશતાઓને હુકમ આપીને આ અનાસીરોને ભેગા કરાવી અમને અદ્‌મથી વુજૂદનો દર્જો અતા કર્યો.

હે ખાલીકે કાએનાત, અમારો ખાલીક તું, આમારા અનાસીરનો ખાલીક તું અને ફરીશતાઓનો ખાલીક તું. **'શાને ખાલેકિય્યત'** બાદ **'શાને -કુદરત'** નો જલવો આ રીતે બતાવ્યો આગ, પાણી, હવા, માટી, પ્રકાશ આ બધા એકબીજાના વિરોધી તત્ત્વોને એક જગ્યાએ એકઠા કરીને અમને વુજૂદ બક્ષી તારી માઅ્રેફતનો સબક વુજૂદની પ્રથમ પ્રભાતે જ આપ્યો કે જો ખાલીકે કાએનાત, પાલનહાર, કાદીર મુતલક ઇચ્છે તો સિંહ અને બકરી એક સાથે રહી શકે છે અને આ રીતે મૌજુદગીથી પહેલાં જ અમે તારી નેઅ્મતો થકી ફાયદો મેળવ્યો.

હે પાક પાલનહાર, **'શાને કુદરત'** બાદ, **'શાને રબુબીય્યત'** અને **'શાને રઝ્ઝાકીય્યત'** નો જલવો આ રીતે દેખાડ્યો કે દુનિયામાં આગમનથી પહેલાં અમો અસંખ્ય ઇન્કીલાબોથી પસાર થયા પરંતુ દરેક મોડ પર તેં અમારૂં રક્ષણ કર્યું. છેવટે બાળકના રૂપમાં અમે માં ના ખોળામાં આવી પહુંચ્યા; માંગવાની તાકત ન હતી તો તેં માં ના હૃદયમાં લાગણીનો સંચાર કર્યો કે ભુખ અમને લાગે અને મા બેચેન થાય, ચાવવાની તાકત ન હતી તો તેં **'વહદયના હુન્નજદયન'** ની લલકાર કરી ફરી માઅ્રેફતનો દર્સ આપ્યો કે માંના ખોળામાં ભુખ્યા નાસમજ બાળકની આ તાકાત નથી કે તે માંના ધાવણને પોતાના મુખમાં લે, પરંતુ અમે તેને હિદાયત આપી કે તારા માટે રીઝ્કરૂપી દુધનો દરીયો તારી માંની છાતીમાં છે તે વખત અમારા હાથોમાં સંચાર તેં જ કર્યો કે માંની છાતી ઉપર હાથ ફેરવીને ધાવણની શોધ કરીએ. આ રીતે ધાવણને મુખમાં લેવાની સમજ પણ તેં જ આપીને પોતાની **'શાને રઝ્ઝાકીય્યત'** નો જલવો દેખાડ્યો આ રીતે અમે બાલ્યાવસ્થામાં પણ તારી નેઅમતનો ફાયદો મેળવતા રહ્યાં.





હે માઅ્બુદે હકીકી મખ્લૂકને નાતે રીઝક, રાહત, ઊંઘ, રહેઠાણની વ્યવસ્થા સિવાય 'અશરફુલ મખ્લૂકાત' ને નાતે ધન, દૌલત, હીરા, માણેક, સોનું, ચાંદી, સગા-સંબંધી, બાગ-બગીચા, ઇલ્મ-વિદ્વતા જેવી અસંખ્ય નેઅ્મતો તેં અમને અર્પણ કરી કુર્આનશરીફમાં આ બધી નેઅ્મતોના ઝીક્ર બાદ **'ફબે અય્યે આલાએ રબ્બેકુમા તુકઝ્ઝબાન.'** (પાલનહારની કઇકઇ નેઅ્મતોથી ઇનકાર કરશો) ફર્માવ્યું, 'યા અલ્લાહ તેં અતા કરેલ અસંખ્ય નેઅ્મત પૈકી એક ઇશ્ક ની નેઅ્મત પણ છે જે ખરા અર્થમાં ઇન્સાનને ઇન્સાન બનાવે છે ઇશ્ક વીહોણાં ઇન્સાન અને હયવાનમાં કંઇજ ફર્ક નથી.

**ઇશ્ક રા નાઝમ કે યુસુફ રા બબાઝાર આવરદ,**
**હમચું સુન્આ ઝાહીદ રા ઝેરે ઝીન્નાર આવરદ.**

ભાવાર્થઃ- મને ઇશ્ક પેટે ગર્વ છે કે, તે અશક્ય દેખાતા બનાવોને પણ શક્ય કરી બતાવે છે, હઝરત યુસુફ (અલયહીસ્સલામ) જેવા અતિ સૌંદર્યવાન પયગમ્બરને કે જેમના બાપ, દાદા તથા પરદાદા પણ નબી હતા, કીન્આનથી મીસ્રના બઝાર સુધી ખેંચી લાવે છે. તથા સુનઆ જેવા અતિ મહાન ઝાહીદને ઝીન્નાર (જનોઇ) પહેરાવીને જંપે છે છેવટે કુફ્ર સુધી ખેંચી લાવે છે.

## ઇશ્કનો ઉદ્‌ભવ

સંપૂર્ણ મોહબ્બતના પૂર્ણ આવેગનું નામ ઇશ્ક છે ઇશ્કનો ઉદ્‌ભવ ઉશ્કા થી થાય છે જે એક વેલાનું નામ છે જેને ગુજરાતીમાં ખડતલ વેલના નામથી ઓળખવામાં આવે છે આ વેલો જ્યારે કોઇ ઝાડ પર ચડે છે તો પોતાનું સામ્રાજ્ય આ ઝાડ પર એટલી હદે જમાવે છે કે, છેવટે તે ઝાડ સુકાઇને ભઠ્ઠ પાંદડા વહોણું થઇ જાય છે પરંતુ દરેક ઋતુમાં આ વેલો તો તરો-તાઝા રહે છે બરાબર આ જ રીતે કોઇના હૃદયમાં ઇશ્કની આગ ભડકે છે તો માશુક સિવાયની તમામ અભિલાષાઓને બાળીને ભષ્મ કરી નાંખે છે પરંતુ ઇશ્કના જલવાહ સલામત રહે છે,

**ઇશ્કકી એક જીસ્તને તય કર દિયા કિસ્સા તમામ,**
**ઇસ ઝમીંનો આસ્માં કો બેકરાં સમજા થા મૈં.**

## મોહબ્બતનો ઉદ્‌ભવ

જ્યારે મોહબ્બત શબ્દનો ઉદ્‌ભવ 'હબ્બાહ' થી થયેલો છે જેનો અર્થ જમીનમાં રોપાનાર 'બી' છે પછી આગળ જતાં 'હબ્બાહ' ને 'હુબ્બ'

બનાવી દેવામાં આવ્યુ. જીવનનું મુળ હુબ્બમાં સમાયેલુ છે. જ્યારે બી માટીની સાથે જમીનમાં ભળી જાય છે, ઠંડી, ગરમી, તડકો, છાયો અને વરસાદ વગેરે તેના અસ્તિત્ત્વને બદલી શકતા નથી પરંતુ તે પોતાના સમય પર ઉગે છે તેની ઉપર પાંદડાં પછી ફુલ અને છેવટે ફળ લાગે છે.

ઠીક આ રીતે જ 'હુબ્બ' નું બી જ્યારે 'મુહીબ'ના હૃદયમાં સ્થાન મેળવી લે છે તો પછી સુખ-દુઃખ, રાહત-આરામ, વિરોધ-તરફદારી વગેરે હાલતો પણ હુબ્બના અસ્તિત્વને બદલી નથી શકતી પણ સમય મુજબ છેવટે મોહબ્બતના રૂપમાં દુનિયાની સામે આવે છે અને પોતાનું પરિપૂર્ણ રૂપ દેખાડે છે. ઈશ્ક તથા મોહબ્બતની વચ્ચે એક પાતળી ભેદરેખા છે જ્યારે મોહબ્બત મજબુતાય ધારણ કરે અને તેમાં આવેગ આવે તો તેને ઈશ્ક ના નામથી ઓળખવામાં આવે છે.

ઈલ્મે માઅ્રેફતના વિદ્વાનોનું કથન છે કે, 'હુબ્બ' બે અક્ષરથી બનેલો શબ્દ છે હે+બે=હુબ્બ. હવે, રૂહનો અંતિમ અક્ષર 'હે' છે તથા બદનનો પહેલો અક્ષર 'બે' છે. જે વ્યકિતનું આગમન હુબ્બ પેટે ઈશ્કો મોહબ્બતના મૈદાનમાં થાય છે તેને તન-બદન બન્નેથી હાથ ધોઈને 'ફનાફીલ મહેબુબ' થવું પડે છે જ્યારે મજનુ લૈલાના ઈશ્કો મોહબ્બત પેટે દરજ્જએ કમાલ ઉપર પહોંચ્યો ત્યારે તેનાથી કોઈએ કહ્યું કે, 'જો ત્યાંથી લૈલા આવી રહી છે.' બરાબર તે વખતે મજનુ મદહોશીના ઉચ્ચ શીખર પર બિરાજમાન હોવાથી ચમકીને બોલ્યો,'લૈલા તો હું પોતેજ છું મારી અંદર જ લૈલા છે.' (છતાં પણ મહેબુબ અને મુહીબ અલગ-અલગ જ છે જો કે લાગણીઓ પેટે ભલે એક હોય પરંતુ ભૌતીક રીતે અલગ જ છે.)

**મોહબ્બત રંગ દે જાતી હય જબ દિલ દિલ સે મીલતે હય,**
**મગર મુશ્કીલ તો યે હય દિલ બળી મુશ્કીલ સે મીલતે હય.**

## ઈશ્કો-મોહબ્બતના દરજ્જા

હઝરત શાહ અબ્દુલ અઝીઝ મોહદ્દીષે દહેલ્વી(રહેમતુલ્લાહ અલયહે) પોતાના 'રિસાલાએ ઈશ્કીય્યાહ' નામના ગ્રંથમાં કરેલા ઉલ્લેખ મુજબ લાગણીનો આવેગ અંતે ઈશ્કનું નામ ધારણ કરે છે ઈશ્કનો મકામ પ્રાપ્ત કરવા માટે લાગણીને મુખ્ય આઠ(૮) મકામોમાંથી પસાર થવું પડે છે તથા દરેક મુખ્ય મકામના પણ પાંચ (૫)પેટા મકામો હોતા લાગણી કુલ ચાલીસ (૪૦)દરજ્જાઓ પાર કર્યા પછી ઈશ્કનો મર્તબો મેળવી શકે છે!





લાગણીના મુખ્ય આઠ(૮)દરજ્જાના નામ આ રીતે છે, **ઉલફત, સદાકત, મવદ્દત, હવા, શગફ, ખુલ્લત, મોહબ્બત** અને **ઈશ્ક** ચાલીસ(૪૦)ના પવિત્ર આંકડાનો પ્રભાવ ઈસ્લામના ઉદ્‌યકાળથી વર્તમાનકાળ સુધી બરોબર જળવાયેલો છે ! હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)નો ઈર્શાદ છે કે,'નુતફો(વીર્ય) ગર્ભમાં ચાલીસ-ચાલીસ દીવસે પોતાની હાલત બદલે છે.' આ રીતે ચાલીસની સંખ્યાનું ઘણુંજ મહત્ત્વ રહ્યું છે.

જે મોમીન ચાલીસ હદીષો યાદ કરીલે તેના માટે શફાઅ્ત વાજીબ થઈ ગઈ હઝરત મુસા(અલયહીસ્સલામ) ને પણ તૌરેત અર્પણ થયા પહેંલા ચાલીસ(૪૦) રોઝા રાખવાનો હુકમ અલ્લાહ ત્આલાએ આપેલ અને એટલે લાગણી પણ ચાલીસ મકામોને પાર કર્યા પછી જ ઈશ્કનો મર્તબો પ્રાપ્ત કરી શકે છે જે સ્પષ્ટ સમજમાં આવે એવી હકીકત છે; પરંતુ અફસોસ આજના નાજુક દૌરમાં ધર્મના નામે ધતિંગો ચલાવનાર ખલનાયકોએ ઈશ્ક જેવા મહાન શબ્દનો કંઈ કેટલીએ જ્યાએ ખોટો દુર ઉપયોગ કર્યો છે.

**'યે ઈશ્ક નહી આસાં ઈતનાહી સમજ લીજે,**
**એક આગકા દરિયા હય ઔર ડુબકે જાના હય.'**

## સદાકતની વ્યાખ્યા

ઉલફતનો આવેગ અનુક્રમે સફા, ગૈરત, ઈસ્તેયાક, ઝીક્રે મહેબુબ તથા તહય્યુર રૂપી પાંચ(૫)દરજ્જા પાર કર્યા પછી સદાકત નામ ધારણ કરે છે ઉલફતના આવેગમાં જ્યારે પ્રેમી પાગલ બનીને પ્રિયતમ પેટે મળતી સજામાં મજા તથા આફતમાં રાહત મેળવે, પોતાની જરૂરતોની અવગણના કરીને બધાથી મુખ ફેરવીને ફકત પ્રિયતમના મેળાપની જ ધુનમાં લાગેલો હોય તો આ મકામને સફા ના નામથી ઓળખવામાં આવે છે.

ત્યાર બાદ પ્રેમીની આ હાલત હોય છે કે હવે પ્રિયતમના દિદારની વાતતો બાજુએ રહી તેનું નામ સુધ્ધા કોઈ લે તે પ્રેમીને પસંદ નથી આ હાલતનું નામ ગૈરત છે હવે આ મકામ પાર થતા જ ઈશ્કની આગ ચરમસીમાએ સળગવા લાગે છે જેને ઈશ્તિયાકના નામથી ઓળખવામાં આવે છે જેમાં પ્રિયતમ વિના પસાર થતી જીંદગીને પ્રેમી હરામ સમજે છે ઈસ્તીયાકનો દરજ્જો સંપૂર્ણ થતાં ઝીક્રે મહેબુબનો દરજ્જો શરૂ થાય છે.

હદીષેપાકમાં છે કે, **'મન અહબ્બ શયઅન ફઅકસર ઝીક્રહૂ'** પ્રેમી પ્રિયતમની ચર્ચા વધુ કરે છે અને આ હાલત છેવટે તેને તહય્યુરના

મકામમાં લઇ જાય છે મહેબુબ બુલંદ શાનવાળો અને ઉચ્ચ મકામવાળો હોય તેના સુધી પહોંચવું અશક્ય હોય તો પછી તાઅજ્જુબ અને હૈરાની સિવાય શું પ્રાપ્ત થાય આ રીતે માયુસીને અલવિદા કરી હૈરતને અપનાવવાથી સદાકત નો સંપૂર્ણ દરજો પ્રાપ્ત થાય છે જેને મકામે ફીક્ર પણ કહેવાય.

**'ન ગરઝ કીસીસે ન વાસ્તા, મુજે કામ અપને હી કામ સે,**
**તેરે ઝીક્ર સે તેરે ફીક્ર સે તેરી યાદ સે તેરે નામ સે.'**

## ઉલફતની વ્યાખ્યા

લાગણીનો આવેગ અનુક્રમે કશીષ, કીત્માને મયલાન, તમન્ના, અખ્બારો, ઈન્તિઝાર, તઝર્રુઅ્ રૂપી પાંચ દર્જા પાર કર્યા પછી પાંચ નામ ધારણ કરે છે કોઇપણ ખુબીના કારણે એકબીજાની વચ્ચે જે આકર્ષણ હોય તેને કશીષના નામથી ઓળખવામાં આવે છે કશીષ કાયમી રૂપ ધારણ કરી લે તો કીત્માને મયલાન કહેવાય. કીત્માને મયલાન બાદ પ્રિયતમને પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રબળ બને છે જેને 'તમન્ના' કહેવાય.

હવે 'તમન્ના'નો આવેગ પ્રેમીને પ્રિયતમથી વાકેફ રહેવા તથા તેને પ્રાપ્ત કરવાની દરેક શક્ય રીત તરફ દોરે છે જેને અખ્બારો ઈન્તેઝાર ના નામથી ઓળખાય છે છેવટે અખ્બારો ઈન્તિઝારના મકામમાં પ્રેમીને પોતાની નાકામી દેખાતા હવે પ્રિયતમને મનાવવા અને મેળવવા ખુશામદ તથા રૂદનનો આશરો લે છે જે તઝર્રુઅ કે પછી આહોઝારી ના નામથી ઓળખાય છે.

આ પાંચ(૫)મકામોને પૂર્ણ થતાં લાગણીનો આવેગ સંપૂર્ણ ઉલફતનું નામ ધારણ કરી લે છે. આ મકામમાં પ્રિયતમને પ્રાપ્ત કરવાની અને મિલનની ભાવના પ્રેમીના દીલમાં છેલ્લી ઘડી સુધી સલામત હોય છે એટલેજ આ ભાવનાને હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજેશકર(રહેમતુલ્લાહ અલયહે) પોતાના એક શૈરમાં આ રીતે રજુ કરે છે,

**'કાગા ચુન ચુન ખાઇયો, મોરા હાડ ઔર માંસ,**
**દો નૈના મત ખાઇયો, મોહે પિયા મિલનકી આસ.'**

## મવદ્દતની વ્યાખ્યા

સદાકત આવેગ ધારણ કરીને અનુક્રમે ઇઝતેરાર, ગીર્યા, હસરત, તફક્કુર તથા મુરાકેબાતના સોપાન સર કર્યા પછી મુવદ્દતનું રૂપ ધારણ કરે છે. સદાકતનો અંતિમ દરજ્જો તહય્યુર અર્થાત્ હયરત અને નવાઇ પ્રાપ્ત થયા પછી પ્રેમી હવે એકાંતમા પોતાના દીલની અંદર પ્રિયતમ માટે બેકરારી, બેચૈની તથા તળપનો અનુભવ કરે છે આ મકામનું નામ 'ઇઝતેરાર' છે.





છેવટે આ 'ઇઝતેરાર' આવેગ ધારણ કરે છે અને અનાયાસે પ્રેમી ઉપર રૂદ્નની હાલત સતત પ્રભુત્ત્વ જમાવે છે આ હાલતનું નામ 'ગીર્યા' છે ખુદ સૈયદુલ અંબિયા(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ગીર્યાની પ્રાપ્તી માટે આ રીતે દુઆ કરતા હતા, **'અલ્લાહુમ્મરઝુક અયનન બાકીયાહ્'** (અર્થાત્ઃ- હે, પાલનહાર મને રૂદ્નપાત્ર આંખો અતા કર.) અંતે રૂદ્ન રોકતા હવે પ્રિયતમ યાદ અને ચર્ચા વિના પસાર થયેલા સમય પેટે અફસોસ જતાવે છે જે 'હસરત'ના નામે ઓળખાય છે.

અને આ અફસોસ છેવટે પ્રેમીને પ્રિયતમની ફીક્ર તરફ દોરે છે બુધ્ધી ઉપર કબ્જો જમાવીને ફાયદો મેળવવા માંગે છે જે 'તફક્કુર'ના નામે ઓળખાય છે પ્રિયતમને પ્રાપ્ત કરવાની ફીક્ર હવે આવેગ ધારણ કરીને પ્રેમીને પ્રિયતમની ચિંતન-મનનમાં પોરવે છે જેને લીધે પ્રિયતમનો પ્રતિર્બીબ પ્રેમીની રૂહથી સંબંધ કાયમ કરે છે અને આ રીતે પ્રેમીના પ્રિયતમની સાથે રૂહાની મિલનનું નામ 'મુરાકેબાહ્' છે. અહીં પહોંચીને 'સદાકત' હવે 'મવદ્દત'નું નામ ધારણ કરે છે.

**'ખુસરુ રયન સુહાગકી બીતી પીયુ કે સંગ,**
**તન મોરા મન પીયુકા દો તન ભયો એક રંગ.'**

## હવાની વ્યાખ્યા

લુગતમાં 'હવા'ના ઘણાં અર્થો પૈકી **હવસ, આરઝૂ, લાલચ, અરમાન, ખ્વાહીશે નફસ, દોસ્તી, મામુલી નિસ્બત** વગેરે છે પરંતુ ઇશ્કો મોહબ્બતની ચર્ચાના અનુસંધાને હવાની વ્યાખ્યા આ રીતે છે કે, 'સંપૂર્ણ મવદ્દતનો આવેગ ખુશુઅ્, ઇતાઅત, શદાઇદે મરન, તઝર્રાઅ અને તસ્લીમો રઝાના દરજ્જા પૂર્ણ કર્યા પછી હવાનું રૂપ ધારણ કરે છે. મુરાકેબાહ્ મારફતે રૂહાની મિલન બાદ હવે પ્રેમી પ્રિયતમને ભૌતિક રીતે પામવા માટે આજેઝી અને ખાકસારીનો સહારો લે છે આ હાલતનું નામ ખુશુઅ્ છે ત્યાર બાદ પ્રિયતમના અનુકરણનો જઝબો પ્રેમીમાં જાગે છે હવે પ્રેમી પ્રિયતમના અનુકરણમાં જીવન વિતાવે છે આ મકામનું નામ ઇતાઅત છે હવે ઇતાઅતનો આવેગ પ્રેમીને અનુકરણના માર્ગમાં આવતાં તકલીફો અને કષ્ટો પેટે સબ્રથી મહેનત તરફ દોરે છે આ મકામનું નામ 'શદાઇદે મરન' છે. અનુકરણ પેટે મામુલી કસર જણાંતા હવે પ્રેમી રૂદ્ન અને અશ્રુવહનનો સહારો લે છે આ મકામનું નામ 'તઝર્રાઅ' છે આ હાલતમાં પ્રેમી પ્રિયતમ તરફથી પ્રાપ્ત થતી દરેક હાલતને માન્યતા આપી અને તેની ઉપર અતિ ખુશ રહે છે એટલે જ આ

દરજ્જાનું નામ 'તસ્લીમો રઝા' છે હવે પ્રિયતમ તરફ પ્રેમીની હવસ, આરઝૂ, લાલચ, અરમાન, ખ્વાહીશે નફસ, દોસ્તી, મામુલી નિસ્બત વગેરે સંપૂર્ણ સાબીત થાય છે.

**અગર બખ્શે ઝહે કિસ્મત ન બખ્શે તો શિકાયત ક્યા,**
**સરે તસ્લીમ ખમ હય જો મિજાઝે યાર મેં આયે.**

**શગફની વ્યાખ્યા**

કુર્આનશરીફ 'સુરે યુસુફ' માં 'શગફ'નો ઉલ્લેખ બીબી ઝુલેખા સાથે થયેલ છે જેનો અર્થ છે 'બેહદ્ જુકાવ' 'અપાર લાગણી.' **'કદ શગફહા હુબ્બા'** ઝુલેખાના પ્રેમનો પુર્વાધ નફસથી, જ્યારે ઉતરાર્ધ રૂહાનીય્યતથી સંબંધ ધરાવે છે **'અલ મિજાઝો કન્તેરતુલ હકીકત'** મુજબ છેવટે 'ઇશ્કે મિજાઝી' તેને 'ઇશ્કે હકીકી' તરફ દોરે છે શગફના અનુક્રમે પાંચ(૫) દરજ્જાઓ આ રીતે છે, **મુતાબેઅત, મુહાફેઝત, અદાવત, ચાહત,** અને **અખ્ફાએ એહવાલ.**

હવે 'તસ્લીમો રઝા'નો આવેગ સ્વેચ્છાએ પ્રેમીને પ્રિયતમની તાબેદારી તરફ દોરે છે જેને ખુશી સાથે પ્રેમી અપનાવે છે આ મકામને મુતાબેઅત કહે છે અંતે મુતાબેઅતનો આવેગ પ્રેમીના હૃદયને ગૈરોના વિચારથી બચાવે છે આ મકામને મુહાફેઝત કહેવાય પ્રિયતમના જ વિચારોનું આધિપત્ય હવે પ્રેમીને પ્રિયતમના દુશ્મનોની દુશ્મનાવટ તરફ દોરે છે જે હાલત અદાવતના નામથી ઓળખાય છે સાથે સાથે પ્રેમી પ્રિયતમથી સંબંધીત દરેક વસ્તુને ચાહે છે આ મકામ ચાહતના નામથી ઓળખાય છે.

કોઇએ મજનુને કુતરાથી લાડપ્યાર કરતા જોઇને કહ્યું કે, 'હે મજનુ કુતરો નજાસત ખાય છે પોતાના ગુપ્તાંગ ચાટે છે તું શા માટે તેના લાડ પ્યાર કરે છે?' તો મજનુએ જવાબ આપ્યો કે, 'તારી નજર જાહેર શકલો સુરત પર છે આ કુતરો મારી લૈલાનો દ્વારપાળ છે તેની ગલીયોમાં ફરે છે તેની નઝર વારંવાર આ કુતરા ઉપર પડે છે આ ખુબીઓને તું કેમ નથી જોતો?' અદાવત તથા ચાહતના મકામથી પસાર થતા આ કારણોસર પ્રિયતમની રૂસ્વાઇ ન થાય તે માટે આ હાલતો થકી ઉદ્દભવતી લાગણીઓને પણ પ્રેમી છુપાવે છે. આ હાલતનું નામ અખ્ફાએ અહેવાલ છે 'શગફ' ના દરેક દરજ્જામાં નફસની દખલ જરૂર હોય છે.

**'હુવે મરકે હમજો રૂસ્વા, હુવે કયોં ન ગર્કે દરીયા,**





**ન કભી જનાઝા ઊઠતા, ન કહીં મઝાર હોતા.'**

**ખુલ્લતની વ્યાખ્યા**

'ખુલ્લત'નો અર્થ થાય છે 'બેહદ દોસ્તી, અપાર લાગણી.' આ શબ્દ 'તખલ્લીયાહ્'થી બનેલો છે જેમાં હવે પ્રિયતમ તરફથી પણ પ્રત્યાઘાત મળે છે. જેના પેટા પાંચ(૫) દરજ્જાઓ છે જે આ નામથી ઓળખાય છે **મુઆનેદત, સિદ્દ્ક, ઈસ્તેહાર, શિકવાહ** તથા **હુઝ્ન.** આ મકામમાં પ્રેમી તથા પ્રિયતમની આકરી કસોટી થાય છે(અહીં તું હઝરત ઇબ્રાહીમ અલયહીસ્સલામને યાદ કર)સાચો પ્રેમી પોતાની અંદરૂની હાલાતો અને લાગણીને છુપાવે છે એટલે શયતાન પરાયા માણસોને તેની અદાવત માટે ઉશ્કેરે છે. લાગણીના મૈદાનમાં પરીક્ષાનો ખરો સમય હવે શરૂ થાય છે. સંપૂર્ણ સમાજ પ્રેમીની અદાવત ઉપર ઉતરી પડે છે જેને કારણે ચોતરફ વિરોધનો વંટોળ ઊભો થાય છે આ ખુલ્લતનો પ્રથમ દરજ્જો છે જે મુઆનેદતના નામથી ઓળખાય છે.

હવે પ્રેમી આ વિરોધના વંટોળ સામે અડીખમ ઊભો રહે છે પ્રેમ પેટે સંપૂર્ણ સમાજની અદાવત છતાં પણ પ્રેમી પીછે હઠ નથી કરતો આ દરજ્જો સિદ્દ્કના નામથી ઓળખાય છે. **'અલમોહબ્બતુન સિદ્દ્ક વલ સીદ્દીકો હબીબુલ્લાહ'** હવે પ્રિયતમ તરફથી પ્રેમીના પ્રચારનો મકામ શરૂ થાય છે પરંતુ પ્રેમી અનાનિય્યત(હુંપણાં)થી બહાર આવી જવાના કારણે પ્રચાર કે રૂસ્વાઇથી બેપરવા રહે છે આ દરજ્જો ઇસ્તેહારના નામથી ઓળખાય છે.

હવે પ્રેમી શિકવાહના દરજ્જામાં આવી પહોંચે છે અરબી ભાષામાં શિકવાહ ને બષ્ષ કહે છે. કુર્આનશરીફ સુરએ યુસુફમાં હઝરત યાઅકુબ (અલયહીસ્સલામ) માટે છે **'ઇન્નમા અશ્કુ બષ્ષી વ હુઝની ઈલલ્લાહ'** પ્રેમી પોતાના પ્રિયતમની શિકાયત કઇ રીતે કરે? પરંતુ તે પોતાની બેબસી અને લાચારી પોતાના પ્રિયતમના સામે રજુ કરે છે કે, 'હે પ્રિયતમ તારા સિવાય મારૂં કોણ છે જેની સામે મારી લાચારી રજુ કરૂં પ્રિયતમ સામે લાચારી રજુ કરવાનો આ મકામ શિકવાહ ના નામેથી ઓળખાય છે'

**આંસુ કે દો થાલ સજાએ આજ હમારી આંખોને,**
**તુમ જાને કીસ દેશ સિધારે ભેંજે યે સૌગાત કહાં.**

**મોહબ્બતની વ્યાખ્યા**

ખુલ્લતના દરજ્જા પછી મોહબ્બતના દરજ્જાની શરૂઆત છે આ અતિ ઉચ્ચ શરાફત ભર્યો મર્તબો છે જેનો ઝીક્ર કુર્આનેમજીદમાં છે, **'યો**

**હીબ્બો હુમ વયોહીબ્બોનહુ'** (પાર નં.૬ રૂકુઅ્-૧૨) પુર્ણ ખુલ્લતના દરજ્જામાં આવેગ આવ્યા બાદ તે અનુક્રમે હુસ્ને અખ્લાક, સુક્રો હયરત, આરઝુએ મુલાકાત તથા ઈસ્તીન્યાસના મકામો પાર કરી સંપુર્ણ મોહબ્બતનો મર્તબો મેળવે છે શિકવાહ્ના અનુભવો બાદ પ્રિયતમથી સંબંધીત કુલ વ્યક્તિઓ સાથે હવે પ્રેમી સદ્વર્તનથી કામ લે છે આ હાલતનું નામ હુસ્ને અખ્લાક છે.

આ મકામ પાર થતા પ્રિયતમના પ્રત્યાઘાતો પેટે ક્યારેક નરમ વલણ તો ક્યારેક કડક વલણ દેખાય છે જેના કારણે મદહોશી તથા બેહોશીના દરજ્જામાં જઇ પહોંચે છે જેને સુક્રો-હયરતના નામથી ઓળખવામાં આવે છે આ હાલત દરમ્યાન પ્રિયતમ પોતાની અમુક ખુબીઓ પ્રેમી સામે જાહેર કરે છે. તથા તેના હૃદયને પોતાની મોહબ્બતના અન્વારોથી ભરપુર કરી દે છે.

હવે આ હાલત આવેગ ધારણ કરે છે જેને કારણે પ્રિયતમના મેળ-મિલાપની અભિલાષા પ્રેમીના દીલમાં ભડકે બળે છે હવે પ્રેમીની ચામડી ખેંચી લેવામાં આવે કે માથું વાઢી નાખવામાં આવે પરંતુ મેળાપની અભિલાષામાં ઓટ નથી આવતી, આ હાલત આરઝુએ મુલાકાતના નામથી ઓળખાય છે. આ હાલતના આવેગમાં છેવટે પ્રેમીના હોઠ ફફડે છે ને તે પ્રિયતમની મોહબ્બત તથા મુલાકાત માટે ઇલ્તેજાનો આસરો લે છે આ હાલત ઈસ્તીન્યાસના નામથી ઓળખાય છે હવે મોહબ્બત સંપુર્ણ રીતે સોળે કળાએ ખીલી ઊઠે છે.

**'વાદા કરકે ઔર ભી આફત મેં ડાલા આપને,**
**જીના મુશ્કીલ થા હી અબ મરના ભી મુશ્કીલ હો ગયા.'**

## ઈશ્કની વ્યાખ્યા

'ઈશ્ક'ની વ્યાખ્યા પેટે હુજ્જતુલ ઈસ્લામ હઝરત મોહંમદ ગીઝાલી (રહેમતુલ્લાહઅલયહ) ફર્માવે છે કે, 'જે વસ્તુથી લીઝ્ઝત હાંસીલ થાય તેની તરફ તબિયતના ખેંચાણનું નામ મોહબ્બત છે અને જો મોહબ્બતનું ખેંચાણ મજબુતાઇ ધારણ કરે તો તેનું નામ 'ઇશ્ક' છે.' હઝરત ખ્વાજા અબુબક્ર શીબલી (રહેમતુલ્લાહઅલયહ)ઇશ્ક અનુસંધાને પોતાના વિચાર રજુ કરતા કહે છે કે, 'ઇશ્ક આશીકના હૃદયમાં તે સળગતો અગ્નિ છે જે માશુક સિવાય બધાને બાળીને ભષ્મ કરી નાંખે છે.' શૈખે અકબર હઝરત મોહ્યુદ્દીન ઇબ્ને અરબી(રહેમતુલ્લાહ અલયહ)ઇશ્કની વ્યાખ્યા પેટે કહે છે કે, 'કુર્આને પાકમાં પ્રેમની પરાકાષ્ઠાનું ઇશ્ક તરીકે વર્ણન છે, **અશદ્દો હુબ્બા'** જ્યારે આ પ્રકારનો પ્રેમ દીલ ઉપર પ્રભુત્ત્વ જમાવે છે ત્યારે પ્રેમી પ્રિયતમ





સિવાયથી અંધ થઇ જાય છે મોહબ્બતનો આવેગ તેના રોમ-રોમમાં પ્રસરી જાય છે હવે દરેક વસ્તુમાં તેને પ્રિયતમ જ દેખાવા લાગે આ હાલતને ઇશ્ક કહેવાય છે અને હકીકત તો એ છેકે ઇશ્ક વિનાનું તો ઇમાન પણ અપૂર્ણ રહે છે.

મોહબ્બત અનુક્રમે ફીકદાને કલ્બ, તાસુફ, વજદ,બેસબ્રી તથા સયાનત નામના પાંચ(૫) સોપાન સર કર્યા પછી પૂર્ણ ઇશ્કનું નામ ધારણ કરે છે. સર્વપ્રથમ મોહબ્બતના આવેગમાં મોહીબ્બ દીલ ખોઇ બેસે છે **'મન લયસ બે મફકુદીલ કલ્બ લયસ બે આશીક.'** કારણકે જે કલ્બ(દિલ)થી ખબરદાર હોય તે ઇશ્કથી બેખબર છે મોહબ્બતના આવેગની આ હાલતનું નામ ફીકદાને કલ્બ છે જ્યારે બીજા ચરણમાં હવે પ્રેમી પ્રિયતમ વિનાની જીદંગી ઉપર અફસોસ જતાવે છે. યુસુફ(અલયહીસ્સલામ)ની જુદાઇમાં વિતાવેલ જીવન ઉપર યાકુબ(અલયહીસ્સલામે)જતાવેલ અફસોસનો ઝીક્ર કુર્આનશરીફમાં આ રીતે છે,**'યા અસ્ફા અલા યુસુફ વબયદ્દત અયનાહુ મીનલ હુઝ્ને ફહોવા કઝીમ'** (પાર નં.૧૩,રૂકુઅ-૪) આ આયતના પૂર્વાધમાં રજુ થયેલ હાલતનું નામ તાસુફ છે જ્યારે ઉતરાર્ધમાં રજુ થયેલ હાલતનું નામ વજદ્ છે આ હાલતની વ્યકિત પ્રિયતમની વિયોગમાં બેકરાર તથા બેચૈન રહે છે.

હવે ચોથા ચરણમાં પ્રેમી પ્રિયતમના વિયોગથી માયુસ થાય છે જુદાઇએ ભડકાવેલી આગ સતત તેના અસ્તિત્ત્વને સળગાવતી રહે છે પરંતુ યોગની આશા તેના જોશને સલામત રાખે છે આ હાલતનું નામ બેસબ્રી છે. હવે ઇશ્કને પૂર્ણ રીતે પામવાનો આ અંતિમ ચરણને સયાનતના નામથી ઓળખવામાં આવે છે આ ચરણમાં પ્રિયતમના પ્રેમનો આવેગ પ્રેમી સંપૂર્ણ રીતે પ્રેમમાં પાગલ-મસ્તકલંદર બનાવી નાંખે છે.

**'અય ઇશ્ક તેરે સદકે જલને સે છુટે સસ્તે,**
**જો આગ બુજાએંગી વોહ આગ લગાઇ હય.'**

## ઈશ્કના પ્રકાર

જે રીતે ઇશ્ક મોહબ્બતનો સંબંધ દીલથી સંબંધીત લાગણી સાથે છે તે રીતે જરૂર નફસનો સંબંધ પણ દીલના અસ્તિત્ત્વ સાથે છે હવે જો દીલની અંદર સમાયેલ નફસના પ્રભુત્ત્વવાળા ભાગ સાથે ઇશ્કો મોહબ્બતનો સંબંધ બંધાય તો તેને 'ઇશ્કે મિજાઝી'ના નામથી ઓળખવામાં આવે છે જેને 'ઇશ્કે હયવાની,' ઇશ્કે બહીમી તથા ઇશ્કે નફસાનીના અલગ-અલગ

નામોથી પણ ઓળખવામાં આવે છે ટુંકમાં ઈશ્કે મિજાઝીનો સંબંધ નફ્સે અમ્મારા સાથે છે હવે દીલની બીજી હાલતનું નામ 'નફ્સે મુત્ત્મઈન્નાહ્' છે છેવટે બંદાને નફ્સે અમ્મારાથી છોડાવીને ખુદાના માર્ગ પર લગાડે છે એટલે આ હાલતો સાથે ઈશ્કો મોહબ્બતનો સંબંધ બંધાય અને છેવટે તેની અંદર ખુદાની ખુશ્નુદી પ્રાપ્ત કરવાનો જઝબોહ્ જાગે તો તેને ઈશ્કે હકીકી તથા ઈશ્કે રૂહાનીના એહતરામ ભર્યા નામો વડે ઓળખવામાં આવે છે. જે ખરેખર અલ્લાહની મહાન નેઅ્મતો પૈકીની એક મહાન નેઅ્મત છે.

**'દીલકે  તઈ આતશે હીજ સે બચાયા ન ગયા,**
**ઘર જલા સામને ઔર હમસે બુજાયા ન ગયા.'**

## ઈશ્કની બેકદ્રી

દુનિયાની દરેક વસ્તુથી અમને મોહબ્બત છે.કોઇ ધન દૌલત પર, કોઇ આલ ઔલાદ પર મરે છે, કોઇ રૂપરંગ પર, તો કોઇ નાઝ-નખરાં પર મરે છે, બધાં જ ગયરૂલ્લાહની મોહબ્બતમાં ફસાવાની ભુલ કરી બેઠા, હાય અફસોસ મોહબ્બત ન કરી શક્યા તો ફક્ત્ત તારી સાથે જ.. હાય.અફસોસ કોની સાથે મોહબ્બત કરવી જોઇએ ને કોની સાથે કરી બેઠા ?!? દીલનું તો કામ જ ઈશ્કો મોહબ્બત કરવાનું છે હવે જો અલ્લાહથી મોહબ્બત નહીં કરો તો જરૂર-જરૂર તમારૂ દીલ તમને ગયરૂલ્લાહની મોહબ્બત તરફ ખેંચી જશે હાય. દીલના ખોટા આકર્ષણને કારણે કઇ કેટલાય કાફલાઓ લુટાયા, કઇ કેટલાય બરબાદ થયા. જેમનો ઉલ્લેખ ઈતિહાસમાં છે.

**'બહાના મીલ ન જાએ બીજલીઓંકો ટુટ પડનેકા,**
**કલેજા કાંપતા હય આશીયાં કો આશીયાં કહતે.'**

## ઈશ્કે મિજાઝીનો બદલો

અરબસ્તાનના ઈતિહાસમાં ઉલ્લેખ લૈલા રૂસ્વા થઈ, મજનુ બરબાદ થયો, ઈરાની ત્વારીખ જોતાં જણાશે કે શીરીન રૂસ્વા થઈ ફરહાદ બરબાદ થયો. યુરોપની હીસ્ટ્રીના લખાણ મુજબ રોમિયો રૂસ્વા થયો, જુલિયટ બરબાદ થઈ...હાય અફસોસ ! ગયરે ખુદાની મોહબ્બતમાં બરબાદ થનારાઓના આજે કંઈજ ઠેકાણાં નથી. કારણકે ગયરે ખુદા ફાની, ગયરે ખુદાનો ઈશ્ક પણ ફાની તથા ગયરે ખુદાના આશીકો પણ ફાની...આ છે ઈશ્કે નફસાની કે ઈશ્કે મિજાઝીનો બદલો કંઈ કેટલાય ખુબસુરત રાજકુંવરીઓ પાછળ પ્રેમમાં અંધ થયા અને સદાને માટેઅંધારી કોઠડીમાં ચણાય ગયા. ઈશ્કે મિજાઝીને નફસનો સાથ મળ્યોઅને નફસના સાથ વિના તો શૈતાનની





શરારત પણ કામ નથી કરતી. નફ્સ ઈન્સાનને આંધળો કરીદે છે. તથા સદાને માટે હકકથી વિમુખ કરી દે છે.

**ગઝાલા તુમતો વાકીફ હો કહો મજનુકે મરને કી,**
**દીવાના મર ગયા આખીર વિરાને પે ક્યા ગુજરી.**

## ઈશ્કે હકીકીનો બદલો

હવે જેમણે ઈશ્કે હકીકીની કદર કરી ફકત પાલનહારથી જ સંબંધ જોડ્યો તો પાક પાલનહારે પોતાની મોહબ્બત અને તલબનો બદલો પોતાના આ આશીકોને મકામે મહેબુબીય્યતથી નવાઝી તેમને પોતાના સીફતોના રંગથી રંગી દીધા જેને લીધે રહેતી દુનીયા સુધી આ દુનીયામાં, આલમે બરઝખમાં અને છેવટે આલમે આખેરતમાં પણ તેમના નામના ડંકા વાગતા રહેશે, કારણકે તેમણે બાકી રહેનારની ઝાત સાથે ઈશ્કો મોહબ્બતમાં જાન આપી.

મૃત્યુ પછી આશીકાનેખુદા,ના અસ્તિત્ત્વને તો કબ્રની માટી પણ ફના નથી કરી શકતી બલ્કે માન-મર્યાદા સાથે ક્યામતની સવાર સુધી તેઓના શબને સાચવી રાખે છે. કુર્આન શરીફના દાવા **'યો હીબ્બોહુમ વયો હીબ્બોનહુમ '** પ્રમાણે જ્યારે બંદો ખુદાથી મોહબ્બત કરે છે ત્યારે આ મોહબ્બતના પ્રત્યાધાત રૂપે પાક પાલનહાર પણ બંદાથી મોહબ્બત કરે છે.

સહીહૈનમાં(બુખારી શરીફ તથા મુસ્લીમ શરીફ) હઝરત અબુ હુરૈરહ (રદીયલ્લાહો ત્આલા અન્હો)થી રિવાયત છે કે,'જ્યારે અલ્લાહ ત્આલા પોતાના કોઈ બંદાથી મોહબ્બત કરે છે તો જીબ્રઈલ(અલયહીસ્સલામ)ને જણાવીને કહે છે કે, હું ફલાણાં બંદાને ચાહું છું તમે પણ તેનાથી મોહબ્બત કરો. જીબ્રઈલ(અલયહીસ્સલાહ) તેનાથી મોહબ્બત કરવા લાગે છે પછી આસમાનવાળાઓ માં પ્રચાર કરે છે કે, અલ્લાહત્આલા ફલાણાં બંદાથી મોહબ્બત કરે છે તમે પણ બધાં તેનાથી મોહબ્બત કરો. પછી તે બંદા માટે જમીનવાસીઓના દીલોમાં લાગણી તથા મકબુલીયતનો સામાન પૈદા થઈ જાય છે.'

**'દુઆ દેતી હય રાહે આજ તક મુજ આબલા પાકો,**
**મેરે કદમો કી ગુલકારી બયાબાં સે ચમન તક હય.'**

## અલામાતે ઈશ્કો મોહબ્બત

આશીકો-માશુકની વચ્ચે સેતુ સમાન લાગણીના બંધનો પેટે ઈશ્કો મોહબ્બતની અલામત અસંખ્ય છે. પરંતુ આ અલામતોનો રંગ જે વ્યકિત

પર ચઢેલો હોય તે વ્યક્તિ જ આ અલામતોને જોઇ શકે છે હવે અમે આ અનુસંધાને અમુક અલામતો બયાન કરીએ છીએ જેને કારણે મોહીબે સાદિક (સાચો પ્રેમી) અને મોહીબે કાઝીબ(જુઠી મોહબ્બતનો દાવેદાર)વચ્ચે તફાવત કરી શકાય.

હઝરત સોહેલ(રહેમતુલ્લાહ અલયહે)ફર્માવે છેકે, 'દુનીયાથી નફરત કરવી આખેરતની મોહબ્બતની નિશાની છે આખેરતની મોહબ્બત સુન્નતની મોહબ્બતની નીશાની છે. જ્યારે સુન્નતથી મોહબ્બત રસુલુલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)થી મોહબ્બતની નિશાની છે તથા આપ સરકારથી મોહબ્બત કુર્આનશરીફથી મોહબ્બત હોવાની નિશાની છે અને કુર્આન શરીફથી મોહબ્બત ખુદાથી મોહબ્બત હોવાની નિશાની છે.'

હું પીર સૈયદ વઝીરઅલી(અલ્લાહ તેના ઉપર રહેમ કરે)કહું છું કે, ખુદાની મોહબ્બતનો સબુત રસુલુલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તાબેદારી છે. જેનો ઉલ્લેખ કુર્આનેપાકમાં છે,**'કુલ ઈન કુન્તુમ તૌહીબ્બુનલ્લાહ ફત્તબેઊની યોહબીબ કુમુલ્લાહ'** (પારા નં.૩ રૂકુ.૧૦) રસુલુલ્લાહ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તાબેદારી થકી **'યો હીબ્બોહુમ વયો હીબ્બોનહુ'** નો સંબંધ સંપૂર્ણ રીતે ફયઝ બખ્શ સાબીત થઇને મકામે મહેબુબીય્યતના ઉચ્ચ દરજ્જા પર પહોંચાડે છે.

તીરમીઝી શરીફની રિવાયત છે કે, હુઝુર(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ઈર્શાદ ફર્માવ્યો કે,'અલ્લાહત્આલાથી મોહબ્બત કરો તેણે તમોને નેઅ્મતો અતા કરી છે અને અલ્લાહની મોહબ્બત માટે મારાથી મોહબ્બત કરો અને મારી મોહબ્બત માટે મારી એહલે બયતથી મોહબ્બત કરો.'

હઝરત હરમ બિન હયામ(રહેમતુલ્લાહ અલયહ)ફર્માવે છેકે, 'મોમીન જ્યારે પોતાના પાલનહારને ઓળખી લે છે તો તેનાથી મોહબ્બત કરે છે હવે જ્યારે તેનાથી મોહબ્બત કરે છે તો તેની તરફ જ ધ્યાનીત થાય છે હવે જ્યારે તેની તરફ ધ્યાનીત થવામાં લુત્ફ પ્રાપ્ત કરે છે તો દુનીયાને લાલચની નઝરથી નથી જોતો તથા આખેરત પેટે સુસ્ત વર્તાવ નથી કરતો તે પોતાના ભૌતિક ઐતબારથી તો દુનિયામાં તથા રૂહાની ઐતબારથી આખેરતમાં રહે છે'

**'મંઝીલે ઈશ્કત મકામે દીગરસ્ત, મર્દે ઈ રહે રા નિશાને દીગરસ્ત,**
**કુશ્તગાને ખંજરે તસ્લીમ રા, હર ઝમાં અઝ ગયબ જાને દીગરસ્ત.'**





(અર્થાત્ઃ- ઈશ્કની મંઝીલોના મકામ જુદા છે, આ માર્ગના મર્દોના નિશાન જુદા છે. જેઓ મર્યા છે તસ્લીમના ખંજર થકી, મેળવે છે નવું જીવન ગૈબથી દરેક પળે.)

## અસ્બાબે ઈશ્કો મોહબ્બત

આશીકો-માશુક, મહેબુબો-મુહીબ કે પ્રેમી તથા પ્રિયતમ વચ્ચે સેતુ સમાન લાગણી તથા પ્રેમ ભર્યા સંબંધો પાછળ રહેલા કારણો પૈકી(૧)આપસમાં મુનાસેબત (૨)ખુબીઓભરી લાયકાતો(૩)હુસ્નો જમાલ(૪)અહેસાન(૫)તથા નફસાની ખ્વાહીશાત.એમ કુલ મુખ્ય પાંચ (૫) અસ્બાબ કે તેમાંથી કોઇ એક કારણ જરૂર સંકળાયેલું હોય છે જેને કારણે બન્ને વચ્ચે ઈશ્કો મોહબ્બત કાયમ થયા.

**(૧) આપસમાં મુનાસેબત થકીઃ-**

આપસમાં મુનાસેબત થકી મોહબ્બત પેટે ફારસી ભાષામાં એક પ્રખ્યાત કહેવત છે, **'કુનદ હમ જીન્સ બા હમ જીન્સ પરવાઝ, કબુતર બા કબુતર બાઝ બા બાઝ'** (અર્થાત્ઃ-સાથે પરવાઝ કરવા માટે મુનાસેબત જરૂરી છે એટલે જ કબુતર કબુતરની સાથે અને બાઝ બાઝની સાથે પરવાઝ(ઊડવું) કરે છે.) એટલે જ બાળકની તરફ બાળકને આકર્ષણ થાય છે ને સાથે રમવા લાગે છે ભિખારીની સાથે જ બીજો ભિખારી ભિખ માંગવા નિકળે છે. ધનવાનની સાથે જ ધનવાન દોસ્તી કરે છે. અને હીજડાની સાથેજ હીજડો રહે છે.

**હિકાયતઃ-**

હકીમ જાલીનોશ એક વખત પોતાના હીકમતખાનામાં ઉતાવળે આવીને પોતાના શાર્ગીદોને કહે છે કે, 'મારા માટે ફલાણી દવા લાવો' હકીમ સાહેબ આજ્ઞા મુજબ શાર્ગીદોએ દવા લાવી આપના હાથમાં મુકતા કહ્યું કે, 'ઉસ્તાદ, આ દવા તો પાગલો માટેની છે. જાલીનોશે જવાબ આપતા કહ્યુ કે, અત્યારે હીકમતખાને આવતી વખતે માર્ગ વચ્ચે એક પાગલ મને પોતાની તરફ આકર્ષવાના હીલા કરતો હતો એટલે મને લાગ્યું કે મારી અંદર જરૂર પાગલપણું છે, નહીં તો પાગલ મારી તરફ શાનો આકર્ષાય?' હકીમ સાહેબનો જવાબ સાંભળીને શાર્ગીદો પેલા પાગલ પાસે જઇ પહોંચ્યાં, તેમણે અતિ ધ્યાનથી તે પાગલને જોયો તો તેમને હકીમ જાલીનોશ તથા તે પાગલની વચ્ચે એક જ મુનાસેબત દેખાણી કે આ બન્ને લંગડા હતાં અને આ લંગડાપણુ જ આકર્ષણનું કારણ બન્યું.

મહેબુબ તથા મોહીબ, આશીક તથા માશુક, પ્રેમી અને પ્રિયતમ બન્નેની અંદર રહેલા એકજ પ્રકારની ખુબી કે ખરાબીના અંશો જરૂર આપસમાં આકર્ષણ પૈદા કરીને ઈશ્કો મોહબ્બત કાયમ થવાનું કારણ બને છે.

હવે ખાલીકો-મખ્લુક, આબીદો-માઅ્બુદ પાક પાલનહાર અને ઈન્સાન વચ્ચે **'યો હીબ્બોહુમ વ યો હીબ્બો નહુ '** ના લાગણી સભર સંબંધો પાછળ મુખ્ય કારણ મુનાસેબત આ રીતે છે કે, 'પાલનહારે પોતાની શાને ખાલેકીય્યત થી ઈન્સાનને પૈદા કરી,' ખુદના સીફાતીનામો (ગુણવાચકનામ) ની તજલ્લીઓ તથા પેટા તજલ્લીઓથી પોતાની મરજી મુજબ ઈન્સાનને નવાજી, પોતાના ગુણવાચક નામનો મઝહર બનાવી, તેના માથે પોતાની ખિલાફતનો તાજ મુકી, આ દુનીયામાં અન્ય મખ્લુક ઉપર સત્તાધીશ બનાવીને મોકલ્યો.

મઝહરે સીફાતે ઈલાહીય્યાહ(ઈન્સાન) કોઈપણ સંજોગોમાં પાલનહારની ઝાતી ખુબીઓ(૧)**વુજુદે ઝાતી** તથા(૨)**ઈસ્તીગનાએ ઝાતી** નહી મેળવી શકે કારણકે આ પાક પાલનહારની ખાસ ઝાતી ખુબીઓ છે, 'મુમકીન' અર્થાત્ બંદો અલ્લાહ(ના અન્વારો) થકી મૌજુદ હોય છે તેનું વુજુદ બીલઅર્ઝ છે જ્યારે અલ્લાહત્આલાનું વુજુદ બીઝ્ઝાત છે બીલઅર્ઝ દરેક હાલતમાં બીઝ્ઝાતનો મોહતાજ રહે છે(બંદો દરેક હાલતમાં અલ્લાહનો મોહતાજ રહે છે.)આ ભેદરેખાની અજ્ઞાનતા બંદાને કુફ્ર તથા શીર્કના અંધકારમાં ધકેલી દે છે બંદાની તમામ ખુબીઓ પાલનહાર તરફથી અતા થયેલી હોતા અતાઈ ખુબીઓ છે જ્યારે પાલનહારની તમામ અસંખ્ય ખુબીઓ ઝાતી છે.

**(૨) ખુબીઓ ભરી લાયકાત**

ઘણી વખત આશીકો-માશુક તથા મહેબુબો-મુહીબ વચ્ચે ઈશ્કો મોહબ્બત કાયમ થવાનું કારણ મહેબુબમાં રહેલી કોઈ ખુબી હોય છે જે મોહીબના દીલને મહેબુબ તરફ આકર્ષે છે અને છેવટે આ આકર્ષણ અંતમાં બંને વચ્ચે ઈશ્કો-મોહબ્બતનું રૂપ ધારણ કરે છે ઘણી વખત મોહીબ મહેબુબને જોયા વિના ફકત તેમાં રહેલી ખુબીઓ સાંભળીનેજ તેને દીલ દઈ બેસે છે.

ભુતકાળમાં થયેલા અંબીયાએ કીરામ, અસ્હાબે કીરામ, ઔલીયાએ કીરામ તથા એહલે બૈતે ઈઝામ (અલયહીસ્સલામ વ રીદયાનુલ્લાહેત્આલા અલયહીમ અજમઈન)ના દીદાર કરનારા, જોનારા વર્તમાનકાળમાં નથી છતાં





પણ તેમના આશીકો, ચાહકો અનગિનત આજે પણ મૌજુદ છે, જે તેઓમાં રહેલી ખુબીઓને કારણે જ તેમની સાથે સંપૂર્ણ અકીદત ધરાવે છે, અદબો અહેતરામથી તેમનું નામ લે છે અને જો કોઈ વ્યકિતને આ બુર્ઝુગોનું નામ અદબો અહેતરામથી લેતા, સાંભળતાંજ આ આશીકો અને ચાહકોના દીલ પ્રફુલીત બની ઊઠે છે તથા આરીતે નામ લેનાર ગયર વ્યકિતને પણ માન ભરી નઝરે જુએ છે.

જેમકે બિત્તેહેકીક અફઝલુલ બશર બાઅ્દલ અંબીયા હઝરત અબુબક્ર સીદ્દીકમાં રહેલી સદાકત, વફાદારીની ખુબી કે પછી સૈય્યદુશ્શોહદા, મઝલુમે કરબલા, નવાસાએ રસુલુલ્લાહ હઝરત ઈમામ હુસેન તથા તેમના સાથીઓમાં સંપૂર્ણ દરજજે પહોંચેલી સબ્રની ખુબીઓ કે પછી અઈમ્મએ મુજતહેદીનમાં રહેલી ઈઝતેહાદની ખુબી કે પછી ઔલીયા એ કીરામે કરેલા મુજાહેદા તથા તેમનામાં રહેલી કરામતોની ખુબીઓને જોનારા વર્તમાન યુગમાં એકપણ મૌજુદ નથી છતાં ચાહકો, આશીકો, અકીદતમંદો અસંખ્ય છે.

જો કોઈ નાલાયક કે હરામઝાદો આ બુઝુર્ગોની એક પણ ખુબીનો ઈનકાર કરેતો આ અકીદતમંદો, આશીકોનો વિશાળ સમૂહ તેને મારવા કે પોતે મરવા સુધી તૈયાર થઈને ઈશ્કો મોહબ્બત પેટે વફાદારીનો સબુત આપે છે.

ઈશ્કો મોહબ્બતના અથાગ દરીયામાં ખુબીઓને કારણે જંપલાવનાર આશીકોએ સ્પષ્ટ સમજી લેવું જોઈએ કે આ સબબને લીધે ઈશ્કો મોહબ્બતનો હકકદાર મખ્લુક નહી પણ ખાલીક છે, ઈન્સાન નહી પણ પાક પાલનહાર છે. ઈન્સાનમાં તમામ ખુબીઓ દરેક હાલતમાં અતાઈ (પાલનહાર તરફથી અતા થયેલી ખુબીઓ) ફાની ખુબીઓ છે જ્યારે પાક પાલનહારની સાથે સંકળાયેલી તમામખુબીઓ ઝાતી અને ગયરે ફાની છે તેના અસંખ્ય સીફાતીનામો પૈકી દરેક સીફાતી નામ તેના ગુણ અને ખુબીઓ દર્શાવે છે.

'તફસીરે નઈમી'ના પહેલાં ભાગમાં **બિસ્મીલ્લાહ**ની તફસીર પેટે 'કબીર'ના હવાલાથી લખેલું છે કે, 'ફરીશતાઓ, નબીઓ અને ઈન્સાનો માટે અલ્લાહ ત્આલાના કુલ ત્રણહજાર (૩૦૦૦)નામો છે જેમાં એક નામ ઝાતી અને બાકીના બધા સીફાતી નામો(ગુણવાચક) છે એક હજાર(૧૦૦૦)નામો ફરીશતાઓ માટે છે તે પાલનહારને આ નામોથી યાદ કરે છે જ્યારે હજાર(૧૦૦૦) નામો અંબીયાએ કીરામ માટે છે તેઓ આ

પવિત્ર નામોથી પાલનહારને પુકારે છે અને હજાર(૧૦૦૦)નામોમાંહેથી ત્રણસો (૩૦૦) નામો તૌરેતમાં, ત્રણસો(૩૦૦)નામો ઝબુરમાં,ત્રણસો(૩૦૦)નામ ઇન્જીલમાં અને નવ્વાણું(૯૯)નામ કુર્આનશરીફમાં તથા એક(૧)નામ કુર્આનશરીફમાં છુપાયેલું છે જે ઇસ્મે આઝમના નામે ઓળખાય છે'

અર્થાત્ઃ-એક હજાર(૧૦૦૦) નામો એહલે કીતાબ માટે.!.હવે અન્ય મખ્લુકાત પાલનહારને જે નામોથી પુકારે છે તે અલગ, આ રીતે પાક પાલનહારના અસંખ્ય સીફાતી નામો તેની અસંખ્ય ખુબીઓ તરફ નિર્દેશ કરે છે એટલે જ અસંખ્ય ખુબીઓવાળા અલ્લાહત્આલા રબ્બે ઝુલજલાલ પાક પાલનહારની ઝાત જ મોહબ્બત કરવાને લાયક છે.

**અલમુસવ્વીર**

અલ્લાહત્આલાના સીફાતી નામો પૈકી એક નામ 'અલ મુસવ્વીર' અર્થાત્ 'આકૃતિ બનાવનાર કે તસવીરકાર' છે હવે તેણેજ આકૃતિઓ બનાવી તેમાં રંગ પુર્યા તેવી આકૃતિ કોઇ પણ ક્યારેય પણ નહી બનાવી શકે તથા તેણે જે રંગ પુર્યા તેવા રંગ કોઇપણ સંજોગોમાં કોઇપણ પુરી શકે નહી. અલ્લાહ બેમીસ્લો બેમીસાલ છે, તે રીતે તેની સીફતો તથા ગુણો પણ બેમીસ્લો બેમીસાલ છે. દા.ત. તેની બનાવેલી આકૃતિઓમાં પુરાયેલા રંગો પૈકી ફક્ત મયુરપંખને જ જુઓ જુના પુસ્તકોમાં સંચવાએલી મોરપીછ વર્ષો પછી જોશો તો પણ તેની ચમક-દમક, રૂપ-રંગ સદાબહાર જેવા દેખાશે મહાનમાં મહાન ચિત્રકાર પણ પાલનહારની આ ખુબીની નકલ નથી કરી શકતો.

**અલ ખાલેકો**

કાદીરે મુતલક પાક પાલનહારનું એક(૧)સીફાતી નામ 'અલ ખાલેકો' અર્થાત્ પૈદા કરનાર છે. તેને પૈદા કરેલી વસ્તુઓ અને તેમાં રહેલી ખુબીઓ પણ બેમીસાલ છે. દા.ત. તેણે નારયેલીના ઝાડ પૈદા કર્યા હવે દરીયા કિનારે ગામમાં જઇને અનુભવ કરો ફક્ત ચાર(૪)ફુટ જમીનમાં <u>ઉસ</u> જેવું ખારૂ પાણી નિકળશે જ્યારે નારયેલીમાં જમીનમાંથી જ ખેંચાયેલું પાણી સ્વાદીષ્ટ, મીઠું મધુર બની જાય છે કઇ મોટર પાણીને ખેંચીને ઉપર ચઢાવે છે ? કયા ફીલ્ટર પ્લાન્ટ ખારા પાણીને મીઠુ બનાવે છે ? તથા કઇ ફેક્ટરી આ પાઉચ(નારયેલ)નું પેકીંગ કરે છે.

**અલ હાદી**

પાલનહારનું એક(૧)સીફાતી નામ 'અલહાદી' અર્થાત્ 'હિદાયત





આપનાર, માર્ગ દેખાડનાર, રસ્તો બતાવનાર' પણ છે. પોતાના બંદાઓને હિદાયત ખાતર તેણે નબીઓ, રસુલો મોકલ્યા. ઔલીયાએ કીરામને પૈદા કર્યા વારીસુલ્અંબીયા પેટે ઉલ્માએ હક્કાનીને ઇલ્મ અર્પણ કર્યુ અને માર્ગ-દર્શનનો જાહેરી જલ્વો પક્ષીઓ મારફતે દુનીયાને દેખાડયો પક્ષીઓ ચણની તલાશમાં પોતાના માળામાંથી કંઇ કેટલીયે દુર જઇને પરત પોતાના માળામાં આવી પહોંચે છે કોઇ પણ પક્ષી કયારેય પણ પોતાના માળાનો માર્ગ ભુલ્યો નથી કે પછી ભુલ-ચુકથી કયારેય પણ પોતાના માળાના બદલે બીજાના માળામાં નથી જઇ પહોંચ્યો. કબુતર તથા કુતરા બીલાડા પાળનાર વ્યક્તિ ઘણી વખત આ પ્રાણી તથા પક્ષીઓથી કંટાળીને તેમને લઇ જઇને કંઇ કેટલીયે દુર મુકી આવે છે પરંતુ આ પક્ષીઓ અને પ્રાણીઓ પરત પોતાના જુના રહેઠાણે આવી પહોંચે છે કોઇ તેમને જઇને પુછે તો ખરા કે તેમને માર્ગ કોણે બતાવ્યો?

આ રીતે તેના દરેક સીફાતી(ગુણ વાચક)નામના અર્થ પેટે મનન-મંથન કરતા સ્પષ્ટ જણાંય છે કે, તમામ ખુબીઓનો માલીક તે <u>ઝાતે મુતલક, વાજીબુલવુજુદ</u> છે. એટલેજ કોઇપણ ખુબીને કારણે જો કોઇ મોહબ્બત કરવાને પાત્ર હોય તો તે માત્ર અને માત્ર પાક પાલનહારની ઝાત છે.

**(૩) હુસ્નો જમાલને કારણે..**

આશીકો માશુક વચ્ચે ઇશ્કના સંબંધો કાયમ થવાના મુખ્યો કારણો પૈકીએક(૧)કારણ 'હુસ્નો જમાલ' પણ છે ઇશ્કો મોહબ્બત તથા હુસ્નો જમાલ વચ્ચે જાણે 'રોઝે અઝલ' (આદીકાળ)થીજ વાયદો વચન અપાયો હોય કે એકબીજાથી અલગ નહી રહીએ એટલે જ્યાં 'હુસ્નો જમાલ' હોય છે ત્યાં 'ઇશ્કો મોહબ્બત' જરૂર હોય છે.

'હુસ્નો જમાલ'ના પયકરને પ્રાપ્ત કરવા માટે જ માનવ માત્રના ઇતિહાસમાં પ્રથમ ખુનનો બનાવ આ રીતે નોંધાયેલ છે. કાબીલ તથા હાબીલ બે ભાઇઓ હતા અને અકલીમા તથા અલયુઝા નામે બે બહેનો હતી મોટી બહન અકલીમા રૂપ-રૂપનો અંબાર તથા અતિ ખુબસુરત જમાલનો પયકર હતી જ્યારે નાની બહેન અલયુઝા એટલી ખુબસુરત ન હતી. અકલીમાના લગન હાબીલની સાથે નકકી થતાંજ હુસ્નોજમાલ પેટે ઇશ્કમાં અંધ બનેલા કાબીલે અકલીમાને પ્રાપ્ત કરવામાટે પોતાના સગા ભાઇનું પત્થરોથી માથું છુંદીને ખુન કરી નાખ્યું ત્યાર બાદ તો હુસ્નો જમાલ પ્રાપ્ત કરવા માટે કંઇ કેટલાયે માથા વધેરાયા.

અઝીઝે મીસ્રની મહારાણી બીબી ઝુલેખાને ખબર પડી કે ગુલામ વેંચવાનો વેપાર કરનારો વપારી આજે મીસ્રના બજારમાં એક અતિ સૌંદર્યવાન કીશોરને લિલામ કરવાનો છે એટલે પ્રથમ તો આ બાળકને ખરીદવા માટે જઇ પહોંચે છે અને પછી તેના સોંદર્ય, હુસ્નો જમાલ પાછળ પાગલ થઇ અને તેના ઇશ્કમાં અંધ બનીને છેવટે પોતાના શીયળની બાજી લગાવવાની હદ સુધી જઇ પહોંચે છે પરંતુ પાક પાલનહાર આ માસુમે બરહકકની દરેક મોળ પર રક્ષા કરે છે અને ત્યાર બાદ તો કંઇ કેટલાય 'હુસ્નો જમાલ' પાછળ અંધ બન્યા અને શીયળ લુંટાયા.

મહારાણીએ કરેલી શરારતના સમાચાર આખા મીસ્રમાં વાયુ વેગે ફેલાતા હવે તે પોતાની મજબુરી સાબીત કરવા ત્યાંના ધનવાન ઘરાનાની બાનુઓને પોતાને ત્યાં ભોજન સમારંભમાં બોલાવી તેમના હાથમાં લીંબુ અને ચાકુ આપી હઝરત યુસુફ (અલયહીસ્સલામ)ના દીદાર કરાવીને લીંબુ કાપવાનું કહેતા તેમણે પણ લીંબુને બદલે આંગળીઓ કાપી નાખી તથા તેમની હાલત ઝુલેખાથી પણ બદતર બની ગઇ તેમાંથી કોઇએ પાગલખાનામાં તો કોઇએ દવાખાના તો કોઇએ મીસ્રના રાજમાર્ગ ઉપર પ્રિયતમની યાદમાં છેવટે નામના રટણ સાથે દમ તોડયો અને કંઇ કેટલાયે 'હુસ્નો જમાલ'ના કારણે પાગલ બન્યા જેમના નામો-નિશાન પણ નથી.

જે રીતે ઇશ્કના બે પ્રકારો છે(૧)ઇશ્કે મિજાઝી તથા(૨) ઇશ્કે હકીકી તે રીતે હુસ્નો જમાલના પણ બે પ્રકાર છે.

(૧)જાહેરી હુસ્નો જમાલ જે ભૌતિક આંખોથી દેખાય છે જેને બાળકો તથા હેવાનો પણ નિહાળી શકે છે જૈ ભૌતિક આંખોને ગમે છે એટલેજ જાહેરી આંખો આ જાહેરી હુસ્નો જમાલ તરફ આકર્ષાય છે.(૨)બાતિની હુસ્નો જમાલ જે ફક્ત દિવ્ય ચક્ષુઓ વડે જોઇ શકાય છે જેને અલ્લાહના મકબુલ બંદા ઔલીયાએ કામેલીન જ નીહાળી શકે છે આ બાતીની હુસ્નો જમાલ દિલ તથા ચક્ષુઓને ગમે છે એટલે જ દિલ આ બાતીની હુસ્નો જમાલ તરફ આકર્ષાય છે.

પાક પાલનહાર અલ્લાહ ત્આલાના સીફાતી નામોના અન્વારો થકી પૈદા થયેલ કુદરતી હુસ્નો જમાલ ને જોવા માટે સુફીયાએ કીરામે બે(૨)રીતે તેનાં રહસ્યો ખોલ્યાં છે.(૧)સૈરે આફાકી કે જે 'આલમે કબીર' અર્થાત્ સમગ્ર બ્રહ્માંડનાં અરીસામાં પ્રતિબીંબ રૂપે દેખાતો પાલનહારના અન્વાર અને હુસ્નો જમાલ તથા(૨)સૈરે અન્ફોસી કે જે 'આલમે સગીર' અર્થાત્





ઇન્સાનની અંદર જલ્વાગર અલ્લાહના સીફાતી નામોના અન્વારોના પ્રતીબીંબોનું જોવું અને આ રીતે ખુદ થકી તથા બ્રહ્માંડ થકી અલ્લાહના વુજુદનો ઇકરાર કરવો આ રહસ્ય કુર્આનશરીફમાં આ રીતે રજુ થયેલ છે, **'સનોરિહિમ આયાતેના ફીલઆફાકી વ ફીઅનફોસેહિમ હત્તા યતબય્યન લહુમ અન્નહુલ હકક'**(પારા નં. ૨૫, રૂકુ-૧).

હુસ્નો જમાલના કારણ ને આધીન હવે જો કોઇ મહેબુબ કે માશુક બનવાને પાત્ર કોઇ ઝાત હોય તો તે ફકત પાક પાલનહારની જ ઝાત છે કે જેના હુસ્નો જમાલના જલ્વા આલમે અસ્બાબ(દુનીયા), આલમે કબીર(બ્રહ્માંડ), આલમે સગીર(ઇન્સાન) તથા આલમે આખેરતમાં સંપૂર્ણપણે જળવાયેલા છે જેના વિષે મહા કવી ડો.ઇકબાલના અશઆર છે.

**ઝાહેર કી આંખ સે ન યું દેખા કરે કોઇ,**
**હો દેખના તો દીદએ દિલ વા કરે કોઇ.**
**તું ઇન્તહાંએ હુસ્ન હય મય ઇન્તહાંએ ઇશ્ક,**
**દેખેં તુજે કે મુજકો તમાશા કરે કોઇ.**
**હો દેખનેકા શૌક તો આંખો કો બંધ કર,**
**હય દેખના યહીં કે ન દેખા કરે કોઇ.**
**મન્સુર કો હુવા લબ ગોયાઇ પયામે મૌત,**
**અબ ક્યા કીસી કે ઇશ્કકા દાવા કરે કોઇ.**

અર્થાત્:- તેના હુસ્નો જમાલના જલ્વા આ દુનીયામાં ભૌતિક આંખોથી ન દેખી શકાય પરંતુ આ જલ્વા જોવા માટે દીલની આંખો ખોલવી પડે. તું હુસ્નો જમાલનું પૂર્ણ રૂપ છો, જ્યારે મારી અંદર પણ ઇશ્કો મોહબ્બતની પરાકાષ્ઠા સમાયેલી છે હવે જોનાર તેને જુએ(સૈરે આફાકી)કે પછી મને તમાશા રૂપે જુએ (સૈરે અન્ફોસી), જો તેને જોવાની અભિલાષા છે તો હવે આંખોને બંધ કર(મુરાકેબોહ્ કર) તેને દેખવું જ આ છે કે તું દર્શનની અભિલાષાથી પણ પર થઇ જા(મુરાકેબાહ્માં મગ્ન થઇ જા)અને જો આ ઇશ્કો મોહબ્બતના મૈદાનના રહસ્યો પૈકી કંઇ પણ ઉચ્ચારીશ તો હઝરત મનસુર હલ્લાજ (રહેમતુલ્લાહ અલયહે)ની જેમ ફાંસીના માંચડે લટકવું પડશે.

**(૪) અહેસાનને લીધે**

ઇન્સાનની ફીતરત ઉપર નઝર કરતા જણાંય છે કે, આશીકો-માશુક વચ્ચે ઇશ્કો મોહબ્બત તથા લાગણી ભર્યા બંધનોનું એક કારણ

આપસમાં એકબીજા ઉપર થયેલ અહેસાન પણ છે. અહેસાનને કારણેજ અહેસાનમંદ નું આકર્ષણ અહેસાન કરનાર તરફ થાય છે. પછી આ આકર્ષણ, લાગણી અને છેવટે ઇશ્કો મોહબ્બતનો રૂપ ધારણ કરે છે.

હવે અહેસાનમંદ વ્યક્તિને મોહસીન માશુકના રૂપમાં દેખાય છે જેથી ઇન્સાન ખરેખર અહેસાનનો ગુલામ સાબીત થાય છે અને આ રીતે ખતરનાકથી પણ અતિ ખતરનાક વ્યક્તિઓનું પણ અહેસાનની જંજીરોમાં જકળાયા પછી મુકત થવું મુશ્કેલ છે એટલેજ અરબી ભાષામાં કહેવત છે કે, **'અલ ઇન્સાનો અબ્દુલ અહેસાન'** અર્થાત્ઃ - ઇન્સાન અહેસાનનો ગુલામ છે.

હવે જો અહેસાનને લીધે ઇશ્કો મોહબ્બત થવા ઉપર મનન-મંથન કરવામાં આવે તો આ કારણ થકી મોહબ્બતને લાયક પાક પાલનહારની ઝાત સિવાય અન્ય કોઇ, કોઇપણ રીતે સાબીત ન થાય કારણકે 'મોહસીને હકીકી' (અહેસાન કરનાર) ખરેખર પાક પાલનહારની ઝાત છે અને તમામ મખ્લુક તેની અહેસાનમંદ છે.

ઘણી વખતે મખ્લુક પેટે કોઇને મોહસીન અર્થાત્ 'અહેસાન કરનાર' કહેવામાં આવે છે પણ આ કહેવું મિજાઝી અર્થમાં છે નહીં કે હકીકી અર્થમાં. મખ્લુક પેટે કોઇને કોઇ ઉપર અહેસાન કરવાની પ્રેરણાં આપનાર તો ખાલીકે હકીકી છે તથા તે જ ખાલીકે અફઆલ પણ છે. એટલેજ ખરેખર મોહસીને હકીકી તો તે પાક પાલનહાર જ છે અને વધુ ખુબીની વાતતો આ કે મિઝાઝી અહેસાન અર્થાત્ કોઇ ઇન્સાનનો કોઇ ઇન્સાન ઉપર અહેસાન થાય છે તો તેની પાછળ કોઇને કોઇ સ્વાર્થ જરૂર છુપાયેલો હોય છે. જ્યારે મોહસીને હકીકીના અહેસાન પાછળ તો સ્વાર્થ માત્રની કલ્પનાથી પણ બંદો કુફ્રને દરજ્જે પહોંચી જાય છે.

મોહસીને હકીકી પાક પાલનહારની શાને સમદીય્યત, શાને બેનીયાઝીનો સદકો કે પોતાનાજ દુશ્મન, ખુદાઇના દાવેદાર નમરૂદને પણ તેણે પોતાના અસંખ્ય અહેસાનોથી નવાઝીયો. પ્રથમ તો તેને આદમની ઔલાદમાં પેદા કર્યો, પછી રીઝ્ઝક્ અત્તા કર્યો, પછી ચક્રવર્તી રાજ અતા કર્યુ અને જ્યારે સતાના નશામાં મગ્ન થયા પછી તે શયતાનનો અનુગામી થયો તો તેની હિદાયત માટે પોતાના ખાસ બંદા પયગમ્બર તથા ખલીલ હઝરત ઇબ્રાહીમ(અલયહીસસલામ)ને મોકલ્યા આ પણ એક મહાન અહેસાન હતો પરંતુ નમરૂદ તો શયતાનનો જ વફાદાર રહ્યો. માનવ માત્રના ઇતિહાસમાં દોસ્તો ઉપર અહેસાન કરવાના બનાવો તો અસંખ્ય મળશે પરંતુ





દુશ્મન ઉપર અહેસાન કરવાનો બનાવ એક પણ નહી મળે પરંતુ પાક પાલનહારે એકલા નમરૂદ નામના જ દુશ્મન ઉપર અહેસાન કર્યા એવું નથી તેના દુશ્મનોની નામાવલી પણ લાંબી છે જેમના ઉપર તેના અહેસાન છે તેણે અહેસાન કરવા પેટે દોસ્ત કે દુશ્મન, મોમીન કે કાફીર, ઇબાદત કરનાર કે ઇન્કાર કરનાર, જન્નતી કે દોઝખીનો ભેદભાવ રાખ્યો નથી. કુર્આનશરીફમાં છેકે, **'ઇન્નલ્લાહ બિન્નાસે લરઉફુર્રહીમ.'** (સુરએ બકરહ્, આ.નં. ૧૪૩)

(અર્થાત્ઃ - બેશક અલ્લાહ ત્આલા તમામ ઇન્સાનો પર અતિ મહેરબાની કરનાર છે.)

**અહેસાનની વ્યખ્યાઃ**

આ છે કે કોઇ પણ જરૂરતમંદ વ્યકિત પોતાની જરૂરતથી વાકેફ છે છતાં પણ તેની જરૂરતના કાળમાં તેની જરૂરત મુજબ તેને મદદગાર થવું, કામ આવવું, તેની તે જરૂરત પુરી કરવી. એટલે કે અહેસાન પેટે જાહેરી કે બાતીની નેઅ્મતનો વુજુદ જરૂર હોય છે જે અહસાન થવાનું કારણ બને છે આ રીતે અહેસાન તથા નેઅ્મત બંને એકબીજાના પુરક છે.

મોહસીને હકીકી અલ્લાહત્આલાએ પોતાના બંદાઓને અસંખ્ય નેઅ્મતો અતા કરી અહેસાને અઝીમ ફર્માવ્યો તેનું ઝીક્ર કુર્આનશરીફમાં છે, **'અસ્બગ અલયકુમ નેઅ્મતન ઝાહેરતવ્વ બાતીના.'** (સુરએ લુકમાન, આ.નં. ૨૦) અર્થાત્ઃ - અમે તમને ભરપુર અર્પણ કરી પોતાની જાહેરી તથા બાતેની નેઅ્મતો.

તો બીજી જગ્યાએ નેઅ્મતો પેટે આ રીતે ઉલ્લેખ છે, **'વ ઇન તઉદ્દુ નેઅ્મતલ્લાહે લીતોહસુહા.'** (સુરએ ઇબ્રાહીમ, આ.નં. ૩૪) અર્થાત્ઃ - અને જો અલ્લાહની નેઅ્મતોની ગણતરી કરવા ચાહો તો હરગીઝ નહી ગણી શકો.

અને ફરી બીજી જગ્યાએ આરીતે ઉલ્લેખ છે કે, **'ફબે અય્યે આલાએ રબ્બેકુમા તુ કઝ્ઝીબાન.'** (સુરએ રહેમાન, આ.નં. ૧૩) અર્થાત્ઃ - તમો બંને (જીન્નતો તથા ઇન્સાનો) પોતાના પાલનહારની કંઇકંઇ નેઅ્મતોને ઝુટલાવશો. આ રીતે અસંખ્ય નેઅ્મતો અતા કરીને પાક પાલનહારે બંદા ઉપર અહેસાને અઝીમ ફર્માવ્યો.

હવે જો મહેબુબો મોહીબ વચ્ચે મોહબ્બતનું કારણ અહેસાન હોય તો આ કારણને લીધે ફકત પાક પાલનહાર અલ્લા હત્આલાની ઝાત જ મોહબ્બતની સંપૂર્ણ હકકદાર છે તેના અહેસાનો પેટે જો કોઇ તેની બારગાહમાં

પોતાની જાન પણ નીછાવર કરે છતાં પણ તેના અહેસાનનો હક્ક અદા નથી થતો એટલે જ કોઇ એ કહ્યું છેકે,

**'જાન ભી દી હુઇ ઉસીકી થી, હક્ક તો યે હય કી હક્ક અદા ન હુવાં'**

**(૫) નફસને લીધે,**

અશીકો-માશુક તથા મહેબુબો-મુહીબ વચ્ચે ઇશ્કો-મોહબ્બત થવાના કારણોમાં એક મુખ્ય કારણ 'નફસાની આકર્ષણ' પણ છે. દરેક ઈન્સાન પોતાની જાન-માલ, આલ-ઔલાદ, સગા-સંબંધીઓ, ધન-દૌલત, સ્નેહી મિત્રો તથા સમાજથી મોહબ્બત કરે છે. આ બધાની મોહબ્બત પાછળ ફકત એક જ કારણ અને તે તેના નફસનું આકર્ષણ છે.

ધનવાન બનાવાની કોશીષો પાછળ નફસાની ખ્વાહીશાતોને સંતોષવાનું કારણ છુપાયેલું છે તથા આલ-ઔલાદની મોહબ્બત સાથે, સગાસંબંધીઓથી ઘેરાયેલાં રહેવાનું કારણ, સામાજીક આગેવાનીની અપેક્ષા છુપાયેલી છે તથા વિશાળ સ્નેહી વર્ગ અને મિત્ર વર્ગ હોવા પાછળ મોભેદારીની ખ્વાહીશ કાર્યરત હોય છે.

ગરીબ ઈન્સાન ગરીબીથી બહાર આવવાના વિચાર સાથે જ ધન-દૌલાત માટે દેશ છોડીને પરદેશ જઇ પહોંચે છે ત્યાં તન તોડ મહેનત કરીને કમાવેલ નાણાં આલ-ઔલાદ તથા સગા-સંબંધીઓ ઉપર ખર્ચે છે પણ જ્યારે આલ ઔલાદના સામાજીક પ્રસંગોએ(સગાઇ, વેવિશાળ કે લગ્ન પ્રસંગ)સગા સંબંધીઓથી મતભેદ થાય છે તો સગા સંબંધીઓને પડતા મુકે છે. જ્યારે માનવ સર્જીત આફત કે કુદરતી આફત જેમકે કોમી રમખાણ, હોનારત,પુર કે ભૂકંપ વખતે ઝઝુમવાનું થાય છે ત્યારે પ્રથમ પોતાનો બચાવ કરીને સાબીત કરી આપે છે કે,ધન દૌલત, સગા સંબંધી, આલ ઔલાદ વિગેરેથી તેની મોહબ્બત ફકત પોતાના નફસ ખાતર છે.

દરેક ઈન્સાન નફસની ગુલામીને લીધે પોતાને મનગમતી ફાયદો આપનાર વસ્તુને પસંદ કરે છે. જયારે પોતાને નુકસાન કરનાર અને નષ્ટ કરનાર વસ્તુઓથી નફરત કરે છે. પોતાનું અનંત જીવન ઇચ્છે છે જીવનના અંત પેટે મૌતને પણ સ્વીકારવા તૈયાર નથી.

★ **સવાલ:-** આકાશ નીચે ધરતી ઉપર વસનાર દરેક માનવી મૌતનો સ્વીકાર કરેછે કોઇએ પણ ક્યારેય પણ મૌતનો ઇનકાર કર્યો હોય એવું આજ સુધી તો નથી બન્યું?

**જવાબ:-** ભાઇ, આપ જેને સ્વીકાર સમજો છો તે મૌતનો સ્વીકાર





નહી પણ મૌતના વુજુદનો સ્વીકાર છે કે એક દીવસ બધાને મરવું છે. પોતાને મૌત આવે આ વાત નફસના ગુલામોને મંઝુર નથી એટલે જ જોવામાં આવે છે કે જ્યારે તેઓ કોઇ ખતરનાક બિમારીમાં ફસાય છે તો અંતિમ ઘડી સુધી દુઆ તથા દવા ઇલાજનો સહારો બચવા પેટે કરતાં હોય છે એટલે પોતાને મૌત આવે તે તેમને પસંદ નથી.

★ **સવાલ:-** અમે તો કેટલીયે વ્યકિતઓને સ્વેચ્છાએ મૌતની પસંદગી પેટે અલગ અલગ વિકલ્પો ઇખ્તિયાર કરીને મરતા જોયા છે જેમકે આપઘાત કરનાર વ્યક્તિ કોઇ પાણીમાં ડુબીને, તો કોઇ ફાંસો ખાઇને, તો કોઇ ઊંચી જ્ગ્યાએથી છલાંગ લગાવીને મૌતને વ્હાલું કરેછે ?

**જવાબ:-** આપઘાત પેટે કોઇ પણ હીલો ઇખ્તિયાર કરી મરવા પાછળનું કારણ મૌત પસંદ હોવાનું હરગીઝ નથી પણ આ નફસના ગુલામો માટે વિકટ સંજોગો સર્જાતા તેમાંથી છુટકારો મેળવવા માટે આપઘાત કરી મૌતને અપનાવે છે. એટલે તેમની પસંદગી તો વિકટ સંજોગોથી છુટકારો મેળવવો છે નહીં કે મૌત; એટલે જ આપઘાતનું પગલું તો નફસની ગુલામીની ચરમસીમા કહેવાય છે.

★ **સવાલ:-** મોહતરમ, અસંખ્ય ઔલીયાએ કીરામ કે જેઓ ઈન્સાન જ છે કે તેમણે મૌતને પસંદ કર્યાના ઐતિહાસીક પ્રસંગો નોંધાયા છે. તેમણે પોતાના અંતકાળ(નજઅ્)ને ઇદની ઉપમા આપી ખુશીઓ મનાવી છે શું તેમનો આ વર્તાવ મૌત પસંદ હોવાનો સબુત નથી.?

**જવાબ:-** હે, હક્કના તલબગાર, ફખ્રે ઈન્સાનીય્યત ઔલીયાએ કીરામે મૌતને પસંદ કર્યાના બનાવો જરૂર નોંધાયેલા છે. આ ઔલીયાએ કીરામ નફસના ગુલામ નથી તેઓ નફસની શરારતથી નજાત મેળવી ચુકયા છે. તેમનો નફસએ અમ્મારાહ્ નષ્ટ થતાં હવે નફસે લવ્વામહ્ પણ નફસે મુત્મઇન્નહ્ થઇ ચુકયો છે. પરંતુ નફસની શરારતોમાં જકળાયેલ નફસનો ગુલામ ઈન્સાન ક્યારેય મૌતને પસંદ કરતો નથી આ એક સત્ય છે; તેની ઉપર વિચાર કરો! નફસને લીધે મોહબ્બત થવાના કારણો ઉપર ઊંડાણથી વિચારીએ તો મોહબબતને લાયક ફકત પાક પાલનહારની ઝાત જ છે કોઇ પણ વ્યક્તિ છાંયાથી મોહબ્બત કરે અને ઝાડથી મોહબ્બત ન કરે આ વાત અશક્ય છે કારણકે છાંયો બાકી રહવાનું મુળ કારણ તો ઝાડ પોતે જ છે ઝાડ ન હોય તો છાંયો ક્યાંથી હોય ? એ રીતે જ ધન દૌલત આલ ઔલાદ વગેરેનું અસ્તિત્ત્વ પાલનહારની ઝાતને જ આભારી છે.

હે ગાફીલ! જે નફસ માટે આખી જીદંગી કાવા-દાવા કર્યા તે નફસને અંતે તો મલેકુલમૌતને હવાલે થઇને **'કુલ્લો નફસીન ઝાએકતુલ મૌત'** મુજબ મરવું છે એટલે અત્યારથીજ **'મન અરફ નફસોહુ ફકદ અરફ રબ્બોહુ'** (કે જેણે પોતાના નફસને ઓળખ્યો તેણે પોતાના પાલનહારને ઓળખ્યો) પ્રમાણે માઅ્રેફતે નફસ પ્રાપ્ત કર કે જેથી માઅ્રેફતે ઈલાહી પ્રાપ્ત થાય અને આ માઅ્રેફતને કારણે તું જામે ઇશ્કો-મોહબ્બત પ્રાપ્ત કરી શકે.

## રહેમત ભર્યા બનાવો

સહીહ બુખારીશરીફમાં એક રહેમત ભર્યા બનાવનો ઉલ્લેખ આ રીતે છે, જંગના મૈદાનમાં એક બાળક પોતાની માંથી વિખુટુ પડી જાય છે તે તેની શોધમાં ચાલુ લડાઇએ જંગના મૈદાનમાં આવી પહોંચે છે માંની મમતા ભરી દીવાનગીની એ હાલત છે કે જે કોઇપણ બાળક સામે દેખાય છે; તેને છાતી સરસો ચાંપીને મા દુધ પીવડાવે છે . રહેમતુલ્લીલઆલમીન (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની નઝર તે માં અને તેની વ્યાકુળતા ઉપર પડે છે અને આપ સહાબાએ કીરામથી ફર્માવે છે કે, 'શું આ શકય છે કે આ માં પોતાના હાથે સળગતી આગમાં પોતાના બાળકને નાંખે?' સહાબાએ કીરામે કહ્યું કે, 'આવું હરગીઝ ન બને' તો આપે ફર્માવ્યું કે, 'માંને જેટલી મોહબ્બત પોતાના બાળકથી છે, તેનાંથી પણ વધીને ખુદા પોતાના બંદોઓથી મોહબ્બત કરે છે.'

સુનને નિસાઇ શરીફમાં છે કે, એક વખત આપ સરકાર જંગથી પરવારીને પાછા ફરી રહ્યાં હતાં ત્યારે એક ખાતુન પોતાના બાળક ને ગોદમાં ઉંચકીને આપની સામે આવીને રજુઆત કરે છે કે, 'યા રસુલુલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) એક માં પોતાના બાળકથી જેટલી મોહબ્બત કરે છે શું પાક પાલનહાર તેથી પણ વધુ મોહબ્બત પોતાના બંદાઓથી નથી કરતો?' આપે ફર્માવ્યું, 'બેશક તેનાથી પણ વધુ' તો તે ખાતુન બોલી, 'શું માં પોતાના બાળકને આગમાં ધકેલવાનું પસંદ કરશે ?' આ અસરકારક શબ્દોથી આપ સરકાર ઉપર ગીર્યા તારી થયો પછી આપે સર મુબારક ઊઠાવીને ફર્માવ્યું કે, 'ખુદા ફકત તે બંદાને અઝાબ આપે છે જે સરકશીથી એકને બે કહે છે. (શીર્ક કરનાર)'

મીશકાત શરીફમાં છેકે, 'આપ એક મજલીસમાં રોનક અફરોઝ છે ત્યારે એક સહાબી પોતાની ચાદરના એક પક્ષી સાથે તેના બચ્ચાંને બાંધી





લાવીને બનાવ રજુ કરે છે, યા રસુલુલ્લાહ (સલ્લલ્લાહોઅલયહે વસલ્લમ) મૈં આ બચ્ચાંને એક ઝાડીમાંથી ઊઠાવી ચાદરમાં છુપાવી લીધા જેના કારણે તેની માં મારા માથા ઉપર ચક્કર લગાવા લાગી, મેં ચાદર જરાક ખોલી તો તરત જ મારા હાથમાં રહેલ ચાદરની અંદર પોતાના બચ્ચા ઉપર આવી પડી. ઈર્શાદ થયો, 'શું બચ્ચા સાથે માંની આ રહેમત પેટે તેમન નવાઇ લાગે છે? જે મોહબ્બત આ માંને પોતાના બચ્ચાં સાથે છે ખુદાને પોતાના બંદાઓ સાથે તેનાથી પણ વધુ મોહબ્બત છે.'

★ એક વખત ખાતેમુલ અંબીયા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમે) ફર્માવ્યું કે, 'જે હું જાણું છું તે તમો જાણો તો હસો ઓછું અને રડો ઘણું અને માતમ કરતા કરતા જંગલ તરફ નીકળી જાવ.' તો હુકમ થયો કે, 'મારા બંદાઓને આટલી હદે ન ડરાઓ કે જેથી તેઓ મારી રહેમતથી ના ઉમ્મીદ થઇ જાય.'

★ રસુલુલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ફર્માવ્યું કે, 'પાલનહારની રહેમતના સો(૧૦૦) હીસ્સા છે જે પૈકી ફકત એકજ હિસ્સો દુનિયા માટે અને નવ્વાણું(૯૯) હીસ્સા આખેરત માટે છે તે દીવસે કોઇ હલાક નહીં થાય જે દુનીયામાં (સ્વેચ્છાએ) હલાક થયો એ તે દીવસે બંદાઓ ઉપર એ રીતે રહેમતની વરસાદ થશે કે, શયતાન પણ વારે ઘડીયે ગરદન ઊંચી કરીને જોશે કે કદાચ આજે મને પણ બક્ષી દેવામાં આવશે, મારા ગુનાહ પણ માફ કરીને પાલનહાર મારાથી દરગુજર ફર્માવશે.'

★ એક વખત એક એઅ્રાબીએ આપ (સલલ્લલ્લાહો અલયહે વસલ્લમ)થી અર્ઝ કરીએ કે, 'કયામતના દીવસે બંદાઓથી હિસાબ કોણ લેશે ?' તો આપે જવાબ આપ્યો કે, **'અલ્લાહત્આલા.'** આ જવાબ સાંભળીને એઅ્રાબી મુશ્કુરાહટ સાથે કહેવા લાગ્યો, 'ખુદાએ ત્આલા કરીમ છે અને કરીમ જ્યારે કુદરત મળવે છે તો માફ કરે છે અને જ્યારે હિસાબ કરે છે તો કડકાઇ નથી કરતો.' એઅ્રાબીના આ શબ્દો સાંભળીને આપે કહ્યું કે, 'આ એઅ્રાબી વિદ્વાન છે તે સાચુ કહે છે કે, ખુદાથી વધીને કોઇ કરીમ નથી.'

★ હુઝુર સાહેબે લૌલાકે (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ફર્માવ્યું કે, 'કયામતના દિવસે મુનાદી (અલ્લાહ તરફથી) નિદા કરીને કહેશે, અય ઉમ્મતે મોહંમદીય્યાહ્ મેં તમારો હકક માફ કર્યો હવે તમો પણ એકબીજાના હકકો આપસમાં માફ કરો અને જન્નતમાં દાખલ થઇ જાવ.'

★ એક વખત ફખ્રે ઇન્સાનીય્યત, સૈયદુલ અંબીયા(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) પાક પાલનહારની જનાબમાં દુઆ કરી કે, "હે પાલનહાર મારી ઉમ્મતનો હિસાબ(કયામતના દિવસે) મારે હવાલે કર. જેથી મારા સીવાય કોઇ તેઓના ગુનાહથી વાકીફ ન થાય તો પાલનહાર તરફથી વહી નાઝીલ થઇ, 'અય મોહમ્મદ, તમારી ઉમ્મત પણ બંદા તો મારા જ છે હું તમારાથી પણ વધુ તેઓ ઉપર મહેરબાન છું હું નથી ઇચ્છતો તમો પણ તેમના ગુનાહથી વાકેફ થાવ, હું પોતે તેઓનો હિસાબ કરીને બક્ષી દઇશ.'

**માથા કપાવ્યાં, ખાલોં ખેંચાવી**

હુઝુર નબીએ પાક સાહેબે લૌલાક શહેનશાહે ગુલશને અખ્લાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તાબેદારી, અનુકરણ તથા અનુસરણ મારફતે છેવટે બંદો 'મકામે મહેબુબીય્યત'ની નજદીક પહોંચે છે અને **'યોહીબ્બોહુમ વ યોહીબ્બુનહુ'** પ્રમાણે હવે પાક પાલનહાર રબ્બે જુલજલાલ અલ્લાહ ત્આલા(જલ્લે શાનહુ વ અમન વાલહુ) પણ તેનાથી મોહબ્બત કરવા લાગે છે.

પાક પાલનહાર વુજુદે મુત્લક તથા તેના ઝાતી અને સીફાતી નામોના અન્વારોની તજલ્લીઓ જે નિરંતર અર્શે મોઅલ્લા ઉપર થાય છે તે અમુક સીફાતી નામોની પેટા તજલ્લીથી હવે <u>ઇશ્કે હકીકી</u> ના માર્ગે ચાલનાર આશીકને <u>સૈરે અન્ફોસી</u>★ના કારણે ઇશ્કેહકીકીમાંથી અલ્પ હીસ્સો અર્પણ કરવામાં આવે છે અને આ રીતે તેને પાક પાલનહારની નિકટતા પ્રાપ્ત થાય છે.

જેની પાછળ મુર્શીદે કામીલની (પરીપૂર્ણ સદ્ગુરૂ) મોહબ્બત તથા સુન્નતે મુસ્તફા(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)પૈકી સુન્નતે ગૈરે ઇખ્તિયારી કે પછી સુન્નતે ઇખ્તિયારી તેમજ સુન્નતે ઇખ્તિયારી પેટે સુન્નતે મોઅક્કેદાહ્ કે સુન્નતે ગૈરે મોઅક્કેદાહ્ અને નવાફીલો જરૂર કારણભુત હોય છે.

<u>સહીહ બુખારી શરીફ</u> ની રિવાયતમાં છે કે, 'બંદો નફ્લો મારફતે મારી નઝદીકી પ્રાપ્ત કરે છે ત્યાં સુધી કે હું તેનાથી મોહબ્બત કરવા લાગુ છું અને હું જેનાથી મોહબ્બત કરૂં છું તો તેના કાન બની જાઉં છું; જેનાંથી તે સાંભળે છે; તેની આંખ બની જાઉં છું જેનાથી તે જુએ છે; તેના હાથ બની જાઉં છું જેનાથી તે પકડે છે;' <u>બુખારીશરીફ</u> અહીં સુધી. જ્યારે <u>શરહે મિશ્કાત</u> માં આ શબ્દો વધુ છે કે, 'અને તેનું દીલ બની જાવ છું કે જેનાથી તે વિચારે છે તથા જીભ બની જાવ છું કે જેનાથી તે બોલે છે.'

આ મકામમાં જ આશીકે હકીકીનો ખરો ઇમ્તેંહાન શરૂ થાય છે. જો





તેની સહનશક્તિથી વધુ અન્વારોનો નુઝુલ થાય અને તે સંપૂર્ણ મદહોશીના આલમમાં મગ્ન થઇ જાય ત્યારે તેની જીભ ઉપર પાકપાલનહાર પોતાની કુદરતે કામીલાહથી સીલ(બંધન) મારી દે તો જરૂર આ મકામથી સંપૂર્ણ સ્વસ્થતાથી બહાર આવી જશે અને જો કુદરતનો આ સીલ(બંધન) તુટે આશીકના હોઠ ફફડે તો તે મર્યો સમજો.

હઝરત મન્સુર હલ્લાજ(કુદ્દસ્સીર્રહુ) એ 'અનલ હકક' કહ્યું, હઝરત શમ્સ સબ્ઝવારી(રહેમતુલ્લાહ અલયહ) એ મુર્દા શહેનશાહને ઠોકર મારીને કહ્યું, 'કુમ્બે ઇઝની' તથા સુલ્તાનુલ્આરેફીન બાયઝીદે બુસ્તામી(રહેમતુલ્લાહ અલયહ) એ કયારેક 'સુબ્હાની મા આઅ્ઝમો શાની' કહ્યું, તો ક્યારેક 'લયસ ફી ઝુબ્બતી સીવલ્લાહ ત્આલા' કહ્યું. આ જાતના શબ્દોથી આ માર્ગના ભોમીયાને જરાપણ નવાઇ નથી લાગતી કારણ કે, જો હઝરત મુસા (અલયહીસ્સલામ)ને વાદીએ મુકદ્દસમાં ઝાડ(વૃક્ષ)ને ઘેરી વળેલ અન્વારોની આગથી **'ઇન્ની અના રબ્બોક ફખ્લક નાઅ્લૈક'** તથા **'ઇન્નની અનલ્લાહુ લાઈલાહા ઇલ્લ અના ફઅ્બોદ્દુની વ અકીમીસ્સલાતે લે ઝીક્રી.'** (સુર-એ-તાહા, પારા.નં.૧૬)ના અવાજો સંભળાય હવે જો આગ કે ઝાડ માંહેથી પાલનહાર પુકારી શકતો હોય તો પછી આ પંચતત્ત્વો મારફતે પોકારે તો નવાઇ શા માટે? અલ્લાહ ત્આલા કાદીરે મુત્લક છે જ્યાં ઇચ્છે, જેમ ઇચ્છે, જેનાથી ઇચ્છે, જે રીતે ઇચ્છે તે રીતે વાત કરે પણ આ ભેદને કોઇ ન સમજી શકે અને પછી વિરોધનો વંટોળ ઉભો કરે તો દોષીત કોણ?

આ જાતના બનાવો પેટે વિરોધના વંટોળ પહેલાં પણ ઊભા થતાં હતા અને આજે પણ થાય છે. ફર્ક માત્ર એટલો જ છે કે પહેલાં કોઇના માથા કપાવી નાખતા, કોઇની ખાલો ખેંચાવી દેતા કે કોઇને ફાંસીને માંચડે ચડાવી દેતા કે કોઇને આજીવન કારાવાસમાં નંખાવી દેતા. <u>હવે અર્વાચીન યુગમાં આવું તો નથી કરી શકતા પણ *ફૈઝાને વિલાયત* ના *મુન્કીર ખલનાયકો* પોતાના ગુંડાઓ મારફતે ક્યાંક સામાજીક બહિષ્કાર, તો ક્યાંક ધાક-ધમકીથી કામ લઇને પોતાની પીરી-મુરીદીની બંધ પડતી દુકાનને બચાવવા માટે કુર્આન, હદીષ તથા ફૈઝાને ઔલીયાએ કીરામના વિરોધમાં જતાં જરા પણ ખચકાટ અનુભવતા નથી; અને આ રીતે શયતાનના સાચા વારસદાર હોવાનો સબુત આપે છે વિરોધ પાછળ ફક્ત એટલો જ ફર્ક છે કે પહેલા શરીઅતની તરફદારી પેટે વિરોધ કરતાં હતાં જ્યારે હવે હસદની બીના પર વિરોધ થાય છે. પોતાની</u>

પાબંદી તથા નમાઝના ઠેકાણાં નથી અને બીજાની નમાઝની ફીકરમાં લાગેલા છે. મસ્જીદનો માલ હજમ કરવો છે અને મસ્જીદને બચાવવી છે !?! ઘરમાં ચાલતું નથી ને કૌમની આગેવાની કરવી છે.?!?

**મીસ્ર તુજકો ખો ચુકે બયતુલ્મુકદ્દસ અલ્વીદા,**
**તુજસે પહેલે રો ચુકે હય હમ ઈરાકો શામકો.**
**ગુંબદે ખીઝરામેં સોનેવાલે આકા અલમદદ;**
**આસરા તેરે સિવા અબ કીસકા હય ઈસ્લામ કો.**
**દેર ક્યું હય મેંહદીએ આખીર ઝમાં કો ભેજીએ,**
**તાકે ઈનકે સાથ હમ ઝીંદા કરે ઈસ્લામ કો.**

હવે, હું પીર વઝીર અલી(અલ્લાહત્આલા મારા ગુનાહ માફ કરે, મારી ઉપર રહેમ કરે)ઈશ્કો મોહબ્બત અનુસંધાને હઝરત સુલ્તાનુલ મોહકકેકીન, મખ્દુમેજહાં શૈખ શરફુદ્દીન યાહ્યા મુનીરી(કદ્દસલ્લાહો સીર્રહુલ્અઝીઝ)ના મકતુબાતશરીફ(પવિત્ર પત્રો)નો ભાવાનુવાદ ટુંકાવીને રજુ કરૂં છું:-

## મકતુબે મોહબ્બત

ભાઇ શમ્સુદ્દીન, પાક પરવરદીગાર તમને પોતાના દોસ્ત તથા વલીઓનું જીવન જીવવાની તૌફીક અતા કરે. વાકેફ રહેજો કે, મોહબ્બત સાથે બીજી મખ્લુકાતને કોઇ સંબંધ નથી કારણકે તેમની હીમ્મત બુલંદ નથી. ફરીશ્તાઓ પોતાની જવાબદારી સંપૂર્ણ રીતે નિભાવી રહ્યાં છે, કારણકે તેમના સુધી મોહબ્બતનો ગુઝર નથી થયો. મનુષ્યનો સંબંધ મોહબ્બતથી હોવાને કારણે જ તેને ભેદભાવનો સામનો કરવો પડે છે.

**'યોહીબ્બોહુમ વ યો હીબ્બોન હુ'** (તે મોહબ્બત કરે છે તેમનાથી, તેઓ મોહબ્બત કરે છે તેનાથી)જેમના દીમાગમાં મોહબ્બતરૂપી હવાની જરા પણ સુગંધ પહોંચી હોય તેમને જાણ કરી દયો કે સલામતીથી હાથ ખંખેરીને પોતાના વજુદને અલવીદા કરી નાંખે **'અલ્મોહબ્બતુન લા તબકા વલા તઝર'** (મોહબ્બત કંઇ જ બાકી રહેવા નથી દેતી, કંઇ જ નથી છોડતી.)

★ફુટ નોટ : સુલુક પૂર્ણ કરવાની રીતો પૈકી (૧)આત્મખોજ પૈકી પાલનહારને ઓળખવો જેને સૈરે અન્ફોસી કહેવાય અને (૨)બાહ્ય રીતે બ્રહ્માંડમાં પાલનહારની કુદરતના કરીશ્મા થકી તેને ઓળખવો જેને સૈરે આફાકી કહેવાય. પવિત્ર સિલસિલા એ આલીયાહ્ નકશબંદીય્યાહ્ના સાલીકોને સૈરે અન્ફોસીથી અલ્લાહની ઓળખ કરાવવામાં આવે છે, જ્યારે અન્ય પવિત્ર સિલસિલાઓમાં સાલીકને સૈરે આફાકી મારફતે અલ્લાહની ઓળખ કરાવવામાં આવે છે.)





હઝરત આદમ (અલયહીસ્સલામ)ની પૈદાઇશ સાથે જ બ્રહ્માંડમાં હલચલ મચી ગઇ કે આ કેવો અકસ્માત થયો? ફરીશ્તાઓની હજારો વરસની તસ્બીહ તથા ઈબાદત હોવા છતાં, તેમની મૌજુદગીમાં એક માટીના પુતલાને પસંદ કરી નવાઝવામાં આવ્યો જેથી ફરીશ્તાઓને નવાઇ લાગી તો તેમને કહેવામાં આવ્યું કે, 'તમે ફકત માટીને જુઓ છો પરંતુ તેના પર્દામાં છુપાયેલ અમાનતને જાુઓ..' **'યોહીબ્બોહુમ વ યો હીબ્બોનહુ'** અમે ઇશ્કની આગ તેના હૃદયમાં સળગાવી છે. આ ફરમાન સાથે જ પિતાશય પીગળી ગયું અને કલેજા સેકાય ગયા.

દુન્યાની અંદર પોતાના નોકર ચાકરની નવાઝીશ વખતે બાદશાહ, પદવી, પહેરણ તથા ટોપી સાથે જાગીર અર્પણ કરે છે, પરંતુ પાલનહાર કોઇ ઉપર મહેરબાન થાય તો પ્રથમ ટોપી, પહેરણ છીનવી, પોશાક વિહોણો, ભુખ્યો, તરસ્યો બેસાડવામાં આવે છે; તો જે કોઇ તેના તરફ ધ્યાનીત થાય અને જ્યાં સુધી પોતાને હલાક ન કરી નાંખે ત્યાં સુધી પરત ફરવાનો મોકો નથી મળતો, તેની રીત જ આ છે.

મરજીવા, રત્નાકરમાં ડુબકી નાણાં થકી પ્રાપ્ત થનાર માછલી માટે નથી મરતા પરંતુ તેનું ધ્યેય એવા મોતીની તલાશ હોય છે, જે અંધકારમય ઘરને પ્રકાશીત કરી દે. આ કાર્ય કંઇ બાલ રમત નથી. પરંતુ અતિ સાવધાનીથી જાનની બાજી લગાવવાનું છે.

ફરીશ્તાઓને જાણ હતી જ કે અતિ મહાન કાર્ય સોંપવાનો છે; તથા તેના માટે અમારા માંહેથી જ કોઇ પસંદગી પામશે. એટલેજ ફરીશ્તાઓ તથા ખુદ જીબ્રઇલ(અલયહીસ્સલામ) પણ 'અજાઝીલ' પાસે આવીને આ કાર્ય પોતાને સોંપાય એવી વિનવણી કરવાની દરખાસ્ત કરતા, તો તે જવાબ આપતો કે ,'આ કાર્ય મારૂં છે, મને જ સોંપાશે.'

એટલે જ અમુક બુઝુર્ગોએ કહ્યું કે, **' અપેક્ષા પેટે મુરીદમાં ઇબ્લીસના આ ગુણ જેવા ગુણ હોવો જોઇએ. જેથી કાર્યમાં આસાની રહે.'** મોહબ્બતની ચર્ચા થાય અને ગૈબી તલવારો ચમકે ત્યારે દીલોજાનથી તેનું સ્વાગત કરે તે જ જવાં મર્દ છે. હે બંધુ, પોતાનું મસ્તક હથેળી ઉપર મુક્યા વિના આ માર્ગમાં કદમ નથી મુકાતો. મણીધરના મુકાબલે એક કીડીની કમજોરીથી પણ વધુ અલ્લાહત્આલાની બારગાહમાં કુલ મખ્લુક મોહતાજ અને કમજોર છે. તુચ્છ કીડીના હૃદયમાં આકાશ આંબવાની ઇચ્છા જાગે તો તે અશકય છે.

કંઇ કેટલાયે તેની તલબમાં લાગેલા છે; તથા શોધમાં હેરાન-પરેશાન છે; ચર્ચામાં પરોવાયેલા છે. પ્રતિક્ષા પેટે એકાંતમાં સળગે છે. પરંતુ માયુસી, હેરાની, હસરત અને અફસોસ તથા ગુમાન સિવાય કંઇજ મેળવી ન શક્યા. તેને પામવા માટે કોઇએ માટી તથા પત્થરની પુજા અપનાવી તો કોઇએ પૂર્વ તથા પશ્ચીમ તરફ ધ્યાન કેંદ્રીત કર્યું તો કોઇ ભાસ્કરને ભગવાન સમજવા લાગ્યો. કંઇ કેટલાય તેની તલાશ તથા જુસ્તજુમાં લાગેલા છે; પણ તેનું ઠેકાણું ન મેળવી શક્યા તથા ચિહ્નો પણ ન શોધી શક્યા..**'અલ્હક્કુન અઝીઝ વ તરીકુન બઇદ વલ્કુર્બા બોઅ્દુન વલ વસ્લુન હિજ્ર વ બેયદેલખલ્કે કીલુન વ કાલ.'**

હઝરત બાયઝીદ બુસ્તામી(કુદ્દસ્સીર્રહુ)નું ફર્માન છે કે,**'અર્રહમાં અલલ અર્શસ્તિવા.'** સાંભળીને મેં અર્શ ઉપર છલાંગ લગાવી કે જઇને જોઉ તો ખરો કે તેની શું હાલત છે. તો ત્યાં જઇને મેં જોયું કે તે અમારાથી પણ વધુ વ્યાકુળ છે. જ્યારે તેની અઝમતો-જલાલ પર દ્રષ્ટીપાત કરીશ તો કલેજો કંપી જશે; અને જ્યારે તેના જમાલ ઉપર નઝર નાખીશ તો જાણવા મળશે કે ગમગીન દીલોની રાહત તેમાં જ સમાયેલી છે. આરીફોનો વજુદ તેના જલાલ સામે ગમની આગમાં પીગળી રહ્યો છે અને આશીકો તેનાં સૌંદર્યના દેખાવથી ખુશ થઇ ગર્વ કરે છે **'અલ્માઅ્રેફતો ના રૂન અલ્મોહબ્બતો નારૂનફીન્નાર'** આ અગ્નીએ કંઇ કેટલાઓને સળગાવ્યા જેની ધૂમ ચોતરફ છે.

દંતકથા છે કે,' એક વખત એક રૂપસુંદરી સુર્યના પ્રકાશની જેમ બગદાદના રાજમાર્ગે દેખાણી જેને જોતાવેંત કંઇ કેટલાય તેની પાછળ લાગ્યા. ધમાલ મચી ગઇ; પરંતુ તેણે એક હવેલીમાં દાખલ થઇને દ્વાર બંધ કરી દીધા. હવે તેનાથી પ્રશ્ન થયો કે, 'કોઇને મુલાકાત નહોતી આપવી તો પછી આ બધો દેખાવ શા માટે ?' તેણે જવાબ આપ્યો કે, 'મને દુનિયાદારોની ધમપછાડ પસંદ છે.' (તજલ્લીએ બર્કીના નુઝુલ વખતે સાલીકને આવીજ હાલત હોય છે કે અલ્પ સમય માટે પડદા ઊંચકાય છે; અન્વારોના દિદાર થાય છે જેને કારણે સાલીક આ અન્વારો તરફ આકષાર્ય છે અને તરતજ પાછા અવરોધોના પડદા ઢળે છે અને સાલીક પછડાય છે.)

જમીન અને આસમાનવાળા હેરાન, પરેશાન ચક્કરમાં છે. તેના વિના રહી પણ શકતા નથી અને તેને પામી પણ શકતા નથી. રોજ અસંખ્ય વખત અર્શ, કુર્સીને કહે છે, **'હલઇન્દક અસર'** તો કુર્સી કહે છે, **'હલઇન્દક ખબર'** આસમાન, જમીનને પુછે છે,**'હલ મર્ર બેકા તાલીબ'** તો જમીન





પણ આસમાનને પ્રશ્ન કરે છે, **'હલ મુસાફીરો ફીક આશીક'** હે બંધુ, ગલીએ ગલીએ, ફળીએ ફળીએ ઘાયલ પ્રેમીના ભગ્ન હ્રદય પડ્યા છે.

તેની મહેરબાનીથી કયા હ્રદયને નવાઝવામાં નથી આવ્યો તથા તેના ગઝબની આગથી કોણ સલામત છે? જો તમે ફકીરોના રહેઠાણ પાસેથી પસાર થશો તો તેને પામવાની તલબ ચરમસીમાએ દેખાશે.અને જો કોઇ ભઠ્ઠી પાસેથી પસાર થશો તો તેને ન પામવાનું દર્દ દેખાશે જો તમે કલીસાંમાં જશો તો તેની શોધની મસ્તી તથા કુનિશ્તમાં જશો તો તેના દિદાર માટેની તડપ દેખાશે.

સાત લાખ વર્ષ વિત્યા છતાં આજે પણ આ આગની જુવાળાઓ સતત ભડકી રહી છે. અને ચોતરફ હજારો સળગેલી શેકાયેલી વ્યક્તિઓ છે. બંને જહાં ભસ્મીભુત ન થઇ જાય તેનો ડર છે. અનાદીકાળથી આ આગ સળગી રહી છે. એટલે નવાઇ નથી લાગતી. હે બંધુ, હઝરત આદમ (અલયહીસ્સલામ) અને બની આદમના કાર્યો સિમીત નથી. લોહકલમ, અર્શો-કુર્સી, જમીન-આસ્માન બધા તેના થકી જ છે.

હઝરત બુઅલીનું ફર્માન છે કે, હઝરત આદમને પોતાના ખલીફા, હઝરત ઇબ્રાહીમને પોતાના ખલીલ, હઝરત મુસાને કલીમ (અલયહી-મુસ્સલામ)બનાવ્યાં. જ્યારે બની આદમે અમારા માટે કહ્યું, **'યોહીબ્બોહુમ વયોહીબ્બોનહુ'** હવે જો આ ફર્માન દીલોથી સુસંગત ન હોત તો દીલનું અસ્તિત્ત્વ જ ન રહેત.જો ઇશ્કો મોહબ્બતરૂપી સૂર્યકિરણો ઇન્સાનોનાં દીલોને મુનવ્વર ન કરતા તો તેઓ <u>હૈવાન</u> મિસાલ હોત. આ એક હકીકત હતી; છે અને રહેશે.જો કોઇ આખેરતને તલબ પેટે ન સ્વીકારે તો તેની ભુલ છે. દુનિયા તથા આખેરત બંને તલબ પેટે જ બનાવ્યા છે. નમાઝ, રોઝા બાકી ન રહે તે હકીકત છે પરંતુ તલબનો જ આ એક ભાગ છે.

કયામત પછી તમામ શરીઅ્તોને મૌકુફ કરી નાખવાં આવશે, પરંતુ બે કાર્યો બાકી રહેશે. એક તો અલ્હમ્દોલીલ્લાહ બીજું હુબ્બોલીલ્લાહ. નમાઝ, રોઝા, હજ્જ, જેહાદ વગેરે મન્સુખ થઇ જશે. પરંતુ મોહબ્બતના જામનું મન્સુખ થવું અશક્ય છે. જન્નતમાં અલગ અલગ ચહેરાઓના દિદાર સાથે ખુદાની માઅ્રેફતનો જામ સંકળાયેલો છે; જે અકાલ્પનીય અને અનંત હશે. ખુદા તેને બાકી રાખે... વસ્સલામ

## મકતુબે ઈશ્ક

હે ભાઇ કાઝી હમીદ, ઇશ્ક બંદાને ખુદાથી નઝદીક કરે છે. એટલે

જ આ માર્ગમાં ઇશ્ક ફર્ઝ થયો,**'લા શયખ અબલગો મીનલ ઇશ્ક'** કોઇ આશીકે ખુબ સરસ કહ્યું કે,..એક લાખ ચોવીસ હજાર પયગમ્બરો આવ્યાં છતાં પણ બની આદમ તૌહીદની હકીકતથી નાવાકીફ રહયો છે, પરંતુ તે જો પોતાના ઇશ્કની એક ચિનગારી મોકલતો તો બધા વાકીફ થઇ જાત. એટલે જ અરબમાં કહેવત છે કે,**'અલઇશ્કો હોવત્તરીક વ રૂયતુલ્માઅ્શુકે હોવલ જન્નતો વલ ફીરાકો હોવન્નારો વલ અઝાબ'** (અર્થાત્:- ઇશ્ક માર્ગ છે, માશુકાનાદિદાર જન્નત છે તથા ફીરાક જહન્નમ અને અઝાબ છે.)

હે ભાઇ, ઇશ્કરૂપી સવારી ઉપર સવાર થઇ માત્ર એક છલાંગ મારફતે માણસ બંને જહાંના બંધનથી પાર થઇ શકે છે. લા મકાંની મુસાફરી કરી શકે છે, પરંતુ ઇશ્કના માર્ગમાં દરેક પ્રકારની બરબાદી તથા હલાકત સહન કરવીપડે છે. આ માર્ગે ચાલનાર ખાડાની ધાર પર પગ મુકયા પછી જ પાક પાલનહારને પામવાનો અહેસાસ કરી શકે છે.

હે ભાઇ, આ હકીકત અટલ છેકે માશુકથી આશીક દુર નથી **'વહોવ માઅ્કુમ અયન માકુન્તુમ'**(જ્યાંપણ છો તે તમારી પાસે છે.) જે કંઇ દુરી તથા જુદાઇ છે તે આપણી ખુદીને કારણે છે. ખુદી(અહંમ)ના આવરણથી આઝાદી મેળવતાં જ પ્રિયતમને મૌજુદ પામશે.(રૂબાઇઃ-માશુક જાહેર હતો પણ હું અજ્ઞાન હતો. તે અમારી વચ્ચે હતો પણ હું બેખબર હતો. મેં કહ્યું, કદાચ તલબ મારફતે ધ્યેય પ્રાપ્ત થાય, જુદાઇનું કારણ આ હોવાથી હું અજ્ઞાન હતો.)

હે ભાઇ, આ રહસ્યને કારણે જ મુશ્તાંકોના હૃદય તેની તરફ આકર્ષીત રહે છે. જે આરીતે છે.**'અન્ત..લે..અના..વલા.. ગયરી..'**તું ફકત મારા માટે છો. મારા સિવાય કોઇ માટે નથી. મતલબ એ કે જ્યાં સુધી બધાની નફી ન થઇ જાય ત્યાં સુધી તૌહીદની હકીકત સ્પષ્ટ થતી નથી.

**'અલમોહીબ્બુન મહવુન ફીલ હુકમીલ મહબુબ'** (પ્રિયતમના ફર્માન પેટે પ્રેમી ગળાડુબ હોય છે.) યોગ્ય છે. હે ભાઇ, આ કારણે આશીકો બંને જહાંથી હાથ ખંખેરીને તેના સૌંદર્યની અભિલાષામાં મગ્ન હોય છે; ત્યારે અતિખુશ તથા તેનાં કહેરો-ગઝબની કલ્પના માત્રથી ધ્રુજી ઊઠે છે.

આશીક એક આહ સાથે શ્વાસ બહાર કાઢે તો આખી દુનિયાને બાળીને ભષ્મ કરી નાંખે તથા સહનશક્તિ સાથે શ્વાસ અંદર લે તો પોતાના અસ્તિત્વને સળગાવી નાંખે. ઇશ્ક આગ છે. અને આશિકોના હૃદય આતિશકદાં છે. પરીપૂર્ણ આશીકને કોઇપણ હાલતમાં રાહત નથી.





સુબ્હાનલ્લાહ, માટી, પાણીના આ સંગમને કેવી હિમ્મત અતા થઇ છે. તથા કેટલો શ્રેષ્ઠ સ્વભાવ અર્પણ થયો છે?!?

## મકતુબે ઈશ્કો મોહબ્બત

બિરાદર શૈખ ઉમર ખાસ દુઆ. હે ભાઇ, જેવી રીતે જાહેરમાં નમાઝ રોઝા વગેરે ફર્ઝ છે; તે જ રીતે બાતીનમાં ઇશ્કો મોહબ્બત પણ ફર્ઝ છે જેનું પરિણામ લિઝ્ઝત તથા દર્દોગમ છેઃ તમને વાકેફીયત હશે જ કે રસુલુલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) અત્યંત ગમગીન તથા ફીકરમંદ રહેતાં હતા. હે ભાઇ, ઇશ્ક બંદાને ખુદા સુધી પહોંચાડે છે. એટલે જ ઇશ્ક ફર્ઝ કરવામાં આવ્યો. ઇશ્ક વિનાની ઝીંદગી મૌત સમાન છે. કહેવત છે કે, 'આશીકે ખુદાના દીલમાં આગનું રહેઠાણ છે' એટલે જ દીલ જેટલું તુટેલું એટલું જ વધુ પ્રિય. કહેવત છેકે, 'અલઇશ્કો હોવત્તરીક, વ રૂયતુમાઅ્શુકે, હોવલ જન્નત વલ ફીરાકે હોવન્નારો વલ્અઝાબ'

હે ભાઇ વિચારો, અંબિયા એ કિરામની વારસાઇ સોના-ચાંદી નહીં પણ 'ઇશ્કે ઇલાહીની આગ' છે; જે સોખ્તાં હૃદયવાળાઓનાં નસીબમાં છે. જેની ઉપર તેમને ગર્વ છે; તેમના હૃદયમાંથી જો એક ચિંગાર બહાર આવી જાય તો કોનોં-મકાંને ભષ્મ કરી નાંખે. તેમનાં હૃદયમાં શાંત જુવાળામુખીની આગ છે તથા આ આગ જ્યાં પણ જઇ પહોંચશે બધું સળગાવી નાંખશે. આખી દુનિયાના અઝાબ માટે દોઝખની આગ છે જ્યારે દોઝખની આગના અઝાબ માટે આશીકોના હૃદયમાં સળગતી ઇશ્કની આગ છે. આ વાત મશહુર છે.

એક મસ્ત કલંદર મસ્તીના આલમમાં આ રીતે દુઆ કરતો હતો કે, 'હે પાલનહાર, તારી મહેરબાનીથી જહન્નમમાં નિવાસ કરવાની મને રજા આપ; જેથી ગયરોંને છુટકારો મળે અને જહન્નમ પણ તારા આશીકોથી આબાદ થાય.' હે ભાઇ, દુનિયાની આગને ઇશ્કની આગ ઉપર મુકવામાં આવે તો તે સુકી લાકડી સમાન સળગે. તથા દુનિયાની તમામ નદીઓના પાણી આશીકોંના દીલ ઉપર ઢાલવવામાં આવે તો વરાળ બનીને ઊડી જાય આ આશીકો અતિ હિમ્મતવાન હોય છે.

આ રીતે જ એક મસ્તાને પણ મસ્તીના આવેશમાં આવીને કહ્યું કે, 'કયામતના દીવસે હું દોઝખના દ્વારે ઊભો રહીને બધાને જન્નતમાં મોકલીશ.' (મસ્નવીએ મૌલાના રૂમમાં પણ આ બનાવનો ઉલ્લેખ છે) હે ભાઇ, ઇશ્કો-મોહબ્બતની ચિંગારી આજે જ મેળવી લ્યો જેથી આ ગુણ તમારી સાથે કબ્રમાં

જાય ત્યાં કામ લાગે. **'યૌમ લા યનફઓ માલું વલા બનુન ઈલ્લા મન આતલ્લાહો કલ્બીન સલીમ.'** (અર્થાતૃ:- કયામતના દીવસે ન તો માલ ફાયદો પહોંચાડશે ન તો ઔલાદ, પરંતુ જેને અલ્લાહ ત્આલા 'કલ્બે સલીમ' અતા કરે.) જો દીલ ગયરે હકકથી સંપૂર્ણ સુરક્ષીત રહે તો જ આ વાત પ્રાપ્ત થાય.

હઝરત ઈબ્રાહીમ (અલયહીસ્સલામ)ના દીલનો ઝુકાવ પુત્ર તરફ થયો કે તરત જ તેમને પુત્રની કુર્બાનીનો હુકમ થયો. હવે પુત્રની લાગણીઓથી દીલને ખાલી કરી ખુદાઇ હુકમને અગ્રતા આપવા તૈયાર થયા તો કહેવામાં આવ્યો કે,' મને માસુમની જાનથી મતલબ નથી અલબત્ત, તમારા દીલને માસિવાની મોહબ્બતથી ખાલી કરવાથી મતલબ હતો. આ મકસદ પૂર્ણ થયો હવે બાળકને રહેવા દ્યો.'

જે દીલમાં અલ્લાહત્આલા સિવાય બીજા કોઇએ કબ્જો જમાવ્યો સ્પષ્ટ છે કે તે દીલ ખરાબ થયું ખરાબ મકાનમાં જવાનું આપણે પસંદ નથી કરતાં તો પછી આવું મકાન ખુદાને લાયક કઇ રીતે થઇ શકે ? આ પવિત્ર કદમોથી અમે બાદશાહોના ગાલીચા પર નથી ચાલી શકતા તો પછી અપવિત્ર દીલ મારફતે ખુદાની નઝદીકી કઇ રીતે મળવી શકે? અલ્લાહત્આલા તમારા આઅ્માલો તથા તમારી સુરતોને નથી જોતો, પરંતુ તમારા દીલો તથા તમારી નિય્યતોને જાુએ છે. તેના દરબારમાં જાહેરી અમલ કે ચહેરાને જોવામાં નથી આવતાં પરંતુ ત્યાં તો તે લતીફાને જોવામાં આવે છે, જે દીલના નામે ઓળખાય છે.

યાદ રાખો અહીં માણસના દીલનો લગાવ જેની સાથે જેવો રહયો મરણબાદ પણ તેની સાથે તે મુજબ વર્તાવ થશે. અહીં દુનિયાનાં સરો-સામાનથી જેનો લગાવ રહયો, તો મરણબાદ દુનિયા તેની સામે હૈબતનાક સુરતમાં રજુ કરવામાં આવશે જેના થકી તેને સતત તકલીફ થતી રહેશે. તથા જેનું દીલ અહીં હુરો-કસુર તથા શરાબે તહુરમાં લાગેલું છે, મરણ પછી જન્નતને શણગારીને તેની સામે રજુ કરવામાં આવશે, તથા અહીં જો કોઇનું દીલ અલ્લાહથી લાગેલું રહયુ અને તેની તલબ તથા મકસદ પાલનહારને પામવાનો છે. તો મરણબાદ તેને પાક પાલનહાર પોતાની તજલ્લીથી નવાઝીને પોતાના જમાલને બે પર્દા કરશે. આ અતિંમ વર્ગ અતિ ઉચ્ચ છે કે જે ફકત અલ્લાહ માટે જ ઈબાદત કરે છે અને તેનો મકસદ પણ તે જ છે. **વસ્સલામ...**





## સુફીયાના કલામ

પાક પાલનહારની ઓળખ, આત્મ ઓળખ પર આધારીત છે. **'મન અરફ નફસહો ફકદ અરફ રબ્બહુ.'** (જેણે પોતાના નફસને ઓળખ્યો તેણે પોતાના રબને ઓળખ્યો.) હવે આત્મ ઓળખ માટે આ માર્ગના અનુભવી વિદ્વાનોએ જે રહેણી-કરણી, રીત-રસમ નકકી કર્યા છે બીજા અર્થમાં તેને જ સુફીવાદ કહેવામાં આવે છે. તેનો સંપૂર્ણ આધાર નિસ્વાર્થ કર્મ તથા ઇશ્કો મોહબ્બત અર્થાત્ સંપૂર્ણ રીતે પ્રેમને આધીન છે.

આ માર્ગના ભોમિયા મહાન સુફી, વિદ્વાન કે જેઓ શાયરી(કાવ્ય) રચનાનું સંપૂર્ણ જ્ઞાન ધરાવતા હતા તેમણે પોતાની રચનાઓમાં પ્રેમના દરેક પાસાને સંપૂર્ણ રીતે આવરી લીધા છે. જે પૈકી સિંધી કલામના સુફી શાયર અને મહાન વલીએ કામીલ શાહ અબ્દુલ લતીફ ભિટાઇ પણ એક છે. જેમને સમસ્ત સિંધી સમાજ, હિંદુ-મુસ્લીમ તથા કચ્છીઓ આદાર ભાવથી જાુએ છે.

હઝરત શાહ અબ્દુલ લતીફની રચનાઓનો સંગ્રહ ***શાહજો રિસાલો*** ના નામે ઓળખાય છે. જેની અંદર પ્રેમીની હૃદય વ્યથા, પ્રેમ પેટે કુર્બાની, પ્રિયતમની યાદ, વિરહની અગ્ની, ઈશ્કના અતુટ બંધનો વગેરેનું સચોટ વર્ણન છે. એટલે જ સુફી મહેફીલોમાં ***શાહ જો રિસાલો*** નું મહત્વ મસ્નવી મૌલાના રૂમથી જરા પણ ઉતરતું નથી જે નિર્વિવાદીત સત્ય છે.

નાત જાત તથા ધર્મના ભેદ ભાવ વગર આજે પણ જે જે વિસ્તારોમાં કચ્છી કે સિંધી ભાષાનું ચલણ છે. ત્યાં શાહ ભિટાઇની રચનાઓ જરૂર સાંભળવા મળે છે. એટલે જ હું પીર સૈયદ વઝીરઅલી ઇશ્કના નિયમોથી સંબંધીત શાહ ભિટાઇની અમુક રચનાઓ ભાવાર્થ સાથે રજુ કરૂં છું:-

(૧)

**મોહબ્બત જે મયદાન મે અચી પેર પે આં,**<br>
**સર વઢણ ઘડઘાર ધરણ ઈ સિંગાર સંધા**<br>
**ડીંધે મુ ડીઠા મથા માશુકન લએ.**

(સુર-યમન કલ્યાણ, પૃ.૧૮)

અર્થાતૃ:-ઉપરની રચનામાં હઝરત શાહ સાહેબ કહે છે કે, જ્યારે ઈશ્કના મેદાનમાં આશીક આવી પહોંચે છે તો ઇશ્ક પેટે સર-ધડની બાજી લગાવવી તેમના માટે ખેલ તમાશો છે, ધડથી માથો અલગ થવાને તેઓ પોતાનો શણગાર સમજે છે. માશુક માટે મસ્તક અર્પણ

કરનારાઓને મેં જોયા છે.

(૨)

**મોહબ્બત જે મેદાન મે સરજો મકર સાંગ,**
**સુળી સુપેરિયન જી ચડત થીએં ચાંગ,**
**ઈશ્ક આહે નાંગ ખબર ખાદ્યન કે પવે.**

(સુર-યમન કલ્યાણ, પૃ.૨૦)

અર્થાત્ઃ- આ રચનામાં કહેવાનું તાત્પર્ય આ છેકે, મોહબ્બતના અખાડા માં પ્રિયતમે ઉભો કરેલો ફાંસીનો માંચડો છે. ઓ પ્રેમી તું આ ફાંસીએ લટકાવાથી જ મહાન થઈશ હવે મસ્તક સલામત રહેવાના મોહને અલવીદા કર. વીષની ખબર તો ડંખ પામનારને જ હોય, ઈશ્ક પણ ઝેરી નાગ સમાન છે.

★★★

(૩)

**સુળી સડ કરે ઊભી આશીખન કે,**
**જે રખે સધ્ધ સિકણજી તખણમ પેર પરે,**
**સિસી ધાર ધરે પુછજ પોય પ્રિતડી.**

(સુર-યમન કલ્યાણ, પૃ.૨)

અર્થાત્ઃ- આ રચનામાં સુફી કવી કહે છે કે, હે પ્રેમની જંખના કરનાર ધ્યાનથી સાંભળ ફાંસીનો માંચડો પોકારી પોકારીને કહે છે કે, જો પ્રેમ રસની મજા ચાખવી હોય તો આવો ફાંસીએ લટકી જાવ હવે પીછે હઠ કરતા નહીં પ્રથમ મસ્તકનું બલીદાન આપો પછી પ્રેમની ચર્ચા કરજો.

(૪)

**માંજી મુંજાય મઇયન કે, ઈશ્ક એહડી ઝાત,**
**ડીહાં ડોરણ ડુંગરે રૂઅણ સજી રાત,**
**ઊથે વિઠે તાત મિયાં મહેબુબન જી.**

(સુર-સિંધી ભરવો, પૃ.૧૭૯)

અર્થાત્ઃ- આ રચનામાં કવી વિરહની વ્યથા રજુ કરતા કહે છે કે, પ્રિયતમની જુદાઇમાં પ્રેમી દીવસ આખો પહાડોમાં ભટકે છે અને રાત આખી રૂદ્નથી પસાર કરે છે. ઉઠતા બેસતા પણ પ્રિયતમની જ જંખના રહયા કરે છે. પ્રેમના અસ્તિત્વ માત્રને જાતાંજ ભલભલા ભડવીરો મુંજવણમાં મુકાઇ જાય છે.





(૫)

**કઢી કાંગાં તોડિયા, હિયું સાણ હથન,**
**વિન્યીં આ વિલાત મે, અગિયા અજીભન,**
**પરિઅન માન ચવન, હી કુર્બાની કેર કરન.**

(સુર-પૂરબ, પૃ.૩૦૦)

અર્થાત્ઃ- આ રચનામાં પ્રેમી પોતાના હૃદય સાથે કાગને પ્રિયતમ પાસે મોકલતા કહે છે, ઓ કાગ તને મારા હાથે મારૂં હૃદય કાઢી આપું જે તું પ્રિયતમ પાસે તેની રાજધાનીમાં જઇને તેમની સામે આરોગજે આ કુર્બાની કોણે કરી એમ મારા પ્રિયતમ કહે અને આ રીતે બસ મારી તરફ ધ્યાનીત થાય તો પણ ઘણું.

(૬)

**જે ભાંઇયે જોગી થીઆં તસંગ સભેઇ તોડ,**
**જે જાયા ન જાયંધા જીઅ તનીસેં જોડ,**
**ત તું પહોંચે તોડ, મોહબત જે મૈદાન મે.**

(સુર-રાકલી, પૃ.૨૧૪)

અર્થાત્ઃ- આ રચનામાં સ્પષ્ટ ખુલાસો છે કે, તૌહીદના સંપૂર્ણ મર્મ થકી જ વિસાલની નેઅ્મત મેળવી શકાય હઝરત શાહ સાહેબ કહે છે કે, જો તારી ખ્વાહીશ રહસ્યદર્શી બનવાની હોય, વાસીલ થવાની હોય જે કોઇની ઔલાદ નથી તથા જેના કોઇ મા-બાપ નથી તે પાક પાલનહારથી જ સંબંધ જોડ બાકી માફીહાથી સંબંધ તોડ તો જ તું મોહબ્બતના માર્ગ થકી મંઝીલે મકસુદ સુધી પહોંચી શકીશ.

(૭)

**ઢકેઓ કોન ઢકીએ નીંહ નીંહાઇ જીંઅ,**
**જર જીરે છડઇ, ત રછ્છ પચંધા કીઅ,**
**તું પણ કરજતી, જીં કુંભાર કરે કમ મે.**

(સુર-રિપ, પૃ.૨૩૬)

અર્થાત્ઃ- શાહ સાહેબ કહે છે કે, પ્રેમને કુંભારના નિભાડાની માફક ઢાંકીને કેમ રાખતો નથી આગ માંહેથી હરારત નિકળી જશે તો પછી વાસણ કળ રીતે પાકશે ? તું પણ ગરમાવો બચાવવા માટે તે જ રીત અપનાવ કે જે રીત કુંભારો અપનાવે છે.

(૮)

**જોગી તોહજે જોગમે, ગાલ ગુરજે ગચ્ચ,**
**વઢેઓ ચિરઓ ચચરેઓ પરમે ઉભો પચ,**
**મન મે બારજ મચ બાહર બાફ ન નિકરે.**

(સુર-રામકલી, પૃ.૨૧૭)

અર્થાત્:- ઓ યોગી(વાસીલ)તારાયોગ (મુજાહેદા)માં ઘણી-વાતોની(સમજ) જરૂર છે. તું વઢાઇ ચિરાઇને ચુરે-ચુરા થઇ જઇ તારી અંદર જ બળીને પાકતો રહેજે તારા મનની અંદર એવો અગ્ની સળગાવજે કે જેનો બફારો બહાર નિકળે નહીં.

(૯)

**અસલ આશીક પાંહજી, સિંસી ન સાડીન,**
**લાહે સર, લતીફ ચે, સાહ સલાહડેઓ ડીન,**
**કુલહ નેઓ કોરીન, પુછજ પોય પરિંતણું.**

(સુર-યમન કલ્યાણ, પૃ.૭)

અર્થાત્:- અસલ આશીકો પોતાના મસ્તકને નથી સાચવતા. લતીફ કહે છે કે, તેઓ મસ્તક ઉતારી તેની સાથે જીવને જોડીને અર્પણ કરી દે છે. પ્રથમ પોતાના મસ્તકને જળમુળથી કાપીને પછી જ પ્રિતની ચર્ચા કરે છે. આબૈતમાં પ્રેમ પેટે નિસ્વાર્થ કુર્બાનીનો ઉલ્લેખ છે.

(૧૦)

**હિત ન ગોલિયે હોત કે,વિન્યે છોવણકાર,**
**લિકોનાંય, લતીફ ચએ બારોચો બે-પાર,**
**નાએ નેણ નેહાર, તો મે ડેરો દોસ્ત જો.**

(સુર-સસઇ આબરી, પૃ.૮૭)

તું પ્રિતમની શોધમાં જંગલોમાં શા માટે ભટકે છે. અહીં જ તેની શોધ શા માટે નથી કરતો. લતીફ કહે છે કે, તારો પ્રિયતમ તારાથી દુર નથી છુપાયો નેણ નમાવીને જોતો ખરો તારી અંદર જ તારા દોસ્તનું સ્થાન છે, આ બૈતમાં સુફીવાદમાં પ્રચલીત સયરે અન્ફોસીના મહત્વને શાયર સમજાવે છે.

૧૧

**સજણ પાન્જા સારેઆ, અજ પણ અખડીયન,**
**ગાલન તે ગોડન જયું, ભુંધું ભસ ન કન,**
**સંધી સિંક પરિઅન, લોક ડિઠે ન લહે.**





(સુર-સિંધી ભરવો, પૃ.૧૭૭)

આજે પણ આંખોએ સજણ પ્રિયતમને યાદ કર્યો છે, ગાલ પર પડતાં આસુંના બિંદુડા ખુટતા નથી(આંખો ચોધાર આંસુએ રડે છે) પ્રિયતમના દિદારની અભિલાષાનો જોશ ગૈરોના દિદારથી શાંત કંઇ ન થાય.

૧૨

**જે ભાંઇએં જોગી થીઆં, ત મુરખ મિંજહી મર,**
**તન ખુડી, મન હુજરો, ગોરજ પાંહજો ઘર,**
**ઘરથી પોરજ ઘર, ગોલા કજ ન ગોઠ મે.**

(સુર-રામકલી, પૃ.૨૧૨)

અર્થાત્:- જો તારી ઇચ્છા યોગી થવાની હોય તો ઓ મુરખ તું તારી અંદર જ મરી જજે અર્થાત્ પ્રિયતમને પામવું હોય તો નફસાની ખ્વાહેશો ખત્મ કરજે.તારા તન અને મનને જ તારા સ્થાન બનાવજે અર્થાત્ એકાંતવાસ અપનાવી મનની એકાગ્રતા કેળવજે. એક ઘરથી બીજે ઘરે ભિક્ષા માટે ભટકજે તારૂ ઘર ન્યોછાવર કરી દે જે અર્થાત્ જરૂર પડતા હલ્કી કક્ષાના કાર્યની અદાયગીમાં પણ શરમાવું નહીં તથા સર્વ સંપતીથી નિર્મોહ રહેવું અને સ્થાન કે માન મર્તબાની અપેક્ષાને પણ અલવીદા કર તો જ તું પ્રિયતમને પામી વીસાલની દૌલતને મેળવી શકીશ યોગી બની શકીશ.

(૧૩)

**ફુંક લગે ત અંબરે બારેઆ-ઇ-તબાર,**
**હિતેજે હુવણ જ્યું, વયું સભ વિસાર**
**સમુરી સરકાર નએ રખજ નાંયમે.**

(સુર-સસઇ આબરી, પૃ.૯૪)

અર્થાત્:- અંતરમાં પ્રેમનો અગ્ની પેટાવ્યો છે તો તેને બળવા દે જે હવે એને એવી ફુંક માર કે જેની જ્વાળા આકાશને આંબે અહીંની સઘળી સંપતીને ભુલી જા તારો કુલ વહીવટ નથી માં રાખ જે. આ બૈતમાં હઝરત ભિટાઇ સરકાર કલ્માના પહેલાં અક્ષર લા થી રૂહાની સંબંધ જોડવાનું કહે છે

(૧૪)

**તું હબીબ તું તબીબ તું ધરધજી ધવા,**
**જાનભ મુંહજે જીય મેં આજાર જા અનવા,**
**સાહેબ ડે સીફા, મિયાં મરીઝન કે.**

(સુર-યમન કલ્યાણ, પૃ.૧૦)

અર્થાત્ઃ- તું જ મારો હબીબ(મિત્ર) છો તું જ મારો તબીબ(હકીમ) છો તું જ મારા દર્દની દવા છો, હે વહાલા પ્રિયતમ મારી રૂહ અનેક બિમારીઓથી ઘેરાએલી છે ઓ માલીક તું (મારા જેવા) બિમારોને શિફા અર્પણ કર.

(૧૫)

**અચ ઓરાહું સિપરી,વિંન્યમ પરાં ઉં,**
**થકી ખણી થરનમે, બાકોરેઓ બાહું,**
**ઘરઘ જીયું ધાહું મારી નીયું મોટ તું,**
(સુર-સસઇ આબરી, પૃ.૯૮)

અર્થાત્ઃ- હે પ્રિયતમ હવે નઝદીકીનો અનુભવ કરાવ, દુરીથી બચાવ, વીસાલ નસીબ કર, હીજાબ સમાપ્ત કર, ઉજ્જડ રણમાં હાથ ઉંચા કરી પોકારી પોકારીને તો હું થાકયો છું, મારી દુઃખ દર્દ ભરી દુઆઓનો ભાર જ મને મારી નાંખશે માટે તું પાછો ફર.

આ બૈતમાં ખુદ તરફથી પ્રિયતમને પ્રાપ્ત કરવાની તમામ કોશીષોને પ્રેમી વ્યર્થ ગણાવે છે.

(૧૬)

**નિસોરો ઈનીંહ જો ઘીલમે ધુંહ ધુખાય,**
**આણે આગ ઈશ્ક જી બારે જાન જલાય,**
**જિંઘા તી જાગાય, જીનસે આતસ આબ થીએ.**
(સુર-રામ કલી, પૃ.૨૧૧)

હઝરત શાહ સાહેબ આ બૈતમાં ફર્માવે છે કે, પ્રેમનો આ ઇશારો છે કે, દીલની અંદર પ્રેમની ધુણી ધખાવ અને આ પ્રેમની આગ થકી તન-બદન ભષ્મ કરી નાખ આ આગ એવી રીતે સળગાવ કે જેના થકી અગ્ની પણ પાણી બની જાય.





## નાઅ્ત શરીફ

અય ઇશ્ક કભી મેરે દીલમેં ભી સમા જાના,
મુજકો ભી મોહંમદકા દીવાના બના જાના.

જો રંગ કે 'જામી' પર 'રૂમી' પે ચડાયા થા,
ઉસ રંગકી કુછ રંગત મુઝ પે ભી ચડા જાના.

કુદરતકી નિગાહે ભી જીસ ચહેરે કો તકતી થી,
ઉસ ચહેરાએ અન્વરકા દીદાર કરા જાના.

જીસ ખ્વાબમેં હો જાએ દીદારે નબી હાંસીલ,
એ ઇશ્ક કભી મુજકો નીંદ ઐસી સુલા જાના.

દીદારે મોહંમદકી હસરત તો રહે બાકી,
જુઝ ઇસ કે હર હસરત ઇસ દીલસે મીટા જાના.

દુનિયા સે 'રિયાઝ' હો જબ ઉકબા કી તરફ જાના.
દાગે ગમે અહેમદ સે સીને કો સજા જાના.

નોટઃ- જ્યાં આપ સરકારનું નામ છે ત્યાં સલ્લલ્લાહો અલયહે વસલ્લમ જરૂર વાંચવું.

અમારું આગામી પ્રકાશન
**સફીનતુલ અબરાર**
અર્થાત
**કચ્છ સૌરાષ્ટ્રના ઔલીયાએ કામેલીન**

# ઈમ્તેહાં

# (૨)

# શહેનશાહે નકશબંદ

(કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ)

નેસ્તબર લોહેદિલમ નકશાં સિવાએનકશબંદ, અલ્મદદ યાખ્વાજએ મુશ્કીલકુશાએનકશબંદ,
શૈરેમૈદાંઅસ્ત ગર બાશદ સગેદર નશકબંદ, શાહે દૌરાં અસ્ત ગર બાશદ ગદાએ નકશબંદ.

(અર્થાત્ઃ – મારી દીલરૂપી તખ્તી પર નકશબંદ સિવાયનો કોઇ જ નકશ ઉપસેલો નથી. મારી મદદ ફર્માવો હે ખ્વાજાએ નકશબંદ મુશ્કીલકુશાં. જે ઇરાદતમંદ (મુરીદ) આ સિલસિલાનો કુતરો પણ હશે તે ખરેખર તો મૈદાનનો શૈર (સિંહ) છે. તેમજ જે કોઇ નકશબંદ ની બારગાહનો ગદાગીર (ભિખારી) પણ હશે, તે સમયનો શહેનશાહ છે.)

## ...શહેનશાહે નકશબંદ...

સ્થાપત્યકળા માટે વિશ્વ વિખ્યાત શહેર સમરકંદ – બુખારામાં સુરજ ઢળી ચુક્યો છે દિવસભરની મહેનતો વડે થાકેલા–પાકેલાં લોકો આરામની તલાશમાં ઘર તરફ દોડી રહ્યાછે. પશુ–પંખીઓ પણ પોત–પોતાના રહેઠાણ તરફ આવી રહ્યા છે. રાત્રીનો અંધકાર ધીરે–ધીરે અવની પર પોતાનું સામ્રાજ્ય ફેલાવી રહ્યું છે.

બુખારાની આસ પાસ રહેલી દુર દુર સુધીની ખાનકાહોમાં સુફીઓ, મુર્તાઝો(રિયાઝતો કરનારા) અને ઝાવીયાનશીનો આ અંધકારની જ પ્રતીક્ષામાં હતા, કારણ કે રાત્રીનો અંધકાર અને સન્નાટો જ તેઓની દીલોની દુનિયામાં હલચલ તથા કૈફીયત પૈદા કરનારો, પોતાના માબુદે હકીકીના ઈશ્કમાં ડુબીને રાઝો–નિયાઝમાં મશરૂફ થવાનો તેમજ મુનાઝાતો ઝીક્ર–ફીક્રમાં મુસ્તગરીક થઈને માફીહાને ભુલી જવાનો સમય હોય છે.

બુખારાની નઝદીક આવેલી આવી જ એક કિરમેનિય્યાહ નામના ગામની ખાનકાહમાં કેટલાક સુફીઓની એક જમાત તશરીફ ફર્માં હતી. તેઓની વચ્ચે એક રહેબરે કામીલ શખ્શીયત પણ તશરીફ ફર્માં હતી કે જેના અત્યંત પ્રભાવશાળી ચહેરાના અન્વારો થકી સમંગ્ર મહેફીલ પર નુર ચમકી રહ્યું હતું, તેઓના અન્વારો સભર કલામની અસરાત અને તવજ્જુહાત વડે પુરી મહેફીલ ઈસ્તિગરાકમાં ડુબી ચુકી હતી. આ મહેફીલમાં શહેરના બીજા કેટલાક નેક લોકો પણ એ અન્વારો સભર શીફાયાબ કલામની ચાસણી હાંસીલ કરવા માટે હાજર હતાં. મહેફીલમાં હાજર તમામ સુફીઓ ,દુર્વેશો રાત્રીના ખાણાથી પરવારી ચુકયા હતા.

એ દરમિયાન અચાનક જ મહેફીલના અગ્રેસર એવા એ બુઝુર્ગે પોતાના એક ખાસ ખાદીમને ફર્માવ્યું કે, ''દરવાઝાની બહાર જુઓ તો કોઈ આદમી ઈન્તઝારમાં ઊભો રહ્યો લાગે છે.'' આપના આદેશથી ખાદીમે જ્યારે બહાર જઈને જોયું તો એક શખ્શ અમરૂદ (જમરૂખ)ની એક ટોપલી પકડીને ઊભો હતો. ખાદીમે તેને પુછયું કે, ''કોનું કામ છે?.'' તો તેણે કહ્યું કે,''હું આપના એ રહેબરે કામીલના દિદાર થકી પાવન થવા માંગુ છું.'' ખાદીમે અંદર જઈને અર્જ કરતા તેને પરવાનગી આપવામાં આવી; તો તેણે ખાનકાહમાં પ્રવેશ કર્યો અને સલામ અર્ઝ કરી તેમજ અમરૂદની એ ટોપલી પેશ કરી. આપે તે શખ્શને અમરૂદો લાવવાનું કારણ પુછ્યું. અને તેનો ખુલાસો કરવા માટે ખુબ જ આગ્રહ કર્યો; પરંતુ તેના જવાબ પેટે તે આંગતુક શખ્શે





માત્ર એટલું જ કહ્યું કે, ''મેં આ અમરૂદની ટોપલી ઔરત પાસેથી ખરીદેલી છે.'' આથી વિશેષ તેણે કોઈ ખુલાસો કર્યો નહી. તો આપે તે ટોપલીને કબુલ ફર્માવી લીધી અને એક ખાદીમને હુકમ આપ્યો કે, ''આ ટોપલીના તમામ અમરૂદોને એક થેલીમાં ખાલી કરી નાખો.'' આપની આજ્ઞાઅનુસાર ખાદીમે તે અમરૂદોને એક થેલીમાં ઠાલવી દીધા; ત્યાર બાદ આપે તે થેલી પોતાના દસ્તે મુબારકમાં પકડીને અમરૂદોને આમ–તેમ ઉલટ–સુલટ કર્યા અને તેમાંથી એક અમરૂદ કાઢીને તે શખ્શને અતા ફર્માવ્યું. અને બાકીના અમરૂદો હાજરાજનોમાં વહેંચી દેવાનો હુકમ કર્યો; પરંતુ સાથે એ વાતની તાકીદ પણ કરી કે, કોઈ શખ્શ તેને ખાય નહીં.

થોડીવાર સુધી મહેફીલમાં સન્નાટો છવાયેલો રહ્યો; અચાનક જ એ રહેબરે કામીલે સન્નાટાનો ભંગ કરતાં પોતાનો પવિત્ર ચહેરો તે અમરૂદ લાવનારા શખ્શ તરફ ફેરવીને ફર્માવ્યું કે, ''આ વાતમાં શું રહસ્ય અને ભેદ છુપાયેલો છે કે મેં આ અમરૂદો તરફ આટલી હદે તવજ્જુહ ફર્માવી તેમજ તેનું ખુબ જ બારીકાઈથી નિરક્ષણ કર્યું તથા બધાને એવી તાકીદ પણ ફર્માવી તે કોઈ ખાય નહીં.માટે હે શખ્શ, આ અમરૂદોની સાચેસાચી હકીકત સ્પષ્ટ રીતે રજુ કરી દે.''

જેના પ્રત્ત્યુતરમાં તે શખ્શે હકીકતને ખોલતા કહ્યું કે,''મેં લોકોના મુખેથી એવું સાંભળ્યું હતું કે, કિરમેનીય્યાહની ખાનકાહમાં એક ખુબ મોટા સાહેબે કશ્ફો–કરામત બુઝુર્ગ તશરીફ લાવ્યા છે, માટે મેં આપની આઝમાઈશ કરવાનો ઈરાદો કર્યો અને આ તમામ અમરૂદોની વચ્ચે એક અમરૂદ પર નિશાની લગાવીને ટોપલીમાં ભેગું રાખી દીધું . તથા દીલમાં વિચારતો રહ્યો કે, જો તેઓ ખરેખર આવા જ બુઝુર્ગ હશે કે જેવી લોકો તારીફ કરી રહ્યા છે, તો મને અમરૂદ અતા ફર્માવશે.'' તેનો આ ખુલાસો સાંભળીને એ રહેબર કામીલના નુરાની ચહેરા પર જલાલના અસરાતોની લાલીમા છવાઈ ગઈ અને ઈર્શાદ ફર્માવ્યું કે, ''હે શખ્શ, ખુબ સારી રીતે જોઈ લે કે શું તે એ જ અમરૂદ છે.?'' તો તેણે અર્ઝ કરી કે, બેશક, બીલકુલ એ જ છે. ત્યાર બાદ આપે તેને ઠપકાભરી ઝબાનથી નસીહત કરતાં ફર્માવ્યું કે,''ખુદાના બંદાઓની કસોટી ન કરવી જોઈએ, જો હું તને આ અમરૂદ ન આપત તો તું જરૂર નુકસાનમાં પડી જતો અને અમારાથી દુર જઈ પડતો. જે દુર્વેશ હુઝુરનબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના દીનમાં દુર્વેશો માંહેથી હોય વારું, તેને અઝમાવવાની ઝરૂરત શું છે.?''

અને આ રીતે આપની આ મહાન કરામત જોઈને તે શખ્શ આપના કદમોમાં પડી ગયો. આપની નસીહતો, તવજ્જોહાત અને હિદાયત થકી તેની દીલરૂપી દુનિયા બદલાઈ ગઈ. તેણે ઘણી જ આજીઝી અને કાકલુદી સાથે આપની બારગાહમાં તૌબાહ્ કરી અને આપના મોહીબ્બોની જમાઅ્તમાં સામીલ થઈ ગયો.

આટલી હદે બુલંદ કશ્ફો-કરામત ધરાવનાર અને દીલમાં ઉદ્ભવતા ખતરાઓ અને વસવસાઓને પારખી લેનાર કિરમેનીય્યાહની ખાનકાહ-શરીફમાં તશરીફફર્મા અત્યંત પ્રભાવશાળી અને અન્વારોના પ્રખર તેજ વડે શોભતા ચહેરા મુબારકવાળા એ મહાન વલીએ કામીલ એટલે **સાહેબે તરીકાએ નકશબંદીય્યાહ્, શહેનશાહે નકશબંદ ખ્વાજાએ ખ્વાઝગાં હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ મુશ્કીલકુશાં બલાએ ગીંદા**(રદીયલ્લાહો ત્આલા અન્હો) પોતે છે; જેઓ તરીકતના ચાર મશહુર અને આધારભુત તરીકાઓ પૈકી અંતિમ તરીકો 'તરીકાએ નકશબંદીય્યાહ્'ના ઈમામ અને બાની છે. એક શાયર આપની જ તારીફમાં કહી રહ્યો છે કે,

**નેસ્ત બર લોહે દિલમ નકશાં સિવાએ નકશબંદ,**
**અલ્મદદ યા ખ્વાજા મુશ્કીલકુશાએ નકશબંદ,**
**શૈરે મૈદાં અસ્ત ગર બાશદ સગે દરે નશકબંદ,**
**શાહે દૌરાં અસ્ત ગર બાશદ ગદાએ નકશબંદ.**

(અર્થાત્ઃ-મારી દીલરૂપી તખ્તી પર નકશબંદ સિવાયનો કોઈ જ નકશ ઉપસેલો નથી. મારી મદદ ફર્માવો હે ખ્વાજાએ નકશબંદ મુશ્કીલકુશાં. જે ઈરાદતમંદ (મુરીદ) આ સિલસિલાનો કુતરો પણ હશે તે ખરેખર તો મૈદાનનો શૈર(સિંહ) છે. તેમજ જે કોઈ નકશબંદ ની બારગાહનો ગદાગીર(ભિખારી) પણ હશે, તે સમયનો શહેનશાહ છે.)

## વિલાદતે બાસઆદત

હઝરત ખ્વાજાએ ખ્વાજગાં ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (રદીયલ્લલ્લાહો ત્આલા અન્હો)ની વિલાદતે બાસઆદત માહે મુહર્રમુલ્હરામની ચોથી(૪) તારીખે હી.સ. ૭૧૮ ને સોમવારના રોઝ હઝરત સૈયદ મોહંમદ જલાલુદ્દીન ઉર્ફે બાબા સાહેબ સરમસ્ત(રહેમતુલ્લાહ અલયહ) ને ત્યાં થઈ. આપના વાલીદ સાહેબ બાબાસાહેબ સરમસ્ત ના નામે જ મશહુર હતાં, તેઓની કબ્રમુબારક શહેર સમરકંદમાં આવેલી છે. તેઓના હાલાતે ઝીંદગી સંબંધે કોઈ વિશેષ માહીતી અથવા તો કોઈ મુકમ્મલ





અહેવાલો હાસીલ થઈ શકયા નથી.

હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)ની વિલાદતે બાસઅદત ઉઝબેકીસ્તાનના પાટનગર બુખારા પાસે આવેલા એક 'કૌષકે હિંદવા' નામના કસ્બામાં થઈ હતી અને પછીથી આ કસ્બો આપના અન્વારો થકી 'કષ્રે આરીફાં'નામે ઓળખાવા લાગ્યો જે આજે પણ આ નામે જ ઓળખાય છે. જોકે પાછળથી આપ ઝીયરતુન નામના એક ગામમાં સ્થાયી થયા હતાં, તે પણ બુખારા પાસે આવેલું જ એક ગામ છે. આપે પોતાની મોટાભાગની મુકદ્દસ ઝીંદગી અહીં જ ગુજારી છે.

## આગમનની બશારતો

કોઈ પણ મહાન વલીએ કામીલ-મુકમ્મીલની પૈદાઈશ પહેલાં તેઓના આગમનની બશારતો પૂર્વગામીઓએ હંમેશા આપી છે જે સુન્નતે ઈલાહી પણ છે, તો એ જ રીતે હઝરત ખ્વાજાએ ખ્વાજગાં, શહેનશાહે નકશબંદ ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)ની વિલાદતશરીફ અગાઉ પણ કંઈ કેટલાયે બુઝુર્ગોએ આપના આગમનની બશારતો આપેલી છે જે પૈકી હઝરત ખ્વાજા મોહંમદ બીન હકીમ તરમીઝી, હુઝુર સરકારે ગૌષે આઝમ સૈયદ અબ્દુલ કાદીર જીલાની, હઝરત ખ્વાજા મોહંમદ ઈસ્હાક અને હઝરત ખ્વાજા બાબા મોહંમદ સમ્માસી(રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન)મુખ્ય છે. આ મહાન પૂર્વગામી બુઝુર્ગોએ આપેલી બશારતો પૈકી કેટલીક આ મુજબ છે.

**બશારત નં. ૧**

હઝરત ખ્વાજા મોહંમદ બીન હકીમ અલી તરમીઝી(રહેમતુલ્લાહ અલહય) કે જેને હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદે (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) 'કિદવતુલ્ઔલિયા' ના લકબ વડે યાદ કરેલ છે, તેમજ આપ સુલુકની શરૂઆતમાં તેઓથી ખુબ જ પ્રભાવીત હતા અને તેઓની તરફ મુતવજ્જોહ રહેતા હતાં. તથા આપની રૂહાનીય્યત વડે રહેબરી હાંસીલ કરતા હતાં. એવાં આ મહાન બુઝુર્ગ હઝરત ખ્વાજા મોહંદમ બીન હકીમ અલી તરમીઝી (રહેમતુલ્લાહ અલયહ)એ પોતાના અંતિમ સમય પહેલાં એકવાર ફર્માવ્યું હતું કે, 'ટુંક સમયમાં બુખારાથી એક મહેબુબે ઈલાહી જાહેર થશે.'

યાદરહે કે હઝરત ખ્વાજા મોહંમદ બીન હકીમ અલી તરમીઝી (રહેમતુલ્લાહ અલયહ) ઔલીયાએ કામેલીન પૈકે બીજા તબકકાના વલીએ

કામીલ છે; જે વાતનો ઉલ્લેખ હઝરત અલ્લામા અબ્દુર્રહેમાન નુરૂદ્દીન જામી નકશબંદી (કુદ્દસ્સર્રહુ) એ પોતાની મશહુર કિતાબ 'નફહાતુલઉન્સ'માં કર્યો છે. હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ની વિલાદત શરીફ હી. સ. ૭૧૮ માં છે. જ્યારે હઝરત ખ્વાજા મોહંમદ બીન હકીમ અલી તરમીઝી (રહેમતુલ્લાહ અલયહ) એ હી. સ. ૨૮૫માં વિસાલ ફર્માવ્યો છે; તો આ રીતે આપના આગમનની બશારત એ મહાન વલીએ કામીલે ૪૩૩ વર્ષ અગાઉ આપી દીધી હતી. અને આ બશારત મુજબ ખરેખર હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ(કુદ્દસ્સીર્રહુ)બુખારાની મુકદ્દસ સરઝમીન પર મહેબુબે ખુદા બનીને જ તશરીફ લાવ્યા અને આપના ફૈઝાન અને અન્વારો વડે એક જહાં મુનવ્વર થઇ ગયું.

**બશારત નં. ૨**

કિતાબ 'હઝરત ખ્વાજાએ નકશબંદ ઔર તરીકએ નકશબંદીય્યાહ્' માં તેના લેખક પ્રોફેસર ડો.શમ્શુદ્દીનઅહેમદ સાહેબ લખે છે કે, કુત્બે રબ્બાની મહેબુબે સમદાની હુઝુર ગૌષપાક સૈયદ અબ્દુલકાદીર જીલાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) કે જેઓના કદમ મુબારક તમામ વલીઓની ગર્દન પર છે અને કુલ વલીઓએ આ ફરમાનને માન્ય પણ રાખેલ છે. તેમજ આલમે સુકરો-મસ્તીમાં જેણે પણ આપના આ ફર્માન વિષે શંકા-કુશંકા કરી તો તેમને કઠીન થી કઠીન પરિક્ષાઓથી પસાર થયા પછી છેવટે સત્યના સ્વીકાર પેટે આપની ગુલામીના દામનમાં આવવું જ પડયું. (જેમ કે હઝરત શૈખસુનાન અને હઝરત અબ્દુર્રહેમાન તગસુન્જી 'નફહાતુલઉન્સ'માં જેનો ઉલ્લેખ છે તથા અન્ય એક વલીએ કરેલ શંકા-કુશંકાનો ઉલ્લેખ 'ઇકિત્તબાસુલ્અન્વાર' માં પણ છે.પણ છેવટે તો તેઓએ સત્યનો સ્વીકાર કરીને પોતાની ગર્દનો ઝુકાવવી જ પડી) આવા કુલ પીરોના પીર એક દીવસ પોતાની ખાનકાહ શરીફની છત પર તશરીફ ફર્મા હતાં. આપનો પવિત્ર ચહેરો ત્યારે બુખારા શહેર તરફ હતો અને આપે અચાનક જ ફર્માવ્યું કે, 'સુબ્હાનલ્લાહ' ત્યાં હાજર રહેલાં એહબાબોએ અર્ઝ કરી, 'શું કોઇ નવાઇની વાત બની છે કે આપે સુબ્હાનલ્લાહ ફર્માવ્યું?' જેના પ્રત્ત્યુતરમાં આપે ફર્માવ્યું કે, **'હા,બુખારાની મુકદ્દસ સરઝમીન પરથી એક જવાન ઊઠશે, જેની કિસ્મતમાં મારો તમામ ફૈઝ હશે તેમજ તેની વિલાયતના અન્વારો પુરા વિશ્વને મુનવ્વર કરી દેશે.'**

આમ કુલ પીરોના પીર તાજદારે વિલાયત કુત્બે રબ્બાની મહેબુબે





સુબ્હાની સૈયદ અબ્દુલ કાદીર જીલાની ગૌષે આઝમ દસ્તગીર(રદીયલ્લાહો ત્આલા અન્હો)ની ઉપરોક્ત્ત બશારતમાં બુખારાના એ શહેનશાહનો જ ઉલ્લેખ છે, જેને લોકો 'શહેનશાહે નકશબંદ' ના લકબ વડે ઓળખે છે.ખરેખર આપના અન્વારો વડે પુરૂ વિશ્વ મુનવ્વર થઇ ગયું છે. અને આજે પણ વિશ્વના તમામ દેશોમાં આ તરીકાના તાલીબો અને મુરીદો અસંખ્ય માત્રામાં છે.અને હજુ તેમાં ઉતરોત્તર વધારો થઇ રહ્યો છે. અલ્લાહત્આલા હજુ પણ તેમાં વધારો કરે. આમીન...

જો કે આ બશારતમાં આપે કોઇ નામ જોગ વલીનો ઉલ્લેખ કરેલ નથી, તો કદાચ કોઇને શંકા-કુશંકા પૈદા થાય કે તે બીજા પણ કોઇ વલી હોઇ શકે? આવી શંકાનો અને ગલત વિચારસરણીનો પર્દાફાશ કરતાં હુઝુર સરકાર ગૌષે આઝમે (રદીયલ્લાહો ત્આલા અન્હો) આપેલી એક બીજી બશારતમાં આપનો નામ જોગ ઉલ્લેખ કર્યો છે, જે હવે અહીં બશારત નં. ૩ પેટે લખું છું.

**બશારત નં. ૩**

કિતાબ 'મઝહરે જમાલે મુસ્તફાઇ'માં હઝરત શૈખ અબ્દુલ્લાહ બલ્ખી (રહેમતુલ્લાહ અલયહ)ની કિતાબ 'ખ્વારીકુલ્એહબાબ ફી મારેફ્તુલ્અકતાબ'ના હવાલાથી તેના મુસન્નીફ લખે છે કે,

'એક દીવસ હુઝુર સરકારે ગૌષે આઝમ કુલ પીરોના પીર તાજદારે વિલાયત મીરાં મોહ્યુદ્દીન સૈયદ અબ્દુલકાદીર જીલાની(રદીયલાહો ત્આલા અન્હો) એક જમાત સાથે ઊભાં હતાં કે અચાનક જ આપે બુખારા તરફ દ્રષ્ટી નાંખીને હવામાંથી ખુશ્બુ સુંઘીને ફર્માવ્યું કે, 'મારા વિસાલ બાદ એકસો સત્તાવન (૧૫૭)વર્ષ પછી એક મર્દે કલંદર મોહંમદીયુલ્મશરબ બહાઉદ્દીન મોહંમદ નકશબંદ પૈદા થશે, જે મારી ખાસ નેઅ્મતો વડે માલામાલ થશે.'

આ બશારતોમાં ચાર(૪) બાબતો ખાસ ધ્યાન દોરે છે.(૧)આપનું નામ બહાઉદ્દીન મોહંમદ નકશબંદ હોવું(૨)આપનું મોહંમદીયુલ્મશરબ હોવું (૩)હુઝુર સરકાર ગૌષે આઝમ દસ્તગીર (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના ૧૫૭ વર્ષ પછી પૈદા થવું અને(૪) આપની ખાસ નેઅ્મતો વડે માલામાલ હોવું.

આ ચારેય બાબતો સ્પષ્ટપણે શહેનશાહે નકશબંદના આગમનની જ બશારત આપી રહી છે; જેમાં અન્ય કોઇ ભાગીદાર થઇ શકતું જ નથી કારણ કે, બશારતમાં દર્શાવ્યાં મુજબ જ(૧) આપનું નામે મુબારક

બહાઉદ્દીન મોહંમદ નકશબંદ છે. (૨)આપ વિલાયતે મોહંમદી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના ફૈઝાન વડે સંપૂર્ણ રીતે ફૈઝયાબ છે એટલે કે સુફીવાદની પરીભાષામાં તેની મોહંમદીયુલ્મશરબ કહે છે. (૩)હુઝુર સરકારે ગૌષે આઝમ દસ્તગીર(કુદ્દસ્સીર્રહુલ્નુરાની)નો વિસાલમુબારક હી.સ.૫૬૧ની રબીઉલ્-આખીરની ૧૭મી તારીખે થયો અને હઝરત શહેનશાહે નકશબંદ ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ(કુદ્દસ્સીર્રહુ)ની વિલાદતેપાક હી.સ. ૭૧૮ના માહે મોહર્રમુલ્હરામની (૪)ચોથી તારીખે થઈ. આ રીતે ૭૧૮ માંથી ૫૬૧ બાદ કરતાં ૧૫૭ આવે છે; અને (૪) આપની ખાસ નેઅ્મતો વડે માલામાલ હોવું એટલે કે હકીકતમાં આપના વડે વુજુદમાં આવેલ તરીકાએ નકશબંદીય્યાહ્ એ કાદરી તરીકાનું જ નવું સ્વરૂપ છે; જેની સાબીતી પેટે જુઓ અમારૂ અગાઉનું પ્રકાશન **મનકી આંખે ખોલ...**

**બશારત નં.-૪**

કિતાબ 'રશ્હાત ઐનુલ્હયાત'નાં હવાલાથી કિતાબ 'ખ્વાજાએ નકશબંદ ઔર તરીકએ નકશબંદીય્યાહ્' માં લખ્યું છેકે, હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ(કુદ્દસ્સીર્રહુ)ના ખાસ અસ્હાબો પૈકીના ખુજંદ ગામના રહેવાસી હઝરત શૈખ અબ્દુલ્લાહ ખુજંદી(રહેમતુલ્લહ અલયહ)હઝરત શહેનશાહે નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ના મુરીદોંનાવર્તુળમાં દાખલ થયા પહેલાં મુર્શીદની તલાશમાં ભટકતાં-ભટકતાં હઝરત ખ્વાજા મોહંમદ બીન હકીમ અલી તિરમીઝી (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)ના મઝારેપાક પર આવી પહોંચ્યાં, કારણકે રૂહાનીય્યતની પ્યાસે તેઓને મગ્લુબુલ્હાલ અને મજઝુબ બનાવી દીધા હતાં. આપ એ તીવ્ર જઝબા તેમજ મગ્લુબીયતની હાલતમાં જ મઝારેપાક પર મુરાકીબ થયા તો સાહેબે મઝાર તરફથી બશારત મળી કે,

'પાછા ફરો, તમારૂં ધ્યેય આજથી બરાબર ૧૨ વર્ષ પછીબુખારામાં પુરૂં થશે જે હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુલ્-નુરાની) ના જાહેર થવા સુધી મૌકુફ કરી દીધેલ છે.'

હઝરત શૈખ અબ્દુલ્લાહ ખુજંદી(રહેમતુલ્લાહ અલયહ) ફર્માવે છે કે,'મને આ બશારત મળતાં સુકુન હાંસીલ થયું અને ખુજંદ પાછો આવી ગયો. અને છેવટે ખરેખર ૧૨ વર્ષ પછી જ બુખારાશરીફમાં જ આપની સોહબત તેમજ ફૈઝાન વડે સદ્ભાગી બન્યો. અને આ રીતે સાહેબે મઝારની એ બશારત અક્ષરશઃ સાચી પડી.'





**બશારત નં.-૫**

કિતાબ 'ખ્વાજાએ નકશબંદ ઔર તરીકએ નકશબંદીય્યાહ્' માં બીજી એક જગ્યાએ મજકુર બુઝુર્ગ હજરત ખ્વાજા શૈખ અબ્દુલ્લાહ ખુજંદી (રહેમતુલ્લાહ અલયહ)સંબંધે જ લખ્યું છે કે, આપ એકવાર હકકની તલાશ તેમજ ઈશ્કેહકીકીની તલબમાં હઝરત ખ્વાજા મોહંમદ ઈસ્હાક અતા (રહેમતુલ્લાહ અલયહ)ની બારગાહશરીફમાં આવી પહોંચ્યાં કે જેઓ તુર્કીના મશહુર સબ્બુહીય્યાહ્ ખાનદાનના મુર્શીદે કામીલ છે.અને તેઓએ ત્યાં મુરીદ બનવાના ઈરાદે રોકાણ કર્યું.આપે તેઓની ઉપર દરેક રીતે મહેરબાની ફર્માવી પરંતુ મુરીદ બનાવ્યા નહીં.

છેવટે હઝરત ખ્વાજા ઈસ્હાક અતા (કુદ્દસ્સીર્રહુ) ના નેક ફરઝંદે તેઓની શીફારીશ કરી કે, 'આ શખ્શને પોતાની સંપૂર્ણ નિસ્બતો વડે ફૈઝયાબ ફર્માવો.' તો હઝરત ખ્વાજા ઈસ્હાકે ફર્માવ્યું કે, 'હે પુત્ર, આ સુફીના સૌભાગ્યમાં હઝરત ખ્વાજા બહાઉદ્દીન શાહ નકશબંદના મુરીદ બનવાનું લખ્યું છે, હું તેની રૂહાની પરવરીશનો અધિકાર ધરાવતો નથી.'

હઝરત શૈખ અબ્દુલ્લાહ ખુજંદી(રહેમતુલ્લાહ અલયહ) ફર્માવેછે કે, 'હઝરત ખ્વાજા ઈસ્હાક અતાની આ બશારતથી મને ઘણી જ શાંતી થઈ અને હું મારા શહેર ખુજંદ પરત આવી પહોંચ્યો અને હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ના આગમનનો ઈન્તેઝાર કરવા લાગ્યો; ત્યાં સુધી કે બુખારામાં આપની કબુલીયત અને સોહબતની સઆદત હાંસીલ કરી. આ રીતે હઝરત શૈખ અબ્દુલ્લાહ ખુજંદી(કુદ્દસ્સીર્રહુ)ને આપના આગમન પેટે મળેલી આ બીજી બશારત હતી.'

**બશારત નં.-૬**

કિતાબ 'હઝરાતુલ્કુદ્દસ' ના દફતર અવ્વલમાં લખ્યું છે કે, હઝરત ખ્વાજા બહાદ્દીન શાહ નકશબંદ(કુદ્દસ્સીર્રહુ) હઝરત ખ્વાજા બાબા મોહંમદ (કુદ્દસ્સીર્રહુ)ના ફરઝંદે માઅ્નવી (રૂહાની ફરઝંદ) છે. હઝરત ખ્વાજા બાબા સમ્માસી(કુદ્દસ્સીર્રહુ)જ્યારે આપના આ ફરઝંદે માઅ્નવીની વિલાદત પહેલાં તેઓની વિલાદતેપાકના સ્થળ 'કોષકેહિંદવા' કે જે બુખારાની નઝદીક આવેલો એક કસ્બો છે ત્યાંથી પસાર થતાં હતાં તો ફરમાવતાં હતાં કે,

'મને આ માટીમાં એક મર્દેહકકની ખુશ્બુ આવી રહી છે કે જેના આગમન થકી 'આ કોષકેહિંદવા' (ચોર-લુંટારાઓનું રહેઠાણ) ટુંક સમયમાં જ 'કષ્રે આરીફાં' (આરીફોંનો મહાલય) બની જશે.'

અને ખરેખર, હઝરત ખ્વાજા બાબા મોહંમદ સમ્માસી (કુદ્દસ્સીર્રહુ) ની આ બશારત મુજબ શહેનશાહે નકશબંદરૂપે મર્દેખુદાના આગમનથી તે લુંટારાઓનું રહેઠાણ આરીફોંનું મહાલય બની ગયું. અને જે આજે પણ 'કષ્રે આરીફાં' ના નામ વડે જ ઓળખાય છે.

## નસબનામું અને બાળપણ

શહેનશાહે નકશબંદ હઝરત ખ્વાજા બહાદ્દીનશાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના આગમન પૂર્વેની ઔલીયાએ કામેલીનની ઉપરોક્ત્ત બશારતો મુજબ આપની વિલાદતે બાસઆદત સહીહુન્નસબ હુસૈની સાદાતે કિરામના ઘરાનામાં થઈ. આપનો સિલસિલાએ નસબ ખાનદાને એહલેબૈતના ૧૧ (અગ્યિાર)માં ઈમામ હઝરત ઈમામ હસન અસ્કરી (રદીયલ્લાહો ત્આલા અન્હો)ને જઇ મળે છે; આ રીતે આપ સહીહુન્નસબ અસ્કરી હુસૈની સાદાતે કિરામના કબીલાથી સંબંધ ધરાવે છે. આપનું મુબારક નસબનામું આ રીતે છે :-

શહેનશાહે નકશબંદ હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ બુખારી ઈબ્ને (૧)સૈયદ મોહંમદ જલાલુદ્દીન ઉર્ફે બાબાસાહેબ સરમસ્ત ઈબ્ને (૨)સૈયદ બુરહાનુદ્દીન ઈબ્ને (૩) હઝરત સૈયદ અબ્દુલ્લાહ ઈબ્ને (૪) હઝરત અમીર સૈયદ ઝયનુલ્આબેદીન ઈબ્ને (૫)સૈયદ અમીર કાસીમ ઈબ્ને (૬)હઝરત સૈયદ શોઅ્બાન ઈબ્ને(૭)સૈયદ બુરહાનુદ્દીન ઈબ્ને(૮)હઝરત સૈયદ મહેમુદ ઈબ્ને(૯)હઝરત સૈયદ ઈલાક ઈબ્ને(૧૦)હઝરત સૈયદ નકીબ ઈબ્ને (૧૧)હઝરત સૈયદ ખિલ્વતી (૧૨)હઝરત સૈયદ અલી અકબર ઈબ્ને (૧૩) હઝરત ઈમામ હસન અસ્કરી ઈબ્ને (૧૪)હઝરત ઈમામ અલી તકી ઈબ્ને (૧૫)હઝરત ઈમામ મોહંમદ નકી ઈબ્ને(૧૬)હઝરત ઈમામ અલી રઝા ઈબ્ને (૧૭)હઝરત ઈમામ મુસા કાઝીમ ઈબ્ને(૧૮) હઝરત ઈમામ જાઅફર સાદીક ઈબ્ને(૧૯)હઝરત ઈમામ મોહંમદ બાકીર ઈબ્ને(૨૦) હઝરત ઈમામ ઝયનુલ્આબેદીન ઈબ્ને (૨૧) હઝરત ઈમામ હુસૈન શહીદે આઝમ ઈબ્ને (૨૨)હઝરત મૌલા અલી મુતુર્ઝા (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન.)

આપના દાદા સાહેબ હઝરત સૈયદ બુર્હાનુદ્દીન અને હઝરત ખ્વાજા બાબા મોહંમદ સમ્માસી(કુદ્દસ્સીર્રહુ) વચ્ચે ઘણો જ સુમેળભર્યા અકીદત-સભર સંબંધો હતાં હઝરત સૈયદ બુર્હાનુદ્દીન સાહેબ (રહેમતુલ્લાહ અલયહ)





અવાર-નવાર હઝરત બાબા સાહેબ પાસે તશરીફ લાવતાં હતાં; તેમજ રોકાણ પણ કરતાં હતાં.

યોગાનુયોગ હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) ની વિલાદતે બાસઆદતના ત્રીજા જ દીવસે હઝરત ખ્વાજા બાબા મોહંમદ સમ્માસી (કુદ્દસ્સીર્રહુ)પોતાના વિશાળ મુરીદ-ગણ સાથે આપની વિલાદતના સ્થળ કૌષકે હિંદવામાં આવી પહોંચ્યા અને ફરીવાર હઝરત ખ્વાજા બાબા સાહેબે ઊંડો શ્વાસ ખેંચીને કોઇ વસ્તુની સુગંધ પ્રાપ્ત કરતાં હોય એ રીતે ફરમાવ્યું કે, હવે તે સુગંધ અતિ તેજ થઇ ચુકી છે, કદાચ તે વલીએ કામીલ(મર્દેહકક)ની વિલાદત થઇ ચુકી છે,જેની ખબર અમે અગાઉ આપી ચુકયા છીએ. ત્યાં હાજર રહેલાં સૈયદ બુર્હાનુદ્દીને (રહેમતુલ્લાહ અલયહ) આપના આ શબ્દો સાંભળતાં વેંત જ પોતાના નવમૌલુદ પૌત્ર સૈયદ મોહંમદ બહાઉદ્દીનને લઇને આપની ખિદમતમાં હાજર થઇ ગયા.

હઝરત ખ્વાજા બાબા મોહંમદ સમ્માસી (કુદ્દસ્સીર્રહુ)એ આ નવ-મૌલુદને જોતાં વેંત જ પોતાના મુબારક હાથમાં લઇને ફરમાવ્યું કે, આ અમારો ફરઝંદ છે તેને અમે અમારી ફરઝંદીમાં કબુલ ફરમાવીએ છીએ. અને પછી આપે પોતાના મુર્શીદે ગીરામી હઝરત ખ્વાજા અઝીઝાં (કુદ્દસ્સીર્રહુ)ની કુલાહ મુબારક(પવિત્ર ટોપી)ઈનાયત ફરમાવી. ત્યારે હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનની ઉમ્રશરીફ માત્ર ત્રણ દીવસની હતી. ત્યાર બાદ ફરીવાર હઝરત ખ્વાજા બાબા મોહંમદ સમ્માસી(કુદ્દસ્સીર્રહુ)એ આ બાળક (નવમૌલુદ)ના હકકમાં ફરમાવ્યું કે, 'આ એ જ મર્દેખુદા છે,જેની ખુશ્બુ અમે અવાર-નવાર સુંઘી હતી. નજીકના સમયમાં આ બાળક પોતાના યુગનો મહાન વલીએ કામીલ અને રહેબર બનશે; જેને લીધે આ કૌષકે હિંદવા(લુંટારાઓનું રહેઠાણ) કષ્રે આરીફાં (ઔલીયાએ કામેલીનનો મહેલ)બની જશે.'

આટલી બશારત સાંભળ્યા પછી હઝરત ખ્વાજા બાબા મોહંમદ સમ્માસી (કુદ્દસ્સીર્રહુ)એ પોતાના મહાન ખલીફા હઝરત શમ્શુદ્દીન અમીરે કુલાલ (કુદ્દસ્સીર્રહુ)ની તરફ ધ્યાનીત થઇને ફરમાવ્યું કે, 'હે શમ્શુદ્દીન, મારા આ ફરઝંદ મોહંમદ બહાઉદ્દીનની રૂહાની તરબીય્યતની ઝીમ્મેદારી હું તમને સોપું છું, આ જવાબદારી નિભાવવામાં જો તમે મામુલી કચાશ પણ રહેવા દેશો તો હું તમને કદાપી માફ નહીં કરું.' જેના જવાબમાં હઝરત સૈયદ શમ્શુદ્દીન અમીરે કુલાલ અદબ પૂર્વક હાથ બાંધીને ઊભાં થઇ ગયાં અને પછી કહ્યું કે,

'જો તેઓની રૂહાની તરબીય્યતમાં જરા અમસ્થી પણ કચાશ રહેવા દઉં તો હું મર્દ નહીં.'

શહેનશાહે નકશબંદ હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ (કુદ્દસ્સીર્રહુ) માદરઝાદ વલી હતાં. બાળપણમાં જ આપના થકી કંઇ કેટલીય કરામતો જાહેર થવા લાગી હતી. આપની વાલેદાહ માજેદાહ ફરમાવતી હતી કે, 'જ્યારે મારો પુત્ર બહાઉદ્દીન ચાર વર્ષ અને એક મહીનાનો થયો ત્યારે અમે બંને મા-દીકરો અમારી એક ગાભણ ગાય પાસે ઊભા હતાં, તો મારા પુત્રએ અચાનક જ એ ગાયને ધ્યાન પૂર્વક નિહાળીને કહ્યું કે, મા, આપણી આ ગાયના પેટમાં કપાળ પર સફેદ ડાઘાવાળા વાછરડો છે. અને ખરેખર તેના કહેવા મુજબ એ ગાયે વાછરડાનો જ જન્મ આપ્યો અને તેના કપાળ પર સફેદ ડાઘાઓ હતાં. જે નિહાળીને પાડોશીઓ પણ બહાદ્દીનના અકીદતમંદ બની ગયા; તેમજ હઝરત બાબા સમ્માસી(કુદ્દસ્સીર્રહુ)ના એ ફરમાન કે, નજીકના સમયમાં આ બાળક પોતાના યુગનો મહાન વલીએ કામીલ બનશે. પર તમામ લોકોને યકીને કામીલ હાંસીલ થઇ ગયું.'

## રૂહાની તાલીમ-તરબિય્યત

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) રૂહાનીય્યતના તરીકામાં જોકે ઉવૈસીયુલ્મશરબ[1] હતાં, તેમજ અલ્લાહત્આલા એ આપને સિફતેઇજતેબા[2] (ઇલાહી આકર્ષણની સિફત) માંથી હિસ્સો અતા ફરમાવ્યો હતો. માટે આપની રૂહાની તાલીમ પેટે કોઇ જાહેરી મુર્શીદની જરૂરત નથી, પરંતુ તેમ છતાં આપ ખુદ એ હકીકતને સ્વીકારતા હતાં કે રાહે હકકના સાલીક માટે કોઇ મુર્શીદના દામનને પકડ્યા વગર છુટકારો નથી; જેથી તેઓના ઈર્શાદ અને હિદાયતની રોશનીમાં વિવિધ મંઝીલો પાર થાય અને સિરાતે મુસ્તકીમ પર સફરનો આરંભ થાય તથા તેનો અંત આવે. અને માટે આપે હઝરત સૈયદ શમ્શુદ્દીન અમીરે કુલાલ (કુદ્દસ્સીર્રહુ)ની રહેનુમાઇ સ્વીકારી હતી.

આપની રૂહાની તાલીમ અને તરબીય્યતની કૈફીયત ખુદ હઝરત ખ્વાજા બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ના જ શબ્દોમાં રજુ કરી રહ્યો છું. આપના અકદે નિકાહ(શાદી) ૧૮ વર્ષની વય-મુબારકે થયાં હતા અને એ જ દીવસોમાં હઝરત ખ્વાજા બાબા સમ્માસી કુલાલ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)ની ખિદમત હાજરી તેમજ ફૈઝયાબ થવાનો મૌકો પણ આપની ઉમ્રશરીફ ત્રણ દીવસની હતી ત્યારબાદ આ ફરીવાર ૧૮ વર્ષ પછી





હાંસીલ થઇ રહ્યો હતો. જેનું બયાન ફરમાવતા આપે ઈર્શાદ ફરમાવ્યો કે, જ્યારે મારી શાદી થવાની હતી તે દરમ્યાન મારા જદ્દે બુઝુર્ગવારે(દાદાસાહેબ) મને હઝરત ખ્વાજા બાબા મોહંમદ સમ્માસી(કુદ્દસ્સીર્રહુ)ની ખિદમતશરીફમાં સમ્માસ મોકલી દીધો, કે જેથી આપના કદમ મુબારકની બરકત વડે હું ફૈઝયાબ થાઉં અને તેની બરકત અમારા ઘરમાં પ્રવેશ કરે. પછી જ્યારે હું આપના દીદાર વડે મુશર્રફ થયો તો મેં સૌપ્રથમ આપની એ કરામત જોઇ કે, એ રાત્રે મારી અંદર અત્યંત આજેઝી અને કાકલુદીની સિફત પૈદા થઇ અને હું ઊઠયો તથા હઝરત બાબા સાહેબની મસ્જીદમાં જઇ પહોંચ્યો તથા બે રકાત નમાઝ અદા કરીને સજદાહ્‌માં માથું ટેકવ્યું તેમજ ખુબજ આજેઝી અને કાકલુદી સાથે મારી હાજત બારગાહે ખુદાવંદીમાં તલબ કરી. એ દરમ્યાન મારી ઝબાનેથી અનાયાસે જ શબ્દો નીકળી ગયાં કે, 'યા અલ્લાહ મને તારી બલાઓ ઊઠાવવાની તેમજ તારી તકલીફો બરદાશ્ત કરવાની તાકત અતા ફરમાવ.'

પછી જ્યારે સવાર થતા હું હઝરત બાબા મોહંમદ સમ્માસી (કુદ્દસ્સીર્રહુ)ની ખિદમતશરીફમાં હાજર થયો તો આપે ફરમાવ્યું કે, 'બેટા, દુઆ એવી રીતે માંગવી જોઇએ કે, યા અલ્લાહ, જે ચીઝમાં તારી રઝા હોય આ બંદાએ ઝઇફને તેની ઉપર જ રાખ. કારણકે જો ખુદાએ ત્આલા પોતાની હિકમત વડે તે દોસ્તની ઉપર કશી બલા મોકલી પણ દે છે તો પોતાની ઇનાયત વડે તે દોસ્તને તેનો બોજ બરદાશ્ત કરવાની તાકત પણ અતા ફરમાવે છે; તેમજ તેની હિકમત તેની ઉપર જાહેર કરે છે. કોઇએ પોતાના ઇખ્તિયાર વડે બલા ચાહવી (માંગવી) ઘણી જ દુશ્વારીવાળી વાત છે, આ પ્રકારની ગુસ્તાખીથી બચવું જોઇએ.'

આપ હજુ આટલું ફરમાવી રહ્યા હતાં કે તે દરમ્યાન ખાણું આવી ગયું. અને જ્યારે અમે ખાણું ખાઇ ચુકયા તો આપે મને એક રોટી ઇનાયત ફરમાવી; તો મારા દીલમાં ખ્યાલ આવ્યો કે, હજુ હમણાં જ પેટ ભરીને ખાધું

---

ફુટનોટ : **૧. ઉવૈસીયુલ્મશરબઃ-** ઉવૈસીયુલ્મશરબ એટલે જે રીતે હઝરત ખ્વાજા ઉવૈશ કરની (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની ગાયેબાના તરીકાથી સીધી રૂહાની તરબીય્યત અને ફૈઝ હાંસીલ કર્યા એ જ રીતે જેની રૂહાની તરબીય્યતમાં કોઇ રૂહાનીની સીધી જ દખલગીરી હોય તેને ઉવૈસીયુલ્મશરબ કહેવામાં આવે છે. આ અનુસંધાને હઝરત ખ્વાજા અલાઉદ્દ અત્તાર (કુદ્દસ્સીર્રહુ)ફરમાવે છેકે, ઉવૈસી મશાઇખે તરીકત તરીકે ઓળખતો ઔલીયા અલ્લાહનો ગીરોહ કે જેણે કીબ્રીયાએ હકીકત પણ કહે છે, તેઓને જાહેરી તૌર પર કોઇ મુર્શીદની હાજત હોતી નથી. કારણકે તેઓની તરબીય્યત હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ

અનુસંધાન પાનાનં.-૮૫

છે; તેમજ ઘેર પણ જલ્દી પહોંચી જઇશું તો પછી આ રોટીનું હું શું કરીશ? હું દીલમાં આવું વિચારી રહ્યો હતો અને અમે ત્યાંથી રવાના થયાં હું અત્યંત આજેઝી અને ઇન્કેસારી સાથે આપની પાછળ ચાલી રહ્યો હતો. અને જો મારા દીલમાં કોઇપણ પ્રકારની ગડમથલ કે ખતરાઓ પૈદા થયાં તો આપ ફરમાતાં હતાં કે,' તારા દીલને સંભાળ. રસ્તામાં અમે એક ચાહકના ઘેર પહોંચ્યા તો તેણે ઘણીજ આજેઝી અને ખેલદીલીપુર્વકનો વર્તાવ અમારી સાથે કર્યો, જ્યારે ખુબજ આગ્રહથી અમે તેના મકાન પર ઉતર્યા તો આપે તે દુર્વેશના ચહેરા પર ઘણી ઇજતીરાબ(વ્યાકુળતા)ની નિશાનીઓ જોઇ તો આપે ફરમાવ્યું કે, શું વાત છે,જે હોય તે બિલ્કુલ સ્પષ્ટ કહી દો? તો તેણે કહ્યું કે, હઝરત, દુધની મલાઇ તો હાજર છે,પરંતુ રોટી નથી.' તો તુર્તજ હઝરત ખ્વાજા એ મારી તરફ ધ્યાનીત થઇને કહ્યું કે,'લાવ તે રોટી છેવટે કામમાં તો

---

પાનાનં.-૮૪ની ફુટનોટ ચાલુ :-

વસલ્લમ) કોઇ વાસ્તા વગર જ ખુદ પોતાની ઇનાયતની આગોશમાં ફરમાવે છે કે જે રીતે હઝરત ઉવૈશ કરની(રદીયલ્લાહો ત્આલા અન્હો)ની ફરમાવી હતી. અને આ એક જ ખુબજ અઝીમ મર્તબો તથા ઉંચો મકામ છે; જેને ચાહે પહોંચાડી દેવામાં આવે છે અને જેના માટે ચાહે તેને આ સઆદત હાંસીલ થાય છે. ઝાલેક ફદલુલ્લાહે યુઅ્તીહે મંય્યશાઓ વલ્લાહો ઝુલ ફદલીલઅઝીમ. અને કેટલાયે મશાઇખોંની તવજ્જોહ સુલુકના પ્રારંભીક દીવસોમાં આ મકામ તરફ રહી છે.

**૨.સિફતે ઇજતેબાઃ-** સિફતે ઇજતેબા એટલે ઇલાહી આકર્ષણની સિફત જેને કશીષે રબ્બાની કે સિફતે મુરાદ પણ કહેવામાં આવે છે; જેમાં અલ્લાહ ત્આલા માત્ર પોતાના ખાસ ફઝલો-કરમ વડે બંદાને પોતાની તરફ આકર્ષીત કરે છે અને તેની તરબીય્યત ફરમાવે છે. અને બંદો મહઝ ફઝલે ઇલાહી વડે રૂહાની મકામાતો હાંસલ કરે છે. આ સંદર્ભમાં ખુદ હઝરત ખ્વાજા બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) ફરમાવે છે કે, એક વાર મારી ઉપર બેખુદીની કૈફીયત છવાય અને એક રીતનો ઇલ્હામ મારા ઉપર થયો કે, હે બહાઉદ્દીન, જે અમે કહી રહ્યા છીએ તે કરો. તો મેં કહ્યું કે, ખુદાવંદા મારાથી એ નહીં થઇ શકે કે જે તું મને કહી રહ્યો છો, પરંતુ જો એવું થઇ જાય કે જેવું હું કહી રહ્યો છું તો હું આગળ ડગલું માંડી શકું છું. પંદર દીવસ સુધી મને મારી હાલત ઉપર છોડી દેવામાં આવ્યો અને હું બીલ્કુલ સુકાઇ ગયો( મારી રૂહાનીય્યત અને અન્વારો ખુશ્ક થઇ ગયા) અલ્લાહ ત્આલાની ઇનાયતનું કોઇ નિશાન મારામાં જાહેર થયું નહીં. પંદર દીવસ પછી એક બીજો ઇલ્હામ થયું કે, હે બહાઉદ્દીન, આગળ વધો, જે તમે કહી રહ્યાં છો એવું જ થશે. પછીજે મારાથી છીનવી લેવામાં આવ્યું હતું. (આંતરીક રૂહાની કૈફીયતો, અન્વારો વગેરે) તે અલ્લાહ ત્આલાએ પોતાના ફઝલો કરમ વડે અને ઇનાયત વડે મને પાછું અતા ફરમાવ્યું. આનું નામ છે સિફતે ઇજતેબા અથવા તો સિફતે મુરાદ . કારણકે સિફત બે પ્રકારની છે. (૧) સિફતે મુરીદી-જેમાં બંદાને પોતાની મહેનત અને પ્રયત્નો વડે આગળ વધવાનું છે. અને(૨) સિફતે મુરાદ - જેમાં અલ્લાહ ત્આલા મહઝ પોતાના ફઝલો-કરમ વડે બંદાને પોતાની તરફ આકર્ષી લે છે. અને જઝબાહ્ના માર્ગ વડે ચલાવે છે. આ વાત તરફ જ ઇશારો કરતાં હઝરત ખ્વાજા મોહંમદ બહઉદ્દીન શાહ નકશબંદ કુદ્દસ્સીર્રહુ એ એક જગ્યાએ ફરમાવ્યું કે, મા મુરાદ-ઇમ, મા ફઝલીયાઇમ. (અર્થાત્ઃ- અમે મુરાદોમાંથી છીએ,અમે ફઝલ-વાળાઓ પૈકી છીએ.)





આવી જ ગઇ.' હઝરત ખ્વાજા બાબા મોહંમદ સમ્માસી (કુદ્દસ્સીર્રહુ)ના આ પ્રકારના અહેવાલો જોઇને મારું તેઓ પ્રત્યેનું યકીન ખુબજ વધી ગયું.

પછી જ્યારે હી.સ. ૭૫૫ માં હઝરત ખ્વાજા બાબા મોહંમદ સમ્માસી (કુદ્દસ્સીર્રહુ)એ વિસાલ ફરમાવ્યો તો આપના જદ્દે બુઝુર્ગવાર હઝરત સૈય્યદ બુર્હાનુદ્દીન આપને સમરકંદ-બુખારાના દરેક અહેલે-દીલ બુઝુર્ગો-દુર્વેશો પાસે લઇ ગયાં અને આપના હકકમાં દુઆઓ કરાવી.આ દુઆઓની અસરથી આપની અંદર તલબ અને જુસ્તજુની આગ ભડકી ઊઠી અને આ જ હાલતે **જઝબાહ્**માં આપ એકવાર બુખારાના કેટલાક મઝારાતો પર જઇ પહોંચ્યા, જ્યાં આપે હઝરત અબ્દુલ ખાલીક ગઝદવાની (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)ની તેઓના ખુલ્ફાઓ તેમજ મશાઇખોંની એક વિશાળ જમાઅ્ત સાથે ઝિયારત કરી અને તેઓના ઇર્શાદાતો તથા બાતીની ફૈઝ વડે ફૈઝયાબ થયા. આ મશાઇખોં પૈકી એક બુઝુર્ગે એ કુલાહમુબારક(ટોપી શરીફ)ને યાદ કરી કે એ આપને આપની ઉમ્ર જ્યારે ત્રણ દીવસ હતી ત્યારે હઝરત ખ્વાજા બાબા મોહંમદ (કુદ્દસ્સીર્રહુ)એ અતા ફરમાવી હતી. તથા તેણે કહ્યું હતું કે, તે આપના ઘરમાં જ મૌજુદ છે. જેના પ્રત્યુત્તરમાં હઝરત ખ્વાજા બહાઉદ્દીન શાહ મોહંમદ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)એ કહ્યું કે, હા, હું જાણું છું. આ કુલાહશરીફના કિસ્સાને તો ઘણાં વર્ષો વીતી ગયા; જે હવે મારી યાદદાશ્તમાંથી નિકળી ગયું છે.(કે તે કયાં રાખેલ છે). તો તે બુઝુર્ગે કહ્યું કે, તે આપને ત્યાં ઘરમાં(આપના ઘરમાં) જ મૌજુદ છે.

પછી હઝરત ખ્વાજા બહાઉદ્દીનશાહ મોહંમદ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) એ આ કુલાહ મુબારક વિશે પોતાના ઘરવાળાઓને પુછપરછ કરી અને ઘણી જ શોધ ખોળના અંતે મળી આવતા હઝરત ખ્વાજા અબ્દુલ ખાલીક ગજદવાની (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)એ આપેલ ઇશારા મુજબ આપ તે કુલાહ મુબારક લઇને હઝરત સૈયદ શમ્શુદ્દીન અમીરે કુલાલ(કુદ્દસ્સીર્રહુ)ની ખિદમતમાં આવી પહોંચ્યા.

આ દીવસો હઝરત ખ્વાજા મોહંમદ બહાદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) માટે સુલુકના પ્રાથમીક દીવસો હતા,જ્યારે હઝરત સૈયદ અમીરે કુલાલ (કુદ્દસ્સીર્રહુ)માટે પોતાના પીરો મુર્શીદ હઝરત ખ્વાજા બાબા મોહંમદ સમ્માસી (કુદ્દસ્સીર્રહુ)ને આપેલ વચનને નિભાવવાના અને આકરી કસોટીના દીવસો હતાં. આથી જ્યારે હઝરત સૈયદ અમીરે કુલાલે હઝરત ખ્વાજા મોહંમદ

બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ને પોતાની બારગાહમાં તશરીફ લાવતા જોયા તો તેઓને ખુબ જ મોહબ્બતભર્યું અને શફકતસભર વર્તન કર્યું અને ઉમળકાભેર તેઓનું સ્વાગત કર્યું તથા તેઓનીપાસે રહેલી ખ્વાજા અઝીઝાં (કુદ્દસ્સીર્રહુ)ની એ કુલાહમુબારકને ઘણીજ અદબપૂર્વક ચુમીને પોતાના દસ્તેમુબાક વડે તેની ઉપર રૂહાની પાંખોના પ્રતીકરૂપે બે પરો લગાડે દીધાં અને પછી તેઓના સરમુબારક પર રાખી દીધી. આ રીતે હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ની સફરોનો પ્રારંભ થયો.

હઝરત સૈયદ શમ્શુદ્દીન અમીરે કુલાલ(કુદ્દસ્સીર્રહુ)એ આપની તાલીમ અને તરબીય્યતમાં કોઈજ ઉણપ રાખી ન હતી કારણ કે, પીરો-મુર્શીદ હઝરત ખ્વાજા બાબા મોહંમદ સમ્માસી(કુદ્દસ્સીર્રહુ) તેઓથી સીફારીશ કરી હતી કે, મારા ફરઝંદ બહાઉદ્દીનના હકકમાં શફકત અને તરબીય્યત વડે કામ લેવામાં જરાપણ કચાશ રાખતા નહીં. અને તેઓએ પોતાના પીરો મર્શીદને આપેલ વચનને પુરેપુરૂં નિભાવ્યું. છેવટે હઝરત ખ્વાજા બહાઉદ્દીનશાહ મોહંમદ નકશબંદ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)આપનાથી જ્યારે પુરેપુરી રૂહાની તાલીમ અને તરબીય્યત હાંસીલ કરી ચુકયા તો પીરો મુર્શીદ પાસે રૂખ્સત ચાહી, કારણકે આપની અંદર હજુ પણ ભરપુર ખુદાદાદ સાર્મ્થયશકિતઓ અને કાબેલીયતો ભરી પડીહતી; અને આથી આપના પીરો-મુર્શીદે આપને રૂખ્સતની ઈજાઝત આપતાં ફરમાવ્યું કે, 'હવે કોઇ જગ્યાએ રોકાવવાનો સમય નથી; જે કોઇની પાસે જવું હોય ચાલ્યા જાવ અને તમારા નફસની તકમીલ કરતા રહો.'

અને પછી હઝરત સૈયદ અમીરે કુલાલ (કુદ્દસ્સીર્રહુ) એહબાબોના એ ભર્યા મજમા વચ્ચે એલાન ફરમાવ્યું કે, 'હે ફરઝંદ બહાઉદ્દીન, મેં હઝરત ખ્વાજા બાબા મોહંમદ સમ્માસી (કુદ્દસ્સીર્રહુ)નો પાક નફસ તમારી અંદર ઊંડેલી દીધો છે. તેઓએ મને ફરમાવ્યું હતું કે, જે રીતે અમે તારી તરબીય્યત કરી છે એ જ રીતે તું બહાઉદ્દીનની તરબીય્યત કરજે અને તેમાં જરાપણ કચાશ રાખતો નહીં. માટે અમે આ મામલામાં જરાપણ ગફલત વર્તી નથી.' તેમજ ત્યાર બાદ આપે પોતાના પવિત્ર સીના તરફ ઈશારો કરતા ફરમાવ્યું કે, 'આપના માટે અમે અમારા પુશ્તાન ખુશ્ક કરી નાંખ્યા (એટલે કે અસરારે રબ્બાની અને મઆરીફે હકકાનીથી ભરેલો સીનો ખાલી કરી નાખ્યો.)હવે આ સંપૂર્ણ (મુકમ્મલ)તર્બિય્યત થકી આપની રૂહાનીય્યતનું પક્ષી બશરીય્યતરૂપી ઈંડામાંથી બહાર નિકળી ચુકયું છે; છતાંપણ આપની





હિમ્મત ઘણીજ બુલંદ છે માટે હવે હું ઈજાઝત આપું છું કે, જ્યાંથી પણ તમને કોઇ ખુશ્બુ(રૂહાનીય્યતની ખુશ્બુ)હાંસીલ થાય ચાહે તે તુર્ક હોય કે તાકીઝ તેની પાસે જઇને હાંસીલ કરી લ્યો. અને પોતાની બુલંદ હિમ્મત પ્રમાણે તલબ અને જુસ્તજુમાં જરા અમસ્થી વાતને પણ છોડો નહીં.'

હઝરત અલ્લામા અબ્દુર્રહમાન નુરૂદ્દીન જામી નકશબંદી(કુદ્દસ્સીર્રહુ) એ પોતાની કિતાબ 'નફહાતુલ્ઉન્સ' માં હઝરત સૈયદ અમીરે કુલાલ (રદીયલ્લાહો ત્આલા અન્હો)ની રહેબરી અંગે લખે છે કે, 'એક દીવસ હઝરત સૈયદ અમીરે કુલાલ (કુદ્દસ્સીર્રહુ)એ હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ને કહ્યું કે, જ્યારે એક ઉસ્તાદ શાર્ગીદ ની તર્બિય્યત કરે છે તો તે જરૂર એવું ઇચ્છે છે કે પોતાની તર્બિય્યતના અસરાતોનું પણ પોતાના શાર્ગીદમાં અવલોકન કરે જેના કારણે તેને યકીન હાંસીલ થઇ જાય કે તેની તર્બિય્યતે શાર્ગીદના દીલમાં સ્થાન મજબુત કરી લીધું છે કે નહીં? અને પછીજો શાર્ગીદના અમલમાં ઉસ્તાદને કોઇ ખામી દેખાય તો તેની સુધારણા કરે. પછી આપે ફરમાવ્યું કે, મારો ફરઝંદ અમીર બુર્હાન તમારી પાસે હાજર છે અને આજ દીન સુધી તેની ઉપર કશો જ તસર્રુફાત કરેલ નથી. કે તેની કોઇ રૂહાની પરવરીશ પેટે તવજ્જોહ આપેલ નથી; માટે મારી સામે તમે તેમની રૂહાની પરવરીશમાં મશગુલ થઇ જાઓ; જેથી હું ખુદ તેમની ઉપર તમારી અસરો (તવજ્જોહ)નું અવલોકન કરું અને આ રીતે મને તમારા હુસ્ને અમલ પર વિશ્વાસ બેસી જાય.'

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ત્યારે આપની સામે મુરાકીબ બેઠા હતા. હઝરત પીરો-મુર્શીદનો આ હુકમ સાંભળીને પ્રથમ તો તેઓ હઝરત સૈયદ અમીરે કુલાલ(કુદ્દસ્સીર્રહુ)તરફ ધ્યાનીત થયા અને અદબનો લિહાઝ જાળવતાં આપના હુકમ પર અમલ કરવા સંબંધે વિચાર મગન થઇ ગયા તથા રોકાઇ ગયાં. તો હઝરત સૈયદ અમીર કુલાલે કહ્યું કે, રોકાવ નહીં. પછી હઝરત ખ્વાજા પીરો મુર્શીદના હુકમનું પાલન કરતાં મખ્દુમઝાદા હઝરત અમીર બુર્હાનના બાતીન તરફ તવજ્જોહ આપવા લાગ્યા અને તેઓના બાતીન પર તશર્રુફમાં મશ્ગુલ થયા; ત્યાં સુધી કે હઝરત અમીર બુર્હાનના જાહેર અને બાતીન પર આપની તવજ્જોહાતની નિશાનીઓ દેખાવા લાગી અને એક અઝીમ હાલ તેમજ સુકરે હીકીકી તેમની પર ગાલીબ થઇ ગયો.

આ રીતે મારા પીરો મુર્શીદ હઝરત સૈયદ શમ્શુદ્દીન અમીરે કુલાલ

(રદીયલ્લાહો ત્આલા અન્હો) ની અંતિમ કસોટીમાંથી પાર ઉતરીને હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) પોતાની બુલંદ હિમ્મત અને ખુદાદાદ સાર્મથ્યશક્તિઓ મુજબ ઈજાઝત મેળવીને સાત વર્ષ સુધી એક તાજીક બુઝુર્ગ હઝરત મૌલાના આરીફ દીગરાની (કુદ્દસ્સીર્રહુ) ની ખિદમત શરીફમાં રહ્યા અને તેઓની પયરવી કરતાં રહ્યાં ત્યાર બાદ આપ બે-ત્રણ મહિના સુધી હઝરત ખ્વાજા મોહંમદ યસ્વી (કુદ્દસ્સીર્રહુ) થી નિસ્બત ધરાવતાં એક તુર્કીસ્તાની બુઝુર્ગ હઝરત કસમ શૈખ (કુદ્દસ્સીર્રહુ) ની ખિદમતમાં રહીને રિયાઝતો-મુજાહેદા કરતાં રહ્યાં.

હઝરત અલ્લામા જામી નશકબંદી (રહેમતુલ્લાહ અલયહ) હઝરત કસમ શૈખના બયાન પેટે પોતાની કિતાબ 'નફહાતુલઉન્સમાં' લખે છેકે, હઝરત કસમ શૈખ (કુદ્દસ્સીર્રહુ) તુર્ક મશાઇખોં પૈકી હઝરત ખ્વાજા અહમદ યસ્વીના ખાનદાનમાંથી હતાં. હઝરતખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) તેઓની પાસે એટલામાટે ગયાં હતા કે આપના પીરોમુરશીદ હઝરત સૈયદ અમીર કુલાલ (કુદ્દસ્સીર્રહુ) એ આપની તર્બિય્યત પૂર્ણ કર્યા પછી ફરમાવ્યું હતું કે, 'હવે આપને ઈજાઝત છે કે જ્યાંથી પણ આપના દીમાગમાં કોઇ ખુશ્બુ પહોંચે ચાહે તે તુર્ક હોય કે તાજીક તેની તલાશમાં કોઇ કમી ન કરો.'

આપે પહેલીવાર જ્યારે હઝરત કસમ શૈખ (કુદ્દસ્સીર્રહુ) ની મુલાકાત કરી તો તેઓ ખરબુઝા (સાકરટેટી) ખાઇ રહ્યાં હતાં અને ખરબુઝાની છાલ તેઓએ આપની તરફ ફેંકી. તો આપે તલબના બે ઇન્તેહા ઝૌક અને જઝબાહ્માં આ તમામ છાલને તબર્રુક સમજીને ખાઇ લીધી. ત્રણવાર આ મજલીસમાં આવી રીતે જ બન્યું. એ દરમ્યાન મજલીસમાં કસમ શૈખનો એક ખાદીમ પ્રવેશ્યો અને તેણે કહ્યું કે, 'ત્રણ ઊંટ અને ચાર ઘોડા મારાંથી ખોવાઇ ગયા છે.' તો હઝરત કસમ શૈખે ખ્વાજા બહાઉદ્દીન તરફ મુખાતીબ થઇને તુર્કી ઝબાનમાં કહ્યું કે, 'આની બખ્શી તું તવન્ગેઝ.' (અર્થાત્:- આ વાત તરફ ખુબજ ધ્યાનિત થાવ.) કસમ શૈખના ચાર મુરીદો આપનાથી એટલા ડરી ગયા હતાં કે, જાણે કોઇ કત્લ થઇ ગયું હોય. પછી હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ ફરમાવ્યું કે, જેનામાં તુર્કી મશાઇખોંને ઓળખવાની ખુબી ન હોય તો તે તેઓના તરીકાથી ખુબજ નિરાશ થશે અને તેમાં બાધારૂપ પણ બનશે. પછી કસમ શૈખના આદેશ મુજબ હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) અદબપપૂર્વક બેજાનું બેસીને મુરાકીબામાં ઉતરી ગયા તેમજ





તવજ્જોહ ફરમાવી. મગરીબની નમાઝ પછી તે ખાદીમ પાછો ફર્યો અને કહ્યું કે, ઘોડા તથા ઊંટ પોતાની મેળે જ પાછા આવી ગયા છે.'

હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) લગભગ બે-ત્રણ મહિના કસમ શૈખની આ રીતે તાબેદારી કરતાં રહ્યાં અને છેવટે તેઓએ આપને ખિલઅત અતા ફરમાવ્યું અને ફરમાવ્યું કે, મારા નવ પુત્રો છે અને દશમાં તમે છો અને બધા કરતાં ચઢિયાતા છો. તેમજ હઝરત કસમ શૈખ વર્ષ દરમ્યાન જ્યારે પણ નખ્શબથી બુખારા આવી પહોંચતા તો હઝરત ખ્વાજા નકશબંદ ની ખુબજ ઇઝ્ઝત કરતા હતાં અને ફરમાવતા હતાં કે, **તલબની આગ અને શૌકનો જે શોલો તમારા સીનામાં ભડકાવવામાં આવ્યો છે તે બુખારાની સરઝમીન પર કદાચ જ કોઇનામાં ભડકાવવામાં આવ્યો હોય.**

આ રીતે હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) હઝરત કસમ શૈખની ખીદમતમાં રહ્યા છતાં પણ આપની તલબની આગ હજુ સુધી બુજાઇ ન હતી માટે આપ બીજા તુર્કસ્તાની મુર્શીદ હઝરત ખલીલઅતા (કુદ્દસ્સીર્રહુ) ની ખીદમતમાં બાર (૧૨) વર્ષ સુધી રહ્યા અને પોતાની નફ્સની તકમીલ કરતાં રહ્યા.

રૂહાની તૌર પર ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નક્શબંદ (કુદ્દસ્સીર્રહુ) હઝરત ખ્વાજા મોહંમદ બીન હકીમ અલી તીરમીઝી (કુદ્દસ્સીર્રહુ) થી પણ ઘણાં જ પ્રભાવીત હતાં અને તેઓના તરફ મુતવજ્જોહ્ રહીને ઉવૈસી તરીકા મુજબ ફૈઝયાબ થતાં રહેતા હતાં આપે તેઓની તાલીમાત, ફરમુદાત અને સુલુક સંબંધિત હિદાયતો તરફ ખુબજ ધ્યાન આપ્યું છે. અને અહેવાલોની શરૂઆતમાં તેઓની રૂહાની રહેબરી પણ હાંસીલ કરી હતી. આ જ કારણોસર નકશબંદી હઝરાતોમાં હઝરત ખ્વાજા મોહંમદ બીન હકીમ અલી તિરમીઝી (કુદ્દસ્સીર્રહુ) ની વિચારસરણીનો ઘણોજ પ્રભાવ રહ્યો છે. તેમજ હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ના આગમનની બશારત પણ તેઓએ ઘણાં વર્ષો અગાઉ આપી દીધી હતી, જેનો ઉલ્લેખ આગળ આવી ચુકયો છે.

## રિયાઝતો તથા મુજાહેદાઓ

કિતાબ 'અનીસુત્તાલેબીન' માં છે કે એકવાર હઝરતખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ ખુદ પોતાની રિયાઝતો અને કૈફીયત વર્ણવતાં ફરમાવ્યું કે, હું સુલુકની શરૂઆતમાં જઝબાત અને બેખુદીની હાલતમાં ચારોતરફ ફરતો રહેતો હતો; ત્યાં સુધી કે મારા પગ

કાંટા-ઝખરાં વડે ઝખ્મી થઇ જતાં હતાં. આવી જ એક હાલતમાં શિયાળાની ઠંડી હવા ખુબજ જોર-શોરથી ચાલી રહી હતી. મને તે રાતે પીરો-મુર્શીદ હઝરત સૈયદ શમ્શુદ્દીન અમીરે કુલાલ (કુદ્દસ્સીર્રહુ)ની સોહબતના જઝબાહ્ એ ખેંચ્યો અને હું આપના મકાન પર પહોંચ્યો. જ્યારે હું ત્યાં પહોંચ્યો તો આપ કેટલાક દુર્વેશો સાથે એક જગ્યા પર બેઠેલાં હતા. આપની નઝર જ્યારે મારા પર પડીતો આપે ફરમાવ્યું કે, તું કોણ છે.?જ્યારે આપને ખબર પડી કે તે હું (બહાઉદ્દીન)છું તો ઈર્શાદ ફરમાવ્યો કે, તેને અહીંથી જલ્દી બહાર કાઢો.

અને હું ત્યાંથી વ્યગ્રતાની હાલતમાં બહાર નિકળી ગયો. મારી હાલત ત્યારે એટલી હદે ખરાબ થઇ ચુકી હતી કે મને એવું લાગી રહ્યું હતું કે, મારો નફ્સ બળવો પોકારશે અને મારા હાથમાંથી આ તસ્લીમો-ઈરાદતરૂપી લગામ છુટી જશે. પરંતુ એવું કશું બન્યું નહીં અને ફઝલે ખુદાવંદીએ મારી ઈમદાદ ફરમાવી તો મેં મારા દીલમાં કહ્યું કે, આ રૂસ્વાઈમાં જ અલ્લાહ ત્આલાની રઝામંદી છે, માટે હું આ બારગાહમાંથી સર નહીં ઊઠાવું.

બહાર ધીમે-ધીમે બરફવર્ષા ચાલુ હતી તેમજ સખ્ત ઠંડી હવા ચાલી રહી હતી. જ્યારે સવાર થઇ તો પીરો-મુર્શીદ હઝરત સૈયદ અમીરે કુલાલ (કુદ્દસ્સીર્રહુ)મકાનની બહાર તશરીફ લાવ્યાં અને આપનો પવિત્ર કદમ મારા સર પર રાખી દીધો. અને મારું મસ્તક આસ્તાના પરથી ઊઠાવ્યું તેમજ મને મકાનની અંદર લઇ ગયા; તથા ખુશખબરી સંભળાવતાં ફરમાવ્યું કે,‘ હે ફરઝંદ, આ નેકબખ્તીનો લીબાસ તારા માટે જ શોભાસ્પદ છે.’ આમ ફરમાવીને આપે પોતાના મુબારક હાથો વડે જ મારા પગમાં ઘુસી ગયેલાં કાંટા ઝખરાં વગેરે દુર કરીને ઝખ્મો સાફ કર્યા; અને મારી ઉપર ખુબ જ શફકત ફરમાવી.

મજકુર કિતાબમાં જ આપે એક બીજી જગ્યાએ ફરમાવ્યું છે કે, ‘મારી જઝબાહ્ની શરૂઆતની કૈફીયતમાં મારી મુલાકાત એક અલ્લાહના વલી સાથે થઇ તો તેઓએ મને કહ્યું કે, તું આરીફ(અલ્લાહનેઓળખનાર)હો એવું દેખાઇ રહ્યું છે.’ તો મેં કહ્યું કે, ‘હું ઉમ્મીદ રાખું છું કે અલ્લાહના ખાસ બંદાઓની નઝરે ઇનાયતની બરકતો થકી આરીફબીલ્લાહ થઇ જાઉં.’ તો તેઓએ મને ફરીવાર પુછ્યું કે, ‘રોઝી વિશે તારો અમલ કેવો છે.?’ મેં કહ્યું કે, ‘જો મળી જાય છે તો અલ્લાહનો શુક્ર અદા કરૂં છું નહીંતર સબ્ર કરું છું.’ તો તેઓએ મુસ્કુરાઈને કહ્યું કે,‘એ તો ઘણું આસાન છે, ખરું કઠીન કામ તો એ





છેકે જો રોટીનો ટુકડો અને પાણી ન મળે તો પણ તારો નફ્સ સરકશી ન કરે અને તૌબાહ્માં લાગેલો રહે. ત્યારબાદ તેઓએ કેટલીક નસીહતોં કરતાં મને ફરમાવ્યું કે,’

‘લોકો સાથે શફકતથી પેશ આવવું જોઇએ. તેમજ લોકો જેની તરફ ધ્યાન નથી આપતાં એવાં દુઃખી લાચાર ને મોહતાજ લોકોની ખિદમત કરવી જોઇએ. અને તેઓની સાથે ખુબજ નરમાશપૂર્વક વર્તવું જોઇએ.’ તેઓની આ નસીહત પર હું એક મુદ્દત સુધી અમલ કરતો રહ્યો અને આ જ રીતે લોકોની ખિદમત કરતો રહ્યો.

ત્યારબાદ તેઓની બીજી મુલાકાત દરમ્યાન તેઓએ ફરમાવ્યું કે, ‘જાનવરો પ્રત્યે પણ ખુબજ દયાભાવ અને માયા-મમતા રાખવી જોઇએ અને તેની સાથે શફકત ભર્યુ વર્તન કરવું જોઇએ કારણકે તે પણ મખ્લુકે ખુદા છે. તેમજ રબુબીય્યતની નિગાહ સતત તેની ઉપર પણ છે. માટે જ્યારે તેને કોઇ ઇજા પહોંચે કે તે બિમાર પડે તો તેનો ઇલાજ કરવો જોઇએ.’ તેઓની આ નસીહત સાંભળીને હું એક મુદ્દત સુધી એ તરીકા પર ચાલતો રહ્યો; ત્યાં સુધી કે કોઇ જાનવર માર્ગમાં મારી સામે આવી જતો તો હું ત્યાં જ ઉભો રહી જતો હતો અને તેનાંથી પહેલાં પસાર થતો ન હતો.રાત્રે જે જગ્યા પર જાનવરોના પગલાંના નિશાન પડેલાં હોય ત્યાં જઇને હું મારો ચહેરો તેની ઉપર રગડતો હતો. સતત સાત વર્ષ સુધી હું આ ખિદમતને અંજામ આપતો રહ્યો અને નફ્સ સાથે મુજાહેદા કરતો રહ્યો.

પછી જ્યારે ત્રીજીવાર તેઓની મુલાકાત થઇ તો ફરમાવ્યું કે,‘આ આસ્તાનાના કુતરાઓની ખિદમત પણ ખુબજ આજેઝી અને ઇન્કેસારીપૂર્વક કરજે અને તેની પાસે આ વાતની તલબ કરજે તો તું એક કુતરા સમીપ પહોંચી શકીશ અને તેના થકી સઆદત હાંસીલ કરીશ.’ તેઓના આ ફરમાનને હું ગનીમત સમજીને તેમાં મશ્ગુલ થઇ ગયો; તે દરમ્યાન અચાનક એક રાતે હું એક કુતરા પાસે પહોંચ્યો તો મારી હાલત બદલાઇ ગઇ અને હું તેની સાથે ખુબજ આજેઝી અને ઇન્કેસારી કરવા લાગ્યો તેમજ હું ખુબજ રડયો અને અશ્રુવહન કર્યું એ હાલતમાં જ મેં જોયું કે એ કુતરો પોતાની પીઠ જમીન પર અને મુખ આસમાન તરફ કરી પોતાના ચારેય પગ ઊઠાવીને આહોઝારી તેમજ રૂદનમાં મશ્ગુલ થઇ ગયો. હું તેની સાથે ખુબજ આજેઝીપૂર્વક બંને હાથ ઊઠાવીને આમીન...આમીન કહેવા લાગ્યો. થોડીવાર પછી એ ચુપ થઇ ગયો અને પોતાની અસલ હાલત પર આવી ગયો.

આ પ્રકારની ખિદમત કરાવ્યાં પછી ચોથીવાર જ્યારે તેઓની મુલાકાત થઇ તો ફરમાવ્યું કે, 'હવે તારે રસ્તાની ખિદમતમાં મશ્ગુલ થવું જોઇએ તેમજ લોકો જેનાંથી નફરત કરે છે તેવી નકામી, નડતરરૂપ ચીજોને ત્યાંથી દુર હટાવી દેવી જોઇએ, જેથી તેઓ નુકસાનથી બચી જાય.' હું તેઓના આ ફરમાન પર સતત સાત વર્ષ સુધી એ જ કાર્યમાં લાગેલો રહ્યો. આ કાર્ય દરમ્યાન મારા કપડાં સતત ધુળ અને કાંટાઓ વડે ખરડાયેલા રહેતાં હતા. આ રીતે હું તે અલ્લાહવાળા બુઝુર્ગે ફરમાવેલ કાર્યોને નિષ્ઠાપૂર્વક અદા કરતો રહ્યો ત્યાં સુધી કે આ કાર્યોની અસરો તથા પરિણામોનું હું મારી ઝાતમાં અવલોકન કરતો રહ્યો અને મારા બાતીનમાં થતી તરક્કીને હું અનુભવતો રહ્યો.

હઝરત ખ્વાજા સાહેબ (કુદ્સ્સીર્રહુ) ફરમાવે છેકે, 'એકવાર સખ્ત શિયાળાની ઋતુમાં હું કસરે આરીફાંથી અન્ય કોઇ સ્થળે જઇ રહ્યો હતો તો મેં એક આફતાબ પરસ્ત (કાંચીડો) જાનવર જોયું અને તેને આફતાબના (સુર્ય) ના જમાલમાં ઈસ્તિગરાકની હાલતમાં ડુંબેલું જોયું તો મારી હાલત પણ બદલાઇ ગઇ અને મારી અંદર ઝૌકની કૈફીયત પૈદા થઇ ગઇ. તથા મારા દીલમાં એવો ખ્યાલ ગુજર્યો કે હું તેની સામે એ ખ્વાહીશ જાહેર કરૂં કે, બારગાહે ખુદાવંદીમાં તે મારી સીફારીશ કરે. તો હું ખુબજ અદબ અને ઇઝ્ઝતપુર્વક તેની સામે ઊભો રહી ગયો અને મેં બંને હાથ ઊઠાવ્યા; પછી તે જાનવર ઈસ્તિગરાકમાંથી હોંશમાં આવ્યું તેમજ તેણે પોતાની પીઠ જમીન પર મુકીને મુખ આસમાન તરફ કર્યુ હું ઘણીવાર સુધી આમીન કહેતો રહ્યો.

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ પોતાના રૂહાની એહવાલો બયાન ફરમાવાં એકવાર ઈર્શાદ ફરમાવ્યું કે, એક સમય મારી ઉપર એવો ગુજર્યો કે છ મહિના સુધી ફૈઝનો દરવાઝો મારા માટે સદંતર બંધ રહ્યો. (હાલતે કબ્ઝ) કોઇ પ્રકારનો ફૈઝ મને એ દરમ્યાન હાંસીલ ન થયો અને હું ખુબજ નિર્બળ તેમજ બેચૈન થઇ ગયો. આ પરિસ્થિતિમાં મારા દીલમાં ખ્યાલ આવ્યો કે, મારે હવે મખ્લુકની ખિદમતમાં લાગી જવું જોઇએ. અને હું આ પ્રકારની વ્યાકુળતાની હાલતમાં જ એક મસ્જીદ પાસેથી ગુજર્યો તો મેં મસ્જીદ પર આ મીસરોં લખેલો જોયો.

**અય દોસ્ત બયા કે મા તુરાઈમ, બેગાના મશવ કે આશ્નાઈમ.**

(અર્થાત્ઃ- હે દોસ્ત, મારી પાસે આવ કે હું તારો જ છું. અજનબી ન બનકે હું તારો ઓળખીતો છું.)





જ્યારે મેં આ શૈર વાંચ્યા તો મારી અંદર રિકકતની કૈફીયત પૈદા થઇ ગઇ અને ઈનાયતે ઇલાહી થકીમારા માટે ફૈઝનો દરવાઝો ખુલી ગયો અને મારી તે કબ્ઝની હાલતદુર થઇ ગઇ.

### ⋆ આપ સરકારનો હુલીયા મુબારક ⋆

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્સ્સીર્રહુ) નો હુલીયા મુબારક (શકલો-સુરત) ખુબજ દબદબાપુર્ણ અને નુરાની હતો. આપના પવિત્ર ચહેરા પરની અન્વારોના કિરણો ફુટી રહ્યાં હતાં, જે તાલીબોને લોહચુંબકની જેમ આકર્ષી લેતાં હતા. આપના ચહેરા પર એક અજીબ મલાહત અને કશીષ હતી. આપની પવિત્ર આંખો ઘણી જ કુશાદા અને લાલિમાયુક્ત હતી. જે આપની દ્રષ્ટીની સ્પષ્ટ દલીલ પેશ કરી રહી હતી. આપનું નાક ઉંચું અને પાતળું હતું તેમજ હોઠ મુબારક ઘણાં કોમળ અને બદખ્શી માણેક સમાન ચમકદાર લાલ હતાં. દાંત મોતી જેવા ચળકાટવાળા એક સરખા હતા. આપની દાઢી મુબારક તો જાણે નુર તથા સિયાહતમાં (કાળાશ) સાથે ગુંદેલી હોય તેવી આકર્ષક દેખાઇ રહી હતી. આપનું શરીર સૌષ્ઠવ સરાપા મનમોહક અને સૌદર્યરૂપી આબે ઝુલાલમાં ધોવાયેલું દેખાતું હતું. જેને જોઇને હિરાતના બાદશાહો, ઉમરાવો તથા દરબારીઓ હૈરતમાં પડીને પોતાની આંગળીઓ દાંતમાં દબાવી દેતાં હતા.

### ⋆ આપની રહેણી -કરણી ⋆

આપ ઘણાં ખુશપોશાક અને ખુશ્બુપસંદ હતાં. દોસ્ત અને મહેમાન-નવાઝ હતાં. ઘરનાં કામકાજો ખુદ જ કરતાં હતાં, ઘર માટે રાશન વગેરે લાવવાનું બોજ ઊઠાવવાનું કામ આપ ખુદ જ કરતાં હતાં. તેમજ બીજાના કાર્યોમાં પોતાના હાથ હંમેશા લંબાવતા હતાં બિમારોની બિમારપુર્સી માટે ખાસ તાકીદથી જતાં હતાં એટલું નહીં પરંતુ તેઓને ઇલાજ અને નુસ્ખાઓ પેટે પોતાના મશ્વેરા થકી ફૈઝયાબ ફરમાવતાં હતાં. જાનવરોનાં ઝખ્મો પર મરહમ લગાંવતાં હતા. આમ મોમીનો માટે આપ હંમેશા દુઆ ફરમાવતાં રહેતા. આપ જે કલ્બો (દીલો) ના મુર્શીદ હતાં એમ અખ્લાકના રહેબર પણ હતાં. આપ હંમેશા હલાલ ખાણાની તેમજ પાકીઝા ઝીંદગી ગુજારવાની તાકીદ કરતાં હતા; કારણકે આપે ખુદ આ રીતની ઝીંદગી ગુજારીને પોતાના યુગના એક વલીએ કામીલ, આરીફબિલ્લાહ અને બેનઝીર બુઝુર્ગવાર તરીકેની શોહરત હાંસીલ કરી હતી અને માટે જ દુર તેમજ નઝદીકના ઉલ્માઓ, સુલ્હાઓ, ઉમરાઓ અને વઝીરો તદુપરાંત મલેકો અને બાદશાહો પણ

સઆદતની તલબમાં આપની બારગાહમાં પોતાની પેશાનીઓ રગડતાં હતાં. તેમજ આપ તેઓના માટે દુઆઓ કરતાં હતાં તથાં સાથે સાથે તેઓના કલ્બો( દિલો) માં તકવાની નકશબંદી પણ ફરમાવતાં હતા.

તરીકતના સખ્ત મુજાહેદાઓ અને રિયાઝતોથી હટીને આપની ઈબાદતો માત્ર સુન્નતે રસુલ ( સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) ની પયરવીમાં અને તેનાં અનુસરણમાં રહેતી હતી. જેમકે હંમેશા બાવઝુ રહેવું. નમાઝ અને તિલાવતની પાબંદી, ખાવા- પીવા તેમજ ઊઠવા- બેસવામાં સુન્નતોનું અનુ- સરણ ચુસ્ત રીતે કરતાં હતાં. હંમેશા આપ તૌબાહ્ તેમજ અસ્તગફાર તથા ઝીક્ર- ફીક્રમાં ડુબેલા રહેતાં હતાં. આપે પોતાની પુરી ઝીંદગી અવરાદો- વઝાઈફ નવાફીલો- તસ્બીહ અને યાદે ખુદાવંદીના ફરાઈઝો અંજામ આપવામાં ગુજારી દીધી.

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (કુદ્દસ્સીર્રહુ) થી બયાન થયેલું છે કે, હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) તદ્ન ગુરબત અને મુફલીસીમાં ઝીંદગી ગુજારતાં હતા. તર્કે- દુનિયા, એકાંતવાસ અને માસીવાની નફી આપની ખાસ આદત હતી. આપનો પવિત્ર નફસ ફકરો- દુર્વેશીના સબુતો પેટે વકફ હતો. અને માટે જ મુજ ફકીરને ઘણી જ મોહબ્બત સાથે ફરમાવતાં હતાંકે, અમે જે કંઇ મેળવ્યું છે આ સિફત વડે જ મેળવ્યું છે.

આપના ઘરમાં ઠંડીની મૌસમમાં મસ્જીદમાંથી ઊડીને આવેલી માટી પથરાયેલી રહેતી હતી; જ્યારે ગરમીમાં એક જુની ચટાઇ હતી. આપનો તરીકો એ હતો કે પોતાના હાલાતોનું સતત અવલોકન કરતાં રહેતાં તેમજ શંકાસ્પદ વસ્તુથી એહતીયાતના સખ્ત પાબંદ હતાં. ખાસ કરીને ખાણા સંબંધે હદીષેપાક હંમેશા સંભળાવતાં રહેતા હતાં. ફક્રમાં કમાલ હાંસીલ હોવા છતાં આપની અંદર કુર્બાની તેમજ ઇસારની ભાવના ઘણીજ પ્રબળ હતી. જે કોઇ આપની પાસે હદીયો વગેરે લઇને આવતું હતું તેને હઝરત રિસાલત પનાહ( સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની પયરવીમાં એવો જ અથવા તો એવા પ્રકારનો બીજો હદીયો ખુદ પોતાના તરફથી અતા કરતાં હતાં. જો કોઇ દોસ્ત કે મહેમાન આવતો તો સાંજ પડતાં પહેલાં તેના માટે ખુબજ પુર તકલ્લુફ ખાણું તૈયાર કરાવીને તેની સામે પેશ કરી દેતાં હતાં તેમજ કોઇપણ બહાના હેઠળ ચિરાગ ઓલવી નાંખતાં હતાં, જેથી તે દોસ્ત કે મહેમાન વિના સંકોચે ખાઇ શકે. અને જો તે સુઇ જતો તથા હવામાં ઠંડીનું પ્રમાણ હોતું તો આપ તેને ઓઢવા માટે ખુદ પોતાના કપડાં અતા ફરમાવતાં હતાં.





હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) નો ખોરાક ખુદ પોતાની ખેતીનો જ રહેતો હતો. દર વર્ષે આપ ખુદ જ અનાજ વાવતાં હતાં, તેની માવજત કરતાં હતાં. તેમજ જમીનને ખેડવામાં, વાવણી કરવામાં તથા બળદોની પસંદગીમાં ઘણી જ સાવચેતીપૂર્વક કામ લેતાં હતાં. ખાસ કરીને પહોળાં શીગડાંવાળા બળદોની પસંદગી વધુ કરતાં હતાં. અકાબીર ઉલ્માઓ, સુલ્હાઓ ઘણીવાર આપની ખિદમતમાં માત્ર આપનું ખાણું જ તબર્રુકના તૌર પર ખાવા માટે તશરીફ લાવતાં હતાં.

આપનો અન્ય ખાસ તરીકો એ હતો કે, મુકર્રર કરેલાં સમય પર પોતાના અસ્હાબો( સાથીદારો, તાલીબો, મુરીદો વગેરે) ને બોલાવતાં હતાં અને તેઓને અસરારે રબ્બાની અને ખાસ મઆરીફોની જાણકારી આપતાં હતાં, સાથે સાથે સુન્નતે રસુલે અકરમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની તાબેદારી, ઝીક્રેઈલાહીમાં મશ્ગુલીયત, મુરાકેબામાં હુઝુરે કલ્બ અને હાલાતોને પોશીદા રાખવાની તાકીદ ફરમાવતા હતાં. તથા કલ્માશરીફનો વીર્દ ઘણો કસરતથી કરવાનું પણ કહેતાં હતાં. અહાદીષેપાકમાં આવેલી વિવિધ દુઆઓ ક્યારેય તર્ક કરતાં નહતાં આપ ફરમાવતાં હતાં કે, અમારો અમલ છે જ શું? આ તો માત્ર અલ્લાહતઆલાના ફઝલો- કરમ વડે રસુલેકરીમની તાબેદારી કરવાની બરકતો છે.

## આપની આલ- ઔલાદ

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ના ખાનદાની હાલાતો વિશે કિતાબોમાં ઘણી જ મુખ્તસર ઉલ્લેખ આવેલો છે. પરંતુ આપની ઔલાદોમાં બે સાહેબઝાદાઓ( પુત્રો) અને બે સાહેબઝાદીઓ (પુત્રી) હોવાનું અલગ- અલગ કિતાબોંની રિવાયતો વડે સાબીત થઇ રહ્યું છે.

કિતાબ 'અનીસુત્તાલેબીન' માં આપની એક સાહેબઝાદીના નિકાહ આપની હયાતીમાં જ હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર( કુદ્દસ્સીર્રહુ) સાથે થયાનો ઉલ્લેખછે. તેઓ ખ્વારઝમના રહેવાશી હતાં એક મદ્રસામાં તાલીમે ઇલ્મમાં મશ્ગુલ હતાં. ત્યાર બાદ તેઓ હઝરત ખ્વાજાની ખિદમતમાં હાજર થયાં અને રાહે સુલુકના તાલીબ બની ગયાં હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) એ પોતાની સાહેબઝાદી તેનાં નિકાહમાં આપી દીધી. હઝરત ખ્વાજાના વિસાલ પછી આપના આ દામાદ હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર( કુદ્દસ્સીર્રહુ) આપના જાનશીન થયાં અને તમામ ખુલ્ફાઓએ

આપનાથી બયઅત કરી.

કિતાબ 'તરાઇકુલ્હકાઇક'ના હવાલા વડે હઝરત ખ્વાજાએ નકશબંદ ઔર તરીકાએ નકશબંદ માં લખ્યું છે કે, આપના વિસાલ પછી આપની એક સાહેબઝાદીની નિકાહ વસીયત મુજબ હઝરત શર્ફુદ્દીન (રહેમતુલ્લાહ અલયહ)ના ફરઝંદ સાથે કરવામાં આવ્યાં. હઝરત ખ્વાજાની આ સાહેબઝાદીની ઔલાદ અહીં બુખારામાં જ્યાં આપનો મઝારે પાક આવેલો છે. તે કષ્બે આરીફાં નામના સ્થળે મોટી સંખ્યામાં મૌજુદ છે.જે તમામ ખ્વાજગાનના નામે જ ઓળખાય છે. તેઓ અહીં ખુબજ મોટી ઇમારતો અને દીલકશ-બાગોના માલીક છે.અને આ રીતે હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્હુ)નો ઔલાદનો સિલસિલો આપની સાહેબઝાદી થકી ચાલ્યો, જે રીતે હુઝુર નબીએ પાક સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની આલે અતહરનો સિલસિલો આપની સાહેબઝાદી હઝરત ફાતેમતુઝોહરા (રદીયલ્લાહો ત્આલા અન્હા)થી ચાલ્યો; આમ, હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્હુ)એ એક સુન્નતે ગૈર ઇખ્તિયારી અદા ફરમાવી.

કિતાબ 'હઝરાતુલ્કુદ્દસ'ની બે અલગ અલગ રિવાયતો વડે આપના બે સાહેબઝાદા હોવાનું પણ સાબીત થઇ રહ્યું છે, પરંતુ તે બંનેનો બાળપણમાં જ વિસાલ થઇ ચુકયો હતો. આ બંને રિવાયતો આ મુજબ છે.

આપે એકવાર ફરમાવ્યું કે, જે કંઇ ઇરાદાએ ઇલાહી મુજબ હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)પર ગુજર્યુ હતું અમારી ઉપર પણ ગુજર્યુ. આપના એક સાહેબઝાદાનો વિસાલ એ જ સમયે થયો જ્યારે આપની ઝબાન- મુબારકથી આ શબ્દો નિકળ્યાં અને આ રીતે આપને આ સુન્નતે ગૈર ઇખ્તિયારી પણ નસીબ થઇ.

મજકુર કિતાબમાં એક બીજી જગ્યાએ લખ્યું છે કે, હઝરતખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્હુ)જ્યારે ઝિયારતે બયતુલ્લાહ માટે તશરીફ લઇ ગયાં ત્યારે હાજીઓ ઇદેકુર્બાના દીવસે કુર્બાની કરી રહ્યાં હતાં જે નિહાળીને હઝરત ખ્વાજાએ ફરમાવ્યું કે,અમે પણ કુર્બાની કરીએ છીએ પછી ત્યાંથી જ્યારે આપ બુખારા પરત પહોંચ્યાં તો જાણવા મળ્યું કે ઇદના દીવસે જ હઝરતના ફરઝંદે બુખારામાં વિસાલ ફરમાવ્યો હતો.

### વિસાલ શરીફની કૈફીયત

હઝરત ખ્વાજાએ ખ્વાજગાં ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ





નકશબંદ(કુદ્દસ્સીર્હુલ્નુરાની)એ દાઇએ અજલ ને લબ્બૈક પુકારતા-પુકારતા છેવટે સોમવારની રાતે માહે રબીઉલ્અવ્વલશરીફની ૩જી(ત્રીજી) તારીખે હી.સ. ૭૯૧માં રહેમતે ઇલાહીની સાથે મળીને આ ફાની દુનિયાને અલવીદા કહીઃ- ત્યારે આપની ઉમ્રશરીફ ૭૪મું વર્ષચાલી રહ્યું હતું. આપ પોતાના વતન બુખારામાં જ આરામ ફરમાવી રહ્યાં છે. અને જે ગામમાં આપનો મઝારે મુકદ્દસ આવેલો છે તે પણ હવે બહાઉદ્દીન નામથી જ ઓળખાય છે.

મૌલાના સદ્રુદ્દીન કાશ્મીરીએ પોતાની કિતાબ 'ઝીક્રુસ્સાદેકીન' માં હઝરત મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્હુ)ના વિસાલ અંગે ઘણીજ દીલચસ્પ માહીતી આપી છે. તેઓ મજકુર કિતાબમાં લખેછે કે, મૌલાના મોહંમદ મીસ્કીન(રહેમતુલ્લાહ અલયહ)કે જેઓ પોતાનાયુગના મહાનવલી અકાબીરમાંથી હતાં તેઓ બયાન કરે છે કે, જ્યારે શૈખ નુરૂદ્દીન સુફી (રહેમતુલ્લાહ અલયહ)નો બુખારામાં વિસાલ થયો તો ત્યારે હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ(કુદ્દસ્સીર્હુ)તેઓના માતમની મજલીસમાં હાજર હતાં. તાઅ્ઝીયતવાળાઓ ખુબ મોટા અવાજે રડી રહ્યાં હતાંઅને ઔરતો નાલાહ અને ફરીયાદો કરી રહી હતી. તથા કર્કશ અવાજો વડે હાજરજનોને નાખુશ કરી રહી હતી તેમજ તેઓ કરાહત મહેસુસ કરી રહ્યા હતા. ત્યારે હઝરત ખ્વાજા નકશબંદે ફરમાવ્યું કે, 'જ્યારે મારી ઝીંદગીનો અંતિમ દીવસ આવશે તો હું દુર્વેશોને મરતાં શીખવીશ.'

બયાન થયું છેકે, જ્યારે હઝરત ખ્વાજા નકશબંદ(કુદ્દસ્સીર્હુ) બિમાર પડ્યા કે જે આપની આખરી બિમારી હતી, ત્યારે આપે પોતાની જગ્યા એક મુસાફરખાનામાં તબ્દીલ ફરમાવી; અને બિમારી દરમ્યાન અહીં જ રહ્યાં. એ દરમ્યાન રબ્બુલ અરબાબના આ મકબુલ બંદાની ખિદમતમાં ખાસ અસ્હાબો હાજર રહેતાં હતાં અને આપ દરેકની સાથે તવજ્જોહ અને મહેરબાની પૂર્વક વર્તતા હતાં.કિતાબ 'રશ્હાત' માં લખ્યું છે કે, માહે સફરની ૨૧તારીખે હઝરત ખ્વાજા નકશબંદની તબિયતમાં ખુબજ ગરમી તેમજ હરારતના ચિહ્નો જાહેર થયા કે જેને લોકો પિત્તજવર(પિત્તનો તાવ) કહેછે. આપે આ બિમારીના દિવસોમાં પણ ફર્ઝો, નફ્લો વગેરે કે જેની હંમેશા અદાયગી કરતાં હતાં તેને કઝા કરી નહી. આ દીવસો દરમ્યાન આપ દરરોજ ઠંડા પાણી વડે ન્હાતાં હતાં, જેનાથી આપને કોઇ જ તકલીફ થતી નહતી. આપે ફરમાવ્યું કે, દરરોજ ન્હાવું એ અમુક મુરસલીનો(રસુલો)ની ખાસીયત

છે. માટે તેઓની પયરવીમાં મરી જવું અફઝલ અને બહેતર છે.

અંતિમ ક્ષણોમાં હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) એ દુઆ માટે બંને હાથ મુબારક ઊઠાવ્યા અને લાંબા સમય સુધી આ જ રીતે દુઆ માંગતા રહ્યાં પછી બંને હાથ પોતાના ચહેરા મુબારક પર ફેરવી દીધાં અને દારેફાનીથી રહેલત ફરમાવી.

મુલ્લા બહાઉદ્દીન મુતુ કશમીરીએ પોતાના મન્ઝુમ ફારસી 'રિસાલા નકશબંદીય્યાહ્'માં ઝીક્ર રખ્ત બરદાશ્તન ખ્વાજા મુશ્કીલકુશાં બ દારૂલ્બકાં એવા શિર્ષક હેઠળ લખ્યું છે કે, એહલે ઈર્ફાન બુઝુર્ગો પૈકી હઝરત ખ્વાજા અલા ગજદવાની (કુદ્દસ્સીર્રહુ) બયાન કરે છે કે, હઝરત ખ્વાજા નકશબંદના આખરી શ્વાસ દરમ્યાન હું પણ હાજર હતો નઝાઅ્ (સકરાત) ના ચિહ્નો જાહેર થઇ ચુક્યાં હતાં અને હઝરત ખ્વાજા શુહુદે મૌલામાં ડુબેલાં હતાં. એ જ હાલતમાં આપે પોતાની આંખો ખોલી અને મારી ઉપર અત્યંત લુત્ફો–કરમ ફરમાવતાં ફરમાવ્યું કે, 'હે અલા,દસ્તરખ્વાન બિછાવો અને પાકી તમજ સફા સાથે ખાણું ખાવ.' આપના હુકમ મુજબ મેં જ્યારે દસ્તરખ્વાન બિછાવ્યું તો અનિચ્છાએ જબરજસ્તી પુર્વક બે–ત્રણ કોળીયા મારા મોંઢામાં મુકી દીધાં. હઝરત ખ્વાજા ફરીવાર ઇસ્તિગરાકમાં ડુબી ગયાં અને મેં દસ્તરખ્વાન સમેટીને ગોખલામાં રાખી દીધું.આપ ફરીવાર આંખ ખોલી અને ફરમાવ્યું કે, 'અલા, તમે દસ્તરખ્વાન કેમ સમેટી લીધું? તેને બિછાવી દ્યો અને ખુબ સારી રીતે ખાણું ખાતા રહો. તેમજ કામ પણ સારી રીતે કરો; તથા આ બંને કાર્યો તેના માટે જ (અલ્લાહ માટેજ) કરતાં રહેજો.'

ચાર વખત આપે આ જ રીતે હુકમ ફરમાવ્યો કે, 'ખાણું ખુબ સારી રીતે ખાતા રહો અને કામ ખુબ સારી રીતે કર્યા કરો.' ત્યાર બાદ હઝરત ખ્વાજાની આજુ બાજુ વફાદાર અકીદતમંદોની ખુબજ ભીડ લાગેલી હતી. અને દરેકના દીલમાં એ જ ખ્યાલ આવી રહ્યો હતો કે, હઝરત ખ્વાજા ઈર્શાદ કોને અતા ફરમાવશે? (જાનશીન કોને બનાવશે) કે જે અમારી રહેબરી ફરમાવે. હઝરત ખ્વાજાએ અરીસાના પ્રતિબિંબોની જેમ તેઓના આ વિચારોનું અવલોકન ફરમાવ્યું અને કહ્યું કે, મને અત્યારે પરેશાનીમાં ન નાંખો, તેનો ફેંસલો ખુદા પર છોડી દ્યો, હું તો વચ્ચે એક માત્ર તર્જુમાન રૂપે છું. અને હું એ કરીશ જે ખુદા તરફથી ઇલ્કા કરવામાં આવશે; જ્યારે ફેંસલાની જાણકારી મળી જાય ત્યારે તમે ખુદ તેનાં પર અમલ કરશો. અને પછી આપે એક ખાદીમ તરફ ઇશારો કરતાં કહ્યું કે, જા અને કબ્ર દુરસ્ત કરી લે. તે ગયો અને





સેહનશરીફમાં એક કબ્રમુબારક તૈયાર કરી નાંખી. જાણે કે તેણે આપણા અકીદતમંદો માટે અમનગાહ અને પનાહગાહ ..તામીર કરી નાંખી.

આ ખાદીમ બયાન કરે છે કે, જ્યારે હું ગમનાક દીલ સાથે કબ્ર તૈયાર કરી ચુકયો તો હઝરત ખ્વાજા(કુદ્દસ્સીર્રહુ) પાસે પાછો ફર્યો અને મારા દીલમાં વારંવાર એ જ ખ્યાલ આવતો રહ્યો કે, કાશ, હઝરત ખ્વાજા પોતાના જાનશીન મુકર્રર ફરમાવતાં અને હિદાયતની રાહ તેના અમીનને સુપ્રદ ફરમાવી દેતાં (તો કેવું સારું?) મારું દીલ હઝરત ખ્વાજા તરફ ધ્યાનિત રહ્યું એ દરમ્યાન જ આપે પોતાનો સરમુબારક ઊઠાવ્યું અને મારી તરફ ખિતાબ કરતાં ફરમાવ્યું કે, 'આથી પહેલાં અમે હિજાઝની સફર દરમ્યાન એ વાતને જાહેર કરી દીધી હતી કે, જે કોઇ અમને જોવા માંગે તે 'ખ્વાજા પારસા'ને જુવે. તેઓએ અમારા માધ્યમથી નુરે કિબ્રીયા જોયું છે.' આ કલામ ફરમાવ્યા પછી હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ બીજા દિવસે વિસાલ ફરમાવ્યો.

આપના વિસાલના સમયે હઝરત ખ્વાજા અલાઉદ્દીન અમીર (કુદ્દસ્સીર્રહુ) હાજર હતાં તેઓએ ફરમાવ્યું કે, મેં સુરએ યાસીન પઢવાની શરૂ કરી અને ચો તરફ નુરની વર્ષા થવા લાગી; જાણે હઝરત ખ્વાજાના નુર વડે જમીન કે આસમાન જ નહીં પરંતુ તમામ સૃષ્ટી રોશન થઇ ગઇ. હું અડધી સુરએ યાસીન પઢી ચુકયો અને ઝબાન પર ઇસ્મેઝાતનો ઝીક્ર રહી રહ્યો હતો. કે એ દરમ્યાન જ હઝરત ખ્વાજાનો દમ તુટીને અર્શે મજીદ પર સ્થાન હાંસલ કરવા રવાના થઇ ગયો અને એક શોરબર્પા થઇ ગયો.

અને પછી જે કંઇ હાલતો આપના અકીદતમંદો, મુરીદો વગેરે પર ગુજરી જેનું બયાન કરવા માટે કલમ અહીં અસર્મથ છે અને આ બયાન ઘણુંજ દર્દનાક છે. ત્યારબાદ આપના ખાસ અસ્હાબોએ આપના પવિત્ર જીસ્મશરીફને અત્તર તેમજ સંદલ મેળવેલ હુંફાળા પાણી વડે ગુસ્લ આપ્યું. તેમજ હઝરત ખ્વાજા અઝીઝાં (રહેમતુલ્લાહ અલયહ) નો તાબુતમુબારક લાવવામાં આવ્યો કે જેમાં આપના પવિત્ર જીસ્મેઅત્તહરને રાખવામાં આવ્યું તથા બુખારાથી એક ફરસંગના અંતરે આવેલ 'કસ્રે આરીફાં' નામના સ્થળે રવાના થઇ ગયા આપના જનાઝાની સાથે આપે કરેલ વસીયત મુજબ હઝરત અહમદજામ (કુદ્દસ્સીર્રહુ) નો આ શૈર પઢી રહ્યાં હતાં.

**મુફલીસાનેમ આમદા દર કુએ તુ,**
**શૈઅન લીલ્લાહ અઝ જમાલે રૂએ તુ.**

(અર્થાત્ઃ– તારી ગલીમાં મુફલીસ થઇને આવ્યો છું; અલ્લાહવાસ્તે,

પોતાના ચહેરાના હુસ્નો-જમાલની એક ઝલક અતા ફરમાવ.) અહીં ચહેરાથી મુરાદ 'અલ્લાહત્આલાની ખાસ ઝાતી અન્વારોની તજલ્લી છે.' અલ્લાહ ત્આલા ચહેરાથી પાક છે.

એકાંતવાસીઓના કુતુબ હઝરત ખ્વાજા અબ્દુલ્કુદ્દસ (રહેમતુલ્લાહ અલયહ) બયાન ફરમાવે છે કે, જ્યારે હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ની દફન વિધી થઇ ચુકી તો એ જ રાતે હું તેહજ્જુદની નમાઝ પઢયા પછી સુઇ ગયો તો મેં જોયું કે, જાણે હું ખ્વાજા નકશબંદની કબ્રશરીફમાં આપની સમક્ષ નિત્યક્રમ મુજબ જ બઠેલો છું અને અચાનક જ આપના ચહેરામુબારક તરફ **અલ્કબ્રો રવઝ તુમ્મીન રિયાઝુલ્જન્નાહ**. એ મુજબ જન્નતની બારી ખુલી ગઇ અને ખડકીમાંથી બે હુરો કે જેના ચહેરા નુર વડે ચમકી રહ્યાં હતાં તે કબ્રમાં ઉતરી તેમજ હઝરત ખ્વાજાને સલામ અર્ઝ કરીને કહ્યું કે, અમે આપની મીલ્કત છીએ' તો હઝરત ખ્વાઝાએ ફરમાવ્યું કે, 'મારો અલ્લાહત્આલા સાથે એ વાયદો અને કરાર છે કે, જ્યાં સુધી હું કશા અવરોધ વગર ખુદાવંદત્આલાનો દીદાર નહીં કરું અને એ ઝાતે બેહતને ન જોઇ લઉં તેમજ એ લોકોની શફાઅત ન કરું જેઓએ મારૂં દામન પકડી રાખ્યું છે ત્યાં સુધી હું બીજા કોઇ જ કાર્યમાં મશ્ગુલ નહીં થાવ.' જ્યારે હું ખ્વાબથી બેદાર થયો તો ફજરની નમાઝ બાદ મેં હઝરત અલાઉદ્દીન અત્તાર (કુદ્દસ્સીર્રહુ) ને આ ખ્વાબ સંભળાંવ્યું તો આપે પણ તેનીતસ્દીક ફરમાવી. અને કહ્યું કે, 'મેં પણ હમણાં જ આ પ્રકારની ઘટના જોઇ છે.' આ રિવાયત 'કન્ઝુસ્આદત' નામની કિતાબમાં મૌજુદ છે.

## મઝારે અકદ્દસ

હઝરત ખ્વાજાએખ્વાજગાંખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)નો મઝારેમુકદ્દસ ઉઝબૈકિસ્તાનના પાટનગર વિશ્વ-વિખ્યાત શહેર બુખારાથી છ(૬)માઇલના અંતરે કસબા તરફ જતો એક પહોળી સડકના કિનારે આવેલાં 'કષ્રે આરીફાં' નામના ગામમાં છે. જ્યારે ઉઝબૈકિસ્તાન તેમજ રશિયાના બીજા અન્ય મુસ્લીમ દેશો જેમ કે કઝાખીસ્તાન, તાઝકીસ્તાન, આરમેનીયા વગેરે રશીયાના સામ્યવાદી (કોમ્યુનિઝમ) પંજાની પકકડમાં હતાં ત્યારે ત્યાંના મઝારો, મસ્જીદો, ખાનકાહો વગેરેની હાલત ખુબ જ દયનીય, હસરત અંગેઝ તેમજ હૃદયને વ્યથીત કરી દેનારી હતી; પરંતુ અલ્લાહ ત્આલાની બારગાહે કરીમીથી જ્યારે મધ્ય એશિયાના મઝલુમ અને મઝબુર મુસલમાનો માટે રહેમત અને





આફીય્યતના દરવાજા ખુલી ગયા તો રશિયાની એ ઝાલીમ હુકુમત કે જેણે ખુબજ દુરદુરના પ્રદેશો પર પોતાનો કબ્ઝો જમાવ્યો હતો અને જે મુસલમાનોના લોહી પર ટકી રહી હતી, તે અકલ્પનીય રીતે વેરણ-છેરણ અને વેરવિખેર થઇ ગઇ તેમજ મધ્ય એશિયાની આ તમામ મુસ્લીમ બહુમતી ધરાવતી રિયાસતો આઝાદ અને સ્વાવલંબી હુકુમતો બની ગઇ; અને આ રીતે દીને મુબીને ઇસ્લામ માટે ખુદાવંદે બરહકકનો **વ નહનો લહુમ હાફેઝુન** રૂપી વાયદો ફરીવાર તરોતાઝા થઇ ગયો.

કુર્આન તેમજ શરીઅતરૂપી ખુશ્બુદાર હવાઓ વડે ત્યાંના મુસલમાનોના દીલ ફરીવાર ખીલી ઊઠયાં અને દરેક એ મુસલમાન કે યુવાનીની હાલતમાં આ કોમ્યુનીઝમ(સામ્યવાદ)ની પકકડે તેના દિમાગને ઇસ્લામી અસરાતોથી બિલ્કુલ ધોઇ નાંખ્યું હતું (બ્રેઇન-વોશીંગ) તે ફરીવાર અસલ દીને આસમાનના વર્તુળમાં પરત આવી ગયાં. અને પછી આઝાદ થયેલી આ મુસ્લીમ હુકુમતો એ સૌપ્રથમ તારીખી મસ્જીદો અને ઇસ્લામી યાદગારોને મરમ્મત કરીને ફરીવાર તેને પોતાની અસલી હાલતમાં અગ્રતા ક્રમ આપ્યો. ઔલીયાએ કિરામના રોઝાઓ અને મઝારાતોની તામીરને નવો ઓપ અર્પીને તેની સાંકડી તથા જીર્ણ-શીર્ણ થઇ ગયેલી જગ્યાઓને ખુબ જ પહોળી કરીને ખુશ્નુમા બગીચા-ઓ તથાદિલફરેબ અને મનમોહક હરીયાળીમાંફેરવી નાંખ્યાં.

હઝરત ખ્વાજએ ખ્વાજગાં ખ્વાજા બહાઉદ્દીન શાહ નકશબંદ મુશ્કીલ કુશાં (રદીયલ્લાહો ત્આલા અન્હો) ના મઝારેપાકની પુનઃજીર્ણોદ્ધાર અને તજદીદ પણ ઉબૈકિસ્તાન સરકારે આઝાદી પછી તરત જ હાથ ધરીને તેને સૌથી વધુ અગ્રતાક્રમ આપ્યો. આપના મઝારેપાકને ફરીવાર પોતાની મૂળભુત સ્થિતીમાં લાવવાં અને તેને અત્યંત ખુબસુરત ઓપ આપવા માટે વિવિધ પગલાં ભર્યા, જેના કારણે આપનો મઝારેપાક હવે તમામ બંધંનો અને તાળાબંધીઓથી તદ્દન મુકત થઇ ચુકયો છે. અગાઉ મઝારશરીફના સેહન બરાબર સામે જ આવેલી એ જર્જરીત અને પુરાની મસ્જીદ જે કોમ્યુનીઝમના રાક્ષસી ભરડાની યાદ આપી રહી હતી તે હવે નવા જ રંગરૂપ વડે સુશોભીત થઇ ચુકી છે. મઝારે-પાકના સેહનની ડાબી બાજુ એમ નાની એવી સાદી મસ્જીદ જેવી ઇમારત હતી તેને એ ચાર દિવાલો સાથે કે જેની સાથે સંલગ્ન હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ની તુરબતે મુકદ્દસ ઘેરાયેલી હતી તેને ત્યાંથી હટાવી દેવામાં આવેલ છે; તેમજ હઝરત ખ્વાજા

મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) એ પોતે સ્થાપેલ મદ્રસાનું પણ નવેસર સમારકામ કરવામાં આવ્યું છે. આપની તુરબ્તેપાક હવે ચાર દિવાલો વચ્ચે ઘેરાયેલી નથી પરંતુ તદ્દન ખુલ્લી છે. અને ત્યાં પહોંચવા માટે એ યુગમાં બાંધવામાં આવેલ તે પ્રાચીન નકશીદાર ઐતિહાસીક દરવાજાને તેના સ્થાને જાળવી રાખેલ છે. જો કે આ દરવાજો ઘણોજ જર્જરીત થઇ ચુકયો હતો એટલા માટે તેને મજબુત લાકડાં વડે ફરીવાર બનાવે છે તેમ છતાં તેની મૂળભુત કામગીરીના સૌંદર્યને જાળવી રાખવા માટે તેમાં રહેલાં નકશોનિગારવાળા પ્રાચીન દરવાજાના એ લાકડાંના ટુકડાઓ તેના સ્થાને બાકી રાખેલ છે.

અગાઉ આપની તુરબ્તેપાક ખુલ્લી હતી, હવે તેને સંગેમરમરના ખુબસુરત ચબુતરાના સંકુલમાં આવરી લીધેલ છે, જેની ઉપર અત્યંત ખુશ્નુમા નકશીદાર ઝાળી બનાવેલી છે; તેમજ સંગેમરમરના આ ચબુતરામાં એક સાધારણ ખાલી જગ્યા તખ્તા ઉપર રહેવા દીધી છે કે ઝાઈરીનો તેમાંથી અંદર ડોકાયને આપની તુરબ્તે મુકદ્દસનો દિદાર કરી શકે. હઝરત ખ્વાજા સાહેબના આ મકબરાએ મુકદ્દસની જમણી તેમજ ડાબીબાજુએ પ્રાચીન રિવાજ મુજબ બે લાકડાંના પાતળા થાંભલા મઝારની નિશાનીરૂપે ઊભા કરેલ છે. એ યુગમાં ઔલિયાએ કિરામની કબ્રો પર આ પ્રકારની નિશાની મૌજુદ રહેતી હતી કે જેથી આમ કબ્રોથી તેને અલગ પાડી શકાય.

હવે સામ્યવાદ (કોમ્યુનિઝમ) ના ભરડાથી મુકત ઇસ્લામી માહોલમાં હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ મુશ્કીલકુશાં (રદીયલ્લાહો ત્આલા અન્હો) ના આ નવીનિકરણ પામેલ અર્વાચીન મઝારશરીફની કૈફીયત ઉપર વર્ણવેલી છે, જે તે અમારી આ કિતાબમાં અપાયેલી આપના મઝારે-પાકની અર્વાચીન તસ્વીર વડે સ્પષ્ટપણે જોઇ શકાય છે. આ તસ્વીર હઝરત ખ્વાજા સાહેબના મજારેપાકના વર્તમાન હાલાતો દર્શાવતી એક વેબસાઇટ પરથી હાંસીલ કરેલ છે. મઝારેપાકની અર્વાચીન કૈફીયતની સાબીતીરૂપે આ તસ્વીર **'કુલ હોવ બુરહાનોકુમ ઈન્કુન્તુમ સાદેકીન'** ની રીતે અમારા આ પ્રકાશન 'અહવાલેઅસ્ફીયા ફી ફઝાઈલે સિલસિલાએ નકશબંદીય્યાહ્' એટલે કે 'ઇશ્ક કે ઇમ્તેહાં' માં પેશ કરેલ છે.

અલ્હમ્દોલીલ્લાહ, અને હવે આ રીતે આપનો મઝારે મુકદ્દસ જાહેરી સ્વરૂપમાં પોતાની અસલી હાલતમાં આવી ચુકયો છે. તેમજ ઇસ્લામી મુલ્કો-માંથી ઝાઇરોનો દરબારે નકશબંદમાં હાજર થઇને પોતાના દીલની નકશબંદી





કરી રહ્યા છે.

**બરસરે તુરબતેમન ચું ગુઝરી હિમ્મત ખ્વાહ,**
**કે ઝયારતગાહે દંદાને જહાં ખ્વાહદ શુદ.**

અર્થાત્ઃ- અને આ ઇશ્કો મોહબ્બત તેમજ અકીદતો ઇરાદતમંદીની આવન-જાવન કયામત સુધી બાકી રહેશે.

**હરગીઝ ન મીરદ આં કે દીલશ ઝીંદા શુદ બ ઇશ્ક,**
**સબ્ત અસ્ત બર જરીદાએ આલમ દવામે મા.**

અર્થાત્ઃ-તેઓ હરગીઝ નથી મરતા કે જેઓ ઇશ્ક થકી ઝીંદા દીલ થયા, જરીદા આલમ પર અમો હંમેશા રહેનાર છીએ.

## તમહીદે-મલ્ફુઝાત

**'મલ્ફુઝાત'** ની સામાન્ય વ્યાખ્યા એ છે કે, ઔલિયાએ કિરામના પવિત્ર-મુખમાંથી નિકળેલાં અન્વારો સભર શબ્દો અથવા તો તેઓના કલામ (વાત-ચીત). ઔલીયાએ કિરામે પોતાના તાલીબો, ખુલ્ફાઓ, બુધ્ધીજીવીઓ, આલીમો અને સુફીઓ સાથે કરેલો આ કલામ શરીઅત અને તરીકતના બારીક નુકતાઓ, રહસ્યોના ઉકેલો અને પોતે જે તરીકા પર ચાલી રહ્યાં છે અથવા તો પોતાના થકી વજુદમાં આવેલ તરીકા પર આધારીત રહેતો હતો. અને માટે જ આ કલામને સામાન્ય રીતે તેઓના કોઇ ખાસ ખલીફાઓ મહેફુઝ કરી લેતાં હતા અથવા તો તેને ભાવી પેઢી માટે કિતાબ સ્વરૂપમાં લખી લેતાં હતાં. બેશક, આ મલ્ફુઝાત ઔલિયાએ કિરામના પોતાના ઝાતી અનુભવો અને મુશાહેદોના અર્વાચીન વ્યાખ્યા મુજબ કહીએ તો એક અનોખો ઇન્સાયકલોપીડીયા (સર્વ જ્ઞાનસંગ્રહ) છે; જે આપણને સાહેબેમલ્ફુઝાતની આરેફાના, હકાઇક અફરોઝ દીની તાવીલાતો (અર્થઘટનો) થકી શરીઅત અને તરીકતના એ વણઉકેલ રહસ્યો ઇમાન અફરોઝ ખુબીઓથી પરિચીત કરાવે છે.

આ કલામ ઔલિયાએ કિરામના અરીસા સમાન હોય છે; જે વાંચીને માત્ર એ યુગની દીની મહેફીલો, મજલીસો, પાકીઝા માહોલ, સુફીવાદના રહસ્યો તેમજ નુકતા સભર વણઉકેલ રહસ્યોના ઉકેલની જ જાણકારી હાંસીલ થાય એવું નથી, પરંતુ સ્થળ અને કાળના બંધનોથી મુકત આપણું દીલ તેના થકી નુરેઇમાન વડે રોશન થઇ જાય છે. આ વજદઆફરી પવિત્ર કલેમાતોની બરકતો થકી સદીઓથી સંશયો અને શંકાઓ રૂપી મેલ-માટી ધોવાતી રહી

છે અને ધોવાતી રહેશે. આ મલ્ફુઝાત જાણે કે ઔલીયાએ કિરામ તરફથીઆગામી ભવિષ્યમાં આવનાર કૌમો અને નસ્લો માટે લખાયેલા પત્રો છે જેને નઝર સમક્ષ રાખી આપણે આપણાં દિલોને નુરાની બનાવીને પોતાના દીનો-ઈમાનની હીફાઝત કરી શકીએ છીએ; તેમજ ઈર્ફાન અને સુલુકના માર્ગમાં ઠેક-ઠેકાણે સામે આવતી દુશ્વારીઓને આ હિદાયતનામાઓ સામે રાખીને જ દુર કરી શકીએ છીએ.

જો કે આ મલ્ફુઝાતે આલીયાહ્ એ ઔલીયાએ કિરામના હૌઝે કૌષર સમાન પાક અને સાફ કલ્બોમાંથી વહેતાં હયાત બખ્શ ઝરણાંઓ છે અને માટે જ આ પાકીઝા કલેમાતોમાં રહેલી શબ્દોની શાનો-શૌકત, ઈબારતોની અઝમત, અજીબ જોશોખરોશ, તેમાં રહેલી અવર્ણનીય અસરો, તેમજ વજદો-રીકકતના હાલાતો તેના વાંચકને આલમે રૂહાનીની એ કૈફપુર્ણ ખાસીયતોના અનુભવો તરફ લઈ જાય છે કે જેના મુશાહેદાની વિવિધતાં ઉપરાંત ઔલીયાએ કિરામના પોતાના રૂહાની, દીની તેમજ આલમગીરી શખ્શીયત તરીકેના જુદા-જુદા ખ્યાલો-વિચારધારાઓની ખાસીયતો વાંચકોને પુરેપુરો પ્રભાવીત કરીને તેનાંમાં નફસની સુધારણાંની ભાવનાને પ્રબળ બનાવે છે.

ઔલીયાએ કિરામના આ મલ્ફુઝાતો આપણને તે વલીએ કામીલની અઝમતવાળી એ પુરવકાર ઝાતની એટલી હદે નિકટ લઈ આવે છે કે આપણે તેમાંથી પ્રગટ થતાં તેઓની જાતના જલ્વાઓ, રોશનીઓ અને તેમાંથી પ્રસરતી ખુશ્બુઓના માર્ગ થકી તે વલીએ કામીલની ઝાતેમુબારકનો સ્પર્શ કરી લઈએ છીએ. અને આ રીતે શમ્એ હિદાયત ની ઝળહળતી રોશની વડે મુનવ્વર થયાનો આપણને અનુભવ થાય છે.

'મલ્ફુઝાત'ની આ પ્રકારની ખાસીયતો સંદર્ભમાંજ અલ્લાહ ત્આલાના આ ખાસ મકબુલ બંદા શહેનશાહે નકશબંદ હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) ના કલ્બકુશાં, ઝૌકૌહાલ સભર, ઈમાનો યકીનમાં વધારો કરનાર તેમજ બાતિની રોશનઝમીરીમાં વધારો કરનાર આ મલ્ફુઝાતે આલિયાહ્ હું અહીં કેટલીક હાથવગી કિતાબોમાંથી ચુંટીને લખી રહ્યો છું, જેના થકી હિદાયત મેળવીને સઆદત હાંસીલ કરો કારણકે આ મલ્ફુઝાતે આલીયાહ્ એ માત્ર હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ના તરીકાની જ નહીં પરંતુ પોતાના ઝાતી અનુભવો, મુશાહેદાઓ અને અમલીયાતોની તફસીર છે. હું અહીં આપના દરેક મલ્ફુઝને **'કલ્મએ નુર'** શીર્ષક નીચે રજુ કરી રહ્યો છે.





**★ મલ્ફુઝાતે શહેનશાહે નક્શબંદ ★**

**૧. કલ્મએનુરઃ-** આ માર્ગનું કાર્ય ઈન્કેસારી, મિસ્કીની અને બુલંદ હિમ્મત વડે જ પુર્ણતાએ પહોંચી શકે છે. અને અમને આ બે દરવાઝાઓ વડે જ અંદર લાવવામાં આવેલ છે. અમે જે કંઈ મેળવ્યું છે, તે તેના થકી જ મેળવ્યું છે.

**૨. કલ્મએનુરઃ-** હું એક પુલ પર પહોંચ્યો અને મારી ઉપર એક અજીબ હાલત છવાઈ ગઈ. તેમજ મારી ઉપર ઈલ્હામ થયું કે, અમારી બારગાહમાં જે કંઈ માંગવું હોય તે માંગી લે. તો મેં મારી કમઝોરી અને ખુબજ આજેઝી સાથે અર્ઝ કરી કે, ઈલાહી, પોતાના હિમ્મત અને ઈનાયતરૂપી અથાગ સમંદરમાંથી મને એક બુંદ જ અતા ફરમાવી દે. તો ફરી ઈલ્હામ થયો કે, શું અમારી કરમરૂપી બારગાહમાંથી માત્ર એક બુંદ જ માંગી રહ્યો છે.? મારી હાલત બદલાઈ ગઈ. મારી બુલંદ હિમ્મતમાંથી હરકત પૈદા થઈ તો મેં પુરી તાકત અને આત્મવિશ્વાસ સાથે મારા ચહેરા પર તમાચો માર્યો, જેના દર્દની અસર ઘણાં દીવસો સુધી બાકી રહી. ત્યાર બાદ મેં અર્ઝ કરી કે, હે ખુદાએ પાક, હે ખુદાએ કરીમ પોતાના ઈનાયતરૂપી સમંદરો થકી મારા હાલાતો પર લુત્ફ ફરમાવ અને મને તે બરદાશ્ત કરવાની તાકત અતા ફરમાવ; તો તરતજ મારા ઉપર ઈનાયત તેમજ બખ્શીસો અતા ના ચિહ્નો જાહેર થયા જેની બરકતો વડે મેં જે જોયું તે જોયું (જેનું વર્ણન અશક્ય છે.)

**૩. કલ્મએ નુરઃ-** અમે બસ્સો (૨૦૦) આદમી હતાં, જેઓ આ સુલુકની રાહ પર કદમ ઊઠાવી ચુક્યા હતાં. મારી હિમ્મત હંમેશા એ તરફ ખેંચાતી રહી કે હું તમામ દરવાજાઓમાંથી પાર ઉતરી જાવ. અલ્લાહ ત્આલાની ઈનાયત આવી પહોંચી અને મને તમામ દરવાજાઓમાંથી પાર કરાવી દીધો તેમજ મને મકસુદ સુધી પહોંચાડી દીધો.

**૪. કલ્મએ નુરઃ-** દુર્વેશોનો લોક મેળાપ અને એકાંત બંને સરખા હોવા જોઈએ. લોકોની સામે તેઓ જે ચીજોનો ખ્યાલ રાખે, એકાંતમાં પણ તેનો જ ખ્યાલ રાખે. એટલો કે કોઈપણ કાર્યમાં તે લોકો પર દ્રષ્ટી ન રાખે પરંતુ હંમેશા હકકની સાથે જ રહે; પછી તે ચાહે એકાંત હોય કે ચાહે બઝાર હોય.

**૫. કલ્મએ નુરઃ-** 'અમે અંતને આરંભમાં દાખલ કરીએ છીએ.' એટલે કે આ તરીકામાં (નકશબંદી તરીકા) જઝબાહ્ તેમજ હકક ત્આલાની મોહબ્બત કે જે તમામ મકામાતો અને ઈબાદતોનો અંત છે, તે શરૂઆતમાં જ હાંસીલ થઈ જાય છે. તમામ રિયાઝતો અને મુજાહેદાઓનું હેતું માત્ર અલ્લાહત્આલાની મોહબ્બત છે.

**૬.કલ્મએ નુરઃ-** મકામાતોમાંથી પાર થવાના આમાલો દરમ્યાન મારામાં બે વાર હુસૈન મન્સુર જેવી હાલત પૈદા થઇ ગઇ, અને હું પણ એ અવાઝની નઝદીક પહોંચવા જ ઇચ્છતો હતો. બુખારામાં એક શુળી હતી. હું મને પોતાને બે વાર એ શુળીની નીચે લઇ ગયો અને પોતાની તરફ જ સંબોધન કરતાં કહ્યું કે, 'તારી જગ્યા આ શુળી પર છે.' અલ્લાહત્આલાની ઇનાયત થકી એ મકામમાંથી પણ પાર ઉતરી ગયો.

**૭.કલ્મએ નુર :-** હું અંબિયા અલયહિસ્સલાતો વસ્સલામના મકામાતોની સયર કરી રહ્યો હતો. બારગાહે મોહંમદી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) માં પહોંચ્યો અને આપની સિફતમાં સયર કરવા ચાહી, તો મને રોકી દેવામાં આવ્યો. મારાથી કોઇજ ગુસ્તાખી ન થઇ. અને મને એવી તૌફીક હાંસીલ થઇ કે હઝરત નબુવ્વત (સલ્લલ્લાહો અલયહેવસલ્લમ) ની ઇઝ્ઝત, તાઅ્ઝીમ તેમજ એહતરામરૂપી આસ્તાના પર મારું મસ્તક ઝુકાવી દીધું.

**૮.કલ્મએ નુરઃ- વ અમ્મા બે નેઅ્મતે રબ્બેક ફ હદ્દીષ.** (અર્થાત્ઃ અને પોતાના રબના ઇનામાતોની ખુબ ચર્ચા કરતાં રહો.) માં હુકમે ઇલાહી એ છે કે અમારી હિદાયત, ઇનાયતો અને અમારી રબુબીય્યતની મહરેબાનીઓને પોતાના દીલમાં નકશ કરી દ્યો (તેના ઉપર હંમેશા ચિંતન-મનન કરતાં રહો)

**૯. કલ્મએ નુરઃ-** ખાસ પ્રકારની વિલાયત એ એક ખુબજ મોટી નેઅ્મત છે. વલી માટે જરૂરી છે કે તે પોતાને વલી જાણે; જેથી આ નેઅ્મતોનો શુક્ર અદા કરવામાં મશ્ગુલ રહે. વલી એ છેકે જે અલ્લાહત્આલાની ઇનાયતો થકી મહેફુઝ હોય; અને તેની ઇનાયતોમાં જ રહે તેમજ બહરીય્યતની આફતોથી મહેફુઝ હોય. આદત વિરુદ્ધના કાર્યો, અહેવાલો કે કરામતો પર કોઇજ ભરોસો નથી; જો કાર્ય છે તો માત્ર ઇસ્તેકામત (અડગતા, મજબુતી) છે. તથા વલી પર જે કંઇ ગુજરી છે તેમાં બશરી વજુદનો નકાર કરવાની હીકમત છુપાયેલી છે.

**૧૦.કલ્મએ નુરઃ-** આ ગિરોહના ત્રણ પ્રકાર છે. મુકલ્લીદ, કામીલ અને કામીલ-મુકમ્મીલ. 'મુકલ્લીદ' માત્ર સાંભળવા પર અમલ કરે છે. 'કામીલ' પોતાનાથી આગળ નથી વધતો. અને 'કામીલ-મુકમ્મીલ' કે જેના વિના કોઇ તરબિય્યત કરી શકતો નથી.

**૧૧. કલ્મએ નુરઃ-** ઇરાદત, તસ્લીમ અને બે ઇખ્તેયારી એક મહાન કાર્ય છે. અને ઇરાદતની વ્યાખ્યા પેટે ઘણું બધું કહેવામાં આવ્યું છે, તે તમામ વ્યાખ્યાઓ પૈકી અમે એ વ્યાખ્યા અપનાવી છે કે, ઇરાદતનો અર્થ છે ઇરાદતને





ઇરાદા વડે તર્ક કરી દેવામાં આવે (ત્યજી દેવામાં આવે) મુરીદે પોતાની ખ્વાહીશાતો (ઇરાદાઓ) છોડી દેવી જોઇએ અને જેનું તે અનુસરણ કરતાં હોય તેની ખ્વાહીશોમાં (ઇરાદાઓમાં) પોતાને પુરી રીતે ગુમ કરી દેવું જોઇએ.

**મા ઈખ્તિયારે ખ્વેશ હમ દસ્ત દાદા એમ,**
**કાને ઈખ્તિયારે શાહ હમા ઈખ્તિયારે માસ્ત.**

(અર્થાત્ઃ- અમે અમારા ઇખ્તિયારો ત્યજી દીધાં છે, કારણકે શાહના ઇખતિયારોજ અમારા ઇખ્તિયારો છે.)

**૧૨.કલ્મએ નુરઃ-** એ વાત અમારા કાબુમાં છે કે, જો અમે ચાહીએ તો જઝબાહ્ના તરીકા થકી તાલીબ તરફ મશ્ગુલ થઇ જઇએ અને જો ચાહીએ તો સુલુકના તરીકા થકી.

**૧૩. કલ્મએ નુરઃ-** તાલીબ માટે જરૂરી છે કે સૌપ્રથમ એક લાંબી અવધિ માટે અમારા દોસ્તોની સોહબતમાં રહે કે જેથી અમારી સોહબતમાં રહેવાની કાબેલિયત પૈદા થઇ જાય.

**૧૪.કલ્મએ નુરઃ-** અમારો તરીકો એક આશ્ચર્યજનક ચીજ પૈકી છે. (નકશબંદી તરીકો) તે ઉર્વાએ વુસ્કા (એક મજબુત દસ્તાવેજ, એક મજબુત કળી.) છે. અમે રસુલુલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) નું દામન પકડી લીધું છે. અને સહાબાએ કિરામ (રિદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન) ના નકશે કદમ પર ચાલીએ છીએ. આ માર્ગ પર અમને ફઝલે ઇલાહીના દરવાજા થકી દાખલ કરવામાં આવેલ છે. આરંભથી અંત સુધી અમે માત્ર તેનાં ફઝલનો જ મુશાહેદો કરેલ છે; નહીં કે પોતાના અમલોનો. આ તરીકામાં જો કે થોડા અમલથી ઘણીજ કુશાદગી હાંસીલ થાય છે, પરંતુ સુન્નતોનો ખ્યાલ રાખવો અને સુન્નતોની પયરવી એક ઘણુંજ મોટું કાર્ય છે. **''ઇ ચુનીં ઝયબા રવીશ કમ મી બુદન્દ અંદરે જહાં.''** (અર્થાત્ઃ આ ખુબસુરત ઢંગ સાથે ચાલનારાઓ દુનિયામાં ખુબજ ઓછા છે.) 'જે અમારા તરીકાથી વિમુખ થશે તેના માટે ખતરો છે.'

**૧૫.કલ્મએ નુરઃ-** જેઓ અમારી સોહબતમાં આવે છે. તેમાં અમુક એવાં છે કે જેના દીલોમાં મોહબ્બત ઘણી ઊંડી ઉતરેલ છે; તેમ છતાં તેની અંદર દુન્યવી બંધનોની ગંદકી હોવા છતાં પણ તેની પરવરિશ થઇ શકે છે. અમારે (મશાઇખેં) આ બંધનો (તેની અંદરથી) ખત્મ કરી દેવા જોઇએ. અને અમુક એવા છે કે જેના દીલમાં મોહબ્બતનું બીજ જ નથી. અમારે તેની અંદર એ બીજ ઉગાડવું જોઇએ.

**૧૬.કલ્મએ નુરઃ-** જેકોઇના દિલમાં અમારું આકર્ષણ અને મોહબ્બત છે; પછી ચાહે તે દુર હોય કે નઝદીક અમે દરરોઝ રાત-દીવસ તેની પાસેથી પસાર થઇએ છીએ.અને અમારી તરબિય્યત તથા શફકતરૂપી ઝરણાં થકી તેને ફૈઝ પહોંચતો રહે છે. જો તે પોતાના હાલથી માહિતગાર હશે તો ફૈઝના માર્ગને દુન્યવી બંધનોથીપાક રાખશે.

**૧૭.કલ્મએ નુરઃ-** અમારા તરીકામાં સાલીકે એ જાણવાના પ્રયત્નો ન કરવા જોઇએ કે તે કયા મકામમાં છે. જેથી આ પ્રકારની જાણકારી તેના માર્ગમાં અડચણરૂપ ન બને.

**૧૮. કલ્મએ નુરઃ-** મુર્શીદ માટે જરૂરી છે કે તે તાલીબની ત્રણેય હાલતો ભુતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળથી સારી રીતે માહિતગાર હોય જેથી તેની તરબિય્યત કરી શકાય.

**૧૯. કલ્મએ નુરઃ-** મુર્શીદ તાલીબની હાલતોથી પોતાની આંતરીક દ્રષ્ટી (ફરાસત) વડે અથવા તો ખબર-અંતરના માર્ગ થકી સતત જાણકાર રહેવું જોઇએ.

**૨૦.કલ્મએ નુરઃ-** તાલીબની શરતો પૈકી એક એ પણ છે કે જ્યારે તે અલ્લાહના દોસ્તો પૈકી કોઇ દોસ્તની સોહબત અપનાવે તો તે પોતાના હાલથી ખબરદાર રહે અને સોહબતના એ સમયગાળાની વીતી ગયેલાં સમય સાથે સતત સરખામણી કરતો રહે. તેમ છતાં તેને જો કમાલની પ્રાપ્તીમાં હજુ પણ કશી કચાશ દેખાય તો એ બુઝુર્ગની સોહબતમાં રહેવાને ફર્ઝેઐન તથા વાજીબ જાણે.

**૨૧. કલ્મએ નુર :-** આ માર્ગને તલબ કરવાની શર્તો પૈકી આદાબ પણ એક શર્ત છે. અને આદાબનો અર્થ છે કે હુસ્ને અખ્લાક(સદ્ગુણો) તેમજ ચાલ-ચલગતની પાકીઝગી. આ આદાબની જાળવણી એ જ મોહબ્બતનું ફળ પણ છે અને મોહબબતનું બીજ પણ છે.

**૨૨. કલ્મએ નુરઃ-** અલ્લાહ ત્આલાથી સંબંધિત પણ આદાબો છે. હઝરત પયગમ્બર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)થી સંબંધિત પણ આદાબો છે; અને મુર્શીદથી સંબંધિત પણ આદાબો છે. અલ્લાહત્આલાથી સંબંધિત આદાબોનો અર્થ એ છે કે બંદગીના કમાલ સાથે જાહેર અને બાતિન બંનેમાં તેના અહેકામો અને આદેશોનું અનુસરણ કરે અને તેની ઝાત સિવાય તમામથી પુરી રીતે વિમુખ થઇ જાય. હઝરત પયગમ્બર(સલ્લલ્લાહોઅલયહે વસલ્લમ)થી સંબંધિત આદાબો એ છે કે પોતાને સંપૂર્ણ રીતે 'ફત્તેબેઉની'





ના મકામમાં લઇ આવે અને કોઇ પણ સંજોગમાં તેના મનાઇ કરેલા અહેકામોની ઇઝ્ઝત જાળવી રાખે તથા આં હઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ને હકકત્આલાની તમામ મૌજુદાતનો વાસ્તો જાણે. જે કંઇ છે અને જે કંઇ નથી એ તમામના મસ્તકો આપના (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)જ આસ્તાના એ ઇઝ્ઝત પર ઝુકેલા છે. અને મુર્શીદથી સંબંધિત આદાબો કે જે તાલીબ પર વાજીબ અને જરૂરી છે,તે એટલા માટે છે કે તેઓ સુન્નતે રસુલુલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પયરવીના માર્ગ થકીજ લોકોને દાવત આપવાના મકામ (મકામે હિદાયત)પર પહોંચ્યા છે.

**૨૩. કલ્મએ નુર :-** ઔલિયા અલ્લાહ એહલેકરમ હઝરાતો પૈકી છે. અને હઝરત ખુદાવંદે લાયઝાલ અલ્લાહ ત્આલાની ઝાત વડે શીખેલાં છે. જે કસુર અને ખતરાઓ તાલીબ પર ગુજરે છે તેને તેઓ જુએ છે અને માફ કરાવે છે; પરંતુ તેઓની હાલતો અલગ-અલગ છે. અલ્લાહત્આલાની મહેરબાનીઓનો મુશાહેદો કરવાના સમયે એક પહાડ તેઓની દ્રષ્ટિમાં તણખલાં જેવો હોય છે.

**પેશ જોશ લુત્ફ બેહદ તુ શાહ, તૌબાહ્ કરદન અઝ ગુનાહ આમદ ગુનાહ.**

(અર્થાત્:- હે શાહા, તારા બેહદ લુત્ફો-કરમ જોશમાં આવે ત્યારે ગુનાહોથી તૌબાહ્ કરવી પણ ગુનાહ છે.) છતાં પણ તેઓ શફકતના મકામમાં જરાપણ કોતાહીથી કામ લેતાં નથી. આ મકામમાં એક તણખલું પણ તેઓની દ્રષ્ટિમાં એક પહાડ હોય છે. આ જમાઅત અલ્લાહની અમીન છે. તાલીબ ઉપર જરાક અમસ્થી કોઇ મામુલી ચીઝ પણ ગુજરે છે તો તેને તેઓ જોઇ લે છે અને તેહકીક સાથે તે તાલીબને દેખાડી દે છે,તેમાં જરાપણ કોતાહીથી કામ લેતા નથી,

**''અગર બીની કે નાબીના વ ચાહ અસ્ત, અગર ખામોશ બ નશીની ગુનાહ અસ્ત.''**

(અર્થાત્: જો તમે જોયું કે આંધળો જઇ રહ્યો છે અને તેની આગળ કુવો છે, ત્યારે તમે ખામોશ બેસો તો એ ગુનાહ છે.)

**૨૪.કલ્મએ નુરઃ-**એહલુલ્લાહની સાથે એ જ ચાલી શકે છે જે પુરી રીતે ખુદીથી પાર ઉતરી ચુકયો હોય. ''**યા મ કુન બા પીલબાના દોસ્તી,યા બર આવર ખાનાએ ખુદ બ પીલ.**

(અર્થાત્: કાં તો હાથીવાળાઓ સાથે દોસ્તી ન કર અથવા તો પોતાના ઘરને હાથીને લાયક બનાવ.)

**૨૫.કલ્મએ નુરઃ-** એહલે ઈર્શાદ ઔલીયાએ કામેલીનની મિસાલ શિકાર અને ઉસ્તાદની મિસાલ જેવી છે; કે જે પોતાના હુન્નરની બારીકીઓ વડે

ફાડી ખાનાર વહેશી જાનવરને તાબેદાર બનાવી લે છે અને તેને પાશવી દુર્ગુણોમાંથી કાઢીને લાગણી તથા પ્રેમના મકામ પર પહોંચાડી દે છે. આ ઔલીયાએ કામેલીનની જમાઅ્‍ત જોકે એહલે હિકમત છે માટે પોતાની કોઇ યોગ્ય તદબીર (યુકિત) વડે મનમોજી તાલીબને પોતાના તાબેદાર બનાવી લે છે. તેમજ તેને સુન્નતે રસુલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પયરવીના માર્ગ પર લગાડીને હુસુલના મકામ પર પહોંચાડી દે છે. અંબિયાએ કિરામ અને ઔલીયાએ કામેલીન એહલે હિકમત પૈકી છે.

**૨૬. કલ્મએ નુરઃ-** આ માર્ગનો સુલુક તઅય્યુનની પ્રાપ્તી પર આધારીત છે. (તઅય્યુન એટલે કોઇ વસ્તુને આંખો વડે જોવી અને યકીન કરી લેવું) **તા ન બીની જમાલે ઇશ્ક ન ગીર બ કમાલ, મીશનવી વસ્ફે યાર રાસ્ત ન યાયદ સુનીદ.** (અર્થાતઃ- જ્યાં સુધી સૌંદર્યનું અવલોકન નહીં કરો, ત્યાં સુધી ઇશ્ક કમાલ પર નહીં પહોંચે. દોસ્તની સિફતોને સાંભળશો તો બરાબર સંભળાશે નહીં.) સાલીકના દરેક આઅ્‍માલો આ તઅય્યુનના માર્ગ થકીજ પાર થવા જોઇએ; ત્યાં સુધી કે યકીન સાથે તેનું પરિણામ જાહેર થઇ જાય. તેમજ એ તફસીલ વાર મારેફત કે જે સાલીકો અને તાલીબોનું અંતિમ ધ્યેય છે, જે આ સિફતના માર્ગ થકી જ હાંસીલ થઇ જાય છે. તઅય્યુનના જાહેર થયા વગર તાલીબને એહલુલ્લાહની હકીકત સંબંધે માત્ર હુસ્નો અકીદતથી વધુ કશું જ પ્રાપ્ત થતું નથી.

**૨૭. કલ્મએ નુરઃ-** ઝીક્રની તાલીમ એક કામીલ-મુકમ્મીલ મુર્શીદ થકી થવી જોઇએ કે જે અસરકારક હોય તેમજ તેમાંથી કશુંક પરિણામ નીકળે. જે તીર સુલતાનના તીરકામઠાનું ન હોય તેની હિફાઝત થઇ શકતી નથી. અમે ઝીક્રની તલ્કીન હઝરત ખ્વાજા બાબા મોહંમદ સમ્માસી (કુદ્દસ્સીરેહુ)ના મહાન ખલીફાથી મેળવેલ છે.

**૨૮. કલ્મએ નુરઃ-** હઝરત અઝીઝાં (અલયરીર્હમતો વ રીર્દવાન)થી ઝીક્રના બે તરીકાઓ નકલ થયેલાં છે. જહર અને ખફી જે પૈકી અમે ખફી તરીકાને એટલા માટે અપનાવી લીધો છે કે તે મજબુત અને બહેતર છે.

**૨૯. કલ્મએ નુરઃ-**વકુફે અદદી એ ઇલ્મેલદુન્નીનો પહેલો મર્તબો છે. (વકુફે અદદી એટલે ઝીક્રે કલ્બીમાં અદદનો ખ્યાલ રાખવો. વધુ ખુલાસા માટે આગળ નકશબંદી કલેમાતોનું પ્રકરણ જુઓ.)

**૩૦. કલ્મએ નુરઃ-** એક દીવસ હઝરત અબ્દુલ ખાલીક ગજદવાની (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) પોતાના મશ્ગુલીયત દરમ્યાન ઉસ્તાદ સામે તફસીર





પઢી રહ્યાં હતાં અને આ આયાત પર પહોંચ્યા "**ઉદઉ રબ્બોકુમ તદર્રોઅવ્વ વ ખુફીય્યાહ ઈન્નહુ લા યોહીબ્બુલ્મોઅ્‍તદીન.**" (અર્થાત્:- પોતાના પરવરદીગારને પુકારો ગીંયા અને ઝારી સાથે તેમજ છુપી રીતે. બેશક તે હદ થી વધનારને પસંદ કરતો નથી.) તો આપે પુછયું કે, આ ખુફીયાહ (છુપીરીત) ની હકીકત અને તેનો તરીકો શું છે? જો ઝાકીર બુલંદ આવાઝથી પઢે અથવા તો ઝીક્રમાં અવયવો વડે હરકત કરે તો તે તેનાથી ગૈરવાકીફ થાય છે માટે તે ઝીક્રે ખફી નથી. અને જો દીલથી ઝીક્ર કરે તોઃ **'અશશયતાનો અજરી ફી ઈબ્ને આદમ મુજરી મદ્દમ'** (અર્થાત્:- શયતાન ઈબ્ને આદમની રગોમાં ખુનની જેમ દોડી રહ્યો છે.) મુજબ શયતાન તેનાથી વાકીફ થઇ જાય છે. તો ઉસ્તાદે જવાબમાં કહ્યું કે, આ ઇલ્મેલદુન્ની છે. જો અલ્લાહ ત્આલાએ ચાહયું તો કોઇ તારી પાસે આવી જશે અને તેની તાલીમ આપી દેશે. હજરત ખ્વાજા અબ્દુલખાલીક ગજદવાની (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) એ વાત તરફ ધ્યાનીત થઇને તેના ઈંતેઝારમાં રહ્યાં. **'મુંતઝીર બાશ વ ચશ્મ બર દર દાર, કુન નઝર રા દર ઈંતઝાર નીહાદ.'** (અર્થાત્:- મુન્તઝીર રહે અને આંખોને દરવાજા પાસે લગાવી રાખ, અને નઝરોને ઈંતઝારમાં રહેવાદે.) ત્યાં સુધીકે ઔલીયા અલ્લાહમાંથી એક શખ્સ કે જેની શાનમાં **'વઅલ્લમ્ના મીલ્લદુન્ન ઈલ્મા.'** આવ્યું છે, તે તેની પાસે આવ્યા અને વકુફે અદદીની તેઓને તાલીમ આપી.

**૩૧. કલ્મએ નુરઃ-** 'લાઇલાહા' એ નફસના બાતીલ ખુદાઓની નફી (ઇન્કાર) છે. અને 'ઇલ્લલ્લાહ' એ માબુદે હકીકી (અલ્લાહત્આલા)નો સ્વીકાર છે. અને ઝીક્રનો હેતુ એ છે કે ઝાકીર આ કલ્મએ તૌહીદની હકીકત સુધી પહોંચી જાય. ખુબ કસરતથી રટણ કરવું એ શર્ત નથી.

**૩૨. કલ્મએ નુરઃ-** (એક આલીમના એ સવાલ કે, કલ્માની હકીકત શું છે? ના જવાબ પેટે) કલ્મો પઢવાથી અલ્લાહત્આલા સિવાય તમામ ચીઝોને સંપૂર્ણપણે નફી (ઇન્કાર) થઇ જાય છે.

**૩૩. કલ્મએ નુરઃ-** વકુફે ઝમાની એ સાલીકના કામને અંજામને પર પહોંચાડનારી સિફત છે. અને તે એ છે કે, દરેક ક્ષણે પોતાના અહેવાલોથી વાકેફ થતો રહે કે તેની પરિસ્થિતી કેવી છે? શુક્રને લાયક છે કે પછી ઉઝરને લાયક?

**૩૪. કલ્મએ નુરઃ-**સાલીકના કામની બુનિયાદ સમય પર રાખવામાં આવેલ છે; કે જેથી તે પોતાના દરેક શ્વાસનો એ રીતે જાણકાર બની જાય છે કે તેનો શ્વાસ હુઝુર (અલ્લાહની યાદ)માં ચાલી રહ્યો છે કે પછી માત્ર એમજ વ્યર્થ

આવ-જા કરે છે.

**૩૫. કલ્મએ નુરઃ-**સમયસર અવરાદો-વઝાઇફોમાં મશ્ગુલ રહેવાવાળા સાલીકને 'સાહેબે વકત' કહેવામાં આવે છે. જે પોતાના અહેવાલો પર કાબુ મેળવી લે એટલે કે દરેક સમય અને પળને મહત્ત્વ અને શ્રેષ્ઠ સમજીને પોતાને મસરૂફ રાખે તેને 'અબુલ્વકત' કહેવામાં આવે છે. જ્યારે 'ઇબ્નુલ્વકત' એ સાલીકને કહેવામાં આવે છેકે જેની ઉપર ગૈબથી અચાનક જ હાલનો હુમલો થાય અને તેની ઉપર કાબુ હાંસલ કરી લે તેમજ સાલીકને પોતાના હાલથી બેહાલ કરીને તેને પોતાના હુકમનો તાબેદાર બનાવી લે.

**૩૬. કલ્મએ નુરઃ-** દરેક ક્ષણે પોતાને સંપૂર્ણપણે ખાલી કરી દેવો જોઇએ અને લોકો સંબંધે ભલાઇઓ અને ખુલુસ જાહેર કરતા રહેવું જોઇએ. ત્યાં સુધી કે આ વાત પુરેપુરી આદતરૂપ બની જાય.(એટલે કે પોતાને તમામ લોકોથી બીલકુલ હલકું સમજવું જોઇએ.)

**૩૭. કલ્મએ નુરઃ-** શૈતાની અને નફસાની ખ્યાલાતોને દુર હટાવવા સબંધે સાલીકોની હાલત અલગ-અલગ હોય છે. અમુક સાલીકો એવા છે કે જેઓ ખ્યાલઆવતા પહેલાંજ જોઇ લે છે અને ત્યાંજ તેનો નાશ કરી નાખે છે. જ્યારે અમુક એવાં છે કે ખ્યાલ તેના દીલમાં પ્રવેશે છે, પરંતુ તે તેનું સ્થાન ગ્રહણ કરે એ પહેલાંજ તેનો ખાત્મો કરી દે છે, જો કે આ બીજી વાત એટલી બધી ઉચીત કે ફાયદાકારક નથી.

**૩૮. કલ્મએ નુરઃ-** તગય્યુર (પરિવર્તન) અને ઇન્તેકાલના સમયને પારખવો ખુબજ દુશ્વાર છે.

**૩૯. કલ્મએ નુરઃ-** આરીફોં (ખુદાત્આલાને ઓળખનારાઓ)જે માર્ગ થકી રસ્તો મેળવી લે છે અને બીજા મેળવી શકતા નથી એ માર્ગો ત્રણ છેઃ(૧) મુરાકેબા(૨)મુશાહેદા અને(૩) મુહાસેબા. જેમાં (૧)મુરાકેબાથી મુરાદ એ છે કે, '**નિસ્યાને રૂઅયતુલ્મખ્લુકે બે દવામીલ્નઝર એલલ્ખાલીક**' (અર્થાત્ઃ ખાલીકતરફ હંમેશા નઝર રાખવાના કારણે મખ્લુક તરફ જોવાનું ભુલી જવું.) એટલે કે આ માર્ગના સાલીક માટે હંમેશા એ વાત જરૂરી છે કે તે પોતાની નઝર અલ્લાહત્આલાની ઝાત તરફ જ રાખે અને તમામ મખ્લુક પર ભુલી જવાનો, નેસ્તીનો અને ફનાનો લીટો ખેંચી દે. જો કે આ પ્રકારનો હંમેશાનો મુરાકેબો એક દુર્લભ ચીઝ છેઃ અને અમે તેની પ્રાપ્તીનો તરીકો હાંસીલ કરી લીધો છે જે 'મુખાલેફતે નફસ'(નફસની વિરુદ્ધ કરવું) છે.(૨)મુશાહેદોઃ- જોકે મુશાહેદો એ દીલ ઉપર નાઝીલ થતી એક વારદાત





છે; જે સમય સાથે સંબંધિત હોવાની તેમાં સ્થિરતા નથી. માટે જ્યારે આ વારદાતનો હાલ તારી થાય છે ત્યારે હું તેનો ઇદરાક(સમજણ)કરી શકતો નથી; પરંતુ 'કબ્ઝ' અને 'બસ્ત' થકી તેની જાણી લઉં છું. કબ્ઝની હાલતમાં તેની જલાલી સિફતોનો મુશાહેદો કરૂં છું અને બસ્તમાં જમાલી સિફતોનો. તથા (૩) મુહાસેબાઃ- એટલેકે વીતેલી દરેક પળનો હિસાબ કરે કે તે કેવી રીતે વીતી? શું વ્યર્થ કામમાં વીતી કે પછી હુઝુર (અલ્લાહ-યાદ)માં વીતી? અને જો નુકસાનમાં વીતેલી દેખાય તો આપણે પાછું પલટવું જોઇએ.

**૪૦. કલ્મએ નુરઃ-** કોઇ એક વસ્તુ કે જે તમે અલાહત્આલાની બારગાહથી ચાહો છો, તેના માટે એટલી હદે આજેઝી અને માંગણી કરતાં રહો કે જરૂરત પુરી થઇ જાય; પછી બીજી વસ્તુ આ રીતે જ માંગો.

**૪૧. કલ્મએ નુરઃ-** દુર્વેશ માટે એકાંત એ બલારૂપ છે. (કારણકે) લોકો સામે જે અદબોનો ખ્યાલ રાખે છે એકાંતમાં પણ તેનો જ ખ્યાલ રાખવો જોઇએ.

**૪૨. કલ્મએ નુરઃ-** હકીકી રોઝાનો અર્થ છે મા-સિવા(અલ્લાહત્આલા સિવાય તમામ ચીઝોથી) સંપૂર્ણ રીતે રોકાય જવું.

**૪૩. કલ્મએ નુરઃ-** સયરો-સુલુક(રૂહાની સફર)થી મુરાદ તફસીલી માઅ્રેફત(મારેફતનું વિસ્તૃત જ્ઞાન)નું ઇલ્મ છે. કે સાલીક તેના થકી જાહેર કરનારો બને તેમજ દાવાઓ અને દલીલોમાંથી કશ્ફ તથા મુશાહેદા સુધી પહોંચે.

**૪૪. કલ્મએ નુરઃ-**(કોઇનો આ સવાલ કે જો હકકત્આલા કોઇ દુર્વેશથી તેનો કોઇ હાલ પાછો ખેંચી લે તો તે શું કરે? તેના જવાબ પેટે આપે ફરમાવ્યું કે,) જો તે હાલમાં જરા જેટલો પણ જાન બાકી રહી ગઇ હોય તો એ વાતની દલીલ છે કે હકકત્આલા તરફથી તેની પાસે આજેઝી અને ન્યાઝમંદીની તલબ કરવામાં આવી છે માટે તે અલ્લાહત્આલાની બારગાહમાં ખુબજ આજેઝી અને ઇલ્તીજા કરે અને જો તેમાં સહેજેય જાન બાકી રહી નથી તો એ વાતની દલીલ છે કે તેનાંથી સબ્રો-રઝાની તલબ કરવામાં આવી છે.(દરેક હાલમાં સબ્રો-રઝા કરતો રહે.)

**૪૫. કલ્મએ નુરઃ-** કલ્મએ તૌહીદના પહેલુમાં તમામ કરામતો બયાન કરવામાં આવે છે. અમારી કરામતો જાહેર છે, કે આટલાં ગુનાહો હોવા છતાં અમે જમીન પર ચાલી રહ્યા છીએ.

**૪૬. કલ્મએ નુરઃ-** અહેવાલે મુર્શીદ જાહેર થવું એ મુરીદ ની કરામત છે.

**૪૭. કલ્મએ નુરઃ-** ( એ સવાલ કે દુર્વેશ દિલમાં આવતાં ખ્યાલો કેવી રીતે જાણી લે છે. ?ના જવાબમાં ફરમાવ્યું દુર્વેશોની નઝરની તાકત અને ઓળખ 'નુરે ફિરાસત' (આંતરિક દિવ્યદ્રષ્ટિ)છે, જે અલ્લાહ ત્આલાએ તેને અતા કરેલ છે. ''ફઈન્નહુ યન્ઝોરુ બે નુરીલ્લાહ'' આ રીતે તેઓ અલ્લાહના નુર વડે જુએ છે.

**૪૮. કલ્મએ નુરઃ-** મશાઇખોંમાંથી દરેકના આયનાની બે( ૨ ) બાજુ છે, પરંતુ અમારા આયનાની છ( ૬ ) બાજુઓ છે.

**૪૯. કલ્મએ નુર :-** હઝરત ખ્વાજા અઝીઝાં (કુદ્દસ્સીર્રહુ) ફરમાવતાં હતાં કે, 'આ જમીન તે જમાઅત( ઔલીયાએ કામેલીનની જમાઅત)ની દ્રષ્ટિમાં એક દસ્તરખાન  સમાન છે.' જ્યારે અમે તો એમ કહીએ છીએ કે, 'એક નખની સપાટી સમાન છે. તેઓની નઝરથી કશું જ છુપું રહેતું નથી.'

**૫૦. કલ્મએ નુરઃ-** ઔલીયા અલ્લાહને ભેદોની જાણકારી આપવામાં આવે છે, પરંતું તેઓ ઇજાઝત વગર જાહેર કરતાં નથી. ( સિર્રે ફાશ મકુન કે ખુન બરેઝી બ ઝમીં. ( અર્થાત્ઃ ભેદોને જાહેર ન કર્યા કરો કે એવું કરી જમીન પર લોહી વહેડાવશો. )

**૫૧. કલ્મએ નુરઃ-** દુર્વેશી શું છે? બહારથી બે રંગ અને અંદરથી બે જંગ **''મા દર્રી સુરતેમ કઝ કસેમા,હમ ના રંજેમ વ હમ ના રંજાનેમ.''** ( અર્થાત્ઃ અમે એ હાલમાં છીએ કે ન તો કોઇનાથી અમને રંજ પહોંચે છે અને ન તો અમે કોઇને રંજ પહોંચાડીએ છીએ. )

**૫૨. કલ્મએ નુરઃ-** એક દીની બુઝુર્ગથી પુછવામાં આવ્યું કે, 'દુર્વેશી શું છે?' તો તેણે ફરમાવ્યું કે, 'આરઝુઓની પાયમાલી.'

**૫૩. કલ્મએનુર :-** સહનશકિત તેમજ બોજ ઊઠાવવાના મામલામાં દુર્વેશે એક ભિખારી જેવું બનવું જોઇએ કે, તમાચો ખાવા છતાંપણ તેનાથી વિરોધનો સુર ઊઠતો નથી.

**૫૪. કલ્મએ નુરઃ-** દુર્વેશ એ હાલ (વર્તમાન)ના લોકો છે, જેઓ ભવિષ્ય પર કશું છોડતા નથી. **''ઇમરોઝ બાં બ દીદાએ બાતીન જમાલે દોસ્ત, અય બે ખબર હવાલા બ ફરદા ચે મી કુની.''** (અર્થાત્ઃ-બાતીન (આંતરીક ચક્ષુ) વડે આજે દોસ્તના સોંદર્યને નિહાળ, હે, બેખબર તેને કાલ ઉપર શા માટે છોડી રહ્યો છે.? )

**૫૫. કલ્મએ નુરઃ-** સુફી 'ઇબ્નુલ્વકત' હોય છે. ( ઇબ્નુલ્વકતનો અર્થ આગળ આવી ગયો છે. ) **''ખીર્દમંદા અઝાં કસે તબર્રા કુનદ, કે ઉ કારે**





**ઇમરોઝ ફરદા કુનદ.''** ( અર્થાત્ઃ – બુધ્ધી શાળી માણસ તેને છોડી દે છે જે આજનું કામ કાલ પર છોડી દે છે. )

**૫૬. કલ્મએ નુરઃ-** લાલચી અને નફરતપરસ્ત લોકોના કાર્યોનો પાયો ગુમરાહી પર આધારીત છે.કાર્યોમાં ખુલુસ નિય્યતનું સહી હોવું અત્યંત જરૂરી છે.

**૫૭. કલ્મએ નુરઃ-** ( એ સવાલ કે, 'જો કોઇ મંતીક( તર્કશાસ્ત્ર,ફીલસુફી) પઢે તો કઇ નિય્યતથી પઢે?' તેના જવાબમાં ફરમાવ્યું) બાતીલથી હકકને અલગ કરવાની નિય્યતથી પઢે.

**૫૮. કલ્મએ નુરઃ-** વિવિધ પ્રકારની સોહબતોના કારણે જે કોઇનું કાબેલીયત રૂપી ઈંડું ખરાબ થઇ ગયું હોય તેના કામમાં કશી તદબીર કરવી મુશ્કેલ છે. ( તેની સુધારણાં માટેનું કોઇપણ પ્રયોજન ઘણું કઠીન છે. )

**૫૯. કલ્મએ નુર :-** શરૂઆતમાં અમે પોતાને મતલૂબ સમજતાં હતાં અને બીજાને તાલીબ. અત્યારે અમે એ તરીકો છોડી દીધો છે. મુર્શીદે મુત્ત્લક બસ તે અઝ્ઝ વઉલા( અલ્લાહત્આલા) જ છે; જે કોઇના દિલમાં તે તલબની ખ્વાહીશ પૈદા કરે છે, તેને અમારી તલાશમાં લગાડી દે છે; પછી જે કંઇ તેના નસીબમાં હોય છે તે તેને મળે છે.

**૬૦. કલ્મએ નુરઃ-** આ માર્ગની શરૂઆત કલ્મએ તૌહીદ છે. અને અંત પણ કલ્મએ તૌહીદ. આરંભ અને અંતનો આ સબક સદ્ભાગ્યની ચાવી છે. કોઇ દરવાજો તેના વગર ખુલી શકતો નથી.

**૬૧. કલ્મએ નુરઃ-** જ્યારે કોઇ કામમાં અથવા કોઇ વ્યકિતથી તું નિરાશ થઇ જા તો અલાહત્આલાની બારગાહ તરફ આવ અને ત્યાં જ આજેઝી કર.

**૬૨. કલ્મએ નુરઃ-** જો કોઇ પોતાની પુરી ઝીંદગી પર્યંત નિયમીત રીતે માત્ર એક જ હદીષ પર અમલ કરતો રહે તો હું જમાનત આપું છું કે તે જરૂર પરિપૂર્ણતાએ પહોંચી જશે. પછી ભલેને તે આ હદિષ પર જ અમલ કરી રહ્યો હોય.

**૬૩. કલ્મએ નુરઃ-** બુઝુર્ગોના મઝારાતોની ઝિયારત કરનારાને એટલો જ ફૈઝ મળે છે જેટલી તે બુઝુર્ગની સિફતને તેણે ઓળખી લીધી હોય,તેની સિફત તરફ મુતવજ્જોહ્ રહ્યો હોય, તેમજ તે સિફતની સયર કરી ચુકયો હોય. જો કે મઝારાતે મુકદ્દસાની ઝિયારત કરવામાં જાહેરી કુર્બતની પ્રાપ્તીની ઘણી નિશાનીઓ છે, પરંતુ હકીકતમાં અરવાહે મુકદ્દસા તરફ મુતવજ્જોહ્ કરવામાં જાહેરની કોઇ દુરી નડતરરૂપ નથી. એહલે કુબુર તરફ તવજ્જોહ્ કરવી, તેની ઝિયારત કરવી અને તેની સિફતો ઓળખવાની સરખામણીમાં તેની સુરતો

નિહાળવી જરાપણ વિશ્વાસપાત્ર નથી.અને છતાં પણ હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ફરમાવતાં હતાં કે,હકક્ત્આલાનો એ કુર્બ જ વધુ યોગ્ય છે કે જે તેના લોકોના (ઔલિયાએ કિરામ)ના કુર્બ થકી હાંસીલ થાય.

**૬૪. કલ્મએ નુરઃ-** લોકોનુ દુર પડ્યા રહેવું એટલા માટે છે કે,તેઓ પોતાને દુર રાખે છે અને પોતાના હાથે જ ખુદનો બોજ વધારે છે;નહીંતર ફૈઝેઇલાહીમાં કોઇજ કમી નથી. ઇખ્તિયારની સિફત અને નફસની ખ્વાહીશાતો બંદામાં જેટલી હદે ઓછી થતી જશે બશરીય્યતના વજુદમાં એટલી જ વધુ નફી થઇ જશે અને આ નફી થકી બંદાની હકક્ત્આલા સાથેની નિકટતા(કુર્બત) વધી જશે. તેમજ આ નફીના પ્રમાણ મુજબ હકક્ત્આલાની તકદીર તથા તદબીરમાં તેની તરફેણમાં વધારો થશે જેના થકી તે ''રદીયલ્લાહો અન્હુમ વ રદુઅન્હો'' ના સદ્ભાગી મકામ અને રઝાની ખુબજ નીકટ આવી જશે.આ રીતે તે બંદો પોતાના ઇખ્તિયારો અને વિવિધ મનેચ્છાઓ (ખ્વાહીશાતો)ને તર્ક કરીને તથા બશરીય્યતની સુરતો અને સિફતોને નાબુદ કરવાના વસીલાથી કુર્બના મર્તબાઓ તરફ આગળ વધતો રહેશે ત્યાં સુધી કે તે બેઇખ્તિયારીના એવા બુલંદ મકામ પર પહોંચી જશે કે જ્યાં હકીકતમાં કોઇ જ ખ્વાહીશ બાકી નહી રહેંઅને ત્યારે જ તે બશરીય્યતના અથાગ ઊંડાણથી ઉબુદીય્યત (બંદાપણાંની) ચોટી પર તરકકી કરી શકેશે, જ્યાં પહોંચીને હકીકતમાં તેની અંદર કોઇ જ ખ્વાહીશ બાકી નહીં રહે અને એ વાતને લાયક બની શકશે કે ઉલુહીય્યતના જઝબાતો તેની ઉપર ગાલીબ થવાના કારણે તે 'ફના ફીલ્લાહ' અને 'બકાબીલ્લાહ'ના મર્તબા પર પહોંચી જશે કે જે 'વિલાયતેખાસના' દરજ્જાઓમાં સૌથી પહેલો દરજ્જો અને 'સયરઇલલ્લાહ' નો અંત તથા 'સયરફીલ્લાહની' શરૂઆત છે.

**૬૫. કલ્મએ નુરઃ-** મુસલમાનીની બુનિયાદ 'લાઇલાહાઇલલ્લાહ' પર છે. એટલેકે મુખ્ય વાત ઝીક્ર છે. અને બાકી તમામ ઇબાદત ઝીક્રનું સમર્થન કરનાર તથા તાકીદ કરનાર છે. હકક્ત્આલાના ઝીક્રને હૈબત અને તાઅ્ઝીમના માર્ગ થકી દિલમાં તાઝા કરવો એ નમાઝની રૂહ છે. રોઝાથી મુરાદ છે શેહવતો અને ખ્વાહીશોને તોડી નાંખવી, જ્યારે દિલ ખ્વાહીશાતોની દખલગીરીથી ખાલી થઇ જશે તો તે ઝીક્ર માટે કરારગાહ બનશે. હજ્જથી મતલબ છે ઘરના માલીકનો ઝીક્ર અને તેના દીદાર માટેનો ઉત્સાહ જાગૃત કરવો.એ જ રીતે દુનિયા, ખ્વાહીશાતો તથા ગુનાહોંને ત્યજવા એ ઝીક્રની ફરાગત(ફુરસદ)





માટે છે.

★ ૬૬. કલ્મએ નુરઃ- હકીકી ઝીક્રની નિશાની એછે કે કોઇને નેકીનો હુકમ કે બુરાઇથી રોકતી વખતે તે અલ્લાહત્આલાનાફરમાનને ભુલી ન જાય તથા તેના ફરમાનો અને એહકામોને બજાવી લાવે. જો આવું નહીં હોયતો તેના ઝીક્ર નફસની સાથે એક વાતચીતથી વધુ નહીં હોય.

★ ૬૭. કલ્મએ નુરઃ-ઝાકીર માટે નફી છે કે તે નફી કરવામાં દુનિયાની તમામ પરિસ્થિતીઓને અને ઘટનાઓને નાશવંત તેમજ અણગમાની દ્રષ્ટીએ જુએ. તથા ઝીક્રના અર્થ પર ચિંતન-મનન કરતો રહે અને બાકીના તમામ ખ્યાલાતોને નફી કરતો રહે. તેમજ અસ્બાત કરતી વખતે અલ્લાહત્આલાને તેના વજુદેકદીમી સાથે બાકી તથા પોતાના મકસુદ, મતલુબ અને મેહબુબ હોવાની દ્રષ્ટિથી જુએ. દરેક ઝીક્રમાં આરંભથી અંત સુધી દિલને હાજર રાખે. તથા દરેક એ વાત કે જેની સાથે દિલનો સંબંધ લાગે નફી વડે તે સંબંધને રદ કરી દે તેમજ અસ્બાત વડે હકક્ત્આલાની મોહબ્બતને તેના સ્થાન કાયમ કરે. ત્યાં સુધીકે ધીમે ધીમે તમામ મનપસંદો અને આકર્ષણોથી દિલ ફારીગ થઇ જાય. તથા ઝાકીરની હસ્તી ઝીક્રના નુર સાથે ભળીજાય, બશરિય્યતના વજુદરૂપી તમામ થીગડાઓ અને સંબંધો દુર થઇ જાય.

(આ ઝીક્રે નફી-અસ્બાતની હકીકત અને ફીલસુફી છે.)

**૬૮. કલ્મએ નુર :-** ઝીક્રના દરજ્જાઓ અને કમાલાતોએ છે કે મઝકુર એટલે કે અલ્લાહ ત્આલા દિલ ઉપર ગાલીબ આવી જાય. કે બસ માત્ર તે જ મઝકુર છે અને દિલ તેને જ દોસ્ત રાખે. દિલમાત્ર તેને જ દોસ્ત રાખે અને દિલ માત્ર તેના ઝીક્રને જ દોસ્ત રાખે આ બે વાતોમાં ઘણો મોટો તફાવત છે. જે પૈકી પ્રથમ વાત તો દિલ માત્ર તેને જ દોસ્ત રાખે એ મોહબ્બતની અધિકતાનું પરિણામ છે, જેને 'ઇશ્ક' કહેવામાં આવે છે. એક ઇશ્કની આગમાં તપેલો આશીક માત્ર તેને જ માશુક બનાવે છે અને રાખે છે જેના કારણે માશુક સાથે તેની બે ઈત્હાં મશ્ગુલીયત થકી તે માશુકના નામને પણ ભુલી જાય છે.(દિલ માત્ર તેને જ દોસ્ત રાખે છે.)જ્યારે આટલી હદે ઇસ્તેગરાક પ્રાપ્ત થઇ જાય તથા ખુદને અને હકક્ત્આલા સિવાય બીજું જે કંઇ છે તેને ભુલી જાય ત્યારે તે એ વાતની હકીકત અને મતલબ સુધી પહોંચશે કે **''વઝકુર રબ્બેક ઇઝા નસીત.''** (તારા રબ્બનો ઝીક્ર કર જ્યારે કે તું તેને ભુલી જા)

**૬૯.કલ્મએનુરઃ-** કોઇના દિલમાં તલબની આરઝુ પૈદા થાય છે અને એહલુલ્લાહનો તે તાલીબ બની જાય છે. આ વાત તે શખ્શ માટે ફઝલે ઇલાહી

જ છે કારણ કે, **''મનશુર ગમશ બ હર દિલ વ જાન ન દહંદ.''** (અર્થાત્:- તેના ગમની સનદ દરેક દિલ અને જાનને આપવામાં આવતી નથી.)

**૭૦. કલ્મએ નુરઃ-** અસ્તગ્ફાર(તૌબાહ)ની હકીકત એ છે કે, અસ્તગ્ફાર બશરીય્યતના વજુદથી કરવામાં આવે કે જે ગુનાહોંની જડ છે. જ્યારે બશરીય્યતના વજુદને ઓળખી લીધું અને તેની મૌજુદગીનું દુઃખ પોતાની અંદર અનુભવી લીધું તો એ જ દુઃખ દર્દની હાલતમાં આજેઝી અને ઈન્કેસારી સાથે અલ્લાહત્આલાની બારગાહમાં રૂદન અને અશ્રુવહન કરે કે અસ્તગ્ફારની હકીકત આ જ છે.એહલુલ્લાહના કસુરો માફ કરી દેવા પાછળ પણ તેની બશરીય્યતના વજુદની નફીની જ હીકમત છુપાયેલી છે. હઝરત મુસા (અલયહીસ્સલામ)ના હઝરત ખિઝર અલયહીસ્સલામ પર ઐતરાઝો કરવા કે જે શરીઅતની ગૈરતના કારણે હતાં, તેમાં પણ એક હીકમત મુસા (અલયહીસ્સલામ) ના વજુદની નફી હતી.

**૭૧. કલ્મએનુરઃ-** ઔલીયાએ ઉમ્મત માટે અમુક અંબિયા એ કિરામ (અલયહીસ્સલાતો વસ્સલામ)ની રૂહાની કંદિલ થકી રોશની મેળવવાનો, અને બાતીની મદદ મેળવવાનો અમલ હઝરત રિસાલત પનાહ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પયરવીની વિરુદ્ધ નથી કારણકે આગળના તમામ અંબિયાએ કિરામ (અલયહીસ્સલાતો વસ્સલામ)હઝરત રિસાલત પનાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની કંદિલે નબુવ્વત વડે હકીકી રોશની મેળવે છે અને આપના બાતીને મુકદ્દસ વડે મદદ મેળવે છે. તમામ અંબિયાએ કિરામ (અલયહીમુસ્સલાતો વસ્સલામ)ની પવિત્ર અરવાહો આપની જ રૂહાનીય્યતના વર્તુળમાં ઘેરાયેલી છે.

**૭૨. કલ્મએ નુર :-** મુર્શીદે હકીકી પોતાના દોસ્ત પૈકી દરેક દોસ્તની તરબિય્યત તેના હાલ મુજબ કરે છે; કારણકે ઉમ્મતના ઔલીયાને હઝરત સૈયદુલ્મુરસલીન (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની નિસ્બતમાંથી હીસ્સો મળે છે. માટે બીજા પયગમ્બરો (અલયહીમુસ્સલાતો વસ્સલામ)ની વિલાયતની નિસ્બતમાંથી પણ તેઓને હિસ્સો જરૂર હાંસીલ છે; તદુપરાંત ઔલીયાએ ઉમ્મતને હઝરત ખિઝર અલયહીસ્સલામના મશરબથી નિસ્બતના માર્ગ વડે ઈલ્મેલદુન્નીનો તેમજ તેઓની રૂહાનીય્યત થકી મદદ હાંસીલ કરવાનો હિસ્સો પણ પ્રાપ્ત થાય છે. જો કે જીસ્માની સુરતના કારણે ક્યારેક ઔલીયા એ મદદથી ગાફીલ હોય છે.

**૭૩. કલ્મએ નુરઃ-** ઈલ્મેલદુન્ની એ ઈલ્મ છે કે જેને એહલે કુર્બ તાલીમે





ઈલાહી તથા હકકત્આલાએ અતા કરેલ સમજ વડે કોઈ વાસ્તા વગર જ હાંસીલ કરે છે; અને સમજે છે. આ ઈલ્મનો અલ્લાહ ત્આલાની ઝાતો-સિફાત સાથે સબંધ હોય છે. હકક સુબ્હાનહુ ત્આલા ગૈબી આલમથી આ ઈલ્મ તેની ઉપર ઉતારે છે. **''કુલ ઈન્ન રબ્બી બીલ્હકકે અલ્લામુલ્ગોયુબ.''** અને આ ઈલ્મ બયાન તથા દલીલો વડે નહીં પરંતુ વજદો-ઝૌકની ગવાહી થકી હોય છે. અને આ ઈલ્મ ત્યારે જ હોય છે જ્યારે કે દિલમાં કોઈપણ પ્રકારની બશરી સિફતોના પડદા વગર નુરે હકીકત જાહેર થઈ જાય, દિલરૂપી તખ્તી રૂહાની, અકકલી (બુધ્ધીગમ્ય), સમઈ(સાંભળવું) અને હિસ્સી (સંવેદના વડે મળતું ઈલ્મ) ઉલુમોના ચિતરામણથી પુરી રીતે સ્વચ્છ થઈ ચુકી હોય અને બંદો વજુદે બશરીમાંથી પુરી રીતે નિકળી ચુકયો હોય(મકામે ફના), પોતાના કુર્બથી અલ્લાહત્આલાના કુર્બ સુધી પહોંચી ગયો હોય અને ત્યાં પહોંચીને તેની માઅ્રેફત ઝાતો-સિફાતનો અર્થ તથા શબ્દોને સમજી શક્યો હોય.(ત્યારે જ આ ઈલ્મ તેમાં પ્રગટ થાય છે.)

**૭૪. કલ્મએ નુરઃ-** (એ સવાલના જવાબ પેટે કે, આપના સુધી કેવી રીતે પહોંચી શકાય? અથવા તો આપને કેવી રીતે મેળવી શકાય?)હઝરત રસુલુલ્લાહ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તાબેદારીના માર્ગ થકી અમને મેળવી શકાય છે.(અથવા અમારા સુધી પહોંચી શકો છો.)

**૭૫. કલ્મએ નુરઃ-** જો હું પુરી ઝીંદગીની ઈબાદતોની રોટી બનાવીને કોઈની ખિદમતમાં પેશ કરું ત્યારે પણ શરમીંદગી થશે કે આ રોટી તેને લાયક હશે કે નહીં?

**૭૬. કલ્મએ નુરઃ-** દરેક એ ઈબાદત કે જે સુન્નત પ્રમાણે હોય તે નફસની ખરાબીઓને દુર કરવા, ભૌત્તિક તત્ત્વોની સફાઈ કરવા તેમજ કુર્બે ઈલાહીની પ્રાપ્તી માટે ખુબજ ફાયદાકારક છે. અને એટલા માટે જ બિદઅતે હસ્નાથી પણ બિદઅતે કબીરાની જેમ જ બચવું જોઈએ.કારણકે હુઝુર નબીએ પાકે (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ફરમાવ્યું કે,**'' કુલ્લો મોહદષુન બીદઅતુન વ કુલ્લો બીદઅતુન દલાલતુન.''** (અર્થાત્:- તમામ નવી ઉપજાવી કાઢેલી વાત બિદઅત છે અને કુલ બિદઅત ગુમરાહી છે.)

**૭૭. કલ્મએ નુરઃ-** તૌહીદના ભેદ સુધી પહોંચી શકાય છે, પરંતુ માઅરેફતના ભેદ સુધી પહોંચવું મુશ્કેલ છે.

**૭૮. કલ્મએ નુરઃ-** વજુદની નફી એ અમારી નઝદીક સૌથી નિકટનો તરીકો છે.(કુર્બે ઈલાહ પ્રાપ્ત કરવાનો તરીકો)પરંતુ તે પોતાના ઈખ્તીયારોને ત્યજી

દેવા અને પોતાના અમલોમાં ખામીઓને જોયા વગર(દીદએ કસુર) હાંસીલ થતો નથી.

**૭૯. કલ્મએ નુરઃ-** ફરમાને ઈલાહી **''યા અય્યોહલ્લઝીના આમનુ આમેનુબીલ્લાહે''** એ વાત તરફ ઈશારો કરી રહ્યું છે કે, આંખના દરેક પલકાર દરમ્યાન પોતાના નફસના વજુદનો ઈન્કાર કરવો જોઇએ અને માબુદે હકીકી (અલ્લાહત્આલા)નો અસ્બાત (સ્વીકાર). (હે ઈમાનવાળાઓ, તમે અત્તેકાદ રાખો અલ્લાહની સાથે)

**૮૦. કલ્મએ નુરઃ-** અલ્લાહત્આલાએ દુનિયાની મોહ-માયાની વેરાની માટે મને વજુદ અતા ફરમાવ્યું છે જ્યારે લોકો મારી પાસે તેની આબાદી ઇચ્છે છે.**''ચીરા બ આલમે અસલી ખવેશ વાં રવમ, મન અજ કુજા વ ગમે યારાં વ મરદુમાં ઝે કુજા.''** (અર્થાત્ઃ- હું શા માટે મારી અસલી દુનિયા તરફ ચાલ્યો ન જાવ? ક્યાં હું , ક્યાં દોસ્તો અને ક્યાં લોકોના ગમ)

**૮૧. કલ્મએ નુરઃ-** હઝરત જુનૈદ બગદાદી (રહેમતુલ્લા અલયહે) ફરમાવતાં હતાં કે, સાઇઠ (૬૦)વર્ષથી હું ઈમાન તાઝુ કરવાના અમલમાં મશ્ગુલ છું, અને હજુ પણ તેમાં જ લાગેલો છું.

**દમે બે હકક ઝદન મહઝ ગુનાહઅસત,**
**બ ખુદ મશગુલ ગશતન કુફ્ર રાહ અસ્ત,**
**ખુદી કુફ્ર અસ્ત નફીએ ખ્વેશ કુન ઝદદ,**
**કે જુઝ હકક દર હકીકત નેસ્ત મૌજુદ.**

(અર્થાત્ઃ- અલ્લાહ વગર એક શ્વાસ પણ લેવો હળાહળ ગુનોહ છે, પોતાની ઝાતમાં મશ્ગુલ રહેવું આ માર્ગમાં કુફ્ર છે. ખુદી પણ જો કે કુફ્ર છે માટે પોતાની ઝાત વડે તરત જ તેની નફી કર, કારણકે અલ્લાહ સિવાય કોઇ મૌજુદ નથી.)

**૮૨. કલ્મએ નુરઃ-** હઝરત ખ્વાજા હકીમ તીરમીઝી (રહેમતુલ્લાહ અલયહ) એ પોતાની કિતાબોમાં જે એક મજઝુબનો ઉલ્લેખ કર્યો છે કે, બુખારામાં એક મજઝુબ પૈદા થશે જેને રસુલે ખુદા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની વિલાયતથી ચાર હિસ્સા પ્રાપ્ત થયેલા હશે, તે મારા માટે ઉલ્લેખ છે.

**૮૩. કલ્મએ નુરઃ-** એક મુદ્દત સુધી મારી સોહબ્બત દુર રહેલા ઉલ્માઓ સાથે રહી. તેઓ સાહેબે કમાલ હોવા છતાં મને ઓળખી શક્યા નહીં, કારણ કે બંદો જ્યારે બે સિફ્તીના મકામ પર પહોંચી જાય છે તો તેની ઓળખ મુશ્કેલ થઇ જાય છે,ખાસ કરીને રસ્મો-રિવાઝમાં મશ્ગુલ લોકો માટે.(આ





ઓળખ ઘણી મુશ્કેલ છે.)

**૮૪. કલ્મએ નુરઃ-** જ્યાં સુધી લુકમો હલાલ અને પાક ન હોય ત્યાં સુધી મકસદ પ્રાપ્ત થતો નથી.

**૮૫. કલ્મએ નુરઃ-** આ માર્ગનો બોજ દોસ્ત જ ઊઠાવી શકે છે. **''અલ્રફીકો સુમ્મત્તરીક..''**(પ્રથમ દોસ્ત, પછી રસ્તો...હદીષ)આ હદીષ એ વાત તરફજ ઈશારો કરી રહી છે.

**૮૬. કલ્મએ નુરઃ-** સિમાઅ્ અમે કરતાં પણ નથી અને તેનો ઈન્કાર પણ કરતા નથી.

**૮૭.કલ્મએનુરઃ- 'મન અરફલ્લાહો લાયખ્ફીઅલયહે શૈઉન.'** (અર્થાત્ઃ- જેણે અલ્લાહને ઓળખી લીધો તેનાંથી કોઇચીઝ છુપી નથી.

**૮૮. કલ્મએ નુરઃ-** અમે વીસ(૨૦) વર્ષથી ફઝલે ઇલાહી થકી બેસિફ્તીના મકામ વડે ફૈઝયાબ થઇ રહ્યાં છીએ.

**૮૯. કલ્મએ નુર ઃ-** શમ્આ બન પણ શમ્આ જેવો ન બન. એટલે કે શમ્આ બને કે જે પોતાની રોશની બીજાને પહોંચાડે છે અને શમ્આ જેવો ન બને કે પોતાને અંધકારમાં રાખે છે. **'શમ્આ ખુદ તારીક વ મજલીસ રા મુનવ્વર મી કુનદ, શમ્આ બુદન ખુશતર અસ્ત અમા ન બુદન નીઝ ખુશ.'** (અર્થાત્ઃ- શમ્આ પોતે તારીક (અંધકારમય) રહે છે, પરંતુ મજલીસને નુરાની બનાવી દે છે. શમ્આ બની જવું સારી વાત છે, પરંતુ ન બનવું પણ સારું છે.)

**૯૦. કલ્મએ નુરઃ-** મગરૂરનું કામ આ માર્ગમાં અત્યંત મુશ્કેલ છે.

**૯૧. કલ્મએ નુરઃ-** ઈખ્લાસની હકીકત ફના હાંસીલ કર્યા પછી હાથ લાગે છે; જ્યાં સુધી 'બશરીય્યતનો ગલ્બો' રહેશે તે પ્રાપ્ત નહીં થાય **'અલ્કાસીબો હબીબુલ્લાહ'**(એટલે કે કાસીબ(કસબ કરનાર) ખુદાનો દોસ્ત છે. (હદીષ)થી મુરાદ અલ્લાહની રઝા કસબ (હાંસીલ) કરવી છે.

**૯૨. કલ્મએ નુરઃ-** જો દુર્વેશના પગમાં કાંટો વાગે તો તેને તેની પણ ખબર હોવી જોઇએ કે આ ક્યાંથી આવ્યો.

**૯૩. કલ્મએ નુરઃ-** અમારા ખ્વાજગાંન(કુદ્દસ્સલ્લાહો ત્આલા અસરારોહુમ)ની તસવ્વુફમાં ચાર નિસ્બતો છે.(૧) હઝરત ખ્વાજા ખિઝર(અલયહીસ્સલામ)થી (અલ્લાહ ત્આલા તેઓના ઇલ્મ અને હિકમતમાં વધારો કરે.)(૨)(સૈયદુત્તાએફા હઝરત શૈખ જુનૈદ બગદાદી (રદીયલ્લાહો અન્હો) થી (અલ્લાહ ત્આલા તેઓના ભેદોથી પાક કરે.)

(૩) સુલ્તાનુલ્આરેફીન હઝરત બાયઝીદે બુસ્તામી(કુદ્દસ્સીર્રહુ)થી જે તેઓને હઝરત અમીરુલ્મોઅ્મેનીન અલીએ મુતુર્ઝા(રદીયલ્લાહો ત્આલા અન્હો)થી હાંસીલ છે અને(૪)અમીરુલ્મોઅમેનીન હઝરત અબુબક્ર (રદીયલ્લાહો ત્આલા અન્હો)થી છે. અને એટલે જ આ તરીકાના (નકશબંદી તરીકાના)દુર્વેશોને **'નમકે મશાઈખ '**કહે છે.

**૯૪. કલ્મએ નુરઃ-** ઝીક્ર ગફ્લત દુર થવાને કહે છે. જ્યારે ગફ્લત દુર થઇ ગઇ તો પછી ભલે તું ખામોશ રહે તો પણ તું ઝાકીર છો.

**૯૫. કલ્મએ નુરઃ-** જો કોઇ શખ્શે અમારા જુતાં (પગરખાં) પણ મુક્યા હશે તો તેની પણ અમે શફાઅત કરીશું

**૯૬ .કલ્મએ નુર :-** ફકીર માટે જરૂરી છે કે જે કંઇ તે કહે હાલ ની કૈફીયત વડે કહે, જો હાલ વગર કહેશે તો તે હાલની સઆદતથી વંચિત રહેશે.

**૯૭. કલ્મએ નુરઃ-** એવી વાત નથી કે જે કોઇ દોડ્યો તેણે અલ્લાહને ઓળખી લીધો. પરંતુ અસલ વાત એ છે કે અલ્લાહને ઓળખશે તેજ તેની રાહમાં દોડતો રહેશે. (અહીં દોડતા રહેવાનો અર્થ એ છે કે હમેંશા પ્રયત્નશીલ રહે.)

**૯૮. કલ્મએ નુરઃ-** હુઝુર નબી-એ-પાક રઉફુર્રહીમ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની દુઆની બરકત વડે સુરતો બગડવા(ચહેરાઓની વિકૃતિ)ના અઝાબને ઉઠાવી લીધેલ છે, પરંતુ બાતીનને બગડવું એટલે કે દિલની વિકૃત થવું બાકી રહી ગયેલ છે.(સુરતો નહી પણ દિલો ઉપર અઝાબનું નાઝીલ થવું.

**૯૯. કલ્મએ નુર :-** ઔલિયા અલ્લાહ પોતાની ઉપર ગુજરતાં એહવાલો (બાતીનીહાલતો)માંથી માત્ર એક અંશ જ જો બયાન કરે તો સાંભળનારની હાલત અસ્ત-વ્યસ્ત થઇ જાય.

આ હતાં હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) ના કેટલાંક ચુંટેલા મલ્ફુઝાતે આલીયાહ્ એટલે કે કલ્મએ નુરાનીનો ટુંકો સંગ્રહ, જેની રોશનીમાં આપની નુરે મારેફત અને રૂહાનીય્યતમાં ઢળેલી સુફીવાદી વિચારધારા આપણી દ્રષ્ટિ સમક્ષ પુરેપુરી જલ્વાગર થઇ જાય છે.

## ⋆ તમહીદે-કરામાત ⋆

અલ્લાહત્આલાનામોકલેલા અંબિયાએ કિરામ(અલયહીમુ-સ્સલાતો વસ્સલામ)થી ઈરાદા એ ઇલાહી વડે જે અકકલથી વિરુદ્ધની ઘટનાઓ તેમજ આશ્ચર્યજનક કાર્યો જાહેર થયાં છે તેને મોઅ્જીઝાહ્ કહે છે. અને આ





મોઅ્જીઝાહ્ના સંપુર્ણફૈઝાનને ઔલિયાએ કિરામની કરામત કહેવામાં આવે છે. અને આ કરામતો એ જ રીતે બરહકક છે જે રીતે અંબિયાએ કિરામ (અલયહીમુસ્સલાત વસ્સલામ)ના મોઅ્જીઝાઓ છે, કારણકે જે રીતે અંબિયાએ કિરામના આ મોઅ્જીઝાઓ પોતાની ખુદની તરફથી નથી હોતાં, પરંતુ અલ્લાહ ત્આલાના કાર્યો હોય છે એ જ રીતે ઔલીયાએ કિરામની કરામતો પણ ખુદની ઇખ્તીયારી નથી હોતી; બલ્કે ખુદાત્આલાનું જ કાર્ય હોય છે કે જે હઝરત રસુલે ખુદા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના મોઅ્જીઝાઓના પ્રતિબીંબ સાથે જોડાયેલ છે. અને અલ્લાહત્આલા તેને પોતાની બારગાહના મકબુલ વલીએ કામીલ થકી જાહેર કરે છે. એટલે કે અલ્લાહ ત્આલા જાહેર કરે છે અને જાહેર કરનાર છે તેમજ ઔલીયાએ કિરામ એ શકિતના મઝહર છે. અને આથી જ બેશક, કુર્આને કરીમમાં ઔલીયાએ કિરામની મહાનતાનો ખુલાસો રજુ કરતાં ફરમાવ્યું છે કે, 'આ તે લોકો છે કે જેઓને ન તો કોઇ ખૌફ હશે અને ન તો ગમ. તેઓ જ સાહેબે ઈમાન અને તકવા છે.' માટે એ વાત સ્પષ્ટ થાય છે કે આ ખુદાના દોસ્તો અને બારગાહે ખુદાવંદીના મકબુલોના પવિત્ર હાથો વડે જો અલ્લાહ ત્આલા પોતાની કુદરત અને કુવ્વતના કરિશ્માઓ જાહેર કરે તો તેમાં કશું જ આશ્ચર્યજનક નથી; કારણકે આ જ તો ઔલીયાએ કિરામની વિલાયત તથા મકબુલીય્યતની નિશાનીઓ છે.

છતાં પણ એ જરૂરી પણ નથી કે દરેક વલીથી કરામતો જાહેર થાય. વલી હોવા માટે કરામત જાહેર કરવી એ કોઇ જરુરી શર્ત નથી. અમુક ઔલીયાએ કિરામ એવા છે કે જેઓથી ઝીંદગીભર કોઇ જ કરામત જાહેર ન થઇ અથવા તો ખુબ ઓછી ગણતરીની કરામતો જાહેર થઇ; છતાં પણ આવા ઔલીયાએ કિરામનો મર્તબો એ ઔલીયાથી વધીને માનવામાં આવે છે કે જેઓ થકી પુષ્કળ કરામતો જાહેર થઇ; જેનો સ્પષ્ટ દાખલો સહાબાએ કિરામ અને અઇમ્માએ મુજતહેદીન વગેરે છે; કારણકે અફઝલીયત(શ્રેઠતા)નો આધાર કુર્બે ઇલાહી અને ઇબાદતની અંદર ખુલુસ એ બે વાતો પર જ છે. હા, એટલું ચોકકસ કે એ વાત વલી માટે અત્યંત જરૂરી અને અચળ શર્તો પૈકી છે કે, તે મોમીન હોય, મુત્તકી હોય અને રસુલુલ્લાહ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની પુરેપુરી તાબેદારી કરનારો હોય. આ અનુસંધાને સુલ્તાનુલ્આરેફીન હઝરત બાયઝીદે બુસ્તામી (કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ)નો આ કૌલ ખુબ જ મશહુર છે કે, જો તમે કોઇને હવામાં ઉડતો જુઓ તો ધોખામાં નહીં પડતાં, તેમાં એ

જાુઓ કે તે અલ્લાહના અમ્રો-નહી (અહેકામો અને નિષેધો) પર કેટલી હદે અમલ કરે છે? અલ્લાહત્આલાની નિશ્ચીત કરેલ હદોની જાળવણી ક્યાં સુધી કરે છે? તથા તે શરીઅત પર યોગ્યરીતે ચાલી રહ્યો છે કે નહીં?

અને જો આવું ન હોવા છતાં તેનાંથી કોઇક ચમત્કારી ઘટના જાહેર થાય તો તે કરામત નથી પરંતુ 'ઇસ્તિદરાજ' (શૈતાની પ્રપંચ કે ધોખો) છે. તો આ રીતે ખાસ લોકોની નિકટતો અસલ કરામતનો ગુઢાર્થ (આંતરીક અર્થ) એ છે કે, સુન્નતે રસુલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) તથા શરીઅતના એહકામો અને નિષેધોની જાળવણી કરવી અને તેની ઉપર દઢતા કેળવવી, હુસ્ને અખ્લાક (સદાચાર) અને નૈતિકતા સભર વાણી અને વર્તનનું હોવું, નેક તૌર-તરીકાને પ્રચલીત કરતાં રહેવું, દુર્ગુણોથી દિલને પાક-સાફ રાખવું. તેમજ એક શ્વાસ પણ ગફલતમાં વ્યર્થ બરબાદ ન કરવો. જ્યારે જાહેરી અર્થમાં આમ લોકો (સામાન્યજનો) દિલના ખ્યાલાતોને જાણી લેવાં, પાણી અને હવા પર ચાલવું અને ઉડવું તેમજ આ જ પ્રકારની બુદ્ધીને દંગ કરનારી ઘટનાઓ જાહેર થવાને જ કરામત કહે છે; પરંતુ ખરેખર આ પ્રકારની કરામતો જાહેર થવામાં ઇસ્તિદરાજ (શૈતાની પ્રપંચ) નો પુરેપુરો ભય છુપાયેલો છે. માટે જ ઔલીયાએ કિરામ કરામતો જાહેર કરતાં ડરે છે કે ક્યાંક તેને તે ઇસ્તિદરાજ તેમજ ગુરૂર સુધી ન ખેંચી જાય કે પછી લોકોમાં ખ્યાતી હાંસીલ ન થઇ જાય જે તેનાં માટે હલાકતનું કારણ બને.

કરામતને છુપાવવી એ દરેક વલીની દિલી ખ્વાહીશ હોય છે, પરંતુ જો ગૈબથી આદેશ મળે, હાલનો બેકાબુ ગલ્બો હોય, યા તો કોઇ તાલીબ કે સાલીકના યકીનને મજબુત કરવાનો હેતુ હોય ત્યારે તેનું પ્રગટીકરણ જાઇઝ માનવામાં આવ્યું છે. ખરેખર તો જ્યારે વલીમાં રૂહાની કશ્ફ પૈદા થઇ જાય એટલ કે તેની રૂહ પુરેપુરી સ્વચ્છ અને સાફ થઇ જાય તથા તમામ શારીરીક ગંદકીઓથી પાક થઇ જાય છે. ત્યારે તેની ઉપર આલમના રહસ્યો કશ્ફ મારફતે અસંખ્ય માત્રામાં જાહેર થાય છે અને અજલ તથા અબ્દ તેની સામે આવી જાય છે. તેમજ સમય તથા કાળના બંધનોથી મુક્ત થઇ જાય છે. ભુતકાળમાં જે કંઇ બન્યું હોય છે તેને તે વલી હવે વર્તમાનમાં જુએ છે; ત્યાં સુધી કે એવાં પણ ઔલીયાએ કિરામ હોય છે કે જે મૌજુદાતની (સૃષ્ટિની) પ્રારંભિક કૈફીયતો તથા ભવિષ્યમાં બનનારી ઘટનાઓ કશ્ફરૂપે તેની ઉપર જાહેર થવા લાગે છે. અને આ એ જ રૂહાની મકશુફાતોની દુનિયા છે કે જ્યાં ઔલીયાએ કિરામથી કરામતો જાહેર થાય છે. આ રીતે કરામતોની પાછળ આ એક શક્તિ કાર્યરત





છે; પરંતુ ઉપર કહ્યા મુજબ કે, કરામતોના પ્રગટીકરણ કે ઘટીત થવાને ઔલીયાએ કિરામે હંમેશા છુપાવવાની કૌશીષ કરી છે કે જેથી તે તેઓની શોહરત (ખ્યાતી) નું કારણ ન બને અને હલાકતથી બચી જાય. માટે જ અમુક તઝકેરાઓમાં આવ્યું છે કે, કેટલાક ઔલીયાએ કિરામે આ દુનિયાથી વિસાલ ફરમાવતી વખતે એ તમન્ના પ્રગટ કરી હતી કે, એ નિશ્ચિત વાત મુજબ કે દુનિયામાં જે નુઅ્મતોની કમી રહેશે તેનો બદલો આખેરતમાં મળશે કાશ, દુનિયામાં અમારાથી કરામતો જાહેર ન થતી કે જેથી તેનો બદલો પણ અમને આખેરતમાં મળી જતો.

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ મુશ્કીલ કુશાં (રદીયલ્લાહો અલયહ) એ પણ કરામતોને છુપાવવાના પ્રયત્નો પેટે ફરમાવ્યું છે કે,

**'હમા કરામાત દર જાનીબે કલ્માએ તૌહીદ નકલ અસ્ત. કરામાતે માઝાહીર અસ્ત બા વજુહે ચંદીં ગુનાહ બર રૂએ ઝમીં મી તવાનેંમ રફત. બર ઝહુરે ખ્વારીક આદાત વ અહવાલ વ કરામત એતેમાદ નેસ્ત. કાર ઈસ્તેકામત દારદ વ આંચે બર વલી ગુજુરાનંદ હિકમત દર આં નફી વજુદ બશરી બુદ.'** (અર્થાત્:- તમામ કરામતોં કલ્માએ તૌહીદ સાથે સંકળાયેલી છે. આપણી કરામત તો જાહેર છે કે, આટલા ગુનાહ હોવા છતાં આપણે ઝમીન પર ચાલી રહ્યાં છીએ. અસાધારણ ઘટનાઓ, એહવાલો અને કરામતોના જાહેર થવા પર કોઇ જ ભરોસો નથી. કાર્યમાં અડગતા અને મજબુતી હોવી જોઇએ અને ત્યાર બાદ વલી પર જે કંઇ વીતે છે તેમાં બશરી વજાુદ (માનવસહજ ખરાબીઓ) ની નફી કરી દેવાની હિકમત છુપાયેલી છે.)

આમ છતાંપણ હઝરત ખ્વાજાએ ખ્વાજગાં ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ મુશ્કીલ કુશાં (રદીયલ્લાહો ત્આલા અન્હો) થી અસંખ્ય કરામતો જાહેર થઇ છે જે પૈકી નીચે હું પ્રાપ્ય કિતાબોના હવાલા વડે આપને કેટલીક કરામતો, મકશુફાત, તસર્રુફાત અને કરામતો. એ શીર્ષક હેઠળ રજુ કરી છેં. આમ તો આ ત્રણ શબ્દો મકશુફાત, તસર્રુફાત અને કરામતો એક જ અર્થ ધરાવતાં શબ્દો છે તેમ છતાં તેઓની વચ્ચે એક પાતળી ભેદરેખા છે જેનો ખુલાસો હું અહીં સૌપ્રથમ રજાું કરીશ.

### ★ તારીફે મકશુફાત ★

મકશુફાતે એ કશ્ફનું બહુવચન છે. કશ્ફ એટલે અલ્લાહત્આલા એ આંખોની સામે મૌજુદ નથી એવી ચીઝોને જોવાની અર્પેલી દિવ્યશકિત. કશ્ફ વડે વલી

રૂહાની હાલના ગલ્બામાં કોઇ એવી ગૈબની ખબર આપે છે કે જેનો સંબંધ કોઇ ભુતકાલીન ઘટના સાથે કે ભવિષ્યમાંઘટિત થયેલ ઘટના સાથે હોય છે. તેમજ આ કશ્ફના અનેક પ્રકાર છે. જેમકે કશ્ફે અયાની, કશ્ફે હીસ્સી, કશ્ફે વજદાની, કશ્ફે ઇદરાકી, કશ્ફે કુબુર, કશ્ફે કોલુબ વગેરે. કશ્ફનું હોવું વિલાયતની શર્ત પૈકી નથી. મુસલમાનો ઉપરાંત બીજા ધર્મના લોકો હિંદુ બ્રાહ્મણો, જોગીઓ, યુનાની ફીલસુફો વગેરેને પણ કશ્ફ આપવામાં આવે છે; પરંતુ બીજા ધર્મના લોકોને માત્ર દુનિયાની વસ્તુઓનો જ કશ્ફ હોય છે. અલ્લાહની ઝાતો-સિફાતનો તેમજ આલમે મલકુત વગેરેનો કશ્ફ હોતો નથી, જ્યાં સુધી હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) પર ઇમાન લાવવામાં ન આવે ત્યાં સુધી અલ્લાહત્આલાની ઝાતો-સિફાત તેમજ આલમે મલકુત વગેરેનો કશ્ફ હાંસીલ થતો નથી. ટુંકમાં કશ્ફ પણ એક કરામતનો પ્રકાર જ છે કે જેમાં વલી આશ્ચર્યજનક તેમજ બુદ્ધિ દંગ રહી જાય તેવી ખબરો સંભળાવે છે.

### ★ તારીફે-તસર્રુફાત ★

તસર્રુફાત એ તસર્રુફ શબ્દનું બહુ વચન છે. જેનો અર્થ છે, પરિવર્તન કરવું રદ્દો-બદલ કરવું કોઇ વલીએ કામીલ પોતાની પ્રચંડ રૂહાની તાકત અને દઢ ઇચ્છાશક્તિ (WILL POWER) વડે તવજ્જોહ્ આપીને કે દ્રષ્ટિ ફેંકીને તાલીબ કે મુરીદની જાહેરી તેમજ બાતીની હાલતોને રદ્દો-બદલ કરી દે કે તેમાં પરિવર્તન લાવી દે; તેને તસર્રુફ કહે છે. આ પણ એક પ્રકારની કરામતનો જ પ્રકાર છે; જેમાં તે વલીની બાતીન તવજ્જોહ્ અને દ્રષ્ટિ વડે તાલીબ કે મુરીદમાં આશ્ચર્યજનક પરિવર્તન જોવા મળે છે.

### ★ તારીફે-કરામાત ★

કરામતની વ્યાખ્યા પેટે આગળ ચર્ચા આવી ગઇ છે, માટે હું ફરીવાર તેનું અહીં પુનરાવર્તન કરતો નથી. ટુંકમાં મકશુફાત, તસર્રુફાત અને કરામત એ ત્રણેય ખુબજ નિકટનો અર્થ ધરાવતાં શબ્દો છે, જે કરામતના જ પ્રકારો પૈકી છે. કારણકે આ ત્રણેયમાં આશ્ચર્યજનક તથા બુદ્ધિ દંગ રહી જાય તેવી જ ઘટનાઓ બને છે; અને માટેજ આ પ્રકરણમાં હું હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ મુશ્કીલ કુશા (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના મકશુફાતો, તસર્રુફાતો અને કરામતો એ ત્રણેયને એકજ શીર્ષક 'શાને ખ્વાજા' હેઠળ આવરી લઉં છું; અત્રે રજુ કરેલ ખુલાસાના આધારે વાંચક ખુદ જ સમજી શકશે કે આપની કરામત છે, કશ્ફ છે કે તસર્રુફ છે.





## ★ કરામાતે શહેનશાહે નકશબંદ ★

### ૧.શાને ખ્વાજા

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ખુદ બયાન કરે છે કે, એક વાર હું સાદીક મોહંમદ ઝાહીદ નામના દુર્વેશની સાથે રેગીસ્તાન(રણ)તરફ એક કામથી ગયો; ત્યારે અમારી પાસે કુહાડીઓ હતી.એ દરમ્યાન અમારી ઉપર એક એવો હાલ તારી થયો(રૂહાની કૈફીયત છવાણી)કે અમે કુહાડીઓં ફેંકી દીધી. અને જગંલ તરફ આગળ નિકળી ગયાં. અમારી વચ્ચે પરસ્પર અનેક વિષયોં પર ચર્ચા નિકળી રહી હતી; જેમાં ઉબુદીયત(બંદાપણા)અને ફીદાકારી (કુર્બાની ત્યાગની ભાવના)ની ચર્ચા નિકળી તો તેણે કહ્યું કે, ફીદાકારીનો અંત શું હોવા જોઇએ? મેં તેના પ્રત્યુત્તરમાં કહ્યું કે, તેનો અંત એવો હોવો જોઇએ કે, જો દુર્વેશને કહેવામાં આવે કે તારે મરી જવું જોઇએ તો તે તરતજ મરી જાય. આ પ્રમાણે કહેતાં મારી અંદર એક અજીબ હાલ પૈદા થયો જેની કૈફીયતમાં મેં મોહ્મંદઝાહીદ તરફ ચહેરો ફેરવીને કહ્યું કે,મરી જા. તો મોહંમદ ઝાહીદ તરત જ મરી ગયો; અને તેના શરીરમાંથી રૂહ પુરેપુરી નિકળી ગઇ. આ હાલત ઘણીવાર સુધી રહી. તેનું શરીર રૂહ નિકળ્યા પછી સવારથી બપોર સુધી એ રીતે નિચે પડ્યું હતું કે, પીઠ ઝમીન ઉપર, ચહેરો આસમાન તરફ અને પગ કિબ્લા તરફ હતાં.

આ દિવસે સખ્ત ગરમી હતી અને સુરજ અત્યંત તીવ્ર અગ્નિજવાળાઓ વરસાવી રહ્યો હતો. આ પ્રકારની હાલત જોઇને હું ખુબજ વ્યાકુળબની ગયો. આ જ પરેશાનીની હાલતમાં નઝદીકમાં જ મેં કોઇ છાયાંદાર જગ્યા જોઇતો ત્યાં હું બેસી ગયો.થોડીકવાર પછી ફરી ઉઠ્યો અને તેની પાસે જઇને જોયું કે ગરમ હવાની થપાટોથી તેના ચહેરા પર કાળાશ ઉભરી રહી હતી. મારી હૈરતમાં ખુબજ વધારો થઇ ગયો અને આ જ હૈરાનીની હાલતમાં મારા દિલમાં ઇલ્હામ થયો કે, 'કહો, મોહંમદ ઝાહીદ જીવંત થઇ જા.' મેં આ વાક્ય દોહરાવ્યું અને ઝીંદગીના ચિહ્નો તેની અંદર પૈદા થવા લાગ્યા તેમજ તેના અવયવોમાં હરકત આવી ગઇ તો તે તરતજ જીવંત થઇને, પોતાની અસલી હાલત પર આવી ગયો.

અને પછી હું જ્યારે પીરો-મુર્શીદ હઝરત સૈય્યદ શમ્શુદ્દીન અમીરે કુલાલ(કુદ્દસ્સીર્રહુ)ની ખિદમતમાં પહોંચ્યો તો પુરી ઘટના કહી સંભળાવી. વાત-ચીત દરમ્યાન જ્યારે મેં કહ્યું કે, 'રૂહ તેના શરીરથી અલગ થઇ ગઇ

અને હું અચંબામાં પડી ગયો.' તો ત્યારે હઝરત અમીરે ફરમાવ્યું કે, 'મારા ફરઝંદ, તેં એ હાલતમાં એવું શા માટે કીધું નહીં કે, જીવંત થઇ જા?' તો મેં કહ્યું કે, 'મારા દિલમાં ઇલ્હામ થયો અને પછી મેં એમ જ કહ્યું જેથી તે પોતાની અસલી હાલતમાં આવી ગયો.'

**૨. શાને ખ્વાજા**

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તારે (રહેમતુલ્લાહ અલયહે) ફરમાવ્યું કે, એક દિવસ હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) બુખારામાં એક સાહેબે બશીરત (આંતરીકદ્રષ્ટિવાળા) આરીફની ખુબીઓ વિશે વાતચીત કરી રહ્યાં હતાં. એ દરમ્યાન જ આપે ફરમાવ્યું કે, 'અત્યારે મૌલાના આરીફ ખ્વારઝમમાં એક મુસાફરખાના તરફ જવાનો ઇરાદો કરી ચુક્યા છે અને ખ્વારઝમની બહાર નીકળીને તે મુસાફરખાનાના ફલાણા ગામ સુધી પગપાળા ગયા છે.' તેના કેટલાક સમય પછી આપે ફરીવાર ફરમાવ્યું કે, 'હવે ફરીવાર મૌલાના આરીફને ખ્યાલ આવ્યો છે કે હવે મુસાફરખાના તરફ જવું નથી; માટે તેઓ હવે ખ્વારઝમ તરફ પાછા ફરી ગયા છે.' આ સમયે દુર્વેશોની એક જમાઅત હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ની બારગાહમાં હાજર હતી; તેઓએ આ તારીખ નોંધી લીધી. અમુક સમય વિત્યા પછી જ્યારે મૌલાના આરીફ ખ્વારઝમથી આવી ગયા તો તેઓને પુછ્યું કે, 'શું ફલાણી તારીખે આપને ખ્વારઝમથી મુસાફરખાના તરફ જવાના સંજોગો ઊભા થયાં હતાં?' તો મૌલાના આરીફે તેના જવાબ પેટે એજ રીતે ઘટના કહી સંભળાવી કે જે રીતે હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)એ ફરમાવ્યું હતું.

**૩. શાને ખ્વાજા:-**

હઝરત ખ્વાજા અલાઉદ્દીન (રહેમતુલ્લાહ અલયહ) બયાન કર્યુ કે, એક દિવસ હઝરત ખ્વાજા(કુસ્સીર્રહુ)ની ખિદમતમાં હું હાજર હતો. વાતાવરણ વાદળ છવાયું હતું.હઝરત ખ્વાજાએ મને પુછ્યું કે, 'ઝોહરની નમાઝનો સમય થઇ ગયો છે કે નહીં?' તો મેં કહ્યું, 'હજુ સમય થયો નથી.' આપે ફરમાવ્યું કે, 'જરા આસમાન પર નઝર નાંખીને જોઇ તો લો?' તો મેં નઝર ઊઠાવીને જોયું કે વચ્ચે કોઇ જ પડદો ન હોતો અને આસમાનના તમામ ફરિશ્તાઓ ઝોહરની ફર્ઝો અદા કરી રહ્યાં હતાં. પછી મને હઝરત ખ્વાજાએ ફરીવાર પુછ્યું કે, 'શું કહો છો? ઝોહરનો સમય થઇ ગયો કે નહીં?' આ સાંભળીને મેં ઘણી જ શરમ અનુભવી અને અસ્તગ્ફાર કરવામાં મશ્ગુલ થઇ ગયો.





**૪. શાને ખ્વાજા:-**

હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) એ જ્યારે બીજીવાર હજ્જ કરી તો તેઓના ચાહકો પૈકી એક દુર્વેશે પણ હજ્જ કરવાનો ઇરાદો જાહેર કર્યો. આપે તેને કહ્યું કે, 'જ્યારે તું સિમનાન પહોંચ તો ત્યાં મારા દોસ્ત અમીર મહેમુદ કરીને છે તેની મુલાકાત જરૂર કરજે.' તે દુર્વેશનું કહેવું છે કે, જ્યારે હું સિમનાન પહોંચ્યો તો મેં લોકોને કહ્યું કે,'સાભળ્યું છે કે,અહીં અમીર મહેમુદ કરીને એક દુર્વેશ કસ્બે મુઆલીમાં રહે છે, જે અમારા ખ્વાજાના દુર્વેશો પૈકી છે.' પછી જ્યારે તેઓની મુલાકાત થઇ તો મેં હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)સાથે તેઓનો આ રૂહાની સંબંધ કઇ રીતે જોડાયો તેના વિશે પુછપરછ કરી. તેઓએ કહ્યું કે, 'એક રાત્રે મેં ખ્વાબમાં કેટલાક દિની બુઝુર્ગો પૈકી એક બુઝુર્ગને કે પછી હુઝુર રિસાલત પનાહ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) નો ખ્વાબમાં દિદાર કર્યો, જેઓ મને કહી રહ્યાં હતાં કે, 'આ ખ્વાજા બહાઉદ્દીન છે.' જો કે આ પહેલાં મેં હઝરત ખ્વાજાને કદાપી જોયાં ન હોતાં. જ્યારે હું ખ્વાબથી જાગૃત થયોતો ખ્વાબની પુરી કૈફીયત તેમજ આપની શકલો-સુરત અને ખુબીઓની વિગત એક કિતાબની પાછળ લખી રાખી દીધી, તેમજ આ તારીખ પણ તેમાં નોંધી લીધી. આ વાતને થોડાક વરસો વિત્યા હશે. હું એકવાર એક કાપડિયાની દુકાન પર બેઠો હતો. અચાનક જ એક સાહબે એ દુકાનમાં આવી પહોંચ્યાં. મેં જોયું કે તેઓના ચહેરા પરથી કાબેલીયત અને જલાલના ચિહ્નો દેખાઇ રહ્યાં હતાં મેં જ્યારે ખુબજ ઝિણવટપૂર્વક તેઓના ચહેરાનું નિરીક્ષણ કર્યું તો મને એ સુરતની કૈફીયત યાદ આવી ગઇ, જે મેં ખ્વાબમાં વરસો પહેલાં જોયેલી હતી અને જેની નોંધ મેં મારી કિતાબ પાછળ કરી હતી. મારી હાલત તરત જ બદલાઇ ગઇ અને મારું શરીર કાંપવા લાગ્યું. ફરી પાછો જ્યારે હું સ્વસ્થ થયો તો મેં હઝરત ખ્વાજાને આજેઝી કરી કે, 'મારી ગુજારીશ છે કે આપના કદમોની રજશરીફ આ આજીઝના ઘેર પહોંચી જાય.' તો હઝરત ખ્વાજાએ મારી ઉપર કરમ ફરમાવ્યો. આપ આગળ-આગળ ચાલી રહ્યા અને હું તેઓની પાછળ-પાછળ હતો. મેં જોયેલી આ આપની સૌથી પહેલી કરામત હતી. કારણકે આપે મારું ઘર ક્યારેય જોયું ન હતું. અને જ્યારે આપે ઘરમાં પ્રવેશ કર્યો તો એકાએક આપ સીધા જ મારા હુજરામાં પહોંચ્યા અને તે હુજરાની દિવાલમાં એક ગોખલું હતું. જેમાં કેટલીક કિતાબો રાખેલી હતી. હઝરત ખ્વાજાએ પોતાનો દસ્તે મુબારક તેની તરફ લંબાવ્યો અને તેમાંથી એક કિતાબ શોધી કાઢી તેમજ મારા હાથમાં આપીને ફરમાવ્યું કે,

'આ કિતાબની પાછળ તેં શું લખ્યું છે?' અને હકીકત એ છે કે મેં તે જ કિતાબની પાછળ ખ્વાબની કૈફીયત લખેલી હતી. મેં જ્યારે આપની આ કરામત, બુઝુર્ગીઓ અને બુલંદીઓ જોઇતો મારી હાલત બદલાઇ ગઇ. પછી જ્યારે મેં કિતાબ પર નઝર નાંખી તો એ ખ્વાબની તારીખથી આ મુલાકાતના સમય દરમ્યાન સાત વર્ષ પસાર થઇ ચુકયા હતાં. ત્યારબાદ આપે મારી ઉપર લુત્ફ ફરમાવ્યો અને મને પોતાની બારગાહમાં કબુલીયતનો શર્ફ અતા ફરમાવ્યો. પછી આ થોડાક દિવસો દરમ્યાન કે જ્યાં સુધી આપ સિમનાનમાં રોકાયા, આપના ચાહકો પૈકી કોઇને મારે ઘેર મોકલતાં રહેતાં હતા.

**૫. શાને ખ્વાજાઃ-**

હઝરતખ્વાજા ફુઝૈલ ખાલદી (રહેમતુલ્લાહઅલયહ) એ બયાન કર્યું કે, જવાનીની શરૂઆતના દિવસોથી જ મને હઝરત ખ્વાજાની ઝાત પ્રત્યે અત્યંત મોહબ્બત અને દીલી આકર્ષણ હતું. તેમજ આપની નઝરે ઇનાયતની અસર વડે મારી ઉપર હંમેશા હાલ તારી રહ્યો હતો. આપે મને વસીયત કરી હતી કે, અમને ક્યારેય ભુલતો નહીં અને સતત અમારા જ ખ્યાલમાં રહેજે. અને હું આપની વસીયત મુજબ ક્યારેય પણ હઝરત ખ્વાજાના ખ્યાલથી ખાલી રહેતો ન હોતો.

એકવાર એવું બન્યું કે, મારા વાલીદસાહેબ હજ્જ માટે ગયાં તો મને પણ સાથે લઇ ગયા. જ્યારે હું હિરાત પહોંચ્યો અને ત્યાંના હાલાતોનો સામનો થયો તો હઝરત ખ્વાજા થકી મને પહોંચેલી એ તમામ સિફતો એકાએક મારાથી ગુમ થઇ ગઇ. અને પછી આ જ હાલતમાં જ્યારે હું ઇસ્ફહાન પહોંચ્યો તો ત્યાં આજુબાજુમાં સાહેબે દિલ લોકો પૈકી બુઝુર્ગ હતાં, જેની તરફ તમામ લોકો આકર્ષાયેલા હતાં, તેમજ તેના કુર્બના તાલીબ હતાં. તેઓ મકામે વિલાયતની ઘણી નિશાનીઓનું તેમાં નિરીક્ષણ કરી ચુકયા હતાં. મારા વાલીદે પણ તે બુઝુર્ગથી મારી ઉપર નઝરે લુત્ફ ફરમાવવાની ઇલ્તેજા કરી. ત્યારે મારી હાલત એ હતી કે, હું હઝરત ખ્વાજાની ગૈરત વડે કાંપી રહ્યો હતો.

આ વાતને એક વર્ષ કે તેનાંથી પણ વધુ સમય વીતી ગયાં પછી મેં એકવાર હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ની અત્યંત ખૌફની હાલતમાં મુલાકાત કરી. તો આપે ફરમાવ્યું કે, 'ડર નહીં, એ તો અમારું જ કાર્ય હતું, તું તો અમારો ફરઝંદ છો તારી ઉપર કોઇ જ તસર્રુફ કરી શકતો નથી.' પછી આપે ફરમાવ્યું કે, 'પરંતુ જ્યારે તું હિરાત પહોંચ્યો તો અમને ભુલી ગયો હતો.'

**૬. શાને ખ્વાજાઃ-**





હઝરત ખ્વાજા અલાઉદ્દીને (રહેમતુલ્લાહ અલયહ) બયાન કર્યું કે, એક સાંજે હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) બુખારાનાં કલાલાબાદ મોહલ્લામાં હતાં; ત્યાં આપ જે મકાનમાં રોકાયા હતાં ત્યાં આપના સાથીદારો અને દુર્વેશોની એક જમાઅત પણ હાજર હતી. એ દરમ્યાન આપે પોતાના એક સાથીદાર મૌલાના દાદરીક કુફ્ની તરફ દ્રષ્ટિ કરીને ફરમાવ્યું કે, 'શું મને દોસ્ત રાખો છો?' તો તેણે અર્ઝ કરી કે, 'હા જરૂર રાખું છું.' આપે ફરમાવ્યું ,'અમે તમને જે કરવાનું કહીએ તે તમે કરશો ખરા?' તેણે કહ્યું, 'હાં જરૂર કરીશ.' ત્યારે આપે ફરમાવ્યું કે, 'શું ફલાણું કાર્ય કરવાનું અમે આદેશ આપીએ તો તે તમે કરશો?' અર્ઝ કરી, 'જરૂર કરીશ.' તો આપે ફરમાવ્યું કે, 'શું ચોરી કરશો?' તેણે પ્રત્યુત્તર નકારમાં આપતાં કહ્યું, 'હરગીઝ નહીં.' તો આપે પુછ્યું, 'શા માટે નહીં?' અર્ઝ કરી, 'એટલા માટે કે, જે અલ્લાહત્આલાના હક્કો સાથે સંબંધિત હોય તેની તૌબાહ્ તો તે કબુલ કરી લેશે, કારણકે તેનાં કરમનો કોઇ અંત નથી; પરંતુ ચોરીનો સંબંધ બંદાના હક્કો સાથે સંબંધિત છે.' તો આપે ફરમાવ્યું કે, 'હવે તમે જ્યારે અમારા હુકમનું પાલન કરવા જ તૈયાર નથી તો અમારી સોહબત છોડી દ્યો.' આપની આ વેધક દ્રષ્ટિથી તે તરત જ ફૈઝથી વંચિત થઇને સખ્ત બેચૈની અને વ્યાકુળતામાં ઘેરાય ગયો. હાજરજનોએ તેના હાલ પર મહેરબાની માટે હઝરત ખ્વાજાને ઘણીજ કાકલુદી કરી; તેમજ મૌલાના દાદરીકે ખુબજ વિનવણી કરી કે, 'હું તૌબાહ્ કરું છું. હવે આપ જે પણ આદેશ આપશો તેનું તરતજ પાલનકરીશ.'

ત્યારબાદ હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) મકાનની બહાર આવી ગયા; તથા મૌલાના દાદરીક તેમજ ખિદમતમાં હાજર દુર્વેશોની સાથે આપ સમરકંદી દરવાજા તરફ રવાના થયા. જ્યારે આપ એક મોહલ્લામાં પહોંચ્યાં તો એક ઘર તરફ ઇશારો કરીને કહ્યું કે, 'આ ઘરની દિવાલમાં એક કાણું પાડી દ્યો.' સાથીદારોએ આદેશનું પાલન કરતાં દિવાલમાં કાણું પાડી દીધું; તો આપે ફરમાવ્યું કે, 'આ મકામમાં અંદર પ્રવેશ કરીને તેમાં ફલાણી જગ્યાએ કિંમતી પોશાક તથા કપડાંની એક થેલી પડી છે. તે ઊઠાવીને અહીં લઇ આવો.' આપની આજ્ઞાનુસાર સાથીઓ મકાનમાં ગયા અને અંદર થેલી બહાર લઇ આવ્યાં. પછી હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) એક આડશમાં સાથીઓ સાથે છુપાઇને બેસી ગયાં. થોડો સમય વિતતા કુતરા ભસવાનો અવાજ સંભળાયો, તો હઝરત ખ્વાજએ મૌલાના દાદરીક તેમજ કેટલાક સાથીદારોને કહ્યું કે, 'જે તરફ અવાજ આવી રહ્યો છે, તે તરફ જઇને જુઓ.' તેઓ ત્યાં

જઇ પહોંચ્યા અને શું જુએ છે કે, તે કાણાંમાંથી મકાનમાં કેટલાક ચોર પ્રવેશ્યાં અને મકાનમાં ચક્કર લગાવીને પાછા ફરી રહ્યાં હતાં તો તેઓ પરસ્પર કહી રહ્યાં હતાં કે, આપણી પહેલાં કેટલાક લોકો અહીં આવેલાં છે અને જે કંઇ કિંમતી માલમત્તા હતી ઊઠાવી ગયાં છે. આ તમાશો જોઇને હઝરત ખ્વાજા(કુસ્સીર્રહુ)ના સાથીઓ અચંબામાં પડી ગયાં.

મકાનનો માલીક પોતાના ઘરમાં ત્યારે મૌજુદ ન હતો, પણ તે પોતાના બાગની સંભાળ લેવા માટે ત્યાં ગયો હતો. સવાર પડતાં તે કપડાંની થેલી હઝરત ખ્વાજાએ પોતાના એક દુર્વેશ સાથે તેની પાસે મોકલી દીધી અને સાથે કેહડાવ્યું કે, 'કાલે રાત્રે દુર્વેશો અહીંથી નિકળ્યાં હતાં અને તેઓને આ વાતની જાણ થઇ જતાં ચોરો પાસેથી તમારી આ થેલી લઇ લીધી હતી.' પછી હઝરતખ્વાજા (કુદ્દસ્સીરુ) એ મૌલાના દાદરીક ને ફરમાવ્યું કે, 'જો શરૂઆતમાં જ અમારી આ વાત(ચારી કરવાની વાત) માની લીધી હોત તો ઘણાં મહાન રહસ્યો તમારી ઉપર જાહેર થાત.' આપની આ વાતથી તેઓ ઘણાં શરમીંદા બન્યા. તેમજ રાતની આ ઘટનાના નિરીક્ષણ થકી સાથીઓના રૂશ્દો-યકીનમાં ખુબજ વધારો થઇ ગયો.

**૭. શાનેખ્વાજાઃ-**

એક દુર્વેશ બયાનકરે છે કે, જ્યારે અમારા ખ્વાજા(કુદ્દસ્સીર્રહુ) ખુરાસાન હતા ત્યારે હું આપની ખિદમતમાં હાજર હતો. ત્યારે આપ તુસ(શાહરોદ) થી મશહદ તરફ જઇ રહ્યાં હતાં. રસ્તામાં એક ઘોડેશ્વાર સામે મળ્યો. તેણે ઘોડા ઉપરથી ઉતરીને આપનું સન્માન કર્યું તથા આપની ખિદમતમાં કેટલાક દિનારો પેશ કર્યા. હઝરત ખ્વાજાએ તેને ફરમાવ્યું કે, 'આમાં મને સ્વાર્થની ગંધ આવી રહી છે, માટે જે હકીકત હોય તે કહે.' તો સવારે અર્ઝ કરી કે, 'ત્રણ મહિનાથી મારા સાત ઊંટો ગુમ થઇ ગયાં છે.' આ સાંભળીને હઝરત ખ્વાજાએ ફરમાવ્યું કે, 'આ પૈસા પાછા લઇ લે ઊંટ જ્યારે મળી જશે ત્યારે કબુલ કરી લઇશું. અને જા તારા ઊંટ ખુબ જલ્દી મળી જશે, તેમાં ચાર ઊભા છે અને ત્રણ બેઠેલાં છે.' ઘોડેશ્વાર ત્યાંથી ચાલતો થયો. હજી થોડો સમય પસાર થયો હશે કે તે તરત જ પાછો ફર્યો અને કહેવા લાગ્યો કે, 'આપે જે રીતે મને ફરમાવ્યું હતું તે રીતે જ મને ઊંટ મળી ગયાં છે.' ત્યારબાદ તેણે આપની બારગાહમાં હદીયાની સ્વીકૃતિ માટે ઘણીજ કાકલુદી અને વિનવણી કરી; તથા તે હઝરત ખ્વાજાના મોહીબ્બોમાં દાખલ થઇ ગયો.

**૮. શાને ખ્વાજાઃ-**





એક દુર્વેશ બયાન કરે છે કે, અમારા હઝરત ખ્વાજાના નિકટના સગાઓ પૈકી એક સગાના પચ્ચાસ(૫૦) અદલી દિનાર ગુમ થઇ ગયાં. તેણે હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) ની બારગાહમાં અર્ઝ કરી તો આપે ફરમાવ્યું કે, 'આ રકમ તમારા ઘરની નોકરાણીએ જ ચોરી લીધા છે.' આ નોકરાણીને હુકમ કર્યો કે, 'આ અદલી દિનાર હાજર કર.' તો તેણીએ કહ્યું કે, 'ફલાણી જગ્યાએ જમીનમાં મેં દાટી દીધા છે.' તો હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ ફરમાવ્યું કે, 'જમીનમાં તો ત્રણ દિનાર જ દાટ્યા છે.!' આ વાત સાંભળીને હાજરજનોને નવાઇ લાગી. અને પછી હઝરત ખ્વાજાની વાતનું અનુસરણ કરતાં શોધખોળ કરી તો ત્યાંથી ખરેખર ત્રણ દિનાર જ નીકળ્યા.!

**૯. શાને ખ્વાજાઃ-**

હઝરત ખ્વાજા અઝીઝાં અલી રામૈતની(કુદ્દસ્સીર્રહુલઅઝીઝ)ના ખાનદાન પૈકી એક બુઝુર્ગ હજરત બાબા સમરકંદી (રહેમતુલ્લાહ અલયહ)નકલ કરે છે કે, જ્યારે હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ(રદીયલ્લાહોત્આલા અન્હો)ની કરામતો અને વિલાયતોના આસારોની ખુબ જ શોહરત થઇ તો મારા દિલમાં ખ્વાહીશ પૈદા થઇ કે, હું આપની પવિત્ર સોહબતથી ફૈઝયાબ થવા માટે સમરકંદથી બુખારા જાઉ; તેમજ મારા દિલમાં દરેક ક્ષણે એ જ ખ્યાલ સ્થગીત હતો કે બુખારામાં પહોંચતાવેંત સૌથી પહેલાં હું આપની જ ખિદમતમાં હાજરી આપુ.

જ્યારે હું બુખારા પહોંચ્યો તો ત્યાં હું એક મુસાફરખાનામાં ઉતર્યો અને બીજા કોઇની મુલાકાત થાય એ પહેલાં હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ની ખિદમત પ્રાપ્તિના ઇરાદે હું જલ્દી-જલ્દી બહાર નીકળ્યો. મેં જોયું કે લોકોની એક મોટી જમાઅત મારી આગળ-આગળ ચાલી રહી છે. મારા દિલમાં ખ્યાલ આવ્યો કે જ્યારે હઝરત ખ્વાજા(કુદ્દસ્સીર્રહુ)ની ખિદમતમાં હું પહોંચીશ તો તેઓ સૌથી પહેલાં મને જ મલાઇ ખવડાવશે અને બીજા કોઇને તેનો ભાગીદાર નહીં બનાવે. આ જ વિચારોમાં હું આગળ વધતો હતો કે તે જમાઅત અચાનક જ રોકાઇ ગઇ જ્યારે હું તેઓની પાસે પહોંચ્યો તો તેઓ પૈકી એક શખ્શે મારું સ્વાગત કર્યુ, વિલાયતની નિશાનીઓ તેના ચહેરા પરથી ટપકી રહી હતી. મને ગળે લગાવ્યો અને બે વાર ફરમાવ્યું કે, 'ભલે પધાર્યા બાબાસાહેબ સમરકંદી!' જો કે આ પહેલાં હઝરતથી મારી ક્યારેય મુલાકાત થઇ નહોતી, હું આશ્ચર્યમાં પડી ગયો કે મારા નામની તેઓને કેવી રીતે જાણ થઇ. અને એ જ હાલતમાં મારા બાતીનમાં વિચાર આવ્યો કે, આ જ હઝરત

ખ્વાજા બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) છે.

અમે ત્યાંથી રવાના થયાં. આપ રસ્તામાં મને સમરકંદના ઉલ્માઓ વિશે પુછતાં રહ્યાં. પછી અમે એક મકાન પરપહોંચ્યાં, જ્યાં તમામ લોકો બેસી ગયાં. અને હઝરત ખ્વાજા ત્યાંથી બહાર તશરીફ લઇ ગયાં. તેમજ સાથીદારો પૈકી તેઓના તરીકા મુજબ કેટલાંક ત્યાંથી હાજર હતાં કેટલાંક ગુમ હતાં. અલ્પ સમય પસાર થયો હશે કે હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) પાછા ફર્યા અને ખાધ્યવસ્તુઓ સાથે મલાઇ મારી સામે રાખી દીધાં પછી મારી નઝદીક બેસીને ફરમાવ્યું કે, ખાવ, 'આ આપના જ નસીબમાં છે, તેમાં કોઇ ભાગીદાર નહીં બને' અને પછી ધીમેથી મને કહ્યું કે, આટલી હકીર મીકદાર માટે અઝીઝોના દિલને જહેમત ન આપવી જોઇએ. મારી હાલત એકદમ બદલાઇ ગઇ અને આ હાલનું પરિવર્તન જ મારા માટે તેઓની મોહબ્બતનું કારણ બન્યું.

**૧૦. શાને ખ્વાજાઃ-**

શૈખ અમીર હુસૈન બયાન કરે છે કે, ઈદે કુર્બાનીની સવાર હતી અને હઝરત ખ્વાજા બુખારામાં મોહંમદ ખફ્ફાફના ઘેર મઆર્રીફેઈલાહી બયાન ફરમાવી રહ્યાં હતાં. મારા દિલમાં વિચાર આવ્યો કે તેઓ મને ઈજાઝત આપે કે હું તેઓના વાલીદે મોહતરની ખિદમતમાં જઇને ઇદની મુબારકબાદી આપું. અને બીજું તેઓ મને એકાંતમાં આ પ્રમાણે ખાણું ખવડાવે, ત્રણ દિરહમની બદામ, ત્રણ દિરહમનો હલ્વો અને ત્રણ દિરહમનું ખાટું અથાણું કે સુરકો.

ત્યાર બાદ હઝરત ખ્વાજા સાહેબ ત્યાંથી ઈદગાહ પર ચાલ્યા ગયા. જ્યારે ત્યાંથી પાછા ફર્યા તો મને ફરમાવ્યું કે, 'અમારી વાલેદાહ પાસે જઇને તેઓને ઇદની મુબારકબાદી દઇ આવો. અને પછી અમે જ્યારે મોહંમદ ખફ્ફાફના ઘેર પાસે પહોંચ્યા તો તેને કહ્યું કે,'ઘરનો એક ઓરડો ખાલી કરી દ્યો' અને પછી મને એ ઓરડામાં જવા માટે ઈશારો કર્યો; થોડીવારમાં હઝરત ખ્વાજા મારા માટે ખાણું લઇ આવ્યાં જે ખુબ હતું. પછી એક શખ્શ ત્યાં આવ્યો જેણે હજરત ખ્વાજાની ખિદમતમાં હલ્વો પેશ કર્યો. હઝરત ખ્વાજાએ તેને પુછ્યું. 'આ હલ્વો કેટલાનો ખરીદ્યો?' તો તેણે કહ્યું કે, 'ત્રણ દિરહમનો.' થોડીવારમાં એક બીજો શખ્શ આવ્યો તેણે સુરકો એક વાસણમાં લાવીને આપની સમક્ષ રાખી દીધો. હઝરત ખ્વાજાએ તેને પુછ્યું. 'કેટલાં દિરહમમાં ખરીદ્યો?' તેણે કહ્યું , 'ત્રણ દિરહમમાં.' એ જ રીતે થોડીવારમાં એક ત્રીજો શખ્શ આવ્યો અને તેણે પણ ત્રણ દિરહમોની બદામનો સોદો





કર્યાની વાત કહી.

હવે હઝરત ખ્વાજાએ મારી તરફ ધ્યાનિત થઇને કહ્યું કે, 'આજના દિવસે તમે મારી પાસે ત્રણ વસ્તુની ખ્વાહીશ કરી હતી, મુબારકબાદ દેવાની ઈજાઝત, રંગીન ખાણું અને ત્રણ વસ્તુઓ.' પછી ફરમાવ્યું કે, 'આ પ્રકારની ખ્વાહીશો દુર્વેશોથી કરવી સારી નહીં કારણ કે, અમે પેલી દુનિયામાંથી આ દુનિયામાં આવી ગયાં અને દિલના એક ખુણાંને તમારા કાર્યની પરિપુર્ણતામાં મશ્ગુલ રાખવો પડયો.'

**૧૧. શાને ખ્વાજાઃ-**

એક દુર્વેશનું બયાન છે કે, હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) એકવાર બુખારાની આજુ-બાજુના ઈલાકામાં હતાં; સખ્ત ઠંડીની મૌસમ હતી. આ ઈલાકાની આજુ-બાજુ દુર દુર સુધી કોઇ આબાદી ન હોતી. આપની સાથે રહેલા દુર્વેશો ભુખથી સતત અકળાઇ રહ્યાં હતાં. હઝરત ખ્વાજાએ ત્યાં હાજર રહેલાં દુર્વેશો પૈકી એકને કહ્યું કે, 'ફલાણા ગામમાં જાવ, તે ગામમાં આ રીતની નિશાનીવાળો એક બાગ છે જેમાં એક થોડુંક પાણી ભરેલું તળાવ છે. અને તે પાણીમાં એક મોટી માછલી છે તે જઇને લઇ આવો કે જેથી સાથીદારો માટે પાણીનો ઈતઝામ થઇ જાય' આપના આદેશથી તે દુર્વેશ થોડુંક અંતર પાર કરીને તે ગામમાં પહોંચ્યા. તથા હઝરત ખ્વાજાએ દેખાડેલી નિશાનીઓવાળો બાગ તેણે શોધી કાઢયો. પછી જ્યારે આ બાગમાં જઇને જોયું તો ખરેખર ત્યાં એક થોડુંક પાણી ભરેલું તળાવ હતું અને તેમાં એક મોટી માછલી પણ હતી. તેણે તે માછલી લાવીને હઝરત ખ્વાજાની ખિદમતમાં પેશ કરી. આ કૈફીયત સાંભળીને સાથીદારો પર એક અજીબ હાલત તારી થઇ ગઇ.

**૧૨. શાને ખ્વાજાઃ-**

બયાન કર્યું છે કે, એકવાર અમારા હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) કસ્રે આરીફાંમાં હતાં તેમજ ખાનકાહના બગીચામાં આવેલ મકાનમાં એક આતીશકદા (ભઠ્ઠી)બનાવી રહ્યાં હતાં. આ કાર્યની દરમ્યાન એક દાંતીની જરૂરત પડી ગઇ. એક લોખંડની દાંતી તો હતી પરંતુ તે મળતી ન હોતી. જે કોઇને પુછયામાં આવ્યું તે દાંતી વિશે કશું બતાવી શકયો નહીં કે તે કયાં રાખેલ છે.?

હઝરતખ્વાજાએ ફરમાવ્યું કે, 'આ દાંતી હું શોધી કાઢીશ.' પછી આપે એક દુર્વેશના નામે પત્ર લખીને ગદ્યુત મોકલી દીધો, જેમાં તેને હુકમ આપ્યો

કે, 'કુત્બુદ્દીન ગદયુતીના ઘેર જાવ. તમે જેવા નાનાં ગંજખાનાના દરવાજામાંથી અંદર પ્રવેશ કરશો તો તમને અમારી લોખંડની એ દાંતી આ ગંજખાનાની એ છત નીચે કપડાંમાં વીંટળાયેલી મળી જશે. અને આ દાંતી તરત જ આ પત્ર લાવનારની સાથે અહીં મોકલી દ્યો કે તેની અમારે સખ્ત જરૂરતપડી ગઇ છે.'

એ દુર્વેશની રિવાયત છે કે, હું કુત્બુદ્દીનના ગંજખાનામાં પ્રવેશ્યો તો બરાબર હઝરત ખ્વાજાએ નિશાની આપેલી જગ્યાએ જ મેં ગંજખાનાની છત નીચે એ દાંતીને જોઇ અને તે લઇને હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ની ખિદમતમાં મોકલી દીધી. હઝરત ખ્વાજાએ જ્યારે આ પત્ર લખ્યો ત્યારે જે સાથીઓ ત્યાં હાજર હતાં તેઓએ જ્યારે પત્રના લખાણ મુજબ જ દાંતીની કૈફીયત સાંભળી તો આશ્ચર્યમાં ડુબી ગયાં.

**૧૩. શાને ખ્વાજાઃ-**

બયાન કર્યું છે કે, તીરનો મહિનો(જુલાઇ,ઓગસ્ટનો મહિનો) હતો. અમારા હઝરત ખ્વાજા નકશબંદ(કુદ્દસ્સીર્રહુ) ગદયુતમાં હતાં. એક દુર્વેશ થોડાક દાડમ આપની ખિદમતમાં લઇ આવ્યો. આ દુર્વેશોમાં મોહંમદ ઝાહીર પણ હાજર હતાં. હઝરત ખ્વાજાએ આ દાડમ હાજર જનો વચ્ચે વહેંચી દીધા અને ફરમાવ્યું કે, ખાવ, 'આપે દુર્વેશ મોહંમદને પણ ખાવા માટે આગ્રહ કર્યો;' તો મોહંમદ ઝાહીદે અર્ઝ કરી કે, 'હું પરેશાન હાલ છું. અમારા ઘરનો ગુલામ ભાગી ગયો છે.'

હઝરત ખ્વાજાએ ફરમાવ્યું કે, 'તે ક્યાંય જઇ શકતો નથી. તમે બે દિવસ રાત અમારી પાસે રહો અને ત્રીજા દિવસે પોતાના ઘેર ઝેવરતુન ચાલ્યા જાજો. તમને ગુલામની ખબર મળી જશે અથવા તો તે ખુદ જ આવી જશે.'

મોહંમદ ઝાહીદે હઝરત ખ્વાજાના ફરમાન મુજબ જ કર્યું પછી જ્યારે ત્રીજા દિવસે તે પોતાના ઘેર પહોંચ્યો અને ઘરવાળાઓને ખુશખબરો સંભળાવતો હતો તે દરમ્યાન જ ગુલામ ઘરના દરવાઝેથી અંદર આવી ગયો. મોહંમદ ઝાહીદ તથા ઘરવાળાઓ ઘણાં જ હૈરતમાં ડુબી ગયા. અને ગુલામની કૈફીયત જાણવા ઇચ્છી તો તેણે કહ્યું કે, 'જ્યારે હું અહીંથી નીકળ્યો તો પ્રથમ મેં કનફ જવાનો ઇરાદો કર્યો. હજુ થોડાક જ રસ્તો કાપ્યો હશે કે મારા પગ સાંકડો વડે જકડાઇ ગયા.' અને હું આગળ વધી શકયો નહીં તેમજ ઘંટીનો અવાજ મને સંભળાયા કરતો હતો; તો મને ખ્યાલ આવ્યો કે આ અવાજ જાણે કે બુખારાથી જ આવી રહયો છે. પછી જ્યારે મેં ઝેવરતુન પાછો ફરવાનો ઇરાદો કર્યો તો આ સાંકળ ખુલી ગઇ અને તે અવાજ પણ બંધ થઇ ગયો.





ત્રણ દિવસ સુધી મારી આ જ હાલત રહી. હવે હું આપની ખિદમતમાં પાછો ફરી ગયો છું પછી તે માફી માંગવા લાગ્યો. જે કોઇએ આ ઘટના સાંભળી તેના દિલમાં હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ની મોહબ્બત ખુબ જ વધી ગઇ

**૧૪. શાને ખ્વાજાઃ-**

હઝરત શૈખ શાઅ્દી બયાન કરે છે કે, મારાથી એક ભુલ થઇ ગઇ હતી, તે ભુલની માફી માટે હું ગદયુતથી હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ની બારગાહ્‌માં પહોંચ્યો. હઝરત ખ્વાજાએ ફરમાવ્યું કે,' તેના માટે તારે એક સોદો કરવો પડશે.' મેં અર્ઝ કરી, 'મારી પાસે એક બળદ છે.' તો આપે ફરમાવ્યું કે, 'નહીં , આ સોદામાં તેને સ્વીકાર કરવામાં નહીં આવે; પરંતુ તારી પાસે અડતાલીસ(૪૮) દિનાર(અશરીફઓ) છે જે તે ગદયુતમાં એક દિવાલના કાણામાં છુપાવી રાખ્યા છે અને તેની ઉપર લેપ કરીને તેને બંધ કરી દીધેલ છે; જે ઘણાં લાંબા સમયથી તેમાં છુપાયેલા છે. સોદો પાર પાડવા માટે તે જ રકમ(દિનાર) લઇ આવો.'

શૈખ શાઅ્દીએ કહ્યું કે, આ સાંભળીને મારી હાલત બદલાઇ ગઇ; કારણકે આ હકીકત મારાસિવાય કોઇ જાણતું ન હોતું. પછી હું જલ્દીથી ઊઠયો અને ગદયુત તરફ રવાના થયો અને આ અડતાલીસ(૪૮)દિનાર લાવીને હઝરત ખ્વાજાની ખિદમતમાં રજુ કરી દીધાં. આપે તે દિનારની થેલી ખોલી અને તેમાંથી એક દિનાર શોધીને કાઢી લીધી. પછી બાકી ના દિનારો મને પાછા આપતાં કહ્યું કે, 'આ દિનાર તને ક્યાંથી મળ્યાં છે? આ તો હરામનો દિનાર છે.'પછી ફરમાવ્યું કે, આ સુડતાલીસ(૪૭)દિનારોથી એકબળદ ખરીદી તેને ખેતીના કામકાજમાં લગાડી દે તેમજ અલ્લાહત્આલાના બંદાઓની ખિદમતમાંખર્ચ કર.'

હઝરત શૈખ શાઅ્દી એ કહ્યું કે,આ કૈફીયત જોતાં હઝરત ખ્વાજા નકશબંદ(કુદ્દસ્સીર્રહુ)પ્રત્યે મારું યકીન ખુબજ વધી ગયું. આ ઘટનાના રાવીનું કહ્યું છે કે, મેં શૈખ શાઅ્દીને તે એક દિનારની હકીકત પુછી. તો તેણે કહ્યું કે, હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ની નઝરે ઇનાયતની મને સઆદત હાંસીલ થઇ ન હોતી તે પહેલાં હું જુગાર રમતો હતો. આ દિનારો પૈકી તે એક દિનાર આ જુગારની કમાઇનો હતો.

**૧૫. શાને ખ્વાજાઃ-**

હઝરત નેક રોઝ (રહેમતુલ્લાહ અલયહ) બયાન કરે છે કે, હઝરત

ખ્વાજા મોહમંદ બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ) ની સોહબતનું સદ્ભાગ્ય હાંસીલ થયાં પહેલાં મેં હઝરત સૈયદ અમીરે કુલાલ (કુદ્દસ્સીર્રહુ)નો દામન પકડ્યો હતો. અને તેઓના તરીકા મુજબ હું ઝીક્ર-જહર કર્યા કરતો હતો. આ દરમ્યાન મને એક ઔરત સાથે પ્રેમ થઇ ગયો પોતાને ભુતપ્રેત કાઢનારો કહીને હું તેની સાથે આંખ મીચામણા(ઇશ્કબાજી) વડે કામ લેતો હતો. (જોકે આજે પણ ભુતપ્રેત કાઢવાની દુકાન લગાવનારોને ત્યાં આવું જ ચાલે છે) એક દિવસ અમારાખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) હઝરતસૈયદ અમીરે કુલાલ(નુરૂલ્લાહ મરકદહુ)ના ઘેર તશરીફ લાવ્યા અને યોગાનુયોગ એ જ સાંજે હઝરત અમીર સૈયદના ઘરમાં ખ્વાજા ઝાહીદ તરફથી ઝીક્રે ઝહરનો કાર્યક્રમ હતો જ્યારે ઝીક્રે ઝહરની શરૂઆત થઇ તો હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) તરત જ ઊઠીને ચાલ્યા ગયા અને હઝરત અમીરના મોટા ફરઝંદ હઝરત અમીર બુર્હાનના ઘેર તશરીફ લઇ ગયા. આ હઝરત અમીર બુર્હાન હઝરત ખ્વાજાથી ખુબજ મોહબ્બત ધરાવતાં હતાં. હું પણ હઝરત ખ્વાજાની પાછળ એ જાણવા માટે નીકળી ગયો કે, આપ ઝીક્રે ઝહરના અમલમાં શા માટે શરીક ન થયાં?

આપ જ્યારે હઝરત અમીર બુર્હાનના ઘેર પહોંચ્યાં તો હઝરતખ્વાજા (કુસ્સીર્રહુ) એ મારી તરફ પોતાનો પવિત્ર ચહેરો ફેરવીને કહ્યું કે, 'તને આ અઝીઝ દુર્વેશની શરમ તો નથી, શું તને અલ્લાહ ત્આલા વ તકદ્દસની પણ શરમો-હયા નથી કે એવું કહો છો કે, આ નાપાક રૂહોનું કાર્ય છે. એવું શા માટે નથી કહેતો કે હું ફલાણી ઔરતથી ઇશ્કબાઝી કરી રહ્યો છું અને તેની સાથે મારો દીલી લગાવ છે.?' આ સાંભળીને મારી હાલત બદલાઇ ગઇ. મેં તરત જ આપનું દામન પકડીને અર્ઝ કરીકે, 'જેની હું તલાશ કરતો હતો તે મને મળી ગયું.' પછી હઝરત ખ્વાજાએ પોતાનો દસ્તેમુબારક મારી ઉપર ફેરવી દીધો તો હું બેખુદ થઇ ગયો. જ્યારે હું હોંશમાં આવ્યો તો હઝરત ખ્વાજાનો બની ચુક્યો હતો અને આપની ખિદમત અપનાવી લીધી.

**૧૬. શાને ખ્વાજાઃ-**

એક દુર્વેશે બયાન કર્યું કે, હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ની સોહબત અને ખિદમત વડે ફૈઝયાબ થયાં પહેલાં હું કર્શી (એક ગામ)માં હતો અને જ્યાં હું રહેતો હતો ત્યાં એક તીરમીઝી શખ્શ પણ રહેતો હતો, જેની એક પુત્રી હતી અને તેની સાથે મારું દિલ લાગી ચુક્યું હતું. એક દિવસ મેં તેને ખાલી કમરામાં જોઇ તો જઇને તેની સાથે વાતો કરી, તેને ગલે લગાડી





અને ચુંબનો કર્યો. આ દરમ્યાન એક દુર્વેશ બુખારાથી અહીં કર્શી આવી ગયો જેના પ્રત્યે મને દિલમાં મોહબ્બત પૈદા થઇ ગઇ; તેની સાથે સોહબતમાં રહેવા દરમ્યાન મને ખબર પડી કે તે હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ના દુર્વેશો પૈકી છેઃ અને જ્યારે તે બુખારા તરફ પાછો જવા લાગ્યો તો હું પણ તેની સાથે થઇ ગયો. અમે બંને હઝરતખ્વાજાની સોહબતમાં પહોંચ્યાં.

જ્યારે અમે ત્યાં પહોંચ્યા તો હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)એ મારી તરફ દ્રષ્ટિ કરીને ફરમાવ્યું કે, 'શું કામ આવ્યો છે?' તો મેં કહ્યું, 'દુર્વેશોની સોહબતમાં રહેવાની આરઝુ છે.' તો આપે ફરમાવ્યું કે, 'ક્યાં આ આરઝુ અને ક્યાં તે તરમિઝી શખ્શની પુત્રીને કમરામાં પકડી લેવી અને તેની સાથે ચેન-ચાળા કરવા તેમજ વારંવાર તેને ગળે લગાડીને પછી દાવો કરવો કે મને દુર્વેશોથી મોહબ્બત છે.?'

મેં અર્ઝ કરી, 'મને ખબર ન હોતી કે તે ખરાબ કાર્ય છે.' હઝરત ખ્વાજાએ ફરમાવ્યું, 'આ તો ખુલ્લી હરામકારી અને ગૈરશરઇ છે.' તો મેં અર્ઝ કરી, 'પરંતુ આપ તો ત્યાં ન હોતા તો આપે કેવી રીતે જાણી લીધું ?' તો હઝરત ખ્વાજાએ કહ્યું,'જેણે જોયું(અલ્લાહત્આલાએ) અને જાણ્યું તેણે જ મને કહ્યું.' હું આપના આ કશ્ફથી આશ્ચર્યચકિત થઇ ગયો અને આપના મોહિબ્બોમાં દાખલ થઇ ગયો.

**૧૭. શાને ખ્વાજાઃ-**

એક દુર્વેશ બયાન કરે છે કે,હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)થી મારી મોહબ્બતનો સબબ એ હતો કે, એકવાર આપ બિમાર હતાં અને ત્યારે બુખારામાં આપના દુર્વશો પૈકી મૌલાના આરીફ વગેરે જે દુર્વેશો હતાં તે બધાં જ આપની ખબર-અંતર લેવા માટે સામુહીક રીતે આવેલાં હતાં; ત્યારે આપ બાગે મીરારમાં હતાં અને આ બિમારીની હાલતમાં પણ પોતાની પવિત્ર નસીહતો અને કલામની ખુબી વડે દુર્વેશોને ખુશ કરી દીધાં તેમજ તેઓની ખુબજ તકેદારી રાખી. ત્યાં સુધી કે આપ ખુદ પોતાના દસ્તેમુબારક વડે તેઓ માટે ખાણું પકાવવામાં મશ્ગુલ થઇ ગયાં અને મને કોઇ કામ માટે પોતાના ઘેર મોકલી દીધો. ત્યાં નીકટમાં જ એક ઔરત બેઠેલી હતી. તો મેં તેણીને પુછયું કે, 'શૈખ બહાઉદ્દીનનું ઘર ક્યાં છે.?'તો તે ઔરત ઝઘડવા લાગી કે, 'અહીં કોઇ શૈખ નથી.એક ખીસ્સા કાતરૂ અને એક જલ્લાદ છે, આ રહ્યું તેનું ઘર.' તેણીની આ વાતથી મારા દિલને ઠેસ પહોંચી અને મને ખુબજ રંજ પહોંચ્યો. અને જ્યારે હું હઝરત ખ્વાજાની ખિદમતમાં પહોંચ્યો

તો આપે મને જોઇને ફરમાવ્યું કે, 'તમે જેવા અમારી પાસેથી નીકળ્યા હતાં એવાજ પાછા ફર્યા નથી, આવો ફેરફાર કેમ? બયાન કર તેમજ તે પેલી ઔરતથી તેં જે કંઇ સાંભળ્યું છે તે બધું કહી દે.' તો મેં ઔરતની તમામ વાતો આપની બારગાહમાં રજુકરી દીધી.

થોડીવાર પછી હઝરત ખ્વાજાએ મને ફરીવાર કોઇ વસ્તુ લેવા માટે મોકલી દીધો તો તે ઔરતે આ વખતે વધુ સખ્તશબ્દો વાપર્યા અને કહ્યું કે, તું એ શૈખનું પુછી રહ્યો હતો, કે જેની ન તો કોઇ રિયાઝત છે, ન તો એકાંતવાસ છે, ન તો કોઇ સિમાઅ છે, ન તો ઝીક્ર. તેના આ શબ્દોથી મને ખુબજ ચોટ લાગી અને ખુબજ રંજો-ગમમાં થયો. અને પછી જ્યારે હું હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ની ખિદમતમાં પહોંત્યો તો ફરમાવ્યું કે, 'આ વખતે તું રંજો ગમમાં સંપડાયેલો દેખાય છે.' તો મેં પુરી ઘટના કહી સંભળાવી. આપે ફરમાવ્યું કે, 'આ બાગની બહાર અમારો એક દુર્વેશ અમીર હુસેન રહે છે તેને બોલાવી લાવો.' હું શૈખ અમીર હુસેનને બોલાવી લાવ્યો. હઝરત ખ્વાજાએ તેને ફરમાવ્યું, 'તું એ ઔરત પાસે જા, અને તેને કહે કે, જલ્લાદીનું કામતો તું કરી રહી છે અને તોહમત અમારી ઉપર લગાડી રહી છો?' અને જો તેણી કહે કે, મેં શું જલ્લાદીનું કાર્ય કર્યુ છે? તો તેને કહેજે કે, તેં ફલાણા આદમી સાથે ફલાણી જગ્યા પર હરામકારી ન હોતી કરી.?' અને પછી એ હરામકારીની નિશાની તારામાં જાહેર થઇ તો લોકોમાં આબરૂ જવાના ડરથી તે એ નિશાની પોતાનાથી દુર કરીને તેને ફલાણી જગ્યાએ ગંદકીના એક ઢગલામાં દબાવી દીધી. અને પછી હઝરત ખ્વાજા એ મને કહ્યું કે, 'તું અમીર હુસૈનની પાછળ જા અને જોઇ લે કે તે આ વાત પેલી ઔરત સુધી પહોંચાડે છે કે નહીં?' શૈખ અમીર હુસૈન તે ઔરત તરફ રવાના થયો તો હું તેની સાથે થઇ ગયો અને તેની પાછળ-પાછળ ચાલતો રહ્યો. તેણે હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)એ ફરમાવેલી તમામ વાતો એ ઔરતની સંભળાવી દીધી. જે સાંભળીને તે ઔરત ચોધાર આંસુ રડવા લાગી. અને શૈખ અમીર હુસૈનના કદમોમાં વીંટળાઇ ગઇ; તેમજ કહેવા લાગી કે, 'હકકત્આલાના બંદાઓ ખરેખર ભેદોના જાણકાર હોય છે.' પછી તેણે ખુબજ આજેઝી અને કાકલુદીઓ કરી અને તૌબાહ્ કરવા લાગી.

બયાન કરનારનું કહેવું છેકે, આ હાલ જોઇને મારું દિલ હઝરત ખ્વાજાની મોહબ્બત વડે ઘેરાઇ ગયું. અને ત્રણ દિવસ પછી દુર્વેશો આપનાથી ઇજાઝત લઇને શહેર તરફ રવાના થઇ ગયાં; આ દુર્વેશો પૈકી એક દુર્વેશ હઝરત ખ્વાજાનો





મુન્કીર પણ હતો. હઝરત મૌલાના આરીફ (રહેમતુલ્લાહ અલયહ) તે દુર્વેશને કહ્યું કે, તેં આ સારૂં નથી કર્યું. તું તેમને ઓળખતો નથી. ઔલિયાઅલ્લાહના હકકમાં બદગુમાની ન રાખવી જોઇએ તેમજ તેની બેઅદબીથી બચવું જોઇએ. છતાં તે પોતાના ઇન્કાર પર અટલ રહ્યો. અચાનકજ હવામાંથી કેટલીક અત્યંત ઝેરી મધમાખીઓ તેના મોઢા પર ઉપર પડી અને તેને કેટલીયે જગ્યાએ ડંખો મારીને લોહીલુહાણ કરી નાંખ્યો; જેના કારણે તે ખુબજ ભયાનક દર્દ અને તકલીફમાં સપડાઇ ગયો તેમજ બેચૈની અને વ્યાકુળતામાં આળોટવા લાગ્યો મૌલાના આરીફે ફરમાવ્યું કે, 'જોયું આ બેઅદબીના કારણે તેને સીધી જ સજા મળી ગઇ.' પછી તે દુર્વેશ ખુબ રૂદન તેમજ તૌબાહ્ તથા કાકલુદીઓ કરવા લાગ્યો. સાથીદારો તેની આ હાલત પર નવાઇ પામ્યા અને આ પ્રકારની કૈફીયતનું અવલોકન કરીને હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ)ની ઝાત-શરીફ પ્રત્યે મારી મોહબ્બત અનેક ગણી વધી ગઇ.

**૧૮. શાને ખ્વાજા:-**

એક દુર્વેશ બયાન કરે છે કે, હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ કોઇ કામ સબબ મને એક જગ્યાએ મોકલ્યો. સંજોગોવસાત ત્યારે હવા ખુબજ ગરમ હતી તો પાછા ફરતી વખતે એક ઝાડની છાયામાં બેસી ગયો અને તેને ટેકો લગાવીને ઊંઘવા લાગ્યો તો મેં જોયું કે, હઝરત ખ્વાજા સાહેબ પોતાના પવિત્ર હાથમાં એક મોટી લાઠી લઇને જાહેર થયા અને મારી તરફ આગળ વધતા પુરહૈબત લહેજામાં ફરમાવ્યું કે, આ પણ કોઇ ઊંઘવાની જગ્યા છે? અહીંથી જલ્દી ઊભો થા. આપની હૈબતના કારણે મારી ઊંઘ ઊડી ગઇ તો મેં જોયું મારા માથા ઉપર બે વરૂ ઊભાં હતાં જે મારા ઊઠતાં વેંત તરત જ ભાગી ગયા. જોકે ત્યારે મારી અને હઝરત ખ્વાજા વચ્ચે ઘણું અંતર(છેંટું) હતું. હું તરતજ કસ્રે આરીફાં તરફ ચાલી નીકળ્યો અને જ્યારે હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)નીખિદમતમાં પહોંચ્યો તો આપે તરતજ ફરમાવ્યું કે, જ્યાં તું ટેકો લગાવીને ઊંઘતો હતો શું તે ટેકો લગાવવાની જગ્યા હતી.? આપની શફકકત અને બુઝુર્ગીનો આ મહાન કમાલ જોઇને મારામાં રિકકતની હાલત પૈદા થઇ ગઇ.

**૧૯. શાને ખ્વાજા:-**

એકવાર હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) હઝરતમૌલાના સૈફુદ્દીન ખ્વારઝમ(રહેમતુલ્લાહ અલયહ)ના ઘેર તશરીફ ફરમાં હતાં. તે દિવસે ત્યાં દુર્વેશોનો મેળાવડો હતો અને ત્યાં અનેક પ્રકારના ખાણાં તૈયાર થઇ રહ્યા

હતાં. પ્રથમ તબકકાનું ખાણું શરૂ થતાં હઝરત ખ્વાજાએ મૌલાના સૈફુદ્દીન ખ્વારઝમીને કહ્યું કે, 'એક વાસણ ઊઠાવીને અહીં રાખી દ્યો અને જો બીજા બે રાખશો તો ત્રણ થઇ જશે.' પછી આપે ફરમાવ્યું કે, 'ત્રણ વ્યકિત રસ્તામાં છે. અને અહીં જલ્દી પહોંચનારી છે .તે આગંતુકો પૈકી એક શખ્શ આ ત્રણ વાસણો પૈકી એક વાસણનું ખાણું ખાઇ લેશે. જેને અમારી તરિકત નસીબ થશે, જ્યારે બાકીના બે નહીં ખાઇ જે અમારી તરિકતથી વંચિત રહેશે.'

ત્યાર બાદ બીજા તબકકાનું ખાણું હાજર થતાં આપ તેમાં મશ્ગુલ થઇ ગયાં હાજરજનો આપના કલામનું પરિણામ જાહેર થવાની પ્રતિક્ષામાં બેસી રહ્યાં; જ્યારે અમુકના દિલોમાં તો જાતજાતના વિચારો અને દુર દુરના ખતરાઓ આવવા લાગ્યા; ત્યાં સુધી કે મજલીસનો અંત આવવાની તૈયારી હતી ત્યારે દિવસના અંતિમ ભાગમાં ત્રણ આદમી હાજર થયાં; જેના ચહેરા પર અત્યંત થકાવટ દેખાઇ રહી હતી. તેઓએ સલામ કરી અને હઝરત ખ્વાજાને ત્યાં તશરીફ ફરમાં જોતાં આપની બાજુમાં બેસી ગયાં. હઝરત ખ્વાજાએ મૌલાના સૈફુદ્દીનને ઈશારા વડે ફરમાવ્યું, શું આ ત્રણ આદમીઓ પૈકી એ બેને ઓળખી લેશો જે ખાણું નહીં ખાય.? તો મૌલાનાએ કહ્યું કે, હું નથી ઓળખી શકતો, પરંતુ આપની ફરાસતવાળી દ્રષ્ટિમાં બેશક આ વાત છુપી નથી. અને આ જ રીતે આ આંગતુકો વિશે ઇશારાઓમાં ચર્ચા ચાલતી રહી.

પછી આપે હુકમ ફરમાવતાં તે ત્રણ વાસણો હાજર કરી દેવામાં આવ્યા અને ત્રણેયની સામે રાખી દેવામાં આવ્યા. તે પૈકી એક આદમીએ ખાણું ખાવાનું શરૂ કરી દીધું તે વાતચીત પણ કરતો રહ્યો. આ સાહેબ હતાં મૌલાના તાજુદ્દીન વહેશી(રહેમતુલ્લાહઅલયહ)જેઓને અમારા હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) ની નઝરે ઇનાયત વડે સ્વીકૃતિનું સદ્ભાગ્ય સાંપડ્યું. જ્યારે તે બે આદમીઓ પૈકી એકે કહ્યું કે, હું આ આશ(ખીમાવાળી નમકીનખીર) (એકપ્રકારનું ખાણું)નું શું કરીશ! હું તો તલબ માટે આવ્યો છું, પ્રથમ મને કોઇ રૂહાનિય્યત દેખાડો. અને તેણે ખાધું નહીં. બીજાએ કહ્યું કે, અમે ખુબજ દુરના અંતરેથી આવી રહ્યાં છીએ આ આશ અમારા માટે આરામનું કામ નહીં દે. પહેલાં તો અમારા અરામની વ્યવસ્થા કરવામાં આવે. હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ તે બંનેની વાતો સાંભળીને તેને એક એકાંત જગ્યાએ આરામ માટે મોકલી દીધાં અને પછી પોતાના અસ્હાબોને કહ્યું કે, હવે આ બંને અમારી પાસે નહીં આવે. બન્યું પણ આ જ પ્રમાણે. હાજરજનો આ હાલત જોઇને ખુબજ નવાઇ પામ્યા.





**૨૦. શાને ખ્વાજા:-**

હઝરત ખુશરૂ કીરમેની(રહેમતુલ્લાહ અલયહ)એ અનુભવ રજુ કર્યો કે, એક વાર નસફ શહેરમાં પાણીની તંગી પૈદા થઇ ગઇ; જેના કારણે ખેતી વાડી તબાહ્ થઇ ગઇ. હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ના અસ્હાબોની નસફમાં ઘણી મોટી સંખ્યા હોવાના કારણે તેઓએ મને હઝરત ખ્વાજાની ખિદમતમાં બુખારા મોકલી દીધો. મેં જ્યારે હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ની મુલાકાત કરી તો આપે ફરમાવ્યું કે, 'નસફના અસ્હાબો તરસ્યા છે, અને તને પાણી માટે મોકલ્યો છે.' પછી આપે ફરમાવ્યું કે, 'આ વખતે અમે તમારા માટે અહીંથી જ પાણી મોકલી દેશું. થોડીવાર રોકાય જાવ.' આપના આ ફરમાન પછી થોડીજ વારમાં વરસાદ વરસવાનો શરૂ થઇ ગયો અને પ્રત્યેક પળે તેનું જોર વધતું ચાલ્યું ત્યાં સુધી કે બીજો દિવસ આવી ગયો ત્યારે આપ મને ઈજાઝત આપી; જેથી હું નસફ તરફપાછો ફર્યો.આ ત્રણ રાત-દિવસ અનરાધાર વરસાદ ચાલું રહ્યો તથા હઝરત ખ્વાજાની બરકતથી પુરૂ નસફ શહેર તૃપ્ત થઇ ગયું.

**૨૧. શાને ખ્વાજા:-**

દુર્વેશ ઝાહીદે બયાન કર્યું કે, મારી રૂહાનીય્યતની તલબના શરૂઆતના દિવસો હતાં અને હું એક દિવસ હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ની સોહબતમાં એક વગડામાં હતો. વસંતઋતુ ચાલી રહી હતી અને મને થોડીવાર પછી સાકરટેટી ખાવાનું મન થયું; તો મેં હઝરતખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ની બારગાહમાં મારી ઇચ્છા જાહેર કરી. તો સૌએ કહ્યું કે, 'કયાં વસંતઋતુ અને કયાં સાકરટેટી?'(આ સકરટેટીની મૌસમ નથી.) ત્યાં બાજુમાં જ એક નદી વહી રહી હતી. આપે ફરમાવ્યું, 'જા, તે નદીના કિનારા પર બેઠો રહે.' જ્યારે હું નદીના કિનારે બેસી ગયો તો દુરથી એક તાજી સાકરટેટી દેખાણી જે પાણી પર વહેતી આવી રહી હતી. અને એવું લાગતું હતું કે જાણે હમણાં સાકરટેટીના વાડામાંથી કપાઇને બહાર આવી છે. મેં તેને પકડી લીધી અને હઝરત ખ્વાજાની ખિદમતમાં પેશ કરી. પછી બધાએ મળીને તેને ખાધી.

**૨૨. શાને ખ્વાજા:-**

એક અઝીઝ દુર્વેશે બયાન કર્યું કે, એકવાર હું હજરતખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ની સોહબતમાં હાજર થયો ત્યારે આપ કશ્રે આરીફાંથી બુખારા શહેર તરફ જઇ રહયા હતાં અને આપની સવારી સાથે એક બુઝુર્ગ દુર્વેશ પણ હતાં આપ તેઓને સંભળાવતાં મારા તરફ ઇશારો કરીને કહ્યું કે,'આ તે

શખ્શ છે જે આસમાન પર ઊડશે.' હું કેટલાય દિવસ આપની સોહબતમાં રહ્યો અને આપની આ વાત મારા દિલ પર નકશ કરી ચુકી હતી. પણ આપે જ્યારે મને મારા વતન જવા માટે રવાના કર્યો ત્યારે હઝરત ખ્વાજાની તવજ્જોહ્‌ની બરકતો વડે મારી અંદર એક અઝીમ હાલત પૈદા થઇ ચુકી હતી. એકવાર હું મારા ઘરમાં નમાઝ અદા કરી રહ્યો હતો અને ખુદાની પનાહ તલબ કરી રહ્યો હતો તો મારી અંદર એક અજીબ કૈફીયત પૈદા થઇ ગઇ અને મેં ખુદને આસમાન પર ઊડતો જોયો ત્યાં સુધી કે હું એક એવી જગ્યા પર પહોંચી ગયો કે જેનું વર્ણન કરવા માટે હું અસમર્થ છું. ન તો આસમાન દેખાતું હતું, ન તો ઝમીન કે ન તો ચાંદ – સિતારાઓ.

**૨૩. શાને ખ્વાજાઃ-**

એકવાર હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) એ બે આદમીને કોઇ ચણતર કામ માટે મજુરી પર રાખ્યા. તેઓ ટોપલા ઉપાડી રહ્યાં હતાં. કેટલીકવાર પછી તેઓનું કામ ઢીલું પડી ગયું અને આળસ પૂર્વક કામ કરવા લાગ્યા. તો હઝરત ખ્વાજાએ બંનેને સંભળાવતાં કહ્યું, 'મારી ઉપર શું મન્નત છોડી મુકી છે? જો હું આ ટોપલીને ઇશારો કરું તો તે ખુદ જ ચાલવા લાગશે.' અને હઝરત ખ્વાજા જ્યારે આ વાત ફરમાવી રહ્યાં હતાં તે જ વખતે આ ટોપલીઓ ખુદબખુદ ચાલવા લાગી અને મકસદની જગ્યા પર પહોંચીને ત્યાં ખાલી થઇને પાછી ફરતી હતી. આ પ્રમાણે કેટલીયવાર થતું રહ્યું. આ જોઇને હાજર જનો આપના અકીદતમંદ બની ગયા.

**૨૪. શાને ખ્વાજાઃ-**

એક દુર્વેશે બયાન કર્યું કે, હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) ગદ્યુતમાં દુર્વેશ ઈસ્હાકના ઘેર હતાં. અને હઝરત ખ્વાજાના બીજા દુર્વેશો ખાણું પકાવવામાં મશ્ગુલ થયા.તેમજ ભઠ્ઠીમાં આગ સળગાવી રહ્યાં હતાં; તો અચાનક જ આગના ભડકા ઊંચે ચઢવા લાગ્યા કે છત સુધી પહોંચી ગયા. તરતજ હઝરત ખ્વાજાએ પોતાનો દસ્તે મુબારક આગમાં નાંખી દીધો. અને ઘણીવાર સુધી અંદર જ રહેવા દીધો;પછી જ્યારે બહાર કાઢ્યો તો આપના દસ્તે મુબારકના એક રોંગટામાં પણ કોઇ ફરક પડ્યો ન હોતો.

**૨૫. શાને ખ્વાજાઃ-**

હઝરત ખ્વાજા અલાઉલ્હકક(રહેમતુલ્લાહ અલયહ) બયાન કરે છે કે, અમારા હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એકવાર બજારમાંથી પસાર થઇ રહ્યાં હતાં તો આપે જોયું કે કોઇ શખ્શ પાસે મીઠાઇ ભરેલું વાસણ હતું અને તેને





વેંચવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. હઝરત ખ્વાજાએ તે વાસણ તોડી નાંખ્યું. હાજરજનોના દિલોમાં અનેક પ્રકારના વિચારો આવવા લાગ્યા. છેવટે જ્યારે ધ્યાનપૂર્વક જોયું તો તેમાં એક મરેલો ઉંદર જોવા મળ્યો. અને હાજર જનોનો ઇન્કાર સ્વીકારમાં બદલાઇ ગયો.

**૨૬ શાને ખ્વાજાઃ–** એક દુર્વેશે કહ્યું કે, હઝરત ખ્વાજા કસ્રે આરીફાં માં હતાં. અસરની નમાઝનો સમય હતો. મોઅઝ્ઝીને અઝાન પઢી. ત્યારે જ ગદ્યુતથી એક સંદેશાવાહક આવીને કહી ગયો કે, 'ફલાણો દુર્વેશ કે જે સંબંધમાં તારો માસો થાય છે, તે બિમાર છે.' હઝરત ખ્વાજા સાહેબનો પણ મારા એ માસા સાથે સંબંધ હતો; અને આપે તેને યાદ પણ કર્યો. એટલામાં મોઅઝ્ઝીને તકબીર કહી. હઝરત ખ્વાજાએ અસરની નમાઝ અદા ફરમાવી. અને હજી મુસલ્લા પર જ હતાં કે આપે ફરમાવ્યું, ''**ઇન્ના લીલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઉન.**'' તારા એ માસાની વફાત થઇ ગઇ. ઇશાનો સમય થતાં ગદ્યુતથી કોઇ આવ્યું અને તેણે મને કહ્યું કે, 'તારા માસાની અસરના સમયે વફાત થઇ ગઇ.'

**૨૭. શાને ખ્વાજાઃ-**

એક દુર્વેશે કહ્યું કે, એક દિવસ હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ની પાસે દુર્વેશોની એક જમાઅત કબાબ બનાવી રહી હતી. મેં બેઅદબી કરી અને ચોરી કરીને એક કબાબ તેમાંથી ખાઇ લીધો. જ્યારે કબાબ તૈયાર થઇ ગયા તો હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) ની બારગાહમાં પેશ કરવામાં આવ્યા. આપના તરીકા મુજબ સુન્નતે નબવી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પયરવી કરતાં આપે સૌપ્રથમ ખાણું પકાવવાવાળા તેમજ દસ્તરખાનની વ્યવસ્થામાં લાગેલા લોકોને કબાબ આપ્યા પછી આપે દરેક હાજરજનોમાં વહેંચણી કરી. પરંતુ મને કંઇજ આપ્યું નહીં. તો મને વિચાર આવ્યું કે, મને કેમ ન આપ્યા? હઝરત ખ્વાજાએ તરતજ મારી તરફ ધ્યાનીત થઇને કહ્યું કે,'ચોરી કરીને કબાબ ખાવા છે અને પછી મારી તરફથી પણ વધુ ખાવાની લાલચ કરવી એ કાયદાથી વિરુદ્ધ છે.'

**૨૮. શાને ખ્વાજાઃ-**

હઝરત ખ્વાજા સાહેબ(કુદ્દસ્સીર્રહુ)ના દુર્વેશો પૈકી શૈખ કુત્બુદ્દીને બયાન કર્યું કે, હું નાનો હતો ત્યારે એકવાર હઝરત ખ્વાજા સાહેબે મને કહ્યું કે,' ફલાણાં કબુતરખાનામાં જાવ અને ત્યાંથી કબુતરોના થોડાક બચ્ચાઓ લઇ આવો.' જ્યારે હું કબુતરોના બચ્ચા લાવી રહ્યો હતો તો મારા દિલમાં પણ

તેનું આકર્ષણ પૈદા થયું અને તેમાંથી એક બચ્ચું મારી પાસે રાખી લીધું. અને હઝરત ખ્વાજાની ખિદમતમાં રજુ ન કર્યું. પછી જ્યારે આપે કબુતરોને હાજરજનો વચ્ચે વહેંચી દીધાં તો મને ફરમાવ્યું કે, ' તેં તો અગાઉથી જ તારો ભાગ લઇ લીધો છે.'' '**જુમ્લાએ મકતુમ જ કુલ અખ્ફીયાં, નૈસત મખ્ફી દર ઝમીરે ઔલીયા''** (અર્થાત્ઃ- તમામ ગુપ્ત કે છુપી વસ્તુઓ ઔલીયા-અલ્લાહથી છુપી નથી.)

**૨૯. શાને ખ્વાજાઃ-**

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તારે (રહેમતુલ્લાહ અલયહ) બયાન કર્યું કે, એક વાર હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ ખરબુજાની વાડી બનાવી હતી. બુખારામાં પાણીનો દુષ્કાળ પડયો હતો. હઝરત ખ્વાજા સાહેબ ખરબુજાની વાડીમાં દાખલ થયાં અને ફરમાવ્યું કે,' હવે આ ખરબુજાને પાણી પીવડાવવાનો સમય થઇ ગયો છે.' તો દુર્વેશોએ અર્ઝ કરી કે, 'નદીમાં પાણી નથી.' હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)એ ફરમાવ્યુ કે,' હકકસુબ્હાનહુ-ત્આલા ની કુદરત છે કે પાણી અતા ફરમાવે.'ત્યાર બાદ અમે આ વાડી ઠીકઠાક કરી અને પાણીની પ્રતિક્ષા કરતાં રહ્યાં. સવાર થતાં જ પાણી આવી ગયું .અને ખરબુજાની પુરી વાડીને તૃપ્ત કરી ગયું. તેની બાજુમાં જ ડુંગળી અને લસણની પણ ખેતી હતી; ત્યાં પાણીનું ટીપુંય પહોંચ્યું નહી. તપાસ કરતાં જાણવા મળ્યું કે નદીમાં પણ બીલ્કુલ પાણી નહોતું અને તેનો પાળો પણ સલામત હતો.

**૩૦. શાને ખ્વાજાઃ-**

દુર્વેશોની જમાઅ્ત હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) સાથે સફરમાં હતી. દુર્વેશોએ એક સ્થળ પર પહોંચીને ખાણાંની ઇચ્છા પ્રગટ કરી. હઝરત ખ્વાજા સાહેબે કહ્યું,' શું ખાવા ઇચ્છો છો?'તો તેઓએ અર્ઝ કરી કે,' એવી ઇચ્છા થઇ રહી છે કે ભુંજેલું ગોસ્ત હોય.' ત્યાં બાજુમાં જ એક રેતીનો મોટો ટીલો હતો તે તરફ ઇશારો કરતાં ફરમાવ્યું કે,' તે ટેકરા પાસે જાવ.'સાથીદારો જ્યારે ત્યાં પહોંચ્યા તો દુરથી એક સવાર સજાવેલા દસ્તરખ્વાન સાથે દેખાયો, જેમાં ભુંજેલું ગોશ્ત, લીલોતરી, સુરકો તેમજ નમક રાખેલું હતું. તમામ દુર્વેશોએ આ નેઅ્મત પેટ ભરીને ખાધી.

**૩૧. શાને ખ્વાજાઃ-**

હઝરત ખ્વાજા મુઇનુદ્દીન નકશબંદી કાશ્મીરી (રહેમતુલ્લાહ અલયહ) પોતાના કિતાબ 'કન્ઝુલ્સઆદ્ત' માં પોતાના વાલીદે બુઝુર્ગવાર હઝરત





ખાવીંદ મહેમુદ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) થી એક રિવાયત નકલ કરતાં લખ્યું છે કે, હઝરત ઇશાં ખ્વાજા ખાવીંદ મહેમુદે (કુદ્દસ્સીર્રહુ) પોતાની એક મજલીસમાં બયાન ફરમાવ્યું કે, હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) મુર્દાઓને જીવંત કરતા હતાં. આ મજલીસમાં શૈખ અઝીઝુલ્લાહ પણ હતા,જે માવરાઉન્નહરના બાદશાહ અબ્દુલ્લાહખાન ઉબ્બૈકના પુત્ર અબ્દલમોમીનખાંનના મુર્શીદ હતા. જ્યારે તેણે આપની આ વાત સાંભળી તો તે હસવા લાગ્યા. કાઝી અને મુફ્તીને સંબોધીને કહ્યું, **'પીરાં નમી પરંદ, મુરીદા મી પરાનન્દ. ''નફસે કસ મી બાયદ, કે મુર્દા રા ઝીંદા કુનદ.'** મૌલવી ગૌયદ, **'માહ ફશાનન્દ નૂર વ સગ ઉ ઉ કુનદ,હર કસે બ તીનત ખુદ મી તુંદ.'** (અર્થાત્ઃ- પીરો ઊડતા નથી પરંતુ મુરીદો તેને ઊડાવે છે. આ મુર્દા જીવંત કરવાના કાર્ય માટે દમે ઇસાની જરૂરત છે. મૌલાના રૂમે ફરમાવ્યું છે, ચાંદ પોતાની રોશની ફેલાવે છે અને કુતરા ભુંકતા રહે છે. દરેક પોતાની પ્રકૃતિ(ફીતરત) મુજબ કાર્ય કરે છે.)

તેની આ વાત હઝરત ખાવીંદ મહેમુદને ઘણી સખ્ત લાગી. અને આસમાન તરફ ચહેરો કરીને ફરમાવ્યું, 'ખુદાવંદ જો એવું જ છે કે જેવું શૈખ અઝીઝુલ્લાહ કહી રહ્યો છે કે હઝરત ખ્વાજા નકશબંદ મુર્દાઓને જીવંત કરતાં ન હતા તો મને કોઇ મહાન બલામાં સપડાવી દે અને જો આપ ખરેખર જીવંત કરતાં હતાં તો તે શૈખને તેની સજા આપ.'

શૈખ ત્યારે જ બિમાર પડી ગયો. તેને પીઠ પર લાદીને તેને ઘેર લઇ ગયાં જ્યાં જઇબે ત્રણ દિવસમાં જ તેનું મુત્યૃ થયું જ્યારે તેને ગુસ્લ દેવા ચાહ્યું તો જોવા મળ્યું કે, તેની દાઢી,પર ભંવરો અને શરીરના તમામ વાળ ખરી ગયાં હતાં. અને તે એક ૧૩ વર્ષના છોકરા જેવો લાગતો જ્યારે તેને દફ્ન કરી દેવામાં આવ્યો તો એક દિવસ પસાર થયા પછી તેની કબ્રમાંથી ધુમાડો નીકળ્યો જેનાંથી માટી કાળી પડી ગઇ અને કબ્ર લાલ થઇ ગઇ હતી.

**'ઔલીયા ખુદ નાઇબે પયગમ્બરન્દ, ઝીંદા વ પાબીંદા બેખ્વાબ વ ખુર્દા અંદ'**
**'ઝી હીકાયત શુદ મોરા બેશક યકીં, ઔલીયા હય્ય આમદ હમચું મુરસલીં.'**
**'ખુદ ચો હુકમ અસ્લ બાશદ હુકમે ફરઅ, ફહમ કુન બયરું મર ઉ અઝ હુકમે શરઅ.'**

(અર્થાત્ઃ- ઔલીયા અલ્લાહ પયગમ્બરોના નાયબ છે. ખાધા-પીધાં અને ઊંઘ્યા વગર જીવંત અને બાકી છે. આ હિકાયતથી મને બેશક એ વાતનું પુરૂ યકીન થઇ ગયું કે, ઔલીયા અલ્લાહ પણ પયગમ્બરોની જેમ જીવંત છે. ડાળીઓ જડ તરફ હોય છે આ વાતને સમજી લ્યો અને શરીઅતના હુકમથી

મુખ ન ફેરવો.)

**૩૨. શાને ખ્વાજાઃ-**

હજરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) એક સફરમાં જઇ રહ્યાં હતાં. અને એક દોસ્તના ઘરમાં ઊતર્યા. આપની સાથે લગભગ ૩૦૦ માણસો હતાં. જે જોઇને ઘરવાળાનું દિલ વ્યાકુળતા અને પરેશાનીથી ઘેરાઇ ગયું. હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ આ વ્યાકુળતા અને પરેશાનીનું કારણ પુછયું . તો તેણે અર્ઝ કરી, 'આપની ખિદમતમાં ત્રણસો આદમી આપની સાથે છે તેમજ આપના આગમનની ખબર સાંભળીને બીજા ૨૦૦ આદમી આજુબાજુથી આવી જશે. આ બધા માટે ખાણું હોવું જોઇએ જ્યારે મારા ઘરમાં માત્ર ૨૦ શૈર લોટ મૌજુદ છે.'

હઝરત ખ્વાજાએ ફરમાવ્યું, 'આ દુર્વેશો તારા ઘરમાં વીસ(૨૦) દિવસ સુધી રોકાશે, તારે જેટલું ખાણું પકાવવું હોય એટલું પકાવી લે પરંતુ કોઇને આ વાતની જાણ કરતો નહી.' હઝરત ખ્વાજાએ ખરેખર ત્યાં પોતાના દુર્વેશો સાથે ૨૦ દિવસનું રોકાણ કર્યું. અને ઘરવાળો દરરોજ પાંચસો-છસો આદમીને ખવડાવતો રહ્યો.

હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) જ્યારે ત્યાંથી પાછા ફર્યા તો પાડોશીએ તે આદમીને પુછયું, 'તું આટલો બધો લોટ લાવ્યો ક્યાંથી? 'તો તેણે કહ્યું, 'હઝરત ખ્વાજાની બરકતો વડે.' જ્યારે બીજા દિવસે તેણે માટલામાંથી લોટ કાઢયો તો તેમાં એ જ ૨૦(વીસ) શૈર લોટ મૌજુદ હતો.

**૩૩. શાને ખ્વાજાઃ-**

રસુલુલ્લાહ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની કોઇ હદીષ કે ખબર જ્યારે હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ની પાસે બયાન કરવામાં આવતી હતી તો આપ તેની ઉપર અમલ કરતાં હતાં. એક દિવસ હઝરત ખ્વાજાની ખિદમતમાં એ વાત બયાન કરવામાં આવી કે, એકવાર હઝરત રસુલે અકરમ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) પોતાની પ્યારી સાહેબઝાદી ફાતેમતુઝ્ઝુહરા(રદીયલ્લાહો અન્હા) ના ઘેર આવી પહોંચ્યાં; આપે જોયું કે હઝરત સૈયેદા (રદીયલ્લાહો અન્હા) તંદુરમાં રોટી લગાવી રહયાં છે, તો આપે પણ આ કાર્યમાં સહકાર આપ્યો. જ્યારે તંદુરનું ઢાકણું ખોલવામાં આવ્યું તો હઝરત ફાતેમાહ્(રદીયલ્લાહો અન્હા)ની બનાવેલી રોટી પાકી ચુકી હતી; પરંતુ રસુલે ખુદા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની રોટી કે જે આપે ખુદે પોતાના દસ્તે મુબારક વડે બનાવી હતી, તે તંદુરમાંથી કાચી બહાર આવી;





આગની જરા પણ અસર તેની ઉપર ન થઇ. તો હઝરત ફાતેમતુઝ્ઝુહરા (રદીયલ્લાહો અન્હા) એ આ અંગે પુછપરછ કરતાં આપે (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) ફરમાવ્યું કે, 'જે ચીઝને પયગમ્બરો(અલયહીમુસ્સલાતો વસલ્લામ)નો હાથ લાગી જાય છે. તેને આગ અસર કરતી નથી.'

હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) એ પોતાના અસ્હાબોને સંબોધીને ફરમાવ્યું, 'મારા દોસ્તો, આવો, આપણે પણ આ સુન્નત અદા કરીએ.' અસ્હાબો પૈકી દરેકે રોટી બનાવીને તંદુરમાં લગાડી. હઝરત ખ્વાજા સાહેબે પણ પોતાની રોટી તંદુરમાં લગાડી દીધી. પછી જ્યારે રોટી બહાર કાઢવામાં આવી તો તમામ આશ્ચર્ય વચ્ચે હઝરત ખ્વાજા સાહેબની રોટી કાચી નીકળી.હઝરત ખ્વાજા સાહેબે ફરમાવ્યું કે, 'આ રસુલુલ્લાહ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની કામીલ પયરવીના કારણે છે.'

આ વિશે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (કુદ્દસ્સીર્રહુ) ફરમાવે છે કે,

**'અબુલ્વકતે દો આલમ કુત્બે ઈર્શાદ, બહાઉદ્દીન કે દીનશુદ અઝવે આબાદ.'**

**'પયે તસ્કીન મુશ્તાકાં દિદાર, જમાલે મુસ્તફા રા આયના દાર.'**

(અર્થાત્:- બંને જહાંના અબુલ્વકત(વકત અને હાલ જેના તાબે છે તેવા), આલમે રૂશ્દો-હિદાયતના કુતુબ બહાઉદ્દીન કે જેઓ થકી દીન આબાદ થયો. તેઓ દિદારના તલબગારોના દિલોની રાહત માટે રસુલુલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના જમાલના પ્રતિબીંબરૂપી છે.)

**૩૪. શાને ખ્વાજાઃ-**

એક દુર્વેશ બયાન કરે છે કે, શરૂઆતમાં હું દુકાનદારી કરતો હતો. એક દિવસ હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) મારી દુકાન પર તશરીફ લાવ્યા અને આપે સુલ્તાનુલ આરેફીન હઝરત બાયઝીદે બુસ્તામી (કુદ્દસ્સીર્રહુ)ના ફઝાઇલ અને કમાલાતો બયાન કર્યા. અને પછી ફરમાવ્યું કે, સુલ્તાનુલ્આરેફીને (રહેમતુલ્લાહ અલયહ) એકવાર ફરમાવ્યું કે, 'જો હું મારા રૂમાલનો છેડો કોઇને અડકાવું તો તે મારો આશીક અને ન્યોછાવર થઇ જાય તેમજ મારી જુસ્તજુમાં નીકળી પડે.' અને પછી આપે પોતાના તરફ ઇશારો કરતાં ફરમાવ્યું કે, અને હું એમ કહું છું કે, 'જો હું મારા ઝભ્ભાની આસ્તીન(બાંય) હલાવી દઉં તો તમામ બુખારવાસીઓ મારા આશીક અને મુગ્ધ બની જાય તેમજ ઘરબાર ત્યજીને મારી પાછળ-પાછળ ફરવા માંડે.'

આવું ફરમાવતી વખતે હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ ખરેખર પોતાની આસ્તીન હલાવી અને મારી નઝર હઝરતના આસ્તીનના છેડા પર પડી તો

હું બેખુદ થઇ ગયો; અને ઝમીન ઉપર તડપવા લાગ્યો. જ્યારે હું હોંશમાં આવ્યો તો હઝરત ખ્વાજાના પ્રબળ પ્રેમભાવ(ઇશ્ક) મારી રગે-રગમાં ફેલાઇ ચુક્યો હતો. મેં મારું ઘર-બાર, દુકાન, માલ-મીલ્કત સર્વ કાઇ લુંટાવી દીધું અને હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ના આશીકોંમાં દાખલ થઇ ગયો.

એ જ રીતે એક શખ્શે હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ની તરફ જોયું તો આપે ફરમાવ્યું કે, અમારી તરફ વધારે જોયા ન કર, નહીંતર દિલ ખોઇ બેસીશ. (હઝરાતુલ્કુદ્દસ)

**૩૫. શાને ખ્વાજાઃ-**

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહેમતુલ્લાહ અલયહ)ફરમાવે છે કે, અમારા ખ્વાજા સાહેબ(કુદ્દસ્સીર્રહુ)ની નઝરની બરકત એવી હતી કે આપના દુર્વેશોની હાલત ઇન્સાની લિઝ્ઝતો અને નફસાની દુર્ગુણો થી બીલકુલ મુક્ત થઇ જતી હતી. જો તેઓ ખાણું ખાતા તો તેનો સ્વાદ પારખી શકતા ન હતાં, તેની કડવાશ કે મીઠાશની તેઓને ખબર પડતી ન હતી. એકવાર એક દુર્વેશ કોઇ અજનબી વસ્તુ ખાઇ લીધી. તેને તેના સ્વાદ વિશે પુછવામાં આવ્યું તો તેણે કહ્યું કે, 'સ્વાદ મારી હાલત મુજબ છે. હાલતે કબ્ઝનો સ્વાદ અલગ છે અને હાલતે બસ્તનો સ્વાદ કંઇક અનેરો છે.'હાલતે કબ્ઝ અને હાલતે બસ્ત સુફીઓની બે હાલત છે. જે અવાર-નવાર તેની ઉપર તારી થતી રહે છે અને બદલાતી રહે છે. (અનીસુત્તાલેબીન)

**૩૬. શાને ખ્વાજાઃ-**

એક દિવસ હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) બુખારાથી ખ્વારઝમ જવામાટે રવાના થયા. આપની સાથે શૈખ શાઅ્દી નામનો એક દુર્વેશ પણ હતો. જ્યારે આપ નદીના કિનારા પર પહોંચ્યા તો શૈખ શાઅ્દીને ફરમાવ્યું કે, 'પાણી ઉપર ચાલીને નદી પાર કરી લે.' શૈખ શાઅ્દી ડુબવાના ભયે હિમ્મત કરી શક્યા નહીં, તો હઝરત ખ્વાજાએ તાકીદ કરીને પાણી ઉપર ચાલવાનો આદેશ આપ્યો; તેમજ હૈબતનાક નઝર વડે તેની તરફ જોયું. જેથી શૈખ શાઅ્દી બેહોંશ થઇ ગયો. અને ફરી જ્યારે હોંશમાં આવ્યો તો પાણી ઉપર પગ મુકીને દોડવા લાગ્યો. હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) તેની પાછળ-પાછળ ચાલતાં નદીના સામા કિનારે પહોંચ્યા. સામે પાર પહોંચ્યા પછી હઝરત ખ્વાજા એ શૈખ શાઅ્દીને ફરમાવ્યું કે, 'જો તારા મૌજા ભીના થયાં છે કે નહીં?' દુર્વેશે જોયું તો મૌજા ઉપર જરાય ભીનાસ નહોતી; બીલ્કુલ સુકા હતાં. (અનીસુત્તાલેબીન)





**૩૭. શાને ખ્વાજાઃ-**

હઝરત ખ્વાજા(કુદ્દસ્સીર્રહુ) જ્યારે ગદ્યુત તશરીફ લઇ જતા ત્યારે પોતાના અકીદતમંદોના ઘેર રહેતા હતાં અને જયારે કોઇ શખ્સ આપને પોતાના ઘેર બોલાવતો ત્યારે આપ સુન્નતે રસુલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પૈરવીમાં તેના ઘેર જરૂર તશરીફ લઇ જતાં હતાં શૈખ શાઅ્દી નામનો એક દુર્વેશ પણ ત્યાંજ રહેતો હતો તેના ઘરવાળાની ઇચ્છા હમેંશા એજ રહેતી હતી કે હઝરત ખ્વાઝા સાહેબ અહીં તશરીફ લાવે તો અમારે ઘેર જ રહે.

સંજોગોવસાત એકવાર હઝરત ખ્વાઝા સાહેબ ગદીયુત તશરીફ લાવ્યા અને અન્ય દુર્વેશના ઘેર રોકાયા શેખ શાઅ્દીના ઘરવાળાઓએ તે રાત્રે અલ્લાહ ત્આલાની બારગાહમાં ખુબજ આજેઝી અને રૂદન કર્યુ અને અર્જ કરતાં રહ્યા 'આ ગામમાં હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ)નો માત્ર અમારા ઘેર જ ઉતારો રહે.' સવાર પડતા હઝરત ખ્વાજા સાહેબ શેખ શાઅ્દીના ઘેર તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે, અલ્લાહ ત્આલાએ મને લોકોની રહેનુમાઈ માટે પૈદા કર્યો છે. અને જો તમે એવું ચાહો કે બહાઉદ્દીન માત્ર મારા જ ઘેર રહે તો તે અસંભવીત છે. તમારે શફકત અને સહાનુભુતી દર્શાવવી જોઇએ.

(અનીસુત્તાલેબીન).

**૩૮. શાને ખ્વાજાઃ-**

કસ્રે આરીફાંમાં હઝરત ખ્વાઝા સાહેબ કુદ્દસ્સીર્રહુની વાડીમાં એક દીવસ શૈખ અમીરહુસૈન તેમજ કેટલાક બીજા દુર્વેશો માટી ખસેડવાનું કાર્ય કરતા હતાં અને ટોપલા ભરીને બીજે ઠાલવતા હતાં. એકા એક તેઓએ એક યુવાનને જોયો કે જે પંખી ની જેમ ઉડી રહ્યો હતો. અને દુર્વેશોની નીકટથી ઉડતો ઉડતો પસાર થયો. દુર્વેશો આ ઘટના વસ્ફારીત નૈત્ર વડે જોતા રહ્યા અને ઇરાદો કર્યો કે કામ છોડીને તેની પાછળ જઇએ.

એજ સમયે હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) પોતાના મકાનમાંથી બહાર તશરફી લાવ્યા અને દુર્વેશોને સંબોધતા કહ્યુ કે, 'થોડી સબ્ર કરો અને મને ત્યાં પહોંચવા દ્યો' હઝરત ખ્વાજા સાહેબની વાત સાંભળીને તેઓ ગભરાઇ ગયા અને તેઓની હાલાત બદલાઇ ગઇ. હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) તેઓની નઝદીક પહોચ્યાં અને ફરમાવ્યું કે 'દુર્વેશ માટે એ વાત યોગ્ય નથી કે તે દરેક ચીજને જોઇને બે ખુદ બની જાય તેઓનો એતેકાદ પોતાના પીરના હકમાં ક્યારેય બદલવો ન જોઇએ.' પછી વધુમાં આપે ફરમાવ્યું કે, 'હવામાં ઉડવું તો ઘણુંજ સહેલુ છે, માખી પણ ઉડી શકે છે.'

ત્યાર બાદ આપે અમીર હુસૈન તેમજ અન્ય દુર્વેશોને કહ્યુ કે, આ ટોપલી માટીથી ભરીને છોડી દો હઝરત ખ્વાઝા સાહેબે ટોપલીને ઈશારો કર્યો ટોપલી આપો આપ ઉડીને ચાલી ગઇ અને માટી ઠાલવીને આપની પાસે આવી ગઇ. આ ક્રીયા કેટલી વાર સુધી ચાલતી રહી આ હાલત જોઇ દુર્વેશો પર બેખુદી છવાઇ ગઇ.(અનીસુત્તાલેબ્બીન)

**૩૯. શાને ખ્વાજાઃ-**

એકવાર હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) કષ્બે આરીફાંમાં પોતાના બાગમાં કે જ્યાં આપનો મઝારે પાક છે. ત્યાં આરામ ફરમાવતાં હતાં. હું અને અન્ય એક દુર્વેશ આપની ખિદમતમાં હાજર હતાં. એક ઘડી પસાર થઇ હશે કે હઝરત ખ્વાજા સાહેબ(કુદ્દસ્સીર્રહુ)માં હૈબતની હાલત પૈદા થઇ. જે જોઇને પેલો દુર્વેશ બેખુદ બનીને ઢળી પડ્યો. હઝરત ખ્વાજા સાહેબ(કુદ્દસ્સીર્રહુ) ત્યાંથી ઊઠયા અને હોઝની ફરતાં ચકકર લગાવવાનું શરૂ કર્યુ થોડીવાર પછી આપે એક સફરજનના ઝાડને બાથ ભરી અને જોયું કે એક પળ પછી આપનો પવિત્ર શરીર વિરાટ બની ગયું ત્યાં સુધી કે પુરી વાડી આપના જિસ્મે અતહર થકી ભરાય ગઇ. હું જે તરફ દ્રષ્ટિ દોડાવતો હતો ત્યાં આપનું જ પવિત્ર શરીર દેખાઇ રહ્યું હતું.

થોડીવાર પછી મેં જોયું કે આપનું પવિત્ર શરીર નાનું થવા લાવ્યું અને ઘટતા -ઘટતાં બીલકુલ વીલીન થઇ ગયું. પછી જોયું કે આપનું પવિત્ર શરીર પોતાની મૂળ હાલતમાં આવી ગયું છે અને સફરજનના ઝાડને બાથમાં લીધેલું છે.

આ હાલાતો જોઇને મને ખુબ જ તાઅજ્જુબ થયું કે આ શું બાબત હશે? પછી હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) એ ફરમાવ્યું કે, 'આ પ્રકારના અહેવાલો હઝરત ખ્વાજા અઝીઝાં અલી રામૈતની (કુદ્દસ્સીર્રહુ)થી નકલ થયેલા છે., જે આપના ફૈઝાનના અકશરૂપે છે.' (અનીસુત્તાલેબ્બીન)

**૪૦. શાને ખ્વાજાઃ-**

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર(કુદ્દસ્સીર્રહુ) ફરમાવે છે કે, શરૂઆતમાં જ્યારે હઝરત ખ્વાજા સાહેબ(કુદ્દસ્સીર્રહુ)થી મારી મુલાકાત થઇ અને આપની નઝરે ઇનાયત વડે મુશર્રફ થયો તો આપની મોહબ્બતે મારામાં એટલી અસર કરી કે આરામ અને કરાર છીનવાઇ ગયા. હું એકપળ માટે પણ આપની મોહબ્બત વગર રહી શકતો નહોતો.

એક દિવસ હઝરત ખ્વાજા સાહેબ(કુદ્દસ્સીર્રહુ)એ મારી તરફ ધ્યાનીત





થઈને ફરમાવ્યું કે, 'તું મને ચાહે છે કે હું તને ચાહું છું.?' મેં અર્ઝ કરી કે,' હે મખ્દુમ, આપની આ ફકીર તરફ શું તવજ્જોહ્ હશે. હું જ આપને ચાહું છું.' ખ્વાજા સાહેબે ફરમાવ્યું કે, 'એક ઘડી સબ્ર કર, તને ખરી હકીકતની ખબર પડી જશે.'

જ્યારે થોડો સમય વીત્યો ત્યારે જોયું કે મારામાં હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ)ની મોહબ્બતનું નામો-નિશાન બાકી નથી. પછી હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)એ ફરમાવ્યું કે, 'હવે તને ખબર પડી ગઇને કે મોહબ્બત અને દોસ્તી અમારા તરફથી હોય છે.' (અનીસુત્તાલેબ્બીન)

**૪૧. શાને ખ્વાજાઃ-**

હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ)એ ફરમાવ્યું કે, હુઝુર નબીએ પાક(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના પવિત્ર હુજરાઓમાં રોટલી બનાવવા માટે જવનો લોટ ચાળવામાં આવતો નહોતો એટલે કેટલાક દિવસ અમે પણ ઘરમાં આ પ્રમાણે જવનો લોટ ચાળ્યા વગર જ રોટીઓ પકાવી; તો તેનાથી તમામ સંબંધીઓ અને ફરઝંદો બિમાર થઇ ગયા, તો મને ખ્યાલ આવી ગયો કે આ હાલત એટલા માટે થઇ છે કે આં હઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના એહલેબૈત સાથે અહીં બેઅદબી થઇ છે; કારણકે આ કાર્યમાં બરાબર અને સમાનતાની ભાવના દેખાય રહી છે. પયરીવી (અનુસરણ)ની પણ એક હદ હોય છે. હકીકતમાં પોતાના દરેક કાર્યમાં કસર બાકી રાખવી જોઇએ અને પછી જ્યારે અમે જવનો લોટ ન ખાધો તો બધા તંદુરસ્ત થઇ ગયા.* **'હર કે પય દર પયે રસુલ નિહાદ, અઝહમાં રહરવાં બ પેશ ઉફતાદ.'** (અર્થાત્ઃ- જે કોઇ રસુલુલ્લાહ સલ્લલ્લાહો અલયહે વસલ્લમના પગલાંમાં પગ મુકવાની કોશીશ કરે છે, તે તમામ ચાલનારાઓમાં સૌ પહેલાં પછડાય છે.) (અનીસુત્તાલેબ્બીન)

**૪૨. શાને ખ્વાજાઃ-**

હઝરત શૈખશાઅદ્દી(રહેમતુલ્લાહ અલયહ) કહે છે કે, મારી પાસે સો દિનાર(અશરફીઓ) હતા. એકવાર હું બુખારા ગયો આ દિનારમાંથી મેં કિનખાબના મૌઝા અને કેટલીક વસ્તુઓ ખરીદી. સંજોગોવસાત કોઇ કારણથી મારે કષ્બે આરીફાંથી ગદયુત જવાનું થયું. અને હું હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ની ખિદમતમમાં જઇ પહોંચ્યો.

આપે મને ફરમાવ્યું કે, 'હે શાઅદ્દી, બુખારા શહેરમાં શા માટે ગયા હતા?' તો મેં કહ્યું કે, 'થોડુંક કામ હતું.' હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ તરત કહ્યું

કે, ‘તમે કિનખાબના મોઝા તથા બીજી જે કંઇ વસ્તુ ખરીદી છે, બધુ હાજર કરો.’ મેં તમામ ચીઝો પેશ કરી તો હઝરત ખ્વાજાએ ફરીવાર ફરમાવ્યું કે, તમારી પાસે રહેલા સોઅદલી દિનારમાંથી બચેલાં નાણા પણ હાજર કરો.’ મેં તે પણ રજુ કરી દીધાં.

પછી આપે મને સંબોધીને ફરમાવ્યું કે, જો તને દિનારની ચાહત હોય તો ઈનાયતે ઈલાહી વડે પહાડને તારા માટે સોનાનો બનાવી દઉં; પરંતુ આપણે ફકીરોએ ચીઝો પર નઝર નાંખવી ન જોઇએ. ફકીરોની જમાઅતનો મામલો આ દુનિયાથી અલગ છે. તને ક્યારેય કોઇ ચીઝની કમી નહીં પડે પછી તારે શા માટે જમા કરવું જોઇએ. (હઝરાતુલ્કુદ્દસ)

**૪૩. શાને ખ્વાજા:-**

અમીરતાજ નામનો એક દુર્વેશ હતો જ્યારે દુર્વેશો તેને કોઇ કામ ચીંધતા કે કામ સંબંધે મોકલતાં તો તે કામ થોડી જ વારમાં ઘણી જલ્દી પુરૂ કરીને પાછો ફરતો હતો. અને ઘણીવાર તે પંખીઓની જેમ પાંખો વગર ઊડીને જતો હતો. એક દિવસ કોઇ કામસર દુર્વેશોએ તેને બુખારા મોકલ્યો. તે હવામાં ઉડતો-ઉડતો જઇ રહયો હતો. એ દરમ્યાન જ હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) ત્યાં તશરીફ લાવ્યાં અને તેને આવી હાલતમાં જોયો. હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ની એક નિગાહ પડતાં જ તેની ઉડ્યન શકિત હણાઇ ગઇ; તેમજ તે ઝમીન પર પટકાઇને તરફડવા લાગ્યો. ત્યાર બાદ તે ક્યારેય હવામાં ન ઊડી શકયો. (હઝરાતુલ્કુદ્દસ)

**૪૪. શાને ખ્વાજા :-**

એક દિવસ હઝરત ખ્વાજા સાહેબ(કુદ્દસ્સીર્રહુ) કસ્રે આરીફાંના બાગમાં રોકાયેલા હતાં. આપના પીરો મુર્શીદ હઝરત અમીરે કુલાલ (કુદ્દસ્સીર્રહુ)ના સાહબઝાદા સૈયદ અમીર બુર્હાનુદ્દીન આપની પાસે બેસીને સગડી ઉપર રોટી પકાવતાં હતા એટલીવારમાં ઘનઘોર વાદળો છવાયા અને વરસાદ વરસવા લાગ્યો તમામ લોકોને નવાઇ લાગી.

હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ અમીર બુર્હાનુદ્દીનને ફરમાવ્યું કે, ‘વરસાદને કહો કે જ્યાં હું છું ત્યાં ન વરસે.’ તો હઝરત અમીર બુર્હાનુદ્દીને ઘણી જ અદબપૂર્વક કહ્યું કે, ‘મારી શી હૈસીયત કે હું આવી વાત કરું.’ હઝરત ખ્વાજા સાહેબે કહ્યું કે, ‘હું તમને કહું છું કે આ પ્રમાણે કહો અને પોતાના નફસને મહેફુઝ રાખો.’

જ્યારે હઝરત અમીર બુર્હાનુદ્દીને હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ના ઈર્શાદ





પ્રમાણે વરસાદને કહ્યું તો તે કાદીરે મુત્લકની કુદરત થકી દુર્વેશો જે જગ્યાએ હતાં ત્યાં પાણીનું એક ટીપું પણ ન વરસ્યું જ્યારે બહાર ખુબ જ પાણી વરસ્યુ . (હઝરાતુલ્કુદ્દસ)

**૪૫. શાને ખ્વાજા:-**

હઝરત શૈખ સૈફુદ્દીન બાખરઝી (રહેમતુલ્લાહ અલયહ)ના મઝારેપાક સામે આવેલી એક નહેર પર એકવાર હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) પોતાના કેટલાંક દુર્વેશો સાથે બેઠેલાં હતા. એક શખ્શની ઝબાનમાંથી એ નીકળ્યું કે, ‘‘અગાઉના બુઝુર્ગોને કરામતો અને તર્સુરુફો હાંસીલ હતાં; આ ઝમાનામાં કોઇ એવાં બુઝુર્ગ મૌજુદ નથી કે જો આ નહેરને ઈશારો કરી દે, ‘ઉલ્ટી વહેવા માંડ’ તો અત્યારે જ ઉલ્ટી વહેવા લાગે.’’ આ સાંભળીને હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)એ નહેરને કહ્યુ કે ઉલ્ટી વહેવા માંડ હજુ આપે આ શબ્દો પુરા પણ ન કર્યા કે નહેર ઉલ્ટી વહેવા લાગી, અસંખ્ય લોકોએ આપની આ કરામત નિહાળી અને લોકોની અકિદત આપના તરફ ખુબજ વધી ગઇ. (હઝરાતુલ્કુદ્દસ)

**૪૬. શાને ખ્વાજા:-**

એક દિવસ હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) ખચ્ચર પર સવાર થઇને બુખારા તરફ જઇ રહ્યા હતાં. રસ્તામાં આપને એક દુર્વેશ મળ્યો; તેણે આપને દરખ્વાસ્ત કરી કે, ‘ખચ્ચર ઉપરથી આપને નીચે ઉતરવાની જરૂરત નથી.’ તો ખ્વાજા સાહેબે ફરમાવ્યું કે, ‘મારી મરજી તો ઉતરવાની હતી જ નહીં માટે

★ફુટનોટ : ઉપરના આપના ફરમાનથી કોઇ એવું ન સમજેકે આપે અહીં સુન્નતે રસુલ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પયરવીની મનાઇ ફરમાવી છે, બલ્કે નકશબંદી તરીકામાં તો તરક્કીનો આધાર જ સુન્નતની પયરવી પર છે; માટે આ તરીકામાં સુન્નતની પયરવી લાઝીમ છે; પરંતુ અહીં એક ખુબજ બારીક ભેદને સમજી લેવાનો છે કે, પયરવી કરવાની પણ એક હદ હોય છે. કોઇના પગલે પગલે ચાલવું અને કોઇના પગલામાં પગ મુકવામાં બહુ મોટો તફાવત છે. એકમાં ઐન અદબ છે જ્યારે બીજામાં બીલકુલ બેઅદબી છે. અહીં હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) ના આ ફરમાન પરથી એ લોકો નસીહત હાંસીલ કરે કે જેઓ આજકાલ મઝારો અને મસ્જીદોના બાંધકામોમાં ગુંબદે ખીઝરા શરીફની નકલ કરી રહ્યાં છે. અને આબેહુબ પ્રતિકૃતી બનાવી રહ્યાં છે.તથા તેની ઉપર ફખ્ર કરી રહ્યાં છે. ગુંબદે ખીઝરાશરીફ પુરા વિશ્વમાં માત્ર એક જ છે અને કયામત સુધી એક જ રહેશે કે જેની નીચે સરવરે દો આલમ માલીકે કૌનો મકાં(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) આરામ ફરમાવી રહ્યાં છે. માટે ગુબંદે પાકની આ રીતે નકલો કરવી એ પગલે પગલે ચાલવું નથી પરંતુ પગલાંમાં પગ મુકવા બરાબર છે. એટલે કે અનુસરણ નથી પરંતુ બરાબરી છે માટે તે ઐન બેઅદબી છે; જો આવું કરવું દુરસ્ત હોતતો હિંદુસ્તાનના અકાબીર ઔલીયાએ કિરામના મઝારાતોના ગુંબદો ગુબંદે ખીઝરાની પ્રતિકૃતીરૂપજ બનાવ્યા હોત. આ મઝારોના બાંધકામ કરનારાઓ તો હિંદુસ્તાનના સુલ્તાનો હતાં. તેઓ વધુ સારી રીતે નકલ કરી શકયા હોત; પરંતુ તેઓ અદબના મકામને સમજતાં હતાં; તો અહીં આ વાત ઉપર દરેકે ખુબ જ ચિંતન-મનન જરૂરત છે અને આ પ્રકારની બરાબરી કરવાથી બચવું જોઇએ.

આવી દરખાસ્ત કરવાની જરૂરત નથી' આપની આ વાતથી તે દુર્વેશ નારાઝ થઇ ગયો અને હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ)ને અયોગ્ય શબ્દો કહ્યાં. હઝરત ખ્વાજા સાહેબે તેના આ શબ્દોથી ખુશી જાહેર કરી અને મુસ્કુરાયા. હાજરજનોને આપની આવી શફકકતથી નવાઇ લાગી. સંજોગોવસાત બીજા દિવસે હઝરતખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)દુર્વેશો જોડે કુફૈન ગામ તરફ ગયા. અને આપને અયોગ્ય શબ્દ કહેનાર પેલા દુર્વેશને એક સખ્ત બિમારી લાગુ પડી ગઇ; તો પેલા પ્રસંગે હાજર હતા તે પૈકી કેટલાકે તેને કહ્યું કે, 'તને લાગુ પડેલી આ બિમારી તે દિવસે હઝરત ખ્વાજા સાહેબ સાથે કરેલ બે અદબીનું જ પરિણામ છે, જેનો ઇલાજ તેઓ જ કરી શકે છે.'

તે દુર્વેશ પોતાની બિમારીની હાલતમાં હંમેશ હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ)ને યાદ કરતો રહેતો હતો એક દિવસ તેણે મને બોલાવ્યો અને કહ્યું કે, 'જો ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) તશરીફ નહી લાવે તો હું ચોકકસ હલાક થઇ જઇશ.' તેની આ વાત સાંભળ્યા પછી હું એક કામ માટે બહાર નીકળ્યો. તો હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) ની અનાયાસે જ મુલાકાત થઇ ગઇ આપ કુફૈનથી જ આવી રહ્યા હતા; મેં આપને સલામ અર્ઝ કરી. તો આપે મને તરત જ પુછયું કે, 'પેલા બિમાર દુર્વેશની હાલત કેવી છે, જેની પાસે તું હમણાં બેઠો હતો?' મને ઘણી નવાઇ લાગી અને અર્ઝ કરી કે, 'તે ખુબજ બિમાર છે તેમજ આપના દિદારની પ્રતિક્ષા કરી રહ્યો છે.'

હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) ઘેર તશરીફ ન લઇ ગયા અને સીધા જ તે દુર્વેશની ખબર લેવા પહોંચ્યા; હું પણ આપની સાથે ગયો આપે દુર્વેશને ખબર-અંતર પુછયા તેમજ ફરમાવ્યું કે, 'અલ્લાહ ત્આલા શિફા આપનાર છે, તને તંદુરસ્તી હાંસીલ થઇ જશે. ડરવાનું કોઇ કારણ નથી; તારૂં મૌત આ બિમારીથી નહીં થાય.' આપની દુઆ અને તવજ્જોહ્ થકી તેના શરીરમાં તંદુરસ્તીના ચિહ્નો દેખાવા લાગ્યા; તેણે હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ની બારગાહમાં માફી માંગીને કહ્યું કે, 'આપનું દિલ મારાથી નારાઝ છે, મેં આપની બેઅદબી કરી છે, મને માફ ફરમાવી ઘો.' હઝરત ખ્વાજા સાહેબે ફરમાવ્યું કે, 'મારૂં દિલ તારાથી જરાપણ નારાઝ નથી; કોઇપણ પ્રકારનો અણગમો મારા દિલમાં તારા તરફ નથી.'

ત્યાર બાદ હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) તે દુર્વેશ પાસેથી પાછા ફર્યાઅને મને ફરમાવ્યું કે, ''હું પયગમ્બર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના તરીકાની પયરવી કરું છું લોકોએ આં હઝરત (સલ્લલ્લાહો





અલયહેવસલ્લમ)ના દાંત મુબારક શહીદ કર્યા છતાં પણ આં સરકારે (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ફરમાવ્યું કે, 'હે પરવરદીગાર, મારી કૌમને હિદાયત આપ તેઓને ભાન નથી;'' પરંતુ કહેવત છેકે, **મશાઇખો ખુલ્લી તલવાર છે, લોકો પોતે જ સ્વમેળે તેની ઉપર અથડાય છે. મશાઇખો પોતે કોઇના પર હુમલો કરતા નથી.**

હઝરત ખ્વાજા અઝીઝાં (કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ)ને પુછવામાં આવ્યું કે, ફલાણાં શખ્સને મશાઇખની તલવાર લાગી, તેનો ભાવાર્થ શું છે? તો આપે ફરમાવ્યું કે, **'જે શખ્સ મર્દ(અલ્લાહનો વલી)છે તે કદાપી ગૈરથી મશગુલ થતો નથી; અને જે નામર્દ(દુનિયા પરસ્ત)છે તેનાથી આ વાત થઇ શકતી નથી. જ્યારે મશાઇખોની પાસે આ માર્ગમાં ખુલ્લી તલ્વાર છે કે જેના ઉપર લોકો ખુદ પોતે જ અથડાય છે.** (અનીસુત્તાલેબીન)

### ★ તમહીદે ખિલાફતે અસ્ફીયા ★

**ખલીફા** શબ્દનો શાબ્દીક અર્થ નાયબ, ઉત્તરાધિકારી કે અનુગામી એવો થાય છે. સુફીવાદની પરિભાષામાં 'ખલીફા' શબ્દના ઊંડાણને અને તેના અર્થને સમજવા માટે સૌપ્રથમ આપણે અલ્લાહત્આલાની મુકદ્દસ કિતાબ કુર્આને મજીદ તરફ રુજુઅ્ થવું પડશે. અલ્લાહ ત્આલાએ કુર્આને મજીદમાં સૌપ્રથમ આ ખલીફા શબ્દનો ઉપયોગ ઇન્સાન માટે કર્યો છે અને અબુલ બશર હઝરત આદમ (અલયહીસ્સલાતો વસ્સલામ)ને ઝમીન પર પોતાના ખલીફા તરીકે નિયુક્ત કર્યાનું બયાન છે. સુરેબકરહ ની આયાત નં.૩૦ માં છે કે, **''વ ઇઝ કાલ રબ્બોક લીલ્મલાઇકતી ઇન્ની જાએલુન ફીલ્અર્દે ખલીફાહ.** (અર્થાત્:- જ્યારે ફરમાવ્યું તમારા પાલનહારે ફરિશ્તાઓને કે હું નિયુક્ત કરૂં છું ઝમીન પર એક નાયબ (ખલીફા))મઝકુર આયાતે પાકની તફસીર રજુ કરતાં હઝરત પીર કરમ શાહ અઝહરી (રહેમતુલ્લાહ અલયહ) પોતાની તફસીર 'ઝિયાઉલ્કુર્આન' માં ફરમાવે છે કે,

'અહીં અલ્લાહ ત્આલા ફરિશ્તાઓને પોતાના ઇરાદાની જાણ કરી રહ્યો છે. આ સ્થાને બે વાતો પર ચિંતન-મનન કરવા જેવું છે. (૧) ખલીફા કોને કહેવામાં આવે છે?(૨) ઇન્સાનને જ ખિલાફતના પદ પર શા માટે આરૂઢ કરવામાં આવ્યો? ખલીફા એ છે કે જે કોઇના મુલ્ક પર નાયબ તરીકે તેના એહકામો (આદેશો)નું અમલી કરણ કરાવે. આ પદવી (ખિલાફતની પદવી) માટે ઇન્સાનની પસંદગી કરવા પાછળનું કારણ એવું લાગે છેકે, ઇન્સાન સિવાય જેટલી પણ મખ્લુક છે તેની સામ્યર્થ શકિતઓ અને ઇલ્મનું વર્તુળ

ઘણું સિમીત છે અને જે સિમીત હોય તે એ ઝાતે પાકનો ખલિફા કેવી રીતે બની શકે કે જેનું ઇલ્મ ,ઇરાદાઓ, અહેકામો અને તસર્રુફાતો અસિમીત અને અબાધિત હોય? પરંતુ ઇન્સાન એક એવી મખ્લુક છે કે જે પ્રારંભિક અવસ્થામાં કમઝોર તથા જાહીલ હોવા છતાંપણ તેની અંદર આ અસિમીત શકિતઓની લાયકાત ઠાંસીને ભરેલી છે તેમજ અકકલ અને સમજદારીની એવી કુવ્વતો તેને અતા કરવામાં આવેલ છે કે જેના તસર્રુફાતોની કોઇ જ સીમા નથી. અને માટે જ સમગ્રસૃષ્ટિમાં  આ એક જ એવી મખ્લુક છે કે **ખિલાફતે ઇલાહીય્યાહ્**ની લાયકાત ધરાવે છે.'

ઉલ્માએ રબ્બાની (ઔલીયાએ કામેલીન) એ આ મુઠ્ઠીભર માટીમાં છુપાયેલી અસિમીત આંતરીક શકિતઓ પરથી જે રીતે પડદો ઉચકયો છે અને જે રીતે તેના રહસ્યોને ખોલ્યા છે તેની તો આ નૃવંશશાસ્ત્રીઓ (Athropologist - માનવવંશ પર સંશોધન કરનારાઓ)ને હવા પણ લાગી નથી. આરીફે કામીલ હઝરત ઇસ્માઇલ હકકી (રહેમતુલ્લાહ અલયહ)ના શબ્દો સાંભળો 'ઇન્સાન વિવિધ તત્વોનુ સંયોજન છે. તેની બાહ્ય સુરતનો સંબંધ 'આલમે મહસુસ' (ભૌતીક જગત)સાથે છે અને તેની રૂહનો સંબધ 'આલમે  ગૈબી મલકુતી' (આધીભૌતીક - રૂહાની જગત)સાથે છે.સુરત તેમજ રૂહ સીવાય તેની અંદર એક બીજી શકિત છુપાયેલી છે કે તે 'અન્વારે રબ્બાની'ના ફૈઝને હાસીલ કરવાની લાયકાત ધરાવે છે.કામીલ તર્બિયત (રૂહાની તાલીમ)વડે તે ભૌતીક જગતથી તરકકી કરીને આલમે ગૈબ સુધીની પહોંચ હાંસીલ કરી લે છે. તેમજ રીસાલત મઆબ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની કામીલ પૈરવી થકી તેની ઉપર આલમે જબરૂત અને અઝમતનો માર્ગ ખુલે છે.  એ નુરે ઇલાહી જે તેને આ પૈરવી અને તાબેદારીની બરકતો વડે હાંસીલ થાય છે; જેના વડે તે અલ્લાહ ત્આલાની જલાલી તથા જમાલી તજલ્લીઓનો મુશાહેદો કરે છે. ઇન્સાન જેને માત્ર માટીનું પુતળુ જ સમજવામાં આવી રહ્યુ છે. કાશ તે પોતાની હકીકત પર ચીંતન મનન કરતો તેનામાં એ બુલંદ મકામ પર પહોંચવાની તડપ જરૂર પૈદા થતી આ એજ રજકણ છે. જેની સામે આસમાનની બુલંદીઓ ઝુકેલી છે. આ એજ બીંદુ છે. જેની અંદર મહાસાગરની અથાગ ઉંડાઇ દ્રષ્ટીગોચર થઇ રહી છે.આ સંદર્ભમાં શાયર અલ્વી કહે છે.

**'કયા મલક મેરી હકીકતકો સમજતે,'અલ્વી'**
**ઉનકા ઉસ્તાદ ન સમજા વો મોઅમ્મા હું મે.'**



ઈશ્ક કે ઈમ્તેહાં

સુફીવાદમાં 'વહેદતુલ્વુજુદ' ના મશરબના પ્રણેતા અને મહાન ઇસ્લામી તત્વચિંતક(Thiosophist)શૈખ મોહ્યુદીન ઇબ્ને અરબી 'ફુસુસુલહિકમ' માં ઇન્સાનની ફઝીલત તેમજ તેની ખીલાફતના રહસ્યો ખોલતા લખે છે કે ''ખુદાવંદ કરીમે ઇન્સાનના સર્જન પહેલા તમામ મખ્લુકાતનુ સર્જન કર્યુ હતું. જો કે આ મખ્લુકાત બધી રીતે બરાબર હતી પણ તે રૂહ વગરના શરીર જેવી હતી અને કાટ ચડેલા અરીસા જેવી ચળકાટ વિહીન હતી જેમાં કશુ જ દેખાતું ન હતું. પછી અલ્લાહ ત્આલાએ પોતાની કામીલ કુદરત થકી ઇન્સાનનું સર્જન કર્યુ જેથી આ સૃષ્ટીને પરીપુર્ણતા હાંસીલ થઇ જ્યાં સુધી ઇન્સાન પૈદા થયો ન હતો. ત્યાં સુધી તેની અંદર સત્તાવાહી શાન ધરાવતો કોઇ મઝહર ન હતો જયારે ઇન્સાન પૈદા થઇ ગયો તો જાણે સમગ્ર સૃષ્ટીમાં જાન આવી ગઇ. હઝરત શૈખ(કુદસ્સીર્રહુ) આ સકળ સૃષ્ટીમાં જે કંઇ છે તેને **'મઝહરે અસ્માએ ઇલાહીયાહ્'** કહે છે. તેમજ બ્રહ્માંડને 'ઇન્સાને કબીર' કહે છે. અને આગળ લખે છે કે જે રીતે ઇન્સાનમાં સંવેદન શકિતઓ રહેલી છે. અને તેના અલગ અલગ સ્થાનો છે. એજ રીતે ઇન્સાને કબીર (બ્રહ્માંડ)માં ફરીશ્તાઓ તેની શકિતના કેન્દ્રો છે. જેમ કે ઇન્સાનમાં કુવ્વતે ઇલ્મી(જ્ઞાન પ્રાપ્ત કરવાની શકતી) છે. અને તેનું કેન્દ્ર દીમાગ(મગજ)છે. એજ રીતે 'ઇન્સાને કબીર'માં પણ કુવ્વતે ઇલ્મી અને તેનું કેન્દ્ર હઝરત જીબ્રઇલ (અલૈહીસ્સલામ) છે. ઇન્સાનમાં કુવ્વતે હયાત(જીવન શકિત) છે, તો 'ઇન્સાને કબીર'માં પણ કુવ્વતે હયાત છે અને તેનું કેન્દ્ર હઝરત મીકાઇલ(અલયહીસ્સલામ) છે. ઇન્સાન સાથે મૌત સંકળાયેલું છે તો 'ઇન્સાને કબીર'માં મૌતનું કેન્દ્ર હઝરત ઇઝરાઇલ (અલયહીસ્સલામ) છે. ઇન્સાનમાં વિચારશકિત છે તો 'ઇન્સાને કબીર'માં પણ વિચારશકિત રૂપે આલમે મિસાલ છે અને તેનું કેન્દ્ર હઝરત ઇસ્રાફીલ (અલયહીસ્સલામ) છે.

આમ, સમગ્ર રીતે જોતાં ઇન્સાન તમામ પ્રકારની ખુબીઓનો ભંડાર (સર્વગુણ સંપન્ન) છે, તે અલ્લાહ ત્આલાની શાને ઉલુહીય્યતનો પરિપૂર્ણ મઝહર તેમજ સિફાતે કામેલીયાહનો ભંડાર છે; માટે જ તેને ખલીફા તરીકે નિયુકત કરવામાં આવ્યો. જો કોઇ શખ્શ કોઇ વાતમાં ખલીફા બન્યો છે, તે પોતાને ખલીફા નિયુકત કરનારની સુરત પર(Truecopy)જાહેર ન થાય તો તેને ખલીફા કેવી રીતે કહી શકાય? તો આ રીતે સર્વગુણસંપન્નતાના કારણે જ 'ઇન્સાને કામીલ' માટે ખિલાફત સાબીત થાય છે.

તો ઉપરોકત ચર્ચાથી એ સાબીત થાય છે કે જયારે ઇન્સાન વજુદેબશરીય્યત (માનવ સહેજ ખરાબીઓ)થી સંપૂર્ણ પાક થઇને શાનેઉલુહિય્યતની તજલ્લીઓનો મઝહર બની જાય છે ત્યારે જ તે ખિલાફતને લાયક બને છે, આવા ઇન્સાનને હઝરત શૈખ (કુદ્દસ્સીર્રહુ) 'ઇન્સાને કામીલ' કે 'ઇન્સાને કુલ્લી' તરીકે ઓળખે છે જે ખિલાફતને લાયક છે, અહિં દરેક ઇન્સાનની વાત નથી. સુફીવાદના દરેક તરીકાઓમાં મશાઇખે કિરામે પોતાના પાછળવાળાઓ પૈકી અમુક ખાસ લોકોને ખિલાફતો અર્પણ કરી છે. અને મખ્લુકની રૂશ્દો હિદાયત માટે પોતાના જાંનશીનો નિયુક્ત કરેલ છે, જે આજ પ્રકારની ખિલાફત છે., જેના થકી લોકો ફૈઝ અને અન્વારો હાંસીલ કરે છે. આ ખિલાફતના પણ સુફીયાએ કિરામે અનેક પ્રકારો કહ્યા છે.

### ★ખિલાફતના પ્રકાર★

કિતાબ 'ઇકિતબાસુલ્અન્વાર' મા ખિલાફતની ચર્ચા કરતાં, તેના પ્રકારો અને સમજુતી રજુ કરતાં લખ્યું છે કે, એ વાતની જાણ થાય છે કે અત્યારે મશાઇખોમાં ખિલાફતોનો જે તરીકો પ્રચલીત છે તેના સાત પ્રકારો છે.(૧)ખિલાફતે અસાલત (૨)ખિલાફતે ઇજાઝત (૩) ખિલાફતે વિરાસત (૪) ખિલાફતે ઇજમાઇ (૫) ખિલાફતે હુકમા (૬)ખિલાફતે તકલીફ (૭) ખિલાફતે ઉવૈશી. જેનો દરેકનો ટુંકો ખુલાસો નીચે મુજબ છે.

**(૧) ખિલાફતે અસાલતઃ-**

ખિલાફતે અસાલત એ છે કે અલ્લાહ ત્આલાના હુકમથી કોઇ બુઝુર્ગ કોઇ શખ્સને પોતાના ખલીફા તરીકે કે જાનશીન મુકર્રર કરે. આ અનુસંધાને કિતાબ 'મિર્રાતુલ્અસરાર' માં છે કે, જ્યારે હઝરત શૈખ ફરીદુદ્દીન ગંજેશકર(કુદ્દસ્સીર્રહુ)એ પોતાના કોઇ મુરીદને ખિલાફત અર્પણ કરીને હિંદુસ્તાનનાં સાહેબે વિલાયત તરીકે નિયુક્ત કરવાનું વિચાર્યું તો આપને ગૈબથી આવાઝ આવ્યો કે, નિઝામુદ્દીન બદાયુની આવી રહ્યા છે, ખિલાફતને લાયક તેઓ જ છે. પછી જયારે હઝરત શૈખ નિઝામુદ્દીન ઔલીયા(કુદ્દસ્સીર્રહુ) તશરીફ લાવ્યા તો હુકમે ઇલાહી મુજબ આપે તેઓને ખિલાફત અતા ફરમાવી; માટે હઝરત ખ્વાજા ગંજેશકર (કુદ્દસ્સીર્રહુ) ઘણીવાર ફરમાવતાં હતાં કે, બાબા નિઝામુદ્દીનને મેં ખલીફા તરીકે નિયુક્ત કર્યા છે પરંતુ ખરેખર તો તેઓ હકક ત્આલાના ખલીફા છે અને હઝરત રિસાલત મઆબ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના નાયબ છે. આ





પ્રકારની ખિલાફતને સુફીયાએ કિરામ **ખિલાફતે ઇલાહી** તરીકે પણ ઓળખે છે.

**(૨) ખિલાફતે ઇજાઝતઃ-**

ખિલાફતે ઇજાઝત એ છે કે, પીર પોતાના મુરીદને કે પછી તે તેઓનો વારસદાર હોય કે અન્ય હોય તેને ખિલાફતને લાયક સમજીને પોતાની મરજી અને રગબતથી ખલીફા તરીકે નિયુક્ત કરી દે, જેમ કે તમામ મશાઇખોંના તરીકામાં આ પ્રચલીત છે. તેને **ખિલાફતે રઝાઇ** પણ કહે છે.

**(૩) ખિલાફતે વિરાસતઃ-**

ખિલાફતે વિરાસત એ છે કે, મુર્શીદ કોઇ વ્યકિતને ખલીફા તરીકે નિયુક્ત કર્યા વિના જ રહેલત ફરમાવી જાય અને પાછળથી તેનો કોઇ વારસદાર ખુદજ પોતાને ખલીફા કહેવાનું શરૂ કરી દે. મશાઇખે કિરામે આ પ્રકારની ખિલાફતને સ્વીકૃતિ આપી નથી. હા, જો કોઇ બુઝુર્ગ પોતાની હયાતીમાં જ બાતિની રીતે જ કોઇના માટે ઇશારો કરી દે તો એ પણ જાઇઝ છે. કારણકે સુફીયાએ કિરામની નિકટ તો બાતિની હુકમ જ સહી છે.

**(૪) ખિલાફતે ઇજમાઇઃ-**

ખિલાફતે ઇજમાઇ એ છે કે, પીર કોઇને ખલીફા તરીકે નિમ્યા વગર જ વિસાલ ફરમાવી લે અને પાછળથી કૌમ કે તેના રિશ્તેદારો એકમતે કોઇને ખલીફા તરીકે મુકર્રર કરી દે, પરંતુ મશાઇખે કિરામની નઝદીક આ પ્રકારની ખિલાફત જાઇઝ નથી.

**(૫)ખિલાફતે હુકમીઃ-**

ખિલાફતે હુકમી એ છે કે, કોઇ બુઝુર્ગ ખલીફા નિયુક્ત કર્યા વગર જ વિસાલ ફરમાવી લે અને તેઓના વારસદારો વચ્ચે વિવાદ શરૂ થઇ જાય; તો (ઇસ્લામી)હુકુમત કોઇ વ્યકિતને લાયક સમજીને મસ્નદે ખિલાફત પર આરૂઢ કરી દે. આ પ્રકારની ખિલાફત એ, **'અતીઉલ્લાહ વ અતીઉર્રસુલ ઓલીલ્અમ્રે મીન્કુમ.'** (અર્થાત્ઃ- તાબેદારી કરો અલ્લાહની, તાબેદારી કરો રસુલની અને તાબેદારી કરો તમારા પૈકી સમયના હાકીમના) આ ઇર્શાદે ઇલાહી મુજબ જાઇઝ છે.

**(૬) ખિલાફતે તકલીફઃ-**

ખિલાફતે તકલીફ એ છે કે, કોઇ મુરીદ બળજબરીપૂર્વક અથવા તો કોઇની ભલામણ થકી પ્રયત્નો કરીને ખિલાફત હાંસીલ કરે. આ ખિલાફત જાઇઝ નથી, તેમજ તેનો કોઇ જ ફાયદો નથી. આજકાલ આ પ્રકારની ખિલાફતનું

બઝાર ગરમ છે.(આવા એજન્ટરૂપી ખલીફા સુફીવાદની પવિત્ર લાઇન સિવાય સુન્નીયતને પણ ખુબજ નુકસાન પહોંચાડે છે, અલ્લાહની પનાહ)

**(૭) ખિલાફતે ઉવૈસી:-**

ખિલાફતે ઉવૈસી એ છે કે કોઇ શખ્શ કોઇ બુઝુર્ગની રૂહાનીય્યત વડે બાતીની તરબિય્યત હાંસીલ કરે કે જે આ દુનિયાથી વિસાલ ફરમાવી ચુકયા છે. જો કે આ ખિલાફતની પ્રાપ્તીને મશાઇખે મુત્તકદ્દેમીને(પૂર્વગામી બુઝુર્ગો) જાઇઝ રાખેલ છે. કારણકે તેમાં ઘણાં ખરા ઉવૈસી હતાં; પરંતુ મશાઇખે મુતાઅ્ખેરીને (અનુગામી બુઝુર્ગોએ) આ પ્રકારની ખિલાફતને સ્વીકૃતિ આપેલ નથી, તેમજ તેને જાઇઝ સમજતાં નથી.

તદુપરાંત મશાઇખેં કિરામે ખિલાફતના અન્ય ચાર પ્રકારો દર્શાવ્યા છે. **(૧) ખિલાફતે મુસ્તકીલ (૨) ખિલાફતે નિયાબત (૩) ખિલાફતે સુગરા અને(૪) ખિલાફતે કુબ્રા.** જે દરેકનો અર્થ ઉપરન સાત પ્રકારોમાં સમાવિષ્ટ છે, માટે તેનું અહીં પુનરાવર્તન કરતો નથી.

**-: ખિલાફત ક્યારે મળી શકે?:-**

મશાઇખે કિરામ ફરમાવે છે કે, જ્યારે સાલીક મકામે ફનાફીલ્લાહ તથા આલમે જબરૂત સુધીની પહોંચ હાંસીલ કરી લે તો પીર માટે જાઇઝ છે કે તેને ખિલાફત અતા ફરમાવે; પરંતુ તેમ છતાં પણ આ મકામમાં ખિલાફત અતા કરવી તેની ઉપર વાજીબ નથી. હા, જયારે સાલીકની પહોંચ શહુદે ઝાત (ઝાતી તજલ્લીઓનો દિદાર) સુધી થઇ જાય તો ત્યારે શૈખ પર વાજીબ છે બલ્કે ફર્ઝે ઐન છે કે તેને ખિલાફત અતા કરી દે.

કિતાબ 'મેઅયારુસ્સુલુક'માં છે કે, જો કોઇ તાલીબ અમુક ખ્વાબો, કશ્ફોકે અન્વારોનો મુશાહેદો કરીલે તો તેનાથી તેને કમાલ હાંસીલ થઇ ગયાનું યકીન ન કરવું, જ્યાં સુધી તેને ઓછામાં ઓછું **સુલ્તાનુલ્અઝકાર** હાંસીલ ન થઇ જાય અને ગૈબથી તરીકાની ઇજાઝત મળી ન જાય ત્યાં સુધી તેને ખિલાફત ન આપો. જો તાલીબ જાહેરમાં સુન્નતોનો પાબંદ હોય, બાતીનમાં તેને વિલાયતે સુગરા અને **સુલ્તાનુલ્અઝકાર** હાંસીલ હોય, તેને ઘણી લાંબી સોહબત હાંસીલ થયેલી હોય, તેમજ શરીઅત તથા તરીકતના મામલામાં તેને અડગતા નસીબ હોય તો જ તેને ખિલાફત અતા કરવી.

**આપના ખુલ્ફાએ કિરામ**

શહેનશાહે નકશબંદ હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ મુશ્કીલ કુશાં (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ પણ મશાઇખે કિરામની





આ જ પ્રણાલીનું અનુસરણ કરતાં પોતાના અસ્હાબો પૈકી કેટલાય ખાસ લોકોને પોતાની ખિલાફત વડે નવાઝયા; જે તમામનો ઉલ્લૈખ તો અહીં અશક્ય છે, પરંતુ તે પૈકી આપના ત્રણ અગ્રગણ્ય ખલીફાઓના મુખ્તસર હાલાતો અહીં રજુ કરું છું.

**(૧) હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર** (કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ)

આપનું ઇસ્મે ગીરામી 'મોહંમદ બીન મોહંમદ અલ્બુખારી' (રહેમતુલ્લાહ અલયહ) છે. આપના વાલીદે મોહતરમ હઝરત સૈયદ મોહંમદ (કુદ્દસ્સીર્રહુ) સહીહુન્નસબ સાદાતે કિરામ પૈકી હતાં. આમ તો તેઓના પૂર્વજો (અઝદાદ) ખ્વારઝુમના રહેવાશી હતાં, પરંતુ તેઓ પોતે ચુગાનીયા આવીને વસ્યા હતાં. તેઓના ત્રણ ફરઝંદો હતાં, શહાબુદ્દીન, મોહંમદ મુબારક અને અલાઉદ્દીન; જેમાં હઝરત અલાઉદ્દીન અત્તાર (કુદ્દસ્સીર્રહુ)ની તવજ્જોહ્ બાળપણથી જ ઉલુમોની પ્રાપ્તી તરફ હતી અને આપ બુખારામાં એક મદ્રેસામાં તાલીમ હાંસીલ કરી રહ્યા હતાં.

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ની એક સાહેબઝાદી હતી; જે બાલીગ થવાની તૈયારીમાં હતી. આપે પોતાની એહલીયા મોહતરમા(બીવી)ને કહી રાખ્યું હતું કે, જ્યારે પુત્રી બાલીગ થઇ જાય તો મને ખબર આપજો કે તેનો બોજ હું માથા પરથી હલકો કરી નાંખુ.

એક રાત્રે હઝરત ખ્વાજા નકશબંદની બારગાહમાં ખબર પહોંચી કે આપણી પુત્રી બાલીગ થઇ ચુકી છે, તો હઝરત ખ્વાજા સાહેબ સવાર પડતાં જ કષ્રે આરીફાંથી નીકળીને બુખારાશહેરમાં એ મદ્રેસામાં જઇ પહોંચ્યા, જ્યાં અલાઉદ્દીન અત્તાર તાલીમ હાંસીલ કરી રહ્યા હતાં; અને તેઓના હુજરામાં પ્રવેશ્યા તો શું જોયું કે આ નવયુવાન તાલીબે ઇલ્મ જર્જરીત ચટાઇ પર બેઠેલો છે તેમજ હુજરામાં એક તુટેલી સુરાહી, અને વઝુ માટે એક બદનો તથા માથા નિચે ગડી કરેલો એક રૂમાલ હતો; બસ સૈયદઝાદાનો આ કુલ સરો- સામાન હતો !

જ્યારે આ નવયુવાન અલાઉદ્દીને હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ)ને પોતાના હુજરામાં પ્રવેશતા જોયા તો તે આપના એહતરામ માટે ઊભો થઇ ગયો અને આપની તશરીફ આવરીથી તે ગર્વ અનુભવવા લાગ્યો. હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) એ તેને સંબોધતા ફરમાવ્યું કે, હે અલાઉદ્દીન, હું તને એ કહેવા માટે આવ્યો છું કે, મને મારી પુત્રી ગઇ કાલે રાત્રે બાલીગ થઇ ગયાની ખબર મળી છે, માટે મને અલ્લાહત્આલા તરફથી

હુકમ થયો છે કે, હું તેણીને તારા નિકાહમાં આપી દઉ. આ સાંભળીને હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (કુદ્દસ્સીર્રહુ) ની આખોંમાંથી આંસુ સરી પડયા અને અર્ઝ કરી કે, 'મારા માટે આ એક ખુબજ મોટી સઆદતમંદી છે, પરંતુ આ નેક કાર્યને અંજામ આપવા માટે મારી પાસે કશું જ નથી; જે આપ ખુદ નઝરે નિહાળી રહ્યા છો, મારે કશું કહેવાની જરૂરત નથી.' હઝરત ખ્વાજા એ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) એ તેના પ્રત્યુત્તરમાં કહ્યું કે, 'અલ્લાહ ત્આલાએ રોઝેઅજલથી જ તારા માટે તકદીર નિશ્ચિત કરી દીધી છે, જે ન તો કયારેય વધશે કે ન તો ઘટશે. અલ્લાહનો જે ઇરાદો છે તે થઇને જ રહેશે. એટલા માટે રિઝકની બાબતે ઇન્સાને ક્યારેય પણ ગમ ન કરવો જોઇએ તેનો ઇન્તઝામ અલ્લાહત્આલા ફરમાવે છે.'

આટલું ફરમાવીને આપ અલાઉદ્દીનને પોતાની સાથે લઇને કશ્રે આરીફાંમાં આવી પહોંચ્યા અને એ જ દિવસે પોતાની સાહબઝાદીના નિકાહ તેઓની સાથે કરી દીધી. ત્યાર બાદ હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (કુદ્દસ્સીર્રહુ) હઝરત ખ્વાજા સહેબથી રૂહાની તર્બિય્યત હાંસીલ કરવામાં મશ્ગુલ રહ્યાં. તર્બિય્યતની તમામ મંઝીલો આ વફાદાર તાલીબે પાર તો કરી લીધી, પરંતુ આટલી આકરી કસોટીમાંથી પસાર થવા છતાં હઝરતખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ને આ તાલીબની અંદર હજુ પણ ઇલ્મી ગુરૂર હોવાના ચિહ્નો દેખાઇ રહ્યા હતાં., માટે બીજા જ દિવસે આપે તેઓ માટે એક સફરજનની ટોપલી મંગાવીને તેને કહ્યું કે,જાવ, આ ટોપલી માથા ઉપર મુકીને બઝારો અને ગલીઓમાં ખુલ્લા પગે તેમજ ધીમા આવાઝથી આ સફરજનની ફેરી કરો (વેંચો), કે આ કાર્ય તમારા માટે શરમજનક ન હોવું જોઇએ.

આપ ઊઠયા અને માથા ઉપર ટોપલી રાખીને સફરજનની ફેરી કરવાનું કાર્ય શરૂ કર્યુ અને બઝારો તેમજ ગલીઓમાં ફરવા લાગ્યા. થોડા દિવસ પછી હઝરત ખ્વાજા સાહેબ(કુદ્દસ્સીર્રહુ) એ આપને પોતાના ઘર નીચે બેસીને સફરજન વેંચવાનો આદેશ આપ્યો. અને આ કાર્ય પણ આપ ખુશીથી કરતાં રહ્યાં, ત્યાં સુધી કે હઝરત ખ્વાજા સાહેબે જોયું કે, હવે અલાઉદ્દીને પોતાના નફસ પર તલવાર ચલાવવામાં સફળતા પ્રાપ્ત કરી છે અને તેણે ઇલ્મના ગુરૂરથી છુટકારો હાંસીલ કરી લીધો છે તેમજ હું પણાની નિમ્નવૃત્તિથી મુકિત મેળવી લીધી છે, તો હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) એ તેઓને તસ્કીયાએ કલ્બ (દિલની સફાઇ) ના પોતાના તરીકાથી જાણકાર કર્યા તેમજ રાત-દિવસ એકાગ્રતાની સાથે તેઓની તાલીમમાં મશ્ગુલ રહ્યાં.



ઈશ્ક કે ઈમ્તેહાં

હઝરત ખ્વાજાએ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ની ખાસ તવજ્જોહ તેમજ તર્બિય્યત થકી નવયુવાન અલાઉદ્દીને દિવ્યદ્રષ્ટિ પ્રાપ્ત કરી અને સાહેબે અસ્રાર (ભેદોના જાણકાર -રહસ્યજ્ઞાતા) બની ગયા. અને માટે હઝરત ખ્વાજા સાહેબે ખુદે પોતાની હયાતી માંજ ઘણાં તાલીબો હઝરત અલાઉદ્દીન અત્તાર (કુદ્દસ્સીર્રહુ) ને સોંપી દીધા. આપ ફરમાવતા હતા કે, 'અલાઉદ્દીને અમારો બોજ હલ્કો કરી દીધો.'

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અતારે (કુદ્દસ્સીર્રહુ) હઝરત ખ્વાજાએ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) થી ખાસ ઝાતી કુર્બમાં તર્બિય્યત હાંસીલ કરી જેના કારણે તેઓએ અન્વારે વિલાયતના માર્ગ થકી ઘણાં તાલીબોને કુર્બે હકકના માર્ગ પર પહોંચાડીને માઅ્રેફતના મર્તબાથી આગાહ ફરમાવી દીધા. આ અનુસંધાને આપના એક મશહુર ખલીફા કીદવતુલ્ઉલમા વ મોહકેકીન મીર સયૈદ શરીફ જુરજાની (રહેમતુલ્લાહ ત્આલા અલયહ) ફરમાવે છે કે,' 'જો મને હઝરત શૈખ ઝૈનુદ્દીન અલી (રહેમતુલ્લાહ ત્આલા અલયહ) ની સોહબતનો શર્ફ હાંસીલ ન થાત તો હું રફઝ (રાફઝીપણા) થી કદાપી છુટકારો મેળવી શકત નહીં. અને જો મને હઝરત ખ્વાજા અલાઉદ્દીન અતાર (કુદ્દસ્સીર્રહુ) ની સોહબત મળી શકતી નહીં, તો હું કદાપી માઅ્રેફતના ભેદો થી વાકીફ થઇ શકત નહીં. '

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અતાર (કુદ્દસ્સીર્રહુ) એ તાલીબોની તર્બિય્યત માટે એક ખાસ તરીકાનું સંશોધન કર્યું હતો જે **'તરીકએ અલાઇય્યાહ'** તરીકે ઓળખાય છે. હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) આપના આ નુતન તરીકાની પ્રસંશા કરતાં પોતાના મકતુબાત શરીફમાં દફતર નં.૧ માં મકતુબ નં. ૨૦૧માં લખે છે કે 'આપ (હઝરત અલાઉદ્દીન અતાર કુદ્દસ્સીર્રહુ) પોતાના સમયના કુત્બે ઇર્શાદ હતાં માટે આપે પણ આ પ્રકારની એટલેકે જઝબાહની પ્રાપ્તી માટે એક ખાસ તરીકો અપનાવ્યો જે આપના ખાનદાનના ખલીફાઓ માં 'તરીક એ અલાઇય્યાહ' તરીકે ઓળખાય છે. બેશક આ તરીકો ખુબ જ બરકતવાળો છે. આ તરીકાનો થોડોક અંશ પણ અન્ય તરીકાઓના વધારે પ્રમાણ કરતા પણ વધુ ફાયદાકારક છે.'

એકવાર બુખારાના અલીમો વચ્ચે 'દીદારે ઇલાહી' વિશે વાદ-વિવાદ છેડાયો તો તેઓએ સર્વાનુમતે એવું નક્કી કર્યું કે, આપણે હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તારની (કુદ્દસ્સીર્રહુ) ની ખિદમતમાં જઇને આ વાતનો ખુલાસો

કરીએ અને આ બાબતે તેઓના ફેંસલાને માન્ય રાખીને તેની ઉપર અમલ કરીએ આ આલીમોમાં કેટલાક આલીમો મોઅ્તઝીલા ફીર્કા તરફ ઢળેલા હતાં અને 'દિદારે ઈલાહી'નો ઈન્કાર કરતાં હતાં હઝરત ખ્વાજા અત્તારે આ મુન્કીર ઉલ્માઓને બોલાવીને કહ્યું કે,' પહેલાં તમે ત્રણ દિવસ સુધી ચુપચાપ બા વઝૂ મારી સોહબતમાં રહો ત્યાર બાદ હું મારો ફેંસલો સંભળાવીશ'

આ આલીમોએ આપના આદેશ પર અમલ કર્યો અને ત્રીજા દિવસના અંતે તેઓ પર **એવી કૈફીયત તારી થઈકે બેહોશ થઈને જમીન ઉપર આળોટવા લાગ્યા** અને જ્યારે હોંશમાં આવ્યા તો આપની બારગાહમાં આજેઝી પુર્વક અર્ઝ કરવા લાગ્યા કે, 'અમે દિદારે ઈલાહી પર પુરેપુરૂ ઈમાન લાવીએ છીએ.' અને ત્યારે બાદ આ આલીમો ક્યારેય પણ હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર(કુદ્દસ્સીર્રહુ)ની સોહબતથી અલગ ન થયાં

ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ) લખે છેકે,'હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તારે(કુદ્દસ્સીર્રહુ) પોતાના વિસાલથી સાત વર્ષ પહેલાં હી.સ. ૭૯૫માં હઝરત બહાઉદ્દીનશાહ મુશ્કીલ કુશા (રદીયલ્લાહો ત્આલા અન્હો) ના મઝારેપાકની ઝિયારત માટે રવાના થયા. આપ ચુગાનીયાથી બુખારા(કષ્રે આરીફાં) અઢાર (૧૮)દીવસે પહોંચ્યા અને માહે રમઝાનમુબારક પણ આપે ત્યાં જ વિતાવ્યો. ઈદુલ્ફીત્રની રાત્રે આપ બુખારામાં હતાં તે રાત્રે જ હઝરત ખ્વાજા સાહેબના એક બુઝુર્ગે ખ્વાબમાં જોયું કે એક ઘણી મોટી શાનદાર મહેફીલ છે હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર પણ હઝરત ખ્વાજા સાહેબ(કુદ્દસ્સીર્રહુ)ની સાથે ત્યાં હાજર છે. જાણવા મળ્યું કે આ મહેફીલ હઝરત રીસાલત મઆબ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની છે. પછી હઝરત ખ્વાજાએ નકશબંદ મુશ્કીલ કુશા (રદીયલ્લાહો ત્આલા અન્હો) ઝિયારત માટે આ મહેફીલમાં પ્રવેશ્યા અને થોડીકવારમાં ઘણાં પ્રસન્નચિત્તે બહાર તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે, **'મને એ કરામત આપવામાં આવી છે કે, જે કોઈ શખ્સ મારી કબ્રની ચો તરફ સો-સો ફરસંગ (આશરે ૩૭૫ કી.મી.)ની અંદર દફન થશે હું હુકમે ખુદાવંદીથી તેની શફાઅત કરીશ અને અલાઉદ્દીન અત્તારને તેની કબ્રથી ચોતરફ ચાલીસ ફરસંગ (આશરે ૧૫૦ કી.મી.)સુધી શફાઅતનો મર્તબો અતા કરવામાં આવ્યો છે. જ્યારે મારા મુહીબ્બો અને પયરવી કરનારાઓ (તાલીબો , મુરીદો) ને તેઓની કબ્રથી એક ફરસંગ (આશરે ૨.૭૫ કી.મી.) સુધી શફાઅતનો મર્તબો મળ્યો છે.**





(સુબ્હાનલ્લાહ ! હઝરત ખ્વાજા નકશબંદ(કુદ્દસ્સીર્રહુ)ના તરીકાની પયરવી કરનારા(નકશબંદી)ઓએ આપની આ બશારત પર રકસ કરવો જોઈએ. હકીકતમાં આ મર્તબો એ નકશબંદી માટે છે જે જાહેરમાં અને બાતીનમાં આપના તરીકાની અસલ રીતભાત મુજબ પયરવી કરે છે, માત્ર નકશબંદી ટાઈટલ લગાડી દેનાર માટે નથી.)

**હઝરતખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહેમતુલ્લાહ અલયહ) ના કેટલાક મલ્ફુઝાતો (કલ્મએનુર)**

**૧. કલ્મએનુરઃ-**

રિયાઝતો, ઝીક્ર-ફીક્ર તેમજ તાબેદારીનો અંતિમ હેતું એ છે કે, દુન્યવી મોહ-માયાને ત્યજીને તેમજ મનેચ્છાઓ તથા દુર્ગુણોને દુર હટાવીને સુલુકના માર્ગની રૂહાનિય્યતને અપનાવવામાં આવે એટલું જ નહીં પરંતુ આલમે 'મલકુત' પાર કરીને 'લાહુત'ના શીખરને સર કરવામાં આવે. અને સઆદતમંદ એ છે જે આ વાતનું બીડું ઝડપે તેમજ પોતાના ઈખ્તિયાર થકી આ માર્ગને પાર કરે.

**૨. કલ્મએનુરઃ-**

મુરશીદ સાથેના રાબતાહ્(રૂહાની સંબંધ) મદદરૂપ છે તેમજ તેનાથી મોહબ્બત રાખવી એ હકકની પ્રાપ્તીનું કારણ છે. હિદાયતવાળા લોકોની નીકટ તે મકબુલે ખુદા છે. મુરશીદના ફૈઝ વડે જ દિલમાં આગાહીથી ભરપુર જઝબાતો પૈદા થાય છે, જે સ્વપ્રયત્નો વડે ક્યારેય પ્રાપ્ત થતા નથી. જ્યારે મેં અલ્લાહત્આલાની સાથે દિલ જોડી દીધું છે ત્યારથી પ્રયત્નોથી છુટકારો મળી ગયો છે અને એક ક્ષણ માટે પણ જુસ્તજુથી અળગો થયો નથી.

**૩. કલ્મએનુરઃ-**

જ્યારે તું તારું દિલ અલ્લાહની તરફ ધ્યાનીત કરીશ તો તારી ઉપર એક હાલ વારીદ થશે જેમાં તું ખુદ પોતાને ગુમ થયેલો પામીશ. હાલની આ પરિવર્તન અવસ્થામાં તનેખબર જ નહીં પડે કે તું શું જોઈ રહ્યો છે.? અને ક્યાંથી જોઈ રહ્યો છે.?

**૪. કલ્મએનુરઃ-**

સાલીક પોતાના મુરશીદના હુકમ થકી જ પોતાના નેક અને બદથી છુટકારો મેળવે છે અને તે તમામ રૂકાવટોથી સ્વચ્છ થઈને જાહેર થાય છે; જેના થકી તે ઝાતે ઈલાહીના ફૈઝાનનો મઝહર બની જાય છે. ઝાતે ખુદાવંદીના ફૈઝના દરવાજા બધાં પર ખુલેલાં છે. દરેક કસુર(અપરાધ-ભુલ) આપણાં થકીજ

વજુદમાં આવે છે. એટલા માટે જ રાહે સુલુક પાર કરતી વખતે પોતાના જ કસુરો પર નઝર રાખવી વાજીબ(જરૂરી) છે.

**૫. કલ્મએનુરઃ-**

હંમેશા અઝલી ઈનાયતો પર જ દ્રષ્ટી રાખવી જોઈએ કે જે અઝલથી જ જાહેર છે, તેમજ તે ઈનાયતોથી પુરી ઉમ્મીદ રાખવી જોઈએ કે ક્યારેક તે બે સબબ પણ પ્રાપ્ત થઈ જાય છે.

હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર(કુદ્દસ્સીર્રહુ) હઝરત ખ્વાજા નક્શબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) પછી ૧૦ વર્ષ હયાત રહ્યા.સરદર્દ(માથાનો દુઃખાવો) તેમજ કમર દર્દની બિમારીએ આપને આખેરતની સફર માટે મજબુર કર્યા અને છેવટે પોતાના એહબાબો અને તાબેદારોને આખરી નસીહત કરતાં ફરમાવ્યું કે,'બિદઅતો અને રસ્મો(પરંપરાઓ, રીવાજો)ને છોડીને સુન્નતો તરફ ધ્યાન કરજો. બિદઅતો ગુમરાહી છે જ્યારે સુન્નતો હુઝુર અને આગાહી (દિલની યાદે ઈલાહીમાં તન્મયતા) છે. ભુલ તથા ગફલતથી દુર રહેજો અને હુઝુર તથા કુર્બમાં દિલ લગાડજો. બધા એકાગ્ર થઈને બેઠા રહો એ જ વહેદત છે. ઈરાદા વડે અમલ કરીને સુન્નતો અપનાવજો.જો મારા કહેવા પર અમલ કરશો તો ભુતકાળથી પણ છુટકારો મેળવશો અને ભવિષ્યથી પણ, તેમજ જો મારી આ નસીહતોને પોતાની ઓળખ નહીં બનાવો તો પછી હૈરાન થઈ જશો.'

આપે માહે રજ્જબની ૨૦મી તારીખે હી.સ. ૮૦૨ માં બુધવારની રાત્રે વિસાલ ફરમાવ્યો. આપનો મઝારેપાક શહેર ચુગાનીયાંમાં આવેલો છે.

**૨. હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)**

કિતાબો તથા તઝકેરાઓમાં આપનું પવિત્રનામ 'મોહંમદ બીન મોહંમદ બીન મહમુદ અલ્હાફેઝી અલ્બુખારી' તથા કુન્નીયત 'અબુલ ફતહ' લખેલી છે. અમુકે લખ્યું છે કે આપનો પવિત્ર નસબ હઝરત અબ્દુલ્લાહ બીન જાફર તૈયારી (રદીયલ્લાહો ત્આલા અન્હો)ને જઈ મળે છે. આપના દાદાનું નામ હઝરત મૌલાના હાફીઝુદ્દીન બુખારી હતું; તેઓ બુખારાના મશહુર ઉલ્માઓ હઝરત ખ્વાજા મહમુદ અંજીર ફગનવી (કુદ્દસ્સીર્રહુ) અને શમ્સુલ્અઈમ્મા હલ્વાઈ(કુદ્દસ્સીર્રહુ)ના સમકાલીન હતાં.અને હઝરત ખ્વાજા મોહંમદ પારસા(કુદ્દસ્સીર્રહુ) ની આ હાફીઝી નિસ્બત પણ આપના દાદાથી જ છે. હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ)ના કાકા ખ્વાજા હીસામુદ્દીન યુસુફ હાફીઝ બુખારી પણ બુખારાના અગ્રગણ્ય ઉલ્માઓ પૈકી હતા, તેઓ





પાછળથી હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નક્શબંદ (કુદ્દસ્સીર્રહુ) ના મુરીદોના વર્તુળમાં સામીલ થઈ ગયા હતાં. આ એ જ ખ્વાજા હિસામુદ્દીન યુસુફ છે,જેઓ હઝરત ખ્વાજા નક્શબંદ (કુદ્દસ્સીર્રહુ) ના યુગમાં મકામાતે નક્શબંદ કરીને એક કિતાબ લખવાનો ઈરાદો ધરાવતાં હતાં,પરંતુ હઝરત ખ્વાજા સાહેબે તેને મનાઈ ફરમાવીને કહ્યું હતું કે, 'અત્યારે કિતાબ લખવાની ઈજાઝત નથી, પાછળથી આપને અધિકાર છે.'

હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ)નો **'પારસા'** લકબ પડવા વિશે કિતાબોમાં આવ્યું છે કે, હઝરત ખ્વાજા મોહંમદ પારસા જ્યારે હઝરત ખ્વાજા નક્શબંદ (કુદ્દસ્સીર્રહુ)ની ખિદમતમાં હાજર થયાં તો દરવાજા ઉપર ઊભા રહીને પ્રતિક્ષા કરવા લાગ્યાં. હઝરત ખ્વાજા સાહેબની ખાનકાહના ખાદિમો પૈકી એક કનીઝ અનાયાસે જ દરવાજાની બહાર આવી પહોંચી અને તરત જ પાછી અંદર ચાલી ગઈ. હઝરત ખ્વાજા સાહેબે કનીઝને પુછયું કે, 'શું દરવાજા પર કોઈ છે.?' તો તેણીએ કહ્યું કે, 'દરવાજા પર એક 'પારસા' આદમી પ્રતિક્ષામાં ઊભો છે.' હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) તરત જ બહાર નીકળ્યા અને ખ્વાજા મોહંમદને જોઈને ફરમાવ્યું, 'શું તો તમે જ 'પારસા' છો?' ત્યારથી આ શબ્દ હંમેશા આપની ઝબાને મુબારક પર આવતો રહ્યો અને લોકોની જીભ પર પણ ચડી ગયું જેથી આપ 'પારસા' લકબ વડે જ મશહુર થઈ ગયા.

હઝરત ખ્વાજા નક્શબંદ (કુદ્દસ્સીર્રહુ) એ જ્યારે આપને મુરીદ થવાની ઈજાઝત આપી, તો આપના વિશે એવું ફર્માવ્યું કે,'તમે જે કાંઈ કહેશો એજ થશે અને જે કોઈની ઉપર અસર(પ્રભાવ)નાંખશો તો તેનાથી મુત્તાસ્સીર(પ્રભાવીત) થઈ જશે.' અને બીજી વાર એ ફર્માવ્યું કે, 'જે કંઈ ખ્વાજા પારસા કહેશે, હક્ક ત્આલા એજ કરશે તો હું તેઓને કહું છું કે કંઈક કહે પરંતુ તેઓ કશુજ કહેતા નથી પછી એકબીજા પ્રસંગે હઝરત ખ્વાજા સાહેબે આપને **સીફતે બર્ખ*** અર્પણ કરી.

હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ) હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નક્શબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના સૌથી નિકટત્તમ અસ્હાબો પૈકી છે. હઝરત જામી (કુદ્દસ્સીર્રહુ) ફરમાવે છે કે, હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ)એ ખુદે પોતાના અસ્હાબોની રૂબરૂ હઝરત ખ્વાજા મોહંમદ પારસાને સંબોધતા ફરમાવ્યું કે, **''હક્કે વ અમાનતે કે અઝ ખુલ્ફાએ ખાનદાને ખ્વાજગાને કુદ્દસલ્લાહો અસરાહુમ બ ઈ ફકીર રસીદા અસ્ત વ**

**આંચે દરીં રાહ કસબ કરદા અસ્ત, આં અમાનત રા બશુમા સુપરદાએમ. ચુનાં કે બિરાદરે દીની મૌલાના આરીફ બમા સુપર્દ કબુલ મી બાયદ કર્દ વ આં અમાનત રા બ ખલ્કે હકક સુબ્હાનહુ ત્આલા મી બાયદ રસાનીદ. ઈશાં તવાઝઅ નમુદંદ વ કબુલ કરદંદ.''** (અર્થાત્ઃ - એ હકકો અને અમાનતો કે જે ખાનદાને ખ્વાજગાનના ખુલ્ફા (કુદ્દસલ્લાહો ત્આલા અસરાહુમ)થી મુજ ફકીર સુધી પહોંચ્યાં છે તેમજ આ માર્ગમાં જે કંઇ મારી કોશીષોથી જે કાંઇ હાંસીલ કર્યું છે તે અમાનતોને અમે આપને હવાલે કરીએ છીએ જે રીતે કે દીની ભાઇ મૌલાના આરીફે અમને સોંપેલ હતી. આપ તેને કબુલ કરીલ્યો અને તેને હકકસુબ્હાનહુ ત્આલાના બંદાઓ સુધી પહોંચાડો. તેઓએ ઈન્કેસારી જાહેર કરતાં તેને કબુલ કરી લીધું.)

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) પોતાની અંતિમ બિમારીમાં પણ હઝરત ખ્વાજા મોહંમદ પારસા વિશે તેઓની ગેરહાજરીમાં પોતાના અસ્હાબો અને અહેબાબોને સંબોધતાં ફરમાવ્યું કે, અમારા જાહેર થવાનું હેતું(ધ્યેય) માત્ર તેઓનું (હઝરત ખ્વાજા મોહંમદ પારસાનું) વજુદ હતું. અમે બંને રીતે જઝબાહ્ તેમજ સુલુકના માર્ગ વડે તેઓની તર્બિય્યત કરી છે, જો તેઓ કામમાં મશ્ગુલ થઇ જાય તો એક દુનિયા તેઓના થકી મુનવ્વર થઇજાય.'

હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ) એ પોતાની પ્રથમ હજ હઝરત ખ્વાજા સાહેબની સાથે જ અદા ફરમાવી; અને બીજી હજ વિશે કિતાબ 'નફહાતુલઉન્સ' માં હઝરત અલ્લામા જામી (કુદ્દસ્સીર્રહુ) લખે છે કે, હી.સ.૮૨૨ માં જ્યારે હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ) બયતુલ્હરામના તવાફ અને હરમે નબી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની ઝીયરતની નિય્યતથી આપ બુખારાથી ચાલી નીકળ્યા અને શહેર નસફના માર્ગેથી ચુગાંનીયા, બલ્ખ, તીરમીઝ અને હિરાતના બરકતવંતા મઝારોની ઝિયારત માટે વચ્ચે રોકાયા તો દરેક સ્થળોએ સાદાતો, મશાઇખો અને ઉલ્માઓએ આપના કદમશરીફને ગનીમત સમજીને ખુબજ ભવ્ય આગ્તા-સ્વાગ્તા કરી. મને યાદ છે કે, માહે જમાદીયુલઅવ્વલ કે જમાદીયુલઆખરના મહિનામાં આપ શહેર 'જામ' (હઝરત અલ્લામા જામીનું વતન)માંથી પસાર થયાતો મારા વાલીદે મોહતરમ અકીદતમંદો તથા મુખ્લીસોની એક વિશાળ જમાઅતની સાથે આપની ઝિયારત માટે શહેરની બહાર આવી ગયા; ત્યારે મારી વય હજુ પાંચ વર્ષની હતી. મારા વાલીદના કહેવાથી એક સ્થળે મને





ખભા પર ઊંચકીને આપની અન્વારોસભર પાલખી આગળ ધરી દીધો. આપે મારી તરફ તવજ્જોહ્ ફરમાવી તેમજ મુઠ્ઠી ભરીને કિરમાની સાકર અતા ફરમાવી. આજે આ વાતને સાઇઠ(૬૦) વર્ષ વીતી ચુકયા છે છતાં પણ આપના પુર અન્વાર અને પુર જલાલ ચહેરા મુબારકની સ્વચ્છતા મારી આંખો સામે તરવરી રહી છે, તેમજ દિલમાં આપના દિદારની લીઝ્ઝત હજુ અકબંધ છે. અને બેશક, આજે ખાનદાને ખ્વાજગાન સાથે મારો જે રાબ્તાહ્, એતેકાદ , ઈરાદત અને મોહબ્બત છે. તે આપની જ નઝરે ઈનાયતના બરકત રૂપે છે અને મને ઉમ્મીદ છે કે, આ ગાઢ સંબંધની બરકતો અને સઆદત થકી હું કાલે કયામતના દિવસે તેઓના મુખ્લીસો તથા મોહીબ્બોની જમાઅતમાં ઊઠીશ.

પછી આ હજ્જની સફરનું બયાન શરૂ રાખતાં હઝરત જામી (રહેમતુલ્લાહ અલયહ) આગળ લખે છે કે, જ્યારે આપ નિશાપુર પહોંચ્યાં તો આપના હમસફરો વચ્ચે હવામાનની ખરાબીઓ, સખ્ત ગરમીઓ અને રસ્તાના ખૌફ તથા દહેશત વિશે ચર્ચા થવા લાગી; જેના કારણે તેઓના ઈરાદા ઢીલા પડવા લાગ્યા; અને તેઓમાં સુસ્તી દેખાવા લાગી; તો હઝરત ખ્વાજા મોહંમદ પારસાએ ઈસ્તેખારાહ્ની ગરજથી હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી (રહેમતુલ્લાહઅલયહ) નું દિવાન ખુલ્યું, જેમાં આ અશ્આર સામે આવ્યા,

**'રવેદ અય આશીકાને હક ઈકબાલ અબદ મુલ્હીક,**
**રવાં બાશેદ હમચું બશુંએ બુર્જે મસ્ઉદ,**
**મુબારક બાદ તાન ઈ રહ તૌફીક વ અમાને અલ્લાહ,**
**બ હર શહેરે વ હર જાઇ બ હર દશ્તી કે પયે મસ્ઉદી.'**

(અર્થાત્ઃ- હે આશીકે ઇલાહી, ખુશ કિસ્મતી સાથે રવાના થઇ જા. અને ચાંદનીની જેમ ભાગ્યશાળી સિતારાઓની મંઝીલો પાર કરતો રહે. અલ્લાહ ત્આલાની અમાન અને તૌફીકો સાથે તમને દરેક શહેરો, સ્થળો અને મૈદાનોના એ માર્ગો મુબારક થાવ કે જે તમારે પાર કરવાના છે.)

આ રીતે આપ જ્યારે ખૈરો-આફેયત તેમજ સલામતીની સાથે મકકાએ-મોઅઝ્ઝમા પહોંચ્યાં અને હજજના અરકાનો અદા કર્યા; ત્યાર બાદ આપ બિમાર પડી ગયા ત્યાં સુધી કે પાલખીમાં બેસીને તવાફ કરવાની નૌબત આવી ગઇ; અને પછી આ જ સ્થિતીમાં આપ ત્યાંથી મદીનાએ મુનવ્વરા રવાના થયા. ૨૩ જીલ્હજજ બુધવારના દિવસે મદીનાએ મુનવ્વરા પહોંચ્યા અને હુઝુરનબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) થી અનેક બશારતો

હાંસીલ ફરમાવી. હુઝુરનબીએ પાક સાહેબે લૌલાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) આપની પાસે એ સ્મૃતિ કંડીકાઓ (કોઇની યાદમાં રચેલ અશ્આરો) માંગી જે મદીનાએ મુનવ્વરાના માર્ગમાં ત્યારે રચાયેલી હતી જ્યારે કે સૈયદુત્તાએફા હઝરત જુનૈદ બગદાદી (કુદ્દસ્સીર્રહુ) જલ્વાગર થયા અને આપની સાથે વાત-ચીત કરી. રસુલે ખુદા (સલ્લલ્લાહોઅલયહે વસલ્લમે) જ્યારે આ કંડીકાઓમાં સુધારા-વધારા કરવા માટે તેનું વાંચન કર્યુ તો ફરમાવ્યું કે, એ જ કંડીકાઓ છે કે જેમાં કોઇજ વધારો કર્યો નથી.

હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ) મદીનાએ મુનવ્વરામાં ખુબજ વધારે બિમાર પડી ગયા. અને છેવટે જુમેરાતના દિવસે ૨૪ જીલ્હજ્જ હી.સ. ૮૨૨ માં આપે મદીનાએ મુનવ્વરામાં જ વિસાલ ફરમાવ્યો. હઝરત મૌલાના શમ્સુદ્દીન ફનારી રૂમી તેમજ કાફલાવાળાઓએ મદીનાએ મુનવ્વરાના લોકોની એક વિશાળ જમાઅત સાથે આપની નમાઝે જનાઝા અદા ફરમાવી. અને હઝરત અબ્બાસ ઇબ્ને અબ્દુલ્મુત્તલીબ (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના કુમ્બામાં આપની દફન વિધી કરવામાં આવી. હઝરત શૈખ ઝયનુદ્દીન ખ્વાફી (રહેમતુલ્લાહ અલહય) પોતાની સાથે મિસરથી એક સફેદ કોતરેલો પથ્થર લાવ્યાં હતા તે આપની કબ્રશરીફ પર લગાડી દેવામાં આવ્યો, જેના કારણે આપની કબ્રશરીફ અન્યથી અલગ દેખાઇ રહી હતી.

**કરામત :** હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ)ની કરામતો પેટે કિતાબ 'રશ્હાતુલ્ઐનુલ હયાત' તથા 'ખઝીનુલ્અસ્ફીયા' ના લેખકોએ એક ઘણીજ દિલચસ્પ ઘટના નોંધી છે. તેમાં લખ્યું છે કે, સુલ્તાન મિર્ઝા ઉલીબેગના યુગમાં શમ્શુદ્દીન અલ્જઝરી જ્યારે સમરકંદમાં આવી ગયો તો માવરા ઉન્નહરના હાફીઝો તેમજ મોહદ્દીષો પોતાના ઉસ્તાદની દુરસ્તી તેમજ હક્કાનિયતનું સમર્થન કરવા માટે તેઓની ખિદમતમાં હાજર થયાં; જેમાં કેટલાક સ્વાર્થી અને હસદખોરોએ તેઓને કહ્યું કે, હઝરત ખ્વાજા મોહંમદ પારસા ખુબજ હદીષો વર્ણવે છે; જેની સનદોની દુરસ્તી વિશે કોઇ જાણકારી નથી. અને આ રીતે છેવટે તેઓએ મીર્ઝા ઉલીબેગને એ વાત પર મજબુર

★ ફુટ નોટ : **સીફતે બર્ખ...** યાદ રહે કે બર્ખ હઝરત મુસા કલીમુલ્લાહ (અલૈહીસ્સલામ) યુગના એક વલીનું નામ છે કે જેવી રીતે કે હઝરત ઉવૈશે કરની (રદીયલ્લાહો ત્આલા અન્હો) આપણા નબી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની ઉમ્મતમાં થયાં છે. આગળની ઉમમતોમાં બર્ખ શબ્દનો પ્રયોગ એ જમાત માટે થતો હતોં જેઓ મૌખીક તાલીમ વગર માત્ર સોહબત વડે અને ક્યારેક સોહબત વિના પણ માઅ્રેફતની બારીક વાતો માત્ર હમનશીની વડે હાંસીલ કરતાં હતાં, આવા લોકોને **બર્ખીયાં** કહેવામાં આવે છે.





કર્યા કે એક સંદેશાવાહક બુખારા મોકલવામાં આવે અને ત્યાંથી ખ્વાજા મોહંમદ પારસાને સમરકંદ બોલાવી લાવે.

મીર્ઝા ઉલીગબેગના કહેવાથી હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ) બુખારાથી સમરકંદ આવી પહોંચ્યાં અને ત્યાં શમ્શુદ્દીન મોહંમદ અલ્જઝરી, સમરકંદના શૈખુલ્ઇસ્લામ ખ્વાજા અસામુદ્દીન તેમજ અકાબીર ઉલ્માઓની એક મજલીસ ગોઠવવામાં આવી; જેમાં હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ) એ પોતાની સનદો વડે કેટલીક અહાદીષો રજૂ કરી. મૌલાના જઝરી માટે આ સનદો અજાણી અને અપરિચીત હતી, માટે તેઓએ હઝરત ખ્વાજામોહંમદ પારસા પાસે આ સંબંધે માહિતી તલબ કરી અને કહ્યું કે, 'આ હદીષોની સનદો બતાવો.' તો આપે પ્રત્યુત્તરમાં કહ્યું કે, 'આ હદીષોની અસનાદો મારી ઉપર સાબીત નથી' જે સાંભળીને સ્વાર્થી અને હસદખોરો ખુશ થયાં. પરંતુ એક ક્ષણ માટે આપ મુરાકીબ થયાં અને પછી માંથું ઉચકીને ફરમાવ્યું કે, 'બેશક આ હદીષ ફલાણી મુસનદમાં મૌજુદ છે, તમને તે સ્વીકાર્ય છે?' તો હસદખોરો એકી અવાઝે બોલી ઊઠયા કે, 'અમને સ્વીકાર્ય છે' કારણકે આ કિતાબ બીલકુલ દુર્લભ હતી તેમજ આ પ્રકારની કિતાબ મજલીસમાં રજુ કરવી ઘણુંજ મુશ્કેલરૂપ હતું. પછી હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ)એ શૈખુલ્ઇસ્લામ અસામુદ્દીનને સંબોધતાં કહ્યું કે, 'આ કિતાબ આપના ઘરમાં ફલાણી જગ્યાએ ફલાણા ગોખલામાં અને ફલાણી ફલાણી કિતાબોની નિચે રાખેલી છે, આપ તેને અહીં મંગાવી લ્યો.'

જો કે હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ) ક્યારેય પણ શૈખુલ્ઇસ્લામ અસામુદ્દીનના કુતુબખાનામાં ગયાં ન હતા, ન તો તેનું ઘર કદાપી જોયું હતું તેમજ ન તો અસામુદ્દીને ખુદે પણ આ કિતાબ ક્યારેય પોતાના કુતુબખાનામાં જોઇ હતી; જેના કારણે તેને ઘણીજ નવાઇ લાગી અને દંગ રહી ગયો; પરંતુ આમ છતાં આપના આદેશ પર અમલ કરવામાટે પોતાના ગુલામને ઘેર મોકલ્યો અને બધાના અશ્ચર્ય વચ્ચે ગુલામ થોડીવારમાં જ આ કિતાબ લઇને આવી પહોંચ્યો; તથા અસામુદ્દીનને હાથમાં પકડાવી દ ીધી.

પછી હઝરત ખ્વાજા મોહંમદ પારસાએ ફરમાવ્યું કે, 'જે હદીષમેં હમણાં બયાન કરી હતી તે આ જ કિતાબમાં ફલાણાં ભાગમાં ફલાણા પાના પર અને ફલાણી લીટીમાં લખેલી છે, જે જોઇ લ્યો.' જ્યારે કિતાબ ખોલવામાં આવી તો મઝકુર હદીષ સહીહ રિયાયતો સાથે ત્યાં લખેલી જોવા મળી

મજલીસમાં એક શોર મચી ગયો તથા ફીત્નાખોર અને હસદખોર લોકો નુકશાની તેમજ ખરાબીમાં સંપડાઇને ત્યાંથી શરમીંદા થઇ ભાગી ગયાં અને આ રીતે હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ) વિરૂધ્ધ હસદખોરો મનઘડત હદીષો રજુ કરવાનો કરેલો આક્ષેપ પાંગળો સાબીત થયો અને પછી મીર્ઝા ઉલીગબેગે આપે અહીં (બુખારાથી સમરકંદ) આવવાની ખોટી જેહમત ઊઠાવવા બદલ માફી માંગી તથા આપને પુરેપુરી ઈઝઝત અને સન્માન સાથે બુખારા પહોંચાડી દીધાં.

હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ) એ ઘણી કિતાબોનું લેખન કાર્ય કર્યું છે, જેની હસ્તપ્રતો દુનિયાભરના કુતુબખાનામાં મૌજુદ છે. જે પૈકી કેટલીક પ્રકાશીત પણ થઇ ચુકી છેઃ આપની તસ્નીફાતની યાદી આ મુજબ છે.

(૧)તફસીર (સુરે મુલ્ક અને નબાની તફસીર) (૨) તફસીરે સમાનીયાહ્ (આઠ સુરતોની તફસીર) (૩)ફુસુસુલ્ખિતાબ(તસવ્વુફના વિષય પર) (૪) અલ્અરબઉન હદીષ (૫)મનાસીકુલ્હજ્જ (૬)રમુઝુલ્અકતાબ (૭) રિસાલ એ મહેબુબીયાહ્ (૮)રિસાલાએ તહેકીકાત (તસવ્વુફના વિષય પર) (૯) શર્હે ફુસુસુલ્હકમ (૧૦)અલ્કુસુકુલ્સીત્તાહ્ (૧૧)મસ્અલાએ ખલ્કુલ્અફ્આલ (૧૨)રિસાલ એ દર તહેકીકે ઝમાં વ મકાં (૧૩) અકાઇદ (૧૪) સુખને રાસ્ત (૧૫)રિસાલાએ કશ્ફીય્યાહ (૧૬)અનીસુત્તાલેબીન વઇદ્દતુસ્સાલેકીન (મકામાતે હઝરતખ્વાજા બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) (૧૭) કમાલાતે ખ્વાજા પારસા (૧૮) રિસાલાએ દર ઝીક્રે ૭૨-ફીર્કાએ ઇસ્લામ (૧૯) રિસાલએ કુદ્દસ્સીય્યાહ્ (હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)નો કલામ અને મલ્ફુઝાતનો સંગ્રહ છે; જે આપની મહેફીલોમાં સાંભળીને લખેલ છે.)

**(૩) હઝરત મૌલાના યાકુબ ચર્ખી** (કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ)

હઝરત અલ્લામા અબ્દુર્રહમાન જામી (રહેમતુલ્લાહ અલયહ) 'નફહાતુલ્ઉન્સ'માં લખે છે કે આપ મુળ ચર્ખ ગામના રહેવાસી હતાં જે ગઝની(વર્તમાન અફઘાનિસ્તાનનું એક શહેર)ના ગામડાઓ પૈકીનું એક ગામડું છે. આપ હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ના કરીબ તરીન અસ્હાબો પૈકી છે; આપના વિસાલ પછી હઝરત મૌલાના યાકુબ ચર્ખી (કુદ્દસ્સીર્રહુ) હઝરત ખ્વાજા સાહેબના જ ફરમાન મુજબ હઝરત ખ્વાજા અલાઉદ્દીનઅત્તાર (કુદ્દસ્સીર્રહુ)ની સોહબતમાં





પહોંચ્યાં હતાં, માટે આપની ગણના હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (કુદ્દસ્સીર્રહુ) ના અસ્હાબોમાં પણ થાય છે.

હઝરત મૌલાના યાકુબ ચર્ખી(કુદ્દસ્સીર્રહુ)ફરમાવે છે કે,પ્રથમવાર હું જ્યારે ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ની ખિદમત શરીફમાં હાજર થયો તો મેં અર્ઝ કરી કે, 'મને કબુલ ફરમાવો'. તો આપે ફરમાવ્યું કે, 'અમે ખુદ સ્વમેળે કોઇ કાર્ય કરતાં નથી. આજ રાતે જોઇશું જો તને કબુલ કરવામાં આવ્યો તો અમે પણ તને કબુલ કરી લઇશું.' હઝરત મૌલાના (કુદ્દસ્સીર્રહુ) ફરમાવે છેકે, 'આ રાત જેવી કઠીન રાત મારા પર એક પણ ગુજરી નથી.કારણકે હું એ અવઢવમાં પડેલો હતો કે મારી ઉપર આ દરવાજો ખોલી દેવામાં આવશે કે પછી હંમેશા માટે બંધ થઇ જશે? સવારે જ્યારે હું આપની ખિદમતમાં હાજર થયો તો આપે ફરમાવ્યું કે, 'તને કબુલ કરવામાં આવ્યો, પરંતુ તારે હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તારની સોહબતમાં રહેવું પડશે.' ત્યારબાદ હું બદખ્શાના પ્રદેશ તરફ ચાલ્યો ગયો અને હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ના વિસાલ પછી જ્યારે હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (કુદ્દસ્સીર્રહુ) એ ચુગાનિયાંમાં વસવાટ કર્યો તો તેઓએ મને કોઇની સાથે સંદેશો મોકલ્યો કે, હઝરત ખ્વાજા સાહેબે ફરમાવ્યું હતું કે, 'તમે મારી સોહબતમાં રહો.'તો હું આપની પાસે આવી પહોચ્યો અને જીંદગીપર્યંત આપની સોહબતમાં રહ્યો.

હઝરત જામી (કુદ્દસ્સીર્રહુ) વધુમાં લખે છે કે, મારા મખ્દુમ અને મુર્શીદી ખ્વાજા નાસીરુદ્દીન ઉબૈદુલ્લાહ એહરાર (અલ્લાહ ત્આલા તાલીબોના સરપર આપનો સાયો સલામત રાખે ) હઝરત મૌલાના યાકુબ ચર્ખી (કુદ્દસ્સીર્રહુ)ની સોહબતમાં પહોંચવા અનુસંધાને ફરમાવે છે કે, હું હિરાતમાં હતો અને મને હઝરત મૌલાના યાકુબ ચર્ખી (કુદ્દસ્સીર્રહુ)ની સોહબતમં પહોંચવાનો વિચાર આવ્યો; જેથી હું ત્યાંથી શહેર ચુગાંનિયા (ઝુખાનીયા) તરફ રવાના થયો; અને ઘણીજ તકલીફો વેઠીને ત્યાં પહોંચ્યો. પછી જ્યારે ત્યાં પહોંચીને મેં આપની સોહબતનો શર્ફ હાંસીલ કર્યો તો આપના ચહેરા પર ખુબજ કરડાકી અને ભારેપણું જોવા મળ્યું જેનાથી તબિયતમાં કરાહત પૈદા થઇ રહી હતી; તેઓએ મારી સાથે ઘણું જ સખ્તાઇપૂર્વકનું અને ધિક્કારભર્યું વર્તન કર્યું. તેઓની આ વર્તણુક એટલી હદે સખ્ત હતી કે મારું દિલ આપનાથી અલગ થઇ જવાની નઝદીક પહોંચી ગયું તેમજ હું નિરાશા અને રંજો-ગમમાં સપડાઇ ગયો. અને પછી ફરીવાર જ્યારે હું આપની મજલીસમાં પહોંચ્યો તો

એવી સિફતે મહેબુબી સાથે મારી સાથે પેશ આવ્યા કે મેં કોઇ વ્યકિતને આટલી હદે મહેબુબ નથી જોઇ. અને મારી સાથે ખુબજ પ્રેમ સભર અને મહેરબાની પુર્વકની વર્તણુક કરી.

એવું સાંભળ્યું છે કે, હઝરત મૌલાના યાકુબ ચર્ખી (રહેમતુલ્લાહ અલયહ) એ ફરમાવ્યું કે, 'જે તાલીબ કોઇ અઝીઝની સોહબતમાં આવે તેણે ખ્વાજા ઉબૈદુલ્લાહની જેમ ચિરાગ હાથ વગો રાખીને અને તેલ તેમજ વાટ તૈયાર કરીને આવવું જોઇએ કે બસ માત્ર દિવાસળી સળગાવવાની જરૂરત હોય .'

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ (કુદ્દસ્સીર્રહુ) એ ફરમાવ્યું કે, હઝરત મૌલાના યાકુબ ચર્ખી (કુદ્દસ્સીર્રહુ) શૈખ ઝયનુદ્દીન ખ્વાફીના સહપાઠી હતાં. મૌલાના શહાબુદ્દીન સયરાફીની પાસે આપે મને પુછ્યું કે, એવું કહેવાય છે કે, 'શૈખ ઝયનુદ્દીન વાકેઆત (ખ્વાબો વગેરે) ની શોધખોળ અને ખ્વાબોના અર્થઘટન બતાવવાના કાર્યમાં મશ્ગુલ રહે છે?' તો મેં કહ્યું કે, 'હા, આ વાત સાચી છે.' ત્યાર બાદ આપ થોડીવાર માટે પોતાનાથી ગાયબ થઇ ગયા. આપનો તરીકો જ આ હતો કે આપ દરેક ક્ષણે પોતાનાથી ગાયબ થઇ જતા હતાં, અને પછી ફરીવાર પોતાનામાં હાજર થઇ ગયા તો આ શૈર આપે પઢયો.

**'ચુ ગુલામે આફતાબમ હ માઝે આફતાબ ગોયમ,**
**ન શબમ ન શબપરસ્તમ કે હદીષે ખ્વાબ ગોયમ.'**

(અર્થાત્:- જેમ કે, હું આફતાબ (હક્ક ત્આલાની ઝાત) નો ગુલામ છું બધું તેની તરફથી (ઈલ્હામ) કહું છું, હું રાત્રી (નુર વિહોણો) કે રાત્રી (ઝુલ્મત) પરસ્ત નથી કે ખ્વાબની વાતો કરું.)

'તરાઇકુલ્હકાઇક' ના લેખક લખે છે કે, હઝરત મૌલાના યાકુબ ચર્ખીનો વિસાલ હી.સ.૮૧૫ માં થયો. **યાકુબ મહેબુબે ખુદા** શબ્દથી આપની તારીખે વિસાલ નિકળે છે. 'રિસાલાએ ઉન્સીય્યાહ 'આપની મશહુર કૃતિ (તસ્નીફ- કિતાબ) છે, જેમાં આપે હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ સાથેની પોતાની કેટલીક સોહબતોનો ઉલ્લેખ કર્યો છે; તેમજ આપનો શજરએ તરીકત બયાન કર્યો છે. જેમકે 'રિસાલાએ ઉન્સીય્યાહ્' માં આપે લખ્યું છે કે, ફતહાબાદ કે જ્યાં હું રહેતો હતો એક દિવસ હું શૈખુલ્ઇસ્લામ સયફુલ્હકક વદ્દીન અલ્બાખુરઝી (રહેમતુલ્લાહ અલયહ) ના મઝારેપાક પર જઇને બેસી ગયો. અચાનક જ કબુલે ઇલાહીનો જઝબોહ્ મારા દિલ પર નાઝીલ થયો અને એક પ્રકારની બેકરારી મારા પર છવાઇ ગઇ; તો મેં હઝરત ખ્વાજા બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ની





ખિદમતશરીફમાં જવાનો ઈરાદો કર્યો જ્યારે હું કષ્રે આરીફાંમાં પહોંચ્યો તો હઝરત ખ્વાજા સાહેબને મારી પ્રતિક્ષા કરતાં જોયાં. અને આપે મારી સાથે ખુબ જ લુત્ફો કરમ ફરમાવ્યો અને પોતાની પવિત્ર સોહબતમાં મને રહેવા દીધો. આપની હૈબત મારી ઉપર છવાઇ ગઇ અને મારા હોંશકોંશ ઊડી ગયા. વાતચીત દરમ્યાન આપે ઇલ્મ સંબંધે એક હદીષશરીફ બયાન ફરમાવીને કહ્યું કે, **''અલઈલ્મો ઈલ્માને ઈલ્મુલ્કલ્બે ફ ઝાલેકલ ઈલ્મુન્નાફેઓ ઈલ્મુલ્અંબિયા વલ મુરસલીન , વ ઈલ્મુલ્લીસાને ફ ઝાલેક હુજ્જતુલ્લાહે અલા ઈબ્ને આદમ.''** (એટલે કે ઇલ્મ બે પ્રકારના છે. પહેલું ઇલ્મ ઇલ્મે કલ્બ છે જે નફાકારક છે, અને આ નબીઓ તેમજ મુરસલીનોનું ઇલ્મ છે. અને બીજુ ઇલ્મ ઇલ્મે ઝબાન છે. જે અલ્લાહ ત્આલાની હુજ્જત છે, આદમની ઔલાદ માટે.) મને ઉમ્મીદ છે કે આ ઇલ્મે બાતીનીનો હીસ્સો તને મળે. પછી ફરીવાર આપે ફરમાવ્યું કે, હદીષ-શરીફમાં આવ્યું છે કે, **''ઈઝા જાલીસ્તુમ અહલસ્સીદકે ફ જલેસુહુમ બીસ્સીદ્કે ફ ઈન્નહુમ જવાસીસુલ્કોલુબ યદખોલુન ફી કોલુબેકુમ વ યન્ઝોરૂન ઈલા હેમમકુમ.''** (અર્થાત્ :- જ્યારે સતપુરુષો (ઔલીયા એ કામેલીન) ની સોહબતમાં બેસો તો સચ્ચાઇની સાથે બેસો કારણ કે, તેઓ દિલોના જાસુસ છે અને તમારા દિલોમાં પ્રવેશી જાય છે તથા તમારી હિમ્મતોને જુએછે.)

ત્યારબાદ એક મુદ્દત સુધી હું હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) ની સોહબતમાં રહ્યો. ત્યાં સુધી કે હઝરત ખ્વાજા એ આ ફકીરને બુખારાથી રૂખ્સત (વિદાય) થવાની રજા આપી. અને ઈર્શાદ ફરમાવ્યો કે, 'જે કંઇ મારાથી તમને પહોંચ્યું છે તે હકકસુબ્હાનહુ ત્આલાના બંદાઓને પહોંચાડો જેથી સઆદતનો સબબ બને.' અને પછી વિદાયવેળાએ આપે ત્રણવાર ફરમાવ્યું કે, 'તને અમે ખુદા ત્આલાને સોંપીએ છીએ.' અને આ સોંપણીમાં ઘણી જ હીકમતો છુપાયેલી છે. કારણકે હદીષશરીફમાં આવ્યું છે કે, જ્યારે કોઇ શખ્શ કોઇને અલ્લાહત્આલાને સોંપી દે છે, તો અલ્લાહત્આલા તેની હિફાઝત ફરમાવે છે.' પછી હું બુખારાથી નીકળીને શહેર કશ પહોંચ્યો અને થોડાક દિવસ ત્યાં રોકાયો.

આ સમય ગાળા દરમ્યાન જ હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) ના વિસાલશરીફની ખબર મને મળી. મારા દિલ ઉપર આ ઘટનાનો ખુબ જ રંજ અને સદમો લાગ્યો. તેમજ મારી ઉપર જબરજસ્ત ખૌફ છવાઇ ગયો, કે કદાચ મારી તરબિયત ફરીવાર દુનિયા તરફ આકર્ષીત થઇ જાય અને મારી

તલબ બાકી ન રહે. તો આ ખૌફની હાલતમાં જ મેં હઝરત ખ્વાજા સાહેબને ખ્વાબમાં જોયાં કે આપ હઝરત ઝૈદ બીન હારીસ (રદીયલ્લાહો ત્આલા અન્હો) નો ઝીક્ર કરી રહ્યા છે અને આ આયાતશરીફ પઢી, **''વમા મોહમ્મદુન ઈલ્લા રસુલ. કદ ખલત મીન કબ્લેહીર્રોસુલ અફઈમ્માત અવ કોતેલન્કલબતુમ અલા આઅ્કાબેકુમ.''** (અર્થાત્:- મોહંમદ (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) માત્ર એક રસુલ છે, તેઓની પહેલાં ઘણાં રસુલો ગુજરી ચુક્યા છે, માની લ્યો કે જો તેઓ વિસાલ ફરમાવી જાય કે પછી તેઓને કત્લ કરી દેવામાં આવે તો શું તમે તમારી એડીઓના બળ પર પાછા પલટશો.?)

જ્યારે હઝરત ખ્વાજાની સોહબત શરીફથી વંચીત થયા પછી મને વિચાર આવ્યો કે આ યુગના અન્ય દુર્વેશોના ગિરોહમાં મળી જાવ તો મેં હઝરત ખ્વાજા સાહેબને જોયા કે આપ ફરમાવી રહ્યા છે. **''કાલ ઝયદ ઈબ્નુલ્હારેસતુ અદ્દીનો વાહીદ''** (ઝૈદ બીન હારીસે કહ્યું કે, દીન એક જ છે.) આપના આ ઈર્શાદથી હું સમજ્યો કે આ માટેની ઈજાઝત નથી.

હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ તમામ સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન) માંથી હઝરત ઝૈદ બીન હારીસ (રદીયલ્લાહો ત્આલા અન્હો) નો ખાસ ઉલ્લૈખ શા માટે ફરમાવ્યો? જેનો ભેદ ખુલતા હઝરત મૌલાના યાકુબ ચર્ખી (કુદ્દસ્સીર્રહુ) આગળ લખે છે કે કારણકેહઝરત ઝૈદ બીન હારીસ (રદીયલ્લાહો ત્આલા અન્હો) ને હુઝુર નબીએ પાકે (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) પોતાની ફરઝંદીમાં કબુલ કર્યા હતા તો હઝરત ખ્વાજગાન (કુદ્દસ્સલાહો ત્આલા અસરારોહુમ) પણ એ જ રીતે પોતાના તાલીબોને ફરઝંદીમાં કબુલ કરેલ છે અને માટે જ તેઓના અસ્હાબો બીજાથી ચઢિયાતા છે.

બીજી વાર ફરીમેં જ્યારે હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ને જોયા તો પુછ્યું કે, 'કયામતમાં હું આપને કંઇ ચીઝ વડે મેળવીશ' (શેના વડે આપની પાસે પહોંચીશ?) તો આપે ફરમાવ્યું કે, 'શરીઅત પર અમલ કરવા વડે.' આ બશારતમાં એ વાત તરફ ઈશારો છે કે, જે આપ પોતાની હયાતીમાં અવાર-નવાર ફરમાવતાં હતાં કે, અમે જે કંઇ મેળવ્યું છે ફઝલે ઈલાહી વડે, શરીઅતની હદોનો ખ્યાલ રાખવા વડે, તરીકએ સુન્નત વલ્જમાઅત પર ચાલીને અને બિદઅતોથી પરહેઝ કરવા વડે હાંસીલ કર્યું છે.

હઝરત મૌલાના યાકુબ ચર્ખી એ (૧) રીસાલાએ ઉન્સીયાહ





(૨) તફસીર તેમજ (૩) શરએ અસ્માઉલ હુસ્ના જૈવી અનેક કિતાબો લખી છે. આપનો મઝાર તાઝીકીસ્તાનમાં ગુલીસ્તાં નામના ગામમાં છે. જે પાટનગર દોશમ્બાથી નઝદીક આવેલું છે.

**-: અન્ય ખુલ્ફાએ કિરામ :-**

હઝરતખ્વાજા બહાઉદ્દીનશાહ (રદીયલ્લાહો ત્આલા અન્હો) ના અન્ય ખુલ્ફાએ કિરામ (૧) હઝરત ખ્વાજા અલાઉદ્દીન ગઝદવાની (૨) હઝરત સિરાજુદ્દીન પીરમસ્તી (૩) હઝરત મૌલાના સયફુદ્દીન મનારી (૪) હઝરત મૌલાના સયફુદ્દીન ખુશ્બાં બુખારી (૫) હઝરત ખ્વાજા મુસાફીર ખ્વારઝમી (૬) હઝરત શૈખ સયફુદ્દીન નકશબંદી (૭) હઝરત મૌલાના મુગાન્દી (૮) હઝરત ખ્વાજા હિસામુદ્દીન પારસા બલ્ખી (૯) હઝરત ખ્વાજા યુસુફ હાફેઝી અલ્બુખારી (૧૦) હઝરતમૌલાના હિસામુદ્દીન ખ્વાજા યુસુફ (૧૧) હઝરત ખ્વાજા ફઝલ ખાલીદી (૧૨) હઝરત મૌલાના દાદારીક કોફની (૧૩) હઝરત સૈય્યદ અમીર બુર્હાન (૧૪) હઝરત શૈખ ખુશર (૧૫) હઝરત શૈખ અબુયઝીદ (૧૬) હઝરત મૌલાના આરીફ કુલાલ (૧૭) હઝરત મૌલાના અબ્દુલ અઝીઝ (૧૮) હઝરત શાદી તહક (૧૯) હઝરત શૈખઝાદા મુઈનુલ્ફુકરા (૨૦) હઝરત મૌલાના જમાલુદ્દીન ખાલીદી (૨૧) ખ્વાજા અલી દામાદ (૨૨) હઝરત શૈખ નેકપી શાહ (૨૩) હઝરત શૈખ મોહંમદ દરઆહની (૨૪) હઝરત ખ્વાજા મહમુદશાહ (૨૫) હઝરત શૈખ રશીદ (૨૬) હઝરત શૈખ શાદી ગદયુતી (૨૭) હઝરત શૈખ નિઝામુદ્દીન અબ્દુર્રહમાન (૨૮) હઝરત મૌલાના મોહંમદ હરવી (૨૯) હઝરત બાબાસાહેબ સમરકંદી (૩૦) હઝરત શૈખ અમીર હુસેન (૩૧) હઝરત મોહંમદ ખફ્ફાફ (૩૨) હઝરત દુર્વેશ મોહંમદ ઝાહીદ (૩૩) હઝરત દુર્વેશ નેકરોઝ (૩૪) હઝરત મહમુદ રેવુરતની (૩૫) હઝરત શૈખ યાદગાર કુનસરુની (૩૬) હઝરત મૌલાના અલાઉદ્દીન કુનસરુની (૩૭) હઝરત મૌલાના અબુબક્ર અફરાંઝી (૩૮) હઝરત મૌલાના કાઝી સુલતાન (૩૯) હઝરત શૈખ યુસુફ (૪૦) હઝરત શૈખ મોહંમદ દરઝી (૪૧) હઝરત મૌલાના ઝિયાઉદ્દીન દીગગરાની (૪૨) હઝરત મૌલાના બહાઉદ્દીન દીગગરાની (૪૩) હઝરત મૌલાના સૈફુદ્દીન ખ્વારઝુમી (૪૪) હઝરત મૌલાના તાજુદ્દીન વખ્શી (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન)

## (૧)
## નાઅ્ત શરીફ

ગુલઝારે નબી કી હંય રવીશ ઔર ફીઝા ઔર,
જન્નતકી હવાં ઔર હય તયબાહ કી હવા ઔર,

મેં માલીકે જન્નતકા, વો જન્નતકા તલબગાર,
ઝાહીદ કી દુઆ ઔર મેરે દીલકી દુઆ ઔર,

ઈસ શાને સખાવત પેં સખાવતભી ન્યૌછાવર,
દામનકો મેરે ભરકે વોહ કહેતે હંય ભલા ઔર,

બેહોંશ તો હો જાંઉ કે મેં કૌન હું ક્યા હું,
સાકી મંય ઈરફાં કા મુંજે જામ પીલા ઔર,

દીલ શમ્એ મોહબ્બતકો જલાતા હી રહેંગા,
કહેદે કે ચલે તેજ ઔર જમાને કી હવા ઔર,

હર દાગે જીગર હોંગા મૈરા રશ્કે ગુલીસ્તાં,
ગુલઝારે મદીનાકી જો આ જાયે હવા ઔર

''એજાઝ'' વો કાબાઅ્ સે ઉઠી કાલી ઘટાયેં,
ગૈસુંએ મોહંમદકા મુજે જીક્ર સુના ઔર

હઝરત સઈદ એજાઝ કામઠી
(રેહમતુલ્લાહે અલયહે)





## (૨)
## નાઅ્ત શરીફ

મોરા લુંટ લીહન સબ રાજ, તુમ્હી અબ અયકે રાખો લાજ,
નબી મેઅ્રાજ વાલે...

હય તુમરે દ્વાર મોરી ફરીયાદ હુવા સુખ ચયન મૌરા બરબાદ,
નબી મેઅ્રાજ વાલે...

સુરજ સે તસલ્લી હો ના શકી, ફુલો સે કલી ના દીલકી ખીલી,
રોજા કા નઝારા દીખલાઓ જાલી કા ઉજાલા ફયલાઓ
દર્શન કો તરસ ગયે નયન, કહાંકી નીંદ કહાં કા ચયન,
નબી મેઅ્રાજ વાલે...

યે હાલ મૈરા તૌબાહ્ તૌબાહ્ ફરીયાદો બકા તૌબાહ્ તૌબાહ્
દીલ હાર કે ગમ સે જખ્મી હય, સદમાતો અલમ સે જખ્મી હય,
ભઈ મસ્જીદે અક્શા દુર, યહુદી બયરી હંય મસરૂર,
નબી મેઅ્રાજ વાલે...

હંય દોસ્ત કે જામેઅ્ મેં દુશ્મન, રેહબર કે ભેંસ મેં હંય રેહઝન,
ઈમાં કે લુંટેરે ઘાત મય હંય, હર સાંજ સંવેરે ઘાત મંય હય,
યો ઔર હંય એક જંજાલ ગરીબ ઉમ્મતકા બુરા હંય હાલ
નબી મેઅ્રાજ વાલે...

અહવાલે દીલે બરબાદ સુનો, ફરીયાદ સુનો ફરીયાદ સુનો,
હાલાત કા મારા આયા હંય, લેને કો સહારા આયા હંય,
લીયે લુત્ફો કરમ કી આસ, ખડા હંય ''એજાઝ'' તુમ્હારે પાસ,
નબી મેઅ્રાજ વાલે...

હઝરત સઈદ એજાઝ કામઠી
(રેહમતુલ્લાહે અલયહે)

# ઈમ્તેહાં

# (૩)

## સરકાર મુજદ્દીદે અલ્ફેસાની

(કુદ્દસિર્રહુલ્નુરાની)

વલી મહેબુબ હો શાહે ઝમાની, ઉરુજે પાક ભી હય લા મકાની
અતા આરીફ કો હો સર્ફે ગુલામી, કરમ હો યા મુજદ્દીદ અલ્ફેસાની

અમારું આગામી પ્રકાશન

**સફીનતુલ અબરાર**

અર્થાત

**કચ્છ સૌરાષ્ટ્રના ઔલીયાએ કામેલીન**

## તમહીદ

**અલ્હમ્દો લીલ્લાહે નહમદોહુ વ નુસલ્લી અલા રસુલે હીલ કરીમ અમ્માબાદ..**

સર્વ વખાણ અલ્લાહ રબ્બુલ ઇઝ્ઝત જલ્લજલાલહુ માટે જેણે આકા મદીનાના તાજદાર એહમદે મુખ્તાર હુઝુર સલ્લલ્લાહો અલયહે વસલ્લમના સદકએ તુફૈલ મને હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેસાનીનું જીવન વૃતાંત લખવાની તૌફીક અતા કરી.

આજના અંધકારમય યુગમાં ઔલિયાએ કિરામથી રૂહાની સંબંધ કાયમ કરવાથી જ અમારી મુશ્કેલીઓનો અંત આવી શકે તેમ છે. પછી ભલે તે વલીએ કામીલ, આલમે અસ્બાબ(દુનિયા)થી સંબંધ ધરાવતો હોય કે આલમે બરઝખ (કબ્ર)થી સંબંધ ધરાવતો હોય અને હકીકત એછે કે વિસાલ પછી ઔલીયાએ કીરામની તાકત ઘટતી નથી. પણ તેમાં ખુબ જ વધારો થઇ જાય છે.

વિસાલ પછી બુઝુર્ગાને દીનના પવિત્ર ફરમાન બરોબર અમને માર્ગદર્શન આપવાનું કામ કરતાં રહે છે. હઝરત જુનૈદ બગદાદી(રહેમતુલ્લાહ અલયહે)નું પવિત્ર ફરમાન છે કે,ઔલીયા એ કિરામના બોધ વચનો તથા તેમના હાલાત વાંચવા સાંભળવા અને લખવાથી અસંખ્ય ફાયદા થાય છે. તેમની વાતચીત અલ્લાહના ગૈબી લશ્કરો માંહેથી એક છે. જ્યારે અમને દરેક જગ્યાએથી માયુસીનો મુકાબલો કરવો પડે છે. ત્યારે એકાએક આ ગૈબી લશ્કરની મદદથી દીલને મજબુતી પ્રાપ્ત થતાં તે પોતાના અસલ કાર્યમા મશગુલ થઇ જાય છે.

આ કિતાબ ‘હઝરત મુજદ્દીદે અલ્ફેસાનીનું જીવન વૃતાંત’ મે મસ્જીદની અંદર બેસીને ચાર દીવાલોના નુરાની અને પવિત્ર માહોલમાં શકય ત્યાં સુધી વુઝુનો પુરેપુરો ખ્યાલ રાખી લખી છે. કિતાબ લખાણ વખતે જે જે કિતાબોની મદદ લીધી છે. તેમના હવાલા આંખે જોઇ તપાસીને રજુ કર્યા છે. ઘણી જગ્યાએ તસવ્વુફ(સુફીવાદ)ની ભાષાને ગુજરાતીમાં ફેરવતી વખતે રૂકાવટ આવતાં હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)ની પવિત્ર રૂહ મુબારક તરફ તવજ્જોહ(ધ્યાનસ્થ) કરતાં જ તેમની રૂહાનીયતના સદ્કે રસ્તો મળી જતો. આ રીતે રૂહાની મદદ પણ મેળવેલી છે. હકીકત તો એ છે કે મારી માન્યતા પ્રમાણે હુ લખતો નથી. પણ તેઓ જ લખાવી રહ્યા છે.

ઔલીયાએ કિરામથી ખરી મોહબ્બત ત્યારે જ પ્રાપ્ત થાય કે જ્યારે મહદ્અંશે પણ તેમના મર્તબા અઝમતથી માહીતગાર હોય અને આ વાત તેમના જીવન વૃતાંતને જાણ્યા પછી જ પ્રાપ્ત થઇ શકે છે. જે માટે તેમનું વાંચન સખ્ત જરૂરી છે.

હકીકત એ છે કે આજે મસ્જીદોમાં જે અઝાનો દેવાઇ રહી છે અને





મદ્રેસાઓમાં કાલલ્લાહો તબારક વ ત્આલા અને કાલર્રસુલ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની દિલનવાઝ સદાઓ બુલંદ થઇ રહી છે. તે સીવાય ખાનકાહોમાં જે ઝીક્ર-ફીક્ર થઇ રહ્યા છે અને દીલો દીમાગના ઉંડાણથી જે અલ્લાહની યાદ થઇ રહી છે કે પછી લાઇલાહા ઇલ્લલ્લાહોની યાદ થઇ રહી છે કે પછી લાઇલાહા ઇલ્લલ્લાહોની ઝર્બો લગાવવામાં આવે છે. આ કાર્યો કે તેમાંથી એક પણ કાર્ય કરનાર તમામે તમામ વ્યક્તિઓના ખભા હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેસાની(રદીયલ્લાહો અન્હો) એ કરેલા એહસાનના ભારથી લદાયેલા છે, પણ આજે કેટલાક એહસાન ફરામોશ વ્યકિતઓ આપના ‘મુજદ્દીદે અલ્ફ’ના મર્તબાનો ઇન્કાર કરે છે.

**જબ પડા વક્ત તો ગુલશન પે લહું હમને દીયાં,**
**બહાર આઇ તો કહેતે હય તેરા કામ નહીં.**

વર્તમાનકાળમાં હસદખોરી, ઘમંડ અને રીયાકારીના રંગમાં રંગાયેલા માહૌલમાં મુરીદો બનાવવાનાં ધંધામાં રચ્યા-પચ્યા સુફીયાએ કાએન પેટે અફસોસ તો આ વાતનો છે કે જેણે કોઇ પ્રકારની તજદીદ કરીજ નથી તેવી વ્યક્તિને મુજદ્દીદ સાબીત કરવાની કોશીષ કરે છે, એટલું જ નહીં પરંતુ મુજદ્દીદના મહાન મર્તબાને પોતાના બાપદાદાની જાગીર સમજીને પેઢી દર પેઢી મુજદ્દીદ તરીકે રજુ કરવાની તનતોડ વ્યર્થ મહેનતમાં લાગેલા છે. અલ્લાહ ત્આલા તેઓને સદ્બુધ્ધી અતા કરે.

આ કિતાબનું વાંચન શરૂ કરતાં પહેલા સહીયુલ અકીદા સુન્ની બીરાદરોને ગુલામાને ઔલીયાએ કિરામ હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેસાની સાહેબની પવિત્ર સેવામાં ત્રણ વખત કુલહોવલ્લાહ શરીફ (સુરએ ઇખ્લાસ) પઢી નઝરાનો અચુક પેશ કરે. જેથી વાંચન વખતે ઇન્શાઅલ્લાહ રૂહાની લુત્ફ અતા થશે. કિતાબના લખાણમાં જાણે અજાણે કચાસ કે ભુલ રહી ગઇ હોય. તો દીલની વિશાળતાથી કામ લઇ દરગુજર કરી અમને જાણ કરવી જેથી નવા એડીશનમાં ભુલ કે કચાસ સુધારી શકાય .

અંતમાં અલ્લાહ રબ્બુલ ઇઝ્ઝતની પવિત્ર બારગાહમાં એજ નેક દુવા કે યા અલ્લાહ મેદાને હશ્રમાં પણ ઔલીયા એ કિરામની પવિત્ર યાદને સદ્કે મુજ ગુનાહગારની લાજ સલામત રાખજે અને અમારી ભુલ-ચુકને દરગુઝર ફરમાવી હુઝુરે પાકની શફાઅત નસીબ કરજે આમીન. બજાએ સૈયદુલ મુરસલીન સલ્લલ્લાહો અલયહે વસલ્લમ.

લી ખાકપાએ દુર્વેશા
પીર સૈયદ વઝીરઅલી કાદરી, નક્શબંદી-મુજદ્દેદી(ભુજ)

## હાલાતે મહેબુબે સમદાની

અખંડ હિન્દુસ્તાનની રાજધાની દીલ્હીના ફીરોઝી કીલ્લામાં હઝરત અબ્દુસ્સલામના નુરે નઝર હઝરત રઝીયુદ્દીન ઉર્ફે ખ્વાઝા બાકી બીલ્લાહ (રહેમતુલ્લાહ અલયહે) ની પવિત્ર મહેફીલમાં રૂહાનીયતનો રંગ અજબ રીતે છવાએલો છે. કોઇક આપની તવજ્જોના પ્રતાપે રડી રહ્યો છે. તો કોઇ નઝરના અસરથી તડપી રહ્યો છે. તો કોઇક માફીહાને ભુલીને મુરાકેબ્બાહમાં મગ્ન છે. તો કોઇ ઉપર આસારે નેસ્તી છવાએલા છે.

એક નાનબાઇ (ભઠીયારા) ને તવજ્જોહ આપી આપે હુબહુ આપ જેવોજ બનાવી દીધો છે. રંગ-રૂપ, શકલો-સુરત, કદો-કામત, બોલચાલ દરેક રીતે પોતાના જેવો જ બનાવી દીધો અને તેનાથી પણ હૈરતનાક બનાવ આપે એક બિલાડીને કશ્ફના દર્જે પહોંચાડી અને હદ તો એ કે પોતાના વિસાલ પછી પોતાની નમાઝે જનાઝા પણ આપે પોતે જ સુરતે મિસાલીથી આવી પહોંચીને અદા કરાવી.

હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (કુદ્દસ્સીર્રહુ) ની પવિત્ર મહેફીલમાં હીજરી સંવત ૧૦૦૮ મુતાબીક ઇસવીસન ૧૬૦૦ માં રૂહાનીયત નો રંગ પરાકાષ્ઠાએ પહોંચેલો હતો કે હઝરત મૌલાના હસન કશ્મીરી સાથે એક ફારૂકી યુવાન સરહિંદથી આવી પહોંચ્યા. તેમની રગોમાં અમીરૂલ મોઅ્મેનીન હઝરત ઉમર ફારૂકે આઝમનો ખુન, તથા તેમના લલાટ ઉપર સદાકતનો તેજ સૂર્યમધ્યાહને ચમકે તે રીતે ચમકી રહયો હતો. થોડી વાતચીત બાદ આવનાર યુવાન આપના હાથોંમાં હાથ આપીને પીર હોવા છતાં પણ નકશબંદી તરીકામાં મુરીદ બન્યા.

બયઅ્ત કરીને મુરીદ બન્યા પછી ફકત ૭૫ દીવસમાં જ હઝરત ખ્વાજા બાકીબિલ્લાહે આપના દિલમાં ફૈઝાનનો અથાગ સમુદ્ર ભરી નકશબંદી સિલસિલાની ખિલાફત અતા કરીને આપને સરહિંદ શરીફ રવાના કરવામાં આવ્યા.

અને છેલ્લે આ ફારૂકી યુવાનની ખરી અઝમત દ્રષ્ટી ગોચર થતા હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ પોતાના તમામ મુરીદોને આપને હવાલે કર્યા. તે વખતે હઝરત મીર મોહંમદ નોઅ્માન બદખ્શી (કુદ્દસ્સીર્રહુ) જે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહના ખાસુલખાસ મુરીદ હતાં. તેમણે આ યુવાનનો દામન પકડવામાં આનાકાની કરી, આ બનાવની જાણ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહને થઇ એટલે આપે ગુસ્સે થઇને મીર મોહંમદ નોઅ્માનને કહ્યું કે,



ઈશ્ક કે ઈમ્તેહાં

''આ ફારૂકી યુવાન એવા પ્રકાશીત સૂર્ય છે કે, અમારા જેવા લાખો સિતારા તેમાં ગુમ છે, તેના પ્રકાશમાં વીલીન છે.''

સિતારા સમાન લાખો વલીયો જે પ્રકાશીત સૂર્યના પ્રકાશમાં ગુમ છે તે પ્રકાશીત સૂર્ય બીજો કોઇ નહીં પણ હઝરત મહેબુબે સમદાની, ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેસાની શૈખ અહેમદ ફારૂકી સરહંદી નકશબંદી પોતે જ હતાં.

**'વોહ હિન્દ કે સરમાયાએ મિલ્લત કા નિગેહબાન,**
**અલ્લાહને બર વકત કિયા જીસકો ખબરદાર.'**

## નામો-નસબ તથા લકબ

આપના પિતાશ્રીએ આપનો પવિત્ર નામ અહેમદ રાખ્યો. પણ આપ ઇમામે રબ્બાની મહેબુબે સમદાનીની પ્રખ્યાત ઓળખથી મશહુર થયા. આપનો રૂહાની હોદ્દો મુજદ્દીદે અલ્ફેસાની તથા 'ખાઝીનુર્રહમત' અને 'કય્યુમે ઝમાન' છે અને આપનો મસ્લક 'હનફી' છે.

આપને ૧૫ સિલસિલાનીખિલાફત પોતાના વાલીદે મોહતરમ તરફથી તથા કાદરી સિલસિલાની ખિલાફત હઝરત ગૌષેપાક મહેબુબે સુબ્હાની શાહ અબ્દુલકાદીર જીલાની (કુદ્દસ્સીર્રહુ) ની ઔલાદ માંહેથી હઝરત શાહસિકંદર કેથલી તરફથી અને નકશબંદી સિલસિલાની ખીલાફત હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (કુદ્દસ્સીર્રહુ) તરફથી પ્રાપ્ત થયેલી હતી. આ રીતે આપની પાસે કુલ ૧૭ સિલસિલાઓની ખિલાફત હતી. તદ્ઉપરાંત શૈખ યાકુબ કશ્મીરીથી પ્રાપ્ત થયેલી ખીલાફત અલગ.

આપે સંશોધનાત્મક રીતે નવ (૯) સિલસિલાઓની ખુબીઓને એકત્ર કરીને જે તરીકો અપનાવ્યો હતો. તે તરીકો **'તરીકએ મુજદ્દેદીયાહ'** ના નામથી ઓળખાય છે. 'તરીકએ મુજદ્દેદીયાહ' માં જે નવ સિલસિલાઓની ખુબીઓ એકત્ર છે. તે નવ સિલસિલા આ રીતે છે. (૧) સિલસિલએ નકશબંદીયાહ (૨) સિલસિલએ કાદરીયાહ (૩) સિલસિલએ ચિશ્તીયાહ (૪) સિલસિલએ સોહરવર્દીય્યાહ (૫) સિલસિલએ કુબરવીયાહ (૬) સિલસિલએ મદારીયાહ (૭) સિલસિલએ કલંદરીયાહ (૮) સિલસિલએ સાબીરીયાહ અને (૯) સિલસિલએ નિઝામીયાહ. આ નવ સિલસિલાના ફૈઝાન અને ખુબીઓનો સંગમ તે 'સિલસિલએ મુજદ્દેદીયાહ' કે 'તરીકએ મુજદ્દેદીયાહ' તરીકે ઓળખાયો.

આપનો નસબ ૨૭મી પેઢીએ મહાન સહાબીએ રસુલ હઝરત

અમીરૂલ મોમેનીન ખલીફતુલ મુસ્લેમીન સૈયેદોના ઉમર ફારૂકે આઝમ (રદિયલ્લાહો અન્હો)થી જઇ મળે છે, એટલે આપને 'ફારૂકી' કહેવામાં આવે છે.

**'નસબ તેહરીર ક્યાહો ઉસ શહે ગર્દું મકામીકા,**
**શરફ ખુરશીદ પા શકતા નહીં જીસકી ગુલામીકા.**
**શહેનશાહોંકે દિલ હૈબતસે જીસકી હો ગએ પાની,**
**વહી ફારૂકે આઝમ નામ હય જદ્દે ગિરામીકા.'**

## આપનું નસબનામું

હઝરત ઇમામે રબ્બાની, મહેબુબે સમદાની, મુજદ્દીદે અલ્ફેસાની, શૈખ અહેમદ, ફારૂકી નકશબંદી સરહંદી (કુદ્દસ્સીર્રહુ) ઇબ્ને (૨) હઝરત મખ્દુમ અબ્દુલ અહદ ઇબ્ને (૩) શૈખ ઝયનુલ આબેદીન ઇબ્ને (૪) શૈખ અબ્દુલ હૈય ઇબ્ને (૫)શૈખ હબીબુલ્લાહ ઇબ્ને (૬) હઝરત ઇમામ રફીઉદ્દીન[1] ઇબ્ને (૭)શૈખ નસીરૂદ્દીન ઇબ્ને (૮)શૈખ સુલેમાન ઇબ્ને (૯)શૈખ યુસુફ ઇબ્ને (૧૦) શૈખ ઇસ્હાક ઇબ્ને (૧૧) શૈખ અબ્દુલ્લાહ ઇબ્ને (૧૨)શૈખ શોએબ ઇબ્ને (૧૩)શૈખ અહેમદ (૧૪)શૈખ યુસુફ ઇબ્ને (૧૫)હઝરત શૈખ શહાબુદ્દીન ઉર્ફે ફર્ખ શાહ કાબુલી[2] ઇબ્ને (૧૬)શૈખ નસીરૂદ્દીન ઇબ્ને (૧૭)શૈખ મહેમુદ ઇબ્ને (૧૮)શૈખ સુલેમાન ઇબ્ને (૧૯) શૈખ મસઉદ ઇબ્ને (૨૦)શૈખ અબ્દુલ્લાહ વાઅઝે અસગર ઇબ્ને (૨૧)શૈખ અબદુલ્લાહ વાઅઝે અકબર ઇબ્ને (૨૨)શૈખ અબુલ ફતહ ઇબ્ને (૨૩)શૈખ ઇસ્હાક ઇબ્ને (૨૪) હઝરત ઇબ્રાહીમ અલયહે ઇબ્ને (૨૫) હઝરત શૈખ નાસીર (રહેમતુલ્લાહે અલયહીમ અજમઇન)ઇબ્ને (૨૬)હઝરત અબ્દુલ્લાહ (રદીયલ્લાહો અન્હો) ઇબ્ને (૨૭)હઝરત અમીરૂલ મોઅ્મેનીન ખલીફતુલ મુસ્લેમીન સૈયદોના હઝરત ઉમર ફારૂકે આઝમ (રદિયલ્લાહો અન્હો.)

## આપનું ખાનદાને અલીશાન

મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેસાની કુદ્દસ્સીર્રહુના પુર્વજોમાં હઝરત ફારૂકે આઝમ તથા હઝરત અબ્દુલ્લા ઇબ્ને ઉમર રદીયલ્લાહો અન્હુમ સહાબીએ મુસ્તફા છે. જ્યારે હઝરત નાસીર ઇબ્ને અબ્દુલ્લાહ અને હઝરત ઇબ્રાહીમ ઇબ્ને નાસીર તાબઇ છે. તે સિવાય હઝરત ઇસ્હાક ઇબ્ને ઇબ્રાહીમ

ફુટનોટ : ૧. સરહીન્દ શરીફની સ્થાપના માટે પાયાવિધી કરનાર. ૨. હઝરત બાબાફરીદુદ્દીન ગંજેશકર અજોધની (કુદ્દસ્સીર્રહુ) પણ આ ફર્ખશાહ કાબુલીની જ ઔલાદમાંથી છે.





તથા હઝરત બુલ ફતેહ ઇબ્ને ઇસ્હાક (રદીયલ્લાહો અન્હુમા) તબે તાબેઇન છે. આ રીતે આપના પુર્વજોમાં બે સહાબી, બે તાબઇન, અને બે તબે તાબેઇન થયા છે.

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદીયલ્લાહો અન્હોના નિકાહ હઝરત ફાતેમા બિન્તે ઇમામે હસન અલયહીસ્સલામથી થયા હતા. અબુ જાફર મોહદ્દીસના કથન મુજબ હઝરત ફાતેમા બિન્તે ઇમામે હસનની ઔલાદ પણ એહલે બયઅ્તે છે. અને હઝરત મુજદ્દીદે અલ્ફેસાની કુદ્દસ્સીર્રહુ પણ તેમનીજ ઔલાદથી છે. એટલે આ રીતે આપ પણ એહલે બયઅ્તે સાદાતે કીરામથી છે.

હઝરત વાઅઝે અસગર સુધી આ ખાનદાન હીજાઝના પવિત્ર ઇલાકામાં સ્થાઇ હતું. પરંતુ અબ્બાસી ખલીફાઓના આમંત્રણને માન આપી. અબ્દુલ્લાહ વાઅઝે અસગરના પુત્ર હઝરત શૈખ મસઉદ બગદાદ શરીફ આવી પહોંચ્યા અને ત્યાં જ સ્થાઇ થયા.

બગદાદ શરીફના હઝરત શૈખ મસઉદના પુત્ર હઝરત શૈખ સુલેમાને પોતાના પિતા પાસે જ રૂહાનિ અભ્યાસ પૂર્ણ કર્યો અને છેવટે હઝરત સર્રીસકતી કુદ્દસ્સીર્રહુથી પણ ખિલાફત મેળવી, જે સિલસિલો ચલાવ્યો તેનું નામ સિલસિલએ સર્રીસકતીયાહ્ છે.

## બગદાદથી કાબુલ

બગદાદ શરીફની અંદર હઝરત શૈખ સુલેમાન (રહેમતુલ્લાહ અલયહે) ના પુત્ર હઝરત શૈખ મસઉદે એટલી હદે નામના મેળવી કે છેવટે અબ્બાસી ખલીફાએ આપને લશ્કરના સરદાર નક્કી કરીને તુર્કસ્તાન જીતવા માટે રવાના કર્યા. તુર્કસ્તાનની જીત પછી આપે ગીઝનીનો કીલ્લો જીત્યો અને ખલીફાએ આપને ગીઝનીના સત્તાધીશ મુકર્રર કર્યા. આપના વફાત પછી આપના અનુગામી તરીકે આપના પુત્ર હઝરત ખ્વાજા નસીરૂદ્દીન ગીઝનીના તખ્ત ઉપર આવ્યા. જેઓ અવાર-નવાર કાબુલ ઉપર ચઢાઇ કરતાં હતા. છેવટે કાબુલ ફતેહ થયો. એટલે હઝરત શૈખ નસીરૂદ્દીને કાબુલને પોતાની રાજધાની બનાવી અને ત્યાં જ રહેવા લાગ્યા. આવી રીતે આ ખાનદાન બગદાદથી કાબુલ આવી પહોંચ્યા.

## સુલ્તાન શહાબુદ્દીન

કાબુલની અંદર હઝરત શૈખ નશીરૂદ્દીનની વફાત પછી આપના મોટા પુત્ર હઝરત શૈખ શહાબુદ્દીન તખ્ત ઉપર આવ્યા, જેમને ફર્ખશાહ

કાબુલીના નામથી પણ ઓળખવામાં આવે છે. સુલ્તાન હોવા છતાં પણ આપ એટલા મહાન રૂહાની દર્જે પહોંચેલ હતાં કે તે યુગમાં પણ માણસો આપથી રૂહાની ફાયદો મેળવતા હતા.

આપ તે મહાન હસ્તી છે કે જેમણે મુસ્લીમ ગાઝીઓ બાદશાહો અને સુલ્તાનો પેટે સૌથી પહેલાં હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરીને ઇસ્લામને પ્રચલિત કર્યો. કુફ્રસ્તાનના અસંખ્ય બુતખાનાઓને ધરાશાયી કરી ઈબાદતખાના બંધાવ્યા. અખંડ હિંદુસ્તાનના તમામ રજવાડાઓ ઉપર આણ વર્તાવી. ઈસ્લામી હુકુમતનો મંડાણ કરી ઇસ્લામી ધ્વજ લહેરાવ્યો.

હઝરત ફર્ખશાહ કાબુલી અને હઝરત અબુલ હસન ખિર્કાની (કુદ્દસ્સીર્હુ) સમકાલીન હતા. આપ બંનેએ રૂબરૂ મુલાકાત પણ કરેલી છે. હઝરત ફર્ખશાહને હઝરત અબુલ હસને પોતાનો ઝભ્ભો મુબારક પણ અર્પણ કર્યો હતો.

સુલ્તાન શહાબુદ્દીન ઉર્ફે હઝરત ફર્ખશાહ કાબુલીએ છેવટે પોતાના મોટા પુત્ર હઝરત શૈખ યુસુફને ગાદી વારસ જાહેર કરી. ઝીંદગીના અંતિમ દિવસોમાં એકાંતવાસ અપનાવ્યો. કાબુલ શહેરથી થોડે દુર આપે એકાંત દિવસો માટે એક ગુફાને પસંદ કરી. છેવટે આ ગુફામાંજ આપનો પવિત્ર મઝાર બનાવ્યો. હવે આ ગુફા 'ફર્ખશાહની ગુફા'ના નામથી મશહુર છે.

સિલસિલએ આલીયા ચિશ્તીયાહના મહાન વલીએ કામીલ હઝરત ફરીદુદ્દીન (કુદસ્સીર્હુ) પણ હઝરત ફર્ખશાહની ઔલાદથી છે. સિલસિલએ નસબ આ રીતે છે. હઝરત શૈખ ફરીદુદ્દીન ઇબ્ને શેખ જમાલુદ્દીન ઇબ્ને શેખ સુલૈમાન ઇબ્ને કાઝી શોએબ ઇબ્ને મોહંમદ એહમદ ઇબ્ને મોહંમદ યુસુફ, ઇબ્ને હઝરત સુલ્તાન શાહબુદ્દીન ઉર્ફે ફર્ખશાહ કાબુલી (કદ્દસ્સલ્લાહો અસ્રારહુમ)

હઝરત શેખ યુસુફે પણ પોતાના પુત્ર શેખ અહમદને ગાદી વારસ તરીકે જાહેર કરી સતા ત્યાગીને એકાંતવાસ અપનાવ્યો. શેખ એહમદે પોતાના ઘરાનાની ખીલાફત સિવાય સિલસિલએ સોહરવર્દીય્યાહની ખીલાફત શૈખુશ્શોયુખ હઝરત શૈખ શહાબુદ્દીનઉમર સોહર્વર્દી (રહમતુલ્લાહ અલયહ)થી પ્રાપ્ત કરી હતી.

હઝરત શૈખ અહમદ (રહેમતુલ્લાહ ત્આલા અલયહે) અત્યંત પરહેઝગાર મુત્તકી અને રૂહાનીયતમાં મહાન દર્જે પહોંચેલા બાદશાહ હતાં. બાપ તથા દાદાની જેમ આપે પણ સતાનો ત્યાગ કરી વારસદારોને પણ





સતા ત્યાગની વસીયત કરી. પોતાના બાલ-બચ્ચાઓ માટે અલ્પ સાધન-સામગ્રી રહેવા દઇને બાકીની તમામ ધન-દૌલત આપે ફકીરોને વહેંચી દીધી. આ રીતે આપના કુળમાં ઝાહેરી હુકુમતનો સુર્ય અસ્ત થયો. પણ રૂહાની હુકુમતનો સુર્ય મધ્યાહને આવી પહોંચ્યો. આપની વફાત પછી આપના સજ્જાદ ઉપર આપના પુત્ર શોએબ સજ્જાદાહ નશીન થયાં.

હઝરત શૈખ સોએબ પછી આપના પુત્ર હઝરત અબ્દુલ્લાહ આપના જાનનશીન બન્યા. તદુઉપરાંત અબ્દુલાહે અખંડ હિન્દુસ્તાનમાં સિલસિલએ સોહરવર્દીય્યાહ્ની પહેલી ખાનકાહ સ્થાપનાર હઝરત બહાઉદ્દીન ઝકરીયા મુલતાની(કુદસ્સીર્હુ)થી પણ ખીલાફત મેળવી. આપના વફાત પછી આપના વારસદારો ખાનકાહ શરીફના સજ્જાદનશીન થતાં રહ્યા. ત્યાં સુધી કે આપના પાંચમી પેઢીએ હઝરત ઇમામ રફીઉદ્દીનનો જન્મ થયો.

## કાબુલ થી હિન્દુસ્તાન

હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેસાની કુદસ્સીર્હુ ના પુર્વજો માંહેથી સૌ પ્રથમ હિન્દુસ્તાનમાં સ્થાઇ થનાર બુર્ઝુગ હઝરત ઇમામ રફીઉદ્દીન છે. તથા સરહીન્દ શરીફનો પાયો નાખનાર પણ આપજ છે. આપનો પવિત્ર મઝારે પુર અન્વાર-ખુલ્દ આસાર પણ સરહીન્દ શરીફમાંજ છે.

## ઈમામ રફીઉદ્દીન

આપ ઝાહેરી તથા બાતીની ઇલ્મનો સંગમ હતા. પોતાના પિતા હઝરત શેખ નસીરૂદ્દીન (રહેમતુલ્લાહ અલયહે)ના પરીપુર્ણ અનુગામી જાનશીન તથા સાહેબે સજ્જાદાહ્ બન્યા. પિતાની ખિલાફત સિવાય પણ આપને ૪૦૦ બુર્ઝુગો તરફથી ખિલાફતો પ્રાપ્ત હતી. છેવટે આપ હઝરત મખ્દુમ જહાંનીયા જહાંગશ્ત (કુદસ્સીર્હુ)ના ખલીફા બન્યા. આપ લાંબો ગાળો સૈયદ જલાલુદ્દીન બુખારી ઉર્ફે મખ્દુમ જહાંનીયા જહાંગશ્તની બારગાહમાં રહ્યા.

ઇમામ રફીઉદ્દીન (અલયહિર્રીદવાન)ની મહાન રૂહાનિ લાયકાત તથા ઉચ્ચ મર્તબાહને કારણે હઝરત સૈયદ જલાલુદ્દીન બુખારી મખ્દુમ જહાંનીયા જહાંગશ્ત(કુદસ્સીર્હુ)એ પોતાની નમાઝો માટે ઇમામ તરીકે આપનીજ નિમણુંક કરી હતી. આ રીતે હઝરત મખ્દુમ આપની ઇક્તેદામાં નમાઝ અદા કરતાં હતાં.

## કરામત

એક વખત આપના પુત્ર ઉંચાઇ પર બેસીને મધુર આવાઝે કોઇ

રચના ગુનગુનાવી રહ્યા હતાં. તે વખતે માર્ગથી એક સ્ત્રી પસાર થઇ જેણે આપનો મધુર અવાઝ સાંભળ્યો. મધુરતાની મદહોશીમાં તેને ઠેસ લાગી અને તે સાથે તેનો પગ ભાંગી ગયો. આ બનાવની જાણ જ્યારે હઝરત ઈમામ રફીઉદ્દીનને થઇ તો આપે કહ્યુ કે, 'છોકરાની ગર્દન કેમ ન તુટી.?' આપના આ વેણ સાથે જ પુત્ર ઉપરથી પટકાયો ને જમીન ઉપર પડતાંજ તેની ગર્દન તુંટી ગઇ અને મરણ પામ્યો.

## મઝારની ઈંટો

હઝરત ઈમામ રફીઉદ્દીન(કુદ્દસ્સીર્રહુ)ના મઝારે પુર અન્વાર ખુલ્દ આસાર ઉપર ૭૦૦(સાતસો) વર્ષથી એક મશહુર કરામત આ પણ છે કે જેની હાજત પુરી થવામાં વિલંબ થતો હોય તો પોતાની હાજત જલ્દી પુરી થવા માટે આપના મઝારે પાકની ઈંટ લઇને તેને પોતાના ઘરમાં મહેફુઝ રાખે. જ્યારે તેની હાજત પુરી થઇ જાય ત્યારે તે ઈંટના વજન બરોબર મીઠાઇ ઉપર ઈમામ રફીઉદ્દીનની ન્યાઝનો ફાતેહા અપાવી. ન્યાઝ તકસીમ કરે. આજ ૭૦૦(સાતસો) વર્ષથી હાજતમંદો પોતાને ઘેર ઈંટ લઇ જાય છે. અને હાજત પુરી થયા પછી આ રીતે ન્યાજ કરે છે.

આપનો મઝારે પાક સરહીન્દ શરીફમાં ફતેહગઢ રેલ્વે સ્ટેશનથી આગળ કુરેશીઓની મોટી મસ્જીદ પાસે એક વરંડીમાં છે. હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ)ની માં સાહેબાનો પવિત્ર મઝાર પણ ત્યાં જ છે.

## સરહિન્દની સ્થાપના

હુઝુરનબીએ કરીમ સલ્લલ્લાહો અલયહે વસલ્લમની હીજરતને સાતસો પચ્ચીસ વર્ષ વિતી ચુક્યા હતા. મધ્ય એશીયામાં હઝરત સૈયદ જલાલુદ્દીન બુખારી ઉર્ફે મખ્દુમ જહાંનીયા જહાંગશ્ત ના ફયઝાનનો આફતાબ (સુર્ય) મધ્યાહ્ને તપતો હતો. અખંડ હિન્દુસ્તાનનો અધિપતી શહેનશાહ ફીરોઝશાહ તઘલખ પણ આપનો મુરીદ બની ગયો હતો.

બાદશાહની ફૌજી ટુકડી એક વખત લાહોરથી શાહી ખઝાનાના સંદુક લઇને દિલ્હી જઇ રહી હતી. આ ટુકડીનો સરદાર વિલાયતના સોપાન સર કરી ચુક્યો હતો. માર્ગ વચ્ચે એક ગાઢ જંગલમાં આ ટુકડીએ પડાવ નાખ્યોં. દિલ્હી હજુ ૨૫૦(અઢીસો) કીલોમીટર દુર હતું. ટુકડીના સરદારે પાતાળથી લઇને અર્શે મોઅલ્લાહ સુધી એક નૂરના દીદાર કર્યા. તે નૂરની નૂરાનીયતથી આ જંગલ પણ ઘેરાએલું હતું. આ બનાવથી સરદાર સમજી ગયો કે આ જગ્યા કોઇ મહાન વલીએ કામીલનું જન્મ સ્થળ છે.





ખઝાનાના સંદુકો સાથે ટુકડી દીલ્હી પહોંચી ત્યારે જોગાનુજોગ શહેનશાહ ફીરોઝશાહના પીરો-મુર્શીદ સૈયદ જલાલુદ્દીન બુખારી મખ્દુમ જહાંનીયા જહાંગશ્ત દીલ્હીમાં રોકાયેલા હતાં. એટલે માર્ગ વચ્ચેનો નુરાની બનાવ તેમની સામે રજુ કર્યો .

હઝરત મખ્દુમ જહાંનીયા જહાંગશ્ત(કુદ્દસ્સીર્રહુ)એ આ બનાવ સાંભળી ઘણાં પ્રભાવીત થયાં. અને તેમણે બાદશાહને કહ્યુ કે અમારા સિલસિલામાં સિના-બ-સિના આ વસિયત ચાલી આવે છે કે હિન્દુસ્તાનમાં હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)થી એક હજાર વર્ષ પછી એક મહાન બેમીસાલ વલીએ કામિલ પૈદા થશે. જે યુગનો ઈમામ, મુજદ્દીદે ઈસ્લામ તથા ફૈઝાને નબુવ્વતો વિલાયતથી માલામાલ હશે. તે વલીએ કામીલનું સ્થળ ફલાણો જંગલ જણાય છે, ત્યાં જો કોંઇ વસવાટ થઇ જાય તો યોગ્ય છે.

હઝરત મખ્દુમ(કુદ્દસ્સીર્રહુ)ની ઇચ્છા મુજબ શહેરનું નિર્માણ કરવા માટે બાદશાહે પોતાના વઝીર હઝરત ખ્વાઝા ફતેહુલ્લાહને લાવ-લશ્કર સાથે તે જંગલ તરફ રવાના કર્યો.

ખ્વાઝા ફતેહુલ્લાહે લાવ લશ્કર સાથે જંગલમાં આવીને એક સ્થળ પસંદ કરીને કીલ્લાનો પાયો નાખ્યો અને બાંધકામ શરૂ કર્યુ. પરંતુ દિવસ દરમ્યાન થયેલ બાંધકામ રાત્રે ધરાશય થઇ જતું. ઘણી કોશીશ છતાં પણ બાંધકામ ધરાશયી થવાનું કારણ વઝીરને ન સમજાયું એટલે તેણે આ બનાવની જાણ બાદશાહને કરી.

બાદશાહે આ આખો બનાવ હઝરત મખ્દુમ (કુદ્દસ્સીર્રહુ)ને લખી મોકલાવ્યો એટલે આ બનાવની તપાસ માટે તેમણે હઝરત ઈમામ રફીઉદ્દીન (રહમતુલ્લાહ અલયહ)ને સનામ શહેરથી બહાર બોલાવીને તે જંગલ તરફ રવાના કર્યા, એટલું જ નહી પણ નિમાર્ણ થનાર નવા શહેરમાંજ કાયમી વસવાટની તાકીદ કરી ત્યાંની 'કુતુબીય્યત' પણ આપને સોંપી.

જ્યારે હઝરત ઈમામ રફીઉદ્દીન (કુદ્દસ્સીર્રહુ) તે જંગલમા આવીને બાંધકામ ધરાશાયી થવાનં કારણ શોધ્યું તો આપને પોતાના નુરે બાતીન થી જાણકારી થઇ કે બાદશાહના સિપાહીઓએ મહાન વલીએ કામિલ શર્ફુદ્દીન બુઅલી શાહ કલંદર(કુદ્દસ્સીર્રહુ)ને પણ પકડીને કામે લગાડી દીધા છે. તેઓ રોજ રાત્રે પોતાના આત્મબળના પ્રભાવથી દિવસ દરમ્યાન થયેલ બાંધકામ તોડી પાડે છે.

હઝરત ઈમામ સાહેબે બુઅલીશાહ પાસે જઇને તેમના સ્વમાન

ભંગ બદલ માફી માંગી તો બુઅલીશાહે કહ્યુ કે 'આ શહેરનું ચણતર તે મહાન વલીએ કામિલ માટે થઇ રહ્યુ છે. જે તમારી ઔલાદમાંહેથી થશે. અલ્લાહ ત્આલાએ મને પણ તેની મજુરી પેટે નિમ્યો છે.' આ રજુઆત સાંભળીને હઝરત રફીઉદ્દીને હઝરત બુઅલીશાહને કહ્યુ કે 'તો પછી તમે આ શહેરના બાંધકામને શા માટે તોડી પાડો છો?' તો હઝરત બુઅલીશાહે કહ્યું કે 'ફક્ત તમને બોલાવવા માટે હવે આપ આવી ગયાં છો તો નિશ્ચિંત પણે કિલ્લાનુ બાંધકામ કરાવો.

આટલું કહ્યા પછી હઝરત શર્ફુદ્દીન બુ અલી શાહ કલંદરે એક ઈંટ ઉપાડી અને તેનો એક છેડો પોતાના હાથમાં રાખ્યો અને બીજો છેડો હઝરત ઇમામ રફીઉદ્દીનના હાથમાં રાખ્યો. આ રીતે એક ઈંટને અલ્લાહના બે મહાન વલીઓએ પકડીને તે પવિત્ર શહેરની પાયા વીધી કરી અને હઝરત ઇમામ સાહેબની દેખરેખ હેઠળ તે શહેરનું બાંધકામ પુર્ણતાએ પહોંચ્યું.

## સરહિન્દશરીફ શા માટે?

જે જગ્યાએ આજ સરહિન્દ શરીફ વસેલુ છે ત્યાં ભુતકાળમાં એક ગાઢ જંગલ હતું. જેમાં સિંહનો વસવાટ હતો. આ જંગલને હિન્દીમાં સેહરન્દ કહેવામાં આવતું હતું. સેહ એટલે સિંહ અને રન્દ એટલે રેહઠાણ સેહરન્દ એટલે સિંહોનું રહેઠાણ અને ખરેખર હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ) તથા આપની ઔલાદ જેવા રૂહાની સિંહો શેરેખુદાના શેર આ શહેરમાં જન્મ્યાં.

'સેહરન્દ' અપ ભ્રંશ થઇને 'સરહન્દ' બન્યો અને હવે સરહિન્દના નામે ઓળખાય છે. સર એટલે મસ્તક અને હિન્દ એટલે હિન્દુસ્તાન આમ સરહિન્દ એટલે હિન્દુસ્તાનનું મસ્તક અને ખરેખર આ શહેરની પવિત્રતાને લીધે દુનીયાભરમાં હિન્દુસ્તાનનું મસ્તક ઉંચુ છે.

આ પવિત્ર શહેર દીલ્હી-અમૃતસર રેલ્વે લાઇન ઉપર પંજાબ રાજ્યમાં દીલ્લીથી ૨૫૦ (બસો પચાસ) કીલોમીટર દુર છે. પહેલે સરહિન્દ નો જીલ્લો પતીયાલા હતો. પરંતુ હવે ફતેહગઢ સાહેબનેજ જીલ્લો રચવામાં આવેલ છે.

સરહિન્દ શરીફની અસંખ્ય ફઝીલતો પેટે એક ફઝીલત આ પણ છે કે સરહીન્દ શરીફથી ૨૦,૨૫ કિલોમીટર દુર બ્રાસ નામના ગામડામાં ૪૦ અંબીયાએ કિરામ (અલયહીમુસ્સલામ)ના પવિત્ર મઝારો છે.સરહિન્દ શરીફ સિવાય આ ફઝીલત હિન્દુસ્તાનના કોઇ પણ શહેરને હાંસિલ નથી.





## ખ્વાઝા અબ્દુલ અહદ

આપ હઝરત રફીઉદ્દીન (કુદ્દસ્સીર્રહુ)ના છઠ્ઠી પેઢીએ ઉત્તરાધીકારી છે. તથા હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (અલયહિર્રીદવાન)ના વાલીદે મોહતરમ છે. ભરજવાનીએ આપના દિલમાં 'જઝબએ ઇલાહી' ઉત્પન્ન થતાં આપ સુલુકના મકામો પાર કરવા માટે હઝરત કુત્બે આલમ શાહ અબ્દુલ કુદુસ ગંગોહી (કુદુસ્સીર્રહુ)ની સેવામાં જઇ પહોંચ્યા.

પરંતુ હઝરત શાહ અબ્દુલ કુદુસ ગંગોહીએ આપને ફર્માવ્યું કે, પહેલે ઝાહેરી ઇલ્મ પ્રાપ્ત કરો. પછી જ આ માર્ગ અપનાવો કારણ કે ઇલ્મ વિહોણાં દુર્વેશ. નિમક વિહોણી રસોઇ સમાન છે. હઝરત ખ્વાજા અબ્દુલ અહદે કહ્યું કે, મને મારી ઝીંદગીનો ભરોસો નથી. મૃત્યુ માથે ભમે છે. માટે બયઅત ફર્માવો.

ત્યારે શાહ અબ્દુલ કુદુસે કહ્યું કે, મૃત્યુનો સમય હજુ ઘણો દુર છે. અલ્લાહત્આલા આપ થકી એક ખાસ કામ લેનાર છે. આપના લલાટ ઉપર એક વલીએ કામીલનુ નુર જગમગાટ કરે છે. તે વલીનો ઝુહુર જરૂરી છે. જો હું તે વલીની પયદાઇશ સુધી જીવતો રહીશ તો તેના વસીલાથી કુર્બે ઇલાહીની વધુ મંઝીલો હાંસીલ કરીશ.

આ ચર્ચા પછી ખ્વાજા અબ્દુલ અહદને હઝરત શાહ સાહેબની ઝઇફીનો વિચાર આવ્યો એટલે આપના આ વિચારને પણ હઝરત શાહ અબ્દુલકુદુસે પોતાના કશ્ફ મારફત જાણીને કહ્યું કે, આપના ઝાહેરી ઇલ્મની તકમીલ સુધી જો હું જીવતો ન રહું તો મારા સાહેબઝાદા મૌજુદ છે. તેમના હાથ ઉપર બયઅત કરજો. એટલે ખ્વાજા અબ્દુલ અહદ આ પંકતી બોલીને ત્યાં થી રવાના થયા.

**'સબ્રે કુનયમ તા કરમે ઉચહા કુન્દ'**

(સબ્ર કર જેથી તેમની મહેરબાની જોઇ શકાય)

હજુ તો આપે ઝાહેરી ઇલ્મની તકમીલ પણ ન હતી કરી કે, હઝરત શાહ અબ્દુલકુદુસ ગંગોહી (કુદ્દસ્સીર્રહુ)ના વિસાલના સમાચાર મળ્યા. જેથી આપ અત્યંત ગમગીન થયા અને અફસોસ કરવા લાગ્યા. ત્યાર બાદ ઝાહેરી ઇલ્મનો અભ્યાસ પૂર્ણ કરી અલગ અલગ સ્થળોની મુસાફરી બાદ કેટલાય વર્ષે હઝરત શાહ અબ્દુલ કુદુસની ખાનકાહ શરીફમાં આવી પહોંચ્યા અને આપના પુત્ર હઝરત શૈખ રૂકનુદ્દીનના મુરીદ બન્યા.

હઝરત શાહ અબ્દુલ કુદુસ ગંગોહીએ પોતાની વફાતથી પહેલાં

પોતાના પુર્વગામી ઉત્તરાધીકારી હઝરત શૈખ રૂકનુદ્દીનને હઝરત ખ્વાજા અબ્દુલઅહદની આધ્યાત્મીક તાલીમ માટે ખાસ વસીયત કરી હતી. તેમણે પણ તે વસીયત પ્રમાણે હઝરત અબ્દુલ અહદનો રૂહાની અભ્યાસ શરૂ કરાવ્યો અને અતિ ઝડપથી આ અભ્યાસ પૂર્ણ કરાવી હીજરી સંવત ૯૭૯ માં આપને સિલસિલએ કાદરીયાહ તથા સિલસિલએ ચિશ્તીયાહ સાબેરીયાહની ખિલાફત અર્પણ કરી. જો કે સિલસિલએ સોહરવર્દીય્યાહની ખિલાફત આપને આપના વાલીદે મોહતરમ હઝરત શૈખ ઝૈનુલ આબેદીન તરફથી હતી એટલે જ આપને મખ્દુમની ઓળખથી ઓળખવામાં આવતાં હતા.

## સુલુકે સિલસિલ એ કાદરીયાહ

હઝરત ખ્વાજા મખ્દુમ અબ્દુલ અહદે સુલુકે સોહરવર્દીય્યાહ પોતાના વાલીદે મોહતરમ પાસે પુર્ણ કર્યો. જ્યારે સુલુકે ચિશ્તીય્યાહ હઝરત રૂકનુદ્દીન ગંગોહી પાસે પૂર્ણ કર્યો અને સુલુકે કાદરીય્યાહ હઝરત શાહ કમાલ કાદરી, કેથલી(કુદ્દસ્સીર્રહુ) પાસે પુર્ણ કર્યો.

## હઝરત શાહ કમાલ કાદરી(કુદ્દસ્સીર્રહુ)

આપ સિલસિલએ કાદરીય્યાહના અતિ મહાન વલીએ કામીલ છે. એટલું જ નહીં પણ સરકાર ગૌષુલ આઝમ દસ્તગીર (કુદસ્સીર્રહુ)ના વંશજ છે અને ખરા અર્થમાં પોતાના બાપદાદાઓના ઉત્તરાધીકારી હતા. હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીનું કથન છે કે 'જ્યારે દિવ્યદ્રષ્ટિથી જોવામાં આવે છે તો દેખાય છે કે સિલસિલએ કાદરીય્યાહ્માં હુઝુર ગૌષેપાક પછી હઝરત શાહ કમાલ કાદરી જેવા બૂર્ઝુગ નથી થયા.'

જઝબાહ્ના ગલ્બા હેઠળ શાહ કમાલ(કુદ્દસ્સીર્રહુ) રાતના જંગલમાં ચાલ્યા જતાં હતા અને જ્યારે તેમને ભુખ કે તરસ લાગતી ત્યારે એકા એક તે જગ્યાએ શહેર ગેબી રીતે જાહેર થતો. શહેરમાં વસવાટ કરનારાઓના માન એહતરામ સહીત આપને પોતાને ત્યાં લઇ જતાં અને આખી રાત આપની ખિદમત કરતા. સવાર થતાં તે શહેર અને તેની અંદર વસવાટ કરનારા ગાયબ થઇ જતાં. જંગલ હોય કે રણમેદાન જ્યારે પણ જઝબાહના ગલ્બા હેઠળ હઝરત શાહ સાહેબ ને ભુખ કે તરસ લાગી તો આપના માટે આ રીતે ગેબી શહેર જાહેર થઇ જતો.

હઝરત શાહ કમાલ કાદરી તથા હઝરત મખ્દુમ અબ્દુલ અહદની પ્રથમ મુલાકાત હઝરત જલાલુદ્દીન થાનેસરી(કુદ્દસ્સીર્રહુ)ને ત્યાં થઇ હતી.





ત્યારે આપ પોતાની દિવ્યદ્રષ્ટિતી જાણી લીધું હતું કે હઝરત શાહ સાહેબ મહાન વલીએ કામીલ છે. અને 'પાયલ' નામના ગામમાં વસે છે.

હઝરત મખ્દુમ ખ્વાજા અબ્દુલ અહદ થોડા દિવસો બાદ પાયલ જઇ પહોંચ્યા અને હઝરત શાહ કમાલ કાદરીની ખિદમતમાં હાજર થઇને સુલુકે કાદરીય્યાહ્ પૂર્ણ કર્યા અને અસંખ્ય ફાયદાઓ તથા બરકતો સિવાય 'નિસ્બતે ફર્દીય્યત' હાંસીલ કરી.

હઝરત શાહ કમાલ (કુદસ્સીર્રહુ)ની વફાત ૮૦(એંસી) વર્ષની ઉમરે ૧૯ જમાદીઉસ્સીની હીજરી સંવત ૯૨૧માં થઇ. આપનો મઝાર હરીયાણા રાજ્યનાં કેથલ શહેરમાં છે.

## તરીકએ નકશબંદીય્યાહ્ની તમન્ના

હઝરત મખ્દુમ અબ્દુલ અહદે પોતાના બુઝુર્ગોથી તરીકએ નકશબંદીયાહની ફઝીલતો સાંભળી હતી અને તસવ્વુફના ગ્રંથોમાં આ ફઝીલતો વાંચી હતી. એટલે જ આપ ફર્માવતાં કે આ તરીકાનું કેન્દ્ર તથા વિશાળતા અને ઘેરાવાનો મધ્યબિંદુ સિલસિલએ નકશબંદીયાહના બુઝુર્ગોને પ્રાપ્ત થયો છે. પરંતુ આ દેશ તે તરીકાના મશાએખોથી ખાલી છે. અફસોસ તો આ વાતનો છે કે અમને આ મહાન તરીકાથી ફાયદો મેળવવાનો મોકો ન મળ્યો.

## અન્ય બુઝુર્ગોની સોહબતમાં

હઝરત ખ્વાજા મખ્દુમ અબ્દુલ અહદે બુઝુર્ગોથી સોહબત માટે કાબુલથી લઇને બંગાળ સુધી મુસાફરી કરી. કેટલાયે બુઝુર્ગોની સોહબત અપનાવી 'રોહતવાસ' શહેરમાં હઝરત શૈખ ઇલાહદાદથી અને જોનપુરમાં હઝરત સૈયદ અલી કવામ નિઝામીથી તથા કેટલાયે બુઝુર્ગોથી ફાયદો હાંસીલ કર્યો હતો.

## આપની કરામતો

કેટલાએ માણસો આપને જણાંવતાં હતાં કે અમોએ આપથી મક્કાશરીફમાં મુલાકાત કરી તો કોઇ આવીને કહેતો કે મેં આપથી મદીના શરીફમાં મુલાકાત કરીછે. તો કોઇ કહેતો કે મેં આપથી બગદાદ શરીફમાં મુલાકાત કરી હતી. ત્યારે આપ આજેઝીથી જણાંવતાં હતા કે ભાઇ હું તો ત્યાં કદીએ નથી ગયો. પછી ત્યાં મુલાકાત કરવાનો પ્રશ્ન ક્યાં છે. એક વખતનો બનાવ છે કે જોગાનુજાગ રાત્રે એક માણસ આપના હુજરામાં જઇ પહોંચ્યો. તો તેણે જોયું કે આપ કપાયેલી હાલતમાં ટુકડે-ટુકડા થઇને પડયા છે. તે સમજ્યો કે આપને કોઇએ કત્લ કરી નાખ્યાં છે. એટલે રડતો છાતી

પીટતો તે બહાર આવ્યો અને ખબર આપી જ્યારે બીજાઓ હુજરામાં દાખલ થયા તો જોયું કે આપ પોતાની ગાદી ઉપર મુરાકેબાહમાં મગ્ન છે.તેઓએ આપના ચરણ સ્પર્શ કર્યા તો આપે જણાવ્યું કે મારી હયાતીમાં આ બનાવ કોઈને ન કહેવો.

### હઝરત મખ્દુમની વફાત

આપની વફાત ૧૭ રજબ ૧૦૦૭ હીજરીમાં ૮૦ વર્ષની ઉમરે થઇ આપનો પવિત્ર મઝાર પણ સરહિન્દ શરીફમાં જ શહેરથી પશ્ચિમ તરફ એક માઇલ દુર આવેલા કબ્રસ્તાનની અંદર એક વરંડીમાં છે. આપના પછી ખાનકાહ શરીફના સાહેબે સજ્જાદાહ હઝરત મુજદ્દીદે અલ્ફેસાની થયા જે આપના ચોથા નંબરના પુત્ર અને ખલીફાએ અંતિમ હતાં.

### આગમનની બશારતો

કોઇ મહાન વિશ્વવિભુતી વલીએ કામીલ જ્યારે પણ આ નાશવંત દુનિયામાં તશરીફ લાવવાનો હોય છે. ત્યારે તેના આગમનની ખબર કેટલાય વર્ષો પહેલેથી જ પુર્વગામીઓ આપતા રહે છે. હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેસાની (કુદ્દસ્સીર્રહુ) માટે પુર્વગામીઓએ આપેલ બશારત આ રીતે છે.

**બશારત નં.૧:-**

કાલન્નબીય્યે (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) **રજુલુન ફી ઉમ્મતી યોકાલ લહુ સેલતુન યદખોલુલ જન્નત બે શફાઅતેહી કઝાં વ કઝા.** (ફર્માવ્યું નબી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) એ કે મારી ઉમ્મતમાં એક શખ્શ થશે. જેને 'સિલાહ'થી ઓળખવામાં આવશે. જેની શફાઅત દ્વારા અસંખ્ય જન્નતમાં દાખલ થશે.)

**સમજઃ** હુઝુર નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)થી લઇને આજ દીવસ સુધી હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (કુદ્દસ્સીર્રહુ) સિવાય કોઇ વલીને 'સિલાહ્'ના લકબથી ઓળખવામાં નથી આવ્યો. સિલાહ્નો અર્થ થાય છે મેળાપ કરાવનાર. આપે સૌ પ્રથમતો સુફીયોના 'વહેદતુલ વુજુદ' તથા 'વહેદતુશ્શુહુદ' ની અલગ અલગ માન્યતા ધરાવનાર બે અલગ સમુહોને એક કર્યા, તથા સુફીઓ અને આલીમોના જાહેરી મતભેદો નષ્ટ કરી, સાબિત કર્યું કે શરીઅત અને તરીકત અલગ નથી, પરંતુ એકબીજાના લાઝીમો મલઝુમ છે. સિલાહ્નો ઇકરાર કરતા આપ ખુદ લખે છે કે, તમામ તારીફો તે ઝાત માટે છે.જેમણે મને બે સમુહો વચ્ચે કેન્દ્ર અને બે સમુહો વચ્ચે સિલાહ્





બનાવ્યો. આપનો આ ઇકરાર દફતરે દોયામના મકતુબ નં. ૬ ની અંદર છે.

આ હદીષેપાકને શાહ અબ્દુલ હકક મોહદીષે દહેલ્વી(રહમતુલ્લાહ અલયહ) પોતાની કૃતિ 'અખ્બારૂલ અખ્યાર'માં હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીના હાલત રજુ કરતાં લખી છે. તથા હઝરત અલ્લામા જલાલુદ્દીન સુયુતિએ પોતાની કૃતિ 'જામેઉલ જવામેંઅ્' માં પણ લખી છે.

**બશારત નં. ૨ :**

કાલ રસુલલ્લાહે (સલ્લલ્લાહો અલયહે વ આલેહી વસલ્લમ) **બઅસલ્લાહો રજુલુન અલા રાસે અહદ મેઅતે સનતીન હોવ નુરૂન અઝીમ ઈસ્મહુ ઈસ્મી, બયનસ્સલાતીનીલ જાબેરીન વ યદખુલુલ જન્નત બે શફાઅતેહી રીજાલુલ વફા.** (રસુલુલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમે) ફર્માવ્યું,'અગીયારમી સદીના આરંભે બે જાબીર બાદશાહો વચ્ચે અલ્લાહ ત્આલા એક શખ્સને મબઉસ કરશે. જેનું નામ મારા નામ મુજબ હશે. અસંખ્ય વ્યક્તિઓ તેની શફાઅત દ્વારા જન્નતમા જશે.'

**સમજ :-**

આ હદીષે પાકમાં આવનાર વિશ્વ વિભુતી ની પાંચ નિશાનીઓનો ઉલ્લેખ છે.

(૧)અગીયારમી સદીના આરંભમાં મબઉસ થવું (૨)બે જાબીર બાદશાહોની વચ્ચે થવું (૩) નુરે અઝીમ હોવું (૪) હુઝુર અલયહિસ્સલામના હમનામ હોવું (૫) શફાઅતની લાયકાતને યોગ્ય હોવું હવે આ પાંચ નિશાનીઓ હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીમાં જોઇ શકાય છે. નિશાની નં.(૧) આપના તજદીદી કારનામા અગિયારમી સદીના આરંભે શરૂ થયાં. નિશાની નં.(૨) આપ બાદશાહ અકબર તથા જહાંગીર બાદશાહની વચ્ચે થયાં, નિશાની નં.(૩) આપ હુઝુર અલયહિસ્સલામના હમનામ છે. નિશાની નં.(૪) આપના પવિત્ર નુરના દિદાર અસંખ્ય વલીઓએ કર્યા. નિશાની નં.(૫) લાખો કાફીરો તથા ગાફીલો અને ગુમરાહોએ આપના હાથ પર તૌબાહ્ કરી. અને જન્નતના હકદાર બન્યા.

કિતાબે 'જામેઉદ્દરર'ના હવાલાથી હઝરત ખ્વાઝા મોહંમદ એહસાને પોતાની કૃતી 'રોઝતુલ કૈયુમીયાહ'મા હઝરત મુજદ્દીદે અલ્ફેસાનીના આગમન વિષે આ હદીષ રજુ કરી છે. (વધુ વિગતો માટે જુઓ અમારુ પ્રકાશન **મનકી આંખે ખોલ...**)

**બશારત નં.-૩**

એક વખત હઝરત ગૌષુલ આઝમ દસ્તગીર સૈયદ મોહ્યુદ્દીન અબ્દુલ કાદીર જીલાની(કુદ્દસ્સીર્રહુ) જંગલમાં મુરાકેબાહની અંદર મગ્ન હતાં કે અચાનક એક નુર ઝાહેર થયો. જેનાથી સમગ્ર બ્રહ્માંડ પ્રકાશીત થઇ ગયો. અને તે જ વખતે આપના દિલમાં આ વાત ઉતારવામાં આવી કે આપના યુગથી ૫૦૦ (પાંચસો) વર્ષ બાદ દુનીયામાં શીર્ક અને બીદઅતનો અંધકાર ફેલાય જશે. ત્યારે એક અજોડ વલીએ કામિલ પૈદા થશે. તે દુનીયાથી શીર્ક અને બિદઅતના અંધકારને દુર કરશે. દીને મોહંમદીને નવી તાજગી બખ્શશે. તેની સોહબત નસીબદાર બનવા માટે જડીબુટ્ટી સમાન હશે. તેના પુત્રો અને ખલીફાઓ અલ્લાહની બારગાહમાં ઉચ્ચ દર્જે હશે.

આ ભવિષ્યવાળી સાંભળીને આપે પોતાનો ખાસ ઝભ્ભા મુબારકને પોતાની ખાસ ખુબીઓથી તરબતર કરીને તે ઝભ્ભો પોતાના પુત્ર સૈયદ તાજુદ્દીન અબ્દુર્રઝાક (રહેમતુલ્લાહ અલયહ)ને સોંપીને ફરમાવ્યું કે જ્યારે તે બુર્ઝુગનો ઝુહુર થાય. ત્યારે આ ઝભ્ભો તેમને સોંપવો.

વારસાગત રીતે આ ઝભ્ભો મુબારક આપની વસિયત પ્રમાણે તે બુર્ઝુગ માટે સચવાતો આવ્યો. છેવટે આપની ઔલાદમાં હઝરત શાહ સિકંદર કાદરી થયાં. જેમણે આ ઝભ્ભો મુબારક હીજરી સંવત ૧૦૧૧માં હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીના હવાલે કર્યો.

**સમજ :-**

હીજરી ૪૭૧માં હઝરત ગૌષુલ આઝમનો જન્મ થયો અને બરોબર ૫૦૦(પાંચસો) વર્ષ બાદ હીજરી ૯૭૧માં હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીનો જન્મ થયો.

**બશારત નં.-૪**

હઝરત શૈખ ખલીલુલ્લાહ બદખ્શી રહેમતુલ્લાહ અલયહેના હાલાતમાં લખેલું છે કે એક દિવસ આપે કહ્યું કે, સુબ્હાનલ્લાહ ખ્વાજગાનના સિલસિલા માંહેથી એક શખ્સ હિન્દુસ્તાનમાં પૈદા થશે. જે ઉમ્મતે મોહંમદીના તમામ વલીઓમાં શ્રેષ્ઠ હશે. પરંતુ અફસોસ કે અમે ત્યાં સુધી જીવતા નહી રહીએ કે તેમની ખીદમત કરી શકીએ.

ત્યાર બાદ આપે ઘણી અકીદત સાથે એક પત્ર લખીને પોતાના મોટા ખલીફાને આપ્યો અને કહ્યુ કે આને સાચવીને રાખજો. જ્યારે હઝરત મુજદ્દીદે અલ્ફેષાની ઝાહેર થાય તો આ પત્ર અકિદતો એહતરામ સાથે તેમની





સેવામાં રજુ કરજો. જેથી અમારા માટે તેઓ દુઆએ ખયર કરે.

જ્યારે હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (કુદ્દસ્સીર્રહુ)ની ઉંમર ૫૦ વર્ષની થઇ ત્યારે હઝરત ખલીલુલ્લાહ બદખ્શીનો પત્ર હઝરત અબ્દુર્રહમાન બદખ્શી મારફતે આપની પાસે પહોચ્યોં. આપે પત્ર લખનાર માટે દુઆ ફરમાવી અને કહ્યુ કે 'શૈખ ખલીલુલ્લાહ ઉમ્મતના મહાન વલીઓમાં દેખાય છે.'

**બશારત નં.-૫**

હઝરત શેખ સલીમ ચીશ્તી એક વખત મુરાકેબાહ્માં મગ્ન હતાં અને તે વખતે તેમણે જોયું કે સરહિન્દ શરીફની પવિત્ર ધરતીથી એક નુર ઝાહેર થયો. જેની નુરાનીયતે સમગ્ર ઝમીનો આસમાનને ઘેરી લીધાં. શેખ સાહેબ આ જોઇને નવાઇ પામ્યાં કે આ નુર કોનુ છે. તો આપને ઇલ્હામ થયોં કે 'ઉમ્મતે મોહંમદી માંહેથી એક શખ્સ તે શહેરમાં પૈદા થશે. જે તમામ વલીઓથી શ્રેષ્ઠ હશે. અને તમામ મખ્લુક તેના ફયઝથી હિદાયત મેળવશે અને શરીઅતના એહકામોને તેની મારફતે નવી તાઝગી મળશે.'

**બશારત નં.-૬**

હઝરત દાઉદ કપસરી 'ફુસુસલ્હીકમ' ની શરેહના લેખક 'મુકદમએ કયસરી'ના બીજા પ્રકરણમાં લખે છે કે દરેક નામ તથા ગ્રહનું ભ્રમણ એક હજાર વર્ષનું હોય છે. 'આ ઉમ્મતમાં એક હજાર વર્ષ પુરા થતાં એક નાયબે રસુલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) પૈદા થશે તે દીનમાં પેસી ગએલી ખરાબીઓને દુર કરીને સુધારા કરશે. દીનને અસલી હાલત પર લાવશે.'

**બશારત નં.-૭**

હઝરત શેખ એહમદ જામ (કુદ્દસ્સીર્રહુ)ના જીવન ચરીત્રમાં લખેલુ છે કે, હઝરત જામે કહ્યુ મારા પછી સતર(૧૭) વ્યક્તિઓ એહમદ નામથી પૈદા થશે અને છેલ્લી વ્યક્તિ મારાથી ૪૦૦ વર્ષ પછી પૈદા થશે. જે સૌથી શ્રેષ્ઠ હશે.

**સમજ :-** હઝરત એહમદ જામની વફાત હીજરી સંવત ૬૦૦માં થઇ અને હઝરત મુજદ્દીદે અલ્ફેસાનીનો ઝુહુર અલફેસાનીનો આરંભ છે. એટલે આ રીતે બરોબર ૪૦૦ વર્ષ પછી આપ જાહેર થયાં.

**બશારત ન.-૮**

હઝરત અબ્દુલ અહદ જ્યારે હઝરત અબ્દુલ કુદુસ (કુદસ્સીર્રહુ) પાસે બયઅતના ઇરાદે હાજર થયા. ત્યારે તેમણે કહ્યું કે, 'આપના લલાટ ઉપર એક વલીએ કામીલનું નુર જગમગાટ કરે છે. તેમની પૈદાઇશ સુધી જો

હું જીવતો રહીશ તો તેમના વસીલાથી વધુ કુર્બે ઇલાહી મેળવીશ.'

**બશારત નં. ૯**

હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (કુદ્દસ્સીર્રહુ) ના વાલીદ હઝરત અબ્દુલ અહદે એક વખત મુરાકેબ્બાહ્માં જોયું કે દુનિયામાં અંધકાર છવાયેલો છે અને સુવ્વર, વાંદરા તથા રીંછ માણસોને હેરાન કરી રહયા છે. તે જ વખતે આપના સીના માંહેથી એક નુર ઝાહેર થયો અને આ નુર માંહેથી વીજળીનો ચમકારો થયો. જેને કારણે રીંછ-વાંદરા તથા સુવ્વર ભષ્મ થયા.

ત્યાર બાદ તે નુરમાંહેથી એક તખ્ત ઝાહેર થયો જેની ઉપર એક બુઝુર્ગ બેઠા છે. જેમની ચારે તરફ અસંખ્ય માણસો અદબ સાથે ઊભા છે. આસમાનથી ફરીશ્તાઓ પણ આવીને તેમની સામે ઊભા છે.

તે વખતે ઝાલીમો, મુર્તદો અને બે-દીનોને તેમની સામે લાવીને ઘેટા બકરાની જેમ કાપવામાં આવે છે. અને એલાન કરવાવાળો એલાન કરી રહયો છે, **કુલ જા-અલ હક્કો વઝ હકલ બાતિલ ઈન્નલ બાતિલ કાન ઝહુકા.** (અર્થાત્ઃ હકક આવ્યો અને બાતીલ પાયમાલ થયો.)

આપે આ બનાવ હઝરત શાહ કમાલ કેથલી સામે રજુ કર્યો. આપે મુરાકેબ્બાહ ફર્માવ્યા પછી કહ્યું કે, 'આપને ત્યાં એક પુત્ર પૈદા થશે જે ઉમ્મતના વલીઓથી અફઝલ હશે. દીને મોહંમદીની ઉન્નતિ થશે.'

**બશારત નં.૧૦:**

હિન્દુસ્તાનના મહાન વલીઓ હઝરત નિઝામ નારનોલી તથા શેખ અબ્દુલ્લાહ સોહરવર્દી પાસે માણસો આવીને અકબર બાદશાહની શિકાયત કરતા. તે વખતે આ વલીઓ મુરાકેબોહ ફર્માવતા અને તેમને ઇલ્હામ થતો કે નિકટમાં જ એક ઇમામે યુગ તથા મુજદ્દીદે ઇસ્લામનો ઝુહુર થશે. જેને લીધે ગુમરાહી તથા બેદીનનો અંધકાર દુર થશે.

**સદરે જહાંનો ખ્વાબ**

અકબર બાદશાહના અમીર સૈયદ સદરે જહાંએ એક વખત ખ્વાબ જોયો કે કાળા રંગનાબગલાઓએ આખી દુનિયા કાળી કરી નાંખી છે. અને પવનને લીધે ઝાડ તથા મકાનો ધરાશાયી થઇ રહયા છે. વધારામાં તે બગલાઓ માંહેથી વિંછી વિખેરાઇ રહયા છે. જે માણસોને ડંશે છે.

તે જ વખતે સરહિંદની ભુમી માંહેથી એક નુર ચમકયો. જેને લીધે જમીનો આસમાન મુનવ્વર થયા.અને તે બગલાઓ ગુમ થઇ ગયા. તથા વીંછી નષ્ટ થયા. તે નુર માંહેથી અસંખ્ય ખુબસુરત પક્ષીઓ જાહેર થયા.જે





વિદ્વતાથી પાલનહારના વખાણ કરતા હતા અને કહેતા હતા, **'કુલ જા-અલ હક્કો વઝ હક્કલ બાતિલ.'** (કહો હકક આવ્યો અને બાતિલ ભાગ્યો.)

સદરે જહાંએ હઝરત જલાલુદ્દીન થાનેસરીથી પોતાના ખ્વાબની તાબીર પુછી તો તેમણે કહ્યું કે, બગલાઓ એટલે બિદઅત ગુમરાહી અને કુફ્રનો ગલ્બો, જે અત્યારે ફેલાયેલા છે. અને વીંછીઓના અર્થ બેદીનીના પ્રચારક છે. અને જે નુર સરહિંદની ભુમીથી ઝાહેર થયો તે વલીએ કામીલનો નુર છે. જે તે શહેરમાં પૈદા થશે.જે ઇસ્લામને નવજીવન અતા કરશે હઝરત મુજદ્દીદે અલ્ફેસાનીની મોહબ્બતનો દીપક સળગી ઉઠયો. તે આપની પ્રતિક્ષા કરવા લાગ્યા. અને છેવટે તજદીદના બીજા વર્ષે તેમની તમન્ના પુરી થઇ અને આપને હઝરતના મુરીદ બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું.

**ખાને આઝમનો ખ્વાબ**

આપે એક રાત્રે ખ્વાબ જોયો કે એક વિશાળ ઘનઘોર જંગલમાં અંધકારની નદી વહે છે. અને તે નદીમાંથી ઝહેરીલા જીવ-જંતુઓ બહાર આવી રહયા છે. નદીના પાણીનું વહેણ જ્યાં પણ વહે છે. ત્યાં અંધકાર છવાઇ જાય છે. અને જમીન કાળી થઇ જાય છે. અને ઝાડના પાંદડાઓ ખરવા લાગે છે.

અને તે વખતે આસમાનથી એક માણસ નાઝીલ થાય છે. જેના નુરાની કીરણોના લીધે પૂર્વથી પશ્ચિમ સુધીની ધરતી પ્રકાશીત થઇ જાય છે.તેઓ જ્યાં પણ ડગલો માંડે છે. ત્યાં મીઠા પાણીના ઝરણા વહેવા લાગે છે. જેમાં અસંખ્ય પક્ષીઓ સ્નાન કરે છે. અને તે પાણી પીએ છે.પાણી પીવાને કારણે અને સ્નાન ને લીધે તેમના રૂપ-રંગમાં નિખાર આવી જાય છે.

તે ઝરણું એટલી હદે વિસ્તર્યુ કે આખી દુનિયા તેના પાણીથી ધરાઇ ગઇ અને ઝહેરીલા જીવ-જંતુઓ તેના લીધે હલાક થયા.ઝાડ ઉપર નવી કુંપળો ફુટી નિકળી અને તે અંધકારની નદી નષ્ટ થઇ ગઇ.

ખાને આઝમે પોતાના ખ્વાબની તાબીર, તાબીર કરનારાઓથી જાણી તો તેમણે વિચાર કર્યો પછી કહ્યું કે, અંધારી નદી એટલે હિંદુસ્તાનમાં કુફ્રનો ગલ્બો અને ઝહેરીલા જીવ-જંતુ એટલે બેદીનો જે વ્યકિત આસમાનથી નાઝીલ થઇ તે હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના પુર્વ ઉતરાધીકારી છે. જે નિકટમાં પૈદા થશે અને તેના કદમોની બરકતથી હિદાયતનું ઝરણું વહેવા લાગશે.

તેની હિદાયતના નુરથી પુર્વથી પશ્ચિમ સુધીની ભુમી નુરાની થઇ

જશે અંધકાર, બિદઅત અને ગુમરાહીની નદી નષ્ટ થઇ જશે. તેની પીરી મુરીદીના પ્રકાશથી બેદીનો મરણ પામશે. તે શખ્શ તમામ મશાઇખેં ઉમ્મતથી અફ્ઝલ હશે.

આ તાબીર સાંભળીને ખાને આઝમના દીલમાં હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીની ગાઢ અકિદત બંધાઇ ગઇ. તેઓ આપની પ્રતિક્ષા કરવા લાગ્યા દરેકથી આપના ચિહ્નો પુછતા રહેતા હતા. છેવટે આપના દિદારથી મુશર્રફ થયા.

### હઝરત શેખ સુલ્તાનનો ખ્વાબ

આપ પણ અકબર બાદશાહના યુગમાં એક ઉચ્ચ દરજ્જાના અમીર હતા. એક રાતે આપે ખ્વાબ જોયો કે આખી દુનિયામાં અંધકાર છવાઇ ગયો છે. અને એક ભારે ભરખમ ખતરનાક હાથી માણસોને હલાક કરી રહ્યો છે.

અને તે જ વખતે એક નુરાની વલીએ કામીલ નુરાની ચહેરાઓવાળી ફોજ સાથે આવી પહોંચ્યા. દરેક ફોજીના હાથમાં એક એક નુરાની મસાલ હતી. તેમની નુરાનીય્યતથી સમગ્ર દુનિયા અને દુનિયાદારો મુનવ્વર થઇ ગયા. તે વલીએ કામીલ તથા તેમની ફૌજનો નુર ઉતરોતર વધતો જતો હતો અને સતત તેમની ફૌજમાં ભરતી થતી રહેતી હતી.

એટલી હદે કે આ ફૌજ આખી દુનિયા પર છવાઇ ગઇ. તે વલીએ કામીલના નુરાની કિરણો શૈખ સુલ્તાન ઉપર પણ પડ્યા. એટલુંજ નહીં પણ તેમણે એક ગઝબનાક દ્રષ્ટિ તે ખતરનાક હાથી ઉપર નાંખી. તેની સાથે જ હાથી જમીન ઉપર ઢળી પડ્યો અને તડપીને મરણ પામ્યો.

શૈખ સુલ્તાનને તેમના ખ્વાબની તાબીર આ બતાવવામાં આવી કે નિકટમાં જ એક વલીએ કામીલ પૈદા થશે. તેના આત્મબળના નુરને લીધે કુફ્રનો અંધકાર જે અત્યારે ફેલાએલો છે.ઇસ્લામના નુરમાં પરિવર્તન પામશે. બિદઅત અને ગુમરાહી દુનિયાથી દુર થશે. સુન્નતે નબવી (અલયહીસ્સલાતો વસ્સલામ)ને નવજીવન પ્રાપ્ત થશે અને તેમની સાથે જે ફૌજ હતી. તે તેમના વારસદારો પુત્રો અને ખલીફા, ફૌજમાં ભરતી એટલે ઉતરોતર તેમના મુરીદોમાં વધારો. અને ભારી ભરખમ હાથી એટલે અકબર બાદશાહ પોતે.

આ ખ્વાબ પછી હઝરત શૈખ સુલતાનના દીલમાં મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ)ની અકિદત, મોહબ્બત એટલી હદે ઉભરાણી કે છેવટે આપે પોતાની પુત્રીના નિકાહ આપની સાથે કરી આપ્યો.





**કીસ શૈરકી આમદ હય કે રન કાંપ રહા હૈ,**
**રન એક તરફ ચર્ખે કુહન કાંપ રહા હૈ,**
**કીસ્રાએ સલાતીને ઝમન કાંપ રહા હૈ,**
**રૂસ્તમ કા બદન ઝેરે કફન કાંપ રહા હૈ.**

**વિલાદતે બા સઆદતઃ-**

જેમના પવિત્ર આગમનની બશારતો મહાન ઔલીયાએ કામેલીન આપતા રહયા. તે મહાન હસ્તી આ રીતે દુનિયામાં આવી કે હીજરી સન ૯૭૧ દસમી મોહર્રમ જુમ્માની રાત્રે આસમાન ઉપર આખા જગતને ઝળાંહળ કરી દેતુ એક અલૌકીક નુર પ્રગટયું. જેના દિદાર સમગ્ર સૃષ્ટિએ કર્યા. એ જ રીતે એ જ સમયે આપે પોતાની વાલેદાહ્ના ગર્ભમાં સ્થાન લીધું. ઝમીન અને આસમાનમાં સર્વત્ર આનંદ છવાઇ ગયો. હિંદની ધરતીને આ ઉચ્ચ અને મોટું માન મળ્યું. ૯ માસ ચાર દીવસ વિત્યા પછી ૧૪ સવ્વાલ ૯૭૧ હીજરી જુમ્માની રાત્રે આપ દુનિયામાં તશરીફ લાવ્યા. સર્વત્ર પ્રકાશ પથરાણો. વાતાવરણ આનંદમય બની ગયું.

આપની વિલાદત પ્રસંગે અતિ મહત્ત્વના નવ બનાવો બન્યા. જે રીતે હુઝુર સલ્લલ્લાહો અલયહે વસલ્લમ તથા હુઝુર ગૌષેપાક રદીયલ્લાહો અન્હોની વિલાદત પ્રસંગે બન્યા હતા.હઝરત ઈમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાનીની પવિત્ર વિલાદત વખતે બનેલા નવ બનાવો 'રોઝતુલ કય્યુમીયાહ' નામની કીતાબમાં આ રીતે લખાએલા છે.

(૧) આપના વાલીદે મોહતરમ હઝરત અબ્દુલ અહદે જોયું કે હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) અંબિયાએ કિરામની પવિત્ર જમાઅત સાથે તશરીફ લાવ્યા. અને હઝરત મુજદ્દીદે અલ્ફેસાનીના કાનોમાં અઝાન તથા તકબીર કહી. આપના ઉચ્ચ દર્જાઓનું વર્ણન કર્યું.

(૨) આપના વાલીદે નબીઓ, રસુલો, કામીલવલીઓ તથા તેમની સાથે ૭૦૦૦૦ સીતેર હજાર ફરીશતાઓને લીલાઝંડાઓ સાથે આપના મર્તબાઓનું વર્ણન કરતાં સાંભળ્યાં.

(૩) હઝરત શૈખ અબુલ હસન આપની વિલાદત વખતે સરહિંદ શરીફમાં મૌજુદ હતા. તેમણે જોયું કે સરહિંદ શરીફમાં તમામ નબીઓ અને વલીઓ જમા થયા છે. અને તેમની વચ્ચે મિમ્બર ઉપર બેસીને એક અતિ નુરાની બુઝુર્ગ ફર્માવી રહ્યા છે કે, જેટલા પણ કમાલાત અત્યાર સુધી અલગ-અલગ ઔલીયાએ કિરામોને આપવામાં આવ્યા. તે તમામ એક સામટા હઝરત

મુજદ્દીદે અલ્ફેસાનીને અતા થયા છે.

(૪) ઉમ્મતના તમામ ઔલીયાએ કિરામ જમા થઈને આપના વાલીદ હઝરત અબ્દુલ અહદને મુબારક બાદ આપી રહ્યા છે. અને આપના મહાન દર્જાઓનું બયાન ફર્માવી રહ્યા છે.

(૫) હઝરત શૈખ અબ્દુલ કુદ્દુસ ગંગોહીના મહાન ખલીફા હઝરત શૈખ અબ્દુલ અઝીઝ, હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો અન્હો)ની વિલાદત શરીફ વખતે સરહિંદ શરીફમાં હાજર હતા.તેમણે જોયું કે ફરીશતાઓનું એક મોટું ટોળું આપની ફઝીલતો બયાન કરી રહ્યું છે.

(૬) આપની વિલાદતથી લઈને આઠ દિવસ સુધી બધા વાજીંત્રો બેકાર થઇ ગયા. તે જોઇને ઘણાં કવ્વાલો, ગવૈયા, અને બજવૈયાઓએ તૌબાહ્ કરી ગફલતથી બેદાર થયા.

(૭) આપની વિલાદતના દિવસે મોગલ બાદશાહ અકબરનું સિહાંસન ઊંધું વળી ગયું. એ સિહાંસનને સીધું કરવાની ઘણી કોશીશ કરવામાં આવી પણ એ સીધું થયું નહીં.

(૮) અકબર બાદશાહે એક ભયાનક સપનું જોયું જાગતા જ એણે ભયભીત થઇને તાબીર કરનારાઓને બોલાવ્યા. જેમણે ખ્વાબની તાબીર એ કાઢી કે એક બુઝુર્ગના ઝુહુરથી બાદશાહનું શાસન ખળભળી જશે. અને થયું પણ એમ જ.

(૯) કવ્વાલી સાંભળતાં સુફીઓ આપની વિલાદતથી લઇને બરોબર આઠ દિવસ અજબ કૈફીયતમાં રહ્યા. કશ્ફથી આપના ફઝાઇલ અને ઉચ્ચ મકામને જાણ્યા. આ જ કારણે આપની તશરીફ આવરીથી લઇને આજ દીવસ સુધી થયેલ તમામ ઔલીયાએ આપનું વડપણ સ્વીકાર્યું છે.

હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની મુતાબેઅત પેટે આપ પણ ખત્ના થયેલી હાલતમાં પેદા થયા. સામાન્ય બાળકોની જેમ આપ ક્યારે પણ નથી રડ્યા. કે નગ્ન નથી થયા.આપનો શરીર કે કપડા ક્યારે પણ નાપાક નથી થયા. આપ હંમેશા ખુશખુશાલ દેખાતા આપે ક્યારે પણ દુધની માંગણી ન હતી કરી. આખો દીવસ આપને દુધ ન મળતો તો પણ આપ નથી રડ્યા.

### કાદરી ફૈઝાન મેળવ્યો

આપની ઉમ્ર એક વર્ષની થઇ ત્યારે આપ બિમાર પડી ગયા. આપના વાલીદે મોહતરમ દુઆ માટે હઝરત શાહ કમાલ કાદરી કેથલી (કુદ્સ્સીર્હુ)ને





બોલાવી લાવ્યા. જ્યારે હઝરત શાહ સાહેબે દુરથી હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીને આવતાં જોયા તો આપ અદબ ખાતર ઊભા થઇ ગયા.

હઝરત મખ્દુમ અબ્દુલ અહદને આપના આ વર્તનથી નવાઇ લાગી એટલે કે આપે ખુલાસો કરતાં કહ્યું કે, 'મેં આ બાળકનો અદબ કર્યો કારણકે ઉમ્મતના કુલ ઔલીયાથી શ્રેષ્ઠ થશે. તમારા મારા જેવા અસંખ્ય ઔલીયા એ કિરામ તેના આંચળમાં ઉછરીને ફૈઝ મેળવશે. તેનો નુર ક્યામત સુધી મુનવ્વર રહેશે. મોટા ભાગના ઔલીયાએ ઉમ્મત તેના આગમનની ખબર આપી ગયા છે. જાણકાર બુઝુર્ગો આપના આગમનની પ્રતિક્ષામાં લાગેલા છે.'

ત્યારબાદ આપની જીભ હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીના મુખમાં આપી અને તેમણે તે પવિત્ર જીભ ચુસવાનું શરૂ કર્યું તે એટલી હદે કે શાહ સાહેબ કુદસ્સીર્હુએ પોતાની જીભ પાછી ખેંચતા કહ્યું કે, 'બસ કરો, બાબા બસ કરો, અમારી ઔલાદ માટે પણ કંઇક રહવા દ્યો.' અને પછી તેમણે કહ્યું કે, 'આ બાળકે તમામ કાદરી નેઅ્મતો મારા પાસેથી મેળવી લીધી છે.'

### દીની શિક્ષણ

હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્સ્સીર્હુ)ની ઉમ્ર અભ્યાસને લાયક થઇ તો આપને પ્રાથમિક તાલીમ માટે સરહિંદ શરીફનાં જ એક મકતબમાં દાખલ કરવામાં આવ્યા. ત્યાં આપે પ્રાથમિક દીની શિક્ષણની સાથે કલામે મજીદની તાલીમ પણ પુર્ણ કરી લીધી. ત્યારબાદ તાલીમે તરીકત તથા તાલીમે શરીઅતના લગભગ બધા જ વિષયોનું શિક્ષણ આપે પોતાના વાલીદે મોહતરમ હઝરત મખ્દુમ અબ્દુલ અહદ (રહેમતુલ્લાહ અલયહ)થી જ પ્રાપ્ત કર્યું.

ત્યાર બાદ ઉચ્ચ શિક્ષણ મેળવવા માટે આપ સિયાલકોટ આવી પહોંચ્યાં અને ત્યાં હઝરત અલ્લામાહ કમાલ કશ્મીરી પાસે અઘરી કિતાબોની તાલીમ મેળવી. જેમાં 'અઝદી' જેવી અતિ અઘરી કિતાબોનો પણ સમાવેશ હતો. કારણકે તે યુગમાં અલ્લામાહ સિવાય આવી અઘરી કિતાબો પઢાવનાર બીજો કોઇ ન હતો. તેઓ મોહક્કીકે આઝમ અને ઝાહીદ, આબીદ, સુફીએ બાવકાર હતા.

જ્યારે હદીષશરીફના પવિત્ર ગ્રંથોની તાલીમ હઝરત ખ્વારીઝમી (રહેમતુલ્લાહે અલયહે)ના મહાન ખલીફા શૈખુલ હદીષે અરબો-અજમ

હઝરત અલ્લામાહ યાકુબ કશ્મીરી પાસે સિયાલકોટમાં જ પ્રાપ્ત કરી.

હઝરત બેહલુલ બદખ્શી પાસે તફસીરની અસંખ્ય કિતાબો ખાસ કરીને _તફસીરે વાહેદી_, _તફસીરે બસીત_, _તફસીરે વસીત_, _તફસીરે બયઝાવી શરીફ_ તથા બાકી રહેલી હદીષની કિતાબો પેટે _બુખારીશરીફ_, શમાયેલે _તિરમીઝી_, _મિશ્કાત તબરેઝી_, _જામેએ સગીર_, _કસીદએ બુર્દાશરીફ_, _અસ્બાબુન્નુઝુલ_, _મિન્હાજુલ વુસુલ_, તથા _અફગાલુલ ઈબાદત_ ની તાલીમ મેળવી.

આપને અભ્યાસ પુર્ણ થયા પછી જ્યારે હઝરત કાઝી બેહલુલ બદખ્શી (રહેમતુલ્લાહ અલયહે)આપને _મિશ્કાતુલ મસાબીહ શરીફ_ ની ઈજાઝત અતા કરી. એટલે હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીએ ફર્માવ્યું કે, 'એવું લાગે છે કે મને મોહદ્દીષોમાં દાખલ કરી લેવામાં આવ્યો છે.'

**ઈલ્મી કાબેલીયત**

આપે ૧૭ વર્ષની વયે ઝાહેરી ઈસ્લામી શિક્ષણપુર્ણ કક્ષાએ પ્રાપ્ત કરી લીધો. હદ તો એ કે ચાલુ અભ્યાસકાળે પણ આપે ફારસી ભાષા તથા અરબી ભાષામાં _રીસાલએ તેહલીલીય્યાહ_ તથા _અસ્બાતુન્નુબુવ્વત_ અને ફારસી ભાષામાં _રીસાલએ રદ્દેશીય્યાહ_ વિગેરે આપના તે યુગમાં ફક્ત ૧૫ વર્ષના ઉમ્રે લખાએલી કિતાબો છે.

આપની પ્રખર વિદ્વતાનો ખ્યાલ આ વાત ઉપરથી આવી શકે છે કે, મુર્તદ થવાથી પહેલાં અબુલ ફઝલ અને ફયઝીને _તફસીર સવાતે ઉલ ઈલ્હામના_ નામની નુકતા વિનાના અક્ષરોની વાકય રચનાવાળી તફસીર લખવાનો વિચાર આવ્યો. અને તેમણે આ કામ શરૂ કર્યું આ કામમાં મદદ માટે મૌલાના જલાલુદ્દીન લાહોરીને પણ રોકવામાં આવ્યા હતા. તે છતાં પણ એક જગ્યાએ અબુલ ફઝલ અને ફયઝી અટકી ગયા. ઘણાં વિચાર અને મનન-મંથન છતાં પણ તે જગ્યાના સુમેળ ભર્યા લખાણ માટે શબ્દો જડતાં ન હતા. ત્યાં સુધી કે તેમના બધાજ મદદગારોએ પણ પોતાની હાર માની લીધી.

બરોબર તે વખતે જ મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની ત્યાં આવી પહોંચ્યા. બંને ભાઈઓએ ખુશ થઈને આપને આવકાર્યા અને સાથે સાથે પોતાની મુશ્કેલી પણ રજુ કરીને કહ્યું કે, 'આ જગ્યાએ નુકતા વિનાના અક્ષરોની તફસીર કરવાથી તમામ આલીમોએ લાચારી દર્શાવી છે. હવે મહેરબાની કરીને આપ જ એવું લખાણ લખી આપોકે અમારો કામ આગળ વધે.'





આપે તરત જ કાગળ અને કલમ તથા ખડીયો મંગાવી પુરો એક ફુલસ્કેપ પાનો તે તફસીર પેટે લખી આપ્યો. તેની અંદર તફસીરના નિયમો પ્રમાણે _શાને નુઝુલ_ આગળની આયાતથી સંબંધ મકસદની છણાંવટ વગેરે નિયમોને આધિન નુકતા વગરની તફસીર લખી આપી. આપની આ મહાન વિદ્વતા જોઈને તમામ આલીમો નવાઈ પામ્યા અને આપની વિદ્વતાની પ્રશંસા કરવા લાગ્યા. આ બનાવ વખતે આપની ઉમ્ર ૩૦ વર્ષની હતી.

**અકબરાબાદ(આગ્રા)માં રોકાણ**

આપ ઈસ્લામી જ્ઞાનના ફેલાવા અર્થે માત્ર ૨૬ વર્ષની ઉમ્રે હી.સ. ૯૯૮ માં તે વખતની રાજધાની અકબરાબાદમાં આવી પહોંચ્યા અને આપના શિષ્યગણમાંથી તે યુગના વિદ્વાનો પણ ઉચ્ચ શિક્ષણ માટે શરીક થયા. રાજધાનીના અન્ય વિદ્વાનો સાથે પણ આપના સંબંધો કાયમ હતા.

અકબરાબાદમાંજ વિદ્વતાને કારણે આપની ઓળખાણ મુલ્લા મુબારક નાગોરીના પુત્રો અબુલ ફયઝ અને ફયઝી સાથે થઈ હતી. આપની તેમને ત્યા અવર-જવર પણ હતી. એક વખત ઈદુલ્ફીત્ર(રમજાન ઈદ)નો ચંદ્ર જોવામાં ઈખ્તેલાફ છતાં પણ અકબર બાદશાહે ઈદનો એલાન કરાવી મોમીનોના રોઝા તોડી નખાવ્યા.

જોગાનુંજોગ તે જ દીવસે હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદસ્સીર્રહુ) અબુલ ફઝલ પાસે આવી પહોંચ્યા. વાત-ચીત દરમ્યાન અબુલ ફઝલે જાણી લીધું કે આપ રોઝાથી છે. તેણે આપના રોઝાનું કારણ પુછયું તો આપે કહ્યું કે, 'શરીઅત મુજબ ચંદ્ર નથી દેખાયો.' અબુલ ફઝલ બોલ્યો કે, 'બાદશાહે ઈદની જાહેરાત કરી નાખી છે. હવે શું વાંધો ?'

અબુલ ફઝલના જવાબમાં વિના વિલંબે પ્રતિ જવાબ આપતાં આપે કહ્યું કે, **'બાદશાહ બેદીન અસ્ત ઐતેબાર નદારદ.'** અર્થાત્ :'બાદશાહ બેદીન છે, તેની ઉપર વિશ્વાસ ન કરાય.' આપના આ કડક જવાબ છતાં પણ અબુલ ફઝલ પાણીનો પ્યાલો આપના મુખ સુધી લઈ ગયો. આપે જલાલમાં આવી જઈ જટકા સાથે પ્યાલાને ફેંકી દીધો અને ત્યાંથી ઊભા થઈને રવાના થયા. પાછળથી અબુલ ફઝલે આપથી માફી માંગી.

ફરી એક વખત આપ અબુલ ફઝલને ત્યાં બેઠા હતાં. જ્ઞાનની ચર્ચા થકી મહેફીલ ગરમ હતી. અને તે જ વખતે અબુલ ફઝલ ફીલોસોફરોના વખાણ કરવા લાગ્યો. એટલે આપે તેના ખંડન પેટે હુજ્જુતુલ ઈસ્લામ હઝરત ઈમામ મોહંમદ ગીઝાલી(રહેમતુલ્લાહ અલયહ)નો કોલ રજુ કર્યો. અબુલ ફઝલે

નફટાઈથી કહ્યું કે,'ગીઝાલીએ અયોગ્ય વાત કહી છે.' હઝરત હુજ્જતુલ ઈસ્લામની તૌહીન હઝરત મુજદ્દીદે અલ્ફેષાની કઇ રીતે સહન કરી શકે ? આપ ત્યાંથી રવાના થઇ ગયા અને અબુલ ફઝલને કહી મોકલાવ્યું કે,' વિદ્વાનોથી મુલાકાતનો શોખ હોય તો પહેલે તેમનાથી મુલાકાતની રીત શીખો.'

અકબરાબાદ(આગ્રા)માં આપના રોકાણને ચાર વર્ષ પુરા થવા આવ્યા અને જે રીતે હઝરત યુસુફ અલયહીસ્સલામના વિયોગમાં યાકુબ અલયહીસ્સલામ તડપતા હતા. તે પ્રમાણે જ હઝરત મખ્દુમ અબ્દુલ અહદ આપના વિયોગથી તડપી ઉઠ્યા. અને આપને લેવા માટે સરહિંદ શરીફથી અકબરાબાદ આવી પહોંચ્યા. પોતાની સાથે જ પોતાના નુરેનઝરને લઈને તેમણે વતન તરફ પ્રયાણ કર્યો.

### આપની નિકાહ

આપ અકબરાબાદથી સરહિંદ શરીફ આવતી વખતે થાનેસર નામની વસાહતમાં આવી પહોંચ્યા અને ત્યાં એક સ્થળે પડાવ નાખ્યો. તે વખતે દીલ્હીથી લઈને લાહોર સુધી વચ્ચે આવતાં કુલ ક્ષેત્રની સત્તા અકબર બાદશાહે હઝરત સુલ્તાનને સોંપી હતી. અને તેમના વહીવટનું કેન્દ્ર તથા રહેણાંક થાનેસર હતા.

હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ) થાનેસરમાં જ હતાં કે એક રાત્રે થાનેસરના સત્તાધીશ હઝરત શૈખ સુલ્તાનને નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની ઝિયારત નસીબ થઇ. આપે શૈખ સુલતાનને કહ્યું કે, 'આપની પુત્રીના નિકાહ શૈખ અહેમદ સાથે કરી આપો.' હઝરત શૈખ સાહેબ આ બનાવથી ચોંકી ઉઠ્યા. ફરી બીજી રાત્રે પણ તેમને સરકારના દિદાર થયા. *અને નિકાહ કરી દેવાનો હુકમ થયો.* પરંતુ તેમણે આ વાત તરફ ધ્યાન ન આપ્યો.

જ્યારે ત્રીજી રાત આવી અને હઝરત શૈખ સુલતાન પોતાની પથારી ઉપર ગયા, નિંદ્રાધીન થયા કે હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના દિદાર થયા મક્કી મદની સરકાર અહેમદ મુખ્તાર (અલયહિસ્સલાતો વસ્સલામ) ફર્માવી રહ્યાં હતા કે, 'વર્તમાનકાળમાં તમારી પુત્રી તમામ કન્યાઓથી નેક છે. તેણીના નિકાહ હઝરત શૈખ અહેમદ સાથે કરી આપો.' અને સાથો-સાથ શૈખ અહેમદ (કુદ્દસ્સીર્રહુ)ની નિશાનીઓ પણ મદની સરકારે શૈખ સુલતાન સામે વર્ણવી.

પ્રભાત થતાં જ હઝરત શૈખ સુલતાન મુજદ્દીદે અલ્ફેષાની શૈખ





અહમદની ખોજ માટે થાનેસરની ગલીઓમાં ઘુમવા લાગ્યા. અને એક સ્થળ ઉપર તેમની મુલાકાત થઇ. તેમણે હુઝુર સલ્લલ્લાહો અલયહે વસલ્લમે વર્ણવેલી નિશાનીઓ તેમની અંદર નિરખી-નિરખીને જોઇ તો તમામ નિશાનીઓ આપની અંદર મૌજુદ હતી. પણ વધુ ખાતરી માટે આવનાર રાત અને તે રાતમાં મળવાવાળા હુકમની પ્રતિક્ષા કરવા લાગ્યા.

જ્યારે ચોથી રાત આવી ત્યારે ફરી શૈખ સુલતાને હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના દિદાર કર્યા. મદીનાના તાજદાર જલાલમાં આવીને શૈખ સુલતાનને કહી રહ્યા હતા કે,'હું તમને ત્રણ રાતોથી બશારત આપું છું કે, 'તમારી પુત્રીના નિકાહ હઝરત શૈખ અહમદ સાથે કરી આપો.' છતાં પણ તમે આ વાત તરફ લક્ષ નથી આપતાં, હવે જો આ વાત પર લક્ષ નહીં આપો તો તમારા ઈમાનમાં ફેરફાર થઇ જશે. *(સુબ્હાનલ્લાહ... જેની નિકાહનો પયગામ ખુદ હુઝુર(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) લઇને જાય તેની મહાનતાનો અંદાઝો લગાવી ઈન્સાફ કરો)*

પ્રભાત થતાંજ હઝરત શૈખ સુલ્તાન મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની પાસે જઇ પહોંચ્યાં અને ખ્વાબમાં સળંગ ચાર(૪) રાતોથી મળેલ બશારત તથા હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના દિદારનો બનાવ આપની સામે રજુ કરી આપને નિકાહ કરી લેવા જણાંવ્યું. તો આપે કહ્યું કે, 'આ કાર્યને પૂર્ણ કરવા માટે મારા વાલીદે મોહતરમ પાસે જાવ.' હઝરત શૈખ અબ્દુલ અહદે પણ ઘણીજ ખુશી સાથે આ વાતને માન્યતા આપી અને આ રીતે હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની બશારતો થકી આપના નિકાહ થાનેસરના શૈખ સુલ્તાનની પુત્રી સાથે થયા.

નિકાહ થઇ ગયા પછી ફરી એક વખત હઝરત શૈખ સુલ્તાને નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના દિદાર કર્યા આપ સરકાર મિમ્બર ઉપર ઉભા થઇને ખુત્બા દરમ્યાન કહી રહ્યાં હતા કે, *'મારી ઉમ્મતમાં શૈખ અહેમદ પયદા થયા. આ વાતનો મને ગર્વ છે. મારા ચાર મિત્રો ખુલ્ફાએ રાશેદીન છે. અને પાંચમાં મિત્ર શૈખ અહેમદ છે. જે આ વાતમાં શંકા કરશે તેના ઈમાનમાં ફર્ક આવી જશે.'* હઝરત શૈખ સુલ્તાન આ બનાવથી અતિ ખુશ થયા અને પાલનહારના શુક્ર પેટે બે રકાત નમાઝ અદા કરી.

થોડા દિવસ થાનેસરમાં રોકયા પછી હઝરત મખ્દુમ અબ્દુલ અહદ (રહેમતુલ્લાહ અલયહે) પોતાના નુરેનઝર લખ્તે જીગર તથા શૈખ સુલ્તાનની દુખ્તરે નેક અખ્તર એટલે કે પોતાની પુત્રવધુને સાથે જ લઇને સરહિંદ શરીફ

આવી પહોંચ્યા.

**તાલીમે તરીકત**

આપના અભ્યાસકાળ સાથે જ તાલીમે તરીકતનો મંડાણ થઇ ચુકયો હતો. સૌપ્રથમ આપે પોતાના માનનીય ઉસ્તાદ હઝરત શૈખ યાકુબ કશ્મીરીના હાથ ઉપર સિલસિલએ સોહરવર્દીય્યાહ્ કુબરવીય્યાહ્માં બયઅત કરી. ઝાહેરી તાલીમ સાથે સુલુકના દર્જાઓ પણ પાર કર્યા અને મુર્શીદે કામીલે આપને ખિલાફત અતા કરી.

અકબરાબાદથી સરહિંદ શરીફ આવીને ફરી આપે પોતાના વાલીદે મોહતરમના હાથ ઉપર બયઅત કરી, ખાનકાહ શરીફમાં જ પિતાના માર્ગદર્શન પ્રમાણે મુરાકેબ્બાહ મુજાહેદાહ્માં રચ્યાં-પચ્યાં રહેવા લાગ્યા. મહેરબાન પિતાએ પણ આપને સિધ્ધીના સોપાન સર કરાવી મોટા પુત્ર ઉપર સરસાઇ આપીને આપને જ પોતાના ખલીફાએ અકબર અને જાંનશીન તરીકે નક્કી કરી. <u>૧૫ સિલસિલાઓ</u>ની ખિલાફતથી નવાઝી ખાનકાહ શરીફના ગાદીવારસ જાહેર કર્યા.

હઝરત મખ્દુમ અબ્દુલ અહદે આપને જે પંદર સિલસિલાઓની ખિલાફત આપી તેમના પવિત્ર નામો આ પ્રમાણે છે. (૧) <u>*સિલસિલ-એ-ફારૂકીયાહ*</u> (૨) <u>*સિલસિલ-એ-સર્રીસકતીયાહ*</u> (૩) <u>*સિલસિલ-એ-સોહરવર્દીયાહ ચિશ્તીયાહ*</u> (૪) <u>*સિલસિલ-એ-સોહરવર્દીયાહ બહાઇયાહ*</u> (૫) <u>*સિલસિલ-એ-સોહરવર્દીયાહ ચિશ્તીયાહ જલાલીયાહ*</u> (૬) <u>*સિલસિલ-એ કાદરીયાહ હસનીયાહ હુસૈનીયાહ*</u> (૭) <u>*સિલસિલ-એ-કલંદરીયાહ*</u> (૮) <u>*સિલસિલ-એ-ચિશ્તીયાહ સાબેરીયાહ*</u> (૯) <u>*સિલસિલ-એ-ચિશ્તીયાહ નિઝામીયાહ ગેસુંદરાઝીયાહ*</u> (૧૦) <u>*સિલસિલ-એ -ચિશ્તીયાહ નીઝમીયાહ સદરીયાહ*</u> (૧૧) <u>*સિલસિલ-એ-ચિશ્તીયાહ નીઝામીયાહ જલાલીયાહ*</u> (૧૨) <u>*સિલસિલ-એ-કાદરીયાહ જલાલીયાહ*</u>(૧૩) <u>*સિલસિલ-એ-સોહરવર્દીયાહ જલાલીયાહ*</u>અને (૧૫) <u>*સિલસિલ-એ-મદારીયાહ*</u>.

આ રીતે કુલ ૧૬ સિલસિલાઓનો સુલુક પુર્ણ કરી ખિલાફત મેળવ્યાં છતાં પણ હલ મીમ મઝીદ પ્રમાણે રૂહાની મૈદાનમાં તરસ બુજવાને બદલે આપની તરસ બાકી હતી. હજુ આપને કોઇ નકશબંદી તરીકાના બુઝુર્ગની તલાશ હતી. નકશબંદી સુલુકના અનુભવ માટે કારણકે ઝીંદગીના છેલ્લા દીવસો સુધી હઝરત મખ્દુમ અબ્દુલ અહદ આપની સામે અવાર-





નવાર નકશબંદી સિલસિલાની મહાનતા તથા આ સિલસિલાના ફૈઝથી પોતે મહેરૂમ રહ્યાનો અફસોસ ઝાહેર કરતા હતા.

**ખ્વાજા બાકી બિલ્લાહ આવી પહોંચ્યા**

હઝરત અલ્લામાહ અબ્દુર્રહમાન જામી પોતાની કૃતિ <u>***નફહાતુલ ઉન્સ***</u> માં હઝરત ઇબ્ને અરબીનો કોલ રજુ કરે છે કે, 'તાલીબે સાદીકની સાચી તલબ શૈખે કામીલને પોતા તરફ આકર્ષી લે છે' આ કથન પ્રમાણે હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેસાનીની નકશબંદી થવાની અભીલાષાએ સમરકંદ બુખારાથી ખ્વાઝા બાકીબીલ્લાહને આકર્ષીને હિંદુસ્તાન બોલાવ્યા.'

<u>*સમરકંદ બુખારા શરીફ*</u> ની અંદર હઝરત ખ્વાજા અમકંગી (કુદ્દસ્સીર્રહુ) ની ખાનકાહ શરીફમાં પોતાના પીરો-મુર્શીદ પાસે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ બેઠા હતા. કે એકાએક પીરોમુર્શીદે કહ્યું કે, 'તમે હિંદુસ્તાન જાવ ત્યાં તમારે કારણે <u>નકશબંદી સિલસિલો</u> ખુબ જ ફેલાશે.' પરંતુ આપને ખ્યાલ આવ્યો, 'કે હું આ કામને લાયક નથી.' એટલે પીરો મુર્શીદે કહ્યું કે, 'ઇસ્તેખારો કરી જુઓ.'

હઝરત ખ્વાઝા બાકીબીલ્લાહને ઇસ્તેખારામાં દેખાયું કે, 'એક પોપટ ઝાડની ડાળી ઉપર બેઠેલો છે. તે જ વખતે આપને ખ્યાલ આવ્યો કે, 'જો પોપટ મારા હાથ ઉપર આવીને બેસે તો મને હિંદુસ્તાનના સફરમાં કામ્યાબી મળશે.' અને તે જ વખતે પોપટ આપના હાથ ઉપર આવીને બેઠો. એટલું જ નહીં પણ તેમણે પોતાનું <u>મુખઅમૃત</u> તેને ચટાવ્યો. તો તે બોલવા લાગ્યો. ફરી વખતે તેમણે પોપટની ચાંચ પોતાના મુખમાં લીધી. તો પોપટે સાકર જેવી મીઠી વસ્તુથી આપનું મોઢું મીઠું કરાવ્યું.'

**મહેબુબે સમદાની નકશબંદી બન્યા**

હઝરત ઇમામે રબ્બાની મહેબુબે સમદાની શૈખ અહમદ (કુદ્દસ્સીર્રહુ) ના વાલીદે મોહતરમ હઝરત મખ્દુમ અબ્દુલ અહદ (અલયહીર્રમત)નું હી.સ.૧૦૦૭ માં વીસાલ થતાં બીજે વર્ષે આપ નફલી હજ્જે બયતુલ્લાહશરીફ તથા ઝિયારતે રોઝએ રસુલે મકબુલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) માટે સરહિંદ શરીફથી રવાના થયા. માર્ગમાં દીલ્હી આવતાં આપે પોતાના પ્રિયમિત્ર હઝરત હસન કાશ્મીરીથી મુલાકાત કરી. જેઓ દીલ્હીમાં રહેતા હતા.

હઝરત હસન કશ્મીરીએ આપને જણાવ્યું કે, 'થોડા દીવસોથી દીલ્લીમાં નકશબંદી સિલસિલાના એક શૈખે કામીલ સમરકંદ બુખારાથી

આવ્યા છે. તેમની મારફતે અહીં સિલસિલએ નકશબંદનો ફેલાવો થઇ રહ્યો છે. આપની તવજ્જોહથી તાલીબો બેખુદ બની જાય છે. તેઓ સાહેબે નિસ્બત મહાન વલીએ કામીલ છે.'

આ ચર્ચા સાંભળતાં જ હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદસીર્રહુ) ના દીલમાં વર્ષોથી નકશબંદી સિલસિલો અપનાવવાની દબાઇ રહેલી તમન્ના મચલવા લાગી. ભુતકાળમાં વાલીદે મોહતરમ પાસેથી સાંભળેલી નકશબંદી સિલસિલાની તારીફ તાદ્રશ્ય થઇ ગઇ. આપ હઝરત હસન કશ્મીરી (રહેમતુલ્લાહઅલયહ) સાથે ફિરોઝી કીલ્લામાં હઝરત ખ્વાજા બાકીબીલ્લાહ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) પાસે આવી પહોંચ્યા.

હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) પણ આપને જોતાં જ ઓળખી ગયા કે, 'ખ્વાઝગાંને નકશબંદની પવિત્ર નઝરો જેમનો ઇન્તેઝાર કરી રહી છે. જેમની ખાતર મને સમરકંદથી બુખારા મોકલવામાં આવ્યો છે. જેના ભાગ્યમાં નકશંબદી સિલસિલાના પ્રખર પ્રચારકનું લખાણ લખેલું છે. તે બીજો કોઇ નહીં પણ આ આવનાર યુવાન પોતે જ છે.'

હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ) પાસે ૧૬ (સોળ) સિલસિલાઓની ખિલાફત હોવા છતાં આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) ના હાથમાં હાથ આપીને નકશબંદી સિલસિલામાં મુરીદ બન્યા. અને આ રીતે આપે પોતાની વર્ષોની તમન્ના પુરી કરી.. (જ્યારે આજે તો 'પોતે કુંવારાને મુકે આણાં' જેવી હાલત જોવા મળે છે. પોતાની પાબંદીના કે ખિલાફતના ઠેકાણાં નથી ને બીજાઓને ફૈઝ પહોંચાડવા નીકળી પડયા છે.)

આપ ઝિયારતે હરમૈન શરીફૈનના ઇરાદે સરહિંદ શરીફથી રવાના થયા હતા. આ વાત હઝરત ખ્વાજા બાકી બીલ્લાહે (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) પોતાના કશ્ફથી જાણીને આપને કહ્યું કે, 'આપતો બયઅતુલ્લાહ શરીફની ઝિયારત માટે જઇ રહ્યા છો. જો અમુક દીવસો અહીં રોકાવ તો શક્ય છે કે જે કંઇ આપ ત્યાં પ્રાપ્ત કરો તે આપને અહીં જ પ્રાપ્ત થઇ જાઇ. વધુ નહીં તો ફકત ત્રણ દીવસ રોકાવ. ત્યાર બાદ જવું હોય તો ચાલ્યા જજો.' આપે આ વાત મંજુર કરીને આપે ત્યાં જ નકશબંદી તરીકા પ્રમાણે મુરાકેબાહ, મુજાહેદા ખ્વાજા બાકીબીલ્લાહ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) ના માર્ગ દર્શન હેઠળ શરૂ કરી દીધા.

હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ) ત્રણ દીવસને બદલે અઢી મહીના હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) પાસે રોંકાયા,





અને તે દરમ્યાન તેમણે સંપુર્ણપણે સુલુકે નકશબંદીય્યાહ પુરો કર્યો. એટલે હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ આપને નકશબંદી સિલસિલાની ખિલાફતથી નવાઝયા અને આ રીતે આપ નકશબંદી તરીકાની નેઅ્મતો મેળવી માતૃભુમી સરહિંદ શરીફ પરત આવી પહોંચ્યા.

**આપ બીજી વખતે દીલ્લીમાં**

સરહિંદ શરીફ ગયા પછી ત્રણ વર્ષ રહીને ફરી આપના દીલમાં હઝરત ખ્વાજા બાકીબીલ્લાહ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) ની મુલાકાતનો શોખ જાગ્યો. એટલે આપ હી.સ.૧૦૧૧માં સરહિંદ શરીફથી દીલ્લી માટે રવાના થયા. આપના આગમનની જાણ હઝરત ખ્વાજા બાકીબીલ્લાહ (કુદ્દસ્સીર્રહુ) ને થઇ. એટલે તેઓ અનહદ ખુશી સાથે આપનો સ્વાગત કરવા માટે પોતાના ખાદીમોને લઇને કાબુલી દરવાઝા સુધી આવી પહોંચ્યા અને માન- એહતરામ સાથે ખાનકાહશરીફમાં લઇ ગયા.

ખાનકાહશરીફમાં પહોંચ્યા પછી હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ પોતાના તમામ મુરીદો અને ખલીફાઓને હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની (અલયહીર્રીદવાન) ને હવાલે કર્યા. પરંતુ તેને કારણે આપના અમુક મુરીદો અને ખલીફાઓને ઇન્કાર હતો. એટલે તે જ વખતે હઝરત ખ્વાજા બાકીબીલ્લાહે (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) તેમના ઇન્કારનું કારણ પોતાના કશ્ફથી જાણી લીધો અને ગઝબનાક અંદાઝમાં તેમણે જણાંવ્યું કે, જો તમે પોતાના ઇમાનનો અસ્તિત્વ અને સલામતી ઇચ્છતા હો તો આપના પ્રત્યે અકીદત સાથે અદબો એહતરામ અપનાવો. કારણકે તેઓ સૂર્ય સમાન છે. અને તેમના પ્રકાશમાં અમારા જેવા અસંખ્ય સીતારા ગુમ છે. યાદ રાખો આ ઉમ્મતમાં જે ચાર બુઝુર્ગો સર્વશ્રેષ્ઠ થયા છે. તેમના પૈકી આ પણ એક છે.

ઘણી વખતે ઝીક્રના હલ્કા માટે હઝરત ખ્વાજા (કુદસ્સીર્રહુ) આપને આગેવાન બનાવતા. સરે હલ્કાની જગ્યાએ બેસાડતા અને આપ ખુદ ખાદીમો તથા ખલીફાઓ સાથે આપના હલ્કામાં ફૈઝ મેળવનારની રીતે શરીક થતા. હલ્કો પુરો થયા પછી આપ રવાના થતા તો મુખ આપ તરફ રાખીને ઉલ્ટા પગે રવાના થતા. આપની તરફ પીઠ ન કરતા. એટલું જ નહીં પણ પોતાના ખાદીમોને પણ આ વાતની તાકીદ કરતાં અને કહેતાં કે, હંમેશા આ રીતે આમનો અદબ કરવો. આપના મર્તબાને નઝર સમક્ષ રાખીને આંતરીક રીતે તેમની તરફ જ ધ્યાનીત રહેવું.

એક વખત હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની

(કુદ્દસ્સીર્રહુ) એ અત્યંત વિનવણી સાથે હઝરત ખ્વાજા બાકીબીલ્લાહ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) ને કહ્યું કે, આપની આ અદબો એહતરામની રીતથી મને અફસોસ અને શરમીંદગી થાય છે. તો આપે જવાબમાં કહ્યું કે, હું જે કાંઇ કરૂં છું તે હુકમે ઇલાહીથી કરૂંછું. આ જાતના અદબ માટે અમે ગૈબથી મજબુર છીએ.

એક વખતનો બનાવ છે કે, હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ) પોતાના હુજરામાં આરામ ફરમાવી રહ્યાં હતા કે ત્યાં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ(કુદ્દસ્સીર્રહુલ્નુરાની) આવી પહોંચ્યા. ખાદીમે તે જ વખતે આપને જગાવવાની કોશીષ કરી. પરંતુ આપે તેને મનાઇ કરી. અને ખુદ હુજરાની બહાર ઊભા રહીને આપના બેદાર થવાની પ્રતિક્ષા કરવા લાગ્યા. જો કે મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ) ગાઢ નિંદ્રામાં હતા. છતાં પણ બેદાર થઇને પલંગથી નીચે ઊતરીને વ્યાકુળતાથી કહ્યું કે બહાર કોણ છે.? હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)એ કહ્યું ફકીર મોહંમદ બાકી, એટલે આપ તે જ વખતે ખિદમતમાં હાજર થયા.

### પીરો-મુર્શીદની અદબ

હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ) વિલાયતના મહાન દર્જે પહોંચેલા હોવા છતાં, પોતાના પીર હઝરત ખ્વાજા બાકી બીલ્લાહ(કુદ્દસ્સીર્રહુલ્નુરાની)નો એટલી હદે અદબ કરતાં કે તેની રજુઆત કલ્પનાથી પણ બહાર છે. ઝુબ્દતુલ મકામાતના લેખકનું કથન છે કે, હઝરત ખ્વાજા હીસામુદ્દીને ફર્માવ્યું કે, અમારા પીર હઝરત મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુલ્નુરાની) અતિમહાન મર્તબા ઉપર પહોંચવા છતા પણ હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)નો અદબ એટલી હદે કરતા કે આપના જેવો અદબ કોઇપણ ખલીફા કે કોઇપણ મુરીદ ન હોતા કરી શકતા. આ કારણે જ મહાન ફઝીલતો અને બરકતો આપને નસીબ થઇ. એક વખત હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) એ આપને બોલાવવા માટે મને મોકલ્યા. મેં આપની પાસે જઇને કહ્યું કે, હઝરત ખ્વાજા આપને બોલાવે છે. આટલું સાંભળતાં જ આપનો ચહેરો ફીકકો પડી ગયો અને આપ ધ્રુજવા લાગ્યા.

આ રીતે દીલ્લીમાં બીજી વખતના રોકાણ દરમ્યાન જેટલી પણ બાતીની નેઅ્મતો અને મહાન નિસ્બતો હઝરત ખ્વાજા (અલયહીર્રહમત)ને હાંસીલ હતી. તે તેમણે હઝરત મુજદ્દીદ સાહેબને અતા કરી. તમામ ખલીફાઓને સલાહ સુચનો તથા મુરીદોને માર્ગદર્શન આપવાની જવાબદારી





આપને સોંપીને સરહિંદશરીફ તરફ રવાના કરવામાં આવ્યા.

સરહિંદશરીફ પહોંચ્યા પછી પણ અવાર-નવાર પોતાની હાલતોની જાણ પત્ર મારફતે આપ હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ને કરતા રહેતા. જેમાં અન્ય મુરીદો અને તાલીબોની તરકકીનો પણ ઉલ્લેખ કરતા. પ્રતિજવાબમાં પીરો-મુર્શીદ આપને મકબુલીયતની બશારત આપતા રહેતા અને પોતાની પાસે રહેલા મુરીદોની હાલતો આપને જણાંવતા તથા તે મુરીદોની રૂહાની કૈફીયત પેટે પ્રશ્ન પણ પુછતા અને તે મુરીદોની કાબેલીયતનો જવાબ ત્યાંથી મંગાવતા. (આજે તો અમુક જગ્યાએ પીર અને મુરીદ આમને-સામને બેસી એકી સાથે ધુમ્રપાન કરે છે ને એક બીજા ઉપર ધુમાડા ફેંકે છે.)

### ગૌષે આઝમનો ઝભ્ભો મુબારક

હઝરત મહેબુબે સુબ્હાની ગૌષુસકલૈન સૈયદ અબ્દુલકાદીર જીલાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ પોતાનો ઝભ્ભો મુબારક આપને અર્પણ કરવા માટે પોતાના જાંનશીન સૈયદ અબ્દુર્રઝાક તાજુદ્દીનને સોંપ્યો હતો. જે આપની ઔલાદમાં વારસાગત રીતે સાચવવામાં આવતો હતો. તે આ વર્ષે જ હી.સ.૧૦૧૧ માહે શાબાનની ૧૧ મી તારીખે બુધવારના દીવસે ફઝરની નમાઝ બાદ આપને અર્પણ કરવામાં આવ્યો.

આ ઝભ્ભો મુબારક વારસાગત રીતે હઝરત શાહ સીકંદર કાદરી (કુદસ્સીર્રહુલ્અઝીઝ) પાસે હતો, કે એક રાતના તેમના દાદા તથા પીરો મુર્શીદ હઝરત શાહ કમાલ કાદરી કેથલીએ ખ્વાબમાં તેમને બશારત આપતાં કહ્યું કે, 'તે ઝભ્ભા મુબારકના વારસદાર જેમના માટે હુઝુર ગૌષે આઝમે વસિયત કરી હતી. તે હઝરત શૈખ અહેદમ સરહિંદી જાહેર થઇ ગયા છે. તે ઝભ્ભો મુબારક તેમને સોંપી દ્યો.'

પરંતુ હઝરત શાહ સિકંદરને ખ્યાલ આવ્યો કે, ઘરની નેઅમત ઘરમાં જ રહે તો સારૂં એટલે તેમણે ઝભ્ભો મુબારક પોતા પાસે રહેવા દીધો. એટલે બીજી રાતે ફરી હઝરત કમાલે તાકીદ કરી, પરંતુ આપે સુસ્તી કરી. જ્યારે ત્રીજી રાત આવી તો હઝરત શાહ કમાલ કાદરી કેથલી ઝાહેર થયા અને ગઝબનાક થઇને કહ્યું કે, જો તમે પોતાની ભલાઇ અને નિસ્બતની સલામતી ઇચ્છતા હો તો ઝભ્ભો તેના વારસદારને હવાલે કરી દો. નહીં તો તમારી નિસ્બતો અને કરામતો બધું જ છીનવાઇ જશે. હઝરત શાહ સિકંદર આ બનાવથી ધ્રુજી ઉઠયા અને ઝભ્ભો મુબારક પોતાની સાથે લઇને સરહિંદ શરીફ આવી પહોંચ્યા.

હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ) પોતાની આદત પ્રમાણે સવારની નમાઝબાદ હલ્કા-એ-ઝીક્ર અને મુરાકેબાહથી ફારીગ થયા તો હઝરત શાહ સિકંદરને જોયા આપ આગળ વધીને હઝરત શાહ સાહેબને ભેટી પડ્યા અને તેમણે આપને ખાનદાને આલીયાહ કાદરીયાહનું ખિલાફતનામું તથા હુઝુર ગૌષુલ આઝમ દસ્તગીર(રદીયલ્લાહો ત્આલા અન્હો)નો ઝભ્ભો મુબારક અર્પણ કર્યો.

**અરવાહે ઔલીયાએ કિરામ**

ઔલીયાએ કિરામની રીત મુજબ હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ)એ તે પવિત્ર ઝભ્ભો મુબારક ધારણ કર્યાની સાથે જ જોયું કે કાદરી સિલસિલાના બુઝુર્ગોની રૂહો હઝરત અલી સુધી હુઝુર ગૌષેપાકની સાથે ત્યાં રોનક અફરોઝ છે. ત્યાર બાદ નકશબંદી સિલસિલાના બુઝુર્ગોની રૂહો પણ સૈયદોના સીદ્દીકે અકબર સુધી હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ સાથે ત્યાં આવી પહોંચી. બંને બુઝુર્ગો વચ્ચે આપસમાં વાતચીત થઇ હઝરત ગૌસુલ આઝમે કહ્યું કે, હઝરત મુજદ્દીદે અલ્ફેષાની બાલ્યાવસ્થામાં જ અમારા પૌત્ર હઝરત શાહ કમાલ કાદરીની જીભ ચુસીને કામીલ ફૈઝ તથા નિસ્બત હાંસીલ કર્યા છે. એટલે જ તેમની ઉપર અમારા સિલસિલાની ખિદમત અને પ્રચારનો અધિકાર વધુ છે.

હઝરત ખ્વાજા બહાઉદ્દીન શાહ નકશબંદે કહ્યું કે, અમારા સિલસિલાનો વધુ અધિકાર એટલા માટે છે કે, તેમણે અમારા ખલીફા હઝરત બાકી બિલ્લાહ મારફતે હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની અમાનત ખાસ મેળવેલી છે.

આ પ્રમાણે બંને બુઝુર્ગો વચ્ચે ચર્ચા થતી હતી કે તે જ વખતે ચિશ્તી સિલસિલાના બુઝુર્ગોની અરવાહે તયબાહ પણ આવી પહોંચી અને તેમણે પણ પોતાના દાવા-દલીલો રજુ કરતાં કહ્યું કે, આપના બાપદાદાઓની પવિત્ર નિસ્બત અમારા સિલસિલાની નિસ્બત છે. અને આપની પરવરીશ અમારા ખોળામાં થઇ અને સૌપ્રથમ આપે અમારા જ સલસિલાની નિસ્બત-ખિલાફત મેળવી એટલે અમારા સિલસિલાનો અધિકાર સૌથી વધુ છે.

આ પ્રમાણે સિલસિલાએ સોહરવર્દીયાહ કુબરવીયાહના બુઝુર્ગોની પવિત્ર અરવાહો પણ આવી પહોંચી તેમણે પણ પોતાના દાવો દલીલો સાથે દર્શાવ્યો તે સિવાય તમામ સિલસિલાના બુઝુર્ગોની અરવાહો આવી પહોંચી દરેકે દરેક સિલસિલાના બુઝુર્ગ હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીથી પોતાનો સંબંધ





જોડી રહયા હતા. તેમની ઇચ્છા હતી કે આપ તેમના સિલસિલાના શૈખ કહેવાય.

**મદની સરકાર આવી પહોંચ્યા**

હઝરત મૌલાના હાશીમ કશ્મીરી તથા હઝરત અલ્લામાહ બદરૂદ્દીન સરહિંદી પોત પોતાના ગ્રંથોમાં ઉલ્લેખ કરે છે કે, સરહિંદ શરીફમાં તે વખતે ઔલીયાએ કિરામની(રૂહોની) એટલી ભીડ હતી કે શહેર તથા તેની આજુ-બાજુની વસાહતો તથા ગામડા અને કસ્બાના ફળીયા અને બઝારો અરવાહે ઔલીયાએ કિરામથીઉભરાવા લાગ્યા. હી.સ.૧૦૧૧ માહે શાબાનની ૧૧મીની સવારથી લઇને ઝોહર નમાઝના અંતિમ સુધી આ મામલો રહયો.

છેવટે આ મામલાને હુઝુર ખાતેમુલ મુરસલીન (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પવિત્ર બારગાહમાં ફેસલા માટે રજુ કરવામાં આવ્યો, અને ખુરશીદે રિસાલતે દરેક બુઝુર્ગને તસલ્લી તથા દીલાસો આપીને ફેંસલો કર્યો કે દરેક બુર્ઝુગ પોત પોતાની પૂર્ણ નિસ્બત આ બુર્ઝુગને હવાલે કરો જેથી આ તમામ સિલસિલાઓમાં દાખલ થઇ જાય.

પરંતુ નકશબંદી સિલસિલો ખૈરૂલ બશર બાઅદલ અંબિયા અર્થાત્ હઝરત સીદ્દીકે અકબર(રદીયલ્લાહો ત્આલા અન્હો)થી લાગુ થાય છે. અને આ સિલસિલામાં સુન્નતને અપનાવવા તથા બીદઅતોને ત્યાગવાનો વધુ ખ્યાલ રાખવામાં આવે છે. એટલે તજદીદને અનુરૂપ ખાસ આ સિલસિલો છે. જે તેઓ ચલાવશે તથા ચિશ્તીયાહ, કાદરીયાહ, સોહરવર્દીયાહ અને કુબરવીયાહ સિલસિલા પણ તેમના થકી ફેલાશે.

**તરીકએ મુજદ્દેદીય્યાહ**

મદની સરકારના ફેંસલા અને ફર્માન મુજબ તમામ મશાઇખોએ પોત પોતાની ખુબીઓ અને નિસ્બતો મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ)ના સીનામાં ઉતારી જેને આપે ગ્રહણ કરી અને પોતાના તરીકામાં સમાવી લીધા તથા આપને હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)મારફતે જે ખાસ નિસ્બત પ્રાપ્ત થઇ હતી તે પણ આપે તે તરીકામાં ભેળવી જે 'તરીકાએ મુજદ્દેદીયાહ'ના નામથી ઓળખાય છે.

તરીકએ મુજદ્દેદીયાહ ઉમ્મતના તમામ ઔલીયાએ કિરામની નિસ્બતોનું સંગમ છે. એટલે જ આ તરીકાના સાલીકને દરેકે દરેક સિલસિલાનો ફૈઝ પ્રાપ્ત થાય છે. તથા તેની ઉપર તમામ ઔલીયાએ કિરામની ઇનાયતો થતી રહે છે. આ તરીકાની સ્થાપના હી.સ.૧૦૧૧ શાબાનની ૧૧ તારીખે

થઇ.

### આપની ખાસ ખુબીઓ

જે મહાન ખુબીઓ અને ઉચ્ચ દરજ્જાઓ અલ્લાહત્આલાએ આપને અતા કર્યા તેની ચર્ચા મુશ્કીલ તથા લખાણ કઠીન છે છતાં પણ આપની શ્રેષ્ઠતાઓ આ પ્રમાણે છે.

(૧)આપ **'મુજદ્દીદે અલ્ફેસાની'** અર્થાત્ દીનને નવેસરથી તાજગી બક્ષવાવાળા છે.(૨) આપ' **કૈયુમે અવ્વલ'**એટલે આપનું વુજુદ સૃષ્ટીના ટકવાનું કારણ છે.(૩) આપને **'ખાઝીનતુર્રેહમત'**(દયાનો ભંડાર)ના ખિતાબથી નવાઝવા માં આવ્યા. (૪) આપને **'ફર્દીયત'**નો મર્તબો અતા થયો. (૫) આપને **'કુત્બે મદાર'** તથા **'કુત્બે ઈર્શાદ'** નો હોદ્દો સામુહીક રીતે આપવામાં આવ્યો. (૬) ક્યામત સુધી આપના જ સિલસિલામાં **'કુત્બે મદાર'** તથા **'કુત્બે ઈર્શાદ'** થશે. (૭) હઝરત ઈમામ મહેંદી આપના ખલીફાઓના સિલસિલામાં છે. (૮) આપને મકામે **'મહેબુબીય્યતે ઝાતીયાહ'**નો ખિર્કો અતા કરવામાં આવ્યો. (૯) આપ મકામે **'સાબેકીન'** તથા **'મકામે અવ્વલીન'** ઉપર પહોંચ્યાં જે 'અસ્હાબે યમીન'થી પણ આગળ છે.(૧૦) આપને **'સયાહત'** તથા **'મલાહત'** ભળેલા અતા થયા. (૧૧) આપને **'સિલાહ'** એટલે ખુદાથી બંદાને મેળવનાર છે નો લકબ મળ્યો. (૧૨) આપને હુઝુર (અલયહીસ્સલામ)થી **ઝિમ્મીનીયત** તથા અસાલતેકરામત અતા થયા. (૧૩) આપે માધ્યમ વિના અલ્લાહથી કલામ કર્યો. (૧૪) આપને **'ઈલ્મે લદુન્ની'** અતા કરવામાં આવ્યું. (૧૫) **'કુર્આની મુકત્તેઆતના'** રહસ્યો આપને અતા કરવામાં આવ્યા. (૧૬) ખગોળવિદ્યા આપને હઝરત અલી (રદીયલ્લાહો અન્હોએ) શીખવી. (૧૭) હઝરત ખિઝર તથા હઝરત ઇલ્યાસ અલયહિસ્સલામે જીવન મરણની કૈફીયત આપની સામે જાહેર કરી. (૧૮) **ઇલ્મેયકીન, હક્કુલયકીન** જે અસ્હાબે કિબારને અતા થયા હતા તે આપ ઉપર જાહેર થયા. (૧૯) **'તાઅ્યુને હૈયી'** તથા **'વુજુદી'**ના મકામો આપ ઉપર જાહેર કરવામાં આવ્યા. (૨૦) અસ્હાબે કિબારની જેમ હુઝુર અલયહીસ્સલામની તાબેદારીથી આપ સરફરાઝ થયા. (૨૧) આપની ઝિયારત માટે કાબાશરીફ આવ્યો. (૨૨) આબે-ઝમઝમ આપની ખાનકાહના કુવામાંહેથી નિકળ્યો. (૨૩) આપની ખાનકાહની ધરતીને જન્નતી ધરતીનો દરજ્જો અતા થયો. (૨૪) આપના તરીકામાં કુલ





ઔલીયાએ કિરામનો ફૈઝાન શામીલ છે. (૨૫) આપના તરીકામાં વિલાયતના મકામો સિવાય નબુવ્વતના કમાલ પણ શામીલ છે. (૨૬) ક્યામત સુધીના કુલ મુરીદો આપને દેખાડવામાં આવ્યા. (૨૭) થઇ ગયેલા તથા થાવાવાળા બનાવો આપ ઉપર ખોલવામાં આવ્યા. (હવાલા- *જવાહીરે મુજદ્દેદીયાહ*, જૌહર નં. ૩, પાના નં. ૪૨.)

### ચાદરે ગરીબ નવાઝ

હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રેહુ) એક વખત અજમેરશરીફ હઝરત ગરીબ નવાઝ અતાએ રસુલ ખ્વાજા મોઇનુદ્દીન ચિશ્તીના મઝારે પુર અન્વાર ખુલ્દ આસાર ઉપર ઝિયારત માટે આવી પહોંચ્યા તે યુગમાં હઝરત ગરીબે નવાઝના મઝારેપાકનો ગિલાફ દર વર્ષે બદલવામાં આવતો.

જોગાનુજોગ અજમેરશરીફમાં આપની મૌજુદગી વખતે ત્યાંના ખાદીમોએ બદલ્યો અને તે જ વખતે ત્યાંના ગાદીનશીનને ઇલ્હામ થયો કે જુનો ગિલાફ હઝરત મહેબુબે સમદાની શૈખ અહેમદ ફારૂકી સરહિંદીની બારગાહમાં પહોંચાડવો.

ખુદ્દામો તે ગિલાફ આપને અર્પણ કરવા અદબો અહેતરામ સાથે હાજર થયા આપે પણ તે ગિલાફમુબારકને આંખે લગાડી બોસો આપી પોતાના ખાદીમને સોંપતા વસીયત કરી કે મારૂં કફન આ પવિત્ર ગિલાફના કાપડથી બનાવજો. (આ વફાદારીના સબુતનું બીજું નામ છે. ખ્વાજાકા દામન નહીં છોડેગેં.. નારા લગાવાનાર તો અસંખ્ય મળશે પણ સબુત આપનાર તો કોઇ એકાદ **વિરલો** જ મળશે.)

### અલ્લાહના નામનો અદબ

એક વખત આપ કઝાએ હાજત માટે બયતુલખલા ગયા ત્યાં એકાએક આપની નઝર તે પ્યાલા ઉપર પડી જેનાથી સફાઇ કામદાર નાપાકી ઉલેચતો હતો. આ પ્યાલા ઉપર પાલનહારનું નામ અલ્લાહ કોતરેલું હતું પવિત્ર નામ કોતરેલો પ્યાલો નાપાકીથી ખરડાયેલો હતો. નાપાકીની પરવા કર્યા વગર આપે તે પવિત્ર નામવાળો પ્યાલો ત્યાંથી ઉઠાવ્યો અને બહાર આવ્યા ખાદીમને હુકમ આપ્યો પાણીનો કુંજો લાવો.

ખાદિમ પાણી લાવ્યો એટલે આપે પોતાના પવિત્ર હાથે તે પ્યાલાને સાફ કર્યો ખાદિમોએ વિનવણી સાથે કહ્યું, આ કામ અમે કરીએ. પરંતુ આપે તેમની વાત ન માની પ્યાલાને બરોબર સાફ કર્યા પછી સફેદ કાપડના ટુકડામાં

લપેટી અદબો-અહેતરામ સાથે ઉંચે ગોખલામાં મુકી દીધો એટલું જ નહીં પણ આપને તરસ લાગતી તો આપ તે પવિત્ર પ્યાલામાં પાણી પીતા હતા.

આપનો આ અમલ અલ્લાહ તઆલાને એટલી હદે પસંદ આવ્યો કે તેની પવિત્ર બારગાહથી સંબોધન થયો કે તમે મારા નામની ઇઝ્ઝત કરી હું પણ તમારા નામને દુનિયા તથા આખેરતમાં ખ્યાતી બક્ષુ છું. આ અનુસંધાને આપ ફર્માવતા કે, જો હું સો વર્ષ સુધી મુજાહેદા અને રિયાઝતો કરતો તો પણ આટલા પ્રમાણમાં ફૈઝ અને બરકતો ન મેળવી શકત. જેટલા આ કામને કારણે મને હાંસીલ થયા. આપના મિત્ર જાનમોહંમદ વેપારી બયાન કરે છે કે જ્યારે પણ હું આપનો દિદાર કરતો હતો ત્યારે આપના પવિત્ર ગાલો તથા નુરાની પેશાની ઉપર સ્પષ્ટ રીતે પાલનહારનું નામ અલ્લાહ અંકિત થયેલું દેખાતું.

**શાહીના ટપકાનો અદબ**

એક વખત આપ મઆરેફતના ગુઢરહસ્યો લખવામાં મશગુલ હતા કે એકાએક આપને ઇસ્તીન્જાની સખ્ત હાજત થઇ એટલે આપ ઝડપથી ઇસ્તીન્જા-ખાના તરફ રવાના થયા અને તેની અંદર દાખલ થઇ તરત જ બહાર આવ્યા.

બહાર આવીને આપે પાણીનો બદનો મંગાવી પોતાના અંગુઠાને સાફ કર્યો અને ફરી પાછા ઇસ્તીન્જા ખાનામાં દાખલ થયા. આપના આ જાતના અમલથી હાજરજનોને નવાઇ લાગી. તેમની નવાઇને આપે પોતાના કશ્ફ મારફતે જાણી લીધી.

એટલે બહાર આવ્યા પછી આપે કહ્યું કે, પેશાબની સખ્ત હાજત થતા હું ઇસ્તીન્જાખાનામાં ગયો. પરંતુ ત્યાં બેસતાની સાથે જ મારી નઝર અંગુઠા ઉપર પડી જેની ઉપર શાહીનો ટપકો હતો. જે મે કલમની ટાંક જોવા માટે અંગુઠા ઉપર કર્યો હતો. શાહી કુર્આનશરીફ લખવાની સામગ્રી પેટે હોતા શાહીના ટપકા સાથે ઇસ્તીન્જા ખાનામાં બેસવું ખિલાફે અદબ હોઇ હું ત્યાંથી બહાર આવી ગયો.

**પાબંદીની પરાકાષ્ઠા**

આપ વઝુ કરવા માટે હંમેશા માથું ઢાંકીને કીબ્લારૂખ બેસતા પરંતુ પગ મુબારક ધોતી વખતે કીબ્લાનો અહેતરામ જાળવવા ખાતર આપ ઉત્તર કે દક્ષિણ બાજુ ફરી જતા.

આપે ૬૩ વર્ષની પુરી ઝીંદગીમાં ફક્ત એક જ વખત અનાયાસે ઇસ્તીન્જા ખાનામાં જમણો પગ મુક્યો જેના કારણે આપને એટલો સદમો





થયો કે લાંબાગાળા સુધી આ બનાવ પેટે અસ્તગફાર અને તૌબાહ્ કરતા રહ્યા.

રમઝાન સિવાય આપે રોઝા રાખ્યા જેના વિષે પ્રશ્ન થતા આપે જવાબ આપ્યો, રમઝાનુલ મુબારકમાં દિવસ દરમ્યાન અમુક વખતે હાજત પુરી કરવા બયતુલખલામાં ગયો હતો. તે વખતે પાણીની ઠંડક ગુપ્ત ભાગને પહોંચી હતી. એટલે સાવચેતી ખાતર રોઝા કઝા કરી રહ્યો છું.

એક વખત આપે મૌલાના સાલેહ ખત્લાનીને થેલીમાંહેથી થોડા લવીંગ કાઢી લાવવા કહ્યું અને તેઓ છ લવિંગ કાઢી લાવ્યા આને કારણે આપને જલાલ આવી ગયો આપે કહ્યું કે અમારા સુફીએ એટલું પણ નથી સાભળ્યું કે અલ્લાહ તાક છે, અને તાક(એકી સંખ્યા)ને પસંદ કરે છે.

તાકને અપનાવવું મુસ્તહબ છે. અને મુસ્તહબને અલ્લાહે પસંદ કર્યો છે. અલ્લાહની પસંદ અર્થે દુનિયા અને આખેરત બંનેને અર્પણ કરી દઇએ તો પણ કંઇ જ નથી આપ્યું લોકો મુસ્તહબને શું સમજે હું તો મુસ્તહબનું એટલી હદે ખ્યાલ રાખું કે વઝુ દરમ્યાન ચહેરો ધોતી વખતે પણ ઇરાદો કરૂં છું કે પાણી પહેલે જમણાં ગાલ ઉપર પહોંચે કારણ કે જમણી બાજુથી શરૂ કરવું મુસ્તહબ છે.

**ચશ્મે અકવામ સે મખ્ફી હૈ હકીકત તેરી,**
**હૈ અભી મહેફીલે હસ્તી કો ઝરૂરત તેરી.**

**★ દીલ્લીમાં ત્રીજી વખત ★**

હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ) જ્યારે ત્રીજી વખત દીલ્લી આવ્યા ત્યારે હઝરત ખ્વાજા બાકી બીલ્લાહે (કુદ્દસ્સીર્રહુ) આપને કહ્યું કે, હવે હું વધુ કમઝોર થઇ ગયો છું અને હવે હયાતીની આશા પણ નહિવત્ છે. એટલે આપ મારા પુત્રો ઉપર તવજ્જોહ્ આપો.

બંને દુધ પીતા બાળકોને આપની સામે રજુ કરવામાં આવ્યા અને આપે તેમની ઉપર તવજ્જોહ્ આપી અને તવજ્જોહ્નો અસર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (કુદ્દસ્સીર્રહુ) ઉપર પણ દેખાયો.

ફરી હઝરત ખ્વાજા કુદ્દસ્સીર્રહુએ ફર્માવ્યું કે, હવે આ બાળકોની વાલેદાહ્ (માતા) ઉપર પણ ગાએબાના તવજ્જોહ્ આપો. અને આપે તેમને ગાએબાના તવજ્જોહ આપી. પછી હઝરત ખ્વાજા(અલયહીર્રહમ)એ આપની શાનમાં ફર્માવ્યું કે,

(૧) મિંયા શૈખ અહમદ સુર્ય છે. અમારા જેવા અસંખ્ય સિતારા તેમની રોશનીમાં ગુમ છે.
(૨) મિંયા શૈખ અહમદ જેવો આજે આકાશ નીચે કોઇ પણ નથી.
(૩) મિંયા શૈખ અહમદ 'કુત્બે ઈર્શાદ' તથા 'કુત્બે મદાર'ના સંગમ છે. (મકામે મહેબુબીયતના બુર્ઝુગો તરફ આ ઈશારો છે.)
(૪) મિંયા શૈખ અહેમદ કમાલે મુરાદ તથા મહેબુબો માંહેથી છે.
(૫)સહાબા અને તાબેઈન પછી શૈખ અહેમદ જેવા અમુક જ બુર્ઝુગો થયા છે.
(૬) અલ્હમદોલીલ્લાહ અમારી ત્રણ-ચાર વર્ષની સોહબત વ્યંર્થ ન ગઇ. શૈખ અહેમદ જેવી પ્રિયપાત્ર વ્યકિતએ તરબીય્યત મેળવી.
(૭) શૈખ અહમદ મારફતે મને જાણવા મળ્યું કે, તૌહીદે વુજુદી એક સાંકડી ગલી છે. તરીકતનો મુખ્ય માર્ગ જુદો જ છે.
(૮) અમારી અને શૈખ અહમદની મિસાલ હઝરત ખ્વાજા અબુલ હસન ખરકાની તથા તેમના મુરીદ અબ્દુલ્લાહ અન્સારી જેવી છે કે જો તેઓ પ્રથમ હયાત હોત તો તે બીજાના મુરીદ ન થાત.
(૯) હઝરત શૈખ તાજુદ્દીન સાંભલી આપના પીરભાઇ ફર્માવે છે કે હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ(કુદ્દસ્સીર્રહુ)એ આપને એક પત્ર લખ્યો હતો જેની અંદર 'અઝીઝે મુતવકકફ' લખીને તેનો ઉપાય જાણ્યો હતો.અઝીઝે મુતવકકફ અર્થાત્ *સુલુકમાં રોકાએલો* આ શબ્દ હઝરતખ્વાજાએ પોતા માટે વાપર્યો હતો. અને આ રીતે આપથી ઉપાય મેળવ્યો હતો.

આ રીતે ત્રીજી વખત દીલ્લીમાં હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (કુદ્દસ્સીર્રહુ)થી અસંખ્ય નેઅ્મતો અને બશારતો મેળવી આપ માતૃભુમિ સરહિંદ શરીફ રવાના થયા ત્યાં થોડાક સમય રોકાઇ પીરો-મુર્શીદના ફર્માન મુજબ લાહોર આવી પહોંચ્યા ત્યાં આપને ઘણી જ મકબુલીયત હાંસીલ થઇ મૌલાના જમાલુદ્દીન તલ્વી અને હઝરત અબ્દુલ હકીમ સિયાલકોટી જેવા મહાન વિદ્વાનો આપના મુરીદ બન્યા.

**દીલ્લીમાં ચોથી વખત**

હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ) લાહોરમાં મુરીદોની તાલીમો-તરબીયતમાં લીન હતા ત્યાં આપને દુઃખદાયક સમાચાર મળ્યા કે ૨૫ જમાઉસ્સાની ૧૦૧૩ હી.સ.માં દીલ્લીની અંદર હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (કુદ્દસ્સીર્રહુ)નો ઇન્તેકાલ થઇ ગયો,





વ્યાકુળતા સાથે આપ. ઇન્ના લીલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઉન. પઢીને લાહોરથી દીલ્લી માટે રવાના થયા.

જો કે માર્ગમાં સરહિંદ શરીફ આવતો હતો. અને આપ સરહિંદ થઇને દીલ્લી માટે આગળ વધ્યા પરંતુ ત્યાં ન તો પોતાને ઘેર ગયા કે ન તો પોતાના સ્વજનોથી મુલાકાત કરી વ્યાકુળતા સાથે સતત રાત દિવસની મુસાફરી બાદ આપ દીલ્લી પહોંચ્યા ત્યાં સૌ પ્રથમ આપ હઝરત પીરો-મુર્શીદના પવિત્ર મઝારે મુકદ્દસ ઉપર હાજર થયા.

આપને જોતા જ દીલ્લીમાં કોહરામ મચી ગયો હઝરત મીર મોહંમદ નોઅ્માનની હાલત દયાજનક હતી, આપે તેમને પીરઝાદાઓને તથા અન્ય મુરીદોને દિલાસો આપ્યો સૌએ એકીસાથે દીલ્લીમાં રોકાણ કરવા આપને વિનંતી કરી.

આપ પણ અમુક દિવસ રોકાયા તુટેલા દીલોને ધરપત બંધાવી અને હઝરત પીરો મુર્શીદના કાર્યને આગળ ધપાવ્યો. સિલસિલાનો ઘણો ફેલાવો થયો. હઝરત ખ્વાજા (અલયહીરહમત)ની વસીયત મુજબ તેમના ખલીફા અને મુરીદો આપના હલ્કામાં મુરીદની હૈસીયતથી શરીક થતા અને ફાયદો મેળવતા તથા અદાબે તરીકત ન્યાઝમંદી સાથે અદા કરતા.

તે દરમ્યાન અમુક હસદખોરો અને બીનઅનુભવીઓએ હઝરત ખ્વાજાએ આપથી ફાયદો મેળવ્યાના મામલામાં ટીકા-ટીપ્પણ શરૂ કરી જેને કારણે આપને દુઃખ પહોંચ્યું. અમુક પીરભાઇઓ આપના વિરોધમાં ગયા જો કે આપે સમજુતીનો માર્ગ અપનાવ્યો. પણ વ્યર્થ સાબીત થયું એટલે આપે તેમની નિસ્બત અને કમાલાત સલબ ફર્માવી લીધા પણ તેમની પર કંઇ અસર ન થઇ. એટલે આપે સરહિંદશરીફ તરફ પ્રયાણ કર્યો.

**વિરોધીઓની તૌબાહ તથા અહેસાસ**

જાણે અજાણે વિરોધ પક્ષના આગેવાન હઝરત તાજુદ્દીન સંભલી હતા. જે હઝરત ખ્વાજા બાકીબીલ્લાહ(કુદ્દસ્સીર્રહુ)ના ખલીફા પણ હતા તેમણે પોતાની નિસ્બત ખેંચવાઇ જવા છતાં પણ હઝરત મહેબુબે સમદાનીના વિરોધમાં ખત્મ પઢવાની વ્યવસ્થા કરી ખત્મ પઢનારાઓમાં એક સાહેબે કશ્ફ બુઝુર્ગ પણ હતા.

આ બુઝુર્ગે જોયું કે તેમના માંહેથી દરેકે એક દીવો સળગાવ્યો છે. અને તે જ વખતે વીજળી ચમકી તથા ભારે પવનના એક ઝાપટા સાથે જ દીવા ઓલવાઇ ગયા. તથા ગૈબથી અવાજ આવ્યો કે, હઝરત મુજદ્દીદે

અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ)ના વિરોધીઓની હસદખોરીના આ દીવા હતા જે હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની જલાલી તવજ્જોહ મારફતે બુજાવીને નેસ્તોનાબુદ કરી નાંખવામાં આવ્યા. આ બનાવથી વિરોધીઓ ચિંતીત અને પરેશાન થયા.

હઝરત શૈખ તાજુદ્દીને પણ ખ્વાબ જોયો કે શાનદાર મહેફીલમાં મહાન ઔલીયાએ કીરામ બેઠા છે. તેમની વચ્ચે હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ) પણ છે.અને એક બુઝુર્ગ આપની તરફ ઇશારો કરતા હઝરત તાજુદ્દીનને કહે છે કે, તમારી નિસ્બત સલબ થવાનું અને બરબાદ થવાનું કારણ આમની મુખાલેફત છે.

હઝરત ખ્વાજા કુદ્દસ્સીર્રહુના ખલીફા હઝરત હિસામુદ્દીને પણ મુરાકેબામાં જોયું કે, હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ખુત્બો આપી રહ્યા છે. અને આ ખુત્બામાં હઝરત મુજદ્દીદ (અલયહીર્રમત)ની તારીફ તથા ખુબીઓ બયાન ફરમાવી રહયાં છે તથા આપની મુજદ્દેદીય્યત તથા કય્યુમીય્યતની તસ્દીક ફરમાવી રહયાં છે. આપે આ બનાવ વિરોધ કરનાર પીરભાઇઓએ સામે રજુ કર્યો.

એટલે તેમણ તૌબાહ્ અને અસ્તગ્ફાર કર્યા તથા મુજદ્દીદ સાહેબ તરફ રુજુઅ્ થયાં હઝરત તાજુદ્દીને પણ એક માફીનામું પોતાના તરફથી તથા વિરોધ કરનાર કુલ પીરભાઇઓ તરફથી લખીને આપની બારગાહ શરીફમાં મોકલ્યું. એટલે હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ)ના ઉર્ષ મુબારક પેટે જ્યારે આપ પાંચમી વખત દીલ્લી આવ્યા ત્યારે તમામ વિરોધી પીરભાઇઓ ફરી રૂબરૂ માફી માંગવા માટે પોત પોતાના સાફા ઉતારી ખુલ્લે માથે અને સાફાના કાપડને પોતપોતાના ગળામાં નાંખી આપના સ્વાગત માટે દીલ્લીથી આવી પહોંચ્યા અને કેટલાયે માઇલ ચાલીને આપનો સ્વાગત કર્યો, માફી માંગી આપે પણ સિલસિલાના રૂહાની સંબધોને લીધે બધાની ભુલો માફ કરી.

**ક્યા ઔલીયા મે શાને મુજદ્દીદ બુલંદ હૈ,**
**અગવાસ ઔર કુત્બોમે વોહ અરઝુમંદ હૈ,**
**મુન્કીર હૈ શૈખ અહમદે સરહંદીકા વહી,**
**દરવાઝા જીસ પે ફૈઝે ઇલાહીકા બંદ હૈ.**

**-: ઝમાનાએ અલ્ફેસાનીના ફિત્ના :-**

હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની હીજરતને ૧૦૦૦ વર્ષ પુરા થતા જ અખંડ હીંદુસ્તાનમાં મઝહબે ઇસ્લામ ઉપર વિરોધના વંટોળ





સાથે કુફ્ર શીર્ક, બિદઅત અને નફસાનીયતના હુમલા થવા લાગ્યા આ હુમલાખોરોમાં કાફીરો, મુશ્રીકો અને કટ્ટર શિયા પંથીઓ તથા જાહેલ સુફીઓ પણ હતા. અને નફસ પરસ્ત આલીમો, પંડીતો પણ હતા. હિંદુસ્તાનનો સમ્રાટ અકબર પણ.

જાહેલ સુફીઓ શરીઅતને ત્યાગીને મનઘડત નિયમો ઉપર પોતાના મુરીદોને ચલાવતા, પવિત્ર રાતોમાં નફલ નમાઝ જમાઅત સાથે અદા કરાવતા, વઝુમાં વપરાયેલો પાણી મુરીદોને તબુર્રક પેટે પીવાની પરવાનગી આપતા. તથા તબલા સારંગીના મહેફીલોને ખુદાનો કુર્બ પ્રાપ્ત કરવાનો માધ્યમ ગણાંવતાં. શરીઅતથી તરીકતને અલગ બતાવતા આ બેદીની એટલી હદે ફેલાઇ કે નાલાયકો ખુલ્લી રીતે કહેતા કે સાહેબે તરીકત માટે શરીઅતની પાબંદી જરૂરી નથી.

તો બીજી તરફ નફસ પરસ્ત જૈબભરૂ મૌલ્વીઓએ ઇલ્મને દુનિયા કમાવવાનો સાધન બનાવ્યો. અકબરના દરબારમાં પોતાની વિદ્રતા દેખાડવા એક જ પંથના બે મૌલ્વીએ એક જ બાબતે અલગ અલગ ફતવા આપતા એક હા કહેતો તો બીજો ના કહેતો. મખ્દુમુલ મુલ્ક ના હોદ્દા ઉપર હોવા છતાં પણ મુલ્લા અબ્દુલ્લાહ સુલતાનપુરીએ ફતવો આપ્યો કે વર્તમાનયુગમાં ઝકાત અને હજ ફર્ઝ નથી.

શીયા પંથીઓનો જોર એટલી હદે હતો કે તેઓ ભર્યા દરબારમાં ખુલ્ફાએ સલાસાહ્ તથા હઝરત અમીર મોઆવીય્યાહ્ને ખુલ્લમ ખુલ્લા ગાળો ભાંડતા છતાં કોઇમાં તેનો રદ્દ કરવાની હીમ્મત ન હતી. ઇરાની તહેવાર નવરોઝની ઉજવણી વખતે આલીમો, કાઝીઓ અને મુફતીઓ પણ દારૂ ઢીંચવા મેદાનમાં આવી જતા.

સામાન્ય મુસ્લીમ વર્ગ દિવાળીના દિવસોમાં ખુશીઓ મનાવતા અને મુશ્રેકીનના તરીકા પ્રમાણે વર્તન કરતા. પોતાના વાસણોને રંગતા તથા બુતોના નામથી ભેટો પોતાના સ્વજનોને આપતા, ચેચકની બિમારી વખતે શીતળાની બાધા રાખતા.

કાફીરો ખુલ્લમ ખુલ્લા મસ્જીદોને શહીદ કરી તેમની જગ્યાએ બુતખાના બનાવતા અને ઇસ્લામી રીત રિવાજોને નષ્ટ કરવા એડી ચોટીનો જોર લગાવતા આવા અંધકારમય યુગમાં સમ્રાટ અકબર મુર્તદ થઇ ચુકયો હતો અને તેણે ઇસ્લામના વિરોધમાં દીને ઇલાહીની સ્થાપના કરી હતી.

અલ્ફેષાનીનો યુગ શરૂ થતા જ આ જાતના અસંખ્ય ફિત્નાઓ જાગી

ચુક્યા હતા હુકુમતની સામે ટક્કર કોણ લે. હાથમાં હાથકડીઓ અને ગળામાં વજનદાર સાંકળો સાથે હાથીના પગ નીચે કચડાવાનો ઈરાદો કોણ કરે. કેટલાએ ઉલ્માએ રબ્બાની તથા સુફીયાએ હક્કાનીએ ખામોશીનો છેલ્લો દરજ્જો અપનાવ્યો અને પોતાની ખાનકાહોમાં ચુપચાપ બેસી ગયા.

પરંતુ હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ) કઇ રીતે ખામોશ રહે આપે ખુદાને ભરોસે તમામ ખતરનાક ફિત્નાઓ નષ્ટ કરવા કમરકસીને તેમનો મુકાબલો કર્યો અને છેવટે અખંડ હિંદુસ્તાન ઉપર ફરીને દીને ઇસ્લામનો પરચમ લહેરાવ્યો. હિંદુસ્તાનમાં દીને મુસ્તફાનો અસ્તિત્ત્વ બાકી છે. તે સદકો છે, મુજદ્દીદે અલ્ફેષાનીની કોશીષોનો.

આપે સૌથી પહેલા ફિત્નાઓના મુળ શોધ્યા તો આપને તેમના ત્રણ કેન્દ્રો દેખાયા (૧) નફસ પરસ્ત આલીમો (૨) જાહેલ સુફીઓ અને(૩) હુકુમત પોતે. એટલે આપે આ ત્રણ કેન્દ્રો ઉપર જ કાબુ મેળવવા તનતોડ મહેનત આદરી દીધી. સુફીઓ તથા આલીમોને તેમની ભુલો દર્શાવતા પત્રો લખ્યા તો બીજી તરફ પોતાના મુરીદોને આવી ભુલો ન કરવા માટે સખ્ત તાકીદ કરી.

અલ્લાહત્આલાએ આપની અઝમત, હૈબત અને અકીદત હુકુમતના અમીરોના દિલમાં કાયમ કરી એટલે તેઓ આપના હાથ ઉપર બૈઅત કરીને આપના મુરીદ બની ગયા. જેમકે ખાને આઝમ, ખાનેખાનાં, સદરેજહાં, દારાબખાન, કુલીજખાન, લાલાબેગ વગેરે, આપે તેઓની રૂહાનીયત સુધારી તેમની મારફતે હુકુમતના બાતિલ મોડને દુરુસ્ત કર્યો.

આપના આ મુરીદોમાંહેથી અમુક રાજધાની અકબરાબાદમાં જ હતા. જ્યારે અમુક દુર દુરના વિસ્તારોમાં હતા. છતા પણ આપ તેમને બરોબર સલાહ-સુચનો આપતા રહેતા હતા. નવાઇ લાગે છે કે, જ્યારે તાર, ટપાલ, ટેલીફોન તથા રેલ્વેની સેવા પણ ઉપલબ્ધ ન હતી ત્યારે આ ફકીર, રોશન ઝમીર સરહિંદમાં બેઠાબેઠા પોતાનો મકસદ કઇ રીતે પૂર્ણ કરતા હતા.?

### સમ્રાટ અકબરનું મરણ

આપની તજદીદના ત્રીજા વર્ષે હી.સ.૧૦૧૪ માં કહેરે ખુદાવંદી તથા ઇતાબે ઇલાહીને લીધે દીને ઇલાહીના સ્થાપક સમ્રાટ અકબરનું મરણ થયું અને દીનેઇલાહી લાવારસ થયો. અકબરને આગ્રા પાસે જ સિકંદરાબાદમાં દફન કરવામાં આવ્યો. આ રીતે તજદીદના અવરોધો પૈકીનો ભયંકર અવરોધ તથા મહા ખતરનાક કાંટો દુર થયો. ત્યારે આપની ઉમ્ર ફકત ૪૩ વર્ષની હતી.





જલાલુદ્દીન અકબર પછી તેનો પુત્ર નુરૂદ્દીન જહાંગીર નામ ધારણ કરીને તખ્તનશીન થયો રાજા બિરાહીમલની પુત્રી જોધાબાઇ તેની માં હતી. તથા રાજા ભગવાન દાસ તેનો સસરો, વધારામાં દારૂની આદત ચર્મસીમાએ આ બધું તેને દીને ઇલાહી પેટે વારસાગત રીતે મળ્યું હતું.

બદકિસ્મતીથી જહાંગીરે નુરજહાંથી લગ્ન કર્યા અને તે શીયા-પંથીઓનો શિકાર બન્યો. એક તરફ જોરૂકા ભાઇ ઔર એક તરફ સારી સગાઇ. આ કહેવત ને તેણે સાર્થક કરી બતાવવા માટે પોતાના વઝીરે આઝમ તરીકે નુરજહાંનાભાઇ આશીફજાહની નિમંણુક કરી હતી. જે ફીરઔનના વઝીર હામાનને પણ શરમાવે તેવો હતો.

હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની(અલયહીર્રહમતો વ રીંદવાન) હંમેશા બાતિલ પંથોનું ખંડન કરતાં જ રહેતા હતા. અભ્યાસકાળ વખતે જ તેમણે શીયાપંથના રદ્દ માં 'રિસાલા રદ્દે રવાફીઝ' લખ્યો હતો. આ વાતની જાણ આસીફજહાંને થઇ ત્યારથી જ તે આપનો સખ્ત વિરોધી બની ગયો હતો. વઝીરે આઝમના પદ પર આવ્યા પછી તેને વેરની વસુલાતનો વ્યવસ્થિત મોકો મળ્યો.

જોગાનુજોગ જહાંગીરના રાજ્યકાળમાં જ ઇરાન, તુરાન અને બદખ્શાના સત્તાધિશો તથા ખુદ જહાંગીરના ૪૦૦ જેટલા અમીર ઉમરાવો આપના મુરીદ બન્યા. એટલું જ નહીં પણ આપના ખલીફા દેશના ખુણેખુણે ફેલાઇ ગયા આ બનાવથી આસીફજાહને ખુબ જ બળતરા થવા લાગી.

### આસીફજાહની શરારત

એક વખત મોકો મળતા જહાંગીર પાસે આસીફજાહએ રજુઆત કરી કે, સરહિંદમાં એક મહાન વિદ્વાન પીરઝાદા છે. જેમણે કેટલાયે બુઝુર્ગોથી ખિલાફત મેળવી છે, અને મુજદ્દીદનો દાવો કર્યો છે, અસંખ્ય વ્યકિતઓને પોતાના ખલિફા તરીકે નીમીને દેશના ખુણેખુણે મોકલ્યા છે. આ ખલીફાઓના પણ અસંખ્ય માણસો મુરીદ બની ગયા છે.અન્ય દેશોના સત્તાધિશો પણ તેમના મુરીદ બની ગયા છે. તેમણે એક ખલીફાની નિમણુંક આપણા લશ્કરમાં પણ કરી છે.

આપણા અમીર ઉમરાવો પૈકી ખાને ખાનાં, સૈયદ સદરેજહાં, ખાનેજહાં, ખાને આઝમ, મોહબ્બતખાન, તર્બીયતખાન, ઇસ્લામખાન, સિકંદરખાન, દરિયાખાન, મુર્તુઝાખાન વગેરે તેમના મુરીદ બની ગયા છે. અને હવે જાણવા મળ્યું છે કે, તેમણે હથીયારબંધ એક હઝાર અસ્વાર તથા

અસંખ્ય પાયદળની ફૌજ તૈયાર કરી છે. શંકા છે કે ગફલતમાં રહેવાથી મુશ્કેલી ઊભી થશે.

એટલે મારી સલાહ છે કે તેમના ટેકેદારોની દુર દુર બદલી કરી નાંખવી અને પછી જ તેમને રાજ્ય દરબારમાં બોલાવી પગલા લેવા આગળની વ્યવસ્થા ખુદબખુદ થઇ જશે. આસીફ્જાહની આ સલાહ જહાંગીરને પણ યોગ્ય લાગી.

બીજા દિવસે જ દિવાનેઆમ ભરીને બાદશાહે ખાનેખાનાંને દક્ષિણનો સુબેદાર બનાવીને ત્યા જવા કહ્યું. એ જ રીતે સદરેજહાંને બંગાળનો સુબેદાર તથા મોહબ્બતખાનને કાબુલનો સુબેદાર બનાવી ત્યાં રવાના કર્યા. આ રીતે આપના ૪૦૦ (ચારસો) અકીદતમંદોને દુરોદરાઝ મોકલવામાં આવ્યા.

જ્યારે આ તમામ હાકીમો પોતપોતાના સ્થળ ઉપર પહોંચી ગયા અને ત્યાનો વહીવટ તેમણે સંભાળી લીધો. આ વાતની જાણ બાદશાહને થઇ એટલે તેણે એક હુકમનામું સરહિંદના હાકીમ(હારીક) ઉપર રવાના કર્યું જેમાં લખ્યું હતું કે, શૈખ અહેમદને અમારી સામે હાજર કરો.

**જહાંગીરના દરબારમાં**

જ્યારે આપ પોતાના અમુક ખાદીમો સાથે શાહી દરબારમાં હાજર થયા ત્યારે આપના વિરોધમાં પ્રથમ જે પુરાવો રજુ કરવામાં આવ્યો તે આપના ૨૦ વર્ષ પહેલા લખેલા એક પત્રના અમુક અંશો હતા જેનો સરાસર ખોટો અર્થઘટન બાદશાહ સામે રજુ કરવામાં આવ્યો. આ પત્ર આપે પોતાની રૂહાની હાલતની જાણ પેટે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (કુદ્દસ્સીર્રહુ)ને લખ્યો હતો બાદશાહે તે અંશોનો ખુલાસો માંગ્યો અને આપે વિદ્વતા સાથે પુરો ખુલાસો કર્યો જેનાથી બાદશાહ ઘણો પ્રભાવિત થયો.

આસીફ્જાહની પોતાની બાજી બગડતી દેખાઇ એટલે તેણે બીજો વિરોધ રજુ કરતાં કહ્યું કે, બાદશાહ સલામત આપની સામે જે તાઅ્ઝીમી સજદોહ કરવામાં આવે છે તેનો ફત્વો તમામ મુફ્તીઓએ આપ્યો છે, છતાંપણ આ તે ફતવાઓને રદ્દ કરે છે. અને તાઅ્ઝીમી સજદાહનો વિરોધ કરે છે. તેને કહો કે આપને સજદોહ કરીને શાહી અદબને માન્ય રાખે.

આ નવી ચાલમાં આસીફ્જાહ ફાવી ગયો તે જ વખતે જહાંગીરે કહ્યું કે, તમે આવતી વખતે શાહી અદબ નથી બજાવ્યો, હવે સજદોહ કરો. ગૈરૂલ્લાહની સામે સજદાહની વાત સાંભળતા જ વલીયુલ્લાહ મુજદ્દીદે અલ્ફેષાનીનું ફારૂકી લોહી ગરમ થઇ ગયો. આપે જોશમાં આવીને કહ્યું કે, મારી પેશાની ગૈરૂલ્લાહ સામે જુકી નથી જુકશે પણ નહીં..





શેરેખુદાની લલકાર સામે જહાંગીરે પણગર્જતા કહ્યું કે, તમારે સજદોહ કરવો પડશે તમે ફકત તમારૂ માથું જ અલ્પમાત્રામાં જુકાવો હું તેને પણ સજદોહ સમજીને તમને મુકત કરી મુકીશ. પણ આપે તેની આ અપેક્ષાને પણ ઠુકરાવી નાંખી. હવે બાદશાહે ફીરઔનીયત અપનાવતા દરબારી પહેલવાનોને હુકમ આપ્યો કે, જુઓ છો શું ? ઉઠો અને તેમનું માથું પકડીને મારી સામે જુકાવો.

બાદશાહના હુકમ સાથે જ શાહી દરબારના પહેલવાનોએ ઉભા થઇને આપનો મસ્તક બાદશાહ સામે જુકાવવાની કોશીષ કરી પણ બધું વ્યર્થ, નવાઇની વાત તો આ છે કે આપની ગર્દન પાતળી હતી આપ આકાશને તાકી રહ્યા હતાં ને સાત સાત પહેલવાનોએ આપના મસ્તકને પકડીને પુરી તાકાત સાથે જુકાવવાની કોશીષ કરી, પહેલવાનોની પકડને કારણે આપના નાકમાંહેથી રકત વહેવા લાગ્યો. તાકાત લગાવવાના કારણે પહેલવાનો પરસેવે રેબઝેબ થઇ ગયા. ભર્યા દરબારમાં બાદશાહને પોતાના સ્વમાનની ધજ્જીઓ ઉડતી દેખાઇ.

છેવટે તેણે પોતાના સલાહકારોથી ચર્ચા કરીને કહ્યું કે, હું એક નાના દ્વારના ઓરડામાં બેસું છું ત્યાં શૈખ અહેમદને મારી સામે લાવો દ્વારની અંદર દાખલ થતી વખતે તેઓ મસ્તક જુકાવશે અને આ વાત ઉપર હું ગર્વ લઇશ કે તેમણે આ રીતે મને સજદોહ કર્યો.

જ્યાર શાહી સિપાહીઓ આપને દ્વાર પાસે લઇ ગયા તો દ્વારને જોતાં જ આપ આખી ચાલ સમજી ગયા અને મસ્તક જુકાવવાને બદલે આપે તેમાં પ્રથમ પગ દાખલ કર્યો આસીફ્જાહે બાદશાહને કહ્યું કે, જુઓ કેવા બેબાક છે. છેવટે જહાંગીરે હી.સ.૧૦૨૮માં આપને કૈદ કર્યા.

**ગર્દન ન જુકી જીસકી જહાંગીર કે આગે,**
**જીસકે નફસે ગર્મસે હૈ ગર્મીએ એહરાર,**
**વોહ હિંદમે સરમાયએ મિલ્લતકા નિગેહબાં,**
**અલ્લાહને બરવક્ત કિયા જીસકો ખબરદાર.**

**★ ગ્વાલિયરનો કીલ્લો ★**

હુકુમતના બંડખોરો માટે ગ્વાલિયરનો મઝબુત કીલ્લો પ્રખ્યાત હતો આ કીલ્લામાં આપને આપના ખાદીમો સાથે કૈદ કરવામાં આવ્યાં ત્યાં આપ પહોંચતાં જ હઝરત યુસુફ (અલયહીસ્લામ)ની જેમ હજારો ગુમરાહોને દીને ઇસ્લામનું માર્ગદર્શન આપનારા સાબીત થયા એક વખત ત્યાંના જેલરે

આપની પર સખ્તી કરી એટલે આપના ખાદીમોને જોશ આવ્યો અને તે સૌ પક્ષીઓની જેમ ઉડીને કીલ્લાની દિવાર ઉપર જઇ બેઠા પછી જેલરને કહ્યું કે, 'અમને બહાર જતાં પણ આ રીતે વાર નહીં લાગે.'

ત્યારે આપે પોતાના ખાદીમોને સખ્તીથી કહ્યું કે, 'આ શું કરો છો? શું તમે એમ સમજો છો કે હું કરામત નથી દેખાડી શકતો.?' આપની આ તાકીદથી ખાદીમોએ માફી માંગી અને ફરી પાછા કારાવાસમાં આવી ગયા કેદખાનામાંથી આપે પોતાના ખલીફાઓના નામે એક પત્ર લખ્યો જેમની અંદર તેમને શાંત રહેવાની તાકીદ કરી તથા જણાવ્યું કે જે કંઇ થાય છે તે અમારી મરજી મુજબ થાય છે..

કારાવાસ દરમ્યાન હુકુમત આપનો રાચરચીલો જપ્ત કરી લે છે. આ વાતની આપને જાણ થતા પોતાના સાહેબઝાદાઓના નામે પત્ર લખી તેમને હિમ્મત અને સબ્રથી કામ લેવા જણાવે છે અને લખે છે કે હવેલી, મહેમાનખાનું, કુવો, બગીચા, કીતાબો અને બીજી વસ્તુઓનો ગમ ન કરવો જોઇએ મરણ થતા આ વસ્તુઓને મુકવી જ પડે છે.

કેદખાનું આપના કદમોની બરકતથી ખાનકાહમાં ફેરવાઇ જાય છે. ત્યાં અસંખ્ય વિધર્મીઓ આપના હાથ ઉપર ઇસ્લામ સ્વીકારે છે. કેટલાએ ફાસીકો મુત્તકી બન્યા આ રીતે આપે કેદખાનામાં પણ તબ્લીગે-દીન તથા તજદીદનું કામ ચાલું રાખ્યું.

કેદથી આઝાદીનો બનાવ પણ આપની રોશન કરામત છે. બાદશાહ જહાંગીરે ખ્વાબ જોયું ખ્વાબ શું કિસ્મત ચમકી ઉઠી મદીનાના તાજદાર આકા અહેમદે મુખ્તાર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) અફસોસ સાથે આંગળી દાંતોમાં દબાવીને ફર્માવી રહ્યાં છે. ઓહ, જહાંગીર તે કેટલી મહાન વ્યકિતને કેદ કર્યા છે. આ રીતે એક વર્ષ પછી હી.સ.૧૦૨૯ માં આપ મુકત થયા.

**જહાંગીર રાહે રાસ્ત ઉપર**

દુશ્મનો ફરી નવી ચાલ રમ્યા બાદશાહ તરફથી એવો હુકમ અપનાવ્યો કે આપ થોડા દીવસ શાહી લશ્કરમાં જ રહે આ રીતે આપ નઝરબંદીથી છુટ્યા પણ પાબંદીમાં રહ્યા અને ખરેખર તજદીદનો અસલ કામ આ પાબંદીથી જ બન્યો બાદશાહને આપની સોહબત પ્રાપ્ત થઇ જેના કારણે તેના માટે હિદાયતના દરવાઝા ખુલ્યા, પરિણામ આ આવ્યો કે બાદશાહે આપના હાથ ઉપર ગુનાહોથી તૌબાહ્ કરી.

હવે આપને બાદશાહ શાહી લશ્કરમાં પોતાની સાથે જ રાખતા હતા.





રાત્રે રૂહાની મહેફીલો કાયમ થતી હતી બાદશાહ આપની વાતો ધ્યાન પૂર્વક સાંભળતા હતો અને આપનો પ્રભાવ તેની ઉપર એટલી હદે થયો કે, છેવટે તેણે શાહઝાદા ખુર્રમને આપના હાથ ઉપર બૈઅત કરવાનો હુકમ આપ્યો આ રીતે હી.સ.૧૦૩૩ સુધી એટલે કે આપ પુરા પાંચ વર્ષ શાહી લશ્કરમાં રહ્યા.

આ રીતે એક અલ્લાહવાળા ફકીરે વગર કિંમતે બાદશાહને ખરીદી લીધો જો તેઓ ધારત તો પોતાની બાદશાહતનું કામ લઇ શકત છતાં પણ ફકીર જ રહ્યા બલ્કે સચ્ચાઇ તો આ છે કે કેટલાએ બાદશાહોને બાદશાહીના યુગમાં પણ ફકીર જ બનાવી રાખ્યા.

જે બાદશાહના તકબ્બુરની આ હાલત હતી પોતાની સામે સજદોહ કરાવતો અને તેના જવાઝ માટે મુફતીઓથી ફત્વો મેળવતો તે જ બાદશાહ ઝીંદગીના છેલ્લા ભાગમાં કહેતો હતો કે,મેં કોઇ એવો કૃત્ય નથી કર્યો જેને કારણે નજાતની ઉમ્મીદ રાખું અલબત્ત મારી પાસે એક દસ્તાવેજ છે. જેને અલ્લાહની બારગાહમાં રજુ કરીશ તે દસ્તાવેજ આ છે કે એક દિવસ હઝરત શૈખ અહેમદ સરહિંદએ ફર્માવ્યું હતું કે, જો અલ્લાહ અમને જન્નતમાં જવાનું કહેશે તો અમે તારા વિના નહી જઇએ.

કાંગરાનો કીલ્લો ફતેહ થતાં જ બાદશાહ હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ)તથા અન્ય દીનદાર આલીમો સાથે ત્યાં જઇ પહોંચ્યો બુતખાનાની જગ્યાએ મસ્જીદ બંધાવી અને પોતાના હાથે ગાય હલાલ કરી આ રીતે દીને ઇસ્લામનો પ્રચાર જોર શોરથી આદરી દીધો.

હવે જહાંગીરના ઇમાનની એ હાલત હતી કે મલીકા નુરજહાંના માનીતા શીયા વિદ્વાન નુરૂલ્લાહ શોસતરીએ ભર્યા દરબારમાં ઔલીયાએ કિરામની શાનમાં ગુસ્તાખી કરી કે તે જ વખતે જહાંગીરે તેની જીભ ખેંચીને હાથીના પગથી કચડી નાખવાનો હુકમ આપ્યો. નુરજહાંએ ગુન્હેગારને બચાવવા કાકલુદી કરી તો જવાબમાં જહાંગીરે કહ્યું કે, **જાનેમન જાં દાદઉમ ઇમાં ન દાદઉમ.** (અર્થાત્:-જાનેમન મે તને મારી જાન આપી છે. મારું ઇમાન નથી આપ્યું.) આ રીતે જહાંગીરે નુરૂલ્લાહને હાથીના પગથી છુંદાવી નાંખ્યો અને પોતાના ઇમાનનો સબુત આપ્યો.

**'ફીર સદા તૌહીદકી આખિર ઉઠી પંજાબ સે,**
**હિંદકો એક મર્દે કામીલને જગાયા ખ્વાબ સે.'**

-: આખરી સફરની તૈયારીઓ :-

મરણ માટે એક દિવસ નક્કી જ છે. બધાને મરવું જ છે. પણ અમારા મરણ અને વલીએ કામીલના મરણ વચ્ચે જમીન આસમાનનો ફર્ક છે. જો કે મરણના સમયની કોઈને પણ જાણ નથી પણ વલીએ કામીલને તેની પુરેપુરી જાણકારી હોય છે. વર્ષો, મહીનાઓ, દિવસો, કલાકો અને મીનિટો તથા સેંકડોથી પણ તે વાકીફ હોય છે. એટલે જ વર્ષો પહેલાંથી પોતાની વફાતની ખબર આપી દે છે.

હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ)ને દુનિયામાં જે કામ માટે મોકલવામાં આવ્યા તે કામ જેમ જેમ પુરો થતો જતો હતો તેમ તેમ આપ પોતાના વિસાલની ખબરો આપતા રહેતા હતા. આ દુઃખદાયક ખબરો સાંભળીને આપ્તજનોના દીલ ચારણીની જેમ વિંધાતા હતા.

**દસ વર્ષ પહેલાંઃ**– જ્યારે આપની પવિત્ર ઉમ્ર ૫૩ વર્ષની થઈતો આપે ૧૦ વર્ષ પહેલાં પોતાના વિસાલની ખબર આપતાં કહ્યું કે, હું મારી ઉમ્ર ૬૩ વર્ષથી વધુ નથી જોતો આ તટસ્થ લખાણ સાફ દેખાઈ રહ્યો છે.

**બે વર્ષ પહેલાંઃ**– વફાતથી બે વર્ષ પહેલાં આપ શાહી લશ્કર સાથે અજમેર શરીફ આવી પહોંચ્યા ત્યારે હઝરત ખ્વાજા મોહમ્મદ સઈદ તથા હઝરત ખ્વાજા મોહમ્મદ માસુમને સંયુકત રીતે પત્ર લખતા જણાંવે છે કે દુનિયાની જગ્યાએ આખેરતનું ઈજાઝત નામું મળી ચુક્યું છે. હવે ઝીંદગીના દિવસો પુરા થવા આવ્યા છે.

**એક વર્ષ પહેલાંઃ**– હી.સ.૧૦૩૩માં આપ લશ્કરથી અલગ થઈને સરહિંદ શરીફ આવ્યા ત્યારે વસંત ઋતુમાં પોતાના મકાનની અંદર એક વર્ષ પહેલાં આપે પોતાના ઈન્તેકાલની ખબર આપતા કહ્યું કે, હવે આવનારી વસંતમાં હું આ મકાનમાં આરામ નહીં કરું. ખાદિમોએ કહ્યું કે, એકાંતવાસ માટે જે મકાન બનાવ્યો છે. ત્યાં આરામ કરજો આપે કહ્યું ત્યાં પણ નહીં. ખાદિમોએ કહ્યું કે, કઈ જગ્યા ઉપર,આપે કહ્યું આ મકાનો માંહેથી કોઈ પણ જગ્યાએ નહીં તમે જોઈ લેશો કે શું જાહેર થાય છે.

**છ મહીના પહેલાંઃ**– હી.સ.૧૦૩૩ના માહે શાબાનની ૧૫મી રાતે આપની એહલીયાહએ કહ્યું કે, શી ખબર આજે કોનાં નામોં અલ્લાહત્આલાએ વજુદના પાના ઉપરથી છેક્યા હશે.? આપે કહ્યું કે, તમે તો આ વાત શંકા અને અનિશ્ચીત રીતે કહો છો પણ તેનો શું હાલ હશે જે જુએ છે અને જાણે છે કે





તેનું નામ વજુદના પાના ઉપરથી છેકી નાખવામાં આવ્યું.? આ રીતે આપે છ મહીના પહેલાં પોતાની વફાતની ખબર આપી.

હઝરત મોહમ્મદ હાશિમ (કુદ્દસ્સીર્રહુ) બુરહાનપુર જવા માટે આપ પાસે પરવાનગી લેવા આવ્યા આપે તેમની સાથે લંબાણ પુર્વક વાતચીત કર્યા પછી તેમને રવાના કરતી વખતે કહ્યું કે, દુઆ કરું છુ કે કયામતના દિવસે પણ આપણે ભેગા મળીએ. મતલબ કે હવે આપણી બંનેની મુલાકાત ફરીને નહીં થાય.

વફાતથી છ મહીના પહેલાં સાદીકખાનને પત્ર મારફતે આપે જણાવ્યું કે, આ શહેરમાં દર વર્ષે પ્લેગ ફેલાઈ છે. શી ખબર આ વખતે મારી ઝીંદગી વફા કરે છે કે નહીં. આ રીતે છેલ્લે વર્ષે તો આપ સતત જુદાઈની ખબરો આપતાં રહેતા હતા.

**દોઢ મહીના પહેલાંઃ**– વફાતથી ૪૫ દિવસ પહેલાં સાફ ખુલ્લા શબ્દોમાં આપે સાહબઝાદાઓને કહ્યું કે, હવે ૪૦ અને ૫૦ દિવસોની વચ્ચે મારી કબ્ર તૈયાર કરવામાં આવશે.

**પાંચ દિવસ પહેલાંઃ**– હી.સ.૧૦૩૪ના સફરની ૨૨ તારીખે જુમ્એરાતે આપે હાજરજનોને કહ્યું કે, મારી કબ્ર ૪૦ અને ૫૦ ની વચ્ચે તૈયાર થશે આ વાતને આજે ૪૦ દિવસ થયા હવે જુઓ ૧૦ દિવસની અંદર શું થાય છે. આ રીતે વફાતથી પાંચ દિવસ પહેલાં પણ તટસ્થ બશારત આપતા કહ્યું કે, ૪૦ અને ૫૦ વચ્ચે એટલે ૪૫ દિવસો આજે ૪૦ દિવસ પુરા થયા હવે પાંચ દિવસ બાકી છે.

**એક દિવસ પહેલાંઃ**– જ્યારે આપની ઝીંદગીનો છેલ્લો દિવસ બાકી હતો ત્યારે આપે સગળીમાં બાળવા માટે કોલસા મંગાવ્યા ખાદિમોએ બે રૂપિયાના કોલસાની વ્યવસ્થા કરવા માંડી પરંતુ આપે કહ્યું કે, બે રૂપિયાના કોલસા હું ઉપયોગમાં લઈ શકું એટલો સમય હવે કયાં છે. એટલે કે એક રૂપિયાના જ કોલસા લાવો.

આપના ખાસ ખાદિમ અલ્લામાહ હબીબે કહ્યું કે, હઝરત ઠંડીની ઋતુ છે. વધારાના કોલસા કામ લાગશે. આપે કહ્યું કે, મૌલાના હબીબને ઘણી ઉમ્મીદ છે. પરંતુ હવે એટલો સમય કયાં છે કે તે કોલસા ઉપયોગમાં લઈ શકાય.

જ્યારે બે રૂપિયાના કોલસા આવી ગયા તો આપે તેમાંથી અર્ધા કોલસા પોતાના ઉપયોગમાં લેવા માટે અલગ કરાવી લીધા અને બાકીના

અર્ધા જનાન-ખાનામાં મોકલતાં આપે કહ્યું કે, મારા માટે આટલા કોલસા પુરતા છે. અને ખરેખર તેમજ થયું કે કોલસા પણ પુરા થયા તે સાથે આપનો ઇન્તેકાલ થયો.

**અમુક કલાકો પહેલાંઃ-** પવિત્ર ઝીંદગીની ઘડી પુરી થવામાં ગણત્રીના જ કલાકો બાકી હતા આખરી રાતે ખાદિમો ખિદમતનો હકક અદા કરી રહ્યાં હતા. આ ખાદિમોને સંબોધીને આપે કહ્યું કે, તમે બધાએ ખુબ જ તકલીફ ઉઠાવી બસ છેલ્લી રાત તકલીફની છે. પછી બેતાબી સાથે કહ્યું કે, અય રાત પ્રભાત થા, સાફ સાફ કહી રહ્યાં હતા કે આવનાર દિવસ યૌમે વિસાલ છે.

(હવાલાઃ- હઝરાતુલ કુદ્દસ ભાગ-૨, હઝરત નં. ૯)

**અનોખી વઝઅ હે સારે ઝમાને સે નિરાલે હે,**
**યે આશીક કોનસી બસ્તીકે યા રબ રહને વાલે હે.**

હી.સ.૧૦૩૩માં શાહી લશ્કરથી અલગ થઇ સરહિંદ શરીફ આવ્યા પછી આપે પુર્ણ અકાંતવાસ અપનાવ્યો ફક્ત નમાઝે જુમ્આ અને નમાઝે ઇદ માટે જ આપ બહાર આવતા બાકીની નમાઝો બાજમાઅત પોતાના હુજરામાં જ હઝરત ખ્વાજા મોહમ્મદ સઇદની તાબેદારીમાં અદા ફર્માવતા હતા.

જીલહજજની ૧૭ મી તારીખે સોમવારના દિવસે આપને સરદી સાથે તાવની બિમારી શરૂ થઇ આ દિવસોમાં આપ અલ્લાહુમ્મા રફીકીલ આઅ્લા વધુ પડતા હતા અને ફર્માવતા હતા કે જો હકીમ મને એમ કહે કે તમારી માંદગી લા-ઇલાજ છે. તો હું અલ્લાહનો શુક્ર અદા કરતા ૧૦૦ રૂપિયા ખૈરાત કરૂં.

આપ ઔલાદથી પણ બેતાઅ્લ્લુક થઇ ચુકયા હતા એટલે સાહબઝાદાઓએ કહ્યું કે, અમારા માટે આટલી બે તાઅ્લ્લુકી તથા પિતૃભાવનાની કમી આપથી આપની એહલીયા મોહતરમા (પત્ની) એ આપને કહ્યું કે, ઝીંદગીથી માયુસી અને મૌતનું યકીન છે. તો પછી આ સદકા અને ખૈરાતનું કારણ શું ? આપે હિંદીમાં કહ્યું , **અજમીવાલા કુતનસ્યુ સખી સબ જગ દેવાંવાર.** (અર્થાત્ આજે તો મહેબુબથી મિલનનો દિવસ છે. એટલે દિલ એમ કહે છે કે આખો વિશ્વ ફિદા કરી દઉં.)

માહે સફરની ૨૩મી જુમેરાતે અસર વખતે સુફીઓને વસ્ત્રો વહેંચી રહ્યા હતા અને આપને ઠંડી લાગી કારણકે આપે ફક્ત પહેરણ પહેર્યો હતો તેની સાથે વધારાના વસ્ત્ર ન હતા આ રીતે ઠંડી લાગ્યા પછી આપને ફરીથી





તાવ આવી ગયો અને આપ પથારી વશ થયા છતા પણ નમાઝો બાજમાઅત અદા કરતા હતા. વિર્દ-વઝાઇફ પણ નિયમીત પુરા કરતા હતા અને સાથો સાથ શરીઅતેપાકની પાબંદી માટે વસિયતો પણ કરતા હતા.

જ્યારે ઝીંદગીની છેલ્લી રાત આવી જેનાથી આપ વાકિફ હતા અને બીજાઓને પણ વાકિફ કરતા હતા ત્યારે આપે સહીહ હદીષોથી સાબિત બધી જ દુઆઓ પઢી જે દુઆ અંતિમ નબીએ આખરી રાત પઢી હતી નમાઝે તહજ્જુદને પણ અલવિદા કરતા હોય તેમ આખરી રાતના છેલ્લા પહોરે તાજુ વઝુ કરી વ્યવસ્થિત ઉભાઉભા નમાઝે તહજ્જુદ અદા કરીને આપે કહ્યું કે, આ મારી ઝીંદગીની છેલ્લી નમાઝે તહજ્જુદ છે.

ઝીંદગીની અંતિમ નમાઝે ફઝર બાજમાઅત અદા કરીને આદત પ્રમાણે ઝીક્ર તથા મુરાકેબો પણ કર્યા એટલું જ નહીં પણ નમાઝે ઇશરાક પણ અદા કરી સાહબઝાદાઓને છેલ્લી વસીયત કરતાં કહ્યું કે, **સુન્નતે રાબ દંદાખ્વાહિંદ.** સુન્નતો ઉપર ચુસ્ત રીતે અમલ કરજો.

આ વસિયત સાથે જ આપનો શ્વાસોશ્વાસ વધી જતા હઝરત ખ્વાજા મોહંમદ સઇદે ગભરાટ સાથે આપથી પ્રશ્ન કર્યો કે, આપની તબિયત કેમ છે. આપે જવાબ આપતા કહ્યું કે, જે બે રકાત નમાઝ મેં અદા કરી તે મારા માટે કાફી છે. આપની આ આખરી વાત હતી જે નમાઝ વિષે હતી અને તે હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની મોહબ્બત તથા તાબેદારીમાં લીન થવાની મહાન દલીલ છે. મકકી-મદની સરકારે પણ છેલ્લી ગુફતગુ નમાઝ વિશે ફર્માવી હતી.

અવાર નવાર બશારતો આપ્યા પ્રમાણે બરોબર આપની ઉમ્ર ૬૩ વર્ષ થતાં જ હી.સ.૧૦૩૪ સફર મહીનાની ૨૮ તારીખે ચાશ્તના સમયે આપનો વિસાલ થયો ત્યારે આપનો જમણો હાથ જમણા ગાલ નીચે તથા પવિત્ર મુખ કાબતુલ્લાહ શરીફ અને આપ જમણી બાજુએ સુન્નત તરીકા મુજબ અનંત નિંદ્રામાં પોઢી ગયા.

આપના ભત્રીજા શૈખ બહાઉદ્દીને આપને ગુસ્લ આપ્યો તેમની મદદમાં આપના મહાન ખલીફા હઝરત અલ્લામાહ બદરૂદ્દીન પણ હતા નમાઝે જનાઝા હઝરત ખ્વાજા મોહંમદ સઇદે અદા કરાવી અને આપને હઝરત ખવાજા મોહંમદ સાદીકના મકબરામાં દફન કરવામાં આવ્યા.

આ મકબરાની જગ્યાએ જ આપે ભુતકાળમાં બે કૈફ નુરના દિદાર કર્યા હતા અને ત્યાં દફન થવાની ઇચ્છા પણ કરી હતી જ્યારે આપનો પવિત્ર

જનાઝો તે ગુંબદમાં પહોંચ્યો તો ખ્વાજા મોહંમદ સાદીકની પવિત્ર કબ્ર મુબારક આપનો સ્વાગત કરતા પૂર્વ તરફ બે ફુટ જેટલી ખસી ગઇ અને તે કબ્રની જમણી બાજુ એ કયામતના દિવસ સુધી અમાનત રૂપે સુપુર્દેખાક થયા.

**ફરિશ્તે પડતે હૈ જીસકો વોહ નામ હૈ તેરા,**
**બડી જનાબ તેરી ફૈઝે આમ હૈ તેરા,**
**તેરી લહદકી ઝિયારત હૈ ઝીંદગી દિલકી,**
**નિરાલી શાન હય ઉચ્ચા મકામ હય તેરા.**

**-: ઇન્તેહાં એ ઇતાઅતે મુસ્તફા :-**

ઈસ્તીલાહે તસવ્વુફમાં ફનાફીર્રસુલના વાકય પ્રયોગ ઘણા થાય છે. ફનાફીર્રસુલ એટલે સાલીકની પુરેપુરી રીતભાત હુઝુર મોહમ્મદે મુખ્તાર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તાબેદારીના રંગમાં રંગાયેલી હોય સુન્નત પ્રમાણે આ તાબેદારીને લીધે જ સાલીક 'મકામે મહેબુબીય્યત'ના ઉચ્ચ દર્જા સુધી પહોંચે છે.

હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની કુદસ્સીર્રહુ ઈર્શાદ ફર્માવે છે કે, મને જે કંઇ પ્રાપ્ત થયું તે અલ્લાહનો ફઝલો કરમ છે. પરંતુ આ ફઝલો કરમ માટે કંઇ માધ્યમ બન્યું હોય તો તે હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પૈરવી છે. જેની ઉપર અમારા મામલાનો આધાર છે. એટલે જ અમને જે કંઇ પ્રાપ્ત થયું તે આ પૈરવી અને ગુલામીને જ કારણે બન્યું.

આપ હુઝુર (અલયહિસ્સલામ)ની તાબેદારીના રંગમાં એટલી હદે રંગાયેલા હતા કે એક ઇખ્તિયારી સુન્નતને આપે તર્ક નથી કરી એટલે જ અલ્લાહ ત્આલાએ આપને ગૈરે ઇખ્તિયારી સુન્નતોમાં પણ તાબેદારી નસીબ કરી **મહેબુબે સમદાની**નો મર્તબોહ અતા કર્યો.

**નિહાં હૈ તેરી અદાઓસે રંગે મહેબુબ,**
**ઇસી વજહસે તો ઊંચા મકામ હૈ તેરા.**

**સુન્નત નંબર :- ૧**

હુઝુર નબીએ કરીમ સલ્લલ્લાહો અલયહે વસલ્લમના પવિત્ર નુરના દિદાર હઝરત આદમ અલયહિસ્સલામ તથા અન્ય અંબિયાએ કિરામે કર્યા તો હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદસ્સીર્રહુ)ના નુરના દિદાર હુઝુર ગૌષુલ આઝમ દસ્તગીર તથા અન્ય ઔલિયાએ કિરામે કર્યા.

**સુન્નત નંબર :- ૨**





હઝરત ખાતેમુન્નબીના આગમનની ખબરો અંબિયાએ સાબેકીન આપતા રહ્યા તો હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીના આગમનની ખબરો ઔલીયાએ કિરામ આપતા રહ્યા.

**સુન્નત નંબર :- ૩**

હુકુમતના તાજદાર તુબ્બએ અવ્વલ હુમૈરીએ રિસાલતના તાજદાર માટે તેમના જન્મથી વર્ષો પહેલાં આપના નામે પત્ર લખ્યો હતો. તો વિલાયતના તાજદાર ખલીલુલ્લાહ બદખ્શીએ પણ તાજેદારે કૈયુમીય્યતના જન્મથી પહેલાં જ આપના નામે પત્ર લખ્યો હતો.

**સુન્નત નંબર :- ૪**

તુબ્એ અવ્વલ હુમૈરીના પત્ર ૫૦ વર્ષની ઉમ્ર પછી હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ને હઝરત અબુ અય્યુબ અન્સારી મારફતે પ્રાપ્ત થયો તો હઝરત ખલીલુલ્લાહ અલયહિર્રીદવાનનો પત્ર પણ હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીને ૫૦ વર્ષની ઉમ્ર થતાં હઝરત અબ્દુર્રહમાન બદખ્શી મારફતે આપની પાસે પહોંચ્યો. બાદશાહે તુબ્એ અવ્વલે હુઝુર રિસાલતે મઆબ માટે મદીના શરીફ વસાવ્યું તો બાદશાહ ફીરોઝ શાહે હુઝુર કય્યુમીય્યત માટે સરહિંદ વસાવ્યું.

**સુન્નત નંબર :- ૫**

હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની વિલાદત શરીફ વખતે કેટલાએ મોઅ્જેઝા જાહેર થયા તો હઝરત મુજદ્દીદે અલ્ફેષાની રહેમતુલ્લાહ અલયહેની વિલાદત શરીફ વખતે પણ કેટલીએ કરામતો જાહેર થઇ.

**સુન્નત નંબર :- ૬**

શાહે અરબો-અજમની વિલાદત વખતે શાહે ઇરાનના મહેલના કાંગરા ખરી પડ્યા તો શાહે સરહિંદની વિલાદત વખતે પણ શાહે હિંદુસ્તાન અકબરનો તખ્ત ઉંધો થઇ ગયો.

**સુન્નત નંબર :- ૭**

હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) કુરૈશી ખાનદાનમાં જન્મયા તો હઝરત મુજદ્દીદે અલ્ફેસાની પણ કુરૈશી ખાનદાનમાં જન્મયાં.

**સુન્નત નંબર :- ૮**

હઝરત ફખ્રે મૌજુદાત સલ્લલ્લાહો અલયહે વસલ્લમ મખ્તુન (ખત્ના કરેલ) પૈદા થયા તો હઝરત મુજદ્દીદે અલ્ફેસાની(કુદસ્સીર્રહુ) પણ મખ્તુન પૈદા થયા.

**સુન્નત નંબર :- ૯**

હુઝર મક્કી મદની (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)નું પવિત્ર નામ અહમદ છે. તો હઝરત મુજદ્દીદે અલ્ફેસાનીનું પવિત્ર નામ પણ અહમદ છે.

**સુન્નત નંબર :- ૧૦**

હુઝુર નબી એ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમે) હઝરત ઈમામ હુસૈન માટે પોતાના પુત્ર હઝરત ઈબ્રાહીમ (રદીયલ્લાહો અન્હો)નો ઈન્તેકાલ ગ્વારા કર્યો તો હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીએ પણ સરહિંદ શરીફ વાસીઓની ઝીંદગી માટે પોતાના પુત્ર હઝરત ખ્વાજા મોહંમદ સાદીકનો ઈન્તેકાલ ગવારા કર્યો.

**સુન્નત નંબર :- ૧૧**

હુઝર અહેમદે મુખ્તાર મદની તાજદાર સલ્લલ્લાહો અલયહે વસલ્લમે પોતાની ઉમ્ર ૪૦ વર્ષની થઇ ત્યારે તબ્લીગે-દીનનું કાર્ય શરૂ કર્યું તો હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીએ પોતાની ૪૦ વર્ષની ઉમ્ર થઇ ત્યારે તજદ્દીદે દિનનું કાર્ય શરૂ કર્યું.

**સુન્નત નંબર :- ૧૨**

હુઝુર નબીએ કરીમ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તબ્લીગે દીનની કુલ મુદ્દત ૨૩ વર્ષ છે તો હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીની તજદ્દીદે દીનની પણ કુલ મુદ્દત ૨૩ વર્ષની છે.

**સુન્નત નંબર :- ૧૩**

હઝરત મોહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહો અલયહે વસલ્લમ વાદીએ અબી તાલીબમાં એક વર્ષ રહ્યાં તો હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ) પણ ગ્વાલીયરના કિલ્લામાં એક વર્ષ રહ્યાં.

**સુન્નત નંબર :- ૧૪**

હુઝુર સલ્લલ્લાહો અલયહે વસલ્લમનો દરિયાએ કરમ જોશમાં આવ્યો અને આપે હઝરત રબીઅ ઈબ્ને કસબને કહ્યું કે, માંગો જે માંગશો તે મળશે. હઝરત રબીએ જન્નતમાં આપનો સાથ માંગ્યો સરકાર રિસાલતે મઆબે કહ્યું, વધુ માંગો પણ હઝરત રબીએ કહ્યું આટલું કાફી છે. તો હઝરત મુજદ્દીદે અલ્ફેષાની પણ નવ મુસ્લીમ અબ્દુલ મોમીનને કહ્યું કે, 'માંગો જે માંગશો તે મળશે.' અબ્દુલ મોમીને પોતાના માં બાપ માટે ઈમાનની દૌલત માંગી. હઝરતે કહ્યું, 'તે સિવાય કંઇ માંગો.' અબ્દુલ મોમીને કહ્યું, 'આપની નઝર કાફી છે.' અને થોડા સમયમાં જ તેના માં બાપને ઈમાનની દૌલત





નસીબ થઇ.

**સુન્નત નંબર :- ૧૫**

હુઝુરે પાક(સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ના ત્રણ બાળકો હઝરત કાસીમ, હઝરત અબ્દુલ્લાહ અને હઝરત ઈબ્રાહીમનો બાલ્યા-વસ્થામાં ઈન્તેકાલ થયો તો હઝરત મુજદ્દીદ સાહેબ(કુદ્દસ્સીર્રહુ)ના પણ ત્રણ બાળકોનો બાલ્યા-વસ્થામાં ઈન્તેકાલ થયો.

**સુન્નત નંબર :- ૧૬**

શબે મેઅ્રાજની સવારે કિબ્લએ અવ્વલ બૈતુલે મુકદ્દસ હુઝુર (અલયહિસ્સલામ)ની સન્મુખ હતો. તો શબે અરફાની સવારે કીબ્લએ સાની બૈતુલ્લાહશરીફ હઝરત મુજદ્દીદ (અલયહીર્રહમત)ની સન્મુખ હતો. તેમણે સરહિંદ શરીફમાં જ કાબતુલ્લાહના દિદાર કર્યા.

**સુન્નત નંબર :- ૧૭**

હુઝુર અલયહીસ્સલામે હઝરત મઆઝ ઈબ્ને જબલને અલવિદા કરતા કહ્યું કે, હવે આપણે મુલાકાત નહીં થાય. હવે આપણે મૈદાને હશ્રમાં ભેગા મળશું. તો હઝરત મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ)એ પણ હઝરત મોહમ્મદ હાશીમને અલવિદા કરતા કહ્યું કે, હવે આપણી મુલાકાત નહીં થાય દુઆ કરૂં છું કે મૈદાને હશ્રમાં ભેગા થઇએ.

**સુન્નત નંબર :- ૧૮**

હુઝુર (અલયહિસ્સલામે) વફાતથી પહેલાં જ પોતાના વિસાલ પેટે કેટલીએ બશારતો આપી તો હઝરત મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ)એ પણ પોતાના વિસાલ પહેલાં કેટલીએ બશારતો આપી.

**સુન્નત નંબર :- ૧૯**

હુઝુરે (સલ્લલ્લાહો અલયહે વસલ્લમે)જે બિમારીમાં વિસાલ ફર્માવ્યો તે બિમારી સફર મહીનામાં શરૂ થઇ હતી તો હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ)એ પણ જે બિમારીમાં વિસાલ ફરમાવ્યો તે બિમારી સફર મહીનામાં શરૂ થઇ હતી.

**સુન્નત નંબર :- ૨૦**

મહેબુબે ખુદા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ને વિસાલથી થોડા દિવસ પહેલાં બિમારીથી રાહત હાંસીલ થઇ હતી તો મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ)ને પણ વિસાલથી થોડા દિવસ અગાઉ બિમારીથી રાહત હાંસીલ થઇ હતી.

**સુન્નત નંબર :- ૨૧**

હુઝૂર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ને વિસાલ શરીફ પહેલાં સખ્ત તાવ હતો તો હઝરત મહેબુબે સમદાની અલયહીર્રીદવાનને પણ વિસાલ શરીફ પહેલાં સખ્ત તાવ હતો.

**સુન્નત નંબર :- ૨૨**

ખુર્શીદે રિસાલત (અલયહીસ્સલામ)નો વિસાલ ચાશતના સમયે થયો તો હઝરત શૈખ અહેમદ ફારૂકી(કુદ્દસ્સીર્રહુ)નો વિસાલ પણ ચાશતના સમયે થયો.

**સુન્નત નંબર :- ૨૩**

હુઝુર અહેમદે મુખ્તાર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની ઉમ્ર મુબારક વિસાલ વખતે ૬૩ વર્ષની હતી તો હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ) ની પણ ઉમ્ર વિસાલ વખતે ૬૩ વર્ષની હતી.

**સુન્નત નંબર :- ૨૪**

હુઝુર (અલયહિસ્સલામ) બિમારી દરમ્યાન અલ્લાહુમ્મા રફીકીલ આઅ્લા પઢતા હતા તો હઝરત મુજદ્દીદે સાહેબ પણ બિમારી દરમ્યાન અલ્લાહુમ્મા રફીકીલ આઅ્લા પઢતા હતા.

**સુન્નત નંબર :- ૨૫**

હુઝુર(સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ના વિસાલ બાદ આપના મહાન ખલીફા હઝરત અબુબક્ર સીદ્દીકે(રદીયલ્લાહો ત્આલા અન્હો) આપને બોસો આપ્યો તો હઝરત મુજદ્દીદ સાહેબના વિસાલ બાદ આપના મહાન ખલીફા હઝરત બદરૂદ્દીને આપને બોસો આપ્યો.

**સુન્નત નંબર :- ૨૬**

તાજદારે દો આલમ(સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ની આખરી વાતચીત નમાઝ વિષે હતી તો હઝરત મુજદ્દીદે અલ્ફેષાની અલયહીર્રહમતની પણ આખરી વાતચીત નમાઝ વિષે હતી.

**સુન્નત નંબર :- ૨૭**

મદીનાના તાજદાર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)એ પોતાની ઝીંદગીની અંતિમ નમાઝે ફજર પોતાના હુજરામાં અદા કરી તો હઝરત મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ)એ પણ પોતાની ઝીંદગીની અંતિમ નમાઝે ફજર પોતાના હુજરામાં અદા કરી.





**★ સુન્નત નંબર :- ૨૮**

હુઝુર (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ના રોઝામાં આપના પછી આપના પ્રથમ ખલીફા હઝરત સીદ્દીકે અકબર (રીયલ્લાહો અન્હો) અને બીજા ખલીફા હઝરત ફારૂકે આઝમ (રદીયલ્લાહો અન્હો)ના મઝાર છે, તો હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીના રોઝામાં પણ પ્રથમ આપનો પછી આપના પ્રથમ ખલીફા અને બાદમાં બીજા ખલીફાના મઝારો છે.

આ રીતે આપની અસંખ્ય અદાઓ સુન્નતે ગૈરે ઈખ્તીયારીના રંગોમાં રંગાયેલી હતી ટુંકમાં આપના આચાર-વિચાર, અમલો-કિરદાર, દીલો-દિમાગ ઉપર સુન્નતે મહેબુબે ખુદાનો જઝબોહ એટલી હદે છવાએલો હતો કે વફાત વખતે પણ પોતાના વાસરદારોને કહ્યું કે, સુન્નતે રાબદન્દાન ખ્વાહીંદ ગીરફ્ત. સુન્નતે નબવી ઉપર ચુસ્ત રીતે પાબંદ રહેજો.

**-: મુસલ્લાના પૈવંદ નો ફૈઝ :-**

હઝરત મહેબુબે સમદાની(કુદ્દસ્સીર્રહુ) જે મુસલ્લા ઉપર નમાઝ પઢતા હતા તે મુસલ્લો પણ આપની નિસ્બતે ફૈઝાનથી ફૈઝ બક્ષ બની ચુકયો હતો સાહેબે 'હઝરાતુલ કુદ્દસ'ના કથન અનુસાર આપ શકય ત્યાં સુધી ચારે મઝહબોને જમા કરીને એ રીતે અનુસરતા કે હનફી મઝહબનો પ્રભાવ પુરી રીતે જળવાઇ રહે.

આ નિયમ અનુસાર આપે પોતાના ગરમ ઉનના મુસલ્લા ઉપર સજદાહની જગ્યાએ સુતરાઉ પૈબંદ (થીગડો) લગાવ્યો હતો કારણકે માલેકી મઝહબનો નિયમ પણ જળવાઇ રહે લાંબા ગાળા સુધી આપ તે મુસલ્લા ઉપર નમાઝો અદા કરતા રહ્યા જ્યારે સુતરાઉ ટુકડો મેલો થયો તો આપે તેને ત્યાંથી અલગ કરાવી બીજો ટુકડો સીવડાવ્યો.

હઝરત બદરૂદ્દીન સરહિંદીએ તે મેલા ટુકડાને તબર્રુક પેટે પોતાની પાઘડીમાં રાખી લીધો તો તે રાત્રે આ ટુકડાની બરકતના કારણે તેમણે બાર વખતથી પણ વધુ હઝરત મોહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના દિદાર કર્યા.

**-: આપના ઝભ્ભા મુબારકનો ફૈઝ :-**

મૌલાના અમીન ખતરનાક બિમારીમાં પટકાયા હુઆ તથા દવાથી કંઇ ફાયદો ન થતા આપે એક વ્યકિતને હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની કુદ્દસ્સીર્રહુની પવિત્ર બારગાહમાં મોકલ્યા અને આજેઝી તથા ઈન્કેસારી સાથે વિનંતી કરી કે આપ ધ્યાન આપો અને કોઇક પોશાક બરકત

તથા ફાયદા માટે મોકલાવો.

હઝરત મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ)ને તેમની કાકલુદી ભરી વિનંતી અને રજુઆતથી દયા આવી આપે તેમને માટે પોતાનો ઝભ્ભો મોકલાવ્યો સાથે કહી મોકલાવ્યું કે, બિમારી અને કમજોરીના કારણે પરેશાન ન થાવ અમારા દિલને તમારા તરફ ઇત્મેનાન છે. ઇન્શાઅલ્લાહ જરૂર તંદુરસ્તી પ્રાપ્ત થશે.

બરકત માટે ફકીરનો કપડો મંગાવ્યો છે. એટલે કે એક ઝભ્ભો મોકલું છું તેને પહેરી અને તેના ફાયદા તથા પરિણામનું યકીન રાખજો જ્યારે પણ તેને પહેરો તો બાવઝુ પહેરજો કારણ કે તે બરકતવંતો છે. મૌલાના અમીન તે ઝભ્ભો મુબારક પહેર્યો અને વર્ષોની લા-ઇલાજ બિમારીથી છુટકારો પ્રાપ્ત કરી તંદુરસ્તી મેળવી.

**આપના પવિત્ર કદમોની બરકત**

એક દિવસ હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ) પોતાના પિતા હઝરત મખ્દુમ અબ્દુલ અહદ (અલયહીર્રહમત) ના મઝાર પાક ઉપર ઝિયારત માટે આવી પહોંચ્યા તે વખતે આપને ખ્યાલ આવ્યો કે હદીષશરીફમાં છેકે, જ્યારે કોઇ આલીમે દીન કબ્રસ્તાનથી પસાર થાય છે ત્યારે તે કબ્રસ્તાનથી ચાલીસ દિવસ સુધી અઝાબ દુર થઇ જાય છે. શું હું આલીમ નથી? આપને આ ખ્યાલ આવતાં હાતીફે ગૈબીએ કહ્યું કે, તમારા કદમોની બરકતથી ક્યામતના દિવસ સુધી આ કબ્રસ્તાનથી અઝાબ ઉઠાવી લેવામાં આવ્યો.

**-: આપની નાઅલૈનનો ફૈઝ :-**

આપના મહાન ખલીફા હઝરત હમીદ બંગાલી પાસે તબર્રુક પેટે આપની નાઅલૈન(મૌજડી મુબારક) હતી જ્યારે તેઓ આ તબર્રુક સાથે બંગાલ પહોંચ્યા અને ત્યાંના રહેવાસીઓને આ વાતની જાણ થઇ તો પોતાની મુશ્કેલીઓ દુર થવા માટે આ તબર્રુકનો વસીલો લેતા અને બિમારીઓથી નજાત માટે પાણીના વાસણ ત્યાં લાવતા હઝરત હમીદ સાહેબ પણ નાઅલૈનશરીફનો થોડો ભાગ તે પાણીમાં ડુબાડીને પાણી તેમને આપી દેતા જેના ઉપયોગથી બિમારોને તંદુરસ્તી પ્રાપ્ત થતી જો કોઇ બિમારનું મરણ તે બિમારીમાં નક્કી હોતું તો મોજડી પાણીમાં ડુબાડતાની સાથે જ પાણીનું વાસણ તુટી જતું પાણી બિમાર સુધી પહોંચતું જ નહી.





**-: મકતુબાતમાં શંકા ન કરશો :-**

હઝરત મૌલા અલી મુશ્કીલ કુશા(રદીયલ્લાહો ત્આલા અન્હો) સાથે હઝરત અમીર મોઆવીય્યાહ(રદીયલ્લાહો ત્આલા અન્હો)એ ઇઝતેહાદી જંગો કરી હતી. આ કારણસર એક તાલીબે ઇલ્મ તેમની સાથે દુશ્મનાવટ રાખતો હતો તેણે મકતુબાતે ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ)માં એવું લખાણ જોયું કે, 'મહાન અસ્હાબીઓ માંહેથી કોઇ એકનાં પણ ઇન્કાર પેટે એક જ સરખી સઝા હઝરત ઇમામ માલીક (રદીયલ્લાહો ત્આલા અન્હો) આપવાનું કહે છે. મહાન અસ્હાબીઓ માંહેથી હઝરત અબુબક્ર(રદીયલ્લાહો ત્આલા અન્હો)નો ઇન્કાર કરે કે હઝરત અમીર મોઆવીય્યાહ(રદીયલ્લાહો ત્આલા અન્હો)નો ઇન્કાર કરે પણ સઝા તેના માટે એક સરખી છે.' આ લખાણનો તે તાલીબે ઇલ્મે વિરોધ કર્યો અને એ જ રાતે તેણે ગુનુદગીની હાલતમાં જોયું કે હઝરત મહેબુબે સમદાની મુજદ્દીદે અલ્ફેષાની(કુદ્દસ્સીર્રહુ)એ તેને મૌલા અલી મુશ્કીલ કુશા(રદીયલ્લાહો ત્આલા અન્હો)ની બારગાહમાં રજુ કર્યો અને આપ તે તાલીબે ઇલ્મને ફર્માવી રહ્યા છે કે, **ખબરદાર મકતુબાત ઉપર ઐતરાઝ ન કરશો અમારી જંગો વચ્ચેનો ભેદ કોઇ નથી જાણી શકતો.**

**★ મીલ્લતના નિગેહબાન ★**

હાઝીર હુવા મેં શૈખ મુજદ્દીદકી લહદ પર,
વોહ ખાકકે જો હય ઝેરે ફલક મત્લએ અન્વાર,

ઇસ ખાક કે ઝર્રો સે હય શર્મિન્દા સીતારે,
ઇસ ખાકમેં પોશીદા હય વોહ સાહીબે અસ્રાર,

ગર્દન ન જુકી જીસ્કી જહાંગીર કે આગે,
જીસ્કે નફસે ગર્મ સે હય ગર્મિએ એહરાર,

વોહ હીન્દ મેં સરમાયાએ મીલ્લતકા નિગેહબાં,
અલ્લાહને બરવકત કીયા જીસ્કો ખબરદાર.

**..ડો.ઈકબાલ**

# ઈમ્તેહાં

# (૪)

## તરીક–એ–નક્શબંદીય્યાહ

શર્હેઉહેફઅસ્ત બા એહલેજહાં, હમચું રાઝેઈશ્ક બાયદ દરનિહાં,
લૈકગુફતમ વસ્ફેઉ તા રાહ બુરંદ, પૈશે અઝા કઝ ફૌત ઉહસરત ખુરંદ.

( અર્થાત : તેનું વિવરણ દુનીયાવાળાઓ સામે કરવું વ્યર્થ જ છે, જેવી રીતે ઈશ્કનું રાઝ છુપાયેલું રહે તો જ સારૂ, પરંતુ ( અહિં ) તેની ખુબી એટલે વર્ણવી દીધી છે કે જેથી લોકો એ પહેલા આ માર્ગ અપનાવી લે કે તે હાથમાંથી સરકી જાય અને હસરત તથા અફસોસ કરતાં રહે.

## તમહીદે તરીકાએ અસ્ફીયા

'તરીકા' શબ્દનો શાબ્દીક અર્થ 'રીત' કે 'પદ્ધતિ' એવો થાય છે. સુફીવાદની પરિભાષામાં તરીકો એટલે કુર્બેઇલાહી હાંસીલ કરવાની રીત કે પદ્ધતિ એવો થાય છે. સુફીવાદ (તસવ્વુફ)માં આવા અનેક તરીકાઓ છે, જે સિલસિલાઓ તરીકે પણ ઓળખાય છે.ભારતીય ઉપખંડમાં સુફીવાદના મુખ્યત્ત્વે ચાર તરીકાઓ ખુબ જ પ્રચલીત અને મશહુર છે. (૧) તરીકએ કાદરીય્યાહ્ (૨)તરીકએ ચિશ્તીય્યાહ્(૩) તરીકએ સોહરવર્દીય્યાહ્ (૪) તરીકએ નકશબંદીય્યાહ્. આ ચાર તરીકાઓમાંથીબીજી અનેક શાખા પ્રશાખાઓ ઉદ્ભવેલી છે; જેની ચર્ચાની અહી ગુંજાઇશ નથી; કારણ કે અહીં આપણો હેતું માત્ર નકશબંદી તરીકાનો ટુંકો ઇતિહાસ અને તેના ઉદ્ભવસ્થાન વિશેની માહિતી આપવાનો છે.

ફારસીની પંક્તિ છે. **''હર ગુલે રા રંગો બુએ દીગરસ્ત''** (અર્થાત્:- દરેક પુષ્પોનો રંગ અને ખુશ્બુ અલગ અલગ છે.) એ મુજબ દરેક તરીકો પોતાની આગવી ઓળખ, રીત-ભાત અને સિદ્ધાંતો ધરાવે છે. દરેક તરીકાની રંગત, અન્વારો, ઝીક્ર-ફીક્ર તેમજ નિસ્બતોની કૈફીયત અલગ અલગ ખુબીઓ ધરાવે છે અને દરેકનીઆગવી ઓળખ છે; તેમ છતાંપણ દરેક તરીકાનો અંતિમ ધ્યેય કુર્બે ઇલાહીની પ્રાપ્તી અને ઇખ્લાસની દૌલત હાંસીલ કરવી છે. હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહ ત્આલા અન્હો)ફરમાવે છેકે, કોઇપણ અમલના ત્રણ ભાગ છે. (૧) ઇલ્મ (૨)અમલ અને (૩) ઇખ્લાસ; જે પૈકી ઇલ્મ તો ઇન્સાન કિતાબો અને ઉલ્માની સોહબત વડે હાંસીલ કરે છે, અમલ પોતાના પ્રયત્નો થકી અદા કરે છે અને ઇખ્લાસ કે જે આ અમલની રૂહ સમાન છે તેની પ્રાપ્તી માટે સુફીવાદના કોઇપણ તરીકાઓ પૈકી એક તરીકો અપનાવીને તે મુજબ સુલુકનો માર્ગ પાર કરવાથી હાંસીલ થાય છે.

ઇખ્લાસ શબ્દનો શાબ્દીક અર્થ નિઃસ્વાર્થતા થાય છે. ઇન્સાનનો દરેક અમલ માત્ર અલ્લાહની ખુશ્નુદી તથા રઝા માટે હોય; તેને અમલમાં ઇખ્લાસ કહેવાય છે.આ ઇખ્લાસ જ દરેક અમલની રૂહ છે અને તેના વડે દરેક અમલ પૂર્ણતાએ પહોંચે છે. ઇખ્લાસ વગરનો અમલ રૂહ વગરના શરીર સમાન છે. સુફીવાદની પરિભાષામાં ઇખ્લાસનું બીજુ નામ જ વિલાયત, કુર્બેઇલાહી, તઝકીયાએ નફસ અને તસ્ફીયાએ કલ્બ છે. આમ, હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની(રદીયલ્લાહ ત્આલા અન્હો)ના ઉપરોકત ફરમાનથી એ





વાત સાબીત થાય છે.કે સુફીવાદના દરેક તરીકાનો અંતિમ હેતુ શરીઅતના આમાલોમાં ઇખ્લાસનો કમાલ હાંસીલ કરવાનો છે નહીં કે કશ્ફો-કરામતકે ચમત્કારો દેખાડવાનો.

સુફીવાદના દરેક તરીકાનું સંશોધન અને રચના મશાઇખે કિરામે જે તે યુગમાં પ્રવર્તતી લોકોની હાલાતો, દીનમાં ફેલાયેલી ખરાબીઓ, કોતાહીઓ, અખ્લાકી ખરાબીઓ, અને ગફલતો દુર કરવા માટે પોતાના ઇજતેહાદ અને ઇલ્હામ થકી કરેલ છે; આ પ્રકારનો ઇજતેહાદ કે સંશોધન કરનારને તસવ્વુફની પરિભાષામાં 'ઇમામુત્તીરકા' કે 'બાનીએ' સિલસિલા તરીકે ઓળખવામાં આવે છે. ભારતીય ઉપખંડમાં પ્રચલીત આ ચાર તરીકાના ઇમામોના પવિત્રનામો લોકમુખે એટલીહદે ચઢેલો છે કે તે અહીં લખવાની જરૂરત નથી છતાં પણ અહીં હું આ પવિત્રનામો માત્ર બરકતો હાંસીલ કરવાની નિય્યતથી લખી રહ્યો છું.

**(૧) તરીકએ કાદરીય્યાહ**ના ઇમામ કુત્બે રબ્બાની, મહેબુબે સુબ્હાની હુઝુર પીરાને પીર ગૌષેઆઝમ દસ્તગીર સૈયદ અબ્દુલકાદીર જીલાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)છે.

**(૨) તરીકએ ચિશ્તીય્યાહ** આ મુકદ્દસ તરીકાના ઇમામ છે. શહેનશાહે હિંદુસ્તાન, અતાએ રસુલ હઝરત ખ્વાજા મોઇનુદ્દીન હસન સંજરી ગરીબે નવાઝ (રદીયલ્લાહો ત્આલા અન્હો) છે.

**(૩) તરીકએ સોહરવર્દીય્યાહ** આ મુકદ્દસ તરીકાના ઇમામ શહનશાહે સોહરવર્દ શૈખુશ્શોયુખ હઝરત શૈખ શહાબુદ્દીન ઉમર સોહરવર્દી (રદીયલ્લાહો ત્આલા અન્હો) છે.

**(૪) તરીકએ નકશબંદીય્યાહ** આ મુકદ્દસ તરીકાના ઇમામ શહનેશાહે નકશબંદ હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ મુશ્કીલ કુશાં (રદીયલ્લાહો ત્આલા અન્હો) છે.

## તમહીદે તરીકએ નક્શબંદીયાહ્

આ મશહુર ચાર તરીકાઓ પૈકી સૌથી અંતિમ તરીકો એટલે કે સૌથી છેલ્લે વજુદમાં આવેલો તરીકો 'તરીકએ નકશબંદીય્યાહ્' છે. જે રીતે ચાર મશહુર આસમાની કિતાબોમાં કુર્આનેપાક અંતિમ કિતાબ છે તેમજ પોતાની અંદર આગળની તમામ કિતાબનો નિચોડ ધરાવે છે એ જ રીતે સુફીવાદનો આ અંતમાં સંશોધીત થયેલો તરીકો પણ આગળના તમામ તરીકાનો નિચોડ તથા ખુબીઓ પોતાની અંદર ધરાવે છે.અને માટે જ આ તરીકાના મશાઇખોને

હઝરત ખ્વાજા મોહંદમ બહાઉદ્દીન શાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) 'નમકે મશાઇખ' કહે છે.જો કે આ કિતાબ **''અહેવાલેઅસ્ફીયા ફી ફઝાઈલે સિલસિલાએ નકશબંદીય્યાહ''** યાઅ્ની **''ઇશ્ક કે ઈમ્તેહાં''** માં તેનું હું પુનરાવર્તન કરવા ઇચ્છતો નથી, પરંતુ આ તરીકો કેવા સંજોગમાં વજુદમાં આવ્યો, તેનું નામ નકશબંદી પડવાનું કારણ વગેરેનો ટુંકો ઇતિહાસ તેમજ છેલ્લે આ તરીકાના કલેમાતોની તફસીલ રજૂ કરીશ.

આગળ હું કિતાબની તમહીદમાં હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) ના યુગમાં ફેલાયેલી ગુમરાહીઓ અને બીદઅતોનો થોડોક ચિતાર રજૂ કરી ચુકયો છું; જેના કારણે મોટાભાગના ઇલાહી આદેશો અને ફરમાને સુન્નતો તદ્દન વિસરાઇ ચુકયા હતાં. હવે જો તેને પુનઃ જીવીત કરવાનો પ્રયત્ન કરવામાં આવતો નહીં તો અંદેશો હતો કે આ સુન્નતે રસુલે (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના સાદા તેમજ પાકીઝા તરીકા પર ગેર શરઇ ઢોળ ચઢાવીને તેને તદ્દન ભુંસી નાંખવામાં આવતો; પરંતુ ગૈરતે ઇલાહીને આ વાત કઇ રીતે મંજુર હોય શકે? અને એટલા માટેજ પોતાની શરીઅત તથા પોતાના રસુલે મકબુલ (સલ્લલ્લાહોઅલયહે વસલ્લમ)ની સુન્નતોરૂપી મજબુત કડીની તજદીદ કરવાનું તેમજ તેને પુનઃજીવંત કરવાનું કામ પોતાની બારગાહના એક મકબુલ બંદા ઉવૈશીયુલ્મશરબ વલીએ કામીલ હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ મુશ્કીલ કુશાં (રદીયલ્લાહો ત્આલા અન્હો) ને સુપર્દ ફરમાવ્યું.

જ્યારે હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) પોતાના પીરો મુર્શીદની બારગાહમાં ઇલ્મે તરીકત પુરી રીતે હાંસીલ કરી ચુકયા અને તેમાં ઇજતેહાદનો મર્તબો હાંસીલ કરી ચુકયા તો આપને આપના પીરો મુર્શીદ હઝરત સૈયદ અમીર કુલાલ (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)એ તરીકાની ખિલાફત તથા ઇજાઝત અતા ફરમાવી અને આપ મસ્નદે ઈર્શાદ પર આરૂઢ થયા તો આપે એ યુગમાં પ્રચલીત સુફીવાદના તમામ તરીકાઓમાં હકકના તાલીબોને સખ્ત રિયાઝતો તથા મુજાહેદાઓ કરતાં જોયાં. જેમકે કેટલાક તાલીબોએ વર્ષોથી ઊંઘવાનું છોડી દીધું હતું, કેટલાક તાલીબો ચાલીસ ચાલીસ વર્ષથી ઇશાના વઝુથી ફજરની નમાઝ અદા કરી રહ્યા હતાં.જ્યારે તેઓમાં કેટલાક એવા તાલીબો પણ હતાં જે પોતાની કમજોરી અને કમ હિમ્મતીના કારણે સુફીયાએ કિરામના મુબારક તરીકાના આ અઝકારો તથા અશ્ગાલોથી વંચીત રહી જતાં હતાં અને પોતાની





ઝીંદગી ગફલતમાં વીતી રહી હતી; તેમજ આપે એ પણ જોયું કે આ ઉમ્મતના બળવાનો હવે કમજોર થઇ ચુકયા છે, તેઓમાં તકલીફ સહન કરવાની શકિત રહી નથી; તેમજ તેઓની તલબમાં પણ ઘણી સુસ્તી પૈદા થઇ ચુકી છે; તથા સૌથી મોટી કમનસીબીની વાત તો એ છે કે ,તેઓથી નબુવ્વતનો આ ખૈરો-બરકતવાળો યુગ દુરને દુર સરકી રહ્યો છે; આવા કપરા સંજોગોમાં તાલીબોને કોઇ એવા તરીકા પર ચલાવવા જોઇએ કે જમાં તેઓને આ બંને ફરમાને ઇલાહી (૧) **ફઝકોરુલ્લાહ કીયામવ્વ કોઉદવ્વ અલા જોનુબેહીમ.**

(અર્થાત્ઃ- અલ્લાહનો ઝીર્ક કરો, ઉભા-ઉભા, બેઠા-બેઠા, સુતા-સુતા (દરેક હાલતમાં) (૨) **રીજાલુલ્લા તુલ્હીહીમ તિજારતુવ્વ અલા બયઉન અન ઝિક્રીલ્લાહ** (અર્થાત્ઃ- તે એવા મર્દો છે કે જેમને વેપાર અને લેણ-દેણ અલ્લાહની યાદથી ગાફીલ નથી કરતાં) ઉપર અમલ પ્રાપ્ત થઇ જાય અને આસાનીથી મતલુબને હાંસીલ કરીલે.

આ અનુસંધાને આપ ઘણા જ ફીક્રમંદ હતાં અને બારગાહે ખુદાવંદીમાં આ પ્રકારનો આસાન તરીકો ઇનાયત ફરમાવવા માટે ઘણાં દિવસો સુધી કાકલુદી કરતાં રહ્યાં. અંતે રહેમતે ખુદાવંદી જોશમાં આવી અને આપની ઉપર આ તરીકો ઇલ્હામ ફરમાવતા ફરમાને ઇલાહી આવ્યું કે, હે, 'મોહંમદ બહાઉદ્દીન, અમે તને એ તરીકો ઇનાયત કરીએ છીએ જે અમારા મહેબુબ રિસાલતે મઆબ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના સાહબાએ કિરામમાં હતો એટલે કે વુકુફે કલ્બી (સતત દિલ તરફ ધ્યાનીત રહેવું.) અને આપ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની સુન્નતોનીપયરવી.'

આ રીતે એક હકીકત પસંદ, ગૈર શરઇ બંધનો (રસ્મો-રિવાઝ) થી મુકત, ઇસ્લામ અને કુર્આનની રૂહનું અનુસરણ કરતાં તેમજ લોકોને સુન્નતે રસુલ(સલ્લલ્લાો અલયહે વસલ્લમ) ની તાબેદારી રૂપી મજબુત બંધનમાં જોર-શોરથી જોડી દેવાની ખુબી ધરાવતાં હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) થકી ઇનાયત થયેલો આ તરીકાના અન્વારો દુનિયાના ખુણે ખુણાંમાં જેમકે રોમ, સિરિયા (શામ), ઇરાન-ઇરાક, કુર્દસ્તાન, અરબસ્તાન, કાબુલ, ચીન, જાપાન, બુખારા, તાજકિસ્તાન, આર્મેનિયા, યુરોપના દેશો, અમેરીકા, આફ્રીકા, શ્રીલંકા, ભારતીય ઉપખંડ વગેરેમાં ખુબ ફેલાયા અને આ તરીકા પર મોટા ભાગના નામવર ઉલ્માઓ, મુફકકીરો અને સુફીયાએ કિરામ ન્યોછાવર થઇ ગયા;

જેમાં ખાસ કરીને દસમી તથા અગ્યારમી સદી હીજરીના યુગમાં અખંડ હિંદુસ્તાનમાં હઝરત શૈખ અહેમદ ફારૂકી સરહિંદી (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ તરીકએ નકશબંદીય્યાહ્ રૂપી આ મજબુત કડી વડે તે યુગની અકબરશાહી તેમજ શૈખ મુબારક અને તેના રાફઝી પુત્રો ફૈઝી તથા અબુલ ફઝલે ફેલાવેલી ધાર્મીક અંધાધુંધી નો જવાંમર્દી સાથે મુકાબલો કરીને રાફઝીય્યત (શીયા અકીદાઓ) તેમજ અકબરના મનઘડત 'દીને ઈલાહી' ની ઈમારતને કડડભુસ કરીને વેરણ-છેરણ કરી નાંખી; અને આ રીતે આપે આ અલ્ફેસાનીના મુજદ્દીદ (એટલે કે મુજદ્દીદે અલ્ફેસાની -એક હજાર વર્ષના મુજદ્દીદ.) હોવાનું સાબીત કરી દીધું. કારણકે હીજરી સનના દ્વિતિય હજાર વર્ષ માટે આવું કારનામું ક્યારેય કોઇ અંજામ આપી શકશે નહીં.

તરીકએ નકશબંદીય્યાહ્‌ની સૌથી પહેલી વિશેષતા અને ફઝીલત એ છે કે, તે અફઝલુલ્બશર બાઅ્દલઅંબિયા ખલીફએ અવ્વલ હઝરત સૈયદના સીદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)ને જઇ મળે છે; જ્યારે અન્ય તરીકાઓ ખલીફાએ ચહારૂમ ,ફાતેહે ખૈબર, હઝરત અલી મુર્તુઝા (રદીયલ્લાહો ત્આલા અન્હો)પર મુન્તહી થાય છે. હઝરત ઈમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) થી જ્યારે સવાલ કરવામાં આવ્યો કે, નકશબંદી તરીકો હઝરત સીદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો) ની તરફ કેમ મન્સુબ છે? તો તેના જવાબમાં આપે લખ્યું કે, (આ તરીકાની એક કડી) હઝરત ઈમામ જાફર સાદીક (રદીયલ્લાહો ત્આલા અન્હો)નિસ્બતે સીદ્દીકીય્યાહ્ તથા નિસ્બતે અમીરીય્યાહ્ (હઝરત અલી મુર્તુઝા (કર્રમલ્લાહો વજહુલ્કરીમ)ની નિસ્બત)ના જામેઅ (સંગમ) છે. તો જેણે આપનાથી નિસ્બતે સિદ્દીકીય્યાહ્ ગ્રહણ કરી તે 'નિસ્બતે સિદ્દીકીય્યાહ્' તે નકશબંદી નિસ્બત છે. અને જેણે આપનાથી નિસ્બતે અમીરીય્યાહ્ ગ્રહણ કરી તેને નિસ્બતે અમીરીય્યાહ્ (જે આગળ જતાં તસવ્વુફના અન્ય તરીકાઓ જેમકે કાદરી વગેરે કહેવાયા) કહે છે.

આ રીતે, આ બંને નિસ્બતો આપના મુબારક સીનામાં ઉછળી રહી હતી; બંને નિસ્બતો એક સીનામાં ભેગી હોવા છતાં પોતપોતાની અલગ સિફ્તો, અન્વારો અને કૈફીયતો ધરાવતી હતી.

સુફીયાએ કિરામ લખે છે કે, જે રીતે હઝરત સૈયદના સીદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો) જાહેરી અહેકામે દીનના પાબંદ હતાં; એ જ રીતે આપ રૂહ અને કલ્બ સાથે સંકળાયેલા બાતીની ફરાઇઝોના પણ પાબંદ





હતાં. એટલે કે એક રીતે આપ મુજાહીદે દીન છે. તો બીજી રીતે મુજાહીદે નફસ પણ છે. બેશક, એ વાત તમામ મશાઇખે કિરામ, આલીયાએ કામેલીન અને ઉલ્માએ દીનમાં એક મતે સ્વીકાર્ય છે કે, હઝરત સૈયદના સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)આ પ્રકારના અમલોમાં સૌથી વધુ મોખરે હતા.

હઝરત શાહ વલીયુલ્લાહ મોહદ્દીષ દહેલ્વી(રહેમતુલ્લાહ અલયહ) લખે છે કે, કમાલે તરીકત માટે જરૂરી તમામ સિફતો (સદ્‌ગુણો) અને નફસાની મલકાતો (નફસ પરના નિયંત્રણો) હઝરત સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો) માં પરિપૂર્ણ અને કમાલ દરજ્જાના જોવા મળતાં હતાં. એટલે કે ઝોહદો-તક્વા, તવક્કલ અને રોઝા, શફકકત અને રાફત, રીકકતે કલ્બ (દિલની નરમાશ), ફક્ર, દુર્વેશી, ખોફ અને ખશીય્યતે ઈલાહી, આજેઝી અને નમ્રતા તેમજ સહનશીલતા અને ધૈર્ય; જેના કારણે આપ એહલે તરીકતના પેશવાં હતાં. અને સુફીયાએ કામેલીનના ઈમામ.

હઝરત દાતા ગંજ બખ્શ લાહોરી (કુદ્દસ્સીર્રહુ) પોતાની મશહુર કિતાબ 'કશ્ફુલ્મેહજુબ'માં ફરમાવેછે કે, તસવ્વુફની જડ સફા છે જેના બે હિસ્સા છે.એક અસલ છે અને બીજી શાખા. અસલનો અર્થ છે ગૈરથી વિમુખતા (નિસ્યાને માસિવા અલ્લાહ) અને શાખા એટલે કે દુનિયાની મોહબ્બતથી દિલનું તદ્‌ન ખાલી હોવું અને સિદ્દીકીય્યત માટે સફા જરૂરી છે માટે જ હઝરત સૈયદના સિદ્દીકે અકબર(રદીયલ્લાહો ત્આલા અન્હો) એહલે સફા (સુફીયાએ કિરામ) ના ઈમામ છે.

હઝરત અબુલ અબ્બાસ ઈબ્ને અત્તાર (રહેમતુલ્લાહ અલયહ)અકાબીર મશાઇખે સુફીયા પૈકી છે. તેઓને 'કુનૂ રબ્બાનીય્યીન' (રબ્બાનીય્યન કોણ છે?) નો અર્થ પુછવામાં આવ્યો તો ફરમાવ્યું કે, તેનો મતલબ છે હઝરત અબુબક્ર સીદ્દીક (રદીયલ્લાહો ત્આલા અન્હો) જેવા થઇ જાવ; રબ્બાની એ શખ્શ છે કે, જેના બંને જહાં ઉલટ-સુલટ થઇ જાય છતાં પણ તેની અંદર જરાય બેચેની કે વ્યગ્રતા જોવા ન મળે (સ્થિતિપ્રજ્ઞ) હઝરત સીદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો) આવા જ હતાં.

હઝરત બક્ર બીન અબ્દુલ્લાહ અલ્મઝની (રહેમતુલ્લાહ અલયહ)થી રિવાયત છે કે, હઝરત સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો) તમામ સાહબાએ કિરામથી અફઝલ હતાં, પરંતુ ફઝીલત નમાઝ કે રોઝાના કારણે ન હોતી, પરંતુ તેઓની ફઝીલત એ ચીઝના કારણે હતી જે તેઓના કલ્બમાં નકશબંદ થયેલી હતી અને તે છે અલ્લાહની મોહબ્બત અને અલ્લાહ માટે

જ જીવવું અને મરવું. (તરીકાએ નકશબંદીય્યાહ્નો અસલ ફૈઝ આપની આ જ નિસ્બત અને સિફ્ત છે.)

હઝરત જુનૈદ બગદાદી (રદીયલ્લાહો ત્આલા અન્હો) ફરમાવે છે કે, તૌહીદ વિશે સૌથી ઉચ્ચ પ્રકારનું કથન(તત્ત્વજ્ઞાન) એ છે કે જે હઝરત સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)ની પવિત્ર ઝબાન વડે અદા થયું હતુ એટલે કે 'પાક છે એ જાત જેણે મખ્લુક માટે પોતાની ઓળખનો રસ્તો માત્ર પોતાની સિવાય બીજો કોઇ દેખાડયોજ નથી જેના કારણે લોકો તેની માઅ્રેફતથી આજીઝ છે.'

હઝરત સૈયદના સીદ્દીકે અકબર આ તરીકાની પ્રથમ કડી છે. અને આપની સર્વશ્રેષ્ઠતા(અફ્ઝલીયત) આપણે આગળ જોયું તેમ આપના કલ્બમાં નકશબંદ થયેલી નિસ્બતે હુબ્બી (અલ્લાહની મોહબ્બત અને અલ્લાહ માટે જ મરવું અને જીવવું) ના કારણે જ છે, જે આ તરીકાએ નકશબંદીય્યાહ્ની અસલ પુંજી છે. આ 'નિસ્બતે હુબ્બી' એ જ 'જઝબાહે ઇલાહી' છે, જેને હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ બ્રહ્માંડમાં અસ્તિત્વનું કારણ કહ્યું છે. (વધુ વિગત માટે જુઓ અમારું પ્રકાશન - મનકી આંખે ખોલ.) તરીકાએ નકશબંદીય્યાહ્માં કુર્બે ઇલાહીની પ્રાપ્તી માટે આ 'જઝબાહ' જ મુખ્ય આધાર સ્તંભ છે.

એક દુર્વેશે એકવાર હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો)ને સવાલ કર્યો કે, 'શું આપની દુર્વેશી મૌરૂસી (વારસામાં મળેલી) છે કે પછી આપે પોતાના કસબ વડે હાંસીલ કરી છે.?' તેના જવાબમાં આપે કહ્યું કે, **''જઝબુત મીન જઝબાતીલ્હક્કે તુવાઝી અમલીસ્સકલયન.''**(અર્થાત્ઃ- જઝબાતે હકક પેટે જઝબાની અસર બંને જહાંના અમલોની બરાબર છે.)તો આ રીતે આપનો તરીકો તરીકએ જઝબાહ્ છે. અને તરીકએ જઝબાહમાં તરીકએ સુલુકથી તદ્દન ઉલટુ વચ્ચે કોઇ વાસ્તાની જરૂરત હોતી નથી. અને એટલા માટે હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ(કુદ્દસ્સીર્રહુ) ફરમાવતાં હતાં કે, **''અઝ સિલસિલા કસે બ જાએ નમી રસદ''** (અર્થાત્ઃ- ફક્ત સિલસિલા મારફતે કોંઇ પહોંચી શકતો નથી) પણ અહીં હકીકત એ છે કે, હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ(કુદ્દસ્સીર્રહુ) ઉવૈસીયુલ્મશરબ હોતાં આપ સિલસિલાનો સુલુક જરૂરી સમજતાં નહોતાં, માટેજ પોતાના સિલસિલાનો આધાર જઝબાહ્થી સબંધીત કરેલ છે.





હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ને જ્યારે લોકો આપના આ નવા તરીકાના ફાયદાઓ વિશે પુછતા તો આપ ફરમાવતાં કે, 'બધાં જ તરીકાઓ મુબારક અને નુરાની છે; તેમજ અલ્લાહ સુધી પહોંચાડનાર છે પરંતુ અલ્લાહ ત્આલાએ મને જે તરીકો ઇનાયત ફરમાવ્યો છે, તેમાં ઘણી જ આસાની છે; અને તેના વડે અલ્લાહ સુધી જલ્દી પહોંચાય છે.' (હસદખોરોને અલ્લાહ ત્આલા સાચી સમજ આપે.)

હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) એ એક બીજી જગ્યાએ ફરમાવ્યું કે, **''દર તરીકએમા મેહરૂમી નેસ્ત, હર કે અઝ તરીકએ મા રૂ ગરદાનદ ખતરએ દીન દારદ, ચીરાં કે ઈતરીકહ બઅયનેહી તરીકએ સહાબાએ કિબારરસ્ત.''**

(અર્થાત્ઃ- અમારા આ તરીકામાં કોઇને મેહરૂમી (વંચીતતા)નથી,જે કોઇ અમારા તરીકાથી વિમુખ થશે તેના દીનમાં ખતરો છે, કારણકે આ તરીકો બીલકુલ મહાન સહાબાએ કિરામનો તરીકો છે.)

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ફરમાવે છે કે, હજ્જેબયતુલ્લાહથી પાછા ફરતી વેળા હું હિરાતના હકીમ શાહ મુઇઝુદ્દીન હુસૈનના આમંત્રણને માન આપીને હિરાત પહોંચ્યો. આદાબોની અદાયગી પછી બાદશાહે મનેપુછયું કે, 'શું આપ સિમાઅ સાંભળો છો? અને ઝીક્ર જહર (જબાની ઝીક્ર) કરો છો?' તો મેં કહ્યું કે, 'ના.' તો બાદશાહે કહ્યું કે,' દુર્વેશીતો આ જ કામોને કહેવામાં આવે છે; તો પછી આપ તેમાંથી કંઇ પણ કરતાં નથી એનું કારણ શું છે.?' તો મેં કહ્યું કે, 'અલ્લાહ ત્આલાના જઝબાએ ઇનાયતે બેગાયત (ઇનાયત રૂપી અનંત આકર્ષણ) જ્યારે મને મળ્યું તો તેણે રિયાઝત વગર જ મને કબુલ કરી લીધો. હું ઇલાહી ઇશારા પ્રમાણે હઝરત ખ્વાજા અબ્દુલ ખાલીક ગઝદવાની (કુદ્દસ્સીર્રહુ)ના સિલસિલામાં દાખલ થયો; અને આ તરીકાના બુઝુર્ગોથી ફૈઝ મેળવ્યો; તેઓના તરીકામાં આ એકપણ વાત (સીમાઅ અને ઝીક્રે જહર) નહોતો.'

બાદશાહે કહ્યું કે,'તો પછી તેમના તરીકામાં શું હોય છે.?' તો મેં કહ્યું કે, 'તેઓ જાહેરમાં મખ્લુક સાથે (સામાન્ય મનુષ્યોની જેમ) રહે છે અને બાતીનમાં હકકત્આલાનીસાથે રહે છે.' બાદશાહે કહ્યું, 'શું એ વાત શકય છે?' તો મેં કહ્યું,'હા, ફરમાને ઇલાહી છે, **રિજાલુલ્લા તુલહીહીમ તિજારતુવ્વ અલા બયઉન અન ઝીક્રીલ્લાહ.**' (અર્થાત્ઃ- આ એવા લોકો છે કે જેને વેપારકે લેણ-દેણ ખુદાની યાદથી ગાફીલ નથી કરી શકતી.) પછી મેં કહ્યું

કે, 'બુલંદ ઝીક્ર અને સિમાઅમાં જે હુઝુર તથા ઝૌક પૈદા થાય છે તે હંમેશા રહેતો નથી, પરંતુ વુકુફે કલ્બી પર સતત અમલ કરવાથી તે 'જઝબાહ' સુધી પહોંચાડે છે અને 'જઝબાહ'થી મકસદ હાંસીલ થઇ જાય છે. કારણકે ગરમી અંદરની આગ સિવાય બીજી કોઇ ચીઝથી હાંસીલ ન કરો.'

(વકુફે કલ્બી એટલે દિલનું સતત ધ્યાન રાખવું કે તે ગાફીલ છે કે ઝાકીર છે; તેની ઉપર સતત અમલ કરવાથી ઝીક્રે ખફી કે ઝીક્રે કલ્બી ની હકીકત હાંસીલ થઇ જાય છે.)

હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)ને કોઇએ સવાલ કર્યો કે, નકશબંદી તરીકામાં રિયાઝતોથી મનાઇ કરવામાં આવે છે. અને તેને નુકસાન કારક સમજવામાં આવ છે; જો કે હુઝુર નબીએ પાકે (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ઘણી જ વખત રિયાઝતો કરેલી છે, તો પછી આ મનાઇનું કારણ શું છે.? તેના જવાબ પેટે આપે લખ્યું કે, નકશબંદી તરીકામાં સુન્નતની ઇત્તેબાને લાઝીમ સમજવામાં આવે છે, કોઇ કહે છે કે આ તરીકામાં રિયાઝતોની મનાઇ કરવામાં આવી છે.? આ તરીકામાં **(૧) નિસ્બતની કાયમી હિફાઝત કરવી. (૨) સુન્નતની તાબેદારી કરવી.(૩) પોતાના અહેવાલો છુપાવવા માટેની કોશીશ કરવી.(૪) દરેક બાબતમાં મધ્યમ માર્ગ ગ્રહણ કરવો.(૫) ખાવા-પીવામાં સમતોલપણું નઝરત સમક્ષ રાખવું વગેરે ઘણી સખ્ત રિયાઝતો અને મુશ્કેલ મુજાહેદાઓપૈકી છે.**

જો કે સામાન્ય લોકો ભુખ્યા રહેવું, એકલા રહેવું,ખામોશ રહેવું, પુરી રાત જાગવું વગેરેને જ બહેતર સમજે છે; પરંતુ સુન્નતની ઇત્તેબા કરવી અને દરેક કાર્યમાં સમતોલ પણું જાળવવું ઉપર લખેલા મુજાહેદાઓ કરતાં પણ વધું સખ્ત ચીઝ છે; નફસને નાથવા માટે આનાથી વધીને કોઇ ચીઝ નથી. હઝરત જુનૈદ બગદાદી (રદીયલ્લાહો ત્આલા અન્હો) પણ આવું ફરમાવે છે.

### ★ વિભીન્ન નામો યુગેયુગે ★

આ નકશબંદી તરીકો દરેક યુગમાં જુદા-જુદા નામે ઓળખાતો હતો. હઝરત સૈયદના સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો) ના મુબારક યુગથી હઝરત બાયઝીદે બુસ્તામી (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના યુગ સુધી **'સિદ્દીકીય્યાહ્'** ત્યારબાદ **'તૈફુરિય્યાહ્'** અને હઝરત ખ્વાજા અબ્દુલખાલીક ગજદવાની (કુદ્દસ્સીર્રહુ)ના યુગથી **'ખ્વાજગાનીય્યાહ્'** તેમજ છેવટે હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ





(કુદ્દસ્સીર્રહુ)ના યુગથી **'નકશબંદીય્યાહ્'**ના નામે મશહુર થયો. આ તરીકાનું નકશબંદી નામ પડવાના અનેક કારણો કિતાબોમાં મૌજુદ છે જે પૈકી કેટલાક અહીં મૌજુદ છે.

★ હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ને ત્યાં ઉમદા પ્રકારનું કિનખાબનું કાપડ વર્ણવામાં આવતું હતું. બુખારામાં કિનખાબનું વણાટ કામ કરનારને નકશબંદ કહેવાય છે. માટે આપ નકશબંદ કહેવાયા અને આપની સાથે સંબંધિત આ તરીકો નકશબંદી કહેવાયો.

★ આ તાલીબોના દિલમાં થોડી તવજ્જોહ્ વડે ગૈરનો નકશ મીટાવી દેતાં હતાં અને તાલીબનું દિલ યાદે હકકના નકશ વડે રોશન થઇ જતું હતું માટે આપ નકશબંદ તરીકે ઓળખાયા.

★ હુઝુર ગૌષેપાક દસ્તગીર સૈયદ કાદીર (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ આપની વિલાદત ૧૫૭ વર્ષ પહેલાં પોતાની ખાસ તવજ્જોહ્ વડે ઇસ્મે ઝાત (અલ્લાહ)નો નકશ આપના દિલ ઉપર અંકિત કરી દીધો હતો માટે આપનો તરીકો નકશબંદી કહેવાયો.

★ હઝરત ખ્વાજા બાબામોહંમદ સમ્માસી(રદીયલ્લાહો ત્આલા અન્હો)એ આપની તરબીય્યતનું કામ જ્યારે આપના ખલીફા હઝરત સૈયદ શમ્શુદ્દીન અમીર કુલાલ (રદીયલ્લાહો ત્આલા અન્હો)ને સોંપ્યું તો ફરમાવ્યું કે, 'બહાઉદ્દીનનો નકશ બાંધો' માટે આપ નકશબંદ નામથી મશહુર થયાં.

આ રીતે નકશબંદી ફૈઝાનની શરૂઆત નિસ્બતે હુબ્બી અને ફૈઝાને સિદ્દીકસય્યત થકી હઝરત સૈયદના સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)થી થઇ, પરંતુ નકશબંદી નિસ્બત અને નકશબંદી નામની શરૂઆત શહેનશાહે નકશબંદ હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ મુશ્કીલ કુશાં (રદીયલ્લાહો ત્આલા અન્હો)થી થઇ.

# ઈમ્તેહાં

# (૫)

# કલેમાતે નક્શબંદીય્યાહ્

ખિલવતેમા બઅંજુમન દારદ, બરગુઝીશ્તન ઝે મા વમન દારદ.
ખૈયરત નેસ્ત જુઝ બ જમીય્યત, નુરે જમીય્યતસ્ત દર સોહબત.

(અર્થાત : અમારી ખિલ્વતો અંજુમનમાં છે તેમાં હું તથા અમેના ભેદોથી પાર ઉતરી જવાનું છે. આબાદીમાં રહેવામાં જ ખૈરીયત છે તથા લોકોની સાથે જ સોહબત રાખવામાં જ દિલની એકાગ્રતા (જમીય્યત) નું નુર હાંસીલ થાય છે.)

### કલેમાતે નકશબંદીય્યાહ્

તરીકએ નકશબંદીય્યાહ્ માં નફસની પાકીઝગી તથા દિલની સફાઇ હાંસીલ કરવા હઝરત ખ્વાજા મોહંમદ નકશબંદ(કુદ્દસ્સીર્રહુ)એ ૧૧ (અગ્યાર) સિદ્ધાંતો કે સુત્રોની રચના કરી છે, જેને કલેમાત નકશબંદીય્યાહ્ કહેવાય છે; જેની ઉપર અમલ કરીને કિતાબે ઇલાહીની રૂહ એટલેકે, બંદગી, કુર્બે માઅ્બુદ, સુન્નતે રસુલની તાબેદારી અને બીદઅતોથી દુર રહેવાનો હેતું હાંસીલ થઇ જાય છે. આ અગ્યાર કલેમાતો આ મુજબ છેઃ(૧) હોશ હરદમ (૨) નઝર બરકદમ (૩)સફર દરવતન (૪)ખિલવત દર અંજુમન (૫) યાદકર્દ (૬)બાઝગશ્ત (૭) નિગાહદાશ્ત (૮)યાદદાશ્ત (૯)વુકુફેઅદદી (૧૦) વુકુફે ઝમાની અને (૧૧)વુકુફે કલ્બી. આ અગ્યાર સિદ્ધાંતો પૈકી પ્રથમ આઠ સિદ્ધાંતોનો પાયો હઝરત ખ્વાજા અબ્દુલ ખાલીક ગઝદવાની (કુદ્દસ્સીર્રહુ)એ રાખ્યોં હતો. હવે હું દરેક સિદ્ધાંત(કલેમાત)ની તફસીલ કરું છું; જેથી આ તરીકાની ખુબીઓ સમજી શકાય.

### (૧) કલ્મએ હોશ દરદમ

હઝરત મોહંમદ અમીન અલ્કુર્દી એ પોતાની કિતાબ 'તન્વીરુલ્કોલુબ ફીમાઅ્મલતુલ્અલ્લામુલ્ગોયુબ' માં લખ્યું છે કે, 'હોશ દરદમ' એટલે અંદરથી બહાર આવતો દરેક શ્વાસ હુઝુર અને આગાહી (અલ્લાહની યાદમાં) સાથે નીકળે તથા તેમાં ગફલત ન હોય. હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)એ ફરમાવ્યું કે, સાલીકના કાર્યનો આધાર વક્ત છે. માટે તે પોતાના દરેક શ્વાસથી જાણકાર રહે કે તે હુઝુરે કલ્બની સાથે આવ-જા કરે છે કે ગફલતમાં વીતી રહ્યો છે.

હઝરત સઆદુદ્દીન કાશગરી (રહેમતુલ્લાહ અલહયહ)ફરમાવે છે કે, હોશ દરદમ એટલે કે એક શ્વાસ પછી બીજો શ્વાસ ગફલતમાં ન લેવામાં આવે, પરંતુ દરેક શ્વાસ હુઝુરે કલ્બની સાથે જ લેવામાં આવે. એટલે કે આદમીનો દરેક શ્વાસ હકકથી ખાલી અને ગાફીલ ન હોવો જોઇએ.

હઝરત અલ્લામા જામી (રહેમતુલ્લાહ અલયહ)અને હઝરત સઆદુદ્દીન કાશગરી (રહેમતુલ્લાહ અલહય)ના અસ્હાબો પૈકી હઝરત અલાઉદ્દીન આપેઝી (કુદ્દસ્સીર્રહુ) ફરમાવે છે કે, તરીકએ ખ્વાજગાન (નકશબંદીય્યાહ) માં હોશદરદમ જ અસલ જડ છે. જો એકપણ શ્વાસ ગફલત સાથે પસાર થયો તો તેને ખુબ જ મોટો ગુનાહ સમજવામાં આવે છે. ત્યાં સુધી કે અમુકની નઝદીક તો કુફ્ર છે.





આ રીતે હોશ દરદમ માં સામાન્ય તેમજ વિશિષ્ટ એવા બંને અર્થો છુપાયેલા છે. સામાન્ય અર્થ તો એ છે કે, દરેક શ્વાસ હુઝુરકલ્બ અને આગાહી સાથે લે, ગફલતમાં પસાર ન કરે. બલ્કે તેનો દરેક શ્વાચ્છોશ્વાસ ઝીક્રે ઇલાહી અને યાદે હકકમાં વિતાવીને કલ્બનો હકક પુરે પુરો અદા કરે. જ્યારે હોશદરદમ નો વિશીષ્ઠ અર્થ એ છે કે, દરેક શ્વાસમાં ગૈરની નફી (ઇન્કાર) કરે તથા હકકનો અસ્બાત (સ્વીકાર)કરે.

અમુક નકશબંદી બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે, ઝાકીર કલ્મએ તયૈબાહ **''લાઈલાહા ઈલલ્લાહો મોહમ્મદર્દુરસુલુલ્લાહ''** ને એરીતે જુએ કે તેના દિલ પર નકશ છે. અને હંમેશા આ નકશનું દિલ ચક્ષુ વડે ધ્યાન કરે અને તેની હિફાઝત કરે ત્યાં સુધી કે અ ઝીક્રના રટણ તરફ મશ્ગુલીયત, હંમેશગી અને તેની હિફાઝત વડે દિલમાં અલ્લાહની તરફ લગાવ અને આકર્ષણ પૈદા થઇ જાય; તેમજ બહારના વિચારોનો પ્રવેશ અંદર તરફ બંધ થઇ જાય અને નફસની વ્યાકુળતા તથા વ્યગ્રતા સમાપ્ત થઇ જાય. આ રીતે આ તરીકામાં દમની હિફાઝત જરૂરી છે; કે એક પણ દમ (શ્વાસ)વ્યૅથ બરબાદ ન થાય. તરીકએ નકશબંદીય્યાહનો આ સૌથી પહેલો અને આધારભુત સિદ્ધાંત કે સુત્ર છે.

### (૨) કલ્મએ નઝર બરકદમ

'નઝર બરકદમ' નો શાબ્દીક અર્થ નીચી દ્રષ્ટી રાખવી અથવા તો પોતાની દ્રષ્ટી દરેક તરફથી ફેરવીને માત્ર પોતાના કદમ તરફજ રાખવી એવો થાય છે. 'નઝર બરકદમ'ના જાહેરી અર્થ પર અમલ કરવાથી કોઇ નામહરમ સ્ત્રી કે કોઇ મનમોહક અને આકર્ષક ચીઝપર નઝર પડતી નથી; જેના કારણે ધ્યાનમાં એકાગ્રતા અને 'જમીય્યત' પૈદા થાય છે. આ ધ્યાનભંગતા જ તમામ ફીત્નાઓની જડ છે. ધ્યાનભંગ થવાથી માણસ ચિત્તની એકાગ્રતા તેમજ સુકુન તથા ચૈન ખોઇ બેસે છે.

'નઝર બરકદમ'નો બાતીની અર્થ એવો છે કે, સાલીક દરેક સમયે અને દરેક હાલમાં હોંશિયાર તેમજ જાગૃત રહે જેથી દિલમાં ગફલત ન પ્રવેશે. નઝરની હિફાઝતના સંર્દભમાં 'નઝર બરકદમ' નો કુર્આને પાકની આ આયાતેપાક સાથે જાણે કે ઘણો જ ગહેરો સંબંધ છે. **''કુલ લીલ્લમુઅ્મેનીન યગુદ્દુ મીન અબ્સારેહીમ વ યોહફઝુ ફોરજહુમ ઝાલેક અઝકા લહુમ અન્નલ્લાહ ખબીરૂમ બેમા યસનઉન''** (અર્થાત્ઃ- હે મહેબુબ, મોમીનોને કહી દ્યો કે પોતાની આંખો અને શરમગાહોની હિફાઝત કરે. આ જ તેના માટે પવિત્ર તરીકો છે.બેશક, અલ્લાહ તેઓની વાતોથી સારી રીતે જાણકાર છે.)

'નઝર બરકદમ' ના સામાન્ય અર્થ પેટે કહી શકાય કે, સાલીકે સુલુક પાર કરવા દરમ્યાન ડાબે-જમણે કે ઉપર નીચે દ્રષ્ટી નાખવી ન જોઇએ એટલે કે નાહક વાતોને પોતાના પગ નીચે કચડી નાંખવી જોઇએ અને આ માર્ગ પર આજેઝી, ઇન્કેસારી, હિલ્મથી નરમી વડે ચાલવું જોઇએ. જ્યારે વિશીષ્ઠ અર્થ પેટે કહી શકાય કે, સાલીક જયારે મારેફતનો માર્ગ (અલ્લાહનીઓળખનો માર્ગ) પાર ઉતરવા લાગે તો તે તેનાથી ઉચ્ચ કક્ષાની મારેફત સુધી પહોંચવા માટે કદમ પર કદમ માંડતો ચાલતો રહે અને આગળ વધતો રહે. 'નઝર બરકદમ' ના બીજા પણ કેટલાક વિશીષ્ઠ અર્થો છે જે આ મુજબ છે.

★ પોતાની બુરાઇના અને ભલાઇના કદમની સરખામણી કરે કે, કે તેનો કયો કદમ આગળ છે. જો બુરાઇનો કદમ આગળ હોય તો તેને પાછળ હટાવે અને નેકીના કદમને આગળ વધારવાના પ્રયત્નો કરે.

★ પોતાના કુર્બે ઇલાહીને જુએ કે પોતે તેમાં કેટલી તરક્કી કરે છે.?

★ 'નઝર બરકદમ' નો એક અર્થ એ પણ છે કે, પોતાની વિલાયતને જુએ કે તે કયા નબી (અલયહીસ્સલાતો વસ્સલામ)ના કદમ મુબારક નીચે છે.?

'નઝર બરકદમ' વિષે આવ્યું છે કે, મુબ્તદી (નવો મુરીદ કે તાલીબ) જયારે પોતાની આસપાસના નકશો-નિગાર અને મનમોહક દ્રષ્યો પર નઝર કરે છે તો તેનો હાલ પોતાના સ્થાનેથી હટી જાય છે અને તેમાં ખરાબી પૈદા થઇ જાય છે; જેથી તે મકસદની પ્રાપ્તીથી દુર ચાલ્યો જાય છે; કારણકે મુબ્તદી સાલીકમાં દિલની હિફાઝત કરવાનું બળ કે જોમ હોતું નથી; અને તેનું દિલ એકાગ્રતાથી હટી જાય છે તેમજ તેના વિચારો વેર-વિખેર થઇ જાય છે.

કિતાબ 'રશહાત અયનુલ્હયાત' માં લખ્યું છે કે, નઝર બરકદમ સાલીકની હસ્તીના મકામાતો જલ્દી પાર કરવા તરફ, તેમજ ખુદ પરસ્તીની મુશ્કેલ ભરી ઘાટીઓમાંથી જલ્દી પાર ઉતારવા તરફ સંકેત કરે છે. અમુક કહ્યું કે, નજર બરકદમ નો અર્થ એ છે કે પોતાના મશરબ (પંથ, તૌર તરીકા)ને ઓળખો.

અમુક બુઝુર્ગોએ એવું પણ લખ્યું છે કે, જો આ અમલ (સુલુકનો માર્ગ પાર કરવો)દરમ્યાન તાલીબને જમીન-આસમાન તથ સૃષ્ટીની અન્ય કોઇ ચીઝ તરફ નઝર નાંખવાની જરૂરત પડી જાય તો તેના માટે અત્યંત જરૂરી છે કે ઇબ્રતની દ્રષ્ટીથી જુએ; જેથી સાલીક ઈર્ફાનરૂપી સમંદરમાં નઝર નાંખતા





વેંત જ અમુલ્ય મોતી હાંસીલ કરી લે. અને માટેજ અલ્લાહ ત્આલાએ ફરમાવ્યું કે, 'હે સમજદારીની દ્રષ્ટી ધરાવનારો, ઇબ્રતની દ્રષ્ટીએ જુએ.'

### (૩) કલ્મએ સફર દરવતન

'સફર દરવતન' નો શાબ્દીક અર્થ એ છે કે,વતન તરફ સફર કરવી પરંતુ હઝરત ખ્વાજા અબ્દુલ્ખાલીક ગજદવાની (કુદ્દસ્સીર્રહુ)ની દ્રષ્ટીએ 'સફર દરવતન' નો અર્થ એ છે કે, સાલીક માનવસહજ નબળાઇઓ અને બુરાઇઓથી સફર કરે એટલેકે માનવસહજ દુર્ગુણોથી ફરિશ્તાના સદ્ગુણો તરફ સફર કરે. જેના વિવરણ પેટે લખ્યું છે કે, સાલીક પોતાના બાતિનમાં ઉતરીને એક ઊંડા મુરાકેબા થકી માનવસહજ નબળાઇઓ તથા દુગુણોને હટાવી દે અને ફરિશ્તાઓના ઉચ્ચ સદ્ગુણો તરફ સફર કરે તેમજ પોતાના બાતીનરૂપી (કલ્બ) જમીનના નીચાણથી આસમાનની બુલંદી અને અર્શે આઝમની ઉચ્ચાઇ સુધી ઊડ્ડયન કરે કારણકે આ બાતિની સફર જ સૌથી બુલંદ અને સર્વશ્રષ્ઠ છે.માટે સાલીક માટે જરૂરી છે કે તે હંમેશા બાતિની સફરમાં મશ્ગુલ રહે, આ બાતીન જ તેનું અસલી રૂહાની વતન છે.

હઝરત ખ્વાજા મીરદર્દ (રહેમતુલ્લાહ અલયહ)પોતાની તસનીફ 'ઇલ્મુલકિતાબ 'માં 'સફર દરવતન' વિશે લખ્યું છે કે,સફર શબ્દથી મુરાદ છે સાલીકનું એ વહેમી દુરત્ત્વ કે જે ખુદા અને બંદા વચ્ચે છે, તેને દુર કરવા માટે અલ્લાહ ત્આલાની બારગાહે અકદ્દસમાં સાલીકનું કુર્બ અને ઈર્ફાન પ્રાપ્ત કરવા તરફ ધ્યાનીત થઇ જવું છે. જ્યારે વતન શબ્દથી મુરાદ એ છે કે,સાલીકનો ઇલ્મનો એ મર્તબો કે જેમાં તેની હસ્તી બંધાયેલી છે;અને જે ઇલ્મેહુઝુરી વડે કદાપી નાશ પામતી નથી. આ રીતે સાલીક તરીકતમાં પ્રવેશ કરે તેના પ્રારંભથી ઇલ્મને અંત સુધી મકામે કુર્બ તેમજ સુલુકની તમામ મંઝીલો આ સફરમાં સામેલ છે. અને આ બાતીની સફર ઇલ્મરૂપી વતન વડે જ અંજામે પહોંચે છે. આ સફર દરમ્યાન સાલીક કોઇપણ હાલતમાં તે વતનથી બહાર નીકળી શકતો નથી; અને દરેક પળે વતનમાં જ સફર કરે છે. આ સફર દરમ્યાન જ્યારે તે બાહ્ય રીતે બુરાઇથી બહાર નીકળી જાય છે, અને નેકીઓમાં મશ્ગુલ થઇ જાય છે; જે તેની આમાલરૂપી સફર છે. અને પછી નૌબત અખ્લાકી સફર સુધી પહોંચે છે. આ રીતે સાલીક પોતાની સફર દર વતનમાં આગળ વધતો રહે છે અને ફના તથા બકાની હાલતોમાં પ્રવેશે છે, જે તેની સફરની ત્રીજી મંઝીલ છે. અને તેને જ એહવાલોની સફર પણ કહે છે.

હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)ફરમાવેછે કે,

આ મુબારક કલમો સફર દરવતન સૈરે અન્ફોસી (નફસની ઓળખ થકી રબ્બની ઓળખ પ્રાપ્ત કરવા માટેની આંતરિક સયર) નો પર્યાય છે એટલેકે અંતમાં પ્રવેશ કરવાની શરૂઆત છે, જે ખાસ તરીકાએ નકશબંદીય્યાહ્‌ની જ વિશીષ્ટતા છે. જો કે આ સયર અન્ય તરીકાઓમાં પણ છે, પરંતુ તેઓ આ સૈરની પ્રાપ્તી સૈરે આફાકી (બાહ્ય સૃષ્ટીમાં સયર કરીને રબની નિશાનીઓ જોવી) પાર કર્યા પછી કરે છે. જ્યારે તરીકાએ નકશબંદીય્યાહમાં તો સાલીકની શરૂઆત આ સયર (સફર) વડે થાય છે અને આ સફર દરમ્યાન જ તે સૈર આફાકી પાર કરે લે છે. આ રીતે આ તરીકામાં સૈરે આફાકી કે જે ઘણોજ લાંબા અંતરનો માર્ગ છે, તેને અપનાવવામાં આવતો નથી, પરંતુ સૈરે અન્ફોસીમાં જ તેને પાર કરી લે છે.

સફર દર વતન દરમ્યાન સાલીક સદ્‌ગુણો (અખ્લાકો) ની પ્રાપ્તીના માર્ગ વડે 'તખ્લીકુ બે અખ્લાકીલ્લાહ' નો ધારણકર્તા બની જાય છે.એટલે કે પોતાની અંદર રબ્બાની અખ્લાકો પૈદા કરેછે. કારણકે અહીં સાલીક માનવસહજ નબળાઇઓથી સફર કરે છે અને દુર્ગુણોને ત્યજીને ઉચ્ચપ્રકારના સદ્‌ગુણો તરફ સફર અપનાવે છે.

'રશહાત અયનુલ્હયાત' માં છે કે, હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ એહરારે (રહેમતુલ્લાહ અલયહ) ફરમાવ્યું કે, સફરમાં મુબ્તદી (પ્રારંભિક, પ્રાથમિક તાલીબ) ને દિલની પરેશાની સિવાય કશું જ હાંસીલ થવાનું નથી; સફર ત્યારે જ મુબારક છે કે જ્યારે તેને તમકીન (સ્થિરતા) ની સિફત હાંસીલ થઇ જાય. મુબ્તદીઓ માટે સફર યોગ્ય નથી. તેણે એક એકાંત ખુણાંમાં બેસીને તમકીન (ફરમાંબરદારી) નો ગુણ હાંસીલ કરવો જોઇએ. જે કોઇ આ તરીકામાં મશગુલ થાય તેણે પોતાના જ શહેર કે દેશમાં રહેવું વધુ સારું છે કારણકે તેને દોસ્ત–અહેબાબોના મહેણાં ટોણાં અને આમ લોકોના કટાક્ષો વગેરે શરીઅતની ખિલાફ કોઇ અયોગ્ય કે ખરાબ કાર્ય કરવાથી રોકી દેશે.

જ્યારે અમુક મશાઇખો તેનાથી ઉલટું કહે છે, તેઓનું કહેવું છે કે, મુબ્તદીએ સફર કરવી જોઇએ જેથી વતનથી હિજરત કરવાના કારણે અને દોસ્ત–અહેબાબો તથા પરિચિતોથી જુદાઇના કારણે તે રસ્મી આદતો અને મનેચ્છાઓથી નજાત હાંસીલ કરશે; તેમજ સફરની જરૂરીયાત પૈકીના મુજાહીદા તથા રિયાઝતો વડે તેને પુરેપુરી તઝકીયાએ નફસ (નફસની પવિત્રતા) તથા તસ્ફીયાએ કલ્બ (દિલની સ્વચ્છતા) હાંસીલ થઇ જાય. જોકે ખાનવાદાએ ખ્વાજગાનનો સફર અપનાવવો કે સ્થાયી રીતે રહેવા સંબંધે





ફેંસલો એ છે કે, મુબ્તદીએ એટલી હદે સફર કરવી જોઇએ કે પોતાને એ જમાઅતના (તરીકએ ખ્વાજગાનના કોઇ બુઝુર્ગ) કોઇ અઝીઝની સોહબતમાં પહોંચાડી દે ત્યાબાદ સફરને ત્યજીને તેની જ ખિદમત તથા સેવા–ચાકરીમાં લાગી જાય. ત્યાં સુધી કે તે એ અઝીઝ હઝરતની નિસ્બત હાંસીલ કરવાની લાયકાત પોતાની અંદર પૈદા કરી લે અને આ નિસ્બતનો તે માલીક બની જાય.

હદીષેપાકમાં જે આવ્યું છે કે, **'હુબ્બુલ્વતને મીનલ ઈમાન.'** (અર્થાત્ઃ– વતનનો પ્રેમ એ જ ઈમાન છે.) એટલે કે મનુષ્યએ પોતાના અસલ વતનમાં નિવાસ કરવો એ જ તેનું ઈમાન અને મઝહબ છે. અહીં કહેવાનું તાત્પર્ય સફર દર વતન જ છે તેમજ બીજો અર્થ એ છે કે, માનવીએ બહારના ભૌતિક જગત સાથેના સંબંધો ટુંકાવી દઇને પોતે પોતાની અંદર જોવું જોઇએ; કારણકે અલ્લાહ ત્આલાની નિશાનીઓ પોતાની અંદર જ મૌજુદ છે અને આ અંદરની દુનિયા એ જ તેનું અસલી વતન છે; તેના વિના માનવીને ક્યાંય નિરાંત મળવાની નથી.

### (૪) કલ્મએ ખિલવત દર અંજુમન

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) જ્યારે પહેલી જ વાર હજ્જ માટેની સફર દરમ્યાન હિરાત (અફઘાનિસ્તાન) પહોંચ્યા તો ત્યાંના બાદશાહ અમીર મોઅઝ્ઝુદ્દીન હુસૈને આપના ભવ્ય સ્વાગત પેટે એક શાહી દરબારનું આયોજન કર્યું જેમાં શહેરના તમામ ઉલ્માઓ તથા ફાઝીલો હાજર હતાં. પછી બાદશાહ અને હઝરત ખ્વાજા સાહેબ (કુદ્દસ્સીર્રહુ) વચ્ચે જે ખુલ્લી ચર્ચા થઇ તેનો ઉલ્લેખ મોટાભાગની કિતાબોમાં આ રીતે આવ્યો છે.

**બાદશાહ :** કઇ વિલાયત નબુવ્વતથી વધીને છે?

**હઝરત ખ્વાજા સાહેબઃ** એ નબીની જ વિલાયત★

**બાદશાહ :** આમ તો આપ હઝરત ઝીક્રે જહર, ખિલવત તથા સીમાઅ્ ના સમર્થક નથી તો પછી આપનો તરીકો શું છે?

**હઝરત ખ્વાજા સાહેબ :** જાહેરમાં લોકો સાથે રહેવું અને બાતીનમાં અલ્લાહ સાથે રહેવું.

**બાદશાહ :** શું આ શકય છે.?

**હઝરત ખ્વાજા સાહેબ :** અલ્લાહ ત્આલા કલામે મજીદમાં ફરમાવે છે કે, **રીજાલુલ્લા તુલ્હીહીમ તિજારતુવ્વ લા બયઉન અન ઝીક્રીલ્લાહ.**

(અર્થાત્ઃ- તે એવા લોકો છે કે જેને વેપાર તેમજ લેણ-દેણ અલ્લાહની યાદથી ગાફીલ નથી કરી શકતી) તરીકએ નકશબંદીય્યાહમાં ખિલવતનો અર્થ એજ છે કે,' લોકોના સમુહ વચ્ચે રહીને દુન્યવી પ્રવૃતિમાં મશ્ગુલ રહીને દિલરૂપી ખિલવતમાં અલ્લાહની યાદ કરવી.' તેનાથી એક મુરાદ એ પણ છે કે પરેશાનીની હાલતમાં, બઝમ તેમજ અંજુમનમાં દિલરૂપી ખિલવતગાહમાં ગફ્લત તેમજ વ્યાકુળતા ન પ્રવેશી શકે ! જાહેરમાં લોકોની સાથે રહે અને બાતીનમાં હકકની સાથે એટલે કે સુફી એ છે કે જે સાથે હોવા છતાં અલગ છે.

હઝરત ખ્વાજા અબ્દુલ્ખાલીક ગજદવાની (રહેમતુલ્લાહ અલયહ)ના એક ખલીફા હઝરત ખ્વાજા ઔલીયા કબીર (રહેમતુલ્લાહ અલયહ) 'ખિલવત દર અંજુમન' ને સમજાવતાં કહ્યું કે, 'ખિલવત દર અંજુમન'નો અર્થ એછે કે,' ઝીક્રમાં મશ્ગુલીયત અને ઈસ્તિગરાક(મગ્નતા) એટલી હદે પહોંચે કે જો બઝારમાં જાય તો દિલની હકીકત પર ઝીક્રના ગલ્બાના કારણે કોઇ વાત-ચીત કે અવાજ ન સંભળાઇ.'

હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) ફરમાવે છે કે, ખિલવત દર અંજુમન એ સફર દર વતનની જ શાખા છે. કારણકે જો તેને 'સફર દરવતન' હાંસીલ થઇ ગયું તો 'ખિલવત દર અંજુમન' પણ હાંસીલ થઇ ગયું. અને સાલીક અંજુમનની મોહમાયાઓ વચ્ચે અટવાઇને પણ વતનની ખિલવતમાં સફર કરશે; જ્યારે આફાકરૂપી અસ્ત-વ્યસ્તતાનું તો દિલના હુજરામાં કોઇ સ્થાન જ નથી. આ તરીકા નકશબંદીય્યાહ્ માં આ દૌલત મુબ્તદીઓને વગર મેહનતે પ્રારંભમાં જ હાંસીલ થઇ જાય છે,જ્યારે અન્ય તરીકાઓમાં તકલીફો અને મહેનતો ઊઠાવ્યા પછી અંતમાં જઇને પ્રાપ્ત થાય છે. કારણકે આ દૌલતની પ્રાપ્તીનો આધાર બાતિની સૈર પર છે અને આ તરીકાની શરૂઆત જ બાતિની સૈર(આલમે અમ્રથી)થી થાય છે તેમજ આફાક (જાહેર)ની સૈર તેની અંદર જ પાર કરી લેછે, જ્યારે અન્ય તરીકાઓમાં ઉલટું છું કે સયરની શરૂઆત આફાક(જાહેર)થી થાય છે અને અંત બાતિની સયર વડે આવે છે.

'ખિલવત દર અંજુમન' ના સામાન્ય અર્થ પેટે કહ્યું છે કે,' સાલીકે પોતાનું જાહેર સુન્નતો તથા ફરાઇઝોના નુર વડે નુરાની તથા બાતિન અલ્લાહ ત્આલાના નુરના મુશાહેદા થકી મુનવ્વર કરવું જોઇએ. અને દિલમાં ગફલતને જરાપણ સ્થાન આપવો ન જોઇએ. એટલેકે દુન્યવી મામલાઓ તથા પ્રવૃતિઓમાં મગ્ન રહીને પણ અલ્લાહ ત્આલાને યાદ કરતો રહે.'





હઝરત ખ્વાજા મીર દર્દે (રહેમતુલ્લાહ અલયહ) પોતાની કિતાબ 'ઇલ્મુલકિતાબ'માં 'ખિલવત દર અંજુમન'ની તફસીલ રજૂ કરતાં લખ્યું છે કે, આ વિશીષ્ઠ કલેમાતો ખિલવત દર અંજુમન એ હઝરત ખ્વાજગાન (કુદ્દસ્સલ્લાહો ત્આલા અશ્વારોહુમ)ની ખાસ પરિભાષા પૈકી છે અને તે ઘણા અર્થો ધરાવે છે. જેમકે અમુકની નઝદીક તેનો અર્થ એ છે કે,બઝમ તેમજ મહેફીલોમાં આંખો ખોલીને ઝીક્ર કલ્બીમાં એ રીતે મશ્ગુલ રહેવું કે કોઇને પણ તેની જાણ ન થાય. આવો આદમી જો કે જાહેરમાં લોકોના સમુહ વચ્ચે હોય છે, પરંતુ બાતિનમાં તો તે જાણે ખિલવતમાં છે. અમુકની નઝદીક તેનો અર્થ એ છે કેદરેક સંજોગમાં દિલની એકાગ્રતા જાળવવી. અમુકની નઝદીક તેનો અર્થ એ છે કે, હવાસે અશરાહ (દશ જ્ઞાનેન્દ્રીયો)ના વિપુલ સંવેદનો અને અહેસાસની વચ્ચે નફસની તવજ્જોહ્માં એકાગ્રતા જળવાઇ રહેવી. જ્યારે અમુકની નઝદીક અધિકતા (કસરત)માં એકતા (વહેદત)નો મુશાહેદો કરવો છે. તેમજ અમુકની નઝદીક તેનો અર્થ એ છે કે, એહલો-અયાલની અધિકતા હોવા છતાં દુન્યવી અસ્બાબોનો ત્યાગ કરવો.જો કે આ તમામ અર્થો એકજ ભાવાર્થ ધરાવે છેઅને તમામનો હેતું માત્ર એક જ છે એટલે કે તમામની સાથ તમામ વગર હોવું. જાહેરમાં લોકોની સાથે હોવું પરંતુ બાતિનમાં હકકત્આલાની સાથે હોવું.

હઝરત મુલ્લા બહાઉદ્દીન કશ્મીરી (કુદ્દસ્સીર્રહુ) ખિલવત દર અંજુમનની રિભાષા સમજાવતા કહે છે કે,

(અર્થાત્ઃ- અમારા હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીરહુ) એ ફરમાવ્યું કે, અમારો તરીકો તમામ તરીકાઓમાં ઉર્વતુલ્વુસ્કા એટલે સૌથી વધુ મજબુત

**ખ્વાજા ફરમુદ કે તરીકએ મા,**
**દર તરીકેહાસ્ત ઉર્વતુલ્વુસ્કા.**
**દસ્ત દર દામન સુનન દાદન,**
**બસર અમ્રે શરઅ તન બદત.**
**સબ ખિલવત ઝ બસ કે શોહરત હાસ્ત,**
**સર શોહરત બરાએ આફત હાસ્ત.**
**ખિલવતે મા બ અંજુમન દારદ,**
**બર ગુઝીશતન ઝે મા વ મન દારદ.**
**ખૈયરત નેસ્ત જુઝુઝ બ જમીય્યત,**
**નુરે જમીય્યતઅસ્ત દર સોહબત.**

**સોહબતે સાહેબાને ઝુલ્અફઝાલ,**
**દરદમી બ ઝે તાઅ્તે સદ સાલ.**
**નિસ્બતે આરીફાને વારીસ્તા,**
**બસર સોહબત અસ્ત વાબીસ્તા.**
**જુઝ બ સોહબત ન મી શુદ હાસલ,**
**રફ્અ ગીર્દદાઝ વહ મા હાઈલ.**

કડીરૂપે છે.તેમાં સુન્નતોનું દામન પકડવામાં આવે છે અને શરીઅતના અહેકામો સામે જાુકાવવામાં આવે છે. એકાંતવાસ(ખિલવત)અપનાવવામાં ખ્યાતિનો ભય છે અને ખ્યાતિમાં આફતો હોય છે. અમારી ખિલ્વતતો અંજુમનમાં છે તેમાં હું તથાઅમેના ભેદોથી પાર ઉતરી જવાનું છે. આબાદીમાં રહેવામાં જ ખૈરીયત છે તથા લોકોની સાથે જ સોહબત રાખવામાં જ દિલની એકાગ્રતા (જમીય્યત)નું નુર હાંસીલ થાય છે. સો વર્ષની ઈબાદતો કરતાં સાહેબે ફઝલો કરમની સાથે એક ઘડીને સોહબત વધુ સારી છે. આઝાદ આરીફોંની નિસ્બત મખ્લુકની સોહબત સાથે સંકળાયેલી છે અને આ નિસ્બત સોહબત વગર પ્રાપ્ત થતી નથી; તેના વડે જ તમામ અડચણો દુર થઇ જાય છે.)

નકશબંદી મશાઇખોએ ખિલવત દર અંજુમનના રજુ કરેલાં આ તમામ ખુલાસાઓ તેમજ વિવરણોં થકી એ વાત સ્પષ્ટ થાય છે કે,તરીકએ નકશબંદીય્યાહ્ના પાયા સિદ્ધાંતો અને સુત્રો પૈકી આ સુત્ર સૌથી વધુ ચઢિયાતું અને આધારભુત છે; જેના કારણે જ આ તરીકો તસવ્વુફના તમામ તરીકાઓમાં પોતાની આગવી ઓળખ ધરાવે છે.

આ 'ખિલવત દર અંજુમન' ના માર્ગ વડે જ રાહે હકકના તાલીબોમાં તથા સુલુક પર ચાલનારા સાલીકો ગૈર શરઇ ખાનકાહી તસવ્વુફના કેદો-બંધન તથા ફરેબી અને ઢોંગી રહેબરોના જાદુભર્યા પંજાઓની પકડથી મુકત થઇને અમલના મૈદાનમાં ઉતરી આવ્યા અને આ પ્રકારના ગૈરશરઇ ખાનકાહી તસવ્વુફથી સંબંધો તોડીને સોહબતે ખલ્કની પ્રાકૃતિક પ્રણાલીમાં જોડાઇ ગયા.

**ગુસ્તન** એટલે કે મખ્લુકથી સંબંધ તોડવો આ અમલ કે જે કુર્આન તથા સુન્નતના એહકામોને બીલકુલ અનુરૂપ છે, જેના થકી આ તરીકએ નકશબંદીય્યાહ્ અત્યંત પસંદીદા તરીકો કહેવાયો તેણે અલ્પ સમયમાં ઈસ્લામી જગત પર પોતાની આણ વર્તાવી દીધી. હવે આ તરીકા વડે તેઓ





જાહેર તથા બાતીન બંનેના આમીલ બની ગયા. બંદગાને ખુદાની આ સોહબત થકી ભાઇચારો, સમાનતા, હમદર્દી, અરસપસરનો ભાતૃભાવ અને કુર્બાની (ઈષાર)ની ભાવના તેમજ સબ્ર, મોહબ્બત તથા શફકકતનો પાકીઝા ઈસ્લામી માહોલ ફરીવાર જીવંત થઇ ગયો. કે જે ઈસ્લામના આરંભ કાળે હતો. હવે મશાઇખે નકશબંદીય્યાહ્ ખુદ શૈખીય્યત (પીરપદ)ના દરવાઝામાંથી બહાર નીકળીને દોસ્તીના દર ખટખટાવવા લાગ્યાં. હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)એ આ અનુસંધાને જ ફરમાવ્યું છે કે,

**'સુખને ખાનવાદાએ ખ્વાજગાને માં(કુદ્દસ્સલ્લાહો અરવાહોહુમ) અસ્તઃ દર ખિલવત રા બંદ વ દર રા ગુશાઇ વ દર શૈખી રાબંદ વ દર યારી રા ગુશાઇ. વ દર ઉઝલત રા બર બંદ વ દર સોહબત રા ગુશાઇ'**

(અર્થાત્ :- અમારા ખ્વાજગાન (કુદ્દસ્સલ્લાહો અરવાહોહુમ)ના ખાનદાનનો કલામ છે કે, ખિલવત (એકાંત) નો દરવાઝો બંધ કરો અને ખિદમતનો દરવાઝો ખોલો. શૈખી (પીરપદ)નો દરવાઝો બંધ કરો અને દોસ્તીનો દરવાઝો ખોલી દ્યો. અને ગોશાનીશીનીનો દરવાઝો બંધ કરીને હમનશીની તેમજ હમરાહીનો દરવાઝો ખોલી દ્યો.)

હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુલ્અઝીઝે) ફરમાવ્યું કે,**"તરીકએ અહેલુલ્લાહ બર અન્વાઅ્ અસ્ત. બાઅ્ઝે બ રૂખસત અમલ કરદદં વ ઈશાં રા મકસુદ અઝ રૂખ્સત નફએ ખલ્ક બુદ; ન વજુદે ખુદ. વ બાઅ્ઝે બ અઝીમત અમલ કરદંદ વ મકસુદે ઈશાં નીઝ નફએ ખલ્ક ખુદ; ન વજુદે ખુદ. ઈઝહારે કમાલે એહલુલ્લાહ તરબીયતે વજુદે ખલ્ક અસ્ત. બારે હસ્તી અઝ બરાએ મનફઅતે દીગરાં મી બાયદ કશીદ."**

(અર્થાત્:- એહલુલ્લાહ (અલ્લાહવાળા)નો તરીકો ઘણો અનોખો છે. અમુકે ઈજાઝત(શરીઅતની બાંધછોડ) પર અમલ કર્યો અને આ ઈજાઝત પર અમલ કરવાથી તેઓનો હેતુ લોકોને ફાયદો પહોંચાડવો હતો નહીં કે ખુદ પોતાને. જ્યારે(તે પૈકી) અમુકે દઢતા પર અમલ કર્યો અને તેઓનો મકસદ

*ફુટ નોટ : હઝરત મજદ્દીદે દે અલ્ફેસાની (કુદ્દસ્સીર્રહુ) નબીની વિલાયતથી પણ તેમની નબુવ્વતને અફઝલ ગણાવી છે. કારણકે વિલાયતનું રૂપ ફકત ખાલીક તરફ હોય છે. જ્યારે નબુવ્વતનું રૂપ ખાલીક અને મખ્લુક બંને તરફ હોય છે. અહીં બાદશાહના મનમાં જે જવાબ હતો તે જ સરકારે નકશબંદે આપેલ છે.

પણ લોકોને ફાયદો પહોંચાડવાનો હતો નહીં કે પોતાને ખુદને. (આમ) અહેલુલ્લાહના કમાલાતોનું જાહેર થવું પણ લોકોના વજુદની તરબીયત માટે જ હોય છે. જીંદગીનો બોજ બીજાને ફાયદો પહોંચાડવા માટે ઊઠાવવો જોઇએ.)

હઝરત મૌલાના સઅ્દુદ્દીન કાશ્ગરી (કુદ્દસ્સીર્રહુ) એ ફરમાવ્યું કે, **''સુલુકે રાહે ખુદાએ ત્આલા અઝ્ઝ વ જલ્લ હમા ઈનેસ્ત કે કસે દર ગોશાએ બ ઝીક્ર વ તાઅત મશ્ગુલ શુદ બલ્કે કસે કે સબાહ અઝ ખાના બયરૂં આમદ ઈ નેસ્ત કે જમાઅ્ત કે મુઇનત ઈશાં બર ઉસ્ત મા યહતાજે ઈશાં હાસીલ કુનદ વ ઈ શખ્શ હમારોઝ દર હર કાર કે બાશદ દર સુલુકે રાહે ખુદાએ અસ્ત.''**

(અર્થાત્ઃ- ખુદાએ (અઝ્ઝવજલ્લ)ના માર્ગનો સુલુક બસ માત્ર એ જ નથી કે કોઇ એકાંત ખુણાંમાં બેસીને ઝીક્ર તથા ઇબાદતમાં મશ્ગુલ થઇ જાય. બલ્કે જે શખ્શ ઘરેથી એ નિય્યતથી નીકળે કે, જે જમાઅ્ત(એહલો અયાલ વગેરે)ના દૈનીક ખર્ચની જવાબદારી તેની ઉપર છે તેઓ માટે તે હાજતની ચીઝો એકઠી કરતો રહે તો આવો શખ્સ દીનદાર લોકોની નિકટ અલ્લાહ ત્આલાની રાહે સુલુકમાં જ છે.)

હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ એહરાર(કુદ્દસ્સીર્રહુ) ફરમાવે છે કે,

**''તરીકે દુર્વેશાંને ખાનવાદાએ ખ્વાજગાન (કુદ્દસ્સલ્લાહો અરવારોહુમ) આં અસ્ત કે હમગી હિમ્મત મશરૂફ બર આં મી દારંદ કે દર હર વકત બ મહાબે આઅ્માલ મશ્ગુલ બાશંદ યાઅ્ની આં ચે મુકતઝાએ આં વકત અસ્ત. આમી કુનન્દ મસલન બ ઝીક્ર વ મુરાકીબા વક્તે ઈશ્તિગાલ મી નુમાયંદ કે અહમ અઝાં દર આં વકત ન બાશદ. અઝ ખિદમતે કે રાહતે બ દિલ મુસલમાની રસદ. અગર ચુનાંચે બ ખિદમત વ મઉનતે ઈશાં રાહતે બ દિલ મુસલમાને રસદ આં ખિદમતરાં બ ઝીક્ર વ મુરાકીબા તકદીમ મી કુનન્દ ચુનાંચે ગુફતાઅન્દ કે રાહે બ હકક સુબ્હાનહુ બ અદદે અન્ફાસે ખલાઇક અસ્ત. અમ્મા બેહતરીન રાહ હુમા વ નઝદીક તરીન રાહ હુમા આં નેસ્ત કે રાહતે બ દિલે મુસલમાની રસાની.''**

(અર્થાત્ઃ- ખાનવદાએ ખ્વાજગાન(કુદ્દસ્સલ્લાહોત્આલા અરવાહોહુમ) ના દુર્વેશોનો તરીકો એ છેકે, તેઓ પોતાની તમામ કોશીશોને એ વાત પર કેન્દ્રીત કરે છે કે, હંમેશા આમાલોના અનુસરણમાં મશ્ગુલ રહે એટલેકે





સમયના તકાઝા(જરૂરત) મુજબ વર્તે. દા.ત. તેઓ મુરાકેબાહ્ અને ઝીક્રમાં ત્યારે જ મશ્ગુલ થાય છે કે જ્યારે તે કોઇ મુસલમાનના દિલને રાહત પહોંચાડવાની ખિદમતથી વધારે મહત્ત્વનું હોય. બેશક, જો તેઓની ખિદમત થકી કોઇ મુસલમાનને કશી રાહત પહોંચવાની શકયતા હોય તો તેઓ તે ખિદમતને ઝીક્ર-ફીક્ર કે મુરાકીબા પર અગ્રતા અર્પે છે. એટલા માટે જ કહેવામાં આવ્યું છે કે, અલ્લાહ ત્આલા સુધી પહોંચવાના માર્ગો લોકોના શ્વાસોની સંખ્યા બરાબર છે અને બેશક, તેમાં સૌથી શ્રેષ્ઠ અને સૌથી નિકટનો માર્ગો પૈકી આ જ માર્ગ છે કે મુસલમાનના દિલને રાહત પહોંચાડવી.)

આ રીતે ખિલવત દર અંજુમન રૂપી એક નકશબંદી કલમા કે સિદ્ધાંતે અનાયાસે જ મુસલમાનોને પ્રારંભિકયુગના એ જ ઇસ્લામી માહોલમાં પહોંચાડી દીધાં કે જેમાં કુર્આન તથા સુન્નતનો હુકમ જારી હતો. તેમજ **'દીલ બ યાર દસ્ત બકાર.'** (દીલ અલ્લાહની યાદમાં, હાથ દુન્યવી પ્રવૃતિમાં)નો પાકીઝા તથા ફીતરી(સ્વભાવિક પ્રાકૃતિક) માહોલ હતો. નકશબંદી તરીકાના આ સિદ્ધાંતે ભવિષ્ય માટે ઘણાં સુંદર દુરગામી પરિણામો ઉપજાવ્યા. તેમજ કુર્આન તથા સુન્નતે રસુલ(સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ની સાદગી સભર ઇબાદતોની તલ્કીનો પર આધારીત હકીકી ઇસ્લામી તસવ્વુફ ફરીવાર જીવંત થયું; તેની સાથે-સાથે સમયની ઇલ્મી, રાજકીય તેમજ દીની કોશીશોના માર્ગો ખુલ્લી ગયા. આ પ્રકારની ઉત્સાહ અને ઉમંગસભર મહેનતોએ મુસલમાનોને પોતાની સ્વની, પોતાના વ્યકિતત્ત્વની અને પોતાની અઝમતની ફરી ઓળખ અર્પણ કરી અને આ એ જ તસવ્વુર છે કે જે પુરી રીતે કુર્આને મજીદની ભેટ છે.

**આમ, નકશબંદી તરીકો દીન તથા દુનિયાનું એક પાકીઝા સંકલન તેમજ રૂહાનીય્યત અને દુન્યવી મશ્ગુલીયતના સંયોજનનો સમર્થક છે. દિલમાં યાદે ઇલાહીની પાકીઝગીને નકશબંદ કરીને ભૌતિક પ્રગતિને પણ દીની ઉસુલો પ્રમાણે ઢાળવાના કારણે આ તરીકાની મકબુલીયત ઇસ્લામી દેશોના હર્યાભર્યા બગીચાઓમાં કસ્તુરી મય હવાની જેમ ફેલાઇ ગઇ. અને આ બગીચાઓમાંથી સમય-સમય પર એવાં-એવાં દુર્લભ પુષ્પો ખીલતાં રહ્યાં કે જેનું આકર્ષણ અને મનમોહકતા લુંટાવાથી હંમેશા સુરક્ષિત રહી. તેમજ જેની 'મુશ્ક બુ નાફા' (કસ્તુરી મૃગની ડુંટી)જેવી ખુશ્બુ હજુ સુધી આપણાં દિલો-દિમાગને તરબતર કરી રહી છે અને ઇન્શાઅલ્લાહ કયામત સુધી કરતી રહેશે.**

### (૫) યાદ કર્દ

'યાદ કર્દ' નો શાબ્દીક અર્થ છે નિરંતર ઝીક્રમાં રહેવું અથવા સતત ઝીક્ર કરતાં રહેવું ઝીક્ર ઝબાન (જીભ) વડે પણ થાય છે અને દિલ વડે પણ. ઝબાની ઝીક્ર શબ્દો તથા સુરતો સાથે સંકળાયેલ છે, જ્યારે દિલનો ઝીક્ર તેના અર્થો પર આધારીત છે. એટલેકે ઝબાની ઝીક્રને જાહેર સાથે તેમજ કલ્બી(દિલના) ઝીક્રને બાતીન સાથે સરખાવી શકાય. જોકે તમામ ઝીક્રનો મુળ હેતુ તો દિલની એકાગ્રતા કે સુકુન હાંસીલ કરવાનો જ છે અને એટલા માટે જ સુફીવાદના તમામ તરીકાઓ ઝીક્રને જ સૌથી વધુ મહત્ત્વનો અમલ સમજવામાં આવે છે.

સુફીઓના અમુક તરીકાઓમાં ઝીક્ર જહર (ઝબાની ઝીક્ર)ની પરંપરા છે અને અમુકમાં ઝીક્ર ખફી કે કલ્બી (દિલનો ઝીક્ર)ને વધુ મહત્ત્વ આપવામાં આવ્યું છે, જે પૈકી તરીકાએ નકશબંદીય્યાહ્માં ઝીક્રે ખફી ને જ મહત્વ આપવામાં આવેલ છે. નકશબંદી હઝરાતો એ ઝીક્રે ખફીની અફઝલીય્યતની સાબીતી પેટે કુર્આન તથા સુન્નતો વડે દલીલ પેશ કરેલ છે.

નકશબંદી તરીકામાં ઝીક્રે કલ્બી બે પ્રકારના છે. (૧) ઇસ્મે ઝાતનો ઝીક્ર અને (૨) નફી અસ્બાતનો ઝીક્ર. ઇસ્મે ઝાતનો ઝીક્ર એટલે કે અલ્લાહનો એક ખાસ તરીકા વડે ઝીક્ર કરવો અને નફી અસ્બાતનો ઝીક્ર એટલે કે લાઈલાહા ઈલ્લલ્લાહા નો ઝીક્ર હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)એ ફરમાવ્યું કે, 'લાઈલાહ' નો હેતું છે. નફસના જુઠા માઅ્બુદોનો ઈન્કાર અને 'ઈલ્લલ્લાહ'થી મુરાદ છે માઅ્બુદે હકીકીનો સ્વીકાર કરવો. ઝીક્રનો મતલબ એ છે કે, ઝાકીર તૌહીદની હકીકત સુધી પહોંચી જાય. વારંવાર કે અધિક માત્રામાં રટણ કરવું તેમાં શર્ત નથી. એક આલીમે આપને પુછ્યું કે, કલ્માની હકીકત શું છે? ફરમાવ્યું કે, કલ્માના ઝીક્ર વડે મીસવા(અલ્લાહ સિવાય તમામ) ની નફી થઇ જાય.

આ ઝીક્ર કરવાની રીતના સંદર્ભમાં તેમજ તેની તલ્કીન હાંસીલ કરવા સંબંધે ખાસ શર્તો અને અદબો બયાન થયેલાં છે અને અમુક નકશબંદી રિસાલાઓ તેમજ કિતાબોમાં આ ઝીક્ર સંબંધે સવિસ્તર વિવરણ આપેલ છે.

હઝરત ખ્વાજા મોહંમદ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)એ ફરમાવ્યું કે, તમામ રહસ્યો અને ઈબાદતોનો હકીકી મકસદ અલ્લાહ ત્આલા અઝ્ઝ વજલ્લનો ઝીક્ર છે. મહાન સઆદતમંદી સુધી એજ શખ્સ પહોંચશે કે જ્યારે તે દુનિયાથી ચાલ્યો જાય તો તેની ઉપર હકકત્આલાની મોહબ્બતનો પુરેપુરો ગલ્બો હોય.





અને હકક ત્આલાની મોહબ્બતનો ગલ્બો તેમજ ઉન્સ તેના હંમેશાના ઝીક્ર વગર શકયજ નથી. આ રીતે મુસલમાનીની બુનિયાદ જ લાઇલાહા ઇલ્લલ્લાહ પર છે અને તે જ ઐન ઝીક્ર છે, બાકી બધી ઇબાદતો તેના સમર્થન પેટે છે, જેમકે નમાઝની રૂહ એ છે કે, હકકસુબ્હાનહુ ત્આલાના ઝીક્રને હૈબત તથા તાઅ્ઝીમના માર્ગ વડે દિલમાં તાઝો કરવો. રોઝાથી મુરાદ છે શેહવતો (મનેચ્છાઓ)ને ઓછી કરવી કારણકે જ્યારે દિલમાં શહેવતોનો માર્ગ તંગ કરવામાં આવશે તો તે પાક-સાફ બનીને ઝીક્રની કરારગાહ બની જશે. હજનો મતલબ છે ખાનાએ ખુદાના માલીક હકસુબ્હાનહુ ત્આલા અઝ્ઝ વજલ્લનો ઝીક્ર અને તેના દિદારના શૌક ની તેહરીક. દુનિયા ત્યાગ, મનેચ્છાઓનો ત્યાગ તેમજ અમ્રો-નહી નો મતલબ ઝીક્ર જ છે અને ઝીક્રનો મતલબ એ પણ છે કે તમામથી સંબંધો તુટી જાય તથા હકકત્આલાની મોહબ્બત વગર અન્ય કોઇ ચીઝ તરફ બીલકુલ ધ્યાન ન હોય; તેમજ અન્ય કોઇનું અનુસરણ કરીને તેને પોતાનો માઅ્ બુદ ન બનાવે. બસ માઅ્બુદે હકીકી માત્ર એક અલ્લાહત્આલાને જ બનાવે અને જાણે.

ઝીક્રની શર્તો પૈકી એક એ પણ છે કે, તલબમાં સાચો હોય અને તલબ, દર્દ તથા સુલુકના માર્ગપર ચાલવાની ખ્વાહીશ તેનીઅંદર હોય; જેથી આ માર્ગમાં તેની સામે એવા કોઇ સંકટો આવે કે જે તેને પોતાની તરફ ધ્યાનીત રાખે તો તેનાથી વિચલીત થયા વિના તેને ધીક્કારે બલ્કે ખુદ પોતાના જ વજુદથી અળગો થઇને તમામથી પોતાનું મોઢું ફેરવી લે અને અલ્લાહ ત્આલાના ઝીક્રમાં ડુબી જાય. પરંતુ ઝીક્રથી પુરેપુરો ફાયદો ત્યારે જ હાંસીલ થશે જ્યારે તાલીબે કોઇ શૈખ કામીલથી તેની તલ્કીન હાંસીલ કરેલી હોય, તેથી ઝીક્રની હકીકતરૂપી તેનું બીજ તે તાલીબની દિલરૂપી ઝમીનમાં સાહેબે વિલાયત (શૈખ કામીલ)ની તલ્કીન તથા તસર્રુફ વડે પડી ચુકયું છે, તેના થકી તાલીબને વિલાયતનું પરિપૂર્ણ ફળ હાંસીલ થઇ જાય. કલ્માની નુરાનીય્યત દિલ નીનુરાનીયત મુજબ હોય છે. અને દિલની નુરાનીય્યત ખ્વાહીશાતોની તંગી મુજબ હોય છે. આ રીતે શૈખે કામીલ ખ્વાહીશાતોનું અનુસરણ કરનાર હોતો નથી માટે તેનું દિલ પુરેપુરી નુરાનીય્યત વડે સુશોભિત હોય છે.

'યાદ કર્દ' એટલેકે યાદ કરવું (અલ્લાહનો ઝીક્ર) ખરેખર તો કુર્આને પાકનો મશહુર આયાતે પાક **'ફઝકોરુની અઝકોરુકોમ'** માંથી જ નીકળેલ છે અને તેના ખુલાસા પેટે હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)એ ફરમાવ્યું કે, **'ફઝકોરુની અઝકોરુકોમ'** એ ઝીક્રના

મર્તબાઓને તદ્દન અનુરૂપ છે. જે કંઇ જોવામાં આવે છે કે જાણવામાં આવે છે તે સર્વ કંઇ ગૈર છે અને હિજાબરૂપ છે. તેની નફી કલ્માએ **'લા'** વડે કરી જોઇએ ખરેખર તો ઝીક્રનો અર્થ છે ગફલત દુર કરવી અને જ્યારે ગફલત દુર થઇ ગઇ તો આદમી ઝાકીર કહેવાશે પછી ભલેને તે ખામોશ જ રહે. જ્યારે આદમી એ વાત જાણી ચુકયો કે તેનો એક ખાલીક છે તો પછી તેણે પોતાનું તમામ વજુદ તેનાજ હવાલે કરી દેવું જોઇએ અને પોતાને દરેક વસ્તુનાં વજુદથી ખાલી કરીને તેનાજ ખ્યાલમાં ડુબી રહેવું જોઇએ; એવી રીતે કે જાણે તેની સામે જ બેઠો છે અને એક ઘડી પણ બલ્કે એક ક્ષણ માટે પણ તેની નઝરમાંથી અદ્રશ્ય નથી.

આ રીતે ઝીક્ર જ એક એવો તાકતવર અને શકિતશાળી વસીલો છે કે જે દિલનો ખતરાઓરૂપી ઉમટતા પુરથી પ્રભાવીત થવાથી સુરક્ષિત રાખે છે અને દરેક પ્રકારની ગૈરીય્યતની નફી કરે છે. અને ઝીક્રના માર્ગ થકી ગૈરીય્યતની નફીથી મુરાદ છે 'માનવસહજ નબળાઇઓ કે દુગુર્ણોની નફી અને ફરિશ્તાઓના ગુણોની પ્રાપ્તી તેમજ તેનાથી કુર્બ.' અને આ જ કાબેલીય્યતે રબ્બાનીનો મકામ છે એટલે કે નફીના અમલ વડે જ માનવીય સંવેદનોના અહેસાસથી પુરી રીતે ખાલી થઇને અલ્લાહ ત્આલાની કબુલીયત વડે સરફરાઝ થઇ જવું છે. હઝરત ખ્વાજા મોહંમદ નકશબંદે (કુદ્દસ્સીર્રહુ) ફરમાવ્યું કે, અલ્લાહત્આલાએ કલામે પાકમાં જે એ એ ફરમાવ્યું કે, **'મા ઈન્દકુમ યનફદ્દુ વમા ઈન્દલ્લાહ બાક.'** આ આયાતના અર્થ પેટે જાણી લેવું જોઇએ કે એહલે ઈમાનના દિલમાં જે સાલેહ અને નેક અમલો તથા અફઆલો(કાર્યો) પૈદા થાય છે તે અલ્લાહની નઝદીકી ત્યારે જ પ્રાપ્ત કરે છે કે જ્યારે તે અલ્લાહની બારગાહમાં સ્વીકૃતિ પામે અને અમલની આ પ્રકારની સ્વીકૃતિ ત્યારે જ હાંસીલ કરશે જ્યારે માનવસહજ દુગુર્ણોની નફી કરવામાં આવે અને આ અમલ વડે તથા તેના પરિણામ સ્વરૂપે તેની ઉપર 'જઝબએ ઇલાહી' ગાલીબ થવાના અસરાતો જાહેર થશે.

'યાદ કર્દ' અથવા તો ઝીક્રની આ જ પ્રકારની એહમીયતને દ્રષ્ટી સમક્ષ રાખીને જ તેમજ તેને પોતાની ઝાતથી જુદો ન કરવા બલ્કે દરેક પરિસ્થિતીમાં તેનાથી જ લગાવ રાખવા તેમજ ઝીક્રને **''મન તુ શુદમ તુ મન શુદી.''**ના મર્તબા પર પહોંચાડવાના હેતુસર જ તરીકએ નકશબંદીય્યાહ્‌માં આવ્યું છે કે,ઝીક્રની રૂહ એ છે કે દિલ અલ્લાહ ત્આલાથી આગાહ(માહિતગાર–ઝાકીર)રહે માટે દરેક પરિસ્થિતીમાં ઝીક્ર કરવામાં આવે અને આ પાક આગાહી





ને મહેફુઝ કરવાનો સરળ તરીકો હઝરત મૌલાના સઆદુદ્દીન કાશ્ગરી (રહેમતુલ્લાહ અલયહે)ની નઝદીક એ છેકે, નાફ(ડુંટી)ની નીચે શ્વાસ રોકીને હોઠ પર હોઠ બીડીને, જીભને તાળવા સાથે એ રીતે લગાડે કે અંદર શ્વાસની અધિકમાત્રામાં તંગીપૈદા ન થવી જોઇએ. અને આ અમલથી એ ફાયદો થશે કે, ચોતરફ ભટકનારૂં,વિવિધ વિચારો વડે પ્રભાવિત થનારૂં, દુનિયા તથા દુનિયાના મસ્લેહતો શિકાર બની જનારૂં, તેમજ હંમેશા આકાશ અને જમીન પર ભ્રમણ કરનારૂં દિલ આ વાતોથી દુર હટી જશે અને ઝાકીર આ પ્રકારની દિલની અસ્તવ્યસ્તતાઓ તેમજ વિટંબણાઓથી છુટકારો હાસીલ કરે લેશે અને ઝાકીર સનોબરી સુરતના ગોશ્તના ટુકડા(દિલ,હૃદય)ની તરફ આકર્ષીત રહીને ઝીક્ર કરવામાં મંડેલો રહેશે.

### (૬) કલ્મએ બાઝ ગશ્ત

'બાઝ ગશ્ત'નો શાબ્દીક અર્થ છે પાછા પલટવું. તરીકએ નકશબંદીય્યાહના ઉસુલ મુજબ સાલીકે દરેક ઝીક્ર પછી આ ઇબારત કે દુઆ તરફ પાછું પલટવું જોઇએ અને તેનું દિલમાં અથવા ઝબાન વડે રટણ કરવું જોઇએ. **''ઇલાહી મકસુદે મન તુંઇ વ રઝાએ તું, મોહબ્બતો માઅ્‌રેફત ખુદ બદહે.''** (અર્થાત્‌:– હે અલ્લાહ મારો મકસુદ તું જ છે અને તારી ખુશી, પોતાની મોહબ્બત અને માઅ્‌રેફત અતા ફરમાવ.)

હઝરત શાહ વલીયુલ્લાહ મોહદ્દીષે દહેલ્વી(રહેમતુલ્લાહ અલયહ) ફરમાવે છે કે, અમારા વાલીદે બુઝુર્ગવાર હઝરત શાહ અબ્દુર્રહીમ (રહેમતુલ્લાહ અલયહ)તાલીબ માટે આ દુઆ વારંવાર પઢવાને શર્તે અઝીમ ગણાવે છે અને આપ ફરમાવતાં હતાં કે,

'તાલીબ માટે આ દુઆથી ગાફીલ રહેવું દુરસ્ત નથી કારણકે અમે જે કંઇ મેળવ્યું છે તેની બરકતો વડે જ મેળવ્યું છે.'

આ દુઆનો મકસદ એ છે કે ઝીક્ર ફીક્ર દરમ્યાન તાલીબને કોઇ સુરૂર હાંસીલ થાય કે નુર અથવાતો આલમે ગૈબથી કોઇ ચીઝ દેખાય તો તાલીબ તેની ઉપર કોઇ ગુરૂર ન કરે તેમજ તેને જ પોતાનો મકસદ સમજી ન લે.કારણકે અલ્લાહ ત્આલાના હજારો મુકદ્દસ અસ્માઓ કે સિફતો પૈકી તાલીબ માત્ર જો એકજ સિફતમાં લાખોં વર્ષ સુધી સયર કરતો રહે તો પણ તેનો અંત કદાપી આવતો નથી, તો પછી તેની ઝાતની વાત જ શું કરવી? માટે ઝીક્ર ફીક્ર દરમ્યાન આ દુઆની વારંવાર રટણ કરવાનો ખાસ ફૈઝ અને બરકત એ છે કે તાલીબ તે બધાને ઓળંગીને અલ્લાહ ત્આલાની ઝાતથી કરીબ થઇ જાય

છે.

હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી(રહેમતુલ્લાહ અલયહ)આ જ મતલબમાં પોતાની મસ્નવીશરીફમાં એક જગ્યાએ ફરમાવે છેકે,

**'અય બિરાદર બે નિહાયત દર ગાહેસ્ત,**
**હર કે બર વે મી રસી બર વે મએસ્ત.'**

(અર્થાત્:- હે બિરાદર, અલ્લાહની રાહના મકામો અનંત છે,(માટે) જ્યારે તું કોઇ મકામ પર પહોંચી જા તો તેને જ પુરતો સમજીને ત્યાં રોકાઇ જતો નહીં.)

'બાઝ ગશ્ત' ના અર્થ પેટે ઉપરોક્ત દુઆનું રટણ કલ્મએ તૈયબાહનો દિલમાં ઝીક્ર કરતી વખતે અને ઇસ્મેઝાતનો એકી સંખ્યામાં ઝીક્રે કલ્બી કર્યા પછી કરવામાં આવે છે અને તેનો અંતિમ હેતુ એ છેકે,હવે અલ્લાહ ત્આલા પોતાની મોહબ્બત અને ફઝલ વડે નવાઝે કે મેં દુનિયા તથા આખેરત બંનેને રઝાએ ઇલાહી માટે ત્યજી દીધાં; તેમજ બસ દરેક પરિસ્થિતી કે સંજોગો વચ્ચે મારો મકસદ અને મતલુબ માત્ર એક અલ્લાહની ઝાત અને તેની રઝા છે.'

### (૭) કલ્મએ નિગાહ દાશ્ત

'નિગાહ દાશ્ત' નો શાબ્દીક અર્થ છે રક્ષણ કરવું, ધ્યાન રાખવું, સાવચેતી દાખવવી વગેરે. આ નકશબંદી કલેમાહ્ કે સુત્રની વ્યાખ્યા પેટે આવ્યું છે કે,'નિગાહ દાશ્ત' એટલે મુરીદના દિલનું બાહ્ય ખતરાઓ(વિચારો)ના પ્રવેશથી રક્ષણ કરવું ભલેને પછી તે ક્ષણભર માટેજ હોય. આ સંદર્ભમાં હઝરત સઆદુદ્દીન કાશ્ગરી (રહેમતુલ્લાહ અલયહ)ફરમાવ્યું કે, 'સાલીક માટે જરૂરી છે કે એક પળ અને બે પળથી પણ વધુ જેટલી પણ થઇ શકે પોતાના દિલની હિફાઝત કરે કે ગૈરે હકકનો તેના દિલમાં જરાપણ ગુજર ન થાય.'

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદે(રહેમતુલ્લાહ અલયહ) ફરમાવ્યું કે,'સાલીક માટે જરૂરી છે કે ખતરાઓને ઉગતા જ ડામી દે કારણકે જો તે પ્રગટ થશે તો નફસ તેની તરફ આકર્ષાશે અને તેની નફસ પર અસર થશે, જેને દુર કરવું ઘણું મુશ્કેલ છે.'

'નિગાહ દાશ્ત' ના અર્થ પેટે એવું પણ કહેવામાં આવ્યું છે કે, ઝીક્રના અમલ દરમ્યાન જ હુઝુર અને આગાહીની કૈફીયત પૈદા થાય છે તેની એ રીતે હિફાઝત કરવામાં આવે કે, ગૈરેહકકનો દિલમાં પ્રવેશવાનો કોઇ જ ભય ન





રહે. જ્યારે અમુક હઝરાતોએ તો 'નિગાહ દાશ્ત' ને માત્ર ઝીક્રની મશ્ગુલીયત ના સમયો સુધી જ મર્યાદીત કરેલ છે. અને કહ્યું છે કે,'નિગાહ દાશ્ત'નો મતલબ એ છે કે, 'લાઇલાહા ઇલ્લલ્લાહ'ના અર્થની હિફાઝત કરે જેથી દિલમાં બીજો કોઇ વિચાર ન આવે અને જો બીજો કોઇ વિચાર દિલરૂપી ઝમીન પર ઘર કરી ગયો તો ઝીક્રનો નતીજો એટલે 'હુઝુરે કલ્બ' હાંસીલ થશે નહીં

આ રીતે નિગાહ દાશ્તથી મુરાદ છે ગૈરના ખ્યાલાનો મુરાકેબા વડે નફી કરવી અને તેનાથી દિલથી સુરક્ષિત રાખવું. નિગાહ દાશ્તના પણ આમ અને ખાસ બંને અર્થો મૌજુદ છે. આમ અર્થ પેટે નિગાહ દાશ્ત એ છેકે, સાલીકનો મુરાકીબો એવો હોય કે જાહેર તથા બાતીનને હકકત્આલા તરફ હંમેશા પલટાવતો રહે. જ્યારે ખાસ અર્થ એ છેકે,મુરાકીબામાં ઇસ્તિગરાક(ડુબી જવું, મગ્નતા)એટલી હદે હોય કે ન તો જાહેરની ખબર રહે ન તો બાતીનની અને ન તો મુરાકેબાહની કે ન તો ગૈરની.

હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)એ ફરમાવ્યું કે, ત્રણ રસ્તાઓ છે જેની ઉપર ચાલીને આરીફ મારેઅ્ફતનો રસ્તો મેળવીલે છે, પરંતુ બીજો મેળવી શકતો નથી; અને તે છે મુરાકીબાહ, મુશાહેદા, તથા મુહાસીબા. જેમાં મુરાકીબાહની વ્યાખ્યા પેટે આપે ફરમાવ્યું કે, 'મુરાકીબાહ્ એટલે ખાલીક તરફ હંમેશા નઝર રાખવાના અમલ થકી મખ્લકને ભુલી જવું. અથવા તો મખ્લુકને ભુલીને ખાલીક તરફ હંમેશા નઝર રાખવાનો અમલ.' આ માર્ગ પર ચાલનારાની દ્રષ્ટી હંમેશા એહદીયતે મુજર્રદા તરફ હોવી જોઇએ(એટલેકે એક માત્ર અલ્લાહની ઝાત)અને તેણે તમામ મખ્લુકાતની પેશાનીઓ ઉપર વિસ્મરણ, નેસ્તી તથા ફના રૂપી લીટી મારી દેવી જોઇએ. એ વાત જોકે ઘણી દુર્લભ છે કે મુરાકીબાહ્ પેટે સાતત્ય જળવાઇ રહે. અને આ જમાઅ્ત પૈકી બહુ ઓછા લોકો તેની હકીકત પ્રાપ્ત કરી શકયા છે, પરંતુ અમે તેની પ્રાપ્તીનો તરીકો હાંસીલ કરી લીધો છે; અને તે છે નફસની મુખાલીફત.

આ રીતે જોતાં નિગાહ દાશ્ત એ જાણેકે મુરાકીબાહની જ એક સુરત છે, જેની અંદર સાલીક અલ્લાહ ત્આલાના ઝીક્ર તથા મોહબ્બતમાં એટલી હદે કામીલ ઇસ્તિગરાક હાંસીલ કરી લે છે કે કલ્બમાં ન તો નફસાની ખતરાઓ પ્રવેશી શકે છે કે ન તો નફસના વસવસાઓ. કારણકે હઝરત ખ્વાજા મોહંમદ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)એ ફરમાવ્યું છે એ મુજબ કે મુરાકેબોહ્ નફસની નફી અને મુખાલેફત થકી હાંસીલ થાય છે. અને આ જ અર્થ નિગાહ દાશ્તાનો પણ છે. કે,નફસના તદ્દન મામુલી ખ્યાલની પણ ગર્દન ઉડાડી દેવામાં આવે;

જેથી કલ્બ ખતરાઓ, ખ્યાલાતો અને નફસના વસવસાઓથી પાક રહે; અને ગૈરની દખલગીરીથી મહેફુઝ રહે.

દિલની હિફાઝતના સંદર્ભમાં એવું પણ કહેવામાં આવ્યું છે કે, ખતરાઓ અને ખ્યાલાતોથી દિલની હિફાઝત કરવાનો અર્થ એછે કે, ખ્યાલાતો આવતા વેંત જ દિલ ઉપર પોતાની પકકડ ન જમાવી લે. અને એવું પણ કહેવામાં આવ્યું છે કે, ખ્યાલાતોના હુમલાથી દિલની હિફાઝત કે 'નિગાહ દાશ્ત' કરવાનો અર્થ એ નથી કે, સાલીકના દિલમાં ખ્યાલાતો બીલકુલ આવે જ નહીં બલ્કે તેનાથી મુરાદ છે કે ખ્યાલાતો સાલીકના હુઝુરે કલ્બમાં બાધક કે અડચણ ન બને જેવી રીતે કે વહેતા પાણીમાં ઘાસનું એક તણખલું પડી જાય તો તે પાણીના વહેણને રોકી શકશે નહીં.

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ના એક ખલીફા હઝરત અલાઉદ્દીન ગજદવાની (કુદ્દસ્સીર્રહુ) ફરમાવે છે કે, 'એવું નથી કે દિલમાં કોઇ ખ્યાલ પ્રવેશે જ નહીં બલ્કે ખ્યાલ કયારેય આવે છે અને કયારેક નથી પણ આવતાં.' અને આ વાતનું સમર્થન હઝરત અલાઉદ્દીન અત્તાર (કુદ્દસ્સીર્રહુ) ની આ વાત છે કે આપે ફરમાવ્યું કે, 'ખ્યાલાતોની નફી કરવી મુશ્કેલ અને અતિ કઠિન છે. મેં વીસ વર્ષ સુધી મારા દિલની હિફાઝત એટલે કરીકે તેમાં કોઇ ખ્યાલાતો ન પ્રવેશે, તેમ છતાં પણ તેમાં વિચારો તો પ્રવેશી જ ગયાં, પરંતુ તે પોતાની પકકડ જમાવી શકયા નહીં.'

આ રીતે 'નિગાહ દાશ્ત' નો આ નકશબંદી સિદ્ધાંત એ રૂહાનીઇલ્મની પ્રાપ્તી માટે દિલની સપાટીને અવરોધક ખતરાઓ તથ વસવસાઓની દખલથી ખાલી કરવાનો તરીકો છે. એટલે કે દુન્યવી ખ્યાલાતો દિલ પર પોતાની પકકડ જમાવે નહીં અને દિલ આયના સમાન સાફ રહે અને જે કંઇ બાતિની ફૈઝાન આવે તેનું પ્રતિબીંબ આ સાફ આયનારૂપ દિલ પર પડે. જો દિલનો આયનો ખાલી ન હોય તો તેમાં અલ્લાહનું નુર અને બરકતો કેવી રીતે ઉતરી શકે?

હઝરત શાહ અબ્દુલઅઝીઝ મોહદ્દીષે દહેલ્વી (રહેમતુલ્લાહઅલયહ) ફરમાવે છે કે, 'ખતરાઓને દિલમાં પળ, બે પળ માટે પણ રહેવા ન દેવા જોઇએ. બુઝુર્ગોની નઝદીક આ વાત ખુબ જ જરૂરી છે. કામીલ ઔલીયાએ કિરામને આ દૌલત ઘણાં લાંબા સમય સુધી એટલેકે 'તાઝમાં' હાંસીલ હોય છે.





### (૮) કલ્મએ યાદ દાશ્ત

'યાદ દાશ્ત' નો અર્થ એ છેકે, દિલની તવજ્જોહ એક માત્ર વાજીબુલ્વજુબની મુકદ્દસ ઝાત તરફ ખુબજ મજબુત થઇ જાય. આ પ્રકારની તવજ્જોહમાં માત્ર એક પ્રકારનું ધ્યાન જ હોય છે, તેમાં શબ્દો કે અર્થ નથી.

'યાદ દાશ્ત'ના અર્થ પેટે અન્ય એક કામીલનું કહેવું છે કે, ઝૌકના માર્ગ થકી હકકની સાથે હંમેશાની આગહીનું નામ 'યાદ દાશ્ત' છે તેમજ અલ્લાહ ત્આલાની ઝાતની મોહબ્બતના વાસ્તા થકી શહુદે હકક (હકકના દિદાર) નું પ્રભુત્ત્વ દિલ પર છવાઇ જવાને 'યાદદાશ્ત' હાંસીલ થઇ ગયાનો ગુપ્ત સંદેશો જાણવામાં આવ્યો છે. યાદદાશ્તની વધુ એક વ્યાખ્યા પેટે કહેવામાં આવ્યું છે કે, 'તે હકકત્આલાની હંમેશા આગાહી છે, જેને હુઝુરે બેગયબત પણ કહેવામાં આવે છે.' અમુકે તેને ઝીક્રના સમયમાં કૈદ કરીને કહ્યું છે કે, 'યાદદાશ્તનો અર્થ એ છે કે, નફી-અસ્બાતના ઝીક્ર સમયે ઝાકીર પોતાના દિલને જેનો ઝીક્ર કરવામાં આવી રહ્યું છે તે ઝાત (અલ્લાહત્આલા) ની હુઝુરમાં સંભાળી રાખે એટલેકે તેનીનિગેહબાની કરે.' અને એવું પણ કહેવામાં આવ્યું છેકે, યાદદાશ્તનો અર્થ છે બાઝગશ્ત તેમજ નિગાહ દાશ્ત ની મજબુતી તેમજ અડગતા.

કહેવામાં આવ્યું છે કે, યાદ કર્દનો અર્થ છે, ઝીક્રમાં પ્રયત્નો કરવા. બાઝ ગશ્તનો અર્થ છે ઝીક્ર દરમ્યાન અલ્લાહ ત્આલા તરફ પાછા પલટવું એટલે કે દરેક ઝીક્ર પછી દિલમાં ખ્યાલ કરે કે, યા અલ્લાહ, મારો મકસદ માત્ર તું જ છો. નિગાહ દાશ્તનો અર્થ છે આ પાછા પલટવાના અમલની નિગેહબાની કરવી. જ્યારે યાદદાશ્તથી મુરાદ આ નિગેહબાનીને મજબુત રાખવી અને તેની ઉપર અડગતા પ્રાપ્ત કરવી છે.

યાદદાશ્તરૂપી આ નકશબંદી પરિભાષા સામાન્ય તથા વિશિષ્ઠ બંને અર્થો ધરાવે છે; તેના સામાન્ય અર્થપેટે કહેવાયું છે કે, ઝાકીર હંમેશા તૌહીદ અને માઅ્રેફતે ઇલાહીમાં ડુબેલો રહે જેથી તેને હંમેશા ઝૌકરૂપી ફૈઝ હાંસીલ રહે. જ્યારે તેનો વિશિષ્ઠ અર્થ એવો છે કે, તૌહીદ તથા માઅ્રેફતે ઇલાહીના જે નીતનવા ભેદો અને રહસ્યો તેની ઉપર મુન્કશીફ (જાહેર થવું) થઇ રહ્યાં છે, તેનાથી જ સંતોષી ન થાય બલ્કે હંમેશા નવા-નવા રહસ્યો પ્રાપ્ત કરતો રહે અને તેને જાહેર ન કરે.

યાદદાશ્તથી મુરાદ સાલીકનું હંમેશા અલ્લાહત્આલાથી આગાહ રહેવું છે. અને માટે જરૂરી છેકે સાલીક એક ખાસ તવજ્જોહના માર્ગ થકી

હકત્આલાની હક્કાનીય્યતની હકીકત તેમજ અસલીય્યત તરફ પોતાના બાતીનને મશ્ગુલ રાખે. આ રીતે અમલ કરવાથી દિલમાં જે ખ્યાલાતો, વ્યર્થ વિચારો કે શબ્દો પણ ક્યાંય છુપાયેલાં હશે તેનાથી દિલ તદ્દન ખાલી થઇ જશે. અને મોહબ્બત-રૂપી ઝૌકો વડે દાઇમી આગાહીની મુરાદ તેને હાંસીલ થઇ જશે.આમ, યાદદાશ્ત માં ડુંબેલું રહેવું એ જ યાદદાશ્તની મંઝીલ પ્રાપ્ત કરી લેવીછે. અને હકત્આલાની સાથેની આ દરજ્જાની આગાહી સાલીકને **''વ હોવ મઅકુમ અયનમા કુનતુમ.''** (એટલેકે, અને અમે તમારી સાથે જ છીએ જ્યાં ક્યાંય પણ તમે છો... અલ્કુર્આન)ની બુલંદી પર પહોંચાડી દેશે. તેમજ રસુલે મકબુલ (સલ્લલ્લાહોઅયલહ વસલ્લમ)ની એ આરઝુ મુબારક કે, **''અસ્અલો કન્નઝર એલા વજહેક વશવ્ક ઈલ્લા લીકાઈએક''** (અર્થાત્ઃ- યા અલ્લાહ, તારાથી તારા પવિત્ર ચહેરા(ઝાતેપાક)ની એક દ્રષ્ટી વડે જોવાનો અને તારી સુરતની મુલાકાતનો શૌક માંગું છું.)ની ખુબજ નઝદીક પહોંચાડી દેશે.

હઝરત ખ્વાજા મોહંમદ પારસા (કુદ્દસ્સીર્રહુ)એ લખ્યું છે કે,ઝબાની ઝીક્ર, કલ્બી ઝીક્ર તેમજ નિગાહદાશ્ત આ બધાથી મુરાદ યાદદાશ્તની પ્રાપ્તી છે. અને યાદદાશ્તનો અર્થ છે મુશાહેદાએ ઇલાહી તેમજ ફાની થઇ જવું. જે હકીકતમાં ઝીક્ર ખફી છે. ફાની અથવા ફના થઇ જવાનો મતલબ એ છેકે, સાલીકનું બાતીન નફીથી ખાલી થઇને ખાલીસ અસ્બાત બની જાયછે તેમજ તેનો ઝીક્ર અલ્લાહ...અલ્લાહ થઇ જાય છે;તે આ રીતે કલ્મએ તયૈબ્બાહની હકીકત તેમજ તેનાં ભેદો સુધી પહોંચી જાય છે. હઝરતખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)આ અુસંધાને જ ફરમાવતાં હતાં કે, 'ઝીક્રની હકીકત છે ગફલતના મેદાનોમાંથી બહાર આવીને મુશાહેદારૂપી ખુલ્લા વાતાવરણમાં ઉતરી જવું.'

**(૯) કલ્મએ વુકુફે ઝમાની**

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)એ વુકુફે ઝમાની વિશે ફરમાવ્યું કે, **'વુકુફે ઝમાની કે કારગુઝારવીનદાએ રાહ અસ્ત આંઅસ્ત કે વાકીફે એહવાલે ખુદ બાશદ કેદર હર ઝમાને સીફત વ હાલે ઉ ચીસ્ત મૌજુબે શુક્ર અસ્ત યા મૌજુબે ઉઝ્ર.'** (અર્થાત્ઃ-વુકુફે ઝમાની કે જેની ઉપર રાહે સુલુકની સાલીમ અમલ કરી રહ્યો છે તે એ છે કે સાલીક પોતાની હાલત બાબતે વાકીફ રહે કે દરેક સમયે તે કંઇ સિફત અને હાલતમાં છે. એટલેકે તેની ઉપર ગુજરી રહેલી હાલત શુક્રને લાયક છે કે ઉઝરને





લાયક.)તેમજ આ અનુસંધાને આપે ફરમાવ્યું કે,**''બીનાએ કારે સાલીક રા બર સાઅત કરદાર અન્ત તા દર યાબીંદાએ નફસ શુદ કે બ હુઝુર મી ગુઝરદ યા બ બર રફત.''** (અર્થાત્ઃ- સાલીકના કાર્યનો આધાર (સમય) વક્ત તર રાખવામાં આવેલ છે કે તેપોતાના નફસ(શ્વાસ)ને જોઇ લેકે તે હુઝુરે હક્કમાં ગુજરી રહ્યો છે કેપછી વ્યર્થ બરબાદ થઇ રહ્યો છે.)

આમ ,વકુફે ઝમાનીથી મુરાદ છે સાલીક પોતાના હાલત અને શ્વાસથી વાકીફ તેમજ સાવચેત રહે; કારણકે આ શ્વાસને આવ-જા ઉપરજ તરીકએ નકશબંદીય્યાહ્માં અમલરૂપી રાહનો દારોમદાર છે; અને તે એ રીતે કે સાલીકનો ઝીક્ર વર્તમાનકાળ સાથે સખ્તાઇ પુર્વક જોડાયેલો રહે તથા શ્વાસને વ્યર્થ બરબાદ થવા ન દે.આમ, જે તાલીબ હંમેશા દરેક પળ ઝીક્ર તથા વઝીફામાં મશ્ગુલ રહેશે તેને જ સાહેબે વક્ત કહેવામાં આવશે. કારણકે આ રીતે તે પોતાના અહેવાલો ઉપર ગલ્બો હાંસીલ કરશે અને સમયની ઉપર કાબુ મેળવીને તેને વ્યર્થ બરબાદ કર્યા વગર પોતાના અમલો થકી સમયને પણ પ્રવૃત્તિમય રાખશે; અને સાલીક અબુલ્વક્ત કે સાહેબુલ્વક્ત બની જશે. 'વુકુફે ઝમાની'ના અમલમાં પોતાના એહવાલોથી વાકીફ રહેવાના માધ્યમ થકી સાલીક પોતાની એ ગફલતો અને ભુલચુકોનો જાણકાર થઇ જશે જે તેનાથી અગાઉ ઘટીત થયેલી હતી. જેથી તેને માફી તેમજ પોતાનીવિવશતા પ્રગટ કરવાની તક પણ મળતી રહેશે તથા શુક્ર ગુઝારીનો સદ્ભાગ્ય પણ તેને સાંપડશે. તદુપરાંતતે ઝીક્રની મશ્ગુલીયતના સમયે તેના શ્વાસોચ્છવાસ નિસ્યાન કે ગફલત થકી ન ગુઝરે તેની તકેદારી રાખી શકશે.

હઝરત ખ્વાજા યાકુબ ચર્ખી (કુદ્દસ્સીર્રહુ)કે જેઓ હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ના અગ્રેસર ખલીફા છે તેઓએ ફરમાવ્યું કે, 'હઝરત ખ્વાજા સાહેબ (કુસ્સીર્રહુ)કબ્ઝની હાલતમાં અસ્તગ્ફાર કરવાનો હુકમ ફરમાવતાં હતાં અને બસ્તની હાલતમાં શુક્ર અદા કરવાનો; કારણકે આ બંને હાલતોની નિગેહબાની કરવાના મકસદ જ વુકુફે ઝમાની છે.'

અમુક સુફીયાએ કિરામની નઝદીક વુકુફે ઝમાની એ સમયનો મુહાસીબો (હસાબ કરવો)છે કે તે ઇત્મીનાન તથા એકાગ્રતાની સાથે વીતી રહ્યો છે કે પછી અસ્તવ્યસ્ત અને પરેશાનીની હાલતમાં વીતી રહ્યો છે.

વુકુફે ઝમાનીના ખુલાસા પેટે એમ પણ કહી શકાય કે સાલીક દરેક સમય, દરેકયુગ, દરેક ઘડી અને દરેક પળ પોતાના હાલથી જાણકાર તથા

સાવચેત રહે. અને એ વાતનો હિસાબ કરતો રહેકે, જેથી તેનું ઝાકીર કલ્બ માત્ર ખુલુસ તેમજ ઈશ્કેઈલાહીનું જ રહેઠાણ બની રહે. તેમજ તેની અંદર હક્કત્આલાના ઝીક્ર ઈસ્તિગરાક અને તસ્બીહ સિવાય અન્ય કોઈ વસ્તુનો જરા અમસ્થો પણ ખ્યાલન ગુઝરે. અને જો ગફલત કે ભુલચુકના કારણેતેનાથી ઝીક્ર તથા તસ્બીહાતોથી કોઈ ઉલટું કાર્ય થઈ ગયું હોય તો તેને જે રીતે હઝરત ખ્વાજામોહંમદ નકશબંદ (કુદ્દસ્સીર્ંહુ) એ ફરમાવ્યું છેકે, 'સાલીક અસ્તગફાર કરે અને નવેસરથી ઝીક્ર અને તસ્બીહના અમલની શરૂઆત કરે અને આ અસ્તગફારથી મકસદ એ છે કે હક્કત્આલા તેને માફી આપી દે.'

**(૧૦) કલ્મએ વુકુફે અદદી**

'વુકુફે અદદી' નો શાબ્દીક અર્થ એ છે કે, ઝીક્રમાં એક નિશ્ચિત સંખ્યા પર રોકાવું. અથવા ઝીક્રમાં નિશ્ચિત ગણતરીનો ખ્યાલ રાખવો. તાલીબ ઝીક્ર દરમ્યાન અદદ (સંખ્યા)ની તકેદારી રાખવી જરૂરી છે, જેથી એક શ્વાસમાં તેને અમુક સંખ્યામાં એટલેકે ત્રણ, પાંચ, સાત, નવ, અગિયાર કે એકવીસ એમ એકી સંખ્યામાં ઝીક્ર કરવાની ટેવ પડી જાય. હઝરત મૌલાના જામી (કુદ્દસ્સીર્ંહુ) કે જેઓ નકશબંદી મશાઈશો પૈકી છે, ફરમાવે છે કે, 'વુકુફે અદદીથી મુરાદ છે ઝીક્રની સંખ્યાનો ખ્યાલ કરવો કે અને તે સંખ્યાનું કોઈ પરિણામ મળે છે કે નહીં તે જોવું.'

હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીન શાહ નકશબંદ (કુદ્દસ્સીર્ંહુ) એ વુકુફે અદદીની વ્યાખ્યા પેટે ફરમાવ્યું છે કે, 'ઝીક્રે કલ્બીમાં સંખ્યા(અદદ)ની તકેદારી રાખવી એટલા માટે છેકે તેના થકી પરેશાન હાલ બાતીનની ખબર લેવામાં આવે.' તેમજ વધુમાં ફરમાવ્યું કે,**''દર ઝીક્રે કલ્બી ચું અદદ અઝ બીસ્ત વ યક ગુઝરદ વ અસર ઝાહીરને શુદ દલીલ બાશદ બર બે હાસલે આં અમલ, વ અસર આં ઝીક્ર આં બુદ આં કે દર ઝમાને નફી વજુદ બશરીય્યત મુનફી શુદ વ દર ઝમાને અસ્બાત અસરે અઝ આસારે તસર્રુફાત જઝબાતે ઉલુહીય્યત મુતાલા ઉફતદ.''** (અર્થાત્ઃ- ઝીક્રે કલ્બીમાં ઝીક્ર જ્યારે એકવીસની સંખ્યાથી પાર થઈ જાય અને તેની અસર ન દેખાય તો તે આ અમલ(ઝીક્ર)ની અસફળતાની દલીલછે. અને ઝીક્રની અસર એ છેકે,નફીના સમયે બશરીય્યતનું વજુદ બાકી ન રહે તથા અસ્બાતના સમયે રબ્બાની જઝબાતનો ગલ્બો હાંસીલ કર્યાની અસરાતો જોવા મળે)

આમ, સાલીક માટે ઝીક્રની સંખ્યા તરફ તવજ્જોહ્ કેન્દ્રીત કરવી એટલા માટે જરૂરી છે કે તે એકી સંખ્યામાં હોય. તેમજ હુઝુર અને આગાહી સાથે





હોય (દિલની હાજરી સાથે) જેથી આ અમલની અસર જાહેર થાય. જેવી રીતે હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (કુદ્દસ્સીર્ંહુ) એ ફરમાવ્યું કે, **''દર ઝીક્ર બિસ્યાર ગુફતન શર્ત નેસ્ત, બાયદ કે હર ચે ગોયદ અઝ સરે વુકુફ કે હુઝુર બાશદ,તાફાયદા બર આં મુતરતીબ શુદ.''** (અર્થાત્ઃ- ઝીક્રને મૌખીકરીતે અધિકમાત્રામાં રટણ કરવું શર્ત નથી બલ્કે સાલીક જે કંઈ કહે વાકેફીયત તેમજ હુઝુરે કલ્બની સાથે કહે જેથી અમલનો કોઈ ફાયદો નીકળે.)

'વુકુફે અદદી' પણ 'વુકુફે ઝમાની'ની જેમ જ તરીકએ નકશબંદીય્યાહમાં ઝીક્ર તેમજ ઈબાદતની સરળતા માટે જ છે અને તેમાં ખાસ એકી સંખ્યાની દરેક શ્વાસમાં તાકેદારી રાખવાનું જરૂરી કીધેલું છે,જેથી અમલની સાથે તેના નતીજા પર પણ દ્રષ્ટી રહે કે આ અમલ ક્યાં સુધી લાભદાયક છે અને તેને હજુ વધુમાં વધુ લાભદાયક કઈરીતે બનાવી શકાય? 'વુકુફે અદદી' જોકે ઝીક્ર દરમ્યાન ક્રમશઃ રોકાઈ જવાની એક કસોટી છે, જેના આધાર ઉપર જ અમલની નિશ્ચીત હદોની પરખ થાય છેકે અમલ ચાહે કોઈપણ હોય <u>ઝબાની ઝીક્ર</u> હોય, <u>કલ્બી ઝીક્ર</u> હોય કે <u>હબ્સે દમ</u> વડે કરાતો ઝીક્ર હોય દરેકમાં અદદનો ખ્યાલ રાખવાથી સાલીક દુર ન થઈ જાય. હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્ંહુ) એ ફરમાવ્યું છે એ મુજબ ઝીક્રમાં અદદનો ખ્યાલ એ આંતરિક વ્યાકુળતાને દુર કરીને કલ્બને એકાગ્ર રાખવાનું કે એકાગ્ર કરવાનું માધ્યમ છે.

'વુકુફે અદદી'નો એક મકસદ એ પણ છે કે, ઝીક્રની સખ્તાઈના બોજથી હળવાશ અનુભવાય, કારણકે દીને ઈસ્લામ ઈબાદતમાં સખ્તીઓનો તરફદાર નથી. અને માટે હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્ંહુ) એ ફરમાવ્યું છેકે,'જો સાલીક કોઈ તાલીબને <u>ઈસ્મેઝાત</u> કે <u>નફી અસ્બાત</u>ના ઝીક્રને તલ્કીન કરે તો 'વુકુફે અદદી' પર તેને મૌકુફ રાખે. કારણકે જો આ અમલનો નતીજો એટલેકે **'નિસ્યાને મા સિવલ્લાહ'** દિલમાં દેખાય તો અલ્લાહનો શુક્ર અદા કરે નહીંતર **''લા તકનતુ મીર્રહમતીલ્લાહ''**ને દ્રષ્ટી સમક્ષ રાખીને ફરીવાર અમલની શરૂઆત કરે; જેથી તાલીબ માટે પુરેપુરા હિજાબરૂપ એવા માસિવલ્લાહ સાથેના સંબંધો દુર હટી જાય. તેમજ આપે ફરમાવ્યું કે,'વુકુફે અદદીએ <u>ઈલ્મેલદુન્ની</u>નો પહેલો દરજ્જો છે.'

'સાહેબે ઈર્શાદુત્તાલેબીને' લખ્યું છેકે, નકશબંદી હઝરાતોએ કલ્માએ <u>લાઈલાહા ઈલ્લલ્લાહો</u> ના ઝીક્રને <u>હબ્સે નફસ</u>(શ્વાસ થંભાવીને) સાથે વધુ ફાયદાકારક જાણ્યો છે,જેની રીત એ છે કે,શ્વાસને ડુંટી નીચે થંભાવી દેવામાં આવે છે અને <u>**લા**</u> ને માત્ર ખ્યાલ વડે ડુંટીથી દિમાગ સુધી અને <u>**ઈલાહા**</u>ને

દિમાગને જમણા ખભાં ઉપરની છાતીમાંજમણી બાજુ નીચે આવેલ લતીફાએ રૂહ સુધી લઇ આવવાનો હોય છે અને પછી કલ્મએ **ઇલ્લલ્લાહ** ની ત્યાંથી કલ્બ પર જર્બ લગાડવાની હોય છે, જે ડાબી છાતીની નીચે છેઃ અને આ પુરો અમલ એ હકીકતને સમજીને કરવામાં આવે છેકે તેની ઝાતે પાક સિવાય બીજું કશું જ મકસુદ નથી; આ અમલને એકી સંખ્યામાં કરવામાં આવે છે અને તેનું નામ જ 'વુકુફે અદદી' છે. આ અમલ હઝરત અબ્દુલખાલીક ગજદવાની (કુદ્દસ્સીર્રહુ)ને હુઝુર નબીએ પાક(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)થી પહોંચ્યો હતો. કલ્માએ તયૈબાહની તકરાર(રટણ) તેના અર્થને દ્રષ્ટી સમક્ષ રાખીને કરવી નફસ માટે ઘણી જ ફાયદા કરક છે.

**(૧૧) કલ્મએ વુકુફે કલ્બી**

વુકુફે કલ્બી થી મુરાદ છે સાલીક અથવા ઝાકીરનું દિલ જ તેની ઝબાન બની જાય; એટલેકે જે ઝીક્ર તે ઝબાન વડે કરતો હોય તે ઝીક્રને તે દિલ રૂપી ઝબાન વડે કરે. અને આ રીતે ઝીક્ર ખુદ જ દિલમાં વહેતાં શકિતના પ્રવાહનો અવિભાજ્ય ભાગ બની જાય; પછી સાલીક કે ઝાકીર જો સુતો હોય, કે જાગૃત અવસ્થામાં હોય, કાંતો પછી દુનિયાની જાહેરી પ્રવૃતિ અને કામ-ધંધામાં અટવાયેલો હોય તેનું કલ્બ ખુદ-બ-ખુદ જ ઝબાનની માફક ઝીક્રે ઇલાહીમાં ડુબેલું રહે. આ રીતે 'ઝીક્રે કલ્બી' કે 'વુકુફે કલ્બી' સાલીકને એ મંઝીલે મકસુદ સુધી પહોંચાડી દેશે જે તેનું અંતિમ ધ્યેય છે.

'વુકુફે કલ્બી'નું અર્થઘટન એ રીતે પણ કરવામાં આવ્યું છે કે, ઐન ઝીક્રના સમયે ઝાકીરનું દિલ હકસુબ્હાનહુ ત્આલાથી વાકીફ તથા આગાહ રહે. હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ એહરાર (કુદ્દસ્સીર્રહુ)એ એજ અર્થમાં કહ્યું છે કે, વુકુફે કલ્બીનો અર્થ છે જનાબે હકસુબ્હાનહુમાં દિલનું એ રીતે હાજર તથા આગાહ રહેવું છે કે, હકત્આલા સિવાય અન્ય કોઇ હાજત ન હોય. જો કે આ વ્યાખ્યા યાદદાશ્તના સંદર્ભમાં પણ આવી છે; જ્યારે વુકુફે કલ્બીનું બીજુ એક અર્થઘટન એ છે કે, ઝાકીર ઝીક્રના સમયે કલ્બે સનોબરી (જાહેરી દિલ, હૃદય)તરફ ધ્યાનીત રહે કે જે હકીકતે જામેઅ (સર્વગુણસભર હકીકત) અને લતીફએ કલ્બનું સ્થાન છે. અને પછી ઝીક્રને કલ્બથી ગાફીલ ન રહેવા દેતા તેને ઝીક્ર વડે બોલતું કરીદે.

'વુકુફે કલ્બી'ના અમલમાં ડાબી છાતીની નીચે આવેલા કલ્બ તરફ ધ્યાનીત રહેવાનું હોય છે, જેનાથી મુરાદ છે દિલની સફાઇ, રૂહની સફાઇ તેમજ નફસની પાકીઝગી કારણકે અલ્લાહ ત્આલાની બારગાહમાં હુઝુરની





પ્રાપ્તી દિલની સફાઇ તથા નફસની પાકીઝગી વિના સંભવીત નથી.

હઝરત મૌલાના જલાલ હરવી (રહેમતુલ્લાહ અલયહ) કે જેઓ નકશબંદી મશાઇખમાંથી છે, તેઓએ 'વુકુફે કલ્બી' સંબંધે લખ્યું છે કે, **'વુકુફે કલ્બી ઈબારત અઝ હુઝુરે કલ્બ અસ્ત બ મઝકુર તાબ મીકદારે મૈસ્સર ગરદીદ વ દર હર મકામ બ મુનાસીબતે આં મકામ.'** (અર્થાત્:- વુકુફે કલ્બીથી મુરાદ છે જ્યાં સુધી મુરાદ પ્રાપ્ત થઇ જાય મઝકુર(અલ્લાહ ત્આલા)ની સાથે દરેક મકામ પર એ મકામની નિસ્બત થકી હુઝુરે દિલની પ્રાપ્તી.)

હઝરત અલ્લામા જામી નકશબંદી(કુદ્દસ્સીર્રહુ)એ વુકુફે કલ્બીનું અર્થઘટન સનોબરી સુરત ગોશ્તના ટુકડા (જાહેરી દિલ, હૃદય)ની હિફાઝત કરવાથી કર્યું છે. અને ફરમાવ્યું છે કે, અને જોકે (તાલીબને) શરૂઆતમાં હકત્આલાના સૌંદર્યના આયનારૂપ હકીકી દિલતરફ તવજ્જોહ્ હાંસીલ થતી નથી, માટે તેના મઝહર અને સ્થાનરૂપ ગોશ્તના ટુકડા(હૃદય )તરફ તવજ્જોહ્ કરવી જોઇએ અને તેમાં હકીકી દિલના ઝહુર (પ્રગટીકરણ)ની પ્રતિક્ષામાં રહેવું જોઇએ, ત્યાં સુધી કે મુરાદ તથા મકસદરૂપી સૌંદર્ય તેને દ્રષ્ટી-ગોચર થઇ જાય.

**બૈત**

**'માનીંદે મુર્ગ બાશ હાં બર બૈઝાએ દિલ પાસબાં,**
**કઝ બૈઝાએ દિલ ઝાયદત મસ્તી ઝૌક વ કેહકેહા.'**

(અર્થાત્:- દિલરૂપી ઈંડા તરફ એક પક્ષીની માફક તેનું સેવન કરનારો બની જા કે દિલરૂપી ઈંડામાંથી મસ્તી ઝૌક તેમજ જોશો ખરોશ તને પ્રાપ્ત થાય.)

આરીતે વુકુફે કલ્બી એજ ઝીક્રની શર્ત છે અને ઝીક્ર તથા 'વુકુફે કલ્બી' અરસ પરસ જરૂરી છે વુકુફે કલ્બી અથવા તો હુઝુરે કામીલની પ્રાપ્તી ઈસ્મેઝાતના ઝીક્રની તકરાર તથા તેની તેની તરફ હંમેશગી સાથે દઢ તવજ્જોહ્ કરવાથી થઇ શકે અને આ દઢ તવજ્જોહ્માં મોટા ભાગે ઇસ્તેગરાક રહે કે ઝાકીર અલ્લાહ ત્આલાથી દરેક ક્ષણે વાકીફ અને તેનું દિલ ગૈરુલ્લાહથી ખાલી હોય.

હઝરત ખ્વાજા નકશબંદ(કુદ્દસ્સીર્રહુ) વુકુફે કલ્બીને અત્યંત જરૂરી સમજતા હતાં તથા વુકુફે ઝમાની અને વુકુફે અદદીને જરૂરી સમજતાં ન હોતાં કારણકે આપ ફરમાવતાં હતાં કે, ઝીક્રના મકસદનો ખુલાસો તથા નિચોડ

વુકુફે કલ્બી છે; તેમજ આપ અન્ય તરીકાઓની રસ્મ મુજબ હબ્સે દમ સાથે (શ્વાસ) થંભાવીને ઝીક્ર કરવાનું જરૂરી સમજતાં ન હોતાં. જોકે તેને ફાયદાકારક જરૂર ગણાવતાં હતા.

વુકુફે કલ્બી ઝાકીરના દિલને ઝીક્રની ઝબાન અતા કરીને દરેક સમય, દરેક ઘડી અને પળેપળ માટે જાણે કે તેને બોલતું કરી દે છે. અને આ અમલના માર્ગ વડે દિલને ગૈરથી ખાલી કરી દે છે. અને ઝાકીરનું દિલ રબ્બાની બારગાહની સુરત ધારણ કરી લેછે; જેની અંદર અલ્લાહ ત્આલાના અન્વારોના જલ્વાઓ સ્થાપીત થઇ જાય છે. તેમજ ખરેખર આ મશહુર શૈરને અનુરૂપ બની જાય છે.

**'દિલ ગુઝર ગાહે જલીલે અકબરસ્ત, અઝ હઝારાં કઅ્બા યકદિલ બ્હેતરસ્ત.'**

(અર્થાત્ઃ- દિલ અલ્લાહ ત્આલાના જલ્વાનું સ્થાન છે, હઝારો કઅ્બા કરતાં એક દિલ બહેતર છે.)

આમ, વુકુફે કલ્બીના ખુલાસા પેટે કહી શકાય કે તે ઝીક્રના માર્ગમાં અલ્લાહત્આલાથી વાકેફ રહેવાનો અમલ છે તેમાં ઝાકીરનું દિલ ખુદબ ખુદજ ઈસ્મે ઝાતની લઝ્ઝત વડે છલોછલ રહે છે. અને ઝાકીર દરેક હાલતમાં ઝીક્ર ઇલાહીમાં ડુબેલો રહે છે.

આ રીતે હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) એ પેશ કરેલાં તરીકાએ નકશબંદીય્યાહ્ના આ અગ્યાર(૧૧) કલેમાતો, ઉસુલો કે સિદ્ધાંતો જેનો સવિસ્તર ખુલાસો ઉપર રજુ કર્યો જે તમામનો અંતિમ ધ્યેય નફસની પાકીઝગીના માર્ગ થકી દિલમાં અલ્લાહત્આલા સિવાય કોઇપણ ગૈરનો ખ્યાલ, ગૈરની હાજરી કે ગૈરના વસવસાને લેશ માત્ર સ્થાન ન આપવું અને દિલમાં ખાલીસ પાકીઝા માહોલ કાયમ કરીને દિલને અલ્લાહત્આલાના જલ્વાઓની કયામગાહ બનાવી દેવી.

હવે અહીં અંતમાં હું શહેનશાહે નકશબંદ હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)ની તારીફમાં કહેવામાં આવેલા કેટલાક ફારસી અશઆરો તેના અર્થ સાથે લખીને તરીકાએ નકશબંદીય્યાહ્ના કલેમાતોનું પ્રકરણ પુરું કરું છુંઃ-

(અર્થાત્ઃ- ફનાનાં રહસ્યને આપનાથી વધીને કોઇ બયાન ન કરી શક્યું, બકાના મોતીને આપનાથી વધુ સારી રીતે કોઇ પોરવી શક્યું નહીં. દરેક ઈન્તેહાંનો અંત આપની શરૂઆતછે. અને આપના અંતથી કોઇ તમન્ના બાકી રહેતી નથી. આપના જાહેરની શરહ અને તફસીલ શરીઅતના ત્રાજવામાં જ





દુરુસ્ત આવે છે. અને આપના બાતીનની શરહ તથા તફસીલની જાન પણ શરીઅતની જ જાન છે. (આપે) હકકના તાલીબોને પોતાની ખાસ તવજ્જોહ્ વડે બાતીલ ખ્યાલાતોથી નજાત બક્ષી આ ઇનાયતરૂપી ગંજ (ખઝાનો)થી જે કોઇ ફૈઝયાબ થયો તે શરૂઆતમાં જ અંતમાં પહોંચી ગયો.)

**અલ્હમ્દોલીલ્લાહે અલા ઝાલીક**

# ઈમ્તેહાં

# ( ૬ )

## ફઝાઈલે તરીકાહ્

**(૪૦-મક્તુબાતે મુજદ્દીદે અલ્ફેસાની)**

**શર્હે ઉ હેફ અસ્ત બા એહલે જહાં, હમચું રાઝે ઈશ્ક બાયદ દર નિહાં,**
**લૈક ગુફતમ વસ્ફે ઉ તા રાહ બુરંદ, પૈશેઅઝા કઝ ફૌત ઉ હસરત ખુરંદ.**

(અર્થાત : તેનું વિવરણ દુનીયાવાળાઓ સામે કરવું વ્યર્થ જ છે, જેવી રીતે ઈશ્કનું રાઝ છુપાયેલું રહે તો જ સારૂ,પરંતુ (અહિં) તેની ખુબી એટલે વર્ણવી દીધી છે કે જેથી લોકો એ પહેલા આ માર્ગ અપનાવી લે કે તે હાથમાંથી સરકી જાય અને હસરત તથા અફસોસ કરતાં રહે.

## ...તમહીદ...

**નહમ્દોહુ વ નુસલ્લી અલા રસુલેહીલ કરીમ.**

અમ્માબાદ, હઝરત ઈમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) હી.સ.ના બીજા હઝાર વર્ષના સમયગાળાની એક એવી મહાન શખ્શીયત છે કે જેણે ભારતીય ઉપખંડમાં દીનેઇસ્લામને નવેસરથી તરો તાજગી અને જીંદગી અર્પી તેમજ તેના પ્રચાર અને ઉન્નતી માટે એ પ્રકારના મહાન કારનામાઓ અંજામ આપ્યા છે, જેને દુનિયા ક્યારેય ભુલી નહીં શકે!

જ્યારે હઝરત ઈમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેસાની શૈખ અહમદ ફારૂકી સરહીંદી( રદીયલ્લાહો ત્આલા અન્હો) મસ્નદે ઈર્શાદ પર બિરાજમાન થયા ત્યારે જ અખંડ હિંદુસ્તાનમાં સમ્રાટ અકબરે આ અલ્ફી ( હજાર વર્ષનો સમયગાળો) તજદીદના નામે પોતાના મનઘડત અને કપોળ કલ્પીત દીન **<u>દીને ઇલાહી</u>** ની બુનિયાદ રાખી. જે પુરા વિશ્વમાં ઇસ્લામમાં ફેલાયેલો સૌથી મહાન અને અઝીમ ખતરનાક ફિત્નો છે. હઝરત ઈમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ) એ મસ્નદે ઈર્શાદ પર આરૂઢ થતાવેંત જ અકબરના આ કપાળ કલ્પીત દીનના પોતાની અઝીમ રૂહાની તાકતો અને તસર્રુફાતો વડે ચીંથરા ઉડાવી દીધા; અને તેને પાયામાંથી જ ઉખાડીને ફેંકી દીધો. એટલું જ નહીં પરંતુ સાથો સાથ એ યુગમાં શરીઅત તેમજ તરીકતના મામલાઓમાં ચઢી ચુકેલી ખરાબીઓ રૂપી ધુળને પણ ખંખેરી નાંખી તથા દીનમાં ફેલાય ચુકેલ બીદઅત-રૂપી જાળાઓને સાફ કરી નાંખ્યા; અને તેના સ્થાને સુન્નતે નબવી ( સલ્લલ્લાહો અલયહે વસલ્લમ ) ને કાયમ ફરમાવી. આ હેતુની પ્રાપ્તી માટે આપે એ યુગના પ્રખર અમીરો, વઝીરો, આલીમો અને સુફીઓના નામે અનેક પવિત્ર પત્રો( મકતુબો) લખ્યાં, જે એટલા અવિસ્મરણીય અને બેમીસાલ છે કે જે **મકતુબાતે ઈમામે રબ્બાની** ના નામે આજે પણ મશહુર છે. જે રીતે આપના મહાન તજદીદ કારનામાઓની અઝમતનો સ્વીકાર એહલે ઇલ્મ લોકો અને વિદ્ધાનોએ દરેક યુગમાં કર્યો છે, અને તા ક્યામત કરતાં રહેશે, એ જ રીતે આપના લખેલા આ અવિસ્મરણીય પવિત્ર મકતુબાતોંની અઝમતનો સ્વીકાર કર્યો છે, કારણકે આપના આ મકતુબો શરીઅત, તરીકત, મારેફત તેમજ હકીકતના ઉલુમો તેમજ તેના બારીક રહસ્યોનો ખઝાનો છે. આલીમો તેમજ સુફીયાએ કિરામે દરેક યુગમાં તેની ફઝીલતની ગવાહી આપી છે; અને ભવિષ્યમા પણ આપતાં રહેશે.





આ મકતુબાત શરીફની મહાનતાનો અંદાઝ ઈન્કિરાહ(તુર્કી)ના જલીલુલ્કદ્ર ફાઝીલ હઝરતુલ્અલ્લામા સૈયદ અબ્દુલ્હકીમ બીન મુસ્તફા રવાસી (રહેમતુલ્લાહ અલયહ)ના આ ફરમાન થકી ખુબ સારી રીતે કાઢી શકાય છે. આપ ફરમાવે છે કે, 'કુર્આનેપાક તેમજ અહાદીષે નબવી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) પછી ઈસ્લામી કિતાબોમાં સૌથી વધુ સર્વશ્રેષ્ઠ જો કોઇ હોય તો તે <u>'મકતુબાતે ઈમામે રબ્બાની'</u> છે. જેની દુનિયાના પટ પર કોઇ અન્ય મિસાલ નથી.'

આ જ કારણસર યુગોના પરિવર્તનો અને ઉથલ-પાથલો મકતુબાત શરીફની મકબુલીયત તથા સર્વો પરિતામાં કશી જ અડચણો ઊભી કરી શક્યાં નહીં; તેમજ તેની સર્વગ્રાહીતા અને સ્વીકૃતીમાં આજપર્યંત કશો જ ફરક ન આવ્યો. જે રીતે આ મકતુબાત શરીફ સુલુકના માર્ગ પર ચાલતાં તાલીબો માટે અકાઇદ, મામલાત, ઈબાદતોં, અખ્લાક તેમજ હકીકતો અને મારેફતોના ખઝાનારૂપ છે અને તેના માટે રૂહાની તરક્કીના કારણરૂપ છે, એ જ રીતે તેની અંદર યુગમાં ફેલાયેલી ઈસ્લામની દુર્દશા, મુસીબતો, ખરાબીઓ અને મુશ્કેલીઓનો ખુબ જ સુસ્પષ્ટ અને સરળ ઉકેલ પણ મૌજુદ છે.આપના આ પવિત્ર મકતુબાત શરીફ પર જ્યારે એક સર્વગ્રાહી દ્રષ્ટીપાત કરવામાં આવે છે.તે નીચેની બાબતોં સુસ્પષ્ટ થાય છે કે, આપના આ પવિત્ર મકતુબાતોએ

- શરીઅત તથા તરીકતની બારીક હકીકતોં અને રહસ્યોના ખુલાસા પેટે એક અતિ વિશાળ ખઝાનો છે.
- હકીકત તેમજ મારેફતની માર્મીક તથા ગહન વાતોંનું એક મહાન સ્પષ્ટીકરણ છે, કે જેનો ખુલાસો અન્ય કોઇ કિતાબોમાં ક્યારેક જોવા મળ્યો નથી.
- તે ઉલ્માએ રબ્બાની તથા સુફયાએ હક્કાની માટે પરિપૂર્ણ રહેબર અને મહાન પથપ્રદર્શક છે.
- આ મકતુબાતશરીફમાં શરીઅતના કાલ તથા તરીકતના હાલ તેમજ અલ્લાહત્આલાની ઝાતો-સિફતના સુક્ષ્મભેદો,તેના અન્વારો, તજલ્લીયાત વગેરેના માર્મીક રહસ્યોના અજીબો-ગરીબ ખુલાસાઓ અતિ સુંદર રીતે પ્રવાહી શૈલીમાં વર્ણવેલાં છે.
- આ મકતુબાત શરીફના વાંચન સમયે અનેરી રૂહાની કૈફીયત તથા અન્વારોના અનુભવ થાય છે. અને તેની બીજી એક ખાસ વિશેષતાઓ છે કે, જ્યારે સુફીવાદની નિસ્બતથી કોરાકટ, ખુશ્ક પ્રકારના જાહેર પરસ્ત તેમજ રસ્મો

રીવાજના પાબંદ લોકો તેનું વાંચન કરે છે, તો તેને કશુંજ સમજાતું નથી પરંતુ ઉલટું ક્યારેક એવું બને છે કે તેઓ સમજી નહીં શકવાના કારણે તેનો ઈન્કાર જ કરી બેસે છે. આ રીતે પોતાના માટે બંને જહાંની ખરાબી વહોરી લે છે.

(અલ્લાહની પનાહ)

– આ મકતુબાતમાં કુર્બેઈલાહીના પ્રાપ્તીના તરીકાઓ (૧) જઝબાહ્ અને (૨) સુલુક આ બંનેના અત્યંત બારીક મર્મો વિશે ઘણાં જ નૂતન સંશોધનો અને છણાંવટો રજુ કરવામાં આવી છે દા.ત. ઈન્સાનના શરીરમાં છુપાયેલા લતીફાઓ, તેના રંગો, તેના સ્થાનો તેમજ તે ક્યાં પયગમ્બર (અલયહીસ્સલામ)ના પવિત્ર કદમ નીચે છે, તેની વિલાયતની ખુબીઓ અને વિશીષ્ઠતાઓ પેટે ઘણાં જ નુતન સંશોધનો રજુ કર્યા છે. આ પ્રકારના ઉલુમો અને સંશોધનો (તેહકીકાતો) ભુતકાલીન સુફીયાએ કિરામની કિતાબોમાં ખુબજ નહીંવત પ્રમાણમાં જોવા મળે છે. આ પ્રકારના નુતન સંશોધનો થકી આપે કુર્બે ઈલાહીના અતિ વિકટ અને દુર્ગમ માર્ગને સરળ તેમજ એકસપ્રેસ હાઈવે સમાન બનાવી દીધો.

હીજરી સનના પ્રથમ એક હઝાર વર્ષપુરાં થતાં આ પ્રકારના નુતન સંશોધનો અને તજદીદ ઉલુમો આપની ઝાતે ગીરામી થકી જાહેર થયાં માટે જ આપ મુજદ્દેદી અલ્ફેસાની એટલે કે એક હઝાર વર્ષના મુજદ્દીદ તરીકે ખ્યાતી પામ્યાં. હુઝુર નબીએ પાક સાહેબે લૌલાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની પુનીત પધરામણી પહેલાં અલ્લાહ ત્આલા દરેક સો-સો કે પચાસ-પચાસ વર્ષના ગાળામાં એક નબીએ મુર્સલ લોકોની હિદાયત માટે મોકલતો હતો તેમજ દરેક હઝાર વર્ષના સમયગાળા પછી એક ઉલુલ અઝમ પયગમ્બરને મોકલતો હતો; જે પોતાની નવી કિતાબ કે સહીફો તથા શરીઅતના કાનુનો લઈને તશરીફ લાવતાં હતાં; પરંતુ નબીએ આખરૂઝઝમાં (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) ની પુનીત પધરામણી પછી નબુવ્વતના દરવાજાને બંધ કરી દેવામાં આવ્યો. માટે હવે આ સુન્નતે ઈલાહી મુજબ હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ની ઉમ્મતમાં દરેક સો વર્ષના સમયગાળામાં નબીએ મુર્સલના સ્થાને આલીમે રાબીખ (રબ્બાની) તેમજ દરેક હઝાર વર્ષના સમયગાળા પછી ઉલુલ અઝઝમ પયગમ્બરના બદલે આરીફે અકમલનું આવવું જરૂરી હતું. અને માટે ઉમ્મતના પ્રથમ હઝાર વર્ષ પુરાં થતાં બીજા હઝાર વર્ષના સમયગાળા(અલ્ફેસાની)ની શરૂઆતમાંજ હઝરત ઈમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેસાની શૈખ અહેમદ ફારૂકી સરહીંદી





(કુદ્દસ્સીર્રહુ)ને મુજદ્દીદે અલ્ફેષાની તેમજ આરીફે અકમલ બનાવીને મોકલ્યાં, ચાહે આ વાત કોઈ સ્વીકારે કે તેનો ઈન્કાર કરે, પરંતુ તેની સુસ્પષ્ટ સાબીતી ખુદ આપની ઝાતેગિરામી જ છે તેમજ આપે રજુ કરેલાં નુતન સંશોધનો અને મઆરીફો છે, જેનો ઉલ્લેખ ભુતકાલીન બુઝુર્ગોએ કોઈ જગ્યાએ કરેલ નથી. આપના હઝાર વર્ષના મુજદ્દીદ હોવાના મુન્કીરો માટે એટલું જ કાફી છે કે, તેઓજો ઈન્સાફપૂર્વક આપની નિસ્બતમાં ડુબીને માત્ર આપના આ પવિત્ર મકતુબોનું જ વાંચન કરી લે તો તે ખુદ અનાયાસે જ આપને મુજદ્દીદે અલ્ફેસાની કહી ઉઠશે. (તા.ક. મુજદ્દીદ અલ્ફેસાનીના સબુત પેટે વિશદ ખુલાસાઓ માટે જુઓ અમારૂં પ્રકાશન **મનકી આંખે ખોલ** (પ્રકરણ-૫)

હઝરત શાહ વલીયુલ્લાહ મોહદ્દીષે દહેલ્વી(રહેમતુલ્લાહ અલયહ) પોતાના એક રિસાલામાં હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)ની બારગાહ શરીફમાં ખિરાજે અકીદત પેશ કરતાં ફરમાવે છેકે, **'હઝરત શૈખ (કુદ્દસ્સીર્રહુ)નો મામલો ત્યાંસુધી પહોંચી ચુક્યો છેકે માત્ર મુત્તકીઓ અને મોમીનોને જ આપનાથી મોહબ્બત હશે, જ્યારે બદબખ્તો અને ફાજીરોને આપનાથી અદાવત.'**

(એટલેકે, આપનાથી મોહબ્બત ધરાવનારાઓ જ માત્ર મુત્તકીઓ અને મોમીનો હશે, જ્યારે આપનાથી અદાવત ધરાવનારાઓ ફાજીરો તેમજ બદબખ્તો છે.)

હઝરત મીર્ઝા મઝહર જાનેજાનાં (રહેમતુલ્લાહ અલયહ)કે જેમના મુરીદ તેમજ ખલીફા હઝરત કાઝી સનાઉલ્લાહ પાનીપતી(રહેમતુલ્લાહ અલયહ) જેવાં મહાન આલીમે રબ્બાની અને વલીએ કામીલ છે; તેઓ જ્યારે કોઈને પણ ખિલાફતો- ઈજાઝતો વડે નવાઝતાં તો સાથે 'મકતુબાતે ઈમામે રબ્બાની' તેને અર્પણ કરતાં હતાં અને ઘણું તાકીદની સાથે ફરમાવતાં હતાં કે, આ મકતુબાત શરીફને હંમેશા અસરની નમાઝ બાદ પઢયા કરજો અને તાલીબોને સંભળાવ્યાં કરજો; આ મકતુબાતશરીફ જ તમારી રહેબરી માટે ઈન્શાઅલ્લાહ કાફી થશે.

આમ તો મકતુબાતશરીફના કુલ-૩ દફતરો છે, જેમાં કુલ ૫૩૬ મકતુબાતો આવરી લીધા છે; જે પૈકી અમારા આ પ્રકાશન **'ઈશ્કકે ઈમ્તેહાં'** માં પસંદ કરેલાં અમુક એવાં મકતુબાતશરીફનો જ ભાવાનુવાદ તથા સમજુતી રજુ કરવામાં આવેલ છે.,જેમાં માત્ર મહાન સિલસિલ એ નકશબંદીય્યાહ્ની

ફઝીલતો તથા ખુબીઓને ઉજાગર કરવામાં આવે છે. કારણકે આજે લોકો આ મહાન સિલસિલાની નિસ્બત તેમજ ફૈઝાનથી ખુબજ ગાફીલ અને દુર છે. તેમજ આ સિલસિલા વિશે તેનું જ્ઞાન ઘણું જ અધકચરું અને ઉપર ચલ્લું છે. માટે આ મહાન સિલસિલાની ફઝીલત પેટે કેટલાક પવિત્ર મકતુબાતોનું ભાવાનુવાદ તેની ટુંકી સમજુતી સાથે રજુ કરીને લોકોની ગેરસમજોને દુર કરવાની તેમજ આ સિલસિલાના ફૈઝાનથી માહિતગાર કરવાનો પ્રયત્ન કર્યું છે. (નઉઝોબીલ્લાહ, અહીં કોઇ પણ સિલસિલાને ઉતારી પાડવાની નિય્યત નથી બધા સિલસિલાઓ મહાન છે. અને આ તમામ રૂહાની નદીઓ છેવટે તો 'ફૈઝાને મોહંમદી' (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના મહાસાગરમાં ભળે છે. એટલે વાંચકવર્ગ ફીત્નાખોરોના ફીત્નાથી સાવધાન રહે.)

અને બીજી વાત એ છે કે, આ પવિત્ર મકતુબાતોનો ભાવાનુવાદ તેમજ સમજુતી કરતાં પહેલાં હું અહીં મારા પીરોમર્શીદ હઝરત પીર સૈયદ વઝીરઅલીશાહ સાહેબે (દામતુ ફોયુઝોકુમ) હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (કુદ્દસ્સીર્રહુ)નાં જીવનવૃતાંત પેટે લખેલ એક ખુબ માહીતસભર રિસાલો 'મકામાતે મુજદ્દીદે અલ્ફેસાની' ને આ સાથે આ કીતાબ **ઇશ્ક કે ઈમ્તેહાંમાં ઈમ્તેહાં-૩** તરીકે સંકલીત કરી લઉં છું, કારણ કે આપના આ પવિત્ર મકતુબોના ભાવાનુવાદ તથા સમજુતીનું વાંચન કરતાં પહેલાં વાંચક જો આપના જીવનવૃતાંતથી પણ વાકીફ થઇ જાય તો તે આ મકતુબાતશરીફથી વધુ સારી રીતે ફૈઝયાબ થઇ શકશે.

★

## મકતુબ શરીફ નં. ૧

**-: પ્રતિ :-**

**હઝરત નુર મોહંમદ થારી**

**(કુદ્દસ્સીર્રહુ)**

**વિષયઃ અલ્લાહ ત્આલા સુધી પહોંચાડનારા માર્ગો બે (૨) છે. જેની ચર્ચા પેટે...**

**-: વિગતો :-**

**અલ્હમ્દોલીલ્લાહે વ સલામુન અલા એબાદેહીલ્લઝીનસ્તફા..**

અલ્લાહ ત્આલા સુધી પહોંચાડનારા માર્ગો બે (૨) છે. જે પૈકી એક (૧) માર્ગ કુર્બે નબુવ્વત (અલયહીમુસ્સલાતો વત્તસ્લીમાત)થી જોડાયેલો છે, જે અસલુલ્અસ્લ(અલ્લાહત્આલાની ઝાત) સુધી





પહોંચાડનારો છે. આ માર્ગ થકી વાસીલ થયેલાં મુળ તો અંબિયાએ કિરામ (અલયહીમુસ્સલાતો વસ્સલામ) છે, પછી તેના સાહબા છે ત્યારબાદ બાકી ઉમ્મતમાંથી જે કોઇને આ દૌલત વડે નવાઝવામાં આવે તે. જો કે તેઓ ઘણાં અલ્પમાત્રામાં છે, બલકે માત્ર ગણ્યાં-ગાઠયાં લોકોજ છે.

આ માર્ગમાં કોઇ વસીલો કે વાસ્તો (માધ્યમ) વચ્ચે હોતો નથી. આ પ્રકારના વાસીલોમાંથી જે કોઈ ફૈઝ હાંસીલ કરે છે, તેઓ કોઇપણ પ્રકારના વાસ્તા વગર (સીધો) અસલથી જ પ્રાપ્ત કરે છે, વચ્ચે બીજો કોઇ અવરોધ હોતો નથી.

અને બીજો માર્ગ 'કુર્બે વિલાયત' સાથે સંબંધિત છે. અકતાબ, અવતાદ, બુદલા, નુજબા, તેમજ આમ ઔલીયાઅલ્લાહ આ માર્ગ થકી જ વાસીલ થયેલાં છે અને 'રાહે સુલુક'થી મતલબ પણ આ માર્ગ જ છે; એટલું જ નહીં પરંતુ પરિચિત જઝબાહનો પણ તેમાં જ સમાવેશ થાય છે. આ માર્ગમાં વચ્ચે વાસ્તો અને વસીલો સાબીત છે.

આ માર્ગ થકી (કુર્બે વિલાયત થકી) વાસીલ થયેલાઓના અગ્રેસર, સરદાર અને ફૈઝનું કેન્દ્રબિંદુ હઝરત અલી મુર્તુઝા (કર્રમલ્લાહોત્આલા વજહુલ્કરીમ) છે. અને આ બુલંદ શાનવાળી પદવી આપની ઝાતે ગીરામીથી જ સંબંધીત છે. આ માર્ગમાં જાણે કે રસુલલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના બંને કદમ મુબારક હઝરત અલી મુર્તઝા (કર્રમલ્લાહોત્આલા વજહુલ્કરીમ) ના સરેમુબાકર પર છે; તથા હઝરતે ફાતેમાહ્ અને હઝરાતે હસનૈન કરીમૈન (રીદવાનુલ્લાહ ત્આલા અલયહીમ અજમઇન) આ મકામમાં તેઓના સહ્ભાગી છે.

મારી સમજમાં એવું આવી રહયું છેકે, હઝરત અમીર(અલીમુર્તઝા) (રદીયલ્લાઓ ત્આલા અન્હો) જે રીતે પોતાની શારીરીક પૈદાઇશ પછી આ પદવી પર આરૂઢ અને તેઓના મદદગાર છે એજ રીતે આપ પોતાની શારીરીક પૈદાઇશ પહેલાં પણ (અનાદીકાળથી) આ પદવી પર જ શોભાયમાન અને બિરાજમાન હતાં. (માટે) જે કોઇને આ માર્ગ થકી (કુર્બે વિલાયત થકી) જે કંઈ ફૈઝ કે હિદાયત પહોંચી રહયું છે, તે આપના દ્વારા જ પહોંચી રહયું છે. કારણ કે આપ આ માર્ગના અંતિમબિંદુની નિકટ છે; અને આ મકામનું કેન્દ્ર બિંદુ આપ જ છે; પછી જ્યારે હઝરત અમીર (રદીયલ્લાહો ત્આલા અનહો)નો યુગ પુરો થયો તો આ મહાન શાનવાળી પદવી ક્રમવાર હઝરતે હસનૈનને સોંપવામાં આવી (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન) અને ત્યાર

બાદ તે બાર(૧૨) ઈમામો (અઈમ્માએ ઈશ્નાઅશરીય્યાહ)પૈકી દરેકને ક્રમવાર અને વિસ્તાર પુર્વક અતા થઇ.

હવે આ બુઝુર્ગોના યુગમાં તથા તેઓના વિસાલ પછી જે કોઇને જે કંઇ ફૈઝ અને હિદાયત પહોંચ્યા છે, તે આ બુઝુર્ગોના વાસ્તા અને વસીલા થકી જ પહોંચ્યા છે; પછી તે યુગના અકતાબ (કુતુબો) કે નુજબાઓ જ કેમ ન હોય, તે તમામના મદદગાર તથા અગ્રેસર તો આ બુઝુર્ગો જ છે; કારણકે આસપાસ-વાળાઓને પોતાના મરકઝ(કેન્દ્રબિંદુ)ની સાથે જોડાયેલું રહેવા સિવાય છુટકો નથી.

પછી જ્યારે આ નોબત હઝરત શૈખ અબ્દુલકાદીર જીલાની(ગૌષે આઝમ દસ્તગીર) (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)સુધી પહોંચી તો મઝકુર પદવી આપને સોંપી દેવામાં આવી; માટે હવે આ બાર(૧૨) ઈમામો (અઈમ્માએ ઈશ્નાઅશરીય્યાહ) અને હઝરત શૈખ ગૌષે આઝમ દસ્તગીર (કુદ્દસ્સીર્રહુ) વચ્ચે કોઇપણ આ મરકઝ ઉપર નજરે ચઢતું નથી; આથી જ આ માર્ગ પર (કુર્બે વિલાયત પર) જે કોઇને ફૈઝ અને બરકતોની પ્રાપ્તી થઇ રહી છે, ચાહે તો તે અકતાબ કે નુજબા હોય, જે આપના વાસ્તાથી જ જણાઇ રહી છે. આ મરકઝ આપના (હુઝુર ગૌષેપાક (રદીયલ્લાહો ત્આલા અન્હો)) સિવાય અન્ય કોઇને પ્રાપ્ત થયું નથી. માટે જ આપે ફરમાવ્યું છેકે,

**'અફલત શોમુસુલ્અવ્વલીન વ શમ્સોના,**
**અબદન અલા ઓફોકીલઉલા લાતગ્રુબ.'**

(અર્થાત્:- અગાઉના લોકોના સુરજ અસ્ત થઇ ગયા; જ્યારે અમારો સુરજ ઊંચી ક્ષિતીજ પર ચઢી રહયો છે, જે અસ્ત પામશે નહીં.)

સુરજ (શમ્સ)થી મુરાદ અહીં 'ફૈઝાને હિદાયત' તથા ઈર્શાદના મકામરૂપી સુરજ છે અને તેના અસ્ત થવાનો અર્થ મઝકુર ફૈઝાન (ફૈઝાને કમાલાતે વિલાયત)નું છુપાઇ જવું છે. હવે અગાઉના લોકો સાથે જે મામલો હતો તે હઝરત શૈખ (ગૌષે આઝમ રદીયલ્લાહો ત્આલા અન્હો) સાથે જોડી દેવામાં આવ્યો અને આ રીતે આપ પોતાનાથી આગળના લોકો (બાર(૧૨)ઈમામો)ની જેમ રૂશ્દો-હિદાયતના માધ્યમ (વસીલા) બન્યા. અને આ રીતે જ્યાં સુધી ફૈઝના વાસ્તાનો મામલો કાયમ છે આપના જ વસીલા થકી છે; માટે એ વાત ચોક્કસપણે સાબીત થઇ ગઇ કે, **અફલતશોમુસુલ્અવ્વલીન વ શમ્સોના....**

**સવાલ :-** આ હુકમ 'મુજદ્દીદે અલ્ફેસાની' થી તુટી જાય છે; કારણકે મુજદ્દીદે





અલ્ફેષાની ના અર્થ પેટે ત્રીજી જિલ્દના એક મકતુબશરીફમાં આવેલું છેકે, ફૈઝના પ્રકારો પૈકી જે કંઇ આ સમયગાળા દરમિયાન ઉમ્મતોંને પહોંચે છે, તે તેઓના (મુજદ્દીદે અલ્ફેષાની)થકી જ પહોંચે છે; ચાહે તો તે અકતાબો (કુતુબો), નુજબાઓ કે પછી યુગના બુદલાઓ પૈકી જ હોય.

**જવાબ :-** હું કહું છું કે હઝરત મુજદ્દીદે અલ્ફેસાની આ મકામમાં હઝરત શૈખ (ગૌષે આઝમ રદીયલ્લાહો ત્આલા અન્હો)ના નાયબ છે. અને હઝરત શૈખ (રદીયલ્લાહોત્આલા અન્હો)ની નિયાબતના કારણે જ આ મામલો તેઓની (મુજદ્દીદે અલ્ફેષાની) સાથે સંકળાયેલો છે. જેમકે કહેવામાં આવ્યું છેકે, **નુરૂલ્કમરે મુસ્તફાદુમ્મીન્નુરીશ્શમ્સે.** (અર્થાત્:- ચાંદનો પ્રકાશ સુરજના પ્રકાશ વડે ફાયદો હાંસીલ કરે છે)આમ હવે આ મામલામાં કોઇ જ ગેરસમજ ન રહી.

**સવાલ :-** 'મુજદ્દીદે અલ્ફ' નો જે અર્થ ઉપર રજુ કરવામાં આવ્યો છે તે થોડો અસ્પષ્ટ લાગે છે. કારણકે આ સમયગાળા દરમિયાન તો હઝરત ઈસા અલા નબીય્યના (અલયહીસ્સલાતો વસ્સલામ) પણ નુઝુલ ફરમાવશે તેમજ હઝરત મહેંદી(અલયહીર્રદવાન) પર જાહેર થશે અને આ બંને બુઝુર્ગોનો મામલો એ વાતથી ઉચ્ચ પ્રકારનો છે કે તેઓ કોઇ અન્યના માધ્યમ કે વસીલા વડે ફૈઝ હાંસીલ કરે.

**જવાબ :-** હું કહું છું કે બે માર્ગો પૈકી માત્ર બીજા માર્ગમાં વાસ્તાનો મામલો રહેલો છે કે જે 'કુર્બે વિલાયત' તરીકે ઓળખાય છે; જ્યારે પ્રથમ માર્ગ 'કુર્બે નબુવ્વત' વડે ઓળખાય છે, જેમાં કોઇ વાસ્તાકે વસીલાની જરૂરત નથી જે કોઇ આ માર્ગ થકી વાસીલ થયું છે, તેઓ વચ્ચે કોઇ વાસ્તા વગર જ ફૈઝ તથા બરકતો પ્રાપ્ત કરે છે. વાસ્તા અને વસીલાની જરૂરત માત્ર બીજા માર્ગ (કુર્બે વિલાયત) માં છે. જ્યારે અગાઉ થયેલા ઉલ્લૈખ મુજબ પ્રથમ માર્ગ (કુર્બે નબુવ્વત)નો મામલો અલગ જ છે. હઝરત ઈસા અલા નબીય્યેના (અલયહીસ્સલાતો વસ્સલામ) અને હઝરત મેહંદી (અલયહીર્રદવાન) આ પ્રથમ માર્ગ વડે જ વાસીલ થયેલા છે; જે રીતે કે હઝરાતે શૈખેન (હઝરત સીદ્દીકે અકબર અને ફારૂકે આઝમ(રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન)વાસીલ થયા છે. અને રસુલુલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના તાબે છે; તેમજ તેઓ પોતાના વિવિધ દરજ્જાઓ પૈકી (આ જગ્યાપર) એક ખાસ પદવી (શાન) ધરાવે છે.

**ચેતવણી** :- જાણવું જોઇએ કે એવું પણ સંભવીત છે કે કોઇ વ્યકિત

કુર્બે વિલાયતના માર્ગ વડે કુર્બે નુબુવ્વત સુધી પહોંચે અને આ બંને મામલાઓમાં સહભાગી હોય; તેમજ અંબિયા (અલહીમુસ્સલાતો વત્તસ્લીમાતો)ના તુફૈલથી તેઓને અહીં પણ એક સ્થાન અર્પણ કરી દઇને આ કારખાનાને (ફૈઝના મામલાને) તેઓ સાથે સંબંધીત કરી દેવામાં આવે તથા એ સ્થાનનો મામલો પણ તેઓ સાથે જોડાયેલો હોય.

**''ખાસ કુનંદ બંદા મસ્લેહતે આમ રા.''**

(અર્થાત્ :- તે આમ લોકોની (સામાન્યજનો)ની મસ્લેહત (સુધારણા)માટે કોઇ બહાને ખાસ કરી લે છે.)

આ અલ્લાહ ત્આલાનો અહેસાન છે જેની ઉપર ચાહે કરે. અલ્લાહ ત્આલા ખુબ મહાન ફઝલવાળો છે. **સુબ્હાન રબ્બીક રબ્બીલ્ઇઝઝતે અમ્માયસીફુન વસલામુન અલલ્મુરસલીન વલ્હમ્દોલીલ્લાહે રબ્બીલ્આલમીન.** (દફતર-૩, ભાગ-૨, મકતુબ નં. ૧૨૩)

H H H H H H H H H H H H H H H H

**સમજુતી:**

મહેબુબે સમદાની સરકાર મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ આ મકતુબ શરીફમાં વિલાયતના મદારીજ વર્ણવતા હઝરાતે અઇમ્માએ ઇસ્નાઅશરીય્યાહ (રીદવાનુલ્લાહેત્આલા અલયહીમ અજમઇન) નું કુતુબીય્યતના ખાસ દરજ્જા પર બિરાજમાન હોવાનું સ્વીકારેલ છે. અને બતાવવામાં આવેલ છે કે આ હઝરાતો પછી મહેબુબે સુબ્હાની સરકાર ગૌષે આઝમ દસ્તગીર સૈયદ અબ્દુલકાદીર જીલ્લાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)ને આ મકામ તથા મનસબ અતા થયો. અને આજ સુધી તમામ વાસેલીન તથા કામેલીનને આપના ઝરીયાથી જ આ ફૈઝ પહોંચી રહયો છે; અને હઝરત સરકાર મુજદ્દીદે અલ્ફેસાની( રદીયલ્લાહો ત્આલા અન્હો) આ મકામમાં (ફૈઝાને વિલાયતના મકામમાં)મહેબુબે સુબ્હાની સરકાર ગૌષે આઝમ દસ્તગીર(કુદ્દસ્સીર્રહુલ્નુરાની)ના 'નાયબે મનાબ' છે. જેની હકીકત આપે હુઝુર સરકાર ગૌષે આઝમ (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના મશહુર કસીદાહશરીફની આ મશહુર બૈત.

**'અફલત શોમુસુલ્અવ્વલીન વ શમ્સોના,**
**અબદન અલા ઓફોકીલ્ઉલા લાતગરુબ.'**

(અર્થાત્ :- પુર્વગામીઓના સુર્ય અસ્ત થઇ ગયા જ્યારે અમારો સુર્ય અંતિમ કક્ષાની બુલંદી પર છે અને ક્યારે અસ્ત નહીં થાય.)નું વિવરણ





રજુ કરેલ છે. સુર્યથી મુરાદ અહીં ફૈઝાને વિલાયત છે. અને ક્યારેય અસ્ત નહીં થવાનો મતલબ અહીં આ ફૈઝ હી.સ.ના બીજા હજાર વરસ માટે હઝરત સરકારે મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)દ્વારા આપના નાયબ તરીકે ઉમ્મતને પહોંચતો રહેશે. જે રીતે ચાંદ એ સુરજનો નાયબ છે અને તે સુરજ દ્વારા પ્રકાશ મેળવીને તેની ગેરહાજરીમાં તેનો પ્રકાશ સૃષ્ટિને પહોંચાડીને લોકોને ફાયદો પહોંચાડે છે. હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) આ મામલામાં મહેબુબે સુબ્હાની ગૌષે આઝમ દસ્તગીર મીરાં મોહ્યુદ્દીન સૈયદ અબ્દુલકાદીર જીલાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના નાયબ છે; આપ હઝરત સરકાર ગૌષે આઝમ (કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ)ના નાયબ હોવાની બીજી સાબીતી આપને સરકારે ગૌષે આઝમ (રદીયલ્લાહો ત્આલા અન્હો)નો ઝભ્ભા મુબારક અમાનતના તૌર પર પહોંચવો છે. જેનો ઉલ્લેખ આપની સિરતની મશહુર કિતાબ'ઝુબ્દતુલ મકામાત', 'હઝરાતુલ્કુદ્દસ' વગેરેમાં વિગતવાર થયેલો છે.

તેમજ હકીકત એ છેકે આ મસ્અલાને તમામ સિલસિલાના ઔલિયા-અલ્લાહ અને ઉલ્માએ એહલે સુન્નતે સ્વીકારેલ છે તેમજ સિલસિલાએ મુજદ્દેદીય્યાહના તમામ મશાઇખોંએ હઝરત સરકાર મુજદ્દીદે કામીલ (કુદ્દસ્સીર્રહુલ્હઅઝીઝ)ના આ કલામને દીલો-જાનથી માનેલ છે; અને જે આ વાતને ન માને તે તરીકતનો મુર્તદ તેમજ ગુમરાહ છે.

આ મકતુબ શરીફ નં. ૧૨૩ની હકીકત રજુ કરતાં કય્યુમેસાની ઉર્વતુલ્વુસ્કા ફરઝંદે મુજદ્દીદે અલ્ફેસાની, હઝરત ખ્વાજા મોહંમદ માસુમ સરહીંદી (રદીયલ્લાહોત્આલા અન્હો)પોતાના મકતુબાત શરીફના દફતર-૧ (પહેલા) ના મકતુબ નં. ૧૯૩માં ફરમાવે છેકે,

'બિમારીના કમઝોરીના દિવસોમાં(મને) પાસે બોલાવીને આપે (હઝરત મુજદ્દીદસાહેબે) ફરમાવ્યું કે, 'હું એહલે બૈત (રીદવાનુલ્લાહ ત્આલા અલયહીમ અજમઇન) ના કમાલાતમાં પુરેપુરો ડુબેલો છું.' તેમજ આ કમઝોરીની હાલતમાં આપે એ વાત ઘણી છણાંવટ પુર્વક બયાન ફરમાવી કે, 'મને એહલે બૈતના બગીચામાં પહોંચાડવામાં આવ્યો અને તે મકામનાં અજાઇબો-ગરાઇબ વડે મુશર્રફ કરવામાં આવ્યો.' ત્યાર બાદ આ માર્ગમાં હઝરત અમીર(અલી મુર્તઝા) (કર્રમલ્લાહો વજહુલ્કરીમ)ની જે ખુસુસીયાતો તથા કમાલાતો છે કે જેનાથી આપણાં ફીક્રો વહેમ તેમજ અંદેશાઓની આંખો અંજાઇ જાય છે તેનું સવિસ્તર વર્ણન કર્યુ અને સાથે

સાથે હઝરત ફાતેમા ઝોહરા (રદીયલ્લાહો ત્આલા અન્હા) તથા હઝરાતે હસનૈન-કરીમૈન(રીદવાનુલ્લાહ અલયહીમ અજમઈન)ના કમાલાતો બયાન કર્યા. એજ પ્રમાણે શૈખેન (હઝરત સીદ્દીકે અકબ્બર અને ફારૂકે આઝમ) તથા હઝરત ઝુન્નુરૈન (રીદવાનુલ્લાહે આલા અલયહીમ અજમઈન)ના કમાલાતો તેમજ ખુસુસીયાતો વર્ણવી.

અને પછી આ ચાર (૪)ખુલ્ફાએ કિરામ તેમજ એહલે બૈતે ઉઝ્ઝામની આં સરવર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)સાથે જે નિસ્બત અને મંઝિલત છે તે સવિસ્તર વર્ણવ્યાં અને એ દરમિયાન ખુદની ખિદમતોની લાયકાતો જાહેર થઇ તે વર્ણવીને હઝરત સૈયદ અબ્દુલકાદીર જીલાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના કેટલાક કમાલાતો બયાન કર્યા. આ રીતે પોતાની અંતિમ બિમારીમાં આ નાચીઝને જાહેર કરવા લાયક ભેદો લખવાની વસીયત કરી જેથી આ ફકીરે વસીયત પ્રમાણે આં હઝરત (કુદ્દસ્સીર્રહુ)ના માતમપુર્સીના દિવસોમાં પોતાની કાસીર (અપુર્ણ)સમજ પ્રમાણે રડતી આંખો તથા ઝખ્મી દીલ સાથે(આપના) રોઝાએ મુનવ્વરાની સામે બેસીને આ વણપરોવાયેલા મોતીઓને પોરવ્યા (સંકલીત કર્યા)છે. અને તેને હઝરતના મુકદ્દસ મકતુબાતમાં સામેલ કરેલ છે. તેમજ આ લખાણ પર મકતુબાત શરીફની સંખ્યા પુર્ણ કરી.'

હઝરત ખ્વાજા મોહંમદ માસુમ (કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ)ની ઉપરોક્ત ગવાહી વડે એ વાત તદ્દન સ્પષ્ટ થઇ ગઇ કે આ મકતુબાતશરીફમાં બયાન થયેલા મઆરીફ(રહસ્યો) હઝરત સરકાર મુજદ્દીદે અલ્ફેસાની (કુદ્દસ્સીર્રહુ) ના છે અને હઝરત ખ્વાજા માસુમ સાહેબે આપની વસીયત મુજબ તેને સંકલીત કરીને મકતુબાત શરીફમાં સામેલ કરી લીધેલ છે. આ ચર્ચા વડે એ પણ જાણવા મળ્યું કે, હઝરત સરકાર મુજદ્દીદે કામીલ (રદીયલ્લાહો ત્આલા અન્હો)નો આ મકતુબશરીફ બીલકુલ આખરી છે માટે જ તેને ત્રીજા દફતરમાં સૌથી છેલ્લે દાખલ કરે છે. તેમજ આ મકતુબ શરીફ હઝરત નુર મોહંમદ થારી (તિહારી) (કુદ્દસ્સીર્રહુ)કે જેઓ મુજદ્દીદ સાહબના ખલીફા છે તેઓના નામે લખવાનું કારણ એ છે કે, તેઓએ કયારેક હુઝુર ગૌષે આઝમ દસ્તગીર સરકાર મહેબુબે સુબ્હાની (કુદ્દસ્સીર્રહુ)ની મઝકુર બૈતનો અર્થ પુછેલ હશે, માટે જ તેઓને નામે લખીને તેને મકતુબાત શરીફના અંતિમ મકતુબ તરીકે દર્જ કરવામાં આવેલ છે.

આ મકતુબશરીફથી હઝરત સરકારે મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો





ત્આલા અન્હો) હુઝુર સરકાર ગૌષે આઝમ (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના **નાયબ** સાબીત થાય છે, છતાંપણ અમુક નાકીસ અને નામના નકશબંદીઓ આ વાતને સ્વીકારવા તૈયાર નથી જે ઘણું ખેદજનક છે. તેઓને આ પવિત્ર પત્ર દેખાડો કે જેથી હકીકતને સ્વીકારી સરકાર ગૌષે આઝમ દસ્તગીર (કુદ્દસ્સીર્રહુ) ની ગુલામીમાં દાખલ થઇને ખરા અર્થમાં **'નકશબંદી'** બને.

અલ્લાહ ત્આલા સુધી પહોંચાડનારા માર્ગો પૈકી કમાલાતે નબુવ્વત કે કુર્બે નબુવ્વત નો સંબંધ હઝરત સૈય્યદના સીદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો) સાથે છે પરંતુ કમાલાતે વિલાયત કે કુર્બે વિલાયતનો સંબંધ તો મૌલાએ કાએનાત ફાતહે ખૈબર અમીરૂલ્મોઅ્મેનીન હઝરત અલી મુર્તઝા (કર્રમલ્લાહો વજહુલ્કરીમ)ની ઝાતે ગીરામીથી જ છે. તેમજ વુસુલે ઈલ્લાહ (કુર્બે ખુદાવંદી) ની પ્રાપ્તીનો સંબંધ તો દરેક સિલસિલાવાળાઓ માટે સંપુર્ણપણે એક અને એક માત્ર હઝરત અલી મુર્તઝા શૈરે ખુદા (કર્રમલ્લાહો વજહુલ્કરીમ)ની ઝાતે ગીરામીથી જ છે, જે આ મકબુતશરીફથી સ્પષ્ટરીતે સાબીત થઇ રહયું છે.

હાસીદે એહલે બૈત (એહલે બૈત-સૈયદોના હસદખોરો)તેમજ હઝરત અલી મુર્તઝા (રદીયલ્લાહોત્આલા અન્હો)ને સૈયદ નહીં માનનારો કોઇપણ સંજોગમાં આ વસ્લની નેઅમત પ્રાપ્ત કરી શકતો નથી કારણકે આ હસદખોરીના કારણે જ્યારે તે 'ફના' અને 'બકા' (કે જે વિલાયતનું પ્રથમ પગથીયું છે)થી જ મેહરૂમ રહેશે એટલે કે ફૈઝાને વિલાયતથી જ મેહરૂમ રહેશે તો પછી તે વિલાયત કેવી રીતે હાંસીલ કરી શકશે.? હસદે એહલે બૈત અને વિલાયતની પ્રાપ્તિ આ બંને પરસ્પર વિરોધી બાબતો છે. કારણકે મરકઝે વિલાયતના કબ્ઝેદાર તરીકે તો અલ્લાહ ત્આલાએ અમીરૂલ્મોઅ્મેનીન હઝરત અલી ઇબ્ને તાલીબ (કર્રમલ્લાહો વજહુલ્કરીમ)ને અનાદીકાળથી (અજલથી) નીમ્યા છે; જે વાતનો સ્પષ્ટ ઇકરાર હઝરત સરકાર મુજદ્દીદપાકે મઝકુર મકતુબ શરીફમાં કર્યો છે.

હઝરત સરકાર મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહોત્આલા અન્હો)ના અકીદા મુજબ ભુતકાળમાં થયેલા અગાઉની ઉમ્મતના ઔલીયાએ કિરામને પણ વિલાયતના માર્ગનો ફૈઝ (વુસુલેઈલ્લાહ) તો હઝરત અલી મુર્તઝા (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના માધ્યમથી જ હાંસીલ થાય છે. આ વાતનો ઇઝહાર આપે મકતુબશરીફમાં મૈં સમજતા હું....એ શબ્દો વડે કર્યો છે. આ રીતે આપે સાબીત કરી દીધું કે અમીરૂલ્મોઅ્મેનીન ખલીફએ ચહારૂમ ફાતહે

ખૈબર હઝરત અલી મુર્તઝા (કર્રમલ્લાહો વજહુ) આ મન્સબ ઉપર અનાદીકાળથી બિરાજમાન છે અને કયામત સુધી બિરાજમાન રહેશે. આ ભેદ આજ સુધી આપ સિવાય કોઇએ ખોલ્યો નથી.

આથી એ પણ સાબીત થયું કે સિલસિલાએ આલીયાહ નકશબંદીય્યાહ જે રીતે ફૈઝાને સિદ્દીકીય્યાહ સાથે સંકળાયેલો છે એ જ રીતે ફૈઝાને અલવીય્યાહથી પણ સંબંધીત છે. જઝબાહ્ની નેઅ્મત વડે સીદ્દીકે અકબરની જાતે ગિરામીથી તો સુલુકની નેઅમત થકી મૌલાએ કાએનાત સાથે સંકળાયેલો છે. અન્ય સિલસિલાઓમાં જઝબાહ્નો સંબંધ અંતથી છે,જ્યારે નકશબંદી સિલસિલામાં જઝબાહ્નો સંબંધ આરંભથી છે. એટલે જ આ તરીકાના બુઝુર્ગવારો ફરમાવે છેકે, બીજાઓના અંતમાં અમારો આરંભ છે.અહીં અંતનો મતલબ દરજ્જોઓનો અંત નહીં પણ કાર્યપદ્ધતિનો અંત છે. નામના નાકીસ નકશબંદીઓ આ શબ્દો થકી પણ હકકના તલબગારોને ગુમરાહ કરે છે.

આ ચર્ચાથી એ પણ સાબીત થયું કે હઝરત મુજદ્દીદે કામીલ પણ જ્યારે એહલે બૈતના કમાલાતોને પોતાની ઝિંદગીના અંતિમ દિવસોમાં જાણી શકયા તો પછી સામાન્ય વ્યકિતની ચર્ચા અહીં અસ્થાને છે.મોહબ્બતે એહલે બૈતની કશ્તીમાં સવાર થયા વિના ગુમરાહીરૂપી ભવંરમાંથી કદાપી નજાત મળી શકતી નથી.

★

## મકતુબ શરીફ નં. ૨

**પ્રતિ,**

**હઝરત હકીમ અબ્દુલ વહ્હાબ**

**(રહેમતુલ્લાહ અલયહ)**

**-: વિષય :-**

એ બાબતોની ચર્ચા પેટે કે, જ્યારે કોઇ શખ્સ દુર્વેશો (એહલુલ્લાહ)ની ખિદમતમાં જાય ત્યારે તેના માટે જરૂરી છે કે ખુદને તદ્દન ખાલી કરીને જાય, જેથી ભરપુર થઇને પાછો ફરે તેમજ સૌથી પહેલાં પોતાના અકીદાઓ દુરસ્ત કરવા જોઇએ.

**-: વિગતો :-**

આપ અહીં બે વાર તશરીફ લાવ્યાં; પરંતુ ખુબ જલ્દીમાં પાછા ફરી ગયાં. એટલી ફુરસદ ન મળી કે સોહબતના કેટલાંક હકકો અદા કરવામાં





આવે. મુલાકાતનો હેતું કાં તો ફાયદો પહોંચાડવાનો હોય છે અથવા તો ફાયદો હાંસીલ કરવાનો અને જો મહેફીલ આ બંને વાતોથી ખાલી હોય તો તે બેકાર અને અવિશ્વસનીય છે.

આ એહલુલ્લાહ લોકોની ખિદમતમાં પોતાને તદ્દન ખાલી કરીને જવું જોઇએ જેથી ભરપુર થઇને પાછો ફરે. અને (આ રીતે) પોતાની મુફલીસી તથા મોહતાજી જાહેર કરવી જોઇએ. જેથી તેઓ તેની ઉપર મોહબ્બત અને શફક્કત ફરમાવે; આ રીતે (તેના માટે) ફૈઝનો માર્ગ ખુલી જાય. ભરપુર થઇને જવામાં કે ભરપુર થઇને પાછા ફરવામાં કોઇ મઝા નથી. પોતે ભરપુર હોવાનો ખ્યાલ બિમારી (રૂહાની બિમાર)ના કારણે છે; અને આ પ્રકારની બેન્યાઝી (બેપરવાઇ, મોટાઇ) તેને સરકશીમાં નાંખી દેશે.

હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ) ફરમાવે છે કે, સૌથી પહેલાં ન્યાઝમંદી(મોહતાજી) અને ખસ્તા દીલનું હોવું જરૂરી છે, પછી શિકસ્તા દીલ (તુટેલા દીલ) તરફ તવજ્જોહ્ થઇ શકે છે. આમ, બંદગાને હકકની તવજ્જોહ્ હાંસીલ કરવા માટે મોહતાજી જરૂરી છે.

અને જ્યારે આ સમયગાળા દરમ્યાન એક તાલીબે ઇલ્મ અહીં(આપની પાસે) આવ્યો અને આપની ખિદમતમાં ભલામણની તલબ જાહેર કરી, તો મારા દિલમાં આવ્યું કે, આપને માત્ર તશરીફ લાવવાનો પણ હક છે. માટે(મારે) ખુદની તરફથી શકય હોય ત્યાં સુધી હકની અદાયગી કરવી જોઇએ. જે અનુસંધાને અહીં (હું) અગાઉનો બદલો ચુકવવા અને ખોટ પુરી કરવા માટે સમય અને સંજોગ અનુસાર કેટલાક શબ્દો કલમ વડે લખીને આપની ખિદમતમાં મોકલી રહ્યો છું. **વલ્લાહો મુલ્હીમુસ્સવાબ વલ્મૌવ્કુફુલ્લીસ્સદાદ.**

હે સઆદતની નિશાનીવાળા, જે કંઇ આપણા ઉપર લાઝમી અને જરૂરી છે તે ઉલ્માએ હક (શકરૂલ્લાહોત્આલા સઇય્યહુમ) ના તરીકા મુજબ અને કિતાબ તથા સુન્નતના તકાઝા પ્રમાણે અકીદાઓ દુરસ્ત કરવા છે અને પછી પોતાને આ અકીદાઓ ઉપર કાયમ રાખવું છે. કે જેને ઉલ્માએ એહલે સુન્નતે કુર્આન તથા સુન્નત વડે હાંસીલ કરેલ છે; જો તે (અકીદાઓ)આ બુઝુર્ગોના મંતવ્યો અનુસાર ન હોય તો અમારૂં કે તમારૂં કુર્આનના અર્થોને સમજવું કોઇ કામનું નથી, કારણકે દરેક બિદઅતી તથા ગુમરાહ પોતાના બાતીલ એહકામોને કુર્આન તથા સુન્નત મુજબ જ હોવાનો દાવો કરી રહ્યો છે અને અહીંથી જ હાંસીલ કરવાનું કહી રહયો છે. જોકે તેઓનું આ પ્રકારનું

ગુમાન હકના મુકાબલામાં કોઇ જ ફાયદો આપનાર નથી.

બીજા ક્રમ પર શરઇ હુકમો એટલેકે હલાલ, હરામ તેમજ ફર્ઝો અને વાજીબોનું ઇલ્મ હાંસીલ કરવું તથા ત્રીજું એ ઇલ્મ મુજબ અમલ કરવો છે. ત્યાર બાદ ચોથું તઝકીયાએ નફસ અને તસ્ફીયા (દીલની સફાઇ)નો તરીકો અપનાવવો મુનાસીબ છે, જે સુફીયા કિરામ(કદ્દસ્સલ્લાહો ત્આલા અસરારોહુમ) સાથે ખાસ રીતે સંકળાયેલો છે. આમ, જ્યાં સુધી અકીદાઓ દુરસ્ત નહીં કરવામાં આવે ત્યાં સુધી શરઇ હુકમોનું ઇલ્મ કોઇ જ ફાયદો પહોંચાડતો નથી અને જ્યાં સુધી આ બંને (અકીદાઓની દુરસ્તગી અને શરઇ હુકમોનું ઇલ્મ) હાંસીલ ન કરે અમલ નફો આપતો નથી. એ જ રીતે જ્યાં સુધી આ ત્રણેય પરિપુર્ણ ન થાય ત્યાં સુધી 'તઝકીયા' અને 'તસ્ફીયા'ની પ્રાપ્તી અસંભવીતછે. જે રીતે સુન્નતોં ફર્ઝોને પરિપુર્ણ કરનાર છે એ જ રીતે આ ચાર પાયાની બાબતોની સંપુર્ણતા અને પરિપુર્ણતા પછી જે કંઇ છે, તે તમામ વ્યર્થ તથા બેહુદા કામોમાં દાખલ છે.

**વ મીન હુસ્નીલ્ઇસ્લામુલ્મર્એ તર્કહુ મા લાયઅ્નીહ વ ઇશ્તફાલોહુ બે માયાઅ્નેહી..** (અર્થાત્:- બંદાના હુસ્ને ઇસ્લામની નિશાની એ છે કે બેહુદા વાતોને છોડીને જરૂરી કાર્યોમાં મશ્ગુલ થઇ જાય.)

જે હિદાયતની પયરવી કરનાર અને મુસ્તફા (સલ્લલ્લાહો અલયહે વ અલા આલેહીસ્સલવાતો વત્તસ્લીમાત)ની તાબેદારીનો પાબંદ છે તે દરેક શખ્સ પર સલામતી નાઝીલ થાય.

(દફતર. ૧, ભાગ-૩, મકતુબ નં. ૫૮)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મકતુબ શરીફમાં હઝરત ઇમામે રબ્બાની ,કય્યુમે ઝમાની, સરકાર મુજદ્દીદે અલ્ફેસાનીએ એહલુલ્લાહની મહેફીલમાં હાજર થવાના આદાબો પૈકી એક ખુબ જ મહત્વના અદબનો ઉલ્લેખ કર્યો છે. એહલુલ્લાહની બારગાહમાં જે પોતાની ઝાતને ખાલી કરીને ગયો અને પોતાની મોહતાજી તથા મુફલીસી પ્રગટ કરી તેના માટેજ ફૈઝનો દરવાજો ખુલે છે; અને જે પોતાને ભરપુર સમજીને ગયો તે હંમેશા નુકસાનમાં રહેનાર છે. સૌ પહેલાં તો ખુદને ભરપુર સમજવું એ જ સૌથી મોટી રૂહાની બિમારી છે. જે પોતાની ઝાતને ભરપુર સમજે છે તે હકીકતમાં તદ્દન ખાલીખમ છે.આ માર્ગની અંદર સૌથી પહેલાં ન્યાઝમંદી અને ખસ્તાદીલની જરૂરત છે, પછી જ આ





શિકસ્તા દીલ તરફ એહલુલ્લાહની તવજ્જોહ્ પરિવર્તિત થઇ શકે છે.

ત્યાર બાદ આપે ચાર વાતો જરૂરી ગણાવી છે. (૧)એહલે સુન્નત વલ્જમાઅતના ઉલ્માઓના મંતવ્ય મુજબ પોતાના અકીદાઓને સહી તથા દુરસ્ત કરવા (૨)શરઇ હુકમો એટલે કે હલાલ, હરામ અને ફર્ઝો તથા વાજીબોનું ઇલ્મ હાંસીલ કરવું (૩)આ ઇલ્મ મુજબ અમલ કરવો અને (૪) તઝકીયાએ નફસ (નફસની પાકીઝગી) તથા તસ્ફીયાએ કલ્બ (દીલની સફાઇ)નો તરીકો અપનાવવો જે સુફીયાએ કિરામ (કદ્દસ્સલ્લાહો ત્આલા અસરારોહુમ) સાથે ખાસ રીતે સંકળાયેલ છે; આ સિવાય જે કંઇ કાર્યો છે તે તમામ બે હુદા અને વ્યર્થકાર્યોમાં દાખલ છે.

હઝરત મહેબુબે સમદાની (કુદ્દસ્સીર્રહુ)એ સૌપ્રથમ અકીદાઓની દુરસ્તગીને અગ્રતા આપેલ છે, કારણકે અકીદાઓની દુરસ્તગી પર જ અમલોનો આધાર છે; જો અકીદા અને યકીન દુરસ્ત નથી તો તમામ આમાલો વ્યર્થ છે. આપ એક જગ્યાએ ફરમાવે છેકે, 'દરેક અકકલમંદ અને બાલીગ પર સૌપ્રથમ એ જરૂરી છેકે પોતાના અકીદાઓ ઉલ્માએ એહલેસુન્નત વલ્જમાઅતે (અલ્લાહત્આલા તેઓની કોશીષોને કબુલ ફરમાવે.) બયાન કરેલ અકીદાઓ મુજબ કરી લે; કારણકે નજાત (છુટકારો)નો આધાર આ બુઝુર્ગોના બયાન કરેલા અકીદાઓની પયરવી પર છે; તે દિવસે (કયામતના દિવસે)નજાત માત્ર આ બુઝુર્ગોની પયરવી કરનારાઓને જ નસીબ થશે.' અને માત્ર એહલે સુન્નત વલ્જમાઅત જ એ ગિરોહ છે જે નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)અને આપના સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન)ના સીધા માર્ગ પર કાયમ છે.

વર્તમાન સમયના ફીર્કાઓ બેશુમાર એતેકાદી ગુમરાહીઓમાં સપડાયેલા છે આમ મુસલમાનોને પણ ગુમરાહ કરવામાં ડુબેલાં છે. જેમકે એક ફીર્કો હદીષે નબવીનો મુન્કીર છે; એક ફીર્કો ફીકહ અને ઇમામોની તકલીદ નો મુન્કીર છે; તથા તકલીદ અને ઇજતેહાદને શીર્ક તથા બિદઅત કહે છે. એક અન્ય ગિરોહ સહાબાએ કિરામની શાન તથા તાઅ્ઝીમનો મુન્કીર છે. અને મઆઝલ્લા અકાબીર સહાબા અને ખુલ્ફાએ રાશેદીન (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન)ને બુરા-ભલા કહે છે; તેમજ તેઓને બેદીન તથા મુનાફીક કહે છે.એક ગિરોહ યઝીદ પલીદની પ્રસંશા કરતા થાકતો નથી. અને એહલે બૈત (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન)ની તૌહીન

તથા બેઅદબીમાં ખુશી મહેસુસ કરે છે. તો એક ફીર્કો એ છેકે જે બુઝુર્ગોને દીનના તસર્રુફાતો (કરામતો), ઈમદાદો તથા વસીલાનો મુન્કીર છે; અને વળી પાછા આ દરેક પોતાની સદાકત અને હકાનીયત માટે કુર્આન અને હદીષથી દલીલો પેશ કરે છે; પરંતુ હકીકત એ છે કે હક તથા નજાતના માર્ગ પર માત્ર એહલે સુન્નત વલ્જમાઅત જ કાયમ છે; જેમકે હઝરત સરકાર મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ)એ તેનું વિવરણ કર્યું છે.

## મકતુબ શરીફ નં. ૩

**પ્રતિ :**

**હઝરત સિયાદત પનાહ મીર મોહંમદ નોઅ્માન બદખ્શી**

**(કુદ્દસ્સીર્રહુ)**

**-: વિષય :-**

સિલસિલાએ આલીયાહ નકશબંદીય્યાહની નિસ્બતરૂપી મહાન નેઅ્મત પ્રાપ્ત થવા બદલ શુક્રીયા અદા કરવા માટે તથા એ વાતોના બયાન પેટે કે આ તરીકામાં તાબેદારી તથા વારસારૂપે કમાલાતે નબુવ્વત તરફ માર્ગ ખોલી દેવામાં આવે છે તેમજ આ તરીકામાં જે શખ્સ પોતાના વાકેઆતો(રૂહાની ઘટનાઓ) તથા ખ્વાબો પર ભરોસો કરીને નવી-નવી વાતો ઉપજાવી કાઢે છે અને તરીકાના આદાબોનું ધ્યાન રાખતો નથી, તેને હંમેશા નુકસાન તથા નિરાશા જ સાંપડે છે. વગેરે...

**-: વિગતો :-**

**અલ્હમ્દોલીલ્લાહે વ સલામુન અલા ઈબાદેહીલ્લઝીનસ્તફા.** અલ્લાહ ત્આલાની હમ્દ અને તેના પ્રિય બંદાઓ પર સલામતી હો.

એ મહાન નેઅ્મતોનો શુક્ર કઇ રીતે અદા કરી શકાય કે અલ્લાહ ત્આલાએ આપણા જેવા ફકીરોને એહલે સુન્નત વલ્જમાઅતના મંતવ્ય મુજબ દુરસ્ત અકીદાઓ અતા ફમાવ્યા પછી આ મહાન નકશબંદી તરીકાના સુલુક વડે ફૈઝયાબ ફરમાવીને આ બુઝુર્ગ ખાનદાનના એહલે નિસ્બત મુરીદોંમાં આપણો સમાવેશ કર્યો.

ફકીરની નઝદીકતો આ તરીકામાં એક ડગલું આગળ વધવું બીજા તરીકામાં સાત ડગલાં આગળ વધવાં કરતાં વધુ શ્રેષ્ઠ છે. તાબેદારી તથા વારસારૂપે કમાલાતે નબુવ્વત તરફનો માર્ગ ખાસ આ તરીકા (નકશબંદીય્યાહ)માં જ ખુલે છે. (કારણકે)બીજા તરીકાઓનો અંત માત્ર





કમાલાતે વિલાયતના અંત સુધી જ છે, ત્યાંથી કમાલાતે નબુવ્વત તરફ તેમાં કોઇ માર્ગ ખુલતો નથી. એટલા માટે જ ફકીરે પોતાના ગ્રંથો તથા રિસાલાઓમાં લખ્યું છેકે, આ બુઝુર્ગોનો તરીકો સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન)નો તરીકો છે; જે રીતે સહાબાએ કિરામે વારસારૂપે કમાલાતે નબુવ્વતમાંથી પુરતો હિસ્સો હાંસીલ કર્યો છે, એ જ રીતે આ તરીકાના અંતિમ દરજ્જે પહોંચેલો તાલીબ (મુન્તહી) તાબેદારીરૂપે તેઓના કમાલાતોમાંથી પુરેપુરો હિસ્સો મેળવી લે છે. એટલું જ નહીં પરંતુ આ તરીકાને દઢતાપુર્વક વળગી રહેનાર પ્રારંભીક દરજ્જાના તથા મધ્યમ દરજ્જાના તાલીબો પણ આ તરીકાના મુન્તહીઓ સાથે પુરેપુરો લાગણીસભર સંબંધ ધરાવતા હોવાથી(આ કમાલાતની પ્રાપ્તીના)ઉમ્મેદવાર છે. (હદીષેપાક મુજબ કે) **''અલ્મરઓ મઅ મન અહબ્બ.''** (અર્થાત્:- આદમી તેની સાથે જ છે, જેની સાથે તેને મોહબ્બત છે.)

આ (હદીષેપાક) દુર રહેનારાઓ તથા વિયોગીઓ માટે ઘણી જ મોટી ખુશ ખબરી છે. જે(લોકો) તરીકાના આદાબોનું ધ્યાન રાખતા નથી, તેમજ તેમાં નવા-નવા કાર્યો તથા પ્રણાલીઓ ઉપજાવી કાઢે છે અને તરીકાની વિરુદ્ધ રીતે ફક્ત પોતાના વાકેઆતો (મુરાકેબામાં બનતી ઘટનાઓ) અને ખ્વાબો પર ભરોસો કરી લે છે તેઓને આ તરીકામાં દાખલ થયા પછી પણ નિરાશા અને નુકસાન જ સાંપડે છે; તો તેમાં તરીકાનો શું વાંક ? (કારણકે) તેઓતો પોતાના વાકેઆતો અને ખ્વાબો પર ચાલી રહ્યા છે એટલે કે પોતાની મનેચ્છા મુજબ કાબાથી મુખ ફેરવીને તુર્કસ્તાન તરફ જઇ રહ્યા છે.

**'તરસમ ન રસી બ કાઅ્બા અય એઅ્રાબી,**
**ઈ રહ કે તુ મી રવી બ તુર્કીસ્તાં અસ્ત.'**

(અર્થાત્:- હે ગામડીયા, મને ડર છેકે તું કાબા સુધી નહીં પહોંચી શકે કારણકે તે અપનાવેલો માર્ગ (કાબા તરફ નહીં પરંતુ)તુર્કસ્તાન તરફ જઇ રહ્યો છે.)

એ સારું ન કહેવાય કે આ તરીકાના એહલે તરીકત એહબાબોની પુરી એકાગ્રતા અને તાલીબોમાં ઉગ્ર રૂહાની જુસ્સો હોવાની હાલતમાં હું તમને અહીંથી હટાવી દઉં. અગાઉ જ્યારે આ સ્થળેથી સ્થળાંતર માટે સંકેત મળ્યો હતો તો તે કેટલીક શર્તોને આધીન હતો અને હજુ પણ એ જ શર્તો લાગુ પડી રહી છે.

હા, આ તરીકામાં કશી રૂકાવટ ન ઉદ્ભવે એ રીતે વાંરવારના ઇસ્તેખારા

અને હૃદયની પ્રફુલ્લીતતા(ઇન્શીરાહે કલ્બ)પછી અન્ય કોઇ વ્યક્તિને પોતાના સ્થાન પર કાયમ કરીને તમે નિઃસંકોચ પણે કશી અવઢવ વગર અહીં આવી શકો છો.

(નહીંતર) આ શરતોને આધીન રહીને ત્યાંના મામલાને (તાલીબો ઉગ્ર જોશને) વેરવીખેર કરશો નહીં તેમજ તાલીબોની એકાગ્રતામાં કશા જ વિઘ્નો નાંખતા નહીં. આથી વધુ અતિશયોક્તિ શું કરું ?.....**વસ્સલામ**

(દફ્તર -૧, હીસ્સો.પ, મકતુબ નં.૨૮૧)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

સરકાર મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્હુ)એ આ મકતુબ શરીફમાં બે બાબતોની પ્રાપ્તીને ખુબ જ મહાન નેઅ્મતો કહી છે. (૧) એહલે સુન્નત વલ્જમાઅતના ઉલ્માઓના મંતવ્યો મુજબ પોતાના અકીદાઓ દુરસ્ત હોવા અને (૨) આ મહાન નકશબંદી તરીકાની નિસ્બતનું હાંસીલ થવું.

એહલે સુન્નત વલ્જમાઅતના અકીદાઓ મુજબ પોતાના અકીદાઓ દુરસ્ત હોવા એ સૌથી મહાન નેઅ્મત એટલા માટે કહી છેકે, એહલે સુન્નત વલ્જમાઅત ઉમ્મતે મોહંમદીય્યાહ અને મિલ્લતે મુસ્તફવીય્યાહ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની સૌથી મોટી એકતા(વહેદત) અને સ્પષ્ટ બહુમતીનું નામ છે; કે જેઓના અકીદાઓ સહાબાએ કિરામ, એહલે બૈયતે ઉઝઝામ, સલ્ફસાલેહીન અને અઇમ્માએ મુજતહેદીન(રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન) ના સંશોધનને બિલ્કુલ અનુરૂપ છે. આ બુઝુર્ગોની તાબેદારી વગર નજાતની કલ્પના પણ અશકય છે.અને આ લોકોના તરીકાને જ 'સીરાતે મુસ્તકીમ' કહેવામાં આવે છે. કે જેની ઉપર દઢતા હાંસીલ કરવાની તાકીદ ફરમાવવામાં આવી છે; અને આ માર્ગ જ દરેક પ્રકારની અતિશયોક્તિઓ તથા ગુમરાહીઓથી તદ્દન પાક છે. તદુઉપરાંત, જેની ઉપર ગઝબ નાઝીલ થયો છે તેવા અને ગુમરાહ થયેલાં લોકોના માર્ગથી દુર રહેવાની દુઆ પણ આપણને શીખવાડવામાં આવી છે. જેમકે, **'એહદેનસ્સીરાતલ્મુસ્તકીમ. સિરાતલ્લઝીન અન્અમત અલયહીમ ગયરીલ્મગ્દુબે અલયહીમ વલ્દદાઅલ્લીન.'** (આમીન..)

ત્યારબાદ બીજી મહાન નેઅ્મત છે- આ નકશબંદી તરીકાની નિસ્બતનું હાંસીલ થવું. જેના બે કારણો છે.(૧)આ તરીકામાં એક ડગલું આગળ વધવું એ અન્ય તરીકાઓમાં સાતડગલાં આગળ વધવાથી પણ વધુ





શ્રેષ્ઠ છે. આપના આ મંતવ્યથી સાબીત થાય છેકે 'કુર્બેઇલાહી'ની પ્રાપ્તીના તમામ તરીકાઓ પૈકી આ તરીકો સૌથી વધુ ટુંકો અને સૌથી વધુ ઝડપી છે. તેમાં તાલીબને શરૂઆતથી જ જઝબાહ્ની દૌલત હાંસીલ થઇ જાય છે, જેના થકી અંતર ખુબ ઝડપથી પાર થઇ જાય છે; માટે જ આ તરીકો આજના આધુનિક અને ઝડપી યુગને તદ્દન અનુરૂપ અને તાલીબ માટે ખુબજ ફાયદા કારક છે; ઓછી મહેનતે વધુ હાંસીલ કરી લે છે. અને બીજું કારણ એ છેકે(૨) આ તરીકાનો માર્ગ અંતમાં જઇને 'કમાલાતે નબુવ્વત' તરફ ખુલે છે; જે આ તરીકાની ખાસ વિશેષતા છે; જ્યારે અન્ય તરીકાઓનો અંત માત્ર 'કમાલાતે વિલાયત'ના અંત સુધી જ છે.

અહીં 'કમાલાતે વિલાયત' અને 'કમાલાતે નબુવ્વત' આ બંને વાતોને સમજવી જરૂરી છે, તો જ આ મહાન નકશબંદી તરીકાની આ ખાસ વિશેષતાને સમજી શકશે.

**કમાલાતે વિલાયત :** એટલે કે વિલાયતના મકામનાં કમાલાતો, જેમાં ફના તથા બકા, હાલ, નિસ્બત, મુશાહેદા, બેખુદી, ઇસિતગરાક, સહવ, સુકર, કશ્ફો-કરામત વગેરે બાબતોનો સમાવેશ થાય છે. તાલીબને પ્રાપ્ત તથા વિલાયતના કમાલાતોંના નકશબંદી બુઝુર્ગોએ ત્રણ પ્રકારો ગણાવ્યા છે.(૧) વિલાયતે સુગરા (૨)વિલાયતે કુબ્રા અને (૩)વિલાયતે ઉલીયા. જેમાં (૧) વિલાયતે સુગરામાં તાલીબ અલ્લાહત્આલાના અસ્મા તથા સિફાતોનાઝીલ (પ્રતિબિંબો)નોફૈઝ હાંસીલ કરે છે; જે ઔલીયા અલ્લાહની વિલાયત છે. (૨)વિલાયતે કુબ્રામાં તાલીબ અલ્લાહત્આલાના અસ્મા તથા સિફતોની અસલનો ફૈઝ હાંસીલ કરે છે. અને આ વિલયાત અંબિયાએ કિરામ(અલયહીમુસ્સલાતો વત્તસ્લીમાતો)ની વિલાયત છે. અને (૩) વિલાયતે ઉલીયા જે ફરિશ્તાઓની વિલાયતના કમાલાતો છે. જ્યારે સાલીક વિલયાતના આ ત્રણેય કમાલાતો હાંસીલ કરી લેછે ત્યારબાદ કમાલાતે નબુવ્વતના મકામમાં પ્રવેશે છે.

★ કમાલાતે નબુવ્વતઃ- તાલીબ જ્યારે વિલાયતે ઉલીયાના ફૈઝાન તથા અન્વારો વડે ફૈઝયાબ થઇ ચુકે છે અને તેની તલબ હજુ વધુ પ્રાપ્તીની છે તો અલ્લાહ ત્આલા તેને કમાલાતે નબુવ્વતના ફૈઝાન વડે નવાઝે છે. આ મકામનો વલી એવી પરિપુર્ણતા અને કમાલાતો વડે મુશર્રફ થાય છે કે વિલાયતે સુગરા, કુબ્રા કે ઉલીયાના ઔલિયાઓ તેના કમાલાતોની કોઇ હદબંધી કે સમજણ પ્રાપ્ત કરી શકતો નથી. અને એ ખાસ બંદો **'અલઉલ્માઓ**

**વરેસતુલ્અમ્બિયા.'** (અર્થાત્‌ઃ- ઉલ્માઓ અંબિયાના વારસદારો છે.)ને પુરેપુરો લાયક બને છે. તેમજ **''ઉલ્માઓ ઉમ્મતી કઅમ્બિયાએ બની ઈસ્રાઈલ.''** (અર્થાત્‌ઃ- મારી ઉમ્મતના ઉલ્મા બની ઈસ્રાઈલના અંબિયા સમાન છે.)નું સંપૂર્ણ સ્વરૂપ પ્રાપ્ત કરે છે.

વિલાયતના આ મકામમાં ઝૌકો-શોક અને બેતાબી વગેરે કંઈજ હોતું નથી. માત્ર બુર્દે યકીન, (યકીનની ઠંડક) રઝાઓ-તસ્લીમ અને ખાતીમુન્નબીય્યીન (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની સુન્નતની ઈત્તેબા હોય છે. તેનામાં આજેઝી, નેસ્તી તથા સ્વદોષોનું દર્શન વધુ હોય છે. આ મકામનો વલી પોતાની કોઈપણ ઈબાદતને રબને લાયક ગણતો નથી. આ મકામનો વલી હંમેશા સહવ (હોંશ)ની હાલતમાં રહે છે, તેનાથી ક્યારેય સુક્રીયા કલામ (મસ્તીભરી વાણી) જાહેર થતો નથી; માટે જ તે મખ્લુકની હિદાયતને લાયક છે અને આ મકામનો વલી જ ખરેખર 'વારીસુલ્અંબિયા' છે કે જે હિદાયતનું કાર્ય અંજામ આપી શકે છે.

માત્ર થોડું ઘણું ઈલ્મ હાંસીલ કરીને પોતાને 'વારિસુલ્અંબિયા' તરીકે ઓળખાવનાર લોકો અહીં પોતાનો ધડો લે; **કારણકે માત્ર જાહેરી ઈલ્મ વડે હિદાયતના કાર્યને અંજામ આપી શકાતું નથી; હિદાયતના કાર્યો માટે બાતીની અન્વારો જરૂરી છે. તો જ્યારે આવા અન્વારો વિહોણાં અને કોરાકટ બાતીન ધરાવતાં લોકો હિદાયતનું કાર્ય અંજામ આપવા માંડશે તો તેનાથી ઉલ્ટી ગુમરાહી જ ફેલાશે.** આ સંદર્ભમાં જ ડો.ઈકબાલે કહ્યું છેકે,

**'સીના રોશન હો તો હય સોઝે સુખન ઐન હયાત,**
**હો ન રોશન તો સુખન મર્ગે દવામ અય શાકી.'**

એટલે કે જો સીનામાં અન્વારે ઈલાહી ભરેલાં હોય અને જો તે તકરીર કે કલામ કરશે તો આવી તકરીર અને કલામ અનંત જીવન અર્પનારો છે; પરંતુ જો કલામ કે તકરીર કરનારનો સીનો બાતીની અન્વારોથી તદ્‌ન કોરોકટ હશે તો તેની આ વાત-ચીત કે તકરીર શ્રોતાઓને હંમશાની મૌતમાં ધકેલી દેશે.

વર્તમાન સમયમાં તકરીરો અને નસીહતો લોકોમાં હાલની કૈફીયત પૈદા કરી શકતી નથી કે ન તો તેની કશી અસર થાય છે; તેના માટે આ મુકર્રીરો અને નસીહતો કરનારનું કોરૂંકટ બાતીન જ જવાબદાર છે.

## મકતુબ શરીફ નં. ૪

**-: પ્રતિ :-**

**હઝરત અલ્લામા હાજી મોહંમદ લાહોરી**

(રેહમતુલ્લાહ અલયહે)

**-: વિષય :-**

દીનદાર આલીમની તારીફમાં તેમજ જેઓએ ઈલ્મને દુનિયા પ્રાપ્તીનું માધ્યમ બનાવી લીધું છે અને દુનિયાના પ્રેમમાં ડુબી ચુકયા છે એવા આલીમોની ખરાબી અનુસંધાને.

**-: વિગતો :-**

દુનિયાનો પ્રેમ તથા આકર્ષણ આલીમોના સુંદર ચહેરા પર અત્યંત કદરૂપો ડાઘ છે આ આલીમોથી મખ્લુકને જરૂર ફાયદો થાય છે તેમજ શરીઅતના અહેકામોના પ્રચાર અને દીનની તાકતને મજબુત કરવામાં તેઓ જરૂર સહાયભુત છે, પરંતુ તેઓના ખુદના માટે પોતાનું ઈલ્મ ફાયદાકારક નથી. શરીઅતની મદદ તથા દીનની મજબુતી તેઓ ઉપર આધારીત છે છતાં ક્યારેક એવું પણ બને છેકે, અલ્લાહત્આલા દીનની આવી મદદ ક્યારેક ફાસીક અને ફાજીર (ગુનેહગારો) વ્યકિત દ્વારા પણ લઈ લે છે જે રીતેકે હુઝુર સય્યદુલ્મુર્સલીન (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) એ ફાજીર વ્યકિતની મદદ સબંધે ફરમાવ્યું કે, **'ઈન્નલ્લાહ લે યોઅય્યેદો હાજદ્દીને બી રૈજુલીલ્ફાજીર'** (અર્થાત્‌ઃ- બેશક, અલ્લાહત્આલા આ દીનની મદદ ફાજીર વ્યકિત દ્વારા લઈ લે છે.) જોકે આવા દુનિયાના પ્રેમમાં ગળાડુબ આલીમો પારસમણી સમાન છે. કે જે લોખંડ અને તાંબાને સોનું બનાવી દે છે. પરંતુ પોતે તો પત્થરનો પત્થર જ રહે છે. તેનું દ્રષ્ટાંત પત્થર તથા વાંસની અંદર છુપાયેલી આગ જેવું છે કે જેના વડે દુનિયા તો ફાયદો મળવે છે પરંતુ તે પોતે પોતાની આગથી વંચિત રહે છે. હું તો એમ પણ કહું છું કે, આ ઈલ્મ તેઓ ખુદ માટે પણ નુકસાનકારક અને તકલીફ આપનાર છે. કારણકે આ ઈલ્મે તેઓ ઉપર હુજ્જત કાયમ કરી દીધી છે. જેમકે, **''ઈન્ન અશ્શદ્દન્નાસે અઝાબન યવમલ કયામતે આઅ્લમો લેમા યન્નફઅહુલ્લાહો બે ઈલ્મેહી.''** (અર્થાત્‌ઃ- કયામતના દીવસે સૌથી વધુ અઝાબ તે વ્યકિતને થશે જેને અલ્લાહત્આલાએ તેના ઈલ્મનો ફાયદો ન પહોંચાડયો.)

આવા આલીમોનું ઈલ્મ ખુદના માટે તકલીફરૂપ અને નુકસાનકરતાં કેમ ન હોય કે જે ઈલ્મ અલ્લાહત્આલાની નિકટ અત્યંત પ્રિય (મહેબુબ)

તેમજ સકળ સૃષ્ટિમાં સર્વશ્રેષ્ઠ છે તેનેજ તેઓએ આ તુચ્છ દુનિયાના માન-મોભાઓ અને ધન-દૌલત કમાવવાનું સાધન બનાવી લીધું. આ દુનિયા તો અલ્લાહત્આલાની નિકટ અત્યંત તુચ્છ તેમજ સકળ સૃષ્ટિમાં સૌથી વધુ બદતર છે. આ રીતે જે વસ્તુ અલ્લાહ ત્આલાની નિકટ અત્યંત ઈજ્જતવાળી હોય તેને તુચ્છ બનાવવી અને જે વસ્તુ તદ્દન તુચ્છ છે તેને ઈજ્જત અર્પવી કેટલી હદે ખરાબ છે? અને હકીકતમાં તો આ અલ્લાહ ત્આલા સાથે જ મુકાબલો છે.

ફતવાઓ લખવા તેમજ દીની તાલીમ આપવી ત્યારે જ ફાયદાકારક છે જ્યારે કે તે માત્ર અલ્લાહની રઝા માટે જ હોય અને જેમાં માન-મોભો હાંસીલ કરવાનો, નેતાગીરીનો, ધન-દૌલત પ્રાપ્ત કરવાનો વિચાર સુદ્ધા પણ ન હોય અને તેની સ્પષ્ટ નિશાની એ છેકે, તેઓએ દુનિયાની વસ્તુથી વૈરાગ્ય અપનાવ્યો હોય અને દુનિયાથી બીલકુલ અલિપ્ત હોય જે આલીમો દુનિયાના આકર્ષણથી સંમોહીત થઇ ચુકયા છે તેઓ જ દુનિયા પરસ્ત આલીમો છે. અને આ સૌથી ખરાબ લોકો છે, દીનના ચોર છે. જો કે તેઓ પોતે તો પોતાને દીનના પેશવા તેમજ સકળ સૃષ્ટિથી શ્રેષ્ઠજ સમજે છે.

**''વ યહસબુન અન્નહુમ અલા શયઇન અલા ઈન્નહુમ હુમુલ્કાઝેબુન ઈસ્તહવઝ અલયહીમુશ્શયતાનો ફ અન્સાહુમ ઝીક્રલ્લાહ, ઉલાઇક હીઝબુશ્શયતાને અલા ઈન્ન હીઝબુશ્શયતાને હુમુલ્ખાસેરીન.''** (અર્થાત્:- તેઓ એવી માન્યતા ધરાવે છે કે અમે કંઇક છીએ પરંતુ ખબરદાર તેઓ જ જુઠા છે. શૈતાને તેઓ ઉપર કાબુ હાંસીલ કરી લીધો છે. અને અલ્લાહની યાદથી ગાફીલ કરી દીધા છે. તેઓ જ (આ વ્યકિતઓ જ)શૈતાનનું ટોળું છે. ખબરદાર શૈતાનનું ટોળું જ નુકસાનમાં છે.)

એકવાર કોઇ અલ્લાહવાળાએ જોયું કે, શૈતાન બીલ્કુલ નવરોધુપ બેઠો છે તેમજ લોકોને ગુમરાહ કરવાથી અને દીલોને બહેકાવવાથી બેફીકર બની ગયો છે. તો તે બુઝુર્ગે આ વાતનું રહસ્ય પુછયું તો શૈતાને કહ્યું કે, 'દુનિયાની મોહમાયામાં ફસાય ચુકેલાં આલીમો મારા આ(ગુમરાહીના)કાર્યમાં જબરદસ્ત મદદગાર છે અને તેઓએ મને આ કાર્યથી બીલ્કુલ નવરોધુપ કરી દીધો છે.' અને હકીકત પણ એછેકે હાલમાં શરીઅતના અહેકામોમાં જે પ્રકારનું સુસ્ત વલણ દેખાય રહ્યું છે. તેમજ દીનના પ્રચાર અને પ્રસારમાં જે વિઘ્નો દેખાય રહ્યા છે તેનું મુળ કારણ આ દુનિયા પરસ્ત આલીમોની કમબખ્તી અને તેઓની નિમ્નકક્ષાની વિચારસરણી જ છે.





પરંતુ હા, જે આલીમો દુનિયાના માલ-દૌલત તથા માન-મોભાઓ હાંસીલ કરવાની આકાંક્ષાથી મુકત થઇ ચુકયા છે તેમજ દુનિયાથી બિલ્કુલ નિર્લેપ અને અલિપ્ત છે તેઓ જ ખરેખર દીનદાર આલીમો અને અંબિયા કિરામ(અલયહિમુસ્સલામ)ના સાચા વારસદારો છે. તેમજ તેઓજ સર્વશ્રેષ્ઠ મખ્લુક છે, લોકો કયામતના દીવસે તેઓની સીયાહી(ink)નું વજન અલ્લાહની રાહમાં શહીદ થયેલાંના લોહી સાથે કરવામાં આવશે તો તેઓની સીયાહી (ink)નું ત્રાજવું ભારે હશે અને આવા આલીમોની પ્રશંસામાં કહેવામાં આવ્યું છે કે, **'નવમુલ્આલીમે ઈબાદતુન'** (આલીમોનું ઉંઘવું પણ ઈબાદત છે.) આ એવા આલીમો છે જેઓએ દુનિયાની બુરાઇઓ અને દુષ્ટતાઓ અનુભવેલી છે અને તેઓને આખેરતની સુંદરતા સારી લાગી તેઓએ દુનિયાને વિનાશકારી તેમજ પતનના ડાઘથી કલંકીત જોઇ તથા આખેરતને અવિનાશકારી તેમજ હંમેશગીના આભુષણ વડે સુશોભીત જોઇ અને માટેજ તેઓ એ પોતાને વિનાશકારી દુનિયાથી અળગા કરીને આખેરતના હવાલે કરી દીધાં.

આમ, આખેરતની મહાનતાને સ્વીકારવી એ અલ્લાહત્આલાની તરફ ધ્યાનીત થવાનું પરિણામ છે. તેમજ દુનિયાની તમામ વસ્તુઓને તુચ્છ સમજી એ જ આખેરતની મહાનતાનો સ્વીકાર કરવાની સ્પષ્ટ દલીલ છે કારણકે દુનિયાને આખેરત પરસ્પર સોતન છે (એટલેકે બે સ્ત્રી એક પુરુષના નિકાહમાં હોવા સમાન છે.)જો એક ખુશ થશે તો બીજી નારાઝ થશે માટે જો દુનિયા પ્રિય છે તો આખેરત તુચ્છ છે અને જો આખેરત પ્રિય છે તો દુનિયા તુચ્છ; કારણે આ બંનેનું એકઠું થવું એ પરસ્પર બે વિરોધી વસ્તુઓનું એકઠું થવું છે. **''મા અહસનદ્દીને વદુનિયા લ વીજતમઆ.''** (અર્થાત્:- જો દીન અને દુનિયા એકઠી થઇ જતી તો કેટલું સારું હોત ?!?)

હા, અમુક મશાઇખો કે જેઓ પોતાની મનેચ્છાઓ અને વિચારસરણીથી મુકત થઇ ચુકયા છે, તેઓ અમુક શુભભાવનાઓથી(લોકોના ફાયદા માટે) પ્રેરાયને દુનિયાદાર હોવાનો માત્ર દેખાવ કરે છે. પરંતુ વાસ્તવમાં દુનિયાથી તદ્દન અલિપ્ત છે તેઓ આ બધી જંજાળથી તદ્દન મુકત થઇ ચુકયા છે. **'રિજાલુ લા તુલ્હીહીમ તીજારતુવ્વ લા બયઉન અન્ઝીક્રીલ્લાહ.'** (અર્થાત્:-આ એવા મર્દો છે જેઓને વેપાર-ધંધો કે લેણ-દેણ અલ્લાહની યાદથી ગાફીલ કરી શકતા નથી.)

એટલેકે વેપાર-ધંધો કરવો અને કશી લેણ-દેણ કરવી તેઓ માટે અલ્લાહના ઝીક્રમાં અવરોધરૂપ નથી આ પ્રકારના દુનિયાવી કાર્યો સાથે

સંકળાયેલ હોવા છતાં તેઓ તેનાથી તદ્‌ન નિર્લેપ છે. હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) એ ફરમાવ્યું કે, ' મેં મીનાની બઝારમાં એક મર્દ વેપારીને જોયો કે જેણે આશરે પચાસ(૫૦) હજાર દીરહમોનું ખરીદ વેચાણ કર્યું છતાં પણ તેનું દીલ એક પળ માટે પણ અલ્લાહના ઝીક્રથી ગાફીલ ન હોતું'..... વસ્સલામ (દફ્તર-૧,મકતુબ નં.૩૩,ભાગ-૧)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મકતુબશરીફમાં હઝરત મુજદ્દીદે અલ્ફેસાની(કુદ્દસ્સીર્રહુ)એ દુનિયાના છેતરામણાં અને ધોખારૂપી આકર્ષણો અને માન-મોભાઓ તથા પદવીઓના મોહપાશમાં જકડાઇને ઇલ્મરૂપી મહાન દૌલતને આ કમીની અને હકીર દુનિયા કમાવવાનું સાધન બનાવીલેનાર દુનિયા પરસ્ત લેભાગુ આલીમોની ખરાબીઓ તથા આખેરતના તલબગાર દુનિયા ઉપર દીનને અગ્રતા આપનાર દીનદાર આલીમોની પ્રશંસા તેમજ તેઓની ખુબીઓને બયાન ફરમાવી છે. મકતુબશરીફની ભાષા ઘણી સીધી-સાદી અને સરળ છે. જેના માટે વિશેષ સમજુતીની જરૂરત મહેસુસ થતી નથી.

શૈતાન-લઇન જાહીલો તેમજ આલીમો બંને ઉપર પોતાનો પ્રપંચરૂપી જાળ બીછાવે છે જાહીલોને તે એ રીતે પોતાના દાવમાં ફસાવે છેકે,તારે ઇલ્મ શીખવાની કશી જ જરૂર નથી, આલીમો થકી જ દોઝખની આગ સળગશે જો તું ઇલ્મ શીખીશ તો તારે તેના ઉપર અમલ કરવો પડશે અને તું ઉલટાનો વધુ મુસીબતમાં સપડાઇ જઇશ. અલ્લાહત્આલા ગફુરુર્રહીમ છે જે તને કોઇ પણ બહાને બક્ષી દેશે વગેરે વગેરે...અને આલીમોને આ રીતે ફસાવે છેકે, તેમના મનમાં આ ત્રણ વાતો ઠસાવીને બરબાદીના માર્ગ પર લગાવી દે છે (૧) તમે અંબિયાએ કિરામના વારસદારો છો(૨) તમારું ઉંઘવું પણ ઇબાદત છે(૩) તમારી કલમની સીયાહીનું (ink) વજન 'શહીદ ફીસબીલ્લાહ'ના ખુન કરતાં પણ વધુ છે. ઇલ્મ અને આલીમોની ફઝીલત પેટે રજુ થયેલી આ ત્રણ વાતોથી તેઓ એવું સમજવા લાગે છેકે અમે જ સર્વ કાંઇ છીએ અને અમે જ સર્વેશ્રેષ્ઠ મખ્લુક છીએ આ પ્રકારની ધોખાબાજી વડે શૈતાન તેને પોતાની પ્રપંચરૂપી જાળમાં ફસાવીને અને દુનિયાના મોહપાંશમાં સપડાવીને તેના સુંદર ચહેરાને કલંકીત કરી દે છે.

હઝરત મુજદ્દીદ સાહેબ (કુદ્દસ્સીર્રહુ)એ મઝકુર મકતુબ શરીફમાં દરેક યુગમાં દીનના મામલાઓમાં ફેલાયેલી ખરાબીઓ અને શરીઅતના





અહેકામો પ્રત્યે જોવા મળતી લાપરવાહીઓ અને સુસ્તવલણ માટે આવાં દુનિયાપરસ્ત અને દુનિયાની ધોખાબાજીઓમાં સપડાયેલાં આલીમોની કમબખ્તી અને નિમ્નકક્ષાની વિચારસરણી જ કારણભુત ગણાવી છે. અને ખરેખર વર્તમાન યુગમાં પણ આ વાત અક્ષરશઃ લાગુ પડી રહી છે. હાલમાં પણ દીનના મામલાઓમાં જે કંઇ ખરાબીઓ ફેલાણી છે તેના માટે આ દુનિયા પરસ્ત, સત્તા અને પદ્દવીના લાલચુ આલીમો જ જવાબદાર છે જેમાં શંકાને કોઇ સ્થાન નથી.

મકતુબશરીફમાં આપે એવાત પણ સાબીત કરી દીધી છે, દુનીયાની સર્વશ્રેષ્ઠ મખ્લુક આ આલીમોજછે. તેમજ દુષ્ટતર મખ્લુક પણ આ આલીમોજ છે. અને વાસ્તવમાં અંબીયાએકિરામના વારસદારો એ જ આલીમો છે. દુનીયાથી તદ્દન નિર્લેપ,નિર્મોહી તથા અલીપ્ત હોય, જેઓએ દુનીયા ઉપર આખેરતને અગ્રતા આપી છે. કે જેઓ જાહેરી તથા બાતીની ઉલુમોથી બન્ને પ્રકારના ઉલુમોથી પુરી રીતે લબરેઝ છે. આ અલીમોજ 'આલીમે રબ્બાની' અને 'આલીમે રાસીખ' છે. હઝરત મુજદ્દીદે અલ્ફેસાની કુદસ્સીર્રહુ એ મકતુબ શરીફના અંતમાં કુર્આને પાકની આયત **''રીજાલુલ્લાહતુલ્હીહીમ...''** ના હવાલા વડે એવા આલીમોની ફઝીલત વર્ણવી છે. કે જેઓ 'ખીલ્વત દર અંજુમન' તથા 'દીલ બયાર દસ્તબકાર' પર અમલ કરી રહ્યા છે; અને દુન્યવી કારોબારમાં તથા લેણદેણમાં મશગુલ હોવા છતાં અલ્લાહની યાદથી જરાં પણ ગાફીલ નથી એટલે કે દુનીયામાં રચ્યા પચ્યા હોવા છતાં તથા જાહેરમાં દુનીયાદાર દેખાતા હોવા છતાં દુનીયાથી બીલ્કુલ અલીપ્ત અને અળગા છે. 'ખીલ્વત દર અંજુમન'નાં વિશેષ ખુલાસા માટે આગળ નકશબંદી કલેમાતોનું પ્રકરણ જોવું

★

## મકતુબ શરીફ નં. ૫

**-: પ્રતી :-**

**હઝરત શૈખ મોહંમદ ખૈરી**

(રેહમતુલ્લાહ અલયહે)

**-: વિષય :-**

સુન્નતે મુસ્તુફા સલ્લલ્લાહો અલયહે વસલ્લમ નું અનુસરણ કરવાની તેમજ નક્શબંદી નિસ્બતની પ્રાપ્તીનું આકર્ષણ તેમજ લગાવ ઉત્પન્ન કરવાના સંદર્ભમાં

-: વિગતો :-

આપે પોતાની મહેરબાની અને કૃપા વડે આ ખાકશારના નામે લખેલો પત્ર વાંચીને ઘણીજ ખુશી થઇ આ મહાન નક્શબંદી તરીકા ઉપર પોતાને હાંસીલ થયેલ ઇસ્તીકામત(અડગતા) વિષે આપે લખ્યું હતું **અલહમ્દોલીલ્લાહ સુબ્હાનહુ અલા ઝાલીક..** અલ્લાહ ત્આલા આ નકશબંદી તરીકાના બુર્ઝુગોની બરકતોથી આપને ખુબજ તરક્કીઓ અતા ફરમાવે આ બુર્ઝુગોનો તરીકો (નક્શબંદી તરીકો) અકસીર(અસાધ્ય ને સાધ્ય કરી દે તેવી જડીબુટ્ટી) સમાન છે. અને નબીએ પાક સાહીબે લૌલાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની સુન્નતોની પૈરવી પર આધારીત છે.

આ ફકીરે અત્યાર સુધી(આ તરીકાની બરકતો થકી) જે કંઇ પ્રાપ્ત થયું છે તેના વિશે લખ્યું છે કે ઘણી લાંબી મુદ્દતો સુધી મુજ નાચીઝ પર ઉલુમો, બારીક રહસ્યો, અહેવાલો તેમજ વજદાની કૈફીયતો મુશળધારો વરસાદની જેમ વરસતા રહ્યા અને જે કંઇ કરવાનું હતું તે ઇનાયતે ઇલાહી વડે કરી લીધું હવે હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની સુન્નતો પૈકી કોઇ એક સુન્નત ને જીવંત કરવા સીવાય કોઇ તમન્ના બાકી રહી નથી તેમજ આ અહેવાલો તથા વજદાની કૈફીયતો એહલે ઝોક લોકોને મુબારક હો.

હવે જરૂરી વાત એ છે કે તમારા જાહીરને પુરી રીતે સુન્નતો વડે શણગારેલું રાખો અને બાતીનને હઝરાતે ખ્વાજગાને નક્શબંદીયાહની નીસ્બતથી લબરેઝ રાખો. **"કારે ઈ અસ્ત ગૈરે ઈ હમા હેચ."** (અર્થાત્:- અસલ કાર્ય આજ છે, બાકી બધુ વ્યર્થ છે.)

ઠંડીની મૌસમમાં ઇશાની નમાઝ સિવાય બાકીની તમામ નમાઝોને અવ્વલ સમયમાં જ અદા કરી લો અને ઇશાની નમાજ માટે રાત્રીનો ત્રીજો પહોર વીતે ત્યાં સુધી વિલંબ કરવો મુસ્તહબ છે. હું એવું કદાપી ઇચ્છતો નથી કે નમાઝની અદાયગીમાં વાળ બરાબર પણ વિલંબ કરવામાં આવે હાં માનવ સહજ કમજોરી અલગ વાત છે. (ભાગ-૧,દફતર-૧,પત્ર નં.-૩૭)

H H H H H H H H H H H H H H H H

-: સમજુતી :-

મઝકુર મકતુબમાં હઝરત ઇમામે રબ્બાની કુદસ્સીરૈહુલ્નુરાની હુઝુર નબી એ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની સુન્નતો વડે પોતાના જાહેરને શણગારેલું રાખવાની તથા પોતાના બાતીનને હઝરાતે નક્શબંદીયાહની નીસ્બત વડે જીવંત રાખવા માટે તાકીદ ફરમાવી છે, તેમજ તે માટે ઝૌકો-





શૌક પૈદા કર્યો છે.

નિસ્બત એ બંને તરફો(બાજુઓ) વચ્ચેનો એક ખાસ સબંધ છે. નિસ્બતથી મુરાદ એ પસંદીદા મજબુત પકડ છે. જે સાલીક પોતાના કસબ (મહેનત અને પ્રયત્ન) થકી હાંસીલ કરે છે. અને આ પકડ તેની રૂહને ચોરતફ ઘેરી લે છે. તેમજ તેની લાઝમી સીફત બની જાય છે. ત્યાં સુધી કે તેનું મરવું-જીવવું તેની ઉપર ઘટીત થાય છે.(એટલે કે આ નીસ્બત ઉપરજ તે મરે કે જીવે છે.)

સીલસીલાએ નકશબંદીયાહની ખાસ નિસ્બતનું નામ છે. 'તજલ્લીએ ઝાતી દાઇમી' જે તમામ નિસ્બતો કરતાં ચડીયાતી તથા બુલંદ છે. હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેસાની કુદસસ્સીરૈહુ એ ફરમાવ્યુ કે,**'કમા વકઅ ફી ઈબારતેહીમ ઈન્ન નીસ્બતના ફવ્ક જમી ઈન નીસ્બે'** (અર્થાત્:- જેવી રીતે આ સીલસીલાના અકાબીરોમાં લખાણ છે કે અમારી નિસ્બત તમામ નિસ્બતોથી ઉચ્ચતર છે.)

મઝકુર મકતુબ શરીફમાં આ મહાન નક્શબંદી તરીકાને આપે અકસીર સમાન એટલેકે ગમે તેવી અસાધ્ય વસ્તુને સાધ્ય કરી દે તેવી જડીબુટ્ટી સમાન ગણાવ્યો છે,માટે જ હઝરતે ખ્વાજગાને નક્શબંદીયાહની નિસ્બતની જાળવણી પર ખુબ જ જોર આપ્યું છે. પવીત્ર મકતુબના અંતમાં આપે પંજગાના નમાઝ સમયની તાકેદારી સાથે અદા કરવાનું મહત્વ ઘણું ટુંકમાં દર્શાવ્યું છે, તે ઘણુંજ કહી જાય છે.

★

## મકતુબ શરીફ નં. ૯

-: પ્રતિ :-

**હઝરત ખ્વાજા મોહંમદ અમક**

(રેહમતુલ્લાહ અલયહે)

-: વિષય :-

**નકશબંદી તરીકાની તારીફ તથા નકશબંદી મશાઈખોંની નિસ્બતની બુલંદ શાનના વર્ણન પેટે.**

-: વિગતો :-

આપે ખુબ જ મહેરબાની અને કૃપા વડે મારા નામે લખેલો પત્ર મળતાં નાચીઝે ઘણીજ ખુશી અનુભવી. અલ્લાહ ત્આલા આપને સલામત રાખે. આ પત્રમાં હું આપને માત્ર આ મહાન સિલસિલા નક્શબંદીય્યાહની

તારીફ તથા ખુબીઓ સિવાય બીજું કશું લખીને તકલીફ આપવા માંગતો નથી.

મારા મખ્દુમ, આ મહાન સિલસિલાના બુઝુર્ગોએ લખ્યું છે કે, 'અમારી નિસ્બત તમામ નિસ્બતોથી ચઢિયાતી છે.' અહીં નિસ્બતથી તેઓનો કહેવાનું હેતું હુઝુર અને આગાહી (અલ્લાહ ત્આલાના ફૈઝથી પ્રફુલ્લીત તથા માહિતગાર રહેવું) ની નિસ્બત છે. અને તેઓની નઝદીક ભરોસા પાત્ર હુઝુરએ 'હુઝુરે બે ગયબત' છે. (હંમેશા રહેનારો ફૈઝ) જેને બીજા શબ્દોમાં 'યાદદાશ્ત' કહી શકાય. આમ, નકશબંદી બુઝુર્ગોની નિસ્બત તથા મુરાદ 'યાદદાશ્ત' છે. અને ફકીરની સમજમાં આવતી યાદદાશ્તનો ખુલાસો આ પ્રમાણે છે.

(અન્ય તરીકાઓમાં) તજલ્લીએ ઝાતી જાહેર થવાનો અર્થ એ છેકે, 'અલ્લાહ ત્આલાના અસ્માઓ, સીફતો, સુયુનો અને અતૈબારાતો (અલ્લાહ ત્આલાના પવિત્ર નામો, ગુણો, તેના ઉદ્ભવ સ્થાનો અને તેની વચ્ચેની હકીકતો) આ તમામના પડદાઓ વિના તજલ્લીનું એક ક્ષણમાટે જાહેર થવું જેને 'તજલ્લીએ બર્કી' (વીજળીની જેમ ચમકતી તજલ્લી) કહે છે. એટલે કે આવી તજલ્લીમા સુયુન તથા એતબારાતમાં પડદાઓ ક્ષણ ભર માટે ઉચકાય જાય છે. ત્યારે બાદ આ પડદાઓમાં ઝાતી અન્વારો (કે તજલ્લી) છુપાય જાય છે.'

આ રીતે 'હુઝુરે બેગયબત'ની નિસ્બત સાબીત થતી નથી પરંતુ ઉલટું એ સાબીત થઇ રહ્યું છે કે ક્ષણભર માટે હુઝુર હાંસીલ થાય છે. જ્યારે મોટાભાગે તો 'ગયબત' (ગફલત) જ રહે છે. આ પ્રકારની ક્ષણભંગુર નિસ્બતનો તો આ બુઝુર્ગો નઝદીક કોઇ ભરોસો નથી. હા, આ પ્રકારનો હુઝુર જ્યારે હંમેશગી હાંસીલ કરી લે તથા અસ્મા, સિફત, સુયુન અને એતબારાતરૂપી પડદાઓ વગર જ પ્રાપ્ત રહે ત્યારે તેને 'હુઝુરે બે ગયબત' કહે છે. આ રીતે આ નકશબંદી બુઝુર્ગોની નિસ્બતની અન્ય મશાઇખોની નિસ્બત સાથે તુલના કરતી રહેવી જોઇએ તથા સહજપણે તેને તમામ નિસ્બતોથી ચઢિયાતી તથા બુલંદ જાણળવી જોઇએ.

આમ, તો આ પ્રકારના હુઝુર (હુઝુરે બેગયબત) ની પ્રાપ્તી મોટાભાગના લોકોની નિકટ અશક્ય જ છે. પરંતુ,

**'મુબાકર મુન્ઈમોકો અપની દૌલત,**
**મુબારક આશીકો કો દર્દો કુલફત.'**





(એટલેકે નેઅ્મતવાળાઓને તેની નેઅ્મત મુબારક છે, જ્યારે ગરીબ આશીકો માટે તો માત્ર એજ બાકી રહ્યો છેકે, જે તે ઘુંટડે-ઘુંટડે પી રહ્યો છે.)

(અત્યારે) આ મહાન નિસ્બત એટલે બધી નહીવત પ્રમાણમાં તેમજ દુર્લભ છે કે, 'જો હું મારા પીરભાઇઓ (એહલે સિલસિલા) ની સમક્ષ તેની ફઝીલત વર્ણવું તો શક્ય છે કે મોટાભાગના તેનો ઇન્કાર જ કરી દે તથા મારી આ વાતને વિશ્વાસપાત્ર ન સમજે. હાલમાં જે નિસ્બત આ બુઝુર્ગોના ખાનદાનમાં અત્યંત જાણીતી તેમજ રિવાજ પામી ચુકેલી છે તે 'શાહીદી' તથા 'મશહુદી'થી તદ્દન પાક અલ્લાહ ત્આલાના શુહુદ (દીદાર) તરીકે જાણીતી છે જોકે આ છ (૬) પ્રચલીત દીશાઓ (ઉપર-નીચે, આગળ-પાછળ, ડાબે-જમણે) થી મુક્ત એવી એક તવજ્જોહ્ માત્ર છે અને તેમાં ઉપરની દીશા હોવાનો શક પડે છે. (આ તવજ્જોહ) બાહ્ય રીતે હંમેશગીવાળી હોય છે. આ દીશાઓ માત્ર જઝબાહ્ના મકામમાં જ જોવા મળે છે; જેમકે આગળ ખુલાસો આવી ગયો એ મુજબ યાદદાશ્તની ખિલાફ તેની દીશા ઉપર હોવા માટે કોઇ અન્ય બાહ્ય કારણ જવાબદાર છે. અને આ (નિસ્બત) ની પ્રાપ્તી જઝબાહ્ની દીશા તથા સુલુકની મંઝીલો પાર કર્યા પછી થાય છે. તેમજ તેના (આ નિસ્બતના) મહાન દરજ્જાઓ કોઇ વ્યકિતથી છુપા નથી અને જો કોઇ વ્યકિત નારાઝ છે તો તે માત્ર તેની અપ્રાપ્યતાને કારણે છે. તેમજ જો હસદખોર (ઇર્ષાળુ) હસદના કારણે તેનો ઇન્કાર કરી દે તથા પોતે ખુદ નાકીસ (અધુરો) હોવાને કારણે તેને ન માને તો તે બિચારો માજુર (વિવશ, લાચાર) છે.

**'કાસીરે ગર કુનદ ઈ તાઈફારા તાન વ ખુસુદ,**
**હાશા લીલ્લાહ કે બર આરમ બ ઝબાં ઈ ગીલા રા.**
**હમા શેરાંને જહાં બસ્તા બ ઈ સિલસિલા અંદ,**
**રૂબએ ઝે હીલા ચિરાં બ ગુસ્લદ ઈ સિલસિલા રા.'**

અર્થાત્:-

**ગર કોઈ કાસીર લગાએ તાના ઈનકે હાલ પર,**
**તૌબા તૌબા ગર ઝબાંપર લાઉં મૈં ઉનકા ગીલા.**
**શૈર હૈ જકળે હુએ ઈસ સિલસિલેમેં સબકે સબ,**
**ટુટ જાએ લોમડી સે કૈસૈ ફીર યે સિલસિલા.**

(દફતર-૧, ભાગ-૧, મકતુબ નં-૨૭)

H H H H H H H H H H H H H H H H

**-: સમજાુતી :-**

આ મકતુબ શરીફમાં હઝરતે નકશબંદી સિલસિલાની નિસ્બત તથા ફઝીલત તથા તેની મહાનતા વર્ણવી છે.

'તજલ્લી' શબ્દનો શાબ્દીક અર્થ શબ્દકોશની દ્રષ્ટીએ જાહેર કરવું અને જાહેર થવું એવું છે. તેને 'તજલ્લી' કહેવામાં આવે છે. તજલ્લીનો અર્થ 'લીબાસે તઅય્યુન' પણ કરવામાં આવ્યો છે. હકકત્આલા બંદા ઉપર જ્યારે તજલ્લી ફરમાવે છે તો હકકના ઐતબારથી તે તજલ્લીનું નામ 'શાને ઇલાહી' રાખવામાં આવે છે. જ્યારે બંદાના ઐતબારથી તેને હાલ કહેવામાં આવે છે; જે દરેક પળે નવી તજલ્લીના સ્વરૂપમાં હોય છે.

મઝકુર મકતુબશરીફમાં આ મહાન નકશબંદી નિસ્બતની સમજાુતી પેટે આ ત્રણ(૩) સુફીવાદના પારિભાષીક શબ્દો (૧) હુઝુરે બેગયબત (૨) તજલ્લીએ ઝાતી અને (૩) તજલ્લીએ બર્કીની વ્યાખ્યાઓ રજૂ કરી છે અને પછી તેના આધારે નિસ્બતને સમજાવી છે. જેમા(૧) હુઝુરે બેગયબતનો અર્થ એ છેકે, દીલમાં હંમેશા જળવાઇ રહેનારો ફૈઝ તથા અન્વારો જે ક્યારેય ગાયબ થતાં નથી.(૨)તજલ્લીએ ઝાતી એ ખાસ 'વિલાયતે મોહંમદીય્યાહ્' (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) સાથે મકસુદ છે સાલીક જ્યારે 'ફના એ મુત્ત્લક' હાંસીલ કર્યા પછી મોહબ્બતે ઝાતી હાંસીલ કરી લે છે અને તેના તમામ લતીફાઓ માસિવલ્લાહને ભુલીને કમાલના મકામે પહોંચી જાય છે. તેની ઉપર ઇખ્લાસની હકીકત જાહેર થઇ જાય છે. ત્યારે તેની ઉપર તજલ્લીએ ઝાતીનો નુઝુલ થાય છે. આ તજલ્લીએ ઝાતી એટલે અલ્લાહ ત્આલાના અસ્મા (પવિત્રનામો) સિફત(પવિત્ર ગુણો) સુયુનો (અન્વારોનો ઉદ્‌ભવ સ્થાન) ઐતબારાતો (અસ્મા તથા સિફતો વચ્ચેની હકીકતો) વગેરેના પડદાઓ કે અવરોધોથી પર એવી અલ્લાહત્આલાના ઝાતી અન્વારોની શુદ્ધ તજલ્લી અને (૩) 'તજલ્લીએ બર્કી' એટલે આ પ્રકારની 'શુદ્ધઝાતી તજલ્લી'નું સાલીક પર ક્ષણ ભર માટે વીજળીની જેમ ચમકવું અને જાહેર થવું છે.

આપે રજુ કરેલ ઉપરોક્ત વ્યાખ્યાઓના સંદર્ભમાં નિસ્બતોની ફઝીલતોની સરખામણી કરીએ તો મોટાભાગના મશાઇખે તરીકતની નઝદીક આ 'તજલ્લીએ ઝાતી બર્કી' હોય છે. એટલેકે આકાશમાં ચમકતી વીજળીની જેમ ક્ષણવાર માટે સાલીકોની સામેથી અસ્મા તથા સિફાતના હીજાબો





(પડદાઓ) દુર થઇ જાય છે. અને પછી ફરીવાર આ પડદાઓ પડી જાય છે. અને આ જ કારણોસર તેઓ ઉપર 'હુઝુરે દાઇમી' કે 'હુઝુરે બેગયબત'ની અસર ખુબજ નહીવત હોય છે. પરંતુ 'ગયબત'નો ગલ્બો વધુ હોય છે. એટલેકે તેનો હુઝુર ક્ષણભર માટે જ હોય છે. મોટાભાગના મશાઇખોના તરીકામાં આ પ્રકારની 'તજલ્લીએ ઝાતી બર્કી' અંતમાં પહોંચીને સાલીકને હાંસીલ થાય છે.

જ્યારે નકશબંદી મશાઇખોની નઝદીક આ પ્રકારની ક્ષણભંગુર તજલ્લી કે બર્કી તજલ્લી તેમજ ક્ષણભર માટે હાંસીલ હુઝુરનો કોઇ જ ભરોસો નથી બલ્કે આવી નિસ્બત તો આ તરીકામાં સાલીકને શરૂઆતમાં જ હાંસીલ થઇ જાય છે; આ તરીકામાં તો અંતમાં પહોંચનાર સાલીકને આ તજલ્લી પર હંમેશગી હાંસીલ થઇ જાય છે અને તે તેમાં ઓત-પ્રોત થઇ જાય છે. એટલેકે તેને 'તજલ્લીએ ઝાતી દાઇમી' પ્રાપ્ત થઇ જાય છે જે મશાઇખે નકશબંદીય્યાહ્‌ની ખાસ નિસ્બત છે. આમ અન્ય મશાઇખોના તરીકામાં નિસ્બતથી મુરાદ 'તજલ્લીએ ઝાતી બર્કી' છે, જ્યારે નકશબંદી તરીકામાં નિસ્બતથી મુરાદ 'તજલ્લીએ ઝાતી દાઇમી' છે. જુઓ બંને સમુહો વચ્ચે કેટલો મોટો તફાવત છે. ?!?

મઝકુર મકતુબશરીફમાં આપ વધુમાં ફરમાવે છેકે, 'હવે આ નિસ્બત અતિ દુર્લભ બની ચુકી છે એટલેકે ખુબ ઓછા લોકો તેની પ્રાપ્તીનો આનંદ માણી રહ્યાં છે માટે જો હું કદાચ મારા પીરભાઇઓ (એહલે સિલસિલા) સમક્ષ આ નિસ્બતની ફઝીલત તથા મહાનતા વર્ણવું તો મોટાભાગના તો ઇન્કાર જ કરી દે એવી શક્યતા લાગે છે. તેઓને મારી આ વાત પર ન તો વિશ્વાસ આવશે અને ન તો તેઓ મારી વાત સમજી શકશે.' તો જ્યારે આપના પીરભાઇઓ (નકશબંદીઓ)જ આ નિસ્બતને સમજી શકતા નથી તો અન્યની વાત જ શું કરવી? આમ, આ પ્રકારની નિસ્બતથી લોકો જ્યારે વંચિત રહ્યા તો હસદના કારણે ઇન્કાર કરવા લાગ્યા; પરંતુ તેઓના ઇન્કાર કે હસદથી આ સિલસિલાને કોઇ નુકસાન તો ન થયું પરંતુ આ હસદખોર ખુદ જ પોતાનું નુકસાન કરી રહ્યા છે. માટે જ આપે અંતના શૈરમાં કહ્યું છે કે, 'આ સિલસિલામાં તમામ શેરો (સિંહો) જકળાયેલાં છે. માટે શિયાળ આ સિલસિલાને તોડવા માટે ગમે તેવી યુકિત-પ્રયુકિત કરે પરંતુ તેને ક્યારેય તોડી શકશે નહીં.'

## મકતુબ શરીફ નં. ૭

**-: પ્રતિ :-**

**હઝરત શૈખમોહંમદ મક્કી**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

નકશબંદી તરીકાની તારીફ પેટે તેની નિસ્બતની બુલંદી, અન્ય સિલસિલાઓ પર તેની ફઝીલત તેમજ તેનો હુઝુર દાયમી હોવો તેમજ વિલાયતના દરજ્જાઓ તેમાંય ખાસ કરીને વિલાયતે મોહંમદી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના બયાન પેટે.

**-: વિગત :-**

આપનો મુબારક પત્ર મળ્યો. અલ્લાહ ત્આલા આપના કાર્યો સરળ બનાવે, આપનું બહાનું કબુલ કરે, આપનો સીનો ખોલી દે અને આપને અજરે અઝીમ અતા કરે. બહુર્રમતે નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)કે જેઓ નઝરની કોતાહીથી બીલ્કુલ પાક અને પવિત્ર છે.

હે મારા ભાઈ ! એ વાત જાણી લ્યો કે, જ્યાં સુધી હકીકી મૌતથી પહેલાં એ મૌત કે જેને અલ્લાહવાળાઓ 'ફના' તરીકે ઓળખે છે તે હાંસીલ ન થાય ત્યાં સુધી અલ્લાહ ત્આલાની પવિત્ર બારગાહમાં પહોંચવું અશકય છે. એટલું જ નહીં પરંતુ ત્યાં સુધી ન તો બાહ્ય જગતના જુઠા માબુદો તેમજ આંતરીક જગત (બાતીન)ના મનેચ્છાઓ રૂપી માબુદોની પરસ્તીશ થી છુટકારો મળી શકે છે. કે ન તો ત્યાં સુધી ઈસ્લામની હકીકત તથા ઈમાનનો કમાલ હાંસીલ થઈ શકે છે; તો પછી તેઓ અલ્લાહ ત્આલાના મકબુલ બંદાઓ તથા અવતાદના ગીરોહમાં તો ક્યાંથી પ્રવેશી જ શકે? ખરેખર તો 'ફના' એ વિલાયતના માર્ગોનું પ્રથમ ડગલું છે. તેમજ વિલાયતની શરૂઆતમાં પ્રાપ્ત થતો સૌપ્રથમ કમાલ છે. વિલાયતના પ્રારંભથી જ તેના અંત તેમજ તેની પરિપૂર્ણતાનું અનુમાન કરી શકાય છે. કોઈએ ફારસીમાં સરસ કહ્યું છેકે,

**"કયાસ કુન ઝે ગુલીસ્તાને મન બહાર મૌરા."**

(અર્થાત્ઃ- મારા બાગની રોનકથી મારા વસંતનું અનુમાન કરી લ્યો.) તેમજ ફારસીમાં એવું પણ કહેવામાં આવ્યું છેકે,

**"સાલે કે નેકુસ્ત અઝ બહારશ પૈદાસ્ત."**





(અર્થાત્ઃ- વર્ષની ખુબી તેની વર્ષાની ખુબીના કારણે છે.)

તેમજ વિલાયતના અન્ય ઘણાં ઊંચા તથા નીચા દરજ્જાઓ છે, કારણકે દરેક નબી (અલયહી મુસ્સલામ)ના કદમ નીચે તે નબી સાથે સંકળાયેલી ખાસ વિલાયત છે, જેમાં સૌથી ઉચ્ચ કક્ષાની વિલાયત તો આપણાં નબીએ પાક સાહેબે લૌલાક(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના પવિત્ર કદમ નીચે આવેલી છે; અને તે એ છેકે જેમાં અસ્મા, સિફાત, સુયુન કે ઐતેબારાતને છોડીને માત્ર ઝાતી તજલ્લીનો ફૈઝ છે તથા તે હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની જ ખાસ વિલાયત સાથે સંબંધિત છે. આ(વિલાયતે મોહંમદીના) મકામમાં તમામ પ્રકારના પડદાઓ ઊંચકાય જાય છે તેમજ પુરી રીતે 'વસ્લ' (મીલન) તેમજ 'હકીકી વજદ' (રૂહાની જોશ) હાંસીલ થાય છે. હુઝુર નબીએ પાક(સલ્લલ્લ્લાહો અલયહે વસલ્લમ)ના કામીલ તાબેદારોને આ દુલર્ભ મકામ (વિલાયતે મોહંમદી)માંથી પુરેપુરો તથા કામીલ હીસ્સો પ્રાપ્ત થાય છે.

અને જો તમે આ ઉચ્ચ પ્રકારની દૌલત તેમજ મહાન નેઅમત હાંસીલ કરવાની તમન્ના ધરાવતા હો તો હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) ની તાબેદારી અને પયરવી (સુન્નતો) ને મજબુતીથી પકડી લ્યો.

મોટાભાગના (અન્ય) મશાઈખોંની નઝદીક આ પ્રકારની (ઝાતી) તજલ્લી માત્ર બર્કી (ક્ષણભંગુર)છે. એટલે કે હઝરતે ઝાત જલ્લ સુલ્તાનહુ (ઝાતે ઈલાહી)થી વીજળીના ચમકારાની જેમ માત્ર ક્ષણભર માટે તમામ પડદાઓ ઊંચકાઈ જાય છે અને ફરી પાછા અસ્મા તેમજ સિફાતોરૂપી પડદાઓ પડી જાય છે; તથા અન્વારે ઝાતીય્યાહના કિરણો છુપાય જાય છે. આ રીતે તેમાં 'હુઝુરે ઝાતી' માત્ર વીજળી જેમ ક્ષણભર માટે જ હોય છે. અને મોટાભાગે તો 'ગયબતે ઝાતી' (અન્વારે ઝાતીય્યાહનું ગુમ હોવું) જ હોય છે. જ્યારે નકશબંદી મશાઈખોની નઝદીક તો 'હુઝુરે દાયમી' જ ભરોસાપાત્ર છે, નષ્ટ થનારો કે ગયબતમાં પરિવર્તીત થનારો હુઝુર જરાપણ વિશ્વનીય નથી. માટે જ આ અકાબીરો (નકશબંદી બુઝુર્ગો)નો કમાલ તમામના કમાલાતોથી વધીને છે અને તેઓની નિસ્બત તમામની નિસ્બતો પર સર્વોપરિતા ધરાવે છે. જેવું કે તેઓની ઈબારતોમાં લખેલું છેકે,

અમારી નિસ્બત તમામ નિસ્બતોથી ચઢિયાતી છે. અહીં નિસ્બતથી તેઓની મુરાદ 'હુઝુરે ઝાતી દાયમી' (હંમેશા રહેનાર ઝાતી અન્વારો) છે.

તેમજ વધુ નવાઈજનક વાતતો એ છેકે આ કામેલીનના તરીકામાં (નકશબંદી તરીકામાં) અંત આરંભમાં જ સમાયેલો છે. અને આ મામલામાં તેઓ હુઝુર નબીએપાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) ના સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન)ની તાબેદારી કરનારા છે. જેવી રીતે કે સહાબાએ કિરામે હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ની પહેલી જ સોબતમાં એટલું બધું હાંસીલ કરી લીધું કે જે બીજાઓને અંતમાં પહોંચીને મુશ્કેલીથી પ્રાપ્ત થાય છે; અને તેનું કારણ છે આરંભમાં અંત સમાયેલો હોવો.

માટે જેવી રીતે હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની વિલાયત તમામ અંબિયાએ કિરામ (અલયહીમુસ્સલાતો વસ્સલામ)ની વિલાયતથી ઉચ્ચ તેમજ મહાન છે એજ રીતે આ અકાબીરો (નકશબંદી મશાઈખો)ની વિલાયત પણ તમામ ઔલીયાએ કિરામની વિલાયતથી ઉચ્ચ પ્રકારની તથા મહાન છે. અને જ્યારે તે આ મહાન નકશબંદી હઝરાતોની વિલાયત અફઝલુલ્બશર બાઅ્દલઅંબિયા હઝરત સૈયદના સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો) સાથે જોડાયેલી છે તો પછી તે મહાન કેમ ન હોય?

હા, અન્ય સિલસિલાના કામીલ બુઝુર્ગોએ પણ આ નિસ્બત હાંસીલ કરી છે પરંતુ, એ પણ હઝરત સૈયદના સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)ની વિલાયતના અંશ થકી જ જેમકે હઝરત અબુ સઈદ અબુલ ખયરે (રહેમતુલ્લાહ અલયહ) આ નિસ્બત હંમેશા માટે પ્રાપ્ત થવાની ખબર આપી છે. પરંતુ, તેનું કારણ એ છે કે, હઝરત સૈયદના સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)નો પવિત્ર ઝભ્ભો તેઓની પાસે પહોંચ્યો હતો. અને આ વાતનો ઉલ્લૈખ હઝરત મૌલાના જામી (કુદ્દસ્સીર્રહુ)એ પોતાની કિતાબ 'નફહાતુલ્ઉન્સ'માં કર્યો છે.

આમ તો આ નકશબંદી તરીકાની આ કેટલીક ખુબીઓ જાહેર કરવા પાછળ મારો હેતુ માત્ર તાલીબોની આ તરીકા તરફ રગબત(આકર્ષણ) વધારવાનો જ છે, નહીંતર ક્યાં હું અને ક્યાં આ મહાન નકશબંદી બુઝુર્ગોની ખુબીઓ?!?

હઝરત મૌલાના રૂમ મસ્નવીશરીફમાં ફરમાવે છેકે,

**'શર્હે ઉ હેફ અસ્ત બા એહલે જહાં,**
**હમચુ રાઝે ઈશ્ક બાયદ દર નિહાં.**





**લેક ગુફતમ વસ્ફે ઉ તા રાહ બુરંદ,**
**પેશે અઝા કઝ ફૌત ઉ હસરત ખુરંદ.'**

(અર્થાત્:- તેનું વિવરણ દુનિયાવાળાઓ સામે કરવું ઝુલ્મો સિતમ જ છે જેવી રીતે ઈશ્કનું રાઝ છુપાયેલો રહે તો જ સારૂ; પરંતુ(અહીં)તેની સિફત-ખુબીઓ એટલે વર્ણવી દીધી છે કે જેથી લોકો એ પહેલાં આ માર્ગ અપનાવી લે કે તે હાથમાંથી સરકી જાય અને હસરત તથા અફસોસ કરતાં રહે.)

તમને તથા તે લોકોને કે જેઓ રાહે હિદાયત પર ચાલનારા છે.

અસ્સલામુઅલયકુમ (દફતર-૧, ભાગ-૧, મકતુબ નં-૨૧)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

મઝકુર મકતુબશરીફમાં સરકારે મુજદ્દીદે અલ્ફેસાની(રદીયલ્લાહો ત્આલા અન્હો)એ નકશબંદી તરીકાની ખુબીઓ, તેની નિસ્બતની સર્વોપરિતા તથા વિલાયતના દરજ્જાઓ અને પ્રકારો પેટે ખાસ 'વિલાયતે મોહંમદી' (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ની ફઝીલતોના સંદર્ભમાં નકશબંદી મશાઈખોંની વિલાયતની ખાસીયતો વર્ણવી છે. જો કે હું આગળના મકતુબશરીફની સમજુતી પેટે નકશબંદી નિસ્બત ની ખાસીયતો લખી ચુકયો છું છતાં અહીં આ મકતુબ શરીફના સંદર્ભમાં કેટલીક અન્ય વિશેષતાઓ લખી રહ્યો છું.

હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ આ મકતુબ શરીફમાં 'મકામે ફના' નું મહત્વ સમજાવ્યું છે. તરીકતની પરિભાષામાં સાલીકને 'મા સિવલ્લાહનું નિસ્યાન' થવાનું નામ 'ફના' છે. અલ્લાહત્આલાની ઝાતે મુત્લકનો ગલ્બો સાલીક ઉપર એટલી હદે હોય કે તે પોતાના વજુદને ભુલી જાય તેમજ માત્ર વજુદે હકીકી રહી જાય. અને બંદો અલ્લાહત્આલાની રઝા તથા ખુશનુદીના તાબે થઈ જાય તેમજ તેના અંગો-ઉપાંગોથી અલ્લાહત્આલાની મરજી વિરુદ્ધ કોઈ કાર્ય જાહેર ન થાય. આમ, 'નિસ્યાને મા સિવલ્લાહ' કે 'ફના'નો મતલબ એ છે કે સાલીકને ન તો કાયનાતનો ઈલ્મ રહે કે ન તો પોતાની ઝાતનું અથવા તો મા સિવાથી મુરાદ એ છેકે દરેક એ વસ્તુ જેનો હકક સાથે કોઈ જ સંબંધ ન હોય અને જેનો સંબંધ હકક સાથે હોય તે માસિવામાં દાખલ નથી. આ 'મકામે ફના'ને જ બુઝુર્ગોએ 'મૌતે અવ્વલ' કહ્યું છે; જેની પ્રાપ્તી વગર જાહેરના કે બાતીનના જુઠા માબુદોની

ઇબાદતોથી છુટકારો મળી શકતો નથી અને હકીકી ઈમાન હાંસીલ થઇ શકતું નથી; આ નિસ્યાને માસિવલ્લાહ કે ફના એ જ વિલાયતનું પ્રથમ ડગલું છે.

ત્યારબાદ આપ મજકુર મકતુબશરીફમાં વિલાયતના દરજ્જાએ પેટે કહ્યું છેકે, દરેક પયગમ્બર(અલયહીસ્સલામ)ના પવિત્ર કદમ નીચે તેની એક ખાસ વિલાયત સંકળાયેલી છે. જેનો અર્થ એ છેકે દરેક ઉલુલઅઝમ નબી અને રસુલ એક અલગ પ્રકારની વિલાયતના મઝહર હોય છે, અને તેમાં તે પોતાના એક નિશ્ચિત લતીફા વડે કમાલના મકામ પર પહોંચ્યાં છે.જેમકે હઝરત આદમ (અલયહીસ્સલામ)લતીફાએ કલ્બથી. હઝરત નુહ (અલયહીસ્સલામ) અને હઝરત ઇબ્રાહીમ (અલયહીસ્સલામ)લતીફાએ રૂહથી. હઝરત મુસા (અલયહીસ્સલામ) લતીફાએ સીર્ર થી.હઝરત ઇસા (અલયહીસ્સલામ) લતીફાએ ખફી થી અને હુઝુર નબીએ પાક સૈયદુલ્મુરસલીન (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)લતીફાએ ઇખ્ફા વડે પોતાના મકામે કમાલ પર પહોંચ્યાં છે. તેમજ દરેક પયગમ્બર (અલયહીસ્સલામ) માટે અલ્લાહત્આલાની સિફતોમાંથી એક સિફત તેની મુરબ્બી(પરવરીશ કરનાર) હોય છે. જેવી રીતે હઝરત આદમ (અલયહીસ્સલામ)ની મુરબ્બી સિફત 'અલ્તકવીન' છે. હઝરત નુહ(અલયહીસ્સલામ) અને હઝરત ઇબ્રાહીમ(અલયહીસ્સલામ)ની મુરબ્બી સિફત 'અલ્ઇલ્મ' છે. હઝરત મુસા(અલયહીસ્સામ)ની સિફતે મુરબ્બી 'અલ્કલામ' છે. હઝરત ઇસા(અલયહીસ્સલામ)ની મુરબ્બી સિફત 'અલ્કુદરત' છે. અને હુઝુર સૈયદુલ્મુરસલીન (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની મુરબ્બી સિફત 'શાનુલ્ઇલ્મ' છે, જે સિફાતથી ખુબજ બુલંદ તર અને ઉચ્ચત્તર છે. માટે વિલાયતના દરજ્જાઓ પેટે ખાસ 'વિલાયતે મોહંમદી' (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)સૌથી ઉચ્ચત્તર દરજ્જાની વિલાયત છે. 'વિલાયતે મોહંમદી' (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)માં સાલીક પુરેપુરૂં વસ્લ(મીલન) હાંસીલ કરી લે છે; અને તેને 'હુઝુરે ઝાતી દાયમી' તથા 'તજલ્લીએ ઝાતી' દાયમી હાંસીલ થઇ જાય છે. નકશબંદી મશાઇખોંની નઝદીક નિસ્બતથી મુરાદ આ જ નિસ્બત છે અને તેઓ આ નિસ્બતને જ ભરોસાપાત્ર માને છે માટે જ તેઓની નિસ્બત સૌથી વધુ ચઢિયાતી છે. આ નિસ્બત ધરાવનાર વલીને તસવ્વુફની ભાષામાં 'મોહંમદીયુલ્મશરબ' પણ કહેવામાં આવે છે.

હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની વિલાયત





સૌથી ઉચ્ચત્તર છે અને આ વિલાયતનો પુરેપુરો ફૈઝ હઝરત સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ હાંસીલ કર્યો છે; તેમજ આ નકશબંદી બુઝુર્ગોની વિલાયત અંબિયાએ કિરામ પછી સૌથી સર્વશ્રેષ્ઠ ઇન્સાન હઝરત સૈયદના સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)સાથે જોડાયેલી છે. માટે જ તેઓની નિસ્બત તથા વિલાયત સૌથી ચઢિયાતી અને મહાન છે. જોકે અન્ય સિલસિલાના કામીલ બુઝુર્ગોએ પણ આ નિસ્બત હાંસીલ થયાનું કહ્યું છે, પરંતુ તેના માટે વાસ્તો કે વસીલો તો હઝરત સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)ની ઝાતે ગિરામી જ છે. જેમ કે અબુસઇદ અબુલ્ખયર (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ આ નિસ્બત હંમેશા માટે પ્રાપ્ત થયાની વાત કરી છે.અને તેનું કારણ આપની પાસે હઝરત સૈયદના સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)નો ઝભ્ભો મુબારક હતો; જેના થકી આ નિસ્બતે દવામ તેઓને પહોંચી છે. આમ તો પવિત્ર કપડાં કે તબર્રુક વડે ફૈઝ પહોંચાડવાનો મસ્અલો કુર્આનેપાક તેમજ સુન્નતથી સાબીત છે જેમકે હઝરત યુસુફ(અલયહીસ્સલામ)ના પવિત્ર ખમીસને ચહેરા પર મસળવાથી હઝરત યાકુબ (અલયહીસ્સલામ)ની આંખોનું તેજ પાછું આવી ગયું. આ રીતે મોટાભાગના મશાઇખોંએ પોતાના કપડાંઓના ઝરીયાથી ફૈઝ પહોંચાડયો છે.

હઝરત સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)નો ઝભ્ભા મુબારક હઝરત ખ્વાજા અબુ સઇદ અબુલ્ખૈર(કુદ્દસ્સીર્રહુ)પાસે ઘણાં સમય સુધી રહ્યો. આપે વિસાલથી પહેલાં વસિયત ફરમાવી કે, 'હું રોટીનો એક ટુકડો એક ઊંચો ગોખલામાં રાખું છું. જે વ્યકિતનો હાથ તેના સુધી સીડી વગર જ પહોંચી જાય અને રોટી પણ ફરીવાર તાજી અને ગરમ થઇ જાય તો તેને આ ઝભ્ભો સોંપી દેજો.' એકવાર એ યુગના બુઝુર્ગ હઝરત શૈખ અહમદ જામ ઝીન્દાફીલ (કુદ્દસ્સીર્રહુ) ને ઇલ્હામ થકી હુકમ થયો કે ફલાણી જગ્યાએ હઝરત સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)નો ઝભ્ભો મુબારક આપના માટે અમાનતના તોર પર પડયો છે, તો તમે જઇને વસિયત પ્રમાણે તે હાંસીલ કરી લ્યો. જ્યારે હઝરત શૈખ અહેમદ જામ ઝીન્દાફીલ(રહેમતુલ્લાહ અલહય)ત્યાં પહોંચ્યાં તો વારસદારોથી સંપર્ક કર્યો, તો વસિયત મુજબ જ્યારે આપે રોટી હાંસીલ કરવા માટે હાથ લાંબો કર્યો તો સીડી વગર જ ગોખલા સુધી પહોંચી ગયો અને રોટી પણ ફરીવાર તાજી તથા ગરમ થઇ ગઇ તો તરતજ આપને આ ઝભ્ભો મુબારક સોંપી દેવામાં આવ્યો. હઝરત શૈખ

અહમદ જામ ઝીન્દાફીલ (કુદ્દસ્સીર્રહુ)ના વિસાલ પછી આ ઝભ્ભામુબારકની વહેંચણી સંબંધે તેઓના વારસદારોમાં વીખવાદ્ પૈદા થયો તો પરસ્પર સમજુતી કરીને તેઓએ ઝભ્ભો મુબારકના ટુકડાઓ આપસમાં વહેંચી લીધાં; અને આ પૈકી એક ટુકડો આજેપણ હિરાત (અફઘાનિસ્તાન)માં મૌજુદ છે.

આ મહાન નકશબંદી નિસ્બત કે જે હઝરત સૈયદના સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)થી હાંસીલ થઇ છે, તેની કેટલી વિશેષ ખાસિયતો એ છે કે,

૧. આ નિસ્બતની પ્રાપ્તી હઝરત સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)ની વિલાયતથી થઇ છે એટલા માટે જે રીતે આપ તમામ ઉમ્મતમાં સર્વેશ્રેષ્ઠ અને અફઝલ છે. એજ રીતે આ નિસ્બત પણ તમામ નિસ્બતોથી અફઝલ તથા સર્વશ્રેષ્ઠ છે.

૨. આ નિસ્બતમાં **''લા તહઝન ઈન્નલ્લાહ મઅના''** (અલ્લાહ અમારી સાથે છે. ડરો નહીં)નો ફૈઝાન શામીલ હોવાના કારણે તેઓના મીજાઝ તથા સ્વભાવમાં હુઝુર તથા સુરૂર, સુકુન તથા ઇત્મીનાન, તેમજ મઇય્યત તથા મોહબ્બતે ઝાતીય્યાહનો પુરેપરો ગલ્બો છે.

૩. હદીષશરીફમાં છે, **''ઈન્નલ્લાહ લયતજલ્લા લીન્નાસે આમ્મતન વલે અબીબકરીન ખાસ્સતન.''** (એટલે કે, અલ્લાહ ત્આલા લોકો પર આમ તજલ્લી ફરમાવે છે અને અબુબક્ર પર ખાસ તજલ્લી ફરમાવે છે.) સંભવતઃ અહીં ખાસ તજલ્લીથી મુરાદ એ 'તજલ્લીએ ઝાતી દાયમી' જ છે, જે હવે નિસ્બતે નકશબંદીય્યાહ્થી ખાસ સંબંધિત છે.

તેમજ બીજી એક હદીષશરીફમાં આ મુજબ આવ્યું છેકે, **''યા અબાબકરીન આઅ્તાકલ્લાહુ રીદવાનુલ્અકબર કાલ વમા રીદવાનોહુ, કાલ ઈન્નલ્લાહ યતજલ્લી લીલ્ખલ્કે આમ્મતન જ યતજલ્લા લમક ખાસ્સતન.''** (એટલેકે હે અબુબક્ર અલ્લાહ ત્આલાએ આપને રીદવાને અકબર અતા ફરમાવ્યું છે, તો પુછયું કે, આ રીદવાન શું છે.? તો ફરમાવ્યું કે, બેશક, અલ્લાહ ત્આલા પોતાની મખ્લુક પર આમ તજલ્લી ફરમાવે છે, જ્યારે તમારી ઉપર ખાસ તજલ્લી ફરમાવે છે.) તો અહીં પણ રીદવાને અકબરથી મુરાદ આ ખાસ હુઝુરે ઝાતી દાયમી જ મુરાદ છે, જે હવે ખાસ નકશબંદી નિસ્બત છે.

૪. સિલસિલાએ નકશબંદીય્યાહમાં બે વાસ્તાઓ થકી ફૈઝ આવે છે. એક રસ્તો હઝરત સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)નો છે. અને





બીજો રસ્તો હઝરત અલી મુર્તઝા (રીયલ્લાહો ત્આલા અન્હો) નો છે. બાકીના તમામ તરીકતના સિલસિલાઓ સૈયદના અલી મુર્તઝા (રદીયલ્લાહો ત્આલા અન્હો) ના વાસ્તાથી જ વાસીલ થાય છે. જ્યારે હઝરાત નકશબંદીય્યાહ બંને વાસ્તા થકી વાસીલબીઝઝાત થાય છે. એ વાતતો સ્પષ્ટ જ છે કે હઝરત સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)નો મકામ હુઝુર તથા આગાહીમાં સૌથી ઉચ્ચ તેમજ આલા છે. માટે જ આ(નક્શબંદી) સિલસિલાને 'સિલસિલતુઝઝહબ' કહેવામાં આવે છે એટલેકે 'સોનેરી સિલસિલો.'(Golden chain)

★

## મકતુબ શરીફ નં. ૮

**-: પ્રતિ :-**

**હઝરત શૈખ ફરીદ બુખારી**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

અલ્લાહ ત્આલાની વેહદાનિયત, તેનું વજુદ તેમજ હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ની નબુવ્વત, તેઓ અલ્લાહ ત્આલા પાસેથી જે કંઇ લાવ્યા એ તમામ બાબતો સાહજીકરૂપે તે સ્વીકાર્ય છે, તેના માટે કોઇ દલીલ તથા ચિંતન-મનનની જરૂરત નથી, ઉલ્માએ કિરામે આ બાબતો સાહજીક રીતે સ્વીકૃત હોવા માટે ઘણી છણાવટો કરેલ છે. વગેરે બાબતોના બયાન પેટે

**-: વિગતો :-**

અલ્લાહત્આલા આપને આપના પુર્વજોના તરીકા પર હંમેશા રાખે. આપના સૌથી પ્રથમ અને અફઝલ જદ્દેબુઝુર્ગ હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)પર સૌથી પહેલાં તેમજ બાકીનાઓ પર પછી સલાતો સલામ નાઝીલ હો.

જો જોવા-પરખવાની શકિત(જ્ઞાનેન્દ્રીયો) વ્યર્થ આફતો તથા બાતિની બિમારીઓથી તદ્દન મુકત તથા સલામત હોયતો હકકસુબહાનહુ ત્આલાનું વજુદ, તેની વેહદાનીયત તદુપરાંત હઝરત મોહંમદ (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ની નબુવ્વત તથા રિસાલત તેમજ એ તમામ બાબતો જે આ (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)અલ્લાહ ત્આલા તરફથી લાવ્યા સાહજીકરીતે જ સ્વીકાર્ય બાબતો છે, તેની સ્વીકૃતિ માટે કશા મનન-મંથન

કે દલીલોની જરૂરત નથી; આવી જરૂરત માત્ર ત્યારે જ પડે છેકે જ્યારે કોઇની જ્ઞાનેન્દ્રીયની શક્તિઓ વ્યર્થ આફતોમાં ફસાયેલી હોય તથા તેનું બાતીન આંતરીક બિમારીઓમાં સંપડાયેલું હોય. દીલની બિમારીઓથી મુક્તિ મળી ગયા પછી અને માનવસહજ બુરાઇઓના પડદાઓ ઊંચકાઇ ગયા પછી આ તમામ બાબતો સાહજીક રીતથી સ્વીકૃત છે. જેવી રીતે કોઇ પિત્તની બિમારીમાં સંપડાયેલો વ્યક્તિ જ્યાં સુધી તે આ બિમારીમાં સંપડાયેલો છે, ત્યાં સુધી તેને ગોળ તેમજ સાકર મીઠા હોવા માટે દલીલની જરૂરત છે, પરંતુ જેઓ તે આ બિમારીથી મુકત થઇ જશે તો તેને તેની મીઠાશ માટે એકપણ દલીલની જરૂરત રહેશે નહીં. જે બિમારીના કારણે દલીલનો મોહતાજ છે, તેને હિદાયતના માર્ગ સામે કશો ટકરાવ નથી. જે રીતે કે બિચારા ત્રાંસી આંખવાળાને એકના બે વ્યકિત દેખાય છે અને તે એકને એક નથી જાણતો તો તે આ બાબતમાં માઝુર (વિવશ, મજબુર) છે. અને તેથી તે પોતાની ત્રાંસી આંખને કારણે એક વ્યકિત હોવાની હિદાયતથી અળગો થઇ જતો નથી કે ન તો તેના માટે મનન-મંથન કે દલીલોનો મોહતાજ છે.

અને એ વાત તો સ્પષ્ટ થઇ ચુકી છે કે, દલીલોનું મૈદાન ઘણું સાંકડું છે તેમજ દલીલો વડે યકીનની પ્રાપ્તી ઘણીજ કઠિન છે; માટે ઇમાન સાથે સંકળાયેલ યકીનની પ્રાપ્તી માટે દીલની બિમારીઓથી સ્વસ્થ થવાની ચિંતા કરવી જોઇએ. પિત્તની બિમારીવાળા માટે સાકરની મિઠાશ પર દલીલો પ્રાપ્ત કરવા કરતાં તેની મિઠાશનું યકીન પ્રાપ્ત કરવા માટે પિત્તની બિમારીનો ઇલાજ વધુ મહત્ત્વનો છે; જ્યારે તેનો જુસ્સો(વજદ) પિત્તની બિમારીના કારણે સાકર કડવી હોવાનો ફેંસલો કરી રહ્યો છે, તો પછી તેને દલીલો વડે શું ફાયદો થવાનો.?

એ જ પ્રમાણે આપની એક સમસ્યા પેટે 'નફસે અમ્મારાહ' (દુષ્ટ નફસ)છે, જે પોતાની પ્રકૃતિગત ખસ્લતના કારણેશરીઅતના અહેકામોનો મુન્કીર છે તેમજ તેના વિરોધ માટે જ તેને કમર કસેલી છે. આવા સંજોગમાં દલીલ પેશ કરનારના ખુદના વિજ્દાન(આંતરીક જુસ્સો)નો ઇન્કાર હોવાના કારણે આ શરીઅતના સાચા એહકામો અંગેનું યકીન પ્રાપ્ત થવું ઘણું જ મુશ્કેલરૂપ છે. માટે જ સૌથી પહેલાં (પોતાના) નફસની સફાઇ જરૂરી છે. નફસની સફાઇ વગર યકીનનું પ્રાપ્ત થવું ઘણું જ મુશ્કેલરૂપ છે.

**'કદ અફલહ મન ઝક્કાહા વ કદ મન દસ્સાહા'** (અલ્કુર્આન)

(અર્થાત્:- બેશક, કામ્યાબ તે થયો જેણે નફસની પાકીઝગી હાંસીલ કરી અને નુકસાનીમાં તે રહ્યો જેણે નફસને બુરાઇઓમાં ખરડાવી દીધો.)

આ ચર્ચાનો સારાંશ એ જ છેકે, આ સર્વોપરી શરીઅત તેમજ સુસ્પષ્ટ તથા પાકીઝા મિલ્લત(દીન)નો મુન્કીર એવો છેકે જે રીતે સાકરની મિઠાશનો મુન્કીર (ઇન્કાર કરનારો) છે.

**'ખુરશીદ ન મુજરીમ અર કસે બીના નેસ્ત'**

(અર્થાત્:- જો કોઇ પોતે જ આંધળો છે, તો તેમાં સુરજનો શું વાંક?)

આ રીતે, સૈર અને સુલુકને પાર કરવાનો, તેમજ નફસની પાકીઝગી તથા દિલની સફાઇ હાંસીલ કરવાનો હેતું આયાતે કરીમા **''ફી કોલુબેહીમ મરદુન''** (તેઓના દિલમાં બિમારી છે.) જે તરફ ઇશારો કરી રહી છે તેવા પ્રકારના વ્યર્થ કામો તેમજ દિલની બિમારીથી છુટકારો હાંસીલ કરવો છે. અને અસલ વાત એ છેકે આ પ્રકારની બિમારીઓથી છુટકારો મેળવ્યા પછી જ ઇન્સાન ઇમાનની હકીકત વડે આભુષીત થઇ શકે છે. વ્યર્થ આફતો અને આંતરીક(બાતીની) બિમારીઓની મૌજુદગીમાં જે ઇમાન છે, તે માત્ર જાહેરી(રસ્મી)ઇમાન જ છે. આ પ્રકારનું ઇમાન અને તસ્દીક માત્ર ઉપર છલ્લી (જાહેરી) જ હોય છે જે રીતે કે પિત્તનો રોગી કે જે કંદમુળ અને સાકરની મિઠાશનો સ્વીકાર તો કરે છે, પરંતુ તેનો ઉમંગ તેની ખિલાફ હોય છે. જે રીતે સાકરની મિઠાશનું હકીકી યકીન પિત્તનો રોગ દુર થયા પછી જ પ્રાપ્ત થાય છે એજ રીતે 'નફસના મુતમઇન્નાહ્' થઇ ગયા પછી અને પાકીઝગી હાંસીલ કર્યા પછી જ ઇમાનની હકીકત પોતાનો ચહેરો દેખાડે છે તેમજ ઇમાન ત્યારે જ વજદાની કૈફીયતના બીબામાં ઢળે છે. આ પ્રકારનું ઇમાન જ ઝવાલ(પતન, નાશ પામવું)ના ખતરાથી મહેફુઝ હોય છે. જેમ કે,**'અલા ઇન્ન ઔલીયા અલ્લાહે લાખવફુન અલયહીમ વલાહુમ યહઝનુન.''** (અલ્કુર્આન)

(અર્થાત્:- ખબરદાર, અલ્લાહના દોસ્તોને ન તો કોઇ પ્રકારનો ખૌફ છે કે ન તો કોઇ પ્રકારનો ગમ) જે તેઓની (હકીકી ઇમાનવાળાઓની) શાનને અનુરૂપ છે.

'અલ્લાહ ત્આલા નબીયીલઉમ્મી કુરૈશી અલયહે વ અલા આલેહી મીનસ્સલાતે અફઝાલોહા વ મીનત્તસ્લીમાતે અમકલોહાના વસીલાથી અમને આ પ્રકારના હકીકી તથા કામીલ ઇમાન વડે મુશર્રફ ફરમાવે.'

આમીન...(વસ્સલામ)      (દફતર-૧, ભાગ-૨, મક્તુબ નં.-૪૬)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મક્તુબ શરીફમાં હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (કુદ્દસ્સીર્રહુ)એ ઈમાનની હકીકત પર પ્રકાશ નાંખ્યો છે. જ્યાં સુધી ઈન્સાન નફસની પાકીઝગી તથા દિલની સફાઇ હાંસીલ નહીં કરીલે ત્યાં સુધી તેને હકીકી ઈમાન કે યકીન નસીબ નહીં થાય. તસવ્વુફના આ સૈરો સુલુકનો મતલબ પણ આ હકીકી ઈમાનની પ્રાપ્તી જ છે કે જે તમામ પ્રકારના પતનથી મહેફુઝ છે. આમ તો અલ્લાહત્આલાની વહેદાનીયત, તેનું વજુદ તથા હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)જે કંઇ લાવ્યા તે બધું જ સાહજીકરીતે સ્વીકારી લેવાય તેવી બાબતો છે, તેના માટે કોઇ જ દલીલ ની જરૂરત નથી. પરંતુ ઈન્સાન જ્યાં સુધી તમામ પ્રકારની વ્યર્થ બાબતો તથા બાતીની બિમારીઓથી સ્વસ્થતા હાંસીલ નહીં કરી લે ત્યાં સુધી તેનો નફસ ઈમાનની આ હકીકતોને સાહજીક રીતે સ્વીકારશે નહીં પરંતુ હંમેશા તેના માટે દલીલો માંગતો રહેશે; અને જેની તસ્દીક માટે દલીલોની જરૂરત પડે તે ક્યારેય દીલી તસ્દીક હાંસીલ કરી શકે નહીં માત્ર જબાનની તસ્દીક સુધી જ પહોંચી શકે છે.

આ બાબતની સમજુતી પેટે હઝરત મુજદ્દીદ સાહેબ (કુદ્દસ્સીર્રહુ)એ એક પિત્તના રોગીનું દ્રષ્ટાંત રજુ કર્યુ છે. જે રીતે એક પિત્તના રોગીને સાકરની મિઠાશનો અનુભવ કરાવવા માટે ગમે તેટલી દલીલો રજુ કરવામાં આવે પરંતુ તે વ્યર્થ છે, જ્યાં સુધી તે આ રોગથી મુક્તિ હાંસીલ નહીં કરે તે કદાપી સાકરની મિઠાશ માણી શકશે નહીં, એજ રીતે હકીકી ઈમાન તેમજ યકીનની મજા માણવા માટે દિલની સફાઇ તેમજ નફસની પાકીઝગી હાંસીલ કરવી અત્યંત જરૂરી છે; નહીંતર આ પ્રકારનું ઉપર છેલ્લું ઈમાન કે તસ્દીકનું ક્યારે પતન થઇ જશેતેનું ભાન પણ નહીં રહે.

ફરમાને ઇલાહી **''અલા ઈન્ના ઔલીયા અલ્લાહે...''**માં ઔલીયાઅલ્લાહથી મુરાદ આવા જ હકીકી ઈમાન અને યકીન ધરાવાર મોમીનો તરફ ઈશારો છે, જેને પોતાના ઈમાન તેમજ યકીન ડગી જવાનો કોઇ જ રંજો ગમ કે ભય નથી. કારણકે તેઓએ પોતાના દિલની બિલ્કુલ સફાઇ તેમજ નફસની પુરેપુરી પાકીઝગી હાંસીલ કરી લીધી છે; અને તેઓનું બાતીન તમામ પ્રકારની બિમારીઓ તથા આફતોંથી સ્વસ્થ થઇ ચુક્યું છે. માટે તેઓના ઈમાને





માત્ર જબાની તસ્દીક જ નહીં પરંતુ દિલની તસ્દીક હાંસીલ કરી લીધી છે. આવા લોકો માટે જ હઝરત ખ્વાજા બાકી બીલ્લાહ(કુદ્દસ્સીર્રહુ)એ 'યકીનતર કામીલતર' ફરમાવ્યું છે. એટલેકે જેનું યકીન જેટલું વધારે હશે, તેનો કમાલ પણ એટલો જ વધારે અને પરિપૂર્ણ હશે

★

## મક્તુબ શરીફ નં. ૯

**-: પ્રતિ :-**

**સિયાદત મઆબ સૈયદ મહેમુદ**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

આપણે જે માર્ગ પાર કરવા માંગીએ છીએ તે કુલ સાત ડગલાં છે, નકશબંદી મશાઇખોંએ અન્ય સિલસિલાના મશાઇખોંથી ઉલ્ટી રીતે સૈરની શરૂઆત 'આલમે અમ્ર'થી કરી છે તથા આ (નકશબંદી)બુઝુર્ગોનો તરીકો હુબહુ સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહ ત્આલા અલયહીમઅજમઇન)નો તરીકો છે વગેરે બાબતોના બયાન પેટે..

-: વિગતો :-

આપનો પવિત્ર પત્ર મળ્યો. આપના પત્રમાં આ બુઝુર્ગ સમુહ (નકશબંદી બુઝુર્ગો) ની કેટલીક વાતો સાંભળવાનો ઝૌકો-શૌક પ્રગટી રહ્યો હતો, માટે આપનો મકસદ પુર્ણ કરવા તથા આપની ધ્યેય તરફ રગબત પૈદા કરવા માટે સવાલના જવાબરૂપે અહીં કેટલીક વાતો લખી રહયો છું.

મારા મખ્દુમ ! જે માર્ગ પાર કરવા માટે આપણે ઉત્સુક છીએ તે ઈન્સાનના 'સાત લતીફા'ની જેમ કુલ માત્ર સાત ડગલાં જ છે. જે પૈકી બે ડગલાં તો 'આલમે ખલ્ક'માં જ છે જેનો સંબંધ ભૌતીક શરીર તથા નફસ સાથે છે. જ્યારે બીજા પાંચ ડગલાં 'આલમે અમ્ર'માં છે, જેનો સંબંધ 'કલ્બ', 'રૂહ', 'સીર્ર', 'ખફી' તથા 'ઈખ્ફા' સાથે છે. આ સાત ડગલાઓ પૈકી દરેક ડગલે દશહઝાર પડદાઓ (અલ્લાહ અને બંદાઓ વચ્ચેના પડદાઓ) ઊંચકી લેવામાં આવે છે. આ પડદાઓ નુરાની હોય છેકે પછી ઝુલ્મતના. (જેમકે)

**''ઈન્નલ્લાહે સબઈન અલ્ફ હીજાબીમ્મીન્નુરે વઝઝુલ્માતે....''**

(અર્થાત્ઃ- બેશક, અલ્લાહત્આલા અને બંદા વચ્ચે સીત્તેર હજાર નુર તથા ઝુલ્મતના પડદાઓ(આડરૂપે)છે.)

‘આલમે અમ્ર’માં પ્રથમ ડગલું મુકતાવેંત જ ‘તજલ્લીએ અફઆલી’ જાહેર થાય છે, બીજા ડગલે ‘તજલ્લીએ સિફાતી’ અને ત્રીજા ડગલે ‘તજલ્લીએ ઝાતીય્યાહ્’ના અન્વારો જાહેર થાય છે અને પછી તે તજલ્લીઓના ફર્ક મુજબ તે આગળ તરક્કી કરતો રહે છે; આ વાત એહલે મારેફતથી છુપી નથી. આ સાત ડગલા પૈકી દરેક ડગલે બંદો પોતાનાથી દુર તથા અલ્લાહ ત્આલાની નિકટ પહોંચતો જાય છે; ત્યાં સુધી કે આ ડગલાં પુરા થતાં જ ‘કુર્બે ઈલાહી’ની મંઝીલો પણ પરિપુર્ણ થઇ જાય છે અને તેને ‘ફના’ તથા ‘બકા’ વડે સુશોભીત કરી દેવામાં આવે છે. તેમજ ‘વિલાયતે ખાસ્સા’ના દરજ્જાપર પહોંચાડી દેવામાં આવે છે.

અન્ય તરીકાના મશાઇખોંથી ઉલ્ટી રીતે આ મહાન નકશબંદી મશાઇખોંએ પોતાની સૈરની શરૂઆત ‘આલમે અમ્ર’થી કરી છે, અને ‘આલમે ખલ્ક’ તેની અંદર ખુદ-બ-ખુદ જ પાર કરી લેવામાં આવે છે; એટલા માટે જ તરીકાએ નકશબંદીય્યાહનું વસ્લ (મિલાપ) અન્ય તરીકાઓથી વધુ કરીબ છે; અને જો બીજી રીતે કહીએ તો બીજાઓનો અંત તેના આરંભમાં સમાયેલો છે.

**‘‘ક્યાસ કુન ઝે ગુલીસ્તાને મન બહારે મોરા’’**

(અર્થાત્:- મારા બાગથી મારી વસંતની કલ્પના કરી લ્યો.)

આ બુઝુર્ગોનો તરીકો હુબહુ સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન)નો તરીકો છે; કારણકે આ બુઝુર્ગવારોને હુઝુર ખૈરૂલ બશર (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ની પહેલી સોહબતમાં અંત આરંભમાં સમાયેલો હોવાના તરીકા મુજબ આરંભમાં જ એ કંઇ પ્રાપ્ત થઇ ગયુ કે જે ઉમ્મતના કામીલ ઔલીયાએ કિરામને અંતમાં પહોંચીને પણ ખુબ અલ્પમાત્રામાં પ્રાપ્ત થાય છે. અને માટે જ હઝરત વહેશી (રદીયલ્લાહો ત્આલા અન્હો)કે જેઓ હઝરત અમીરે હમ્ઝા (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના કાતીલ હતાં, તેઓને હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની સોહબત માત્ર એકજ વખત હાંસીલ થઇ છતાંપણ ઉવૈશ કરની (રદીયલ્લાહો ત્આલા અન્હો) જેવા સર્વશ્રેષ્ઠ તાબઇન કરતાં વધુ અફઝલ સાબીત થયા.

હઝરત અબ્દુલ્લાહ બીન મુબારક (રદીયલ્લાહો ત્આલા અન્હો)ને પુછવામાં આવ્યું કે, ‘હઝરત અમીર મુઆવીયાહ્ (રદીયલ્લાહોત્આલા અન્હો) અફઝલ છેકે, હઝરત ઉમરબીન અબ્દુલઅઝીઝ (રદીયલ્લાહો





ત્આલા અન્હો)?’ તો પ્રત્યુત્તરમાં આપે ફરમાવ્યું કે, ‘હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની સોહબત દરમીયાન હઝરત અમીર મુઆવીયાહ્ (રદીયલ્લાહો ત્આલા અન્હો) ના ઘોડાના નાકમાં જે માટી પ્રવેશી, તે માટી પણ હઝરત ઉમરબીન અબ્દુલ્અઝીઝ (રદીયલ્લાહો ત્આલા અન્હો)થી કેટલાય દરજ્જે અફઝલ છે.’ તો (અહીં) વિચારવું જોઇએ કે જે ગીરોહ(સમુહ) નો આરંભ બીજાઓના અંતમાં સમાયેલો હોય, તેનો અંત કેવો હશે ? તેમજ બીજાઓની સમજમાં તેનો અંત ક્યાંથી આવી શકે ?

**‘‘વ મા યાઅ્લમો જોનુદ રબ્બેક ઈલ્લા હોવ...**

અર્થાત્:- અલ્લાહના લશ્કરને અલ્લાહ સિવાય કોઇ જાણતું નથી.)

**‘કાસીર ગર કુનદ ઈતાઇફાહા તાઅ્નોકુસુર,**
**હાશાલીલ્લાહ કેબરઆરમ બઝબાં ઈંગીલારા,**
**હમા શૈરાનેજહાં બસ્તાએ ઈ સિલસિલા અન્દ,**
**રુબા અઝ હીલા ચીસા બ ગુસ્લીદ ઈં સિલસિલા રા.’**

(અર્થાત્:- જો કોઇ નાકીસ સમજવાળો આ ગીરોહ(સમુહ)ને (નકશબંદી ગીરોહને) અપરાધી ગણાવે તો, તૌબાહ્-તૌબાહ્ કે હું ક્યારેય તેની ફરીયાદ જીભ પર નહીં લાઉ, (કારણકે) દુનિયાના તમામ શૈરો (સિંહો) આ સિલસિલા સાથે જોડાયેલા છે, શિયાળ પોતાની યુકિત-પ્રયુકિત દ્વારા આ સિલસિલાને કેવી રીતે તોડી શકશે ?)

અલ્લાહ ત્આલા આપણને સૌને આ નાદીરૂલ્વજુદ (અલ્પ સંખ્યક) સમુહની મોહબ્બત અતા ફરમાવે. (આમીન...)

જો કે કાગળ પર લખેલી આ ઈબારત ઘણી ટુંકી છે, છતાં પણ તેમાં ઘણાં ઉચા બારીક ભેદો તથા હકીકતો સમાયેલી છે; ઉમ્મીદ રાખું છું કે તેને ઇઝ્ઝત અને અઝમતપુર્વક સંભાળીને રાખશો....વસ્સલામ.

(દફતર-૧, ભાગ-૨, મકતુબ નં.-૫૮)

H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

મઝકુર મકતુબ શરીફમાં હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ હઝરત સૈયદ મહેમુદને સંબોધન પેટે મારા મખ્દુમ કહીને આપે પોતાની અકીદતે અહલેબૈતનો સબુત આપ્યો છે તથા નકશબંદી મશાઇખોંના દષ્ટીકોણથી આ સુલુકના માર્ગને માત્ર સાત ડગલાંનો જ ગણાવેલ છે; અને આ સાત ડગલાંથી તેઓ ઇન્સાની જીસ્મના ‘સાત

લતીફાઓ' ગણાવે છે. જે પૈકી 'આલમે અમ્ર' (રૂહાની, આધ્યાત્મિક જગત)ના પાંચ લતીફાઓ 'કલ્બ', 'રૂહ', 'સીર્ર', 'ખફી' અને 'ઈખ્ફા' છે; તેમજ 'આલમે ખલ્ક' (ભૌતીક જગત, નાશવંત વિશ્વ)ના બે લતીફાઓ 'નફસે નાતીકા' અને 'કાલીબીયાહ્' (જે પંચ મહાભુત તત્ત્વોનું બનેલું છે.) છે. આમ આ કુલ આ સાત લતીફાઓની સૈર ઇન્સાન પાર કરી લે છે અને તેને ઝાકીર તથા નુરાની બનાવી લે છે, તો આ સાત ડગલાંઓના માર્ગને એટલેકે સુલુકના માર્ગને પાર કરી લેછે; અને અલ્લાહ તથા બંદા વચ્ચે રહેલાં સીત્તેર હઝાર પડદાઓ ઉંચકાઇ જાય છે; કારણકે દરેક ડગલાં પર કે દરેક લતીફાની સૈર પરિપૂર્ણ કરવાથી દશ હજાર પડદાઓ ઉંચકાઇ જાય છે. અને આ રીતે જ્યારે સાત ડગલાંઓ ચાલશે તો સીત્તેર હજાર પડદાઓ ઉંચકાઇ જશે. અને તાલીબ આ શૉર્ટકટ (ટુંકાવેલ) માર્ગ વડે કુર્બે ઇલાહીની મંઝીલ સરળતા પુર્વક પાર કરી લેશે.

('આલમે અમ્ર' અને 'આલમે ખલ્ક'ની વિશેષ સમજુતી તથા લતીફાઓની પુરી માહિતી માટે જુઓ અમારૂં પ્રકાશન ''મનકી આંખે ખોલ...''ની પુરવણી (ખુદીસે દુર.. ખુદાસે કરીબ.)

આ 'આલમે અમ્ર'માં તાલીબ જ્યારે પ્રથમ ડગલું ચાલે છે તો તેની ઉપર 'તજલ્લીએ અફઆલી' જાહેર થાય છે એટલેકે અલ્લાહ ત્આલાના કાર્યોની હિકમત તેની ઉપર જાહેર થવા લાગે છે, અને તેના મુશાહેદામાં તાલીબની કુવ્વત, હિમ્મત તથા ઇરાદો સીલ થઇ જાય છે. અને તે દરેક વસ્તુઓમાં અલ્લાહ ત્આલાની કુદરતનો જ તસવ્વુર જુએ છે.

જ્યારે તાલીબ બીજું ડગલું ચાલે છે તો તેની ઉપર 'તજલ્લીએ સિફાત' એટલે કે, તાલીબ હકકત્આલાની 'ઉમ્મહાતે સિફાત' (મુળભુત સિફાતો) ના રંગમાં તજલ્લી ફરમાવતો જુએ છે. આવી 'ઉમ્મહાતે સિફાત' કુલ આઠ (૮) છે. (૧) તકવીન (૨) હયાત (૩) ઇલ્મ (૪) કુદરત (૫) ઇરાદો (૬) સમઅ (૭) બસર (૮) કલામ.

અને તાલીબ જ્યારે ત્રીજું ડગલું ચાલે છે તો તેની ઉપર 'તજલ્લીએ ઝાતીય્યાહ્'ના અન્વારો એટલેકે અલ્લાહત્આલાની ઝાતના શુદ્ધ અન્વારો કે જેમાં વચ્ચે કોઇ જ આડશ નથી, તેની ઉપર નાઝીલ થવા લાગે છે. આ તજલ્લીમાં સાલીક 'ફાની એ મુત્લક' બનીને પોતાના ઇલ્મ, સભાનતા તેમજ સમજણથી બિલ્કુલ અળગો થઇ જાય છે. અને 'અબ્દે ફાની' બની જાય છે તથા હકકત્આલાને 'બાકી' જુએ છે. આ જ રીતે સાલીક દરેક ડગલે વિવિધ





તજલ્લીઓ અને અન્વારો વડે પોતાની લાયકાત મુજબ લાભાવિંત થતો રહે છે; અને 'વિલાયતે ખાસ'ના મકામ પર પહોંચી જાય છે.

બીજું નકશબંદી તરીકાના મશાઇખોંની ખાસ વિશેષતા પેટે આપે એ વાત બયાન કરી છે કે, આ તરીકો ઐન (હુબહુ) સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન)નો તરીકો છે. તેઓએ હુઝુર ખૈરૂલ્બશર (સલ્લલ્લાહો અલહય વસલ્લમ)ની પ્રથમ સોહબતમાં અંત આરંભમાં સમાયેલો હોવાની રીત મુજબ એટલું બધું હાંસીલ કરી લીધું કે ઉમ્મતના અકમલ વલીને અંતમાં પહોંચીને પણ હાંસીલ થઇ શકતું નથી. અહીં 'મકામે સહાબીય્યત' તરફ ઇશારો છે; જેની પ્રાપ્તી ક્યારેય કોઇ વલી કરી શકશે નહીં; અને બીજાઓનો જ્યાં અંત છે ત્યાંથી તેઓની શરૂઆત છે. એજ રીતે આ બુઝુર્ગો પણ પ્રથમ સોહબતમાં જ તાલીબોને એટલું બધું અર્પણ કરી દે છે કે, જે અન્ય તરીકાઓમાં વર્ષોના મુજાહેદાઓ પછી મહા મહેનતે હાંસીલ થઇ શકે છે.

અંત આરંભમાં સમાયેલો હોવો નો બીજો અર્થ એ છેકે, આ નકશબંદી બુઝુર્ગો પોતાની સૈરની શરૂઆત 'આલમે અમ્ર'ના લતીફાઓથી કરે છે. અને આ સૈરની ખુબીઓ એ છેકે 'આલમે ખલ્ક'ના લતીફાઓ તેની અંદર ખુદ-બખુદ જ પાક થઇ જાય છે. આ 'આલમે ખલ્ક'ના લતીફાઓની સૈર જ સૌથી વધુ કઠીન છે; જેને પાક કરવા માટે કઠિન મુજાહેદાઓ કરવા પડે છે; પરંતુ અહીં તો તે આપ મેળે જ પાક થઇ જાય છે, તો માર્ગ કેટલો સરળ બની જાય છે?!? જ્યારે અન્ય તરીકામાં આ સયરની શરૂઆત 'આલમે ખલ્ક'ના લતીફાઓથી થાય છે. અને છેલ્લે 'આલમે અમ્ર'ના લતીફાઓ તરફ તવજ્જોહ્ આપવામાં આવે છે. આમ જ્યાં બીજાનો અંત છે, ત્યાંથી તેઓનો પ્રારંભ છે; જે ઐન સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહ અલયહીમ અજમઇન)નો તરીકો છે.

તેમજ આ તરીકાની અન્ય કેટલીક ખુબીઓ હું આગળ એક પત્રની સમજુતીમાં લખી ચુકયો છું; માટે તેનું ફરી પુનરાવર્તન કરતો નથી. ટુંકમાં 'આલમે અમ્ર'ની સૈરમાં 'આલમે ખલ્ક'ની સૈર પાર થઇ જવી એ જ ઐન સહાબાએ કિરામનો તરીકો છે અને તેને જ અંત, આરંભમાં સમાયેલો કહેવામાં આવે છે; જે આ મકતુબશરીફનો સારાંશ છે.

★

## મકતુબ શરીફ નં. ૧૦

**-: પ્રતિ :-**

**સિયાદત પનાહ હઝરત સૈયદ મહેમુદ**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

આ (નક્શબંદી) તરીકામાં ખતરાઓ અને વસવસાઓનું બિલ્કુલ દુર થઇ જવું પ્રાપ્ય હોવાનું તેમજ તેને લગતી અન્ય બાબતોના બયાન પેટે

**-: વિગતો :-**

અલ્લાહ ત્આલા આપને પોતાની મુકદ્દસ ઝાત સાથે હંમેશા ગિરફતારીનો શર્ફ અતા ફર્માવે કારણકે, ખરેખરી આઝાદી તો આ ગિરફતારીમાં જ છે. ખ્વાજગાંને નકશબંદીય્યાહના તરીકામાં નફસાની વસવસાઓની રોકથામ તેમજ દિલના વસવસાઓથી દુરી પુરી રીતે પ્રાપ્ય છે; ત્યાં સુધી કે આ બુઝુર્ગ ખાનદાનના કેટલાક મશાઇખોએ નફસાની ખતરાઓ દુર હટાવવા માટે એક ચિલ્લાકશી (અરબઇન–ચાલીસ દિવસનો એકાંતવાસ) કરેલ છે, તેમજ આ ચિલ્લાકશી દરમ્યાન પોતાના બાતીનને ખતરાઓ તથા વસવસાઓથી તદ્દન દુર રાખી શકયા છે. હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહેરાર (કુદ્દસ્સીર્રહુ) એ આ અનુસંધાને ફરમાવ્યું છેકે, 'ખતરાઓ તેમજ વસવસાઓ દુર થઇ જવાથી મુરાદ એ ખતરાઓ અને વસવસાઓ છેકે, જે મતલુબ (હકસુબ્હાનહુ ત્આલા) ની તરફ 'દવામે તવજ્જોહ' (હંમેશાનું ધ્યાન) માં અડચણરૂપ કે રૂકાવટ બનનાર છે, નહીં કે તમામ ખતરાઓનું દુર થઇ જવુ મુરાદ છે.'

તેમજ આ મહાન સિલસિલાના એક દુર્વેશે (હઝરત મુજદ્દીદ સાહેબે ખુદ તરફ ઇશારો કર્યા છે.) **"વ અમ્મા બે નેઅ્મતે રબ્બેક ફહદ્દીષ."** (પોતાના પલનહારની નેઅ્મતોની ખુબજ ચર્ચા કરો.) આ ફરમાને ઇલાહી મુજબ પોતાના હાલની ખબર એ રીતે આપી છેકે, દિલમાંથી ખતરાઓ અને વસવસાઓ એટલી હદે દુર થઇ ચુકયા છેકે કદાચ માની લ્યો કે આ સાહેબે કલ્બને જો હઝરત નુહ (અલયહિસ્સલામ) જેટલી ઉમ્ર અતા ફરમાવામાં આવે તો કયારેય તેના દિલમાં કોઇ ખતરો પસાર થઇ શકશે નહીં.

અહીં એવું નથી કે તેને આ ખતરાઓ કે વસવસાઓ દુર કરવા માટે પ્રયત્નો કરવા પડે, કારણકે જે વસ્તુ પ્રયત્નો વડે હાંસીલ થાય છે, તે કામચલાઉ





કે ક્ષણીક જ હોય છે; તેમાં હંમેશગી હોતી નથી. પરંતુ અહીં આ દુર્વેશની હાલત તો એવી છે કે જો વર્ષો સુધી આ ખતરાઓ તેમજ વસવસાઓ દીલમાં લાવવાની કોશીષ કરે તો પણ વસવસાઓનો ગુઝર તેના દીલમાં થઇ શકતો નથી. (આ કાર્ય પેટે) માત્ર ચાલીસ દીવસ નકકી કરવા એ તો પ્રયત્નો તેમજ બનાવટ તરફ નિર્દેશ કરે છે. આ પ્રયત્નો તેમજ બનાવટએ તરીકતના મર્તબામાં હોય છે. અને હકીકત તો એ છેકે આ પ્રયત્નો તથા બનાવટથી છુટકારો મળી જાય. 'યાદ કર્દ' તરીકતના મર્તબામાં છે જ્યારે 'યાદદાશ્ત' હકીકતના મર્તબામાં છે.

આમ, એ વાત સાબીત થઇ ગઇ કે ખતરાઓ અને વસવસાઓને પ્રયત્ન પુર્વક રોકવા જેમકે તેના માટે દશ દિવસ કે ચાલીસ દિવસનો એકાંતવાસ અપનાવવો વગેરે કામચલાઉ બાબત છે અને આ રીતે મતલુબ (અલ્લાહ ત્આલા) તરફ 'દવામે તવજ્જોહ્' અશકય છે. કારણકે પ્રયત્નો તથા બનાવટ એ તરીકતના મર્તબામાં છે, અને તરીકતમાં હંમેશગી નથી. જ્યારે હકીકતના મકામમાં પ્રયત્નો કે બનાવટ નહીં હોવાના કારણે હંમેશગી છે. આમ, બનાવટ તથા પ્રયત્નોના મર્તબામાં (તરીકતમાં) ખતરાનું આવવું એ 'દવામે તવજ્જોહ્' માટે બંધનકર્તા છે. જો કે આ મહાન સિલસિલાના મુબ્તદીઓને જે હંમેશાનું ધ્યાન (દવામે તવજ્જોહ્) હાંસીલ થાય છે એ એક અલગ બાબત છે, પરંતુ અહીં અમે જે 'દવામે તવજ્જોહ્'ની વાત કરી રહ્યા છીએ તે 'યાદદાશ્ત' તરીકે ઓળખાય છે, જે અંતિમકક્ષાનો કમાલ છે. હઝરત ખ્વાજા અબ્દુલ્ખાલીક ગજદવાની (કુદ્દસ્સીર્રહુ) એ ફરમાવ્યું છેકે, 'યાદદાશ્તની ઉપર માત્ર પીન્દાશ્ત (કપોળ કલ્પીત વાતો) જ છે એટલેકે તેનાથી વધીને બીજો કોઇ મર્તબો નથી.'

આ પ્રકારના અહેવાલો રજુ કરવાનો હેતું માત્ર આ મહાન તરીકા (નકશબંદી તરીકા) ના તાલીબોમાં તેની તરફ વધુ આકર્ષણ પૈદા કરવાનો જ છે; જો કે તેનાંથી વિરોધી લોકોના વિરોધમાં જ વધારો થશે. **"યોદિલ્લો બેહી કસીરવ્વ વ યહદી બેહી કસીરા"** (અર્થાત્ઃ– તેનાંથી ઘણાં ગુમરાહ થાય છે અને ઘણા હિદાયત પામે છે.)...મસ્નવીશરીફ

**'હર કસે અફસાના બ ખ્વાન્દ અફસાના અસ્ત,**
**વ આંકે દીદશ નકદે ખુદ મરદાના અસ્ત,**
**આબે નીલ અસ્ત વ બ કીબ્તી ખું બુદ,**
**કૌમે મુસા રા ન ખૂં બુદ આબ શુદ.'**

(અર્થાત્ઃ- જે વ્યકિત તેને જોડકણું કે નિરર્થક વાતો કહે છે, તે પોતે જ નિરર્થક તેમજ અવિશ્વસનીય છે; જ્યારે જેણે તેને પોતાની રોકડ મુડી સમજી તે જ મર્દ છે. નાઇલ નદી જો કે પાણી જ છે, પરંતુ ફીરઔનીઓ (કીબ્તીઓ) માટે તે લોહી જ હતું. જ્યારે મુસા (અલયહીસ્સલામ) ની કૌમ (બના ઇસ્રાઇલ) માટે તે લોહી નહીં પરંતુ પાણી જ હતું) (મકતુબ નં-૬૦, દફતર-૧, ભાગ-૨)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મકતુબ શરીફમાં હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ આ મહાન નકશબંદી તરીકામાં ખતરાઓ તથા વસવસાઓ પુરી રીતે દુર થઇ જતાં હોવાનું બયાન ફરમાવ્યું છે; અને તેના ખુલાસા પેટે લખ્યું છેકે, ''આ ખતરાઓ તેમજ વસવસાઓથી મુરાદ એવા ખતરાઓ અને વસવસાઓ છે કે જે હકકસુબ્હાનહુ ત્આલાની તરફ હંમેશાની તવજ્જોહ્માં રૂકાવટરૂપે હોય; અહીં તમામ ખતરાઓ કે વસસાઓનું સંપુર્ણપણે નાશ પામવું મુરાદ નથી; એટલે કે રહેમાની કે મલકી કહી શકાય તેવા ખતરાઓ અને વસવસાઓ તો આવતાં જ રહે છે, જે હકત્આલા તરફ 'દવામે તવજ્જોહ્'માં બાધક નથી; તેના કારણે આ તવજ્જોહ્ હટતી નથી; પરંતુ આ તરીકામાં એવા ખતરાઓ અને વસવસાઓ હંમેશા માટે નાશ પામે છે કે જે માત્ર 'દવામે તવજ્જોહ્'માં અડચણ રૂપે છે.''

આપે મજકુર મકતુબશરીફમાં એક દુર્વેશ તરફ ઇશારો કરીને જે ફરમાવ્યું છે. તે આપે પોતાની તરફ જ ઇશારો ફરમાવ્યો છે. અલ્લાહત્આલા એ મને આ ખુબ જ મહાન નેઅ્મત (ખતરાઓ અને વસવસાઓનું પુરી રીતે નષ્ટ થવું.) અતા ફરમાવી છે, તેમજ ફરમાને ઇલાહી પણ છેકે, **''વ અમ્મા બે નેઅ્મતેક ફ હદ્દીષ.''** (અર્થાત્ઃ- પોતાના પાલનહારની નેઅ્મતોની ખુબ ચર્ચા કરો.) માટે હું મને અતા થયેલી આ મહાન નેઅ્મતની ચર્ચા કરી રહ્યો છું. કે મારા દિલમાંથી ખતરાઓ તેમજ વસવસાઓ એટલી હદે દુર થઇ ચુકયા છે કે કદાચ મને જો હઝરત નુહ (અલયહીસ્સલામ) જેટલી ઉમ્ર અતા કરવામાં આવે તો પણ કદાપી એક પળ માટે મારા દિલમાં ખતરો પણ પસાર થઇ શકશે નહીં. એટલું જ નહીં પરંતુ જો હું વરસો સુધી આ ખતરાઓ અને વસવસાઓને મારા દિલમાં પ્રયત્નો પુર્વક લાવવાની કોશીષ કરીશ તો પણ ક્યારેય તેનો ગુઝર દિલમાં થઇ શકશે નહીં.





કોઇ પણ કાર્ય પ્રયત્ન પુર્વક અને અનિચ્છા સાથે (પરાણે) કરવું એ તરીકતના મર્તબામાં હોય છે; તેમાં હંમેશગી હોતી નથી. જ્યારે હકીકતના મર્તબામાં કોઇ જ તકલ્લુફ કે બનાવટ હોતી નથી બલ્કે તેમાં સાહજીકપણું હોય છે. માટે તેમાં હંમેશગી જળવાઇ રહે છે. તરીકત તથા હકીકત વચ્ચે ફર્ક દષ્ટાંત એવું છે કે, જેમ કે કોઇ વ્યકિત જુઠ ન બોલવા માટે પ્રયત્નો કરે એ તરીકત છે, પરંતુ જ્યારે તે કદાપી જુઠ બોલી જ ન શકે, ચાહે તે તેના માટે પ્રયત્ન કરે કે ન કરે, તો તે હકીકતનો મર્તબો છે. બીજી રીતે અહીં આપે નકશબંદી અગ્યિાર કલેમાતો (સુત્રો) પૈકી 'યાદ કર્દ' અને 'યાદદાશ્ત' વચ્ચેનો તફાવત રજુ કરીને તરીકત તથા હકીકતને સમજાવી છે. 'યાદકર્દ' એ તરીકતનો મર્તબો છે, જ્યારે 'યાદદાશ્ત'નો સંબંધ હકીકતનો મર્તબો છે. આ તરીકાનો અંતિમ કમાલ 'યાદદાશ્ત' છે, માટે જ અહીં તમામ ખતરાઓ તથા વસવસાઓ બિલ્કુલ નષ્ટ થઇ જાય છે; તેના માટે કોઇ પ્રયત્નો કે બનાવટ કરવી પડતી નથી.

અંતમાં આપે ફરમાવ્યું છે કે, આ મહાન નકશબંદી તરીકાની આ પ્રકારની ખુબીઓ વર્ણવાથી મારો હેતું માત્ર આ તરીકાના તાલીબોનું તેની તરફ વધુ આકર્ષણ પૈદા કરવાનો છે, નહીં કે અન્ય તરીકાઓ પર કશો ઐતરાઝ કરવાનો; પરંતુ છતાં પણ જેઓ આ તરીકાના વિરોધીઓ છે, જેઓના દિલમાં હસદરૂપી આગ સળગી રહી છે આ વાતો સાંભળીને તેઓના વિરોધમાં જ વધારો થશે અને તેઓની હસદની આગ વધુ ભડકી ઉઠશે; કારણકે, **''ફી કોલુબેહીમ મરદુન ફઝાદહોમુલ્લાહો મરદા.''** (અર્થાત્ઃ- તેઓના દિલોમાં બિમારી હતી અને અલ્લાહત્આલાએ તેમાં વધારો કરી દીધો.) એ ફરમાને ઇલાહી મુજબ તેઓના દિલને લાગુ પડેલો આ હસદરૂપી જીવલેણ કેન્સરનો રોગ જ્યાં સુધી તેની અંતિમકક્ષાએ (Third stage) પર નહીં પહોંચે અને તેને હંમેશાની મૌતમાં સુવડાવી નહીં દે ત્યાં સુધી જંપશે નહીં.

અલ્લાહત્આલા બતુફૈલ ખ્વાજગાને નકશબંદ આપણને આ હસદ રૂપી જીવલેણ કેન્સરથી હંમેશા માટે મહેફુઝ રાખે. આમીન...

મકતુબ શરીફમાં અંતમાં રજુ કરેલ મસ્નવીની કેટલીક પંકિતઓમાં આપે જે કંઇ કહેવું હતું તે આ હસદરૂપી જીવલેણ કેન્સરના રોગીઓને ફીરઔનીઓ તથા બની ઇસ્રાઇલની મીસાલ વડે કહી દીધું છે; જેનું વિવરણ કરવું મને અહીં જરૂરી લાગતું નથી. કારણકે આ પંકિતઓનો ભાવાર્થ ઘણો જ સ્પષ્ટ છે.

★

## મકતુબ શરીફ નં. ૧૧

**-: પ્રતિ :-**

**સિયાદત પનાહ હઝરત સૈયદ મહમુદ**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

ખુદ કામીલ અને અન્યને કામીલ બનાવી દે તેવા પીરોમુર્શીદની સોહબત (સંગત) તરફ આકર્ષણ પૈદા કરવા, નાકીસ(અધુરા)પીરની સોહબતથી દુર ભાગવા તેમજ તેને લગતી અન્ય બાબતોના બયાન પેટે.

**-: વિગતો :-**

અલ્લાહ ત્આલા તદ્દન પાક દ્રષ્ટીવાળા અને તમામ ઈન્સાનોના સરદાર નબીએ કરીમ (અલયહે વ અલા આલેહીસ્સલાવાતો વત્તસ્લીમાત) ના તુફૈલથી પોતાની ઝાતની તલબમાં ખુબજ વધારો કરે તેમજ મતલુબની પ્રાપ્તીમાં અડચણરૂપ બાબતોથી પુરી રીતે દુર રાખે. આમીન....

આપના પવિત્ર પત્રની પ્રાપ્તી વડે ફૈઝયાબ થયો. આપના આ પવિત્ર પત્રમાં ઝંખના તથા ઉત્સાહ(ઝૌક) અને દર્દ તથા તૃષા પ્રગટી રહ્યા હતા, જે મને ઘણું જ સારૂં લાગ્યું. કારણકે આ દરેક મનોભાવો મતલુબ (હકસુબ્હાનહુ ત્આલા)ની પ્રાપ્તીની ખુશખબરી આપી રહ્યાં છે; જેમાં દર્દ એ તો મકસુદની પ્રાપ્તી માટે પ્રસ્તાવનારૂપ અને કારણરૂપ છે. એક બુઝુર્ગે ફરમાવ્યું છે કે,'અલ્લાહ ત્આલા જો કંઇ જ આપવા ઈચ્છતા ન હોત તો તલબ(નું દર્દ) અતા કરતો નહીં.'

આ તલબરૂપી દૌલતની પ્રાપ્તીને નેઅ્મત સમજીને જે કંઇ તેની ખિલાફ હોય તેનાથી બચવું જોઇએ જેથી આ તલબરૂપી દર્દમાં સુસ્તી પૈદા ન થાય તેમજ આ હરારત (ગરમી) માં ઠંડક પ્રસરી ન જાય. અને આ તલબની હિફાઝત માટેના અસબાબો પૈકી સૌથી મોટો સબબ એ આ દૌલતનો હંમેશા શુક્ર અદા કરતાં રહેવું છે. (આયાતેપાક) **''લઈન શકરતુમ લઅઝીદન્નહુમ''** (અર્થાત્ઃ- જો તમે શુક્ર અદા કરશો તો તમને વધારે અતા કરીશ.) તથા અલ્લાહ ત્આલાની પવિત્ર બારગાહમાં દરેક પળે ઈલ્તીજા તથા આહોઝારી છે. જેના કારણે અલ્લાહ ત્આલા પોતાના આ તલબરૂપી ચહેરાને તેના અવિનાશી સૌંદર્યરૂપી કાબાથી ફેરવી ન દે. અને જો તેને હકીકી રૂદન તથા કાકલુદી હાંસીલ થઇ ન શકે તો રૂદન અને કાકલુદીની સુરતને પણ





છોડવી ન જોઇએ. હદીષે પાક.**'વઈલ્લમ તબાકુ ફ તબાકુ'** (અર્થાત્ઃ- જો રડવું ન આવે તો રડવાની સુરતજ બનાવી લ્યો.)

ઝૌકો શૌક સભર આ દર્દ(તડપ)ની હિફાઝત માત્ર કામીલ મુકમ્મીલ પીરો મુર્શીદની ખિદમતમાં પહોંચવા સુધી જ છે. તેની બારગાહમાં પહોંચ્યા પછી પોતાની તમામ મુરાદોને તેના હવાલે એવી રીતે કરી દેકે જેવી રીતે મડદું (મૈયત) ગુસ્લ આપનારના હાથમાં હોય છે.(આ) પહેલી 'ફના' જ 'ફનાફીશ્શૈખ' છે અને પછી આ ફના જ 'ફનાફીલ્લાહ'નું કારણ બની જાય છે. મસ્નવી...

**'ઝાં રવી કે ચશ્મે તુસ્ત એહવલ,**
**મઅ્બુદે તુ પીરે તુસ્ત અવ્વલ.'**

(અર્થાત્ઃ- જોકે તને મારી દષ્ટીમાં એકના બે નઝર આવે છે, નહીંતર ખરેખર તો તારો માઅ્બુદ પ્રથમ તારી પરવરીશ(પીર) કરનાર છે.)

કારણકે ફૈઝ હાંસીલ કરવો તેમજ ફૈઝ પહોંચાડવો આ બંને બાબતો અરસ-પરસની લાયકાતો પર આધારીત છે. પ્રારંભમાં તાલીબને પોતાની પુરેપુરી જહાલત (અજ્ઞાનતા) તથા ખરાબીઓના કારણે અલ્લાહ ત્આલાની જાત સાથે કશો તાઅ્લ્લુક હોતો નથી માટે આ સમયગાળામાં બંને તરફ તાઅ્લ્લુક(સંબંધ) ધરાવતાં માધ્યમ (બરઝખ)ની જરૂરત હોય છે; અને આ માધ્યમ છે કામીલ મુકમ્મીલ પીરની ઝાત.

અને આ માર્ગના ઝૌકો શૌકમાં સુસ્તી તેમજ ખરાબી પૈદા થવાનું કારણ એવા નાકીસ પીર તરફ ધ્યાનીત થવું છેકે જેણે હજુ જઝબાહ્ તથા સુલુકનું કાર્ય પુર્ણ કર્યુ નથી. અને આમ જ પોતાને પીરની ગાદી (મસ્નદે શૈખી) પર બેસાડી દીધી છે. તાલીબ માટે આ પ્રકારના પીરની સોહબત કાતીલ ઝેર છે અને તેની તરફ ધ્યાનીત થવું એ જીવલેણ બિમારીમાં સપડાય જવું છે; (કારણકે) તાલીબની ઉચ્ચ પ્રકારની લાયકાતોને આ પ્રકારની સોહબત નિચવૃતિઓ તરફ લઇ જઇને તેને ઊંચા આસનેથી અધોગતીના ખાડામાં ફેંકી દે છે. દા.ત. જે રોગી નીમ હકીમ(ઉંટવૈદ) પાસે પોતાનો ઈલાજ કરાવે છે, તો ખરેખરતો તે પોતાના રોગમાં જ વધારો કરવાના પ્રયત્નો કરી રહયો છે; અને પોતાની અંદર રહેલી તંદુરસ્તી હાંસીલ કરવાની શકિત (રોગ પ્રતિકારક શકિત)ને ગુમાવી રહયો છે. જો કે કદાચ શરૂઆતમાં તેની દવા થોડી ઘણી રાહત આપે છે, પરંતુ ખરેખર છેવટે તો તે નુકસાનકારક જ છે. હવે માની લ્યો કે પછી આ (ઉંટવૈદ પાસે ગયેલો)રોગી કોઇ નિષ્ણાંત

તબીબ પાસે પહોંચે તો આ નિષ્ણાંત તબીબ સૌપ્રથમ તો તે ઊંટવૈદની દવાઓની આડઅસર દુર કરવાની જ ચિંતા કરશે તથા રેચક દવાઓ વડે તેનો ઈલાજ કરશે. અને પછી જ્યારે તે(રોગી) તેની અસરોથી મુક્ત થશે ત્યારબાદ જ તેના મુળ રોગનો ઈલાજ કરશે.

આ નકશબંદી બુઝુર્ગો(કદ્દસ્સલ્લાહોત્આલા અસરારોહુમ)ના તરીકાનો દારોમદાર સોહબત(સંગત)પર છે અહીં માત્ર કહેવા સાંભળવાથી કંઇ જ કામ થતું નથી એટલું જ નહીં પરંતુ તેનાથી ઉલ્ટી તલબમાં સુસ્તી પૈદા થઇ જાય છે. આશા છે કે મારે કેટલાક દિવસો માટે આગ્રા તથા દિલ્હી તરફ આવવાનું થશે, તો (એ દરમ્યાન)જો તમે એકલા ત્યાં આવી જાવ તથા રૂબરૂ મળીને જલ્દી જલ્દી કશું ગ્રહણ કરી લ્યો તે શકય છે, તેનાથી વધુ લખવું તકલીફરૂપ છે.

બાકી તમે જે સવાલો પુછયા હતાં તેના જવાબો એ છે કે, રહસ્યોના જાણકાર હઝરત શૈખ મિંયા તાજનું વજુદ એ ઈલાકા માટે ગનીમતરૂપ છે,તેઓ ઘણાં જ બુઝુર્ગ શખ્સ છે;પરંતુ તમારી લાયકાત તેઓના તરીકાને અનુરૂપ નથી. (માટે) રાબતાહ્ની પ્રાપ્તી વિના મતલુબનું હાંસીલ થવું ખુબ જ મુશ્કેલરૂપ છે; છતાં આગળ તમારી મરજી. જો તમે ક્યારેક ક્યારેક તમારા અહેવાલો લખી મોકલશો તો અમારી તરફથી પણ લખી મોકલવામાં આવશે; જે ઘણી સારી વાત છે; કારણ કે આ રીતે પરસ્પર ઈખ્લાસ તથા અકીદતમંદીની પરંપરા જળવાઇ રહેશે.

(દફતર-૧, ભાગ-૨, મકતુબ નં.-૬૧)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

મઝકુર મકતુબશરીફમાં હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ) એ ઇન્સાનના દિલમાં મતલુબ (અલ્લાહત્આલા)ની પ્રાપ્તીનું દર્દ પૈદા થવાને સૌથી મોટી દૌલત કહી છે, તેમજ આ નેઅ્મતનો શુક્રિયા અદા કરવાની તાકીદ ફરમાવી છે. આ દર્દે દિલ કે દર્દે તલબના સંદર્ભમાં જ હઝરત ફરીદુદ્દીન અત્તાર (રહેમતુલ્લાહ અલયહ) ફરમાવે છેકે,

**★'કુફ્ર કાફીર રા વ દીન દીનદાર રા, ઝર્રે એ દર્દે દીલ અત્તાર રા.'★**

(અર્થાત્:- ભલે કાફીરને કુફ્ર અને દીનદારને દીન મળી જાય,(પરંતુ) મને તો દર્દેદિલનો એક અંશ મળી જાય તો પુરતો છે.)

અને આ દર્દે તલબને તાલીબે જ્યાં સુધી આ માર્ગનો ભોમિયો અને





પુરી રીતે જાણકાર કામીલ-મુકમ્મીલ પીર મળી જાય ત્યાં સુધી જ સંભાળવાનું છે. પછી તો પોતાની તમામ મુરાદો આ કામીલ શૈખની મુરાદોમાં ગુમ કરીને આ માર્ગ પર તેના માર્ગદર્શન મુજબ જ ચાલવાનું છે; કારણકે આ કામીલ-મુકમ્મીલ શૈખ એ તાલીબ અને મતલુબ વચ્ચે એક મજબુત માધ્યમ છે. જો આ માધ્યમમાં કશી ખામી કે અધરાપણું હશે એટલેકે આ માર્ગનો રહેબર નાકીસ હશે તો તાલીબ ક્યારેય પોતાના દર્દે દીલની આરઝુ પુરી કરી શકશે નહીં કે પોતાની તલબરૂપી તૃષા બુજાવી શકશે નહીં. આવા નાકીસ પીરનું દૃષ્ટાંત ઉંટવૈદ સમાન છેકે રોગીના રોગને પોતાના ખોટા ઈલાજ વડે વધુ ઉગ્ર બનાવી દે છે. એ જ રીતે અહીં આવા નાકીસપીરોની ઝપટે ચડી ગયેલાં તાલીબો પોતાની તલબનું ગળું ઘોંટી દે છે અને પોતાની બાતીની લાયકાતો બરબાદ કરીને હંમેશા માટે અધોગતિની ગર્તામાં જઇ પડે છે.

આવા નાકીસ પીરોની ખરાબીઓ અને તેના પ્રકારો વિશે હું અહીં કેટલીક વાતો આ મકતુબ શરીફની સમજુતી પેટે રજુ કરૂં છું.

**(૧)** જેણે પીરી-મુરીદીની જરૂરી કોર્ષ એટલે કે, 'જઝબાહ્' તથા 'સુલુક'ના માર્ગને પાર કર્યા નથી અને વંશ પરંપરાગત રીતે પીરની ગાદી ઉપર ચડી બેઠો છે. તેમજ પોતાની નીતનવી યુક્તિ-પ્રયુક્તિઓ વડે બાપદાદાના વારસામાં મળેલ મુરીદોંને પોતાની પાસે જકડી રાખ્યાં છે; આવા પીર ગાદીપતિ પીર તરીકે ઓળખાય છે.જેની સોહબત તાલીબ માટે કાતીલ ઝેર છે. આવા નાકીસ ગાદીપતિ પીરો તાલીબોની લાયકાતોનો સત્યાનાશ વેરી દે છે.

**(૨)** અમુક પીરોએ સુફીવાદની કેટલીક પરિભાષાઓને પોપટની જેમ ગોખી લીધી છે.અને મુરીદોંને પણ માત્ર તેની મૌખીક તાલીમ આપી દે છે, અને આ પ્રકારની મૌખીક તાલીમને જ તે મકામો પાર કર્યા કહે છે, જો કે તે ખુદ મકામ વિહોણો છે. આવો ઢોંગી પીર પોપટ પચીયો પીર છે. જેની સોહબતથી તાલીબને નુકસાન સિવાય બીજું કશું હાંસીલ થતું નથી.

**(૩)** કેટલાક જાહેર પરસ્ત તેમજ માત્ર જાહેરી તાલીમ હાંસીલ કરલાં મૌલ્વીઓએ યેન-કેન પ્રકારે કેટલાંક આવા નાકીસ પીરો પાસેથી રસ્મી ખિલાફતો હાંસીલ કરીને તેની ઉપર પીરી મુરીદીનો ધંધો શરૂ કરી દીધો છે; જોકે તેઓને સુફીવાદ સાથે કંઇ જ લેવા-દેવા નથી. માત્ર પોતાના ખીસ્સા ભરવા સિવાય બીજા કોઇ મતલબ તેઓ ધરાવતા નથી. જ્યારે પોતે જ બિલ્કુલ કોરાકટ છે, તો બીજાને તો કેવી રીતે ભીનાશ અર્પણ કરી શકશે ? આવા મૌલ્વી છાપ પીરોના ફંદામાં ફસાયને અનેક તાલીબોએ પોતાની બાતીની

શકિતઓ નષ્ટ કરી નાંખી છે; અને હજુ પણ કરી રહયા છે. એક બુઝુર્ગે આવા મૌલ્વીછાપ પીરોના સંદર્ભમાં જ કહ્યું છેકે, સુફીએ મૌલ્વીની લાઇનમાં ટાંગ અડાડવી ન જોઇએ અને મૌલ્વીએ સુફીની લાઇનમાં ટાંગ ન અડાડવી જોઇએ.

**(૪)** કેટલાક નાકીસ પીરોએ ખિલાફતો હાંસીલ કરીને ડોકટરોની જેમ પોતાની કન્સલ્ટીંગ ખાનકાહો શરૂ કરી નાંખી છે. જ્યાં વિવિધ પ્રકારના ધજા-પતાકાઓ લગાડીને રૂહાની ઇલાજોંના લોભામણાં નામેં તાવીઝ-દોરાના કલીનીકો ચાલી રહ્યા છે; જ્યાં વધુમાં વધુ સ્ત્રીઓની અવર-જવર હોય છે. અને અનેક પ્રકારની બુરાઇઓ થઇ રહી હોય છે. જ્યાં ખુદ પોતાની રૂહ જ બિમાર હોય ત્યાં બીજાનો રૂહાની ઇલાજ શું ધુળ થઇ શકવાનો હતો? બસ, પીરી-મુરીદી માટે આટલું જ બચ્યું છે. અને જો ખરેખર પીરી-મુરીદી આનું નામ જ હોત તો મુત્તકેદ્દેમીન બુઝુર્ગોએ કાયમ કરેલ સુફીવાદના તૌર - તરીકાઓ, ઝીક્ર-ફીક્ર, રિયાઝતો-મુજાહેદાઓ, અમલીયાતો વગેરેનું શું? 'તઝકીયાએ નફ્સ' અને 'તસ્ફીયાએ કલ્બ'ની પ્રાપ્તી કઇ રીતે થઇ શકે? અને પીરી-મુરીદીનો અસલ હેતું ઇખ્લાસની પ્રાપ્તી છે, જેના વડે શરીઅતના અમલો પીરપુર્ણતા તેમજ કમાલ હાંસીલ કરે છે, તો તેની પ્રાપ્તીનું શું?.

આમ, આવા પ્રકારની નાકિસ પીરી-મુરીદી તેમજ તેની ખરાબીઓ તાલીબોની ઉચ્ચ પ્રકારની લાયકાતોને તબાહ કરી નાંખી છે; તેમજ તેને અધોગતીની ગર્તામાં ધકેલી દીધી છે.માટે દરેક વ્યકિતએ ખુબ સમજી વિચારીને સાચા તથા યોગ્ય પીરની તલાશ કરવી જોઇએ અને પોતાની બાતીની શકિતઓ બરબાદ થતી અટકાવવી જોઇએ (નોંધઃ- કામીલ પીરની લાયકાતોં અને ખુબીઓ તેમજ નાકીસ પીરોની ખરાબીઓ પેટે વધુ વિગતો માટે જુઓ અમારૂં પ્રકાશન ''મનકી આંખે ખોલ...'')

## મકતુબ શરીફ નં. ૧૨

**-: પ્રતિ :-**

**હઝરત ખાનેખાનાં અબ્દુર્રહીમ ખાન**

(ખાને આઝમ)

**-: વિષય :-**

આ મહાન નકશબંદી સિલસિલાની તારીફ તથા પ્રશંસામાં, આ તરીકો હુબહુ સાહબાએ કિરામ (રીદવાનુલ્લાહ ત્આલા અલયહીમ



ઈશ્ક કે ઈમ્તેહાં

અજમઇન)ના તરીકા મુજબ હોવા વિશે તેમજ સહાબાએ કિરામની બાકી બીજા તમામ પર ચાહે તે હઝરત ઉવૈશ કરની (રદીયલ્લાહો ત્આલા અન્હો) હોય, કે હઝરત ઉમર બીન અબ્દુલ્અઝીઝ મરવાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) હોય, ફઝીલત હોવાના બયાન પેટે.

**-: વિગતો :-**

**અલ્હમ્દોલીલ્લાહે વસલામુન અલા ઇબાદેહીલ્લઝીનસ્તફા.**

ખ્વાજગાને નકશબંદીય્યાહ (કદ્દસ્સલ્લાહો ત્આલા અસરોહુમ)ના તરીકામાં અંત આરંભમાં સમાયેલો છે. આ તરીકો હુબહુ સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહ ત્આલા અલયહીમ અજમઇન)નો તરીકો છે; કારણકે આ બુઝુર્ગવારોએ હુઝુર નબીએ પાક(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પ્રથમ સોહબતમાં જ એ કંઇ પ્રાપ્ત કરી લીધું કે ઉમ્મતના ઔલીયાને અંતમાં પહોંચીને પણ આ કમાલાતોથી થોડોક અંશ જ હાથ આવે છે. માટે જ હઝરત વહેશી (અલયહીર્રહમત) કે જેઓ હઝરત અમીરે હમ્ઝા (રદીયલ્લાહો ત્આલા અન્હો) ના કાતીલ છે, તેઓને હુઝુર સૈયદુલ્અવ્વલીન વલ્આખેરીન (અલયહે વ અલા આલેહીસ્સલાતો વત્તસ્લીમાત)ની સોહબતનો લાભ માત્ર એક જ વાર મળ્યો, છતાં પણ તેઓ હઝરત ઉવૈશ કરની (રદીયલ્લાહો ત્આલા અન્હો) જેવાં સર્વશ્રેષ્ઠ તાબઇનથી પણ વધુ શ્રેષ્ઠ બની ગયા; અને હઝરત વહેશી (અલયહીર્રહમત)ને હુઝુર ખયરૂલ્બશર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની પહેલી સોહબતમાં જે કંઇ હાંસીલ થયું, તે હઝરત ઉવૈશ કરની (રદીયલ્લાહો ત્આલા અન્હો)નીપોતાની વિશીષ્ઠતા હોવા છતાં અંતમાં પણ પ્રાપ્ત થયું નહીં. માટે જ તમામ યુગોમાં સર્વશ્રેષ્ઠયુગ સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહ ત્આલા અલયહીમ અજમઇન)નો યુગ છે. 'સુમ્મ' શબ્દએ બીજાઓને પાછળ ધકેલી દીધા તેમજ તેઓના દરજ્જાઓની દુરી તરફ પણ સંકેત કરી રહ્યો છે.

એક શખ્સે હઝરત અબ્દુલ્લાહ બીન મુબારક(રદીયલ્લાહો અન્હો) ને સવાલ કર્યો કે, 'હઝરત અમીરે મુઆવીય્યાહ (રદીયલ્લાહો અન્હો) અફઝલ છે કે હઝરત ઉમરબીન અબ્દુલ્અઝીઝ(રદીયલ્લાહો અન્હો)?'તો આપે જવાબ આપ્યો કે, 'એ માટી જે હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની સોહબતમાં રહેવા દરમ્યાન હઝરત અમીરે મુઆવીય્યાહ(રદીયલ્લાહો અન્હો)ના ઘોડાના નાકમાં પ્રવેશી તે પણ હઝરત ઉમર બીન અબ્દુલ્અઝીઝ(રદીયલ્લાહો અન્હો) કરતાં કેટલાય દરજ્જે

બહેતર છે.' માટે હવે આપણે મજબુર બનીને કહેવું પડશે કે, આ હઝરાતો (નકશબંદી હઝરાતો)નો સિલસિલો 'સિલસિલતુઝ્ઝહબ' (સોનેરી સિલસિલો) છે. તેમજ આ મહાન નકશબંદી તરીકાની સર્વશ્રેષ્ઠતા તથા બુઝુર્ગી સહાબાએ કિરામ(રીદવાનુલ્લાહે અલયહીમ અજમઈન)ના યુગનું અન્ય યુગો પર શ્રેષ્ઠ હોવાની જેમ મજબુત દલીલો વડે સાબીત થઇ ચુકી છે.

જે સમુહના લોકોને આરંભમાં જ આ કમાલે ફઝલમાંથી હીસ્સો અર્પણ થયેલો હોય, તેઓના કમાલાતોની હકીકતોથી બીજાઓ ઘણાં મુશ્કેલીથી જાણકાર થઇ શકે છે. તેઓનો અંત બીજા તમામના અંત કરતાં ઉચ્ચતર અને મહાન છે.(મસ્નવી)...

**ક્યાસે કુન ઝે ગુલીસ્તાને મન બહારે મોરા**

(અર્થાત્:- મારા બાગથી મારી વસંતનો અંદાઝ કાઢી લ્યો)

**સાલે કે નેકુસ્ત અઝ બહારીશ પૈદાસ્ત**

(અર્થાત્:- વરસની ખુબી તેની વસંતના કારણે હોય છે.)

આ અલ્લાહ ત્આલાનો ફઝલ છે, જેને ચાહે અતા ફરમાવે અને અલ્લાહ ત્આલા સૌથી મહાન ફઝલવાળો છે. હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ફરમાવે છેકે, 'અમારા તમામ કાર્યો અલ્લાહ ત્આલાના ફઝલ સાથે સંબંધીત છે.' અલ્લાહત્આલા બ હુરમતે નબીય્યુલ્કુરયશી અલયહે અલા આલેહી મીનસ્લવાતે અફઝલોહા વમીનત્તહીય્યતે અકમલોહા આપણાને સૌને એ મહાન બુઝુર્ગી સાથે દોસ્તી રાખવાવાળા તેમજ તેઓના નકશેકદમની પયરવી કરાવવાળાઓ પૈકી બનાવે. આમીન...

(દફ્તર.-૧, ભાગ -૨, મકતુબ-૬૬)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મકતુબાત શરીફમાં હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ આ આસાન નકશબંદી તરીકાને હુબહુ સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહ ત્આલા અલયહીમ અજમઈન)નો તરીકો સાબીત કરીને તેની ફઝીલત વર્ણવી છે તેમજ ઉમ્મતના ઔલીયાએ કિરામ પર મકામે સહાબીયત ની સર્વશ્રેષ્ઠતા બયાન ફરમાવી છે.

આ મકતુબાત શરીફમાં આપે યુગોની ફઝીલત પેટે આવેલ હદીષેપાકના એક શબ્દ 'સુમ્મ'ની ગેહરાઇને સાંકેતીક ભાષામાં સમજાવી છે. જે સમજવા માટે આ પુરી હદીષેપાક જાણવી અત્યંત જરૂરી છે. આ





હદીષેપાક બુખારી શરીફ તેમજ મુસ્લીમ શરીફ બંનેમાં રિવાયત થયેલી છે. જે આ મુજબ છે.

અન ઈમરાન બીન હસીન **''કાલ કાલા રસુલલ્લાહે સલ્લલ્લાહો અલયહે વસલ્લમ ખૈયર ઉમ્મતી કરની સુમ્મલ્લઝીન યલબ્નહુમ સુમ્મલ્લઝીન યલબ્નહુમ.''**

(અર્થાત્:- હઝરત ઈમરાન બીન હસીન (રદીયલ્લાહો ત્આલા અન્હો) થી રિવાયત છે કે,સૌથી શ્રેષ્ઠ ઉમ્મતી મારા સહાબીઓ છે. તેઓ પછી શ્રેષ્ઠ લોકો એ છેકે ,જેમનો યુગ તેઓથી મળે છે અને તેના પછી શ્રેષ્ઠ લોકો એ છે, જેનો યુગ તેઓથી મળે છે.)

આ હદીષેપાકમાં આવ તો 'સુમ્મ' શબ્દ જે રીતે તેની પાછળના યુગ તરફ ઈશારો કરે છે. એ જ રીતે આ શબ્દ યુગની જેમ તેઓના દરજ્જાઓ પણ એક બીજાની પાછળ હોવા તરફ સંકેત આપી રહ્યો છે. આમ, માત્ર 'સુમ્મ' શબ્દ વડે જ અહીં દરજ્જાઓના તફાવત વર્ણવી દીધો છે. અને સહાબાએ કિરામ(રીદવાનુલ્લાહત્આલા અલયહીમ અજમઈન) ને તેણે મહાન ફઝીલત આપી દીધી છે.

હઝરત મુજદ્દીદ સાહેબ (કુદ્દસ્સીર્રહુ) એ આ સિલસિલાને માત્ર અલ્લાહ ત્આલાના ફઝલ તરીકે જ વર્ણવેલ છે.અને શહેનશાહે નકશબંદ ઈમામુત્તરીકા હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ પણ આવું જ ફરમાવ્યું છેકે, **'મારા મુરાદાનેમ, મા ફઝલયાનેમ'** (અર્થાત્:- અમે મતલુબોમાંથી છીએ, અમે ફઝીલતવાળાઓમાંથી છીએ.)

અને આ તરીકાને હુબહુ સહાબાએ કિરામનો તરીકો એટલા માટે કહ્યો છે કે, જે રીતે સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન) એ હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પહેલી જ સોહબતમાં અંતનો ફૈઝ હાંસીલ કરી લીધો એજ રીતે આ બુઝુર્ગોના તરીકામાં પણ શરૂઆતમાં જ અંતની ચાસણી ચખાડી દેવામાં આવે છે. અને આ બુઝુર્ગોની તાલીબોને પ્રથમ સોહબતમાં જ એટલું બધું અતા કરી દે છે કે જે બીજાઓ વર્ષના મુજાહેદાઓ પછી પણ હાંસીલ કરી શકતા નથી તેમજ હુબહુ સહાબાએ કિરામનો તરીકો હોવાનું બીજું કારણ એ છેકે હઝરાતે સહાબાએ કિરામ(રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન)ના તરીકામાં બે વસ્તુ જ હતી (૧)'વુકુફે કલ્બી' એટલેકે દિલનું હર પળ અલ્લાહ

ત્આલાની તરફ ધ્યાનીત રહેવું અને (૨) 'સુન્નતે નબી' (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પયરવી. એ જ રીતે આ તરીકામાં પણ આ બે બાબતો પર જ અમલ છે. આ તરીકામાં સુન્નતોની પયરવી સંબંધે હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ એક જગ્યાએ ફરમાવ્યું છેકે, 'જો કોઇ તાલીબને અમારે ત્યાંથી ઈલ્મે બાતીનમાંથી હીસ્સો ન મળે તો તેને બદ દીલ થવું નહીં કારણકે હેતું બક્ષિશ છે. બક્ષિશનો આધાર સુન્નતોની પયરવી પર છે. તથા સુન્નતોની પયરવી અમારે ત્યાં (અમારા તરીકામાં) અનિવાર્ય છે.'

★

## મકતુબ શરીફ નં. ૧૩

**-: પ્રતિ :-**

**હઝરત ખ્વાજા કાસીમ**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

એ બાબતોના બયાન પેટે કે ઈન્સાનનું ધ્યાન સંપુર્ણપણે અલ્લાહ ત્આલા તરફ હોવું જોઈએ આજે આ મહાન દૌલતની પ્રાપ્તી આ મહાન નકશબંદી બુઝુર્ગવારો(કદ્દસ્સલ્લાહો ત્આલા અસરારોહુમ) સાથે ખુલુસભર્યા સંબંધો રાખવા તેઓ તરફ ધ્યાનીત થવા તેમજ તેઓની પયરવી કરવા સાથે સંબંધીત છે.)

**-: વિગતો :-**

અલ્લાહત્આલાના નઝરની કૌતાહીઓથી તદ્દન પાક એવા હુઝુર સૈયદુલ્બશર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના સદકામાં આ કમીની દુનિયાને આપની નઝરોમાં ઝલીલોખ્વાર તથા હકીર બનાવી દે તેમજ આખેરતની ખુબસુરતી અને સૌંદર્ય વડે આપના દિલરૂપી અરીસાને સુશોભીત તથા જલ્વાગર ફરમાવી દે.

આપનો પવિત્ર પત્ર કેટલીક મનગમતી ભેટસોગાદો સાથે મળ્યો આપે ખુબ જ કરમ નવાઝીશ ફરમાવી. **જઝાકોમુલ્લાહો સુબ્હાનહુ ખૈરૂલ્જઝા.**

પ્રિય અને મુખ્લીસ દોસ્તો માટે નસિહતો માત્ર એ જ છેકે, (ઈન્સાનનું) પુરેપુરૂં ધ્યાન તથા લગાવ સંપુર્ણપણે અલ્લાહત્આલાની મુકદ્દસ ઝાત તરફ જ હોવા જોઈએ તેમજ તેના ગૈરથી વિમુખતા હાંસીલ કરી





લેવી જોઈએ.

**કારે ઈ અસ્ત ગૈરે હમા હૈચ**

(અર્થાત્ઃ- અસલ કાર્ય આ જ છે બાકીનું બધું વ્યર્થ છે.)

અને વર્તમાન સમયમાં આ મહાન દૌલતની પ્રાપ્તીનો આધાર આ મહાન નકશબંદી બુઝુર્ગો સાથે પુરેપુરાં ખુલુસભર્યા સંબંધો રાખવા તેઓ તરફ ધ્યાનીત થવા અને તેઓ તરફ લગાવ પૈદા કરવા પર છે.આ બુઝુર્ગોની સોહબત વડે એ વસ્તુ હાંસીલ થઇ જાય છે, જે સખ્ત મુજાહેદાઓ અને કઠીન રિયાઝતો વડે પણ હાંસીલ થઇ શકતું નથી કારણકે આ બુઝુર્ગોના તરીકામાં અંત આરંભમાં સમાયલો છે. આ બુર્ઝુગો પ્રથમ સોહબતમાં જ એટલું અતા કરી દે છે કે જે મુન્તહીઓને અંતમાં જઇને હાંસીલ થાય છે. આ બુઝુર્ગોનો તરીકો સાહબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન)નો તરીકો છે, કે સાહબાએ કિરામને હઝરત ખૈરૂલ્બશર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પ્રથમ સોહબતમાં એ કમાલાતો પ્રાપ્ત થઇ ગયા જે ઉમ્મતના ઔલીયાને અંત પહોંચીને પણ કદાચીત જ પ્રાપ્ત થાય. આ બાબત અંત આરંભમાં સમાયેલો હોવાની જેમ છે. આથી તમારા માટે આ મહાન (નકશબંદી) બુઝુર્ગોથી અકીદત તેમજ મોહબ્બત રાખવી જરૂરી છે.કારણકે તેઓની મોહબ્બત પર જ મામલાઓનો આધાર છે.

આપની ઉપર હિદાયતની પયરવી કરનારાઓ ઉપર તેમજ મુસ્તફા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તાબેદારી કરનારાઓ ઉપર રહેમત અને સલામતીઓનો નૂઝુલ થતો રહે... **આમીન**

(દફતર-૧, ભાગ-૨, મકતુબ નં-૯૦)

**-: સમજુતી :-**

આ મકતુબાત શરીફમાં હઝરત ઈમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ ઈન્સાનનું સંપુર્ણપણે અલ્લાહત્આલા તરફ ધ્યાનીત રહેવું અને ગૈરથી વિમુખતા હાંસીલ કરવાને જ સૌથી મૌટી દૌલત તેમજ મહાન નેઅ્મત ગણાવી છે. અને વર્તમાન સમયમાં આ બાબતોની પ્રાપ્તીનો આધાર આ મહાન નકશબંદી બુઝુર્ગો તરફ અકીદત તથા મોહબ્બત ભર્યા પુરખુલુસ સંબંધો પર આધારીત કહ્યો છે. માટે જ શહેનશાહે નકશબંદ હઝરત ખ્વાજા મોહંમદબહાઉદ્દીનશાહ નકશંબદ (કુદ્દસ્સીર્રહુ) એ જે કહ્યું છેકે, **'દર તરીકાએ મા મહેરૂમી નેસ્ત. હર કે અઝ તરીકએ મા રૂગર્દાનદ ખતર એ દીન દારદ ચીરા કે ઈ તરીકા બઅયનેહી તરીકએ સાહબાએ**

**કિબારસ્ત.'** (અર્થાત્ઃ- અમારા તરીકામાં કોઇને પણ મેહરૂમી નથી. જે કોઇ અમારા તરીકાથી વિમુખ થયો તો જાણી લ્યો કે તેના દીનનો ખતરો છે; કારણકે આ તરીકો હુબહુ મહાન સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન)ના તરીકા મુજબ છે.)

આપનું આ ફરમાન તદ્‌ન દુરસ્ત છે, જે પણ આ બુઝુર્ગોથી વિમુખ થયો તેના ઈમાન પર જરૂર ખતરો છે, કારણકે તેને અલ્લાહ ત્આલા તરફ સંપુર્ણ તવજ્જોહ્ તથા ક્યારેય હાંસીલ થશે નહીં અને તેના મામલાઓ જરૂર અસ્ત-વ્યસ્ત થઇ જશે.

તદુપરાંત આ મકતુબાત શરીફમાં આ મહાન સિલસિલાની ફઝીલતો પેટે બીજી જે કંઇ વાતો બયાન થયેલી છે તેની સમજુતી હું આગળના કેટલાંક મકતુબ શરીફની સમજુતી પેટે લખી ચુક્યું છે. માટે અહીં ફરીવાર તેનું પુનરાવર્તન કરતો નથી.

## મકતુબ શરીફ નં. ૧૪

**-: પ્રતિ :-**

**હઝરત ખ્વાજા મોહંમદ અશરફ કાબુલી**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

નકશબંદી તરીકાની મહાન શાનના સંદર્ભમાં તેમજ જે લોકોએ આ તરીકામાં નવી વાતો ઉપજાવી કાઢીને તેને તરીકાની પુર્ણતા સમજી લીધી છે. તેઓની ફરીયાદ પેટે....

**-: વિગતો :-**

**અલ્હમ્દોલીલ્લાહે રબ્બીલ્આલમીન વસ્સલાતો વસ્સલામો અલા સૈયદુલ્મુરસલીન વ આલેહીત્તાહેરીન.....**

મારા ખુશનસીબ ભાઇ ખ્વાજા મોહંમદ અશરફને અલ્લાહત્આલા પોતાના દોસ્તોની બુઝુર્ગી વડે નવાઝે અને ભાગ્યશાળી બનાવે. એ બાબતોની તમને જાણ હોવી જોઇએ કે ખ્વાજગાને નકશબંદ (કદ્દસ્સલ્લાહો ત્આલા અસરારોહુમ)નો તરીકો હકકસુબ્હાનહુ ત્આલા સુધી પહોંનાર તમામ તરીકાઓ સૌથી વધુ કરીબ (નીકટતમ) છે. બીજાઓને અંત આ બુઝુર્ગોના પ્રારંભમાં સમોયેલો છે. તેમજ તેઓની નિસ્બત તમામ નિસ્બતોથી બુલંદ છે અને આ તરીકામાં આ તમામ ખુબીઓ સુન્નતોંને જરૂરી સમજવા તથા





બિદઅતોથી દુર ભાગવાના કારણે છે. જાહેરમાં ગમે એટલી ફાયદાકારક દેખાતી હોવા છતાં પણ શક્ય હોય ત્યાં સુધી આ બુઝુર્ગો શરીઅતની છુટછાટો પર અમલ કરતાં નથી, તેમજ ગમે તેટલી તકલીફ આપનારો હોય તો પણ શરીઅતની અઝીમત (અડગતા) પરનો અમલ કયારેક હાથથી જવા દેતાં નથી.

આ બુઝુર્ગોએ એહવાલો અને મવાજીદો (વજદાની કૈફીયતો) ને શરીઅતના એહકામોના તાબે કર્યા છે. તેમજ (તેઓએ) આ માર્ગના ઝૌકો-શૌક તથા મઆરીફો (મારેફતની વાતો)ને શરીઅતના ઉલુમોના ખાદીમ સમજ્યા છે. તેઓ આ પવિત્ર શરીઅતના દુર્લભ મોતીરૂપ એહકામોને બાળકોની જેમ વજદ્ તથા હાલરૂપી અખરોટ તથા દ્રાક્ષના બદલામાં આપી દેતાં નથી તેમજ સુફીઓની આધારવિહીન વાતો પર મગરૂર બનીને ફિત્નાઓમાં પડતાં નથી. શરીઅતરૂપી 'નસ્સ' (સ્પષ્ટ કુર્આનનો આદેશે)ને છોડીને તેઓ 'ફસ્સ' (ફુસુસુલ્હકમ)ની વાતોંને આપનાવતા નથી, તેમજ 'ફુતુહાતે મદનીયાહ્' છોડીને 'ફુતુહાતે મકકીય્યાહ્' તરફ ધ્યાન આપતાં નથી. તેઓનો હાલ નિરંતરતાવાળો તેમજ તેઓનો વકત ભરોસાપાત્ર છે.બીજાઓને વીજળીની ચમક જેમ નસીબ થતી 'તજલ્લીએ ઝાતી' આ બુઝુર્ગોને હંમેશા માટે હાંસીલ છે. થોડીવાર માટે બાકી રહેતાં હુઝુરનો તેઓને ત્યાં કોઇ જ ભરોસો નથી. આયાતઃ-

**''રિજાલુલ્લા તુલ્હીહીમ તીજારતુવ્વલા બયઅુન અનઝીકીલ્લાહ..''** (અર્થાત્ઃ- મર્દ તે છે કે જેઓને વેપાર તેમજ લેણ-દેણ અલ્લાહત્આલાની યાદથી ગાફીલ કરતા નથી.)

પરંતુ દરેકની સમજ તેઓની ખુબીઓ સુધી પહોંચી શકતી નથી. બલ્કે શક્ય છેકે આ મહાન તરીકાના કેટલાક નાસમજ લોકો જ તેનો ઇન્કાર કરી બેસે.

**'કાસીર ગર કુનંદ ઈ તાઇફા રા તાઅ્નો કુસુર,**
**હાશાલીલ્લાહ કે બર આરમ બ ઝબ્આં ઈ ગીલા રા.'**

(અર્થાત્ઃ- જો કોઇ નાકીસ આ (નકશબંદી) સમુહ પર ઐતરાઝ કરે તો તે જાણે ખુદાની પનાહ કે હું તેની ફરીયાદ જીભ પર લાવું.)

હા, આ મહાન તરીકાનો અનુગામી બુઝુર્ગોના કેટલાક ખલીફાઓએ આ તરીકામાં કેટલીક નવી વાતો દાખલ કરીને આ સિલસિલાના અકાબીરોના તૌર-તરીકાને છોડી દીધો છે. આ લોકોના મુરીદોની એક જમાતની એવી

માન્યતા છેકે આ દાખલ કરેલી નવી વાતો તરીકાને પુર્ણતા આપી રહી છે. **''કબોરત કલેમતન તખ્રોજો મીન અફવાહેહીમ.''** (અર્થાતઃ- ઘણી જ મોટી વાતો તેના મુખેથી નીકળી રહી છે.) તરીકામાં આ નવી ઉપજાવેલી કાઢેલી વાતોએ ખરેખર આ તરીકાની પુર્ણતા નથી, પરંતુ આ સિલસિલાની ખરાબી અને તેનો વિનાશ નોતરવો જ છે. અફસોસ ! સદ અસફસોસ ! અમુક એવી બિદઅતો જેનું બીજા તરીકાઓમાં વજુદ પણ નથી તેનું તેઓને આ સિલસિલામાં ચલણ કરી દેવું છે. જેવી રીતે કે આ સિલસિલાના કેટલાક લોકો તહજ્જુદની નમાઝ જમાઅત સાથે અદા કરે છે. આજુ બાજુના લોકો તહજ્જુદ માટે એકઠા થાય છે. અને પછી તેઓ પુરી એકાગ્રતાથી આ નમાઝ જમાઅત સાથે અદા કરે છે. તેઓનો આ અમલ 'મકરૂહે તેહરીમી' છે. જે ફુકહાએ કિરામે આ જમાઅતની કરાહત (મકરૂહ હોવું) માટે તદાઇ(નિમંત્રણ)ને શર્ત કહી છે. તે પણ તેઓએ મસ્જીદના એક એકાંત ખુણાંમાં અને ત્રણથી વધુ વ્યકિતની હાજરી ન હોય તો જાઇઝ કહી છે. ત્રણથી વધુ વ્યકિતઓએ મળીને આ નમાઝ જમાઅતની સાથે અદા કરવી ફુકહાએ કિરામની નઝદીક સર્વનુમતે મકરૂહ છે. તેમાં તેઓ બાર(૧૨) રકાઅ્તો ઊભા થઇને પઢે છે અને બે (૨) બેસીને અને આ બે(૨) રકાતને એક રકાઅ્ત સમજીને કુલ તેર(૧૩) રકાતની ગણત્રી કરે છે અને આ રીતે તેઓ તેર(૧૩) રકાતો પઢયાને ખ્યાલ કરે છે. પરંતુ હકીકત આમ નથી હુઝુર નબી એ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમે)જે કેટલીક વાર તેર રકાતો, અગ્યિાર રકાતો, કે નવ રકાતો પઢી છે. તો તેમાં વિત્તરને સાથે મેળવીને બેકીને બદલે એકી રકાતો કહી છે. એમ નહીં કે બેસીને પડેલી બે રકાત નફલને એક રકાત ગણી છે.(અને રકાતોની સંખ્યા એકી કહી છે.) આ પ્રકારના ઇલ્મ તેમજ અમલનું કારણ તેઓની રોશન સુન્નતે મુસ્તફા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)થી અજ્ઞાનતા છે.

ઘણી નવાઇની વાત છેકે, જે શહેરો આલીમો તેમજ મુજતહેદીનોના મરકઝ તથા રહેઠાણો છે, ત્યાં જ આ પ્રકારની બિદઅતો ફેલાય ચુકી છે. જો કે અમે ફકીરો (સુફીઓ) ઇસ્લામી ઉલુમોનો ફૈઝ આ બુઝુર્ગોની બરકતો વડે જ હાંસીલ કરીએ છીએ.

અલ્લાહ ત્આલા જ યોગ્ય વાતોનું ઇલ્હામ ફરમાવનાર છે.(શૈર)

**'અંદ કે પૈશે તું ગુફતમ ગમે દીલ તરસીદમ,**
**કે દીલ આઝુરદાહ્ શવી વર્ના સુખન બિસ્યારસ્ત.'**





(અર્થાતઃ-મેં મારા દીલનો ગમ થોડોક જ અહીં રજૂ કર્યો છે કે મને ભય છેકે તારૂં દીલ દુભાશે નહીંતર વાતો તો ઘણી જ છે.) વસ્સલામ.... (દફતર -૧, મકતુબ નં-૧૩૧, ભાગ- ૨)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મકતુબાતશરીફમાં હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ આ મહાન નકશબંદી સિલસિલાની ખુબીઓ તેમજ નકશબંદી મશાઇખોંની કેટલીક ખાસીયતો રજુ કરી છે. જેનો ભાવાર્થ એ છે કે, આ મહાન નકશબંદી તરીકો હકસુબ્હાનહુ ત્આલા સુધી પહોંચાડનાર તરીકાઓ પૈકી સૌથી વધુ નીકટતમ છે. અને આ નીકટતાનું એક માત્ર કારણ આ તરીકામાં સુન્નતોની પયરવી અનિવાર્ય સમજવી તેમજ બિદઅતોથી પુરી રીતે પરહૈઝ કરવી છે.

આ મહાન નકશબંદી બુઝુર્ગોની શાન એ છેકે તેઓ શરીઅતની રૂખ્સતો (છુટછાટ)પર અમલ કરવા કરતાં અઝીમતો (અડગતા, તકલીફો) પર અમલ કરવાનું અનિવાર્ય સમજે છે તેઓ આ મામલામાં કશા નફા-નુકસાનની પરવા કરતાં નથી.

આ મહાન બુઝુર્ગો પોતાના બાતીની અહેવાલો અને વજદાની કૈફીયતો ને શરીઅતના હુકુમોને આધીન બનાવે છે. એટલે કે શરીઅત અને સુન્નતની કસોટી પર પરખે છે. જો તેમાં દુરસ્ત સાબીત ઠરે છે તો તેનો સ્વીકાર કરે છે, નહીંતર તેનો ઇન્કાર કરી દે છે.

દુર્લભ મોતી સમાન આ શરીઅતના એહકામોને તેઓ નાસમજ બાળકોની જેમ વજદ તથા હાલરૂપી અખરોટ અને દ્રાક્ષના બદલે આપી દેતાં નથી. એટલે કે હાલની કૈફીયતમાં તેની ઉપરનો અમલ છોડી દેતા નથી અને વજદાની કૈફીયતો તથા એહવાલોની વિપુલતા હોવાની પરિસ્થિતીમાં પણ તેઓ શરીઅતના હુકમોને મજબુતીથી વળગેલા રહે છે. તેઓની નઝદીક હંમેશા સુન્નત અને શરીઅત જ મુકદ્દમ છે. અને તરીકતને શરીઅતની ખાદીમ કહે છે. કારણકે તરીકત એ શરીઅતના અમલને ઇખ્લાસરૂપી દૌલત અર્પીને કમાલીયત પહોંચાડવાનું કાર્ય કરે છે. માટે તે શરીઅતની ખાદીમ અથવા તો તેનો એક હીસ્સો છે.

તેઓ 'નસ્સ' એટલે કે કુર્આનેપાકની સ્પષ્ટ આયત અને હુકમોને છોડીને હઝરત શૈખ અકબર (રહેમતુલ્લાહ અલયહ)ની મશહુર બહુ ચર્ચીત

કિતાબ 'ફુસુસુલ્હકમ' તરફ એટલે કે 'ફસ્સ' તરફ ક્યારેય આકર્ષાતા નથી તેમજ 'ફુતુહાતે મદનીય્યાહ્' એટલેકે હદીષપાક તરફ આંખ આડા કાન ધરીને 'ફુતુહાતે મકકીય્યાહ્' (આ પણ હઝરત શૈખની કિતાબ છે.) તરફ કદાપી ધ્યાન આપતા નથી.

આ 'ફુસુસુલ્હકમ' તથા 'ફુતુહાતે મકકીય્યાહ્' બંને હઝરત શૈખ અકબર (રહેમતુલ્લાહ અલયહ)ની બહુ ચર્ચીત કિતાબો છે. સુફીયાએ કિરામ પૈકી મોટા-ભાગના બુઝુર્ગોની ખાનકાહમાં તેનો દર્સ આપવામાં આવતો હતો. અને તેની ઈબારતો પર તેઓ આકર્ષીત તથા મગરૂર થઇ જતાં હતા. પરંતુ નકશબંદી બુઝુર્ગોની શાન એ છેકે બાતીની એહવાલોની કસરત તેમજ વજદાની કૈફીયતોનો ગલ્બો હોવા છતાં તેઓ ક્યારેય પણ કુર્આનેપાક તેમજ હદીષેપાકને છોડીને તેની તરફ આકર્ષીત થતાં નથી.

**હઝરત શૈખે અકબર (રહમતુલ્લાહ અલયહ)નો પરીચય**

હઝરત શૈખ અકબર (રહેમતુલ્લાહ અલયહે)નું પવિત્રનામ હઝરત મોહ્યુદ્દીન ઈબ્ને અરબી(રહેમતુલ્લાહ અલયહ)છે, પરંતુ આપ 'શૈખે અકબર શામી' ના લકબ વડે ઓળખાય છે. આપ સુફીયાએ કિરામની 'વહેદતુલ્વજુદ' વિચારસરણીના પ્રણેતા અને પેશવા છે. તસવ્વુફમાં આપના ખીર્કાની નિસ્બત એક વાસ્તા થકી હુઝુર સરકારે ગૌષે આઝમ દસ્તગીર (રદીયલ્લાહો ત્આલા અન્હો) સુધી પહોંચે છે, અને એક બીજા ખીર્કાની નિસ્બત બે વાસ્તા થકી હઝરત ખિઝર (અલયહીસ્સલામ) સુધી પહોંચે છે. તેમજ એક ત્રીજી નિસ્બત કોઇ વાસ્તા વિના જ હઝરત ખીઝર (અલયહીસ્સલામ) સુધી પહોંચે છે. આપનો મઝહબ ઝાહેરી હતો. એટલે કે હઝરત ઈમામ દાઉદ ઝાહેરી(રદીયલ્લાહો ત્આલા અન્હો)ના આપ અનુયાયી હતાં. આપ ઝાહેરી અને બાતીની ઈલ્મોમાં ખુબજ ઉંચી શાન ધરાવતાં હતાં. આપની લખેલી કિતાબની સંખ્યા પાંચસો(૫૦૦)થી વધુ છે. જેમાં આ બંને કિતાબો 'ફુતુહાતે મકકીય્યાહ્' અને 'ફુસુસુલ્હકમ' ઘણી જ મશહુર છે. આપની આ 'વેહદતુલ્વજુદ' ની વિચારસરણીને ઘણી ખ્યાતી પ્રાપ્ત થઇ અને આજે પણ મૌજુદ છે. આપની કેટલીક વાતો વિશે બુઝુર્ગોમાં લાંબા કાળથી વાદવિવાદ ચાલી રહયો છે. હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ પોતાના કેટલાક પવિત્ર પત્રમાં આપના વિશે ચર્ચા કરી છે. એક પવિત્ર પત્રમાં આપે ફરમાવ્યું કે, 'ફકીરની નઝદીક એ વાત બહેતર છે કે, ન તો શૈખ (હઝરત મોહંમદ ઈબ્ને અરબી)ની





વિલાયતનો ઈન્કાર કરવામાં આવે કે ન તો આપની આવી વાતોને માનવામાં આવે.' (મકતુબાત નં.૭૭, ભાગ - ૩)

આપની વિલાદત માહે રમજાનુલ્મુબારકની ૧૭ મી તારીખ હી.સ.૫૬૦ મુતાબીક અં.તા.૪-૮-૧૧૬૦ને સોમવારની રાત્રે 'ઉંદલીસ'ના શહેર 'મરસીય્યાહ્'માં થઇ. તેમજ વિસાલ ૨૨ રબ્બીઉલ્આખીર હી.સ. ૬૩૮ મુતાબીક અં.તા. ૧૭-૧૧-૧૨૪૦ માં 'દમીશ્ક'(સીરીયા)માં થયો અને ત્યાં 'જબલે કાસીયુન'માં આપને દફન કરવામાં આવ્યાં, જે આજે 'સાલેહીય્યાહ્'ના નામે ઓળખાય છે.

તદુપરાંત આ મકતુબાતશરીફમાં પાછળના બુઝુર્ગોના કેટલાંક ખલીફાઓની ફરીયાદ લખી છે કે જેઓએ આ તરીકામાં નિત-નવી બિદઅતો ઘુસાડી દીધી છે. અને આ બુઝુર્ગોના અસલ તરીકાને છોડી દીધો છે. અને વધુ અફસોસજનક વાત તો એ છેકે, તેઓ પોતાની આ મનઘડત બિદઅતોને આ તરીકાની પુર્ણતા સમજી રહયા છે. જો કે તરીકાની પુર્ણતા તો તરીકાના અકાબીરોએ ત્યારે જ કરી નાંખી હતી. તો અહીં તેઓ ક્યા તરીકાની પુર્ણતા કરી રહયા છે? તેમજ આ નવી ઘુસાડેલી વાતો તેમજ બિદઅતોને જ તેઓ પોતાની તરકકીનું કારણ ગણાવી રહયા છે. પરંતુ ખરેખર આ જ તેઓની અધોગતિનું મુળ કારણ છે. કારણકે જ્યારે કોઇપણ તરીકામાં તે તરીકાના અકાબીર બુઝુર્ગોએ સ્થાપેલા નીતિ-નિયમો, ઝીક્ર-ફીક્ર તેમજ રિયાઝતો-મુજાહેદાઓમાં જરાપણ ફેરફાર કરવામાં આવે કે નવી વાત દાખલ કરવામાં આવે ત્યારે તે તરીકાના અન્વારો, ફૈઝાન તથા બરકતો ખત્મ થઇ જાય છે. અને પછી નામ પુરતો જ તરીકો રહી જાય છે.

આજે પણ આ મહાન તરીકાના કહેવાતા કેટલા અનુયાયીઓ (નકશબંદીઓ)એ તરીકાને નવો ઓપ આપવાનો કે તરીકાને આધુનિકતાનો રંગ ચઢાવવાના પ્રયત્નો કર્યા છે તથા કરી રહ્યા છે અને તરીકાની રૂહાનીયત, રંગત, અન્વારો, તથા ફૈઝાનને સમુળગા બંધ કરી દીધો છે. અને માત્ર નામના જ નકશબંદીઓ રહી ગયા છે. તરીકાએ આલીયાં નકશબંદીય્યાહમાં સુન્નતોની પૈરવી અનિવાર્ય છે. તો પછી આવા પ્રકારની બિદઅતો તેમાં ઘુસાડવી કેટલી હદે અજ્ઞાનતા અને જહાલત છે.?અને વધું આશ્ચર્યજનક તો એ છે કે તેઓ તેને તરીકાની પુર્ણતા કહી રહ્યા છે. અલ્લાહ ત્આલા હકકીકતેહાલ સમજવાની તૌફીક અતા ફરમાવે. **આમીન...**

★

## મકતુબ શરીફ નં. ૧૫

-: પ્રતી :-

**હઝરત મીર મોહંમદ નોઅ્માન બદખ્શી**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

જે શૈખનું અનુસરણ કરી રહયા છો તેની સોહબત તરફ આકર્ષણ પૈદા કરવા તથા અમુકવાર કેટલાક સારા હેતુંસર કામીલ હઝરાતો પોતાના કેટલાક નાકીસ મુરીદોને તરીકાની તાલીમ અપવાની ઈજાઝત આપી દે છે..... તેમજ તેને લગતી અન્ય બાબતો પેટે.

**-: વિગતો :-**

જનાબ મીર સાહેબનો પવિત્ર પત્ર મળ્યો. આ માર્ગ પાગલપણું ઈચ્છે છે. હદીષ શરીફમાં આવ્યું છેકે, **''લંય્યુઅ્મેનુ અહદોકુમ હત્તા યોકાલ ઈન્નહુ મજનુન''** (અર્થાત્:- તમારામાંથી ત્યાં સુધી કોઇ મોમીન બની શકતો નથી જ્યાં સુધી લોકો તેને પાગલ ન કહે.)

અને જ્યારે (આપ્રકારનું) પાગલપણું આવી ગયું તો તે બીવી-બચ્ચાઓની જંઝાળથી છુટી ગયો તેમજ અહીં-તહીંની ફીકર-ચિંતાથી મુક્ત થઇ ગયો. જો કે આ પ્રકારનું પાગલપણું તમારી પ્રકૃતિ તથા સ્વાભાવ સાથે વણાયેલું દેખાય છે. પરંતુ આપે તેને વ્યર્થ કચરા ટોપલીમાં છુપાવી દીધું છે તેનો ઈલાજ શું? આ જાહેરી જુદાઇ (દુરી)ના કારણે તમારી અંદર કંઇક વધુ પડતી લગાવની કમી દેખાઇ રહી છે. માટે તેનો બદલો જલ્દી ચુકવો તેમજ પોતાનામાં લાયકાત નહીં હોવાને જ લાયકાત સમજીને આ જાહેરી દુરીને દુર કરો.

આ સુફીઓના ગીરોહની એકાગ્રતા અન્ય મખ્લુકની એકાગ્રતાથી તદ્દન ભીન્ન છે.જે માલો-અસ્બાબની ઉપલબ્ધિ બીજાઓ માટે ચૈન તથા એકાગ્રતાનું કારણ છે, તે તેઓ માટે અસ્તવ્યસ્તતા તથા બેચૈનીનું કારણ છે.(માટે) મખ્લુકથી અળગા થવાના કારણે અપનાવવા જોઇએ, જેથી એકાગ્રતા હાંસીલ થાય. અને જો કદાચ જેમાં મખ્લુકની એકાગ્રતા છે તેમાં જ આ સમુહને પણ એકાગ્રતા અર્પી દેવામાં આવે તો આવી એકાગ્રતાથી ડરવું જોઇએ અને બારગાહે ખુદાવંદીમાં ઈલ્તેજા કરવી જોઇએ કે જેથી આ પ્રકારની એકાગ્રતા તેની જાન માટે વબાલરૂપ ન બની જાય. બીજું એ કે





(પોતાની એકાગ્રતાનો)બીજાની હાલતો પર ક્યાસ ન કરવો જોઇએ કારણકે આ તમામ વિરોધાભાસો દરજ્જાઓના તફાવત પ્રમાણે ખામી ભરેલા મર્તબા દુર થવા સુધી જ છે.

(બૈત) **''ફીરાકે દોસ્ત ગર અન્દકસ્ત અંદક નેસ્ત''**

(અર્થાત્:- જો દોસ્તની જુદાઇ થોડીક હોય તો પણ તે થોડીક નથી.)

મશાઇખે તરીકતે અમુક મુરીદોને સુલુકની તમામ મંઝીલો પાર કર્યા પહેલાં પણ તરીકાની તાલીમ આપવાની ઈજાઝત અર્પી છે. હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) એ હઝરત મૌલાના યાકુબ ચર્ખી(રહેમતુલ્લાહ અલયહ)ને તરીકાની તાલીમ આપ્યા પછી સુલુકની અમુક મંઝીલો પાર કરાવ્યા પછી ફરમાવ્યું કે,' હે યાકુબ, જે કંઇ તને અમારાથી પહોંચ્યું છે તે મખ્લુક સુધી પહોંચાડી દે.' તેમજ તેની સાથે-સાથે એવું પણ ફરમાવ્યું કે,' મારા પછી મૌલાના અલાઉદ્દીનની ખીદમતમાં રહેજે.' આથી આપે પોતાનું મોટાભાગનું કાર્ય હઝરત મૌલાના અલાઉદ્દીન અત્તાર (કુદ્દસ્સીર્રહુ)ની ખીદમતમાં પુર્ણ કર્યુ ત્યાં સુધી કે હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (રહેમતુલ્લાહ અલયહ) એ પોતાની કિતાબને 'નફહાતુલઉન્સ' માં પ્રથમ આપને હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (કુદ્દસ્સીર્રહુ)ના મુરીદો પૈકી ગણ્યા અને બીજા દરજ્જા પર આપની નિસ્બત હઝરત ખ્વાજા મોહંમદ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) તરફ દર્શાવી છે.

કહેવાનું હેતુ એ છે કે, આ છીન્નભીન્નતા અને અસ્તવ્યસ્તતાનો ઈલાજ એકાગ્રતાવાળાની સોહબતમાં જ છે.આ વાત ઘણી તાકીદ સાથે વારંવાર આપને લખવામાં આવી છે.

''(મેં) સાંભળ્યું છે કે, મૌલાના મોહંમદ સીદ્દીક નોકરીમાં જોડાઇ ગયાં છે, ફકીરાના તૌર- તરીકા તેમજ રીત-ભાતને ત્યજી દીધાં છે. અફસોસ હજાર અફસોસ ! કે કોઇને 'આઅ્લા ઈલ્લીય્યીન' (સૌથી ઉચ્ચમકામ)ની બુલંદ ચોટીથી 'અસ્ફલુસ્સાફેલીન'(સૌથી નીચો મકામ)ની ઊંડી ગર્તામાં ધકેલી દેવામાં આવે. આવા શખ્સની હાલતો બે વાતથી ખાલી નથી. કાં તો તેને નૌકરીમાં એકાગ્રતા હાંસીલ થશે અથવા તો નહીં થાય. અને જો એકાગ્રતા હાંસીલ થશે તો તે ખરાબ છે તેમજ જો એકાગ્રતા પ્રાપ્ત નહીં થાય તો તે સૌથી વધુ ખરાબ છે.''

હે અલ્લાહ, અમને હિદાયત અતા કર્યા પછી અમારા દીલોને વાકાં-

ચુકાં ન બનાવ અને અમને તારી પાસેથી રહેમત અર્પણ કર, બેશક તું બેહિસાબ અતા કરનારો છો. **...વસ્સલામ.**

(દફ્તર.૧ભાગ.૨,મક્તુબ નં-૧૧૯)

**-: સમજુતી :-**

આ મક્તુબ શરીફ હઝરતમહેબુબે સમદાની (કુદ્દસ્સીર્હુ) એ હઝરત મીરમોહંમદ નોઅ્માન બદખ્શી(કુદ્દસ્સીર્હુ) તરફ.લખ્યો છે. આપ સહીહુન નસબ સાદાતે કિરામ પૈકી છે. સીંધ તથા બદખ્શાંમાં સાદાતે કિરામને મીર તરીકે ઓળખવામાં આવે છે. હઝરત સરકાર મહેબુબે સમદાની એ અકીદતે એહલેબૈતની સાબીતીરૂપે પોતાની સૌપ્રથમ ખીલાફત હઝરત મીર મોહંમદ નોઅ્માન બદખ્શી(કુદ્દસ્સીર્હુ)ને જ અતા ફરમાવી હતી. મીર સાહેબને લખેલા આ મક્તુબ શરીફમાં આપે પાગલપણાંનો ઉલ્લૈખ કર્યો છે. અને ખરેખર શરીઅત તેમજ તરીકત બંનેમાં પાગલપણાં(જુનુન)ને એક વિશીષ્ઠ સ્થાન હાંસીલ છે, જેના વિના શરીઅતના અમલો તથા દીન મજલીસોથી કોઇ જ અર્થ સરતો નથી. અજો-સવાબ તો હાંસીલ થઇ જાય છે, પરંતુ 'યારનું મીલન' (અન્વારે ઇલાહીય્યાહની નિકટતા) હાંસીલ થતું નથી. આ પાગલપણાં (જુનુન,દીવાનગી)નું રહસ્ય તેમજ મહત્વ સમજાવતાં આપે લખ્યું છેકે, **દરીં રાહ અન્દ કે જુનું હમ દર કારસ્ત.** એટલેકે આ માર્ગમાં થોડું પાગલપણું પણ મતલુબ છે.

એક રિવાયતમાં આવ્યું છેકે, **''અકસેરું ઝીક્રલ્લાહ હત્તા યકુલુ મજનુન''** (અર્થાત્:- અલ્લાહ ત્આલાનો ઝીક્ર ખુબજ કસરતથી કર્યા કરો, ત્યાં સુધી કે લોકો તમને પાગલ કહે.) કોઇ શાયરે આ વાતનો ભાવાર્થ રજુ કરતાં કહ્યું છેકે,

**'ચલો અચ્છા હુઆ કામ આ ગઇ દિવાનગી અપની,**
**વરના હમ ઝમાનેભરકો સમજાને કહાં જાતે.**
**તુમ્હારા નામ લેને સેહી દુનિયા જાન જાતી હય,**
**ન હોતી આપસે નિસ્બત તો પહેચાને કહાં જાતે.'**

એટલે કે જુનુન (પાગલપણું) પોતાની દીવાનગી પર નાઝ અને ખુશી અનુભવે છે. એક શાયરના કહેવા મુજબ ખરેખર તો આ દીવાનગી નથી પરંતુ અક્કલમંદી છે.

**''મેરી દીવાનગી અક્કલો ખીર્દ સે લાખ અચ્છી હય,**
**કે દુનિયાકી ઝુબાં મુજકો તેરા દિવાના કહેતી હય.''**





મજનુ તથા દિવાના વ્યકિત દુરંદેશી કે સગાવાદ માં ફસાયેલાં હોતા નથી; તે પરિણામની પરવાહ કર્યા વગર જ રઝાએ મહેબુબ માટે પોતાની વહાલી જાનને પણ દાવ પર લગાડી દે છે. આ પ્રકારની સરફરોશી અને જાન કુર્બાન કરવાના અનેક દ્રષ્ટાંતો ઇસ્લામના ઇતિહાસમાં મૌજુદ છે. જેવી રીતે કે 'ગઝવએ ઓહદ' ના મૌકા પર હઝરત અબ્દુલ્લાહ બીન હવશ (રદીયલ્લાહોત્આલા અન્હો) એ અલ્લાહ ત્આલાની બારગાહમાં એ રીતે દુઆ માંગી હતી કે, હે અલ્લાહ, મારા મુકાબલામાં એવા કાફીરને મોકલ જે ખુબજ તાકતવર, યુદ્ધકળાનો નિષ્ણાંત, અને શસ્ત્રવિધામાં નિપુણ હોય. હું તારી રઝા માટે તેનાથી જેહાદ કરું અને તે મારાથી લડે. છેવટે તે મને કત્લ કરીને મારા નાક-કાન કાપી નાંખે. અને જ્યારે હું કાલે કયામતના દિવસે આ હાલતમાં તારી બારગાહે રબુબીય્યતમાં હાજર થાવ તો તું ફરમાવ- **''યા અબદી ફીમ જોદેઅ અન્ફોક વા ઝોનુંક''** (અર્થાત્:- હે મારા બંદા, કયાં જુર્મના ફળસ્વરૂપે તારા નાક-કાન કાપી નાંખવામાં આવ્યાં.) તો હું જવાબરૂપે અર્ઝ કરીશ કે, **''ફીક વફી રસુલેક''** એટલે કે તારી ખુશનુદી અને તારા મહેબુબ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના ઇશ્કના જુર્મ પેટે મારી સાથે આવું કરવામાં આવ્યું છે. આ સાંભળીને તે જવાબરૂપે તે ફરમાવશે કે, 'હે મારા બંદા તે સાચું કહ્યું.'

આ મક્તુબ શરીફમાં આપ બીજી એક વાત સમજાવ માંગે છે કે ક્યારેક કેટલીક મસલેહતો અનુસંધાને કામીલ હઝરાતો કેટલાક નાકીસ મુરીદોને તાલીમ આપવાની એક પ્રકારની ઇજાઝત આપી દે છે એટલેજ એહલે તરીકતે ખિલાફતના બે પ્રકાર બયાન ફમાવ્યા છે.(૧) ખિલાફતે મુકય્યદાહ્ અને (૨) ખિલાફતે મુત્લકા. જે પૈકી (૧) **ખિલાફતે મુકય્યદાહ્** શૈખે કામીલ તરફથી એ સાલીકને આપવામાં આવે છે જેણે હજુ સુધી નફસની પુરી સફાઇ હાંસીલ કરી નથી. બલ્કે તેના અમુક લતીફાઓ એ જ ફના હાંસીલ કરી છે. અને (૨) **ખિલાફતે મુત્લકા.** એ આરીફે કામીલને પોતાના શૈખે કામીલ તરફથી અર્પણ થાય છે જેઓ લતીફાઓની ફના અને નફસની પાકીઝગી હાંસીલ કર્યા પછી નફસની ખબાસતો અને શૈતાનની શરારતોથી મહેફુઝ થઇ ચુકયા છે.

ઔલીયાએ કિરામ જે આ રીતે કેટલાક નાકીસ(અધુરા) મુરીદોને ખિલાફત અર્પણ કરતાં રહે છે; તેની પાછળ કેટલાંક કારણો આ પણ હોય શકે છે, જેમ કે

**(૧)** શૈખે કામીલે પોતાની નિગાહે બશીરત તેમજ ‘કશ્ફ’ થકી એ વાત જાણી લીધી હોય છેકે મારા ફલાણાં મુરીદમાં કામીલ બનવાની લાયકાત છુપાયેલી છે. શક્ય છેકે ઝીંદગી વફા ન કરે માટે હમણાં જ તેને ખિલાફત આપીને ફારીગ થઇ જાવ.

**(૨)** શૈખે કામીલ ઘણીવાર પોતાના નાકીસ મુરીદોને ખિલાફત એટલા માટે આપી દે છેકે, જેથી તે ઝીક્રની મહેફીલો કાયમ કરીને મુરાકેબો કરાવે. લોકોને સુલુકનો માર્ગ પાર કરાવે અને તે તેઓની તર્બિય્યત કરે; તેમજ બીજાઓની તર્બિય્યત દરમ્યાન પોતાની ખુદની પણ તર્બિય્યત થતી રહે.

એવાત જાણીલેવી જોઈએ કે, ‘આલમે અમ્ર’ અને ‘આલમે ખલ્ક’ના લતીફાઓ તય કર્યા પછી પણ નફસાની હુમલાઓ અને શૈતાની પ્રપંચોનો ભય ઊભો જ રહે છે; ત્યાં સુધીકે સાલીકના માનવસહજ દુર્ગુણો નાશ ન પામે. અને તેનો નાશ ‘તઝકીયાએ નફસ’ પછી જ થાય છે. એટલા માટે જ ‘ખલીફાએ મુકય્યદ’ માટે પોતાના કામીલ શૈખ સાથે સતત સંપર્ક અને ‘રાબ્તાહ્’ રાખવો જરૂરી છે. અને તેની પવિત્ર તવજ્જોહાત થકી જ તે તકમીલ (પરિપુર્ણતા)ની મંઝીલો પાર કરી શકે છે. **અલ્લાહુમ્મુર્ઝુકના ઇય્યાહા.**

આ મકતુબશરીફમાં બીજી ધ્યાન ખેંચે એવી બાબત એહલે જમીય્યત (એકાગ્રતાવાળા)ની સોહબતની ફઝીલત છે. એહલે જમીય્યત એટલેકે એકાગ્રતાવાળા લોકો એ એવા લોકો છે જેને દુનિયાનો કોઇ ઝાકઝમાળ કે આકર્ષણ, મોહમાયા તેમજ સુખ-દુઃખ તથા ગમે તેવા કપરા સંજોગો કે વિકટ પરિસ્થિતીમાં અલ્લાહની યાદથી વીચલીત કરી શકે નહીં, તેમજ તેનું ધ્યાન ભંગ કરી શકે નહીં. એક મહેફીલમાં સુફીયાએ કિરામ વચ્ચે એ બાબતે ચર્ચા ચાલી કે, જો કોઇ શખ્શને જુમ્આના દીવસે દુઆની મકબુલીયતની એ ખાસ ઘડી પ્રાપ્ત થઇ જાય તો ત્યારે તેણે શું દુઆ માંગવી જોઇએ ? જેના જવાબ પેટે ત્યાં બેઠેલૌ બુઝુર્ગો પૈકી દરેકે અલગ-અલગ મંતવ્યો રજુ કર્યા. પરંતુ તેઓ પૈકી એક બુઝુર્ગનું મંતવ્ય ઘણું જ ઉચ્ચ પ્રકારનું હતું. તેઓએ ફરમાવ્યું કે, ‘મને જો આ ઘડી હાંસીલ થઇ જાય તો હું એહલે જમીય્યત(એકાગ્રતાવાળા)ની સોહબત હાંસીલ થવાની દુઆ માંગું. કારણકે તેઓની સોહબત જ સફળતાની ચાવી છે, જેણે તેઓની સોહબત હાંસીલ કરી લીધી સફળતા તેઓના કદમ ચુમશે.’ ઇન્સાનની વેર-વિખેર તથા છીન્નભીન્ન રૂહાનીય્યતનો એકમાત્ર ઇલાજ એહલે જમીય્યતની સોહબત જ છે. અહીં એહલે જમીય્યતથી મુરાદ કામીલ-મુકમ્મીલ પીરની ઝાતે ગીરામી છે.





★

## મકતુબ શરીફ નં. ૧૯

**-: પ્રતિ :-**

**હઝરત મુલ્લા અબ્દુલ્ગફુર સમરકંદી**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

જો આ બુઝુર્ગો (નકશબંદી બુઝુર્ગો)ની નિસ્બત પૈકી થોડુંક પણ હાંસીલ થઇ જાય તો તો થોડુંક નથી....એ વાતના બયાન પેટે..

**-: વિગતો :-**

આપનો મહેરબાનીભર્યો તેમજ ધ્યાનપુર્વક લખાયેલો પત્ર મળ્યો. ફુકરાઓથી મોહબ્બત તેમજ આ સમુહના લોકો તરફ તવજ્જોહ્ અને અકીદત હોવી એ અલ્લાહ ત્આલાની મહાન નેઅ્મતો પૈકી છે. અલ્લાહત્આલાની બારગાહમાં તેની ઉપર ઇસ્તેકામ માટે દરખાસ્ત તથા ઉમ્મીદ છે.

જે ન્યાઝ આપે દુર્વેશો માટે મોકલી હતી, તે મળી ગઇ અને તેની ઉપર સલામતી માટે ફાતેહા પઢવામાં આવી. (પરંતુ) આપે અહીં રૂબરૂ મુલાકાત દરમ્યાન જે તરીકો (નકશબંદી તરીકો) અપનાવ્યો હતો તેના વિશે કશું જ લખ્યું નથી. (બૈત)

**‘યક ચશ્મે ઝદન ખ્યાલ પેશે નઝર, બહેતરઝ વિસાલે ખુબરૂ મયાં હમા ઉમ્ર.’**

(અર્થાત્ઃ- એક ક્ષણ માટે પણ મહેબુબે હકીકીનો ખ્યાલ નઝર સમક્ષ લાવવો પુરી ઝીંદગી હસીનોના મિલાપની મઝા લુંટવાથી વધુ સારૂં છે.)

આ બુઝુર્ગોની (નકશબંદી બુઝુર્ગોની) નિસ્બત પૈકી જો થોડુંક પણ હાંસીલ થઇ જાય તો તેને થોડુંક ખ્યાલ ન કરો; કારણકે બીજાઓના અંત આ બુઝુર્ગોના આરંભમાં સમાયેલો છે. (બયત)

**‘‘ક્યાસ કુન ઝે ગુલીસ્તાને મન બહારે મોરા’’**

(અર્થાત્ઃ- મારા બગીચાથી મારી વસંતની કલ્પના કરી લ્યો.)

પરંતુ આ બુર્ઝુગો સાથે મોહબ્બતભર્યો સંબંધ ઘણો પ્રગાઢ અને નિર્મળ હોય ને પછી જો આ નિસ્બતમાં કશી ખલેલ કે ખરાબી ઘટીત થાય તો નિરાશ થવું ન જોઇએ. તેમજ (આ સાથે) કેટલીયવાર પહેરેલું પહેરણ (કબા) આપને મોકલી આપું છું; તેને ક્યારે ક્યારેક પહેરજો તથા અદબપુર્વક તેની સંભાળ રાખજો, તેના થકી અગણિત ફાયદાઓ હાંસીલ થવાની સંભાવના

છે. જ્યારે પણ આ પહેરણ પહેરો તો વઝુ સાથે પહેરો તેમજ પોતાના (બાતીની) સબકનું રટણ સતત શરૂ રાખજો; ઉમ્મીદ છેકે પુરેપુરી જમીય્યત (એકાગ્રતા) હાંસીલ થઇ જશે.

જ્યારે પણ કોઇ વાત લખી મોકલો તો સૌ પ્રથમ પોતાની બાતીની હાલતો લખો. જાહેરી હાલતો બાતીની હાલતો વગર જરાપણ ભરોસા પાત્ર નથી

**''અઝ હર ચે મી રવદ સુખને દોસ્ત ખુશતરસ્ત.''**

(અર્થાત્:- દોસ્તની વાત જે રીતે સાંભળવા મળે છે સારી લાગે છે.) અલ્લાહત્આલા આપણને સૌને નઝરની કોતાહીઓથી પાક એવા હઝરત સૈયદુલ્મુરસલીન(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના જાહેરી તેમજ બાતીની અનુસરણ પર હંમેશગી અને મજબુતાઇ અતા ફરમાવે. આમીન...

મીસ્રોઃ-**'કારે ઈ અસ્ત વ ગૅરે ઈ હમા હેચ'**

(અર્થાતઃ- અસલ કામ આ જ છે બાકી બધું વ્યર્થ છે.) (વસ્સલામ)

(દફતર -૧, મકતુબ નં- ૧૪૨)

**-: સમજુતી :-**

આરીફે અકમલ હઝરત શૈખ અહેમદફારૂકી સરહીંદી(રદીયલ્લાહો ત્આલા અન્હો)એ મઝકુર મકતુબ શરીફમાં (નકશબંદી નિસ્બત)ની સર્વશ્રેષ્ઠતા સાબીત કરી છે. અને તેની અલ્પમાત્રાની પ્રાપ્તીને પણ ઘણી મોટી પ્રાપ્તી કહી છે; કારણકે બીજાઓના અંતમાં તેઓનો આરંભ સમાયેલો છે. એટલે કે અન્ય તરીકામાં અંતિમચરણે પહોંચેલા તાલીબને હાંસીલ થતી નિસ્બત એટલે કે 'તજલ્લીએ ઝાતી બર્કી' આ તરીકામાં મુબ્તદીને(નવો મુરીદ)હાંસીલ થઇ જાય છે. જ્યારે આ તરીકાના મુન્તહીને 'તજલ્લીએ ઝાતી દાયમી'ની નિસ્બત હાંસીલ થાય છે, જે હઝરત સૈયદના સીદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)ની વિલાયતથી હાંસીલ થયેલ છે. અને એ વાતતો નિર્વિવાદીત છેકે,ઉમ્મતના સર્વાનુમતે આપની વિલાયત સૌથી અફઝલ અને સર્વોપરી છે, માટે જ આપની આ નિસ્બત પણ સૌથી અફઝલ અને ચઢિયાતી છે. તો પછી જો આ નિસ્બતનો થોડોક હીસ્સો પણ કોઇને હાંસીલ થઇ જાય તો તેને થોડો કઇ રીતે કહી શકાય ?

અન્ય તરીકાના કેટલાક ખાસુલખાસ મશાઇખોંએ પણ આ 'નિસ્બતે દવામ' એટલેકે 'તજલ્લીએ ઝાતી દાયમી'ની પ્રાપ્તીનો ઉલ્લેખ કર્યો છે, પરંતુ તેની પ્રાપ્તીનો વાસ્તો તો હઝરત સૈયદના સીદ્દીકે અકબર





(રદીયલ્લાહો ત્આલા અન્હો)ની આ વિલાયતે ખાસ જ છે.જેમ કે 'નફહાતુલ્ઉન્સ'માં હઝરત મૌલાના અબ્દુર્રહીમ નુરૂદ્દીન જામી નકશબંદી (કુદ્દસ્સીર્રહુ)એ 'તજલ્લીએ ઝાતી બર્કી'નું દાયમી હોવા સંબંધે હઝરત શૈખ અબુ સઇદ અબુલ્ખૈર (રહેમતુલ્લાહ અલહય)નો આ કૌલ નકલ કર્યો છે. તેઓ ફરમાવે છેકે, 'મારી ઉપર તેનું રાઝ (રહસ્ય) જાહેર થઇ ગયું છે ?તેમજ મેં મારી ઝાતમાં પણ આ તજલ્લીએ દાયમી નો અનુભવ કર્યો છે. તથા આલમે મિસાલમાં તેનો સાક્ષાત્કાર (મુશાહદો) પણ કરેલ છે.' આપ વધુમાં લખે છેકે, 'જોકે આ તજલ્લીની મારેફત (જાણકારી) નવાઇજનક વાતો પૈકી જ છે. તેમજ આ ઉમ્મતના ઘણાં ઓછા લોકો આ મારેફત વડે લાભવિન્ત થયેલાં છે; જે પૈકી આ ખાદીમને અલ્લાહ ત્આલાએ આ તજલ્લીની મારેફત તેમજ તેની હકીકતનું અવલોકન અતા ફરમાવ્યું છે તેમજ એ વાત પણ સમજાવી દીધી છેકે 'તજલ્લીએ ઝાતી'એ મુબ્તદી માટે 'બર્કી' છે અને મુન્તહી માટે 'દાયમી' છે.

હઝરત શૈખ અબુસઇદે (રહેમતુલ્લાહ અલયહ) એકવાર હઝરત ઉસ્તાદ અબુ અલી દકકાક(રહેમતુલ્લાહ અલહય)ને પુછયું કે, 'શું આ વાત (તજલ્લીએ ઝાતી) હંમેશા રહે છે.?' ઉસ્તાદે ફરમાવ્યું,'નહીં.' તો હઝરત શૈખે પોતાનું મસ્તક ઝુકાવી લીધું અને થોડીકવાર પછી માથું ઊંચકીને કહયું કે, 'હે ઉસ્તાદ આ વાત હંમેશા રહે છે.? 'તો ઉસ્તાદે ફરમાવ્યું કે, 'જો આવું થાય છે તો કદાચીત જ.' હઝરત શૈખ અબુસઇદે (રહેમતુલ્લાહ અલયહ)તાળી વગાડીને કહ્યું કે, 'આ પણ એ નવાઇજનક વાતો પૈકી જ છે.'

આપની ઉપરોકત ઇબારતથી એ વાત સાબીત થાય છે કે આપ 'તજલ્લીએ ઝાતી દાયમી'ના દાવેદાર હતાં; અને તેનું કારણ એજ હતું જેવું કે હઝરત ઇમામે રબ્બાની (રહેમતુલ્લાહ અલયહ)એ પોતાના એક મકતુબશરીફમાં ફરમાવ્યું કે, 'હઝરત શૈખ અબુ સઇદ અબુલ્ખૈર (રહેમતુલ્લાહ અલયહ)એ તજલ્લીએ ઝાતી દાયમી હોવાની ખબર આપી છે.' અને હઝરત સૈયદના અબુબક્ર સીદ્દીક (રદીયલ્લાહો ત્આલા અન્હો)નો ઝભ્ભોમુબારક હઝરત શૈખ અબુ સઇદ(રહેમતુલ્લાહ અલયહ)સુધી પહોંચ્યો છે; અને એ વાતની જાણ થાય કે આ ઝભ્ભામુબારકની બરકતો વડે જ હઝરત શૈખ (અલયહીર્રમા) સુધી આ નિસ્બતે દાયમી પહોંચી છે.

આ મકતુબશરીફમાં આપે બુઝુર્ગોને દીનના તબર્રુકાતના ફૈઝ તથા

બરકતોનો ઉલ્લેખ ફરમાવ્યો છે. અને હકીકત પણ એ જ છેકે, એહલુલ્લાહ પર તેઓની બાતીની સફાઇના કારણે અન્વારો તજલ્લીય્યાત તેમજ ફેયુઝોબરકાતની વર્ષા હંમેશા મુશળધાર વરસાદની જેમ વરસતી રહે છે, જેના કારણે તેઓના રહેઠાણો તેમજ પહેરેલા કપડાંઓ વગેરે ખુબજ બરકતવંતા તથા પુરફૈઝ હોય છે તથા જાહેરી અને બાતીની બિમારીઓથી શીફા આપનાર હોય છે. આ ઝભ્ભા, પહેરણ કે અન્ય કોઇ બરકતવંતી ચીઝો વડે નિસ્બત દીલમાં ઊંડેલવાનું અને ફૈઝ પહોંચાડવાનું કુર્આનેપાક તથા સુન્નત વડે સાબીત છે. જેમકે આયાતે કરીમા **''ઈઝહબુ બે કમીસી હાઝા ફઅલ્કુહો અલા વજહે અબીયાતે બસીરા.''** જેમાં હઝરત યુસુફ (અલયહીસ્સલામ)ના પવિત્ર ખમીસના સ્પર્શથી હઝરત યાકુબ (અલયહીસ્સલામ)ની આંખોની રોશની પાછી ફરવાનો ઉલ્લેખ છે.

તેમજ હુઝુર નબીએ પાકે (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) પોતાનો ઝભ્ભોમુબારક હઝરત ઉવૈશ કરની (રદીયલ્લાહોત્આલા અન્હો) માટે મોકલ્યો અને તેઓને પોતાની ખાસ નિસ્બત વડે નવાઝયાં અને ઉમ્મતના હકકમાં તેઓની દુઆની કબુલીયત સંબંધે સનદ અતા ફરમાવી. એ જ રીતે અહીં હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) હઝરત મીર મોહંમદ નોઅ્માન બદખ્શી (રહેમતુલ્લાહ અલહય)ને પોતાનું પવિત્ર પહેરણ મોકલીને પોતાની રૂહાની નિસ્બત વડે નવાઝી રહ્યા છે.

## મકતુબ શરીફ નં. ૧૭

**-: પ્રતિ :-**

**મખ્દુમ ઝાદા અમકંગી હઝરત ખ્વાજા મોહંમદ કાસીમ**

(કુદ્દસ્સીર્રહુ)

**-: વિષય :-**

નકશબંદી તરીકાની મહાનતા તેમજ જે લોકોએ આ તરીકામાં કેટલીક ખરાબીઓ અને નવી-નવી વાતો ઉપજાવી કાઢી છે, તેઓની ફરિયાદ પેટે...

**-: વિગતો :-**

**અલ્હમ્દોલીલ્લાહે રબ્બીલ્આલમીન. વસ્સલામો અલા સૈયદુલ્મુરસલીન વ આલેહીત્તાહેરીન અજમઈન.**

ઘણી જ દુઆઓ અને અસંખ્ય સોગાદો પછી આલી જનાબ, ખુલાસાએ મશાઇખ, નતીજએ ઔલીયાએ ઉઝ્ઝામ, રાહે હકકપર મુસ્તકીમ





હઝરત મખ્દુમઝાદા (અલ્લાહત્આલા આપને સલામતી, અને ઉમ્રે દરાઝ અતા ફરમાવે.)ની બારગાહમાં (આ નાચીઝ) પોતાનો ઇશ્તિયાક તેમજ અપેક્ષાઓ જાહેર કરી રહ્યો છે. શૈર..

**'હાયેં જાઉં કીસ તરહ યાર તક મેં,**

**રાહમેં હય પુરખતર ગારો પહાડ.'**

હઝરત મખ્દુમ ઝાદાને એ વાતની જાણકારી હોવી જોઇએ કે આ બુલંદ (નકશબંદી) તરીકાની મહાનતા તથા ઉચ્ચતા સુન્નતોની પયરવી અને બિદઅતોથી બચવાના કારણે છે; એટલા માટે જ આ પવિત્ર તરીકાના અકાબીરોએ 'ઝીક્રે જહર'થી પરહેઝ કરી છે, અને 'ઝીક્રે કલ્બી'ની રહેનુમાઇ કરી છે; તેમજ સિમાઅ, રકસ, વજદ્, તવાજુદ વગેરે કે જે હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના અને ખુલ્ફાએ રાશેદીન (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન)ના યુગમાં નહોતું, તેનાથી સદંતર મનાઇ ફરમાવી છે.

તેઓની આ પ્રકાર સુન્નતોની તકેદારી અને બિદઅતોથી બચવાના કારણે જ આ તરીકામાં મહાન પરિણામો જોવા મળ્યા છે; તથા ઘણો ઉત્તમ ફળો હાંસીલ થયા છે. બીજાઓના અંતમાં તેઓનો આરંભ સમાયેલો છે; તેઓની નિસ્બત બીજાઓની નિસ્બતથી ઘણી જ ઉચ્ચ અને ચઢિયાતી છે. તેઓનો કલામ દીલની બિમારીઓનો ઇલાજ અને તેઓની નઝર બાતીની બિમારીઓથી શીફા અતા કરનારી છે. તેઓની બુલંદ હીમ્મત મુરીદોને સંભાવનાઓના નિચાણથી 'વજુબ' (જરૂરી હોવું)ની બુલંદી પર પહોંચાડી દે છે. મીસરોઃ-

**'નકશબંદીય્યાહ્ અજીબ કાફલા સાલાર અન્દ,**

**કે બરદ અઝ રહે પીન્હા બ હરમ કાફલા રા,**

**અઝ દીલે સાલીક રહે જાઝબએ સોહબતે શાં,**

**મી બરદ વસવસાએ ખિલવત વ ફીક્રે ચિલ્લા રા.'**

(અર્થાત્ઃ- નકશબંદી બુઝુર્ગો અજીબ કાફલો ચલાવનાર છે કે જેઓ છુપી રીતે કાફલાને હરમ સુધી પહોંચાડી દે છે. તેઓની સોહબતનું આકર્ષણ સાલીકના દીલમાંથી ચિલ્લાકશીની ફીકર અને એકાંતવાસના ખ્યાલ (વસવસા)ને હંમેશા માટે દુર કરી દે છે)

પરંતુ વર્તમાનકાળમાં આ પવિત્ર નિસ્બત 'ઇન્કા' પક્ષીની જેમ દુર્લભ બની ચુકી છે, અને પોતાનો ચહેરો પોશીદગીમાં છુપાવી ચુકી છે. (જેથી)

આ મહાન દૌલત અને અમુલ્ય નેઅ્મત પ્રાપ્ત નહીં થવાના કારણે આ તબકકાની એક જમાઅતે (નકશબંદી જમાઅતે) તેની પ્રાપ્તી માટે ચો તરફ ફાંફા માર્યા પરંતુ છેવટે આ દુર્લભ મોતીઓને બદલે થોડીક ઠીકરીઓથી ખુશ થઈને રહી ગયા છે અને બાળકોની જેમ અખરોટ તેમજ દ્રાક્ષ વડે રાહત હાંસીલ કરી લીધી છે.(તેઓએ) પોતાની આ અત્યંત ઉગ્ર બૈચેની અને ઉચાટભરી હાલતોના ઈલાજ પેટે કયારેક 'સિમાઅ' અને 'રકસ' વડે આરામ મેળવવાનો પ્રયાસ કર્યો. તેઓને અંજુમનમાં ખિલવત હાંસીલ ન થતાં ચાલીસ દિવસનો એકાંતવાસ અપનાવ્યો. વળી નવાઈજનક વાતતો એ છેકે આ પ્રકારની બિદઅતોને તેઓ આ પવિત્ર (નકશબંદી) નિસ્બતની પરિપુર્ણતા (કમાલ) તેમજ ખુબી સમજવા લાગ્યા છે અને આ પ્રકારની ખરાબીઓને જ તેઓ (આ સિલસિલાની) તજદીદ સમજવા લાગ્યા છે. અલ્લાહ ત્આલા 'નૂન'અને 'સ્વાદ'ની બરકતો નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) તથા આપની આલે પાકે અતહરની હુરમતના સદકામાં તેઓને ઈન્સાફની તૌફીક અતા કરે અને આ બુઝુર્ગોના કમાલાતોની એક અંશરૂપી ખુશ્બુ તેઓના દિમાગ સુધી પહોંચાડી દે.

એ પ્રદેશમાં ફેલાયેલી બિદઅતો તેમજ ખરાબીઓ એટલી હદ્દે વકરી ચુકી છે કે મુળભુત તરીકાને સદંતર ઢાંકી દીધો છે તથા ત્યાંના દરેક નિમ્નસ્તર અને ઉચ્ચસ્તરના લોકોએ પણ આ નવી તજદીદ અને રીત-ભાત અપનાવી લીધી છે અને અસલ માર્ગથી તદ્દન વિમુખ થઇ ગયા છે એટલા માટે દિલમાં આવ્યું કે તેની કેટલીક ઘટમાળાઓ આ બુલંદ બારગાહના ખાદીમોની ખિદમતમાં રજુ કરીને મારી હૃદય વ્યથા વ્યકત કરું.જો કે મને એ વાતની ખબર નથી કે મખ્દુમ ઝાદાની મહેફીલમાં કેવા લોકોની અવર-જવર હોય છે અને મહેફીલનો હમદર્દ કેવો વર્ગ હોય છે.? શૈર..

**'ખ્વાબમ બ શુદ અઝ દીદાર દરી ફીક્ર જીગર સોઝ,**
**કા ગોશકે શુદ મંઝીલ વ આસાઇશ ખ્વાબત.'**

(અર્થાત્ઃ-હૃદયને વ્યથીત કરી દેતી એક ચિંતાથી મારી ઊંઘ ઉડી ગઇ છે, કે તારી મંઝીલ અને આરામદાયક ઊંઘનું ઠેકાણું કોની બાહોમાં છે.?)

અલ્લાહ ત્આલાથી ઈલ્તીજા છે કે તે આપની પવિત્ર બારગાહને આ સાર્વત્રિક બલાથી મહેફુઝ રાખે તેમજ આ બલા અને કસોટી વડે પ્રભાવિત થવાથી આપના આસ્તાનાને બચાવે. (આમીન)





અમારા મખ્દુમ અને મુકર્રમ ! લોકોએ આ મહાન તરીકામાં એટલી હદે નવી નવી વાતો પ્રચલીત કરી દીધી છેકે, જો વિરોધીઓ એવું કહે કે, ''આ તરીકામાં બિદઅતોની પાબંદી અને સુન્નતોને છોડી દેવી છે. તો તેઓનું આવું કહેવું યોગ્ય છે. (આ લોકો) તેહજ્જુદની નમાઝ ખુબ એકાગ્રતાથી જમાઅતની સાથે કે જે બિદઅત છે તેને સુન્નત તરાવીહની જેમ મસ્જીદમાં અદા કરીને રોનક અર્પી રહયા છે; તેમજ આ અમલને નેક ખ્યાલ કરે છે અને તેના માટે લોકોને રગબત પૈદા કરાવી રહયા છે. જ્યારે ફુકહાએ કિરામે તેને મકરૂહે તેહરીમી કહયું છે; તેમજ જે ફુકહાઓએ આ કરાહત (મકરૂહ હોવા) મા તદ્દાઇ (આમંત્રણ) ને કારણરૂપ ગણાવે છે તેઓએ પણ આ નફલનમાઝની જમાઅતનો જવાઝ (જાઇઝ હોવું)મસ્જીદના એક એકાંત ખુણાં પુરતો જ મર્યાદીત કરેલ છે તેમજ તેમાં ત્રણ વ્યકિતથી વધુની હાજરીને તો સર્વાનુમતે મકરૂહ કહેલ છે.''

તેમજ (આલોકો) આ તેહજ્જુદની નમાઝની તેર(૧૩) રકાતો એ રીતે ગણે છેકે,બાર(૧૨) રકાતો ઊભા થઈને અદા કરે છે અને બે(૨) રકાત બેસીને જેને તેઓ એક(૧)ના હુકમમાં ગણે છે અને તે રીતે કે બેસીને અદા કરનારને ઊભા-ઊભા અદા કરનાર કરતાં અડધો સવાબ મળે છે. (જો કે તેઓનું) આ પ્રકારનું ઇલ્મ તથા અમલ સુન્નતોની તદ્દન વિરુદ્ધ છે.હુઝુર નબીએપાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) જે તેર(૧૩) રકાતો અદા ફરમાવી છે તે વિત્તરની સાથે અદા ફરમાવી છે માટે તેહજ્જુદની રકાતો એકી સંખ્યામાં છે, ખરેખર તો એવું નથી કે જેવું તેઓ અનુમાન કરી રહયા છે.

**'અંદકે પેશે તુ ગુફતમ ગમે દીલ તરસીદમ,**
**કે દીલ આરઝુદા શવી વર્ના સુખન બિસ્યારસ્ત.'**

(અર્થાત્ઃ- મેં મારી થોડીક જ હૃદયવ્યથા તારી પાસે ઠાલવી છે; (કારણકે) મને ભય છેકે તારૂં હૃદય વ્યથીત થઇ જશે નહીંતર વાતો તો ઘણી જ છે.)

એ વાત ઘણી નવાઈજનક છેકે,'માઉરાઉન્નહર' જેવા ઉલ્માએ હકના મરકઝ સમા પ્રદેશમાં આ પ્રકારની બિદઅતોનું ચલણ થઇ ચુકયું છે. તેમજ નવી-નવી વાતો જોર પકડીને સામાન્ય વાતો બની રહી છે. જો કે અમે ફકીરો આ શરીઅતના (જાહેરી)ઇલ્મોનો લાભ આ ઉલ્માઓ થકી જ ઊઠાવ્યો છે અને ઊઠાવતાં રહેશું. અલ્લાહત્આલા જ યોગ્ય ઇલ્હામ ફરમાવનાર છે.

અલ્લાહત્આલા આપણને સૌને શરઅતે મુસ્તફવીય્યાહ (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ના માર્ગ પર અડગતા અર્પણ કરે અને જે બંદો આ વાત પર આમીન કહે તેને પણ અલ્લાહત્આલા પોતાની રહેમતો વડે નવાઝે. **આમીન...** (દફતર-૧, મકતુબ નં.૧૬૮)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

મઝકુર મકતુબ શરીફ સરકાર મુજદ્દીદે અલ્ફેસાની (કુદ્દસ્સીર્રહુ)એ પોતાના પીરોમુર્શીદ શૈખુલ્મશાઇખ હઝરત ખ્વાજા મોહંમદ બાકીબીલ્લાહ (કુદ્દસ્સીર્રહુલ્નરાની)ના મખ્દુમઝાદા એટલેકે હઝરત ખ્વાજા મોહંમદ અમકંગી(કુદ્દસ્સીર્રહુ)ના સાહબઝાદા હઝરત ખ્વાજા માહંમદ કાસીમ (કુદ્દસ્સીર્રહુ)તરફ લખ્યો છે; જેમાં આપે એ પ્રદેશ એટલે કે 'માઉરાઉન્નહર' વગેરે સ્થળોએ આ મહાન નકશબંદી તરીકામાં કેટલાં કહેવાતા નાકીસ અને નામ માત્રના નકશબંદીઓએ ફેલાવેલી ખરાબીઓ તથા ઉપજાવેલી કાઢેલી બિદઅતોની ફરીયાદ લખી છે.

આપ લખે છે કે, આ મહાન તરીકાની જે કંઇ ફઝીલત કે મહાનતા છે, તેનું એકમાત્ર કારણ તેમાં રહેલી સુન્નતોની પાબંદી અને બિદઅતોથી પરહેઝ છે. માટે જ આ તરીકાના અકાબીરોએ 'ઝીક્રેજહર' પર 'ઝીક્રેકલ્બી'ને કે તે સુન્નતથી સાબીત હોવાને કારણે સરસાઇ અતા કરી છે; અને 'વજદ', 'તવાજુદ', 'સિમાઅ', 'રકસ' વગેરે કે જે સુન્નતથી સાબીત નથી એટલેકે જેનું અસ્તિત્વ હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)કે ખુલ્ફાએ રાશેદીન(રીદવાનુલ્લાહે અલયહીમ અજમઇન)ના યુગમાં ન હોતું તેની ઉપર ચોકડી મારી દીધી છે.

આમ તો આ 'વજદ', 'તવાજુદ', 'રકસ', 'સિમાઅ' વગેરે જે સુફીયાએ કિરામના તરીકાઓમાં પ્રચલીત છે, તેનો હેતું ઇશ્કે ઇલાહીની આગ દીલમાં પ્રજવળીત કરવાનો જ છે, જે હેતું આ મહાન તરીકામાં 'ઝીક્રે કલ્બી' અને 'વુકુફેકલ્બી' થકી સરી જાય છે. અને આ સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે અલયહીમ અજમઇન)નો પણ તરીકો છે. તેઓના તરીકામાં મુખ્યત્ત્વે બે જ બાબતો હતી. (૧)સુન્નતની પયરવી અને(૨) 'વુકુફે કલ્બી' અર્થાત્ 'ઝીક્રેકલ્બી.' આ રીતે આ મહાન તરીકો ઐન સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે અલયહીમ અજમઇન)નો તરીકો સાબીત થાય છે. આ તરીકાના બુઝુર્ગોએ દરેક રીતે સુન્નત અને શરીઅતને જ અગ્રતા અર્પી





છે અને તેની ખિલાફ કોઇ જ વાત પસંદ કરેલ નથી. કારણકે નફસની પાકીઝગી તથા દિલની સફાઇ હાંસીલ કરવા માટે સુન્નતોથી વધીને કોઇ જ અમલ કે રિયાઝતો મુજાહીદા નથી.

હઝરત મુજદ્દીદે સાહેબ (કુદ્દસ્સીરહુ)એ પોતાના એક મકતુબશરીફમાં ફરમાવ્યું છેકે, દીલરૂપી અરીસાને અલ્લાહત્આલા સિવાય ગૈરની મોહબ્બત-રૂપી ગંદકીથી સાફ કરવો જરૂરી છે અને આ ગંદકી સાફ કરવાની રીત હબીબે ખુદા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની રોશન સુન્નતોની તાબેદીરી છે. તેમજ એક અન્ય મકતુબ શરીફમાં આપે લખ્યું છેકે, 'નફસને મારવા માટે શરીઅતે પાકના આદેશો પૈકી એક આદેશ પર અમલ કરવો એ પોતાની રીતે કરેલી હજાર વરસની સખ્ત ઇબાદતો અને મુજાહેદાઓથી ઉત્તમ છે.' એટલું જ નહીં પરંતુ જે ઇબાદતો અને મુજાહેદાઓ શરીઅત મુજબ નથી હોતાં તે નફસને મારવાને બદલે વધુ બળવાન બનાવે છે. માટે જ જે કંઇ સુન્નત અને શરીઅતની વિરુદ્ધ છે કે તેના વડે સાબીત નથી તેની ઉપર આ તરીકાના બુઝુર્ગોએ ચોકડી મારી દીધી છે.અને આ મહાન તરીકાની ફઝીલત તેમજ તેમાં પ્રાપ્ત થતાં પરીણામો અને ઉત્તમ ફળોનું કારણ સુન્નતની પયરવી જ છે.

તદુપરાંત આપે જે વાત ખાસ ભારપુર્વક અને ફરીયાદરૂપે લખી તે એ છેકે, વર્તમાનકાળમાં આ નકશબંદી નિસ્બત ઇન્કા પક્ષીની જેમ દુર્લભ થઇ ચુકી છે. વર્તમાનકાળથી મુરાદ અહીં આપનો યુગ છે. અને આવી દુર્લભચીઝની પ્રાપ્તી સહેલાઇથી થતી નથી; માટે કહેવાતા કેટલાંક નામ માત્રના નકશબંદીઓએ તેની પ્રાપ્તી માટે ખુબજ ધમપછાડા કર્યા અને હવાતિયાં માર્યા; પરંતુ છેવટે થાકી હારીને પોતાની અ પ્રાપ્તીની બૈચેનીના ઇલાજ પેટે તેઓ સિમાઅ, રકસ, વજદ, તવાજુદ વગેરેમાં મશ્ગુલ થઇને આરામ મેળવવાની કોશીષ કરવા લાગ્યા તેમજ તેઓને અંજુમન વચ્ચે ખિલવતની નિસ્બત હાંસીલ ન થઇ એટલેકે તેઓ આયાતે કરીમા **''રીજાલુલ્લાતુલ્હીહીમ.........''**ના મર્મ સુધી પહોંચી શકયા નહીં અને આ નિસ્બત વડે ફૈઝયાબ થઇ શકયા નહીં તો તેની પ્રાપ્તી માટે ખિલાફે તરીકા ચિલ્લાકશી કરવા લાગ્યા. જો કે આ તમામ બાબતો આ મહાન તરીકાની ખિલાફ અને નવી ઉપજાવેલી કાઢેલી બિદઅતો છે; જેના થકી તરીકાનો વિનાશ નોતરી રહયા છે, છતાં તેઓ એવું વિચારી રહયા છેકે અમે આ તરીકાને પરિપુર્ણતા અર્પી રહયા છીએ; જે તેઓનો માત્ર ખ્યાલી પુલાવ

છે. કારણકે આપણે આગળ જોયું તેમ આ બુઝુર્ગોએ સુન્નત અને શરીઅતને જ અગ્રતા આપેલ છે. અને બિદઅતોને હંમેશા રદ કરેલ છે.

## મકતુબ શરીફ નં. ૧૮

**-: પ્રતી :-**

**હઝરત મનસુર અરબ**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

એ વાતના બયાન પેટે કે, જે માર્ગ આપણે પાર કરવા ઇચ્છીએ છીએ તે માર્ગ સાત ડગલાંનો છે, જેમાં દરેક ડગલે સાલીક ખુદથી દુર તથા અલ્લાહ ત્આલાની નીકટ થતો જાય છે.

**-: વિગતો :-**

આપનો મહેરબાની સભર પત્ર લાંબે ગાળે મળ્યો. અલ્લાહત્આલાની હમ્દ અને તેનો અહેસાન છેકે ખાસ લોકો આમ લોકોની યાદથી ગાફીલ નથી, તેમજ બુઝુર્ગો ગરીબોની ગમખ્વારીથી ખાલી નથી. **જઝાકોમોલ્લાહો સુબ્હાનહુ અન્ન ખયરૂલ્જઝા** અલ્લાહત્આલા આપને અમારી તરફથી ઉત્તમ જઝા અતા ફરમાવે.

મારા મખ્દુમ !

**''અઝ હરચે મી રવદ સુખને દોસ્ત ખુશતરસ્ત.''**

(અર્થાત્:- દોસ્તની વાત જે રીતે પણ પહોંચે ઘણી સારી છે.)

જે માર્ગ આપણે પાર કરવા ઇચ્છી છીએ તે સાત ડગલાંનો છે, (જેપૈકી) બે ડગલાં 'આલમે ખલ્ક'થી સંબંધીત છે, જ્યારે પાંચ 'આલમે અમ્ર' થી.

સાલીક પ્રથમ ડગલું આલમે અમ્રમાં રાખે છે તો તેની ઉપર 'તજલ્લીએ અફઆલ' જાહેર થાય છે, બીજા ડગલે 'તજલ્લીએ સિફાત', ત્રીજા ડગલે 'તજલ્લીએ ઝાતીય્યાહ્'ના અન્વારો જાહેર થવા લાગે છે અને ત્યારબાદ ક્રમશઃ તેની તરકકી થતી જાય છે. આ વાત આવા પ્રકારોના અહેવાલોથી વાકીફ લોકોથી છુપી નથી; પરંતુ આ સર્વકાંઇ સૈયદુલ્અવ્વલીન વલ્આખેરીન(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના અનુસરણ પર જ આધારીત છે. તેમજ અમુક લોકોએ જે માર્ગને માત્ર બે ડગલાંનો જ કહયો છે તો તેઓનું હેતું સંક્ષિતમાં 'આલમે અમ્ર' અને 'આલમે ખલ્ક' છે, જેથી





તાલીબોની નઝરમાં આ કાર્ય વધુ સરળ દેખાય.

આ સાત ડગલાંઓ પૈકી દરેક ડગલે સાલીક પોતાથી દુર અને અલ્લાહની નીકટ પહોંચતો જાય છે. આ સાત ડગલાંઓ પાર કરી લીધા પછી જ 'ફનાએ અતમ' છે, જેની ઉપર 'બકાએ અકમલ'નો આધાર છે. તેમજ ખાસ 'વિલાયતે મોહંમદી' (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પ્રાપ્તી પણ આ 'ફના' અને 'બકા' પર જ આધારીત છે.

**''ઈ કાર દૌલત અસ્ત કનું તા કેરા દહદ.''**

(અર્થાત્:- આ કાર્ય જ દૌલતમંદીનું છે જુઓ તે હવે કોને અતા કરે છે.?)

આપણી જેવા આ નામુરાદ ફકીરોને આવી વાતોથી શી લેવા-દેવા ? પરંતુ માત્ર એટલું જ કે એહલે કમાલ લોકોના સાફ આબે હયાત વડે પોતાના કાર્ય તથા મુખને લીઝ્ઝત અને મીઠાશ અર્પીએ.

**'ગર ન દારમ અઝ શકર જુઝ નામ બહર,**
**ઝીં બસે ખુશતરકે અંદર કામ ઝહર.**
**આસ્માં નિસ્બતે બ અર્શ આમદ ફરુદ,**
**વર્ના બસ આલી અસ્ત પેશે ખાકે તુદ.'**

(અર્થાત્:- જો કે સાકરનું માત્ર નામ જ મને હાંસીલ છે, પરંતુ એ તેનાથી સારું છે કે મારા મુખમાં ઝેર હોય. આસમાન અર્શના મુકાબલામાં તો નીચું છે, પરંતુ માટીના ઢેફાથી તો ઘણું જ ઊંચું છે.) **વસ્સલામ અવ્વલીન વ આખેરીન** (દફતર. ૧, મકતુબ નં. ૧૯૬.)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મકતુબ શરીફમાં બયાન થયેલો સાત ડગલાંવાળા મજમુન હું આગળ એક મકતુબ શરીફ નં. ૬ની સમજુતી પેટે સમજાવી ચુકયો છું માટે અહીં તેનું પુનરાવર્તન કરતો નથી. વાંચકોને વિનંતી છેકે તેઓ મકતુબ શરીફ નં. ૬ની સમજુતી જુએ.

આ મકતુબશરીફમાં હઝરત મુજદ્દીદે અલ્ફેસાની શૈખ અહેમદ ફારૂકી સરહિંદી (કુદ્દસ્સીર્રહુ) એ તજલ્લીઓનો ઉલ્લેખ કર્યો છે, માટે તજલ્લીઓની સમજુતી પેટે કેટલીક વાતો લખી રહયો છું.

આમ તો 'તજલ્લી'નો શાબ્દીક અર્થ જાહેર કરવું અથવા તો જાહેર થવું છે. જ્યારે સુફીવાદની પરિભાષામાં અલ્લાહત્આલાની ઝાત, સિફાત અને

અસ્મા તેમજ અફઆલનું કોઇ શાન અથવા તો કૈફીયતના રંગમાં કે પછી હાલતમાં જાહેર થવાને કહેવામાં આવે છે.

હઝરત મુસા(અલયહીસ્સલામે) ''રબ્બે અરેની'' ની માંગણી કરી તો અલ્લાહ ત્આલાએ તજલ્લી ફરમાવી. **''ફલમ્મા તજલ્લા રબ્બોહુ લીલ્જબલે જઅલહુ દકકવ્વ ખર્રં મુસા સએકા.''** (અર્થાતઃ- પછી જ્યારે તજલ્લી ફરમાવી મુસા (અલયહીસ્સલામ)ના પાલનહારે પહાડ પર તો તે પહાડ ચુરેચુરા થઇ ગયો અને મુસા બેહોંશ થઇને પડી ગયા.)

હદીષેપાકમાં છેકે, **''અતાની રબ્બી ફી અહસને સુરતીન.''** એટલેકે હુઝુર નબીએ અકરમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ફરમાવ્યું કે, 'મારો પરવરીદીગાર મારી પાસે એક સારી સુરતમાં આવ્યો.'

જોકે અલ્લાહ ત્આલાના 'ઝુહુરની શાનો 'અગણિત છે એટલા માટે તેની 'તજલ્લીઓ 'પણ અગણિત છે. દરેક શખ્સ પર તેની લાયકાત મુજબ અલગ-અલગ તજલ્લીઓ અતા થાય છે. અને જે 'તજલ્લી' એક શખ્સ પર એકવાર થાય છે, તે પાછી ફરીવાર તેની ઉપર કે અન્ય બીજા કોઇ ઉપર થતી નથી; કારણકે તજલ્લીઓમાં પુનરાવર્તન નથી. દરેક ક્ષણ, દરેક પળ અને દરેક ઘડીમાં તે નવી નવી શાનથી તજલ્લી ફરમાવે છે.**''કુલ્લ યવ્મીન હોવ ફી શાન.''** જે રીતે તેની ઝાત અનંત છે એ જ રીતે તેની તજલ્લીઓ પણ અનંત છે.

**'અય તોરા બર તુરે દીલ હરદમ તજલ્લાએ દીગર,**
**તાલીબે દીદાર તું હર લેહઝા મુસાએ દીગર.'**

(અર્થાતઃ-અય તે ઝાત(હક્ક ત્આલા) કે તુ, દિલ રૂપી તુર પર હર ઘડી અલગ-અલગ તજલ્લીઓ ફરમાવે છે, કે મુસારૂપી આશીકો હર ઘડી તારા દિદારનાં તલબગાર છે.)જો કે આ અગણિત અને અસંખ્ય તજલ્લીએને ઓળખવી કે તેની ગણતરી તદ્દન અસંભવીત છે, છતાંપણ નમુનારૂપે કેટલીક તજલ્લીઓનો ઝીક્ર આ મુજબ છે.

**૧. તજલ્લીએ આસારી :** આ તજલ્લીને 'સુરી' પણ કહેવામાં આવે છે. સાલીક આ તજલ્લીમાં હઝરત હકક સુબ્હાનહુ ત્આલાને મીસાલી સુરતરૂપે જુએ છે. અને તેને ખબર પણ પડી જાય છેકે આ તજલ્લી એ જ વાહદહુ લાશરીકની છે. જેમકે હઝરત મુસા (અલયહીસ્સલામ) પર શરૂઆતમાં આગ સ્વરૂપે તજલ્લી જાહેર થઇ પછી ઝાડના સ્વરૂપમાં અને તેઓએ એ જાણી પણ લીધું કે આ સુરતમાં (સ્વરૂપમાં)કોઇ તજલ્લી ફરમાવી રહયું





છે. ક્યારેક આ તજલ્લી ખ્વાબમાં થાય છે; પરંતુ તેની તાબીર કરવી જરૂરી હોય છે. ઇન્સાનના સ્વરૂપમાં આ તજલ્લી કામીલ રીતે જાહેર થાય છે.

**૨. તજલ્લીએ ફેઅલી:** આ તજલ્લીમાં સાલીક હકત્આલાને તેની પરવરીશ કરના 'સીફતે ફેઅલીય્યાહ'(જેમકે રહીમ, કરીમ વગેરે)પૈકી કોઇ સિફતની સાથે તજલ્લી ફરમાવતો જુએ છે. અને આ મુશાહેદા(સાક્ષાત્કાર) દરમીયાન સાલીકની હીમ્મત, કુવ્વત તેમજ ફેઅલ(કાર્ય) અને ઇરાદો સીલ થઇ જાય છે. અને તે દરેક ચીજમાં અલ્લાહત્આલાની કુદરતનો જ તસર્રુફ નીહાળતો રહે છે.

**૩. તજલ્લીએ સિફાતીઃ** આ તજલ્લીમાં સાલીક હકત્આલાને 'ઉમ્મહાતે સિફાત' ( સિફાતોની જડ)ના સ્વરૂપમાં તજલ્લી ફરમાવતો જુએ છે. આ ઉમ્મહાતે સિફાત આઠ છે તેને સિફાતે સમાનીય્યાહ હકીકીય્યાહ પણ કહેવામાં આવે છે; અને તે આ મુજબ છે.

(૧)તકવીન (૨)હયાત (૩)ઇલ્મ (૪)કુદરત (૫)ઇરાદાહ (૬)સમ્અ (૭)બસર (૮)કલામ, આ સિફાતો તમામ સિફાતોની માં (જડ)છે.

**૪. તજલ્લીએ ઝાતી :-** આ તજલ્લીમાં સાલીક 'ફાનીએ મુત્લક'(પુરેપુરો ફાની) બનીને પોતાના ઇલ્મ, સભાનતા તેમજ 'ઇદરાક' (સંવેદના)થી તદ્દ્ન અળગો થઇજાય છે. અને 'અબ્દેફાની' બની જાય છે. તથા 'હકક બાકી' રહે છે. આ પ્રકારની 'ફ્નાઇય્યત' પ્રાપ્ત થયા પછી 'બકાબીલ્લાહ'નો મકામ છે. અને આ તજલ્લીમાં સાલીક ખુદ પોતાને કોઇપણ પ્રકારની રૂહાની કે જીસ્માની નિશ્ચિતતાઓના બંધનથી મુકત જુએ છે. તેમજ 'તૌહીદે અયાની' (આંખે દેખી તૌહીદ)ના કમાલનો સાક્ષાત્કાર કરી લે છે.

આ સિવાય પણ તજલ્લીઓનો કોઇ પાર નથી, હકસુબ્હાનહુ ત્આલા જે સુરતમાં જે ચીઝ સાથે જે રીતે અને જ્યારે જે વસ્તુ પર ચાહે દરેક પ્રકારના માકૂલ(બુધ્ધિગમ્ય,) સમજમાં આવી શકે, વહેમમાં આવી શકે કે સાક્ષાત્કાર કરી શકાય તેવા સ્વરૂપમાં તજલ્લી ફરમાવે છે. અને સાલીક આ તજલ્લીઓથી ક્યારેય સંતોષીત થતો નથી પરંતુ હલ મીમ મઝીદ...(હજુ વધુ અતા ફરમાવો)નો સાદ બુલંદ કરતો રહે છે.

અમુક સુફીયાએ કિરામે નીચે મુજબની તલ્લીઓની નિશાનીઓ આપેલ છે. 'તજલ્લીએ ઝહરી', 'તજલ્લીએ રહેમાની', 'તજલ્લીએ રહીમી', 'તજલ્લીએ શહુદી', 'તજલ્લીએ જમાદી', 'તજલ્લીએ નબાતી'

અને 'તજલ્લીએ હયવાની' વગેરે. સાલીકો ઉપર તજલ્લીયાતોનો નુઝુલ ક્યારેક કોઇ સ્વરૂપમાં ક્યારેક કોઇ સ્વરૂપ વગર ક્યારેક કોઇ ખાસ કૈફીયતમાં અને ક્યારેક કોઇ કૈફીયત વગર જ થાય છે. પરંતુ આ મર્તબામાં કામીલ તજલ્લી ઇન્સાનની સુરતમાં જ જાહેર થાય છે. કારણકે આ 'તન્ઝીય્યાહ્' (નુઝુલનો મર્તબો) અને 'તશ્બીય્યાહ્' (આલમે મીસાલ) બંને મર્તબાઓ તૌહીદના છે. અને આ બંને મર્તબામાં સાલીકોને મુશાહેદો (સાક્ષાત્કાર) થતો રહે છે. જેમકે કેટલાક મુફસ્સીરોએ ખુલાસો ફરમાવ્યો છેકે, 'અલ્લાહ ત્આલા ક્યામતના દિવસ કુર્આનના દરેક હર્ફની સુરતમાં તજલ્લી ફરમાવશે.'

હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (કુદ્દસ્સીર્રહુ) ફરમાવે છે કે,

**''અગર ખ્વાહદ દર હર સુરત અઝ સુરે આલમ ઝાહીર ગરગીદ વ અગર ખ્વાહદ અઝ હમા મુનઝ્ઝા બાશદ.''**

(અર્થાત્:- એટલેકે જો અલ્લાહ ત્આલા ચાહેતો કાયેનાતના દરેક સ્વરૂપમાં ઝહુર ફરમાવે અને જો ચાહે તો દરેક સ્વરૂપથી અળગો રહે.)

## મકતુબ શરીફ નં. ૧૯

**-: પ્રતિ :-**

**હઝરત મુલ્લા દાઉદ** રેહમતુલ્લાહે અલયહે

**-: વિષય :-**

**પીરે તરીકતના આદાબો નજર સામે રાખવા અંગે...**

**-: વિગતો :-**

મારા વ્હાલા ભાઇ મૌલાના દાઉદનો પત્ર મુબારક મળ્યો, ઘણી ખુશી થઇ. અલ્લાહત્આલા પોતાના નબી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) અને તેઓની આલેપાકે અતહરના તુફૈલથી આપના જાહેર તથા બાતીનને પોતાની રઝાઓ વડે આભુષીત અને સુશોભીત કરે.

એવું ન બને કે એકાગ્રતાના અભાવે બાતીની સબકની તકરાર તથા ખ્વાજગાન (કદ્દસ્સલાહો ત્આલા અસરાહુમ) ના તરીકા (નકશબંદી તરીકા) પર ઈસ્તેકામ હાંસીલ કરવામાં કશો વિક્ષેપ પડી જાય. અને કદાચ માનીલ્યો કે કોઇ એવી ઝુલ્મત કે ખરાબી છવાઇ પણ ગઇ, તો તેનો ઇલાજ એ જ છેકે અલ્લાહ ત્આલાની પાક બારગાહમાં ઇલ્તિઝા, કાકલુદી, યકીન તેમજ પોતાની વિવશતા પ્રગટ કરે અને પછી આ મહાન દૌલતની પ્રાપ્તી (નકશબંદી નિસ્બતની પ્રાપ્તી) નું માધ્યમ એવા પોતાના મુરબ્બી એટલેકે પીરની તરફ





પુરી રીતે ધ્યાનીત થાય તેમજ તેઓના આદાબોને ખુબ સારી રીતે દ્રષ્ટી સમક્ષ રાખે. અને આ બુઝુર્ગોની રઝાને અલ્લાહ ત્આલાની રઝાનું માધ્યમ જાણે. બસ, નજાત તથા બચાવનો એકમાત્ર માર્ગ આ જ છે... **વસ્સલામ**

(દફતર-૧, મકતુબ નં. ૨૧૮)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મકતુબશરીફનો મઝમુન જો કે ઘણો ટુંકો છે, પરંતુ હઝરત મહેબુબે સમદાની (કુદ્દસ્સીર્રહુ) એ તેમાં ઘણા રહસ્યોને છુપાવી લીધાં છે. આપનો કહવાનો હેતું એ છેકે, આ નકશબંદી નિસ્બત એ ખુબ જ મહાન દૌલત છે; અને આ નિસ્બતની પ્રાપ્તીનું એકમાત્ર માધ્યમ પીરોમુર્શીદની ઝાતેગીરામી છે.

પ્રારંભીક અવસ્થામાં ઘણીવેળા તાલીબમાં એકાગ્રતાનો અભાવ હોય છે, જે તેના બાતીની સબકની તકરાર (ઝીક્રે કલ્બીની મશ્ગુલીયત) માં તેમજ તરીકાની નિસ્બત પર મજબુતી હાંસીલ કરવામાં ભંગાણ સમજે છે, જેનું કારણ તાલીબથી જાણે-અજાણે સાદીર થઇ જતી કોઇ 'ઝુલ્મત' કે 'ગુનાહ' જ હોય છે. અને આ ભંગાણનું ફરીવાર સમારકામ કરવાનો એકમાત્ર ઇલાજ એ છેકે, અલ્લાહ ત્આલાની બારગાહમાં પોતાની આજેઝી અને કાકલુદી જાહેર કરવી તથા આહોઝારી કરવી છે તેમજ સાથે સાથે આ મહાન દૌલતની પ્રાપ્તીનું માધ્યમ તેમજ તેનો મીજાઝી પાલનહાર એવાપીર તરફ પુરી રીતે ધ્યાનીત થઇ જવું અને તેના આદાબોને ખુબ સારી રીતે દ્રષ્ટી સમક્ષ રાખવા છે; તો જ ફરીવાર આ નિસ્બતનું સમારકામ થઇ શકશે અને તેની ઉપર ઇસ્તેકામત હાંસીલ થશે; નહીંતર **નઉઝોબીલ્લાહેમીન ઝાલીક** તે તો નિસ્બતથી હાથ ધોઇ બેસશે અને પછી નદામત સિવાય બીજું કશું જ હાથ લાગશે નહીં.

આમ, સારાંશ એજ છેકે પીર જ એક એવું માધ્યમ છે કે જેની રઝામાં અલ્લાહ ત્આલાની રઝામંદી છુપાયેલી છે માટે તેના આદાબોનો જેટલો ખ્યાલ રાખવામાં આવશે મુરીદ માટે તરક્કીનો રસ્તો એટલો જ સરળ બનશે. પીરના આદાબો સંબંધે હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેસાની (કુદ્દસ્સીર્રહુ) એ પોતાના એક રિસાલા 'મબ્દાઉલ્મઆદ' માં ઇર્શાદ ફરમાવ્યો છે કે, 'પીરના હક્કો તમામ હક્કદારો કરતાં ઊંચા છે; બલ્કે પીરના હક્કને બીજાના હક્કો સાથે કશું જ લેવા દેવા નથી.' અલ્લાહ ત્આલાના ઇન્આમો અને નબીએ પાક

(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના અહેસાનો પછી, પીરના હકકો બીજાના હકકો સાથે કશી નિસ્બત ધરાવતાં નથી એટલું જ નહીં પરંતુ હકીકી પીર એ 'રસુલનો નાયબ' છે. ઇન્સાનની 'જાહેરી પૈદાઇશ' જો કે માં-બાપ સાથે સંબંધીત છે, પરંતુ તેની 'બાતીની પૈદાઇશ' પીર સાથે સંકળાયેલી છે. 'જાહેરી પૈદાઇશ'ની ઝીંદગી ક્ષણભંગુર છે, પરંતુ જ્યારે 'બાતીની પૈદાઇશ' હંમેશાની ઝીંદગી ધરાવે છે. મુરીદની બાતીની ગંદકીઓને પીર પોતાના 'કલ્બ' તેમજ 'રૂહ'વડે ધુએ છે. અને તેના ડાઘને તવજ્જોહાત વડે પાક કરે છે; આ દરમ્યાન ઘણા મુરીદો સાથે એવું બને છેકે મુરીદની બાતીની ગંદકીઓ સાફ કરતી વેળાએ આ ગંદકીઓ પીર તરફ દોડે છે; અને અમુક સમય ત્યાં સ્થાયી રહે છે. પીર એવી હસ્તી છેકે જેના માધ્યમ અને વસીલા વડે મુરીદ અલ્લાહ ત્આલા સુધી પહોંચે છે; જે તમામ દુન્યવી અને આખેરતની સઆદતોંથી વધીને છે. પીરના વાસ્તા થકી જ ઝાતથી નાપાક એવો 'નફસે અમ્મારાહ્' પાકીઝગી હાંસીલ કરે છે અને અમ્મારગી (દુષ્ટતા, ખરાબીઓ)ના રોગથી મુકિત હાંસીલ કરીને ઇત્મિનાન (મુતમઇન્ના)ના દરજ્જા પર પહોંચે છે, તેમજ પૈદાઇશી કુફ્રથી ઇસ્લામે હકીકી પર આવે છે.

**''ગર બ ગોયમ શર્હે આં બેહદ બુવદ''**

(અર્થાત્:- જો હું તેનું વિવરણ કરું તો બહું જ લાંબું થશે.)

સારાંશ કે, મુરીદે પોતાની સઆદત પીરની કબુલીયતમાં જાણવી જોઇએ અને પોતાની બદબખ્તી તેઓના ઇન્કારમાં **નઉઝોબીલ્લાહ સુબ્હાનુ મીન ઝાલીક.** અલ્લાહ ત્આલાની ખુશનુદી પીરના પડદા પાછળ છુપાયેલી છે, જ્યાં સુધી કે મુરીદ પીરની મરજીમાં પોતાને ગુમ કરી દેશે નહીં ત્યાં સુધી તે અલ્લાહ ત્આલા સુધી પહોંચશે નહીં. પીરના મનદુઃખમાં મુરીદ માટે આફત છે એ સિવાય જે કંઇ ભુલચુક થાય તેનો ઉપાય શકય છે, પરંતુ પીરના મનદુઃખનો કોઇ જ ઉપાય નથી. પીરનું મનદુઃખ જ મુરીદ માટે ખાસ બદબખ્તીની જડ છે. ઇસ્લામના એઅ્તેકાદમાં ખલેલ ઉદ્ભવવી અને શરીઅતના અહકામો પર અમલ કરવામાં સુસ્તી પૈદા થવી એ પીરના મનદુઃખનું જ ફળ છે. તેમજ જો પીરના મનદુઃખ પછી પણ જો કોઇના હાલાતો સારા રહે તો તેને 'ઇસ્તિદરાજ' (શૈતાની ધોખો) જ જાણવો જોઇએ કારણ કે અંતે તો તે ખરાબી તરફ જ લઇ જશે; અને નુકસાન સિવાય તેનું બીજાું કોઇ જ પરિણામ નહીં હોય.

(નોંધઃ- આ સિવાય પીરના આદાબો સંબંધે વધુ જાણકારી માટે





અમારું પ્રકાશન 'મનકી આંખે ખોલ'...નું 'રહેનુમાએ તરીકત' પ્રકરણ જુઓ.)

★

## મકતુબ શરીફ નં. ૨૦

**-: પ્રતી :-**

**હઝરત મુલ્લા શકીબી ઇસ્ફેહાની**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

'નફહાતુલઉન્સ' ની મુશ્કેલી ભરી ઇબારતોં કે જેના ખુલાસાની માંગણી કરી હતી તેના વિવરણ પેટે...

**-: વિગતો :-**

**અલહમ્દોલીલ્લાહે રબ્બીલ્આલમીન. વસ્સલાતો વસ્સલામો અલા સૈયદુલ્મુરસલીન અલા આલેહીત્તાહેરીન.**

તમામ તારીફોં અલ્લાહ રબ્બુલ્આલમીન માટે છે. અને હઝરત સયૈદુલ્મુરસલીન તેમજ આપની આલે પાકે અત્તહર પર સલાતો સલામનો નુઝુલ થતો રહે.

આપે લખ્યું હતું કે 'નફહાત....'નો કેટલીક મુશ્કેલસભર અને ગુંચવણભરેલી ઇબારતોનું સ્પષ્ટી કરણ કરવામાં આવે, તે સંદર્ભ અહીં હું થોડાક શબ્દો લખ્વાની હિમ્મત કરી રહયો છું.

મારા મુખ્દુમ અને મુકર્રમ ! અયનુલ્કઝાત હમ્દાની (રહેમતુલ્લાહ અલયહ) કોઇ રહેબર વગર જ અજાણ્યા માર્ગ પર ચાલેલા લોકોની હાલત વર્ણવતાં લખે છેકે, આ લોકો પૈકી કેટલાક બેહોંશીના કિલ્લામાં સુરક્ષિત થઇ ગયા તેમજ મસ્તી તેઓની છત્રછાયા બની ગઇ, જ્યારે તેઓ પૈકી જે હોંશમાં હતાં તેઓના મસ્તકો કપાઇ ગયાં.

રાહે સુલુકથી મુરાદ સુલુકનો મશહુર અને જાણીતો માર્ગ તેમજ તેના દશ મશહુર મકામોને ક્રમબંધ રીતે વિસ્તાર પુર્વક પાર કરવા છે. આ માર્ગમાં 'નફસની પાકીઝગી'દીલની સફાઇ પર અગ્રતા ધરાવે છે; તેમજ તેમાં તૌબાહ્ તથા અનાબત હીદાયત માટે શર્ત છે. જ્યારે 'રાહે નામસ્લુક' એ સુલુકથી ઉલ્ટો કે અજાણ્યો માર્ગ છે. તેનાથી મુરાદ જઝબાહ્ તથા મોહબ્બતનો માર્ગ છે, જેમાં દિલની સફાઇ નફસની પાકીઝગી ઉપર અગ્રસ્થાન ધરાવે છે. આ 'રાહે ઇઝતેબા' ( આકર્ષણ કે ખેંચાણનો માર્ગ )છે; જેમાં તૌબાહ અને

અનાબત (હિદાયત માટે) શર્ત નથી. અને આ માર્ગ મહેબુબો અને મુરાદોનો છે જ્યારે પ્રથમ માર્ગ તેનાથી ઉલ્ટું મુરીદો અને મુહીબ્બોનો છે.

તો તેઓ પૈકી જેઓમાં મોહબ્બતનો ગલ્બો અને જઝબાહની શકિત છુપાયેલી હતી તેઓ જાહેરી અને બાતીની શૈતાનોની શરારતોથી સુરક્ષિત રહયા તેમજ તેઓના બેહકાવ અને ગુમરાહીથી બચેલાં રહયા. જો કે આ લોકોનો કોઇ રહેબર ન હોતો પરંતુ માત્ર ફઝલે ઇલાહી એ જ તેઓની રહેબરી ફરમાવી અને મતલુબે હકીકી સુધી પહોંચાડી દીધાં. તેમજ તેઓ પૈકી જે હોંશવાળા હતાં એટલેકે જેઓમાં મોહબ્બતનો ગલ્બો અને જઝબાહની આંતરિક શકિત નહોતી તદુપરાંત તેઓનો કોઇ રહેબર પણ ન હોતો એટલા માટે દીનના દુશ્મનો (નફસ અને શૈતાન) એ તેઓને માર્ગ પરથી ભટકાવીને હલાક કરી નાંખ્યા તથા દાયમી મૌતમાં સુવડાવી દીધાં.

અને આ બેહોંશ થઇ ગયેલાં લોકો પૈકી એ બે તુર્કો હતાં જેને સાંકળીને અહીં 'હુસૈન કસ્સાબે' સંકેતો અને ઉપમાઓની ભાષામાં હિકાયત વર્ણવી છે.

હું એક વિશાળ કાફલા સાથે એક માર્ગ પર જઇ રહયો હતો કે અચાનક જ તે કાફલામાંથી બે તુર્કો બહાર નીકળ્યાં અને તેઓ એક અજાણ્યા માર્ગ (રાહે નામસ્લુક) પર ચાલવાં લાગ્યાં. અહીં કહેવાનો હેતું એ છેકે જે માર્ગ પર વિશાળ કાફલો ચાલી રહયો હતો તે 'રાહે સુલુક' (જાણીતો માર્ગ) છે જે દશ મશહુર મકામોને વિસ્તારપુર્વક ક્રમબંધ રીતે ઓળંગવાથી પાર થાય છે. તેમજ મોટાભાગના મુતકદ્દેમીન (આગળના) મશાઇખોં આ માર્ગ વડે જ પોતાના મકસદ સુધી પહોંચ્યા છે. જ્યારે 'રાહે નામસ્લુક' (અજાણ્યા માર્ગ) કે જે તે તુર્કોએ અપનાવ્યો તેમજ હુસેનકસ્સાબે આ માર્ગમાં તેઓનું અનુસરણ કર્યું એ જઝબાહ તથા મોહબ્બતનો માર્ગ છે, જે આ મશહુર તેમજ જાણીતા માર્ગ (રાહે સુલુક) કરતાં 'વુસુલે ઇલલ્લાહ' (વસ્લે ઇલાહી)માં ઘણો નઝદીકનો છે. આ માર્ગની શરૂઆત લીઝ્ઝત તથા આરામ મળવવાથી થાય છે જે સભાનતાથી અભાનતા તરફ લઇ જવાનું અને હોંશથી બેહોંશી તરફ ખેંચી જવાનું કારણ છે. (અહીં) આ પ્રકારની હાલતથી રાત મુરાદ લીધી છે. તેમજ મખ્લુકથી આ પ્રકારની બેહોશી તથા અભાનતા હકત્આલાના હુઝુર તેમજ હોંશને પોતાની અંદર સમાવી લે છે એટલા માટે આ હુઝુર તેમજ હોંશને ચાંદનીની ઉપમા વડે વર્ણવેલ છે.

અહીં કેટલીક સ્પષ્ટતાઓ જરૂરી છે; જે ખુબ જ ધ્યાન પુર્વક સાંભળો.





આ શરીરનું સંચાલન કરનાર રૂહ છે. તેમજ શારીરીક ક્રીયાઓ (સંવેદનાઓ)નું નિયંત્રક કલ્બ છે. શારીરીક તાકતો રૂહની તાકતો વડે પ્રાપ્ત થાય છે જ્યારે શરીરની ક્રીયાઓ (સંવેદનાઓ) કલ્બની નુરાનીયત થકી ફૈઝયાબ થાય છે; માટે જઝબાહના તરીકાની આવશ્યકતા પ્રમાણે જ્યારે કલ્બ તેમજ રૂહાને અલ્લાહ ત્આલાની પાક જનાબ તરફ મુતવજજેહ્(ધ્યાનીત) કરવામાં આવે છે ત્યારે તાલીબની પ્રારંભીક અવસ્થા હોતા તે ખામીઓ તથા ખરાબીઓથી ભરેલો હોય છે, માટે શરીરના સંચાલનમાં અને તેની ક્રીયાઓમાં ખામી ઉદ્ભવતા જ્ઞાનેન્દ્રીયની સંવેદનાઓ બેકાર થઇ જાય છે અને તે તાલીબ શારીરીક સભાનતાથી અભાનતા તરફ સરી પડે છે અને આ રીતે તેના શરીરના અંગો ઢીલા પડતાતે અનિચ્છાએ જ જમીન પર સુઇ જાય છે. (બેહોંશ થઇ જાય છે.)

આ હાલતને શૈખ અજલ મોહયુદ્દીન ઇબ્ની અરબી(કુદ્દસ્સીર્રહુ)ને 'ફુતુહાતે મક્કીય્યાહ્' માં સિમાએ રૂહી કહેલ છે, તેમજ જે સિમાઅમાં ઉછળકુદ તથા રકસ હોય તેને 'તબઇ સિમાઅ' કહેવામાં આવે છે; જેમાં અતિશયોકિતઓથી મનાઇ કરવામાં આવેલ છે. આમ, સાબીત થયું કે 'જાહેરી ગયબત' (જાહેરી ગફલત) 'બાતીની હુઝુર'માં સમાયેલો છે; તેમજ શારીરીક બેહોંશી રૂહાની હોંશ પર આધારીત છે, જેની ઉપમા ચાંદ વડે આપવી યોગ્ય છે. હવે ફરીવાર મુળ ઇબારત તરફ પાછા ફરીએ છીએ.

જાણી લ્યો કે, ચાંદનું કાળા વાદળ વચ્ચે છુપાઇ જવું. થી મુરાદ માનવસહેજ દુર્ગુણોનું જાહેર થવું છે. જે પ્રાથમિકક્ષાના મુરીદને (મુબ્તદીના) હુઝુર તથા આગાહીને પડદામાં છુપાવી લેવું મધ્યમ કક્ષાએ પહોંચવા સુધી જ હોય છે, કારણકે પ્રાથમિક કક્ષાએથી મધ્યમકક્ષા પર પહોંચનાર (તાલીબ) માટે પુરી રીતે છુપાઇ લેવું નથી હોતું પરંતુ અમુક અંશે જ હોય છે માટે જ સંભવતઃ આ અર્થમાં જ અહીં કહ્યું છેકે, જ્યારે અડધી રાત થઇ તો ચાંદ ફરીવાર (આ કાળા) વાદળમાંથી બહાર આવ્યો અને તે બંને જવાંમર્દોના પગલાંની નિશાનીઓ મેં ફરીવાર જોઇ; કારણકે 'બસ્ત'ની હાલત (રૂહની પ્રસન્નતા) હુઝુર અને આગાહીનો સમય હોય છે, જેમાં માર્ગ સાફ થઇ જાય છે માટે મુસાફરી જલ્દી પાર થાય છે. પછી જ્યારે સવાર પડ્યું એટલેકે તે રગબત અને ગફલત દુર થઇ ગઇ. તેમજ મખ્લુકની તવજ્જોહાત તેમાં સમાવિષ્ટ થતાં આ હુઝુર અને આગાહીમાં વધારો થઇ ગયો. આ હુઝુરને સોંદર્યના દ્રષ્ટાંત વડે સમજાવેલ છે. અને ત્યારે જાહેર થયેલ પહાડનો અર્થ

અહીં 'બશરીય્યતનું વજુદ' છે. તેમજ આ માર્ગમાં (રાહેનામસ્લુકમાં) નફસની પાકીઝગી દીલની સફાઇ પછી છે અને તે બંને તુર્કો કે જે જઝબાહની શકિત તથા મોહબ્બતનો ગલ્બો ધરાવતા હોવાને કારણે આ પહાડ (બશરીય્યતના વજુદ) પર એકી શ્વાસે ચઢી ગયાં. તેમજ એક પ્રકાની ફના હાંસીલ કરી લીધી. જ્યારે હુસેન કસ્સાબમાં આ પ્રકારની જઝબાહ્‌ની તાકત નહોતી એટલેક ઘણી મુશ્કેલીથી પહાડ પર તે ચઢયો અને તે પણ આ બંને તુર્કોનીપયરવી કરવાની બરકતોં વડે, નહીંતર તો તેનું મસ્તક કપાઇ જતું અને તે હલાક થઇ જતો.

લશ્કરગાહથી મુરાદ અહીં આઅ્યાને સાબીતાહનો મર્તબો છે જે 'ઇમ્કાની હકીકતો'ના 'તઅય્યુનાતો' તથા 'વજુબી ઇલ્મી તઅય્યુનો'ને એકત્રીત કરનાર છે, જેને (અહીં) અસંખ્ય તંબુઓની ઉપમા વડે સમજાવેલ છે; તેમજ તેની વચ્ચે એક વિશાળ તંબુ છે, જેને સુલ્તાની તંબુ કહયો છે, જે વુજુબી ઇલ્મી તઅય્યુન તરફ ઇશારો કરે છે. અને જ્યારે હુસૈન કસ્સાબે સાંભળ્યું કે તે સુલ્તાની તંબુ છે તો વિચાર્યુંકે હવે (હું) ધ્યેય સુધી પહાંચી ગયો તથા એવું ઇચ્છ્યું કે સુકર અને મસ્તી રૂપી સવારી કે જેના વિના આ માર્ગ પાર થતો નથી, તેની ઉપરથી નીચે ઉતરીને આરામ કરું. અને હજુ તો જમણો પગ (રૂહથી મુરાદ છે કારણકે આ રાહેનામસ્લુક (અજાણ્યો માર્ગ)માં કલ્બ તથા રૂહના પગ વડે ચાલવામાં આવે છે, જ્યારે રાહે સુલુક (જાણીતો માર્ગ)માં ઇલ્મ અને અમલના પગ વડે ચાલવામાં આવે છે.મસ્તીમાંથી સૌથી પહેલાં બહાર આવતી ચીઝ રૂહ છે જે જમણો પગ છે અને પછી કલ્બ નીકળે છે, જે ડાબો પગ છે.) રકાબથી બહાર કાઢયો જ હતો કે તેના કાનમાંખબર પહોંચી કે સુલ્તાન તંબુમાં નથી અને ખરેખર આવું જ હતું.હુસૈન કસ્સાબમાં જોકે જઝબાહ્‌ની શકિત નહોતી માટે જરા અમસ્થી ખબર સાંભળીને મસ્તીમાંથી બહાર આવી ગયો; જ્યારે તે બે તુર્કોમાં શકિતશાળી જઝબાહ્‌ અને મોહબ્બતનો ગલ્બો હતો માટે તેઓ આવી ખબર પર વારી ન ગયાં; અને બહાદુરી પુર્વક ઉપર ચઢી ગયા. હુસૈન કસ્સાબ જો (આ રીતે) હઝાર વરસ સુધી પ્રતિક્ષા કરે તો પણ સુલ્તાનને ક્યારેય તંબુમાં પામશે નહીં, કારણકે તે વરાઉલ્વરા (ઉચ્ચથી પણ ઉચ્ચ) છે.

કૌલ (નફહાત..ની ઇબારત) : ઘોડા ઉપર સવાર થઇને શિકાર પર ગયેલ છે તેમજ ખુબસુરત મઝહરો અને જલ્વાગરો પર બિરાજમાન થઇને આશીકોના દિલોનો શિકાર કરી રહયો છે. આ અવાજ અને આ વાત હુસૈન





કસ્સાબની બુધ્ધી તથા સમજને અનુરૂપ હતી; જે તેને તનઝ્ઝુલ(નીચે ઉતરાણ કરવું) ના અર્થમાં કહેવામાં આવી હતી; નહીંતર જે સ્થાન પર અલ્લાહત્‌આલાની પવિત્ર ઝાત છે, તે સ્થાન પર બેસવું તેમજ શિકાર માટે જવું કોઇ જ અર્થ ધરાવતું નથી.

**'લા વ હુ અઝાં સરાએ રોઝ બહી,**
**બાઝ ગુશતન્દ વજૈબ વ કીસ્સાતહી.'**

(અર્થાત્‌:- લોકો લા અને હુ(મારેફત)ના અતિભવ્ય મુસાફરખાનાથી ખિસ્સા તથા જોળી ખાલી લઇને પાછા ફર્યા.)

આ ઇબારતનો અન્ય એક અર્થ જે મારા સુસ્ત દિલમાં આવ્યો તે અજોડતા તથા મહાનતા (કીબ્રીયાઇ)ના મકામને બંધબેસતો છે. જો કે અહીં આ પ્રકારનું અર્થઘટન એતે પવિત્ર જલ્લશાનહુની બારગાહને લાયક નથી; છતાંપણ અન્ય અર્થઘટનોથી વધુ સારું અને બંધબેસતું છે. કે તે તઅ્‌ય્યુને અવ્વલરૂપી વહેદત પર બિરાજમાન છે જે વાહેદીય્યતના મર્તબાથી વધીને છે. અને આ વહેદતના મર્તબામાં તમા ઇલ્મી અને અયની તઅય્યુનાતોંનો વિનાશ તથા ફના છે. એટલા માટે જ શિકાર કરવાને આ મકામ સાથેઅનુરૂપ જાણીને કે જેમાં જંગલી જાનવરો અને પંખીઓ (ઇલ્મી અને અયની તઅય્યુનાતો)નો વિનાશ છે; માટે તેને શિકાર માટે ગયેલો ફરમાવ્યું છે.

શૈખ મોહંમદ માસુક તુશી અને અમીર અલી અબુ (આ બંને તુર્કો) બાદશાહની શિકારગાહે પહોંચી ગયા અને તેના શિકાર બની ગયાં; જેમાં માસુકતુશી વધુ આગળ અને વધુ કરીબ છે. જ્યારે હુસૈન કસ્સાબ બાદશાહના પાછા ફરવાની રાહમાં વાહેદીય્યતરૂપી તંબુમાં જ પડયો રહયો. **વલ્લાહો સુબ્હાનુ આઅ્‌લમો બેહકીકતુલ્મુરાદે વ માફીહે મીનસ્સવાબે વસ્સદાદે.** (અર્થાત્‌:- અને હકીકી મુરાદને તો અલ્લાહત્‌આલા જ જાણનારો છે તેમજ તેની બહેતરી તથા યોગ્યતાની તેને જ ખબર છે.)

મારા મખ્દુમ ! નકશબંદી બુઝુર્ગોએ આ જ 'રાહે નામસ્લુક' (અજાણ્યો માર્ગ) અપનાવ્યો છે અને આ'અજાણ્યો માર્ગ' (રાહેનામસ્લુક) જ તેઓના તરીકામાં જાણીતો માર્ગ બની ચુકયો છે;તેમજ અસંખ્ય લોકોને પોતાની તવજ્જોહ તથા આત્મબળ વડે આ માર્ગ થકી જ ધ્યેય સુધી પહોંચાડી દીધાં છે; આ તરીકામાં 'વસ્લ' લાઝમી છે. (જરૂર પ્રાપ્ત થાય છે) પરંતુ તેમાં શર્ત એ છે કે, જે પીરની તાબેદારી કરી રહયો છે, તેના આદાબોને દષ્ટી

સમક્ષ રાખવામાં આવે, કારણકે આ તરીકામાં વૃદ્ધો, યુવાનો, સ્ત્રીઓ તેમજ બાળકો સુદ્ધા પણ 'વસ્લ'ની પ્રાપ્તીમાં એક સમાન છે; એટલુંજ નહીં પરંતુ મુર્દાઓ પણ આ દૌલતના ઉમ્મીદવાર છે.

હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ)એ ફરમાવ્યું છે કે, ' મેં અલ્લાહ ત્આલાથી એવો તરીકો માંગ્યો છેકે જે ચોક્કસ મતલુબ સુધી પહોંચાડનારો છે.'

અને હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) ના પ્રથમ ખલીફા હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (કુદ્દસ્સીર્રહુ) એ આ અર્થમાં જ એક શૈર કહ્યો છે કે,

**'મગર નશીકસ્તી દીલ દરબાને રાઝ,**
**કુફલે જહાં રા બ હમાં બ કુશાદે.'**

(અર્થાત્ઃ- જો ભેદ રૂપી દરબાનનું તાળું તુટવાનો ભય ન હોત તો હું સમગ્ર વિશ્વના તાળા ખોલી નાંખતો.)

**'સબ્બતનલ્લાહો સુબ્હાનહુ અલા તરીકતે હાઉલાઈલ્અબરાર'**
(અર્થાત્ઃ- અલ્લાહ ત્આલા આપણને આ બુઝુર્ગોના તરીકા પર ઈસ્તેકામત અતા ફરમાવે. **આમીન...** (દફ્તર-૧, મકતુબ નં. ૨૦૦)

H H H H H H H H H H H H H H H H

**-ઃ સમજુતી ઃ-**

મઝકુર મકતુબશરીફમાં સરકારે મુજદ્દીદે અલ્ફેષાની(રદીયલ્લાહો ત્આલા અન્હો)એ હઝરત મુલ્લા શકીબી ઈસ્ફેહાની (રહેમતુલ્લાહ અલયહ)ને હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી નકશબંદી (કુદ્દસ્સીર્રહુ)ની મશહુર કિતાબ 'નફહાતુલ્ઉન્સ' ની કેટલીક મુશ્કેલ ભરી ઈબારતોના ખુલાસા લખ્યા છે;

આપે આ મકતુબશરીફમાં બાતીની તર્બિય્યત કે કુર્બે ખુદવંદીની પ્રાપ્તીના બે મુખ્ય માર્ગો એટલેકે (૧)રાહે સુલુક અને (૨)રાહે નામસ્લુકની બારીકીઓને સમજાવેલ છે. આ મકતુબશરીફનો મુળ મકસદ જાણવા માટે આપણે આ બંને માર્ગોની હકીકતો જાણવી પડશે; જે આ મુજબ છે.

**(૧) રાહે સુલુક ઃ** સુલુક નો શાબ્દીક અર્થ છે રસ્તો એટલેકે અલ્લાહ ત્આલાના કુર્બ અને વસ્લના માર્ગ પર ચાલવું. અને સાલીક(આ માર્ગ પર ચાલનારો) એ છે કે જે કુર્બે ઈલાહીના રસ્તાઓ અને તરીકતની મંઝીલોને મુજાહેદાઓ અને રિયાઝતો તેમજ સુન્નત તથા શરીઅતની તાબેદારી થકી પાક કરીને





મકસુદ સુધી પહોંચે. બાતીની તર્બિય્યતના આ મશહુર કે જાણીતો માર્ગ છે. એટલેકે મુતકદ્દેમીન મશાઈખોં પૈકી મોટાભાગના મશાઈખોંએ આ માર્ગ વડે જ 'વસ્લ'ની દૌલત હાંસીલ કરી છે. વિશાળ કાફલા સાથે એક માર્ગ પર ચાલવાનો અર્થ અહીં એ જ છેકે મોટાભાગના મશાઈખોંનો વિશાળ કાફલો આ માર્ગ પર જ ચાલ્યો છે.

-આ રાહે સુલુક તેના દશ મશહુર મકામો એટલે કે (૧)તૌબાહ્ (૨)વરાઅ્- પરહેઝગારી (૩) ઝોહદ (૪)તવક્કલ (૫)કનાઅત (૬)ઉઝલત (૭)સબ્ર (૮)શુક્ર (૯) તસ્લીમ (૧૦)રઝા.માં ક્રમબંદ્ધ રીતે વિસ્તૃત સયર કર્યા પછી પાર થાય છે. આ માર્ગમાં બંદો પોતાના પ્રયત્નો થકી આગળ વધે છે; એટલેકે આ માર્ગ પાર કરવા માટે રિયાઝતો અને મુજાહેદાઓ દરકાર છે. આ માર્ગમાં નફસની સફાઈ (તઝકીયાએ નફસ) અગ્રસ્થાને છે અને ત્યાર બાદ 'તસફીયાએ કલ્બ' (દિલની પાકીજગી) તરફ ધ્યાનીત થવામાં આવે છે.

આ માર્ગમાં'સયરેઆફાકી' એટલેકે 'આલમે ખલ્ક'ના લતીફાઓ આગ, માટી, હવા, પાણી, અને તેના નિચોડરૂપ 'નફસ'ની સયર અગ્રસ્થાને છે; એટલેકે આ ભૌતિક તત્ત્વોને સૌપ્રથમ નુરાની બનાવવામાં આવે છે; અને આ ભૌતિક તત્ત્વો ખુબજ કશાફત ધરાવતાં હોવાથી તેને નુરાની બનાવવા માટે ઘણી જ સખ્ત રિયાઝતો અને મુજાહેદાઓ કરવા પડે છે. આ માર્ગ મુરીદોનો છે એટલેકે અલ્લાહત્આલા તરફ ઈરાદો કરનારનો છે. અને મોહીબ્બો એટલેકે અલ્લાહત્આલાથી મોહબ્બત કરનારાઓ છે.

આ માર્ગ પર ચાલવામાં તમામ પ્રકારની શારીરીક, મૌખીક, આર્થીક ઈબાદતોં મદદરૂપ છે. આ માર્ગમાં સયરની શરૂઆત સયરે આફાકી એટલેકે આલમે ખલ્કના લતીફાઓથી થતી હોવાથી સયરે અન્ફોસી એટલેકે આલમે અમ્રના લતીફાઓની સૈર અંતમાં જઈને પાર કરવાની હોય છે, માટે આ માર્ગ ઘણો જ લાંબો છે.

**(૨) રાહે નામસ્લુક ઃ** 'રાહેનામસ્લુક' એટલેક અનિશ્ચિત કે 'અજાણ્યો માર્ગ', જેની ઉપર પેલા બંને તુર્કો કાફલાથી અચાનક જ છુટા પડીને ચાલવા લાગ્યા; એ માર્ગ. આ માર્ગને રાહે ઈઝતેબા કે જઝબાહ્નો માર્ગ પણ કહેવામાં આવે છે.

આયાતે કરીમા **''અલ્લાહો યજતબી એલયહે મય્યશાઓ વ યહદી એલયહે મય્યોનીબ.''** (અર્થાત્ઃ- અને અલ્લાહત્આલા પોતાના

કુર્બ માટે ચુંટી લેછે. જેને ચાહે અને પોતાની તરફ રસ્તો દેખાડે છે તેને જે રુજુઅ્ લાવે)ની તફસીર પેટે સુફીયાએ કિરામે કહયું છેકે,'મઝકુર આયાતે પાકમાં 'ઈજતેબા'થી મુરાદ 'જઝબાહ્' (રાહેનામસ્લુક)છે અને 'ઈહતદા'થી મુરાદ સુલુક (રાહે સુલુક)છે. એટલેકે ઈજતેબામાં અલ્લાહ ત્આલા ખુદ પોતાના કુર્બ માટે બંદાને ચુંટી લેછે; જ્યારે ઈહતદામાં જે તેની તરફ ધ્યાનીત થાય અને તૌબાહ્ તથા અનાબત લાવે તેને પોતાનો માર્ગ દેખાડે છે. આમ, કુર્આને પાકની મઝકુર આયાતે પાક વડે જઝબાહ્ની સ્પષ્ટ ફઝીલત સાબીત થઈ રહી છે અને તે મહઝ અલ્લાહ ત્આલાના ફઝલનો માર્ગ હોવાનું સાબીત થઈ રહ્યું છે; તેમજ 'જઝબાહ્' એ 'સુલુક'થી અગ્રક્રમે હોવાનું પણ સાબીત થઈ રહયું છે.

આ 'રાહે નામસ્લુક' એટલેકે 'જઝબાહનો માર્ગ 'એ 'અનિશ્ચિત કે અજાણ્યો માર્ગ' છે કારણકે મોટાભાગના મશાઈખે કિરામ રાહેસુલુક વડે જ પોતાના ધ્યેય સુધી પહોંચ્યા છે માટે બાતિની તર્બિય્યત પેટે આ માર્ગ જ વધુ મશહુર, જાણીતો તેમજ નિશ્ચિત માર્ગ છે. અન્ય સિલસિલાના તમામ મશાઈખોં પોતાના તાલીબો અને મુરીદોને આ માર્ગ વડે જ ધ્યેય સુધી પહોંચાડે છે. પરંતુ આ મહાન તરીકા નકશબંદીય્યાહના મશાઈખોંએ મુરીદોં અને તાલીબોની તર્બિય્યત પેટે આ 'રાહે નામસ્લુક'અપનાવ્યો છે, અને આ 'અજાણ્યો અને અનિશ્ચિત માર્ગ' તેઓની નિકટ જાણીતો અને 'નિશ્ચિત માર્ગ' બની ચુકયો છે.

આમ તો જઝબાહ્થી મકસુદ સુલુકની મંઝીલોનું સરળતાપુર્વક જલ્દી પાર થવું છે. સિલસિલાએ નકશબંદીય્યાહ માં સાલીકને નિસ્બતે જઝબાહ્ હઝરત ખ્વાજા બલાએ ગર્દા શાહે નકશબંદ બુખારી ઉવૈશી(કુદ્દસ્સીર્હુ-લ્અઝીઝ)ના વસીલા અને ફૈઝાન થકી શરૂઆતમાં જ હાંસીલ થઈ જાય છે કારણકે આપને બાતીની તૌર પર 'સયરે આફાકી' પર 'સયરે અન્ફોસી'ને અને સુલુક પર જઝબાહને અગ્રતા આપવાનો હુકમ આપવામાં આવતો હતો; જેથી 'સયરે અન્ફોસી'ના અંદર જ 'સયરે આફાકી' તેમજ જઝબાહ્ની અંદરજ સુલુક પાર થઈ જાય. અને તાલીબ માટે ખુબ લાંબુ અંતર ટુંકુ બની જાય. આમ, નકશબંદી મશાઈખોંએ અપનાવેલ આ રાહે નામસ્લુક એ ખરેખર કુર્બે ખુદાવંદી ની પ્રાપ્તીનો એકસપ્રેસ હાઈવે છે, અને ફઝલે ખુદાવંદીનો ધોરી માર્ગ છે.

અન્ય સિલસિલાઓમાં આ જઝબાહ્ની નિસ્બત સૌથી છેલ્લે અતા





કરવામાં આવે છે; પરંતુ નકશબંદી મશાઈખોંએ 'ઝીક્રે કલ્બી'ની તવજ્જોહાતની સાથે જ જઝબાહ્ની પ્રારંભીક તવજ્જોહ વડે તાલીબને સરફરાઝ ફરમાવી દે છે,જેથી મુરીદ જો નિસ્બતેજઝબાની તકમીલ પહેલાં જ કદાચ મૃત્યુ પામે તો તદ્ન મેહરૂમીની હાલતમાં ન મરે ઓછામાં ઓછું જઝબાહ્ની લીઝ્ઝતો ચાખી લે.

જઝબાહ્ના બે પ્રકાર છે. (૧)જઝબાહ્એ સુરી અને (૨) જઝબાહ્એ હકીકી. જેમાં (૧)જઝબાહ્એસુરી : એ જઝબાહ્ છેકે જે 'સૈરેફીલ્લાહ' (અલ્લાહ ત્આલાની સિફતો, અસ્માઓ વગેરેની સયર)થી પહેલાં, સુલુકના પ્રારંભમાં, લતીફાઓની સફાઈ હાંસીલ થયા પહેલાં હાંસીલ થાય છે. અને માત્ર સુલુકની મંઝીલોની સરળતા માટે અતા કરવામાં આવે છે. જેને 'જઝબાહ્એ સુરી' કહે છે, તેમજ તેને 'જઝબએ બિદાયત' કે 'જઝબએ ઉલા' પણ કહેવામાં આવે છે. અને (૨)જઝબાહ્એ હકીકી : એ જઝબાહ્ કે સૈરફીલ્લાહ દરમ્યાન સુલુકના અંતમાં હાંસીલ થાય છે;જેને 'જઝબએ નિહાયત' કે 'જઝબએ સાનીય્યાહ' પણ કહે છે.આ 'જઝબએ હકીકી' કોઈ પણ ભેદભાવ વગર તરીકતના તમામ સિલસિલામાં મૌજુદ છે.પરંતુ આ 'જઝબએ સુરી' એ ખાસ 'તરીકએ નકશબંદીય્યાહ'ની જ વિશેષતા છે. અને આ નેઅ્મત હઝરત ખ્વાજા નકશબંદી બુખારી (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ પોતાના મુખ્લીસોને ખયરાત તેમજ સદકાએ જારીય્યાહરૂપે અતા ફરમાવેલ છે.

આમ, આ મુબારક પત્રમાં સરકાર મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ 'નફહાતુલ્ઉન્સ'ની આ હિકાયતની સમજુતી પેટે આ રાહે નામસ્લુકની ફઝીલત વર્ણવી છે. ટુંકમાં એજ કે રાહે નામસ્લુક એ મોહબ્બત અને જઝબાહ્નો માર્ગ છે, જેમાં તાલીબની અંદર જ છુપાયેલી આ મોહબ્બત અને જઝબાહ્ની ભીતરી શકિતઓએ જાગૃત કરીને તેની તર્બિય્યત ફરમાવવામાં આવે છે. આ માર્ગ રાહેસુલુકના મુકાબલામાં ખુબજ સરળ છે. નકશબંદી મશાઈખોંએપોતાની તવજ્જોહ થકી આ માર્ગ વડે અસંખ્ય લોકોને ધ્યેય સુધી પહોંચાડી દીધાં છે; અને ખુબીની વાત એ છેકે આ નિસ્બતે જઝબાહ્ની પ્રાપ્તીમાં બાળકો, યુવાનો,વૃદ્ધો અને સ્ત્રીઓ તેમજ મુર્દાઓ સુધ્ધાં એકસમાન હકકદાર છે, કોઈ પણ મહેરૂમ રહેતું નથી.

આ રાહે નામસ્લુકની દર્શાવેલી ફઝીલતો ઉપરાંત તેની અન્ય કેટલીક ખુસુસીયાતો છે જે ટુંકમાં આ મુજબ છે.

-(૧) આ માર્ગમાં દિલની સફાઇ અગ્રસ્થાને છે અને નફસની પાકીઝગી તેની અંદર આપો આપજ હાંસીલ થઇ જાય છે; માટે તાલીબ ઓછી મહેનતે વધુ ફળ હાંસીલ કરી લેછે.

-(૨) આ માર્ગમાં હિદાયત માટે 'તૌબાહ્' તથા 'અનાબત' શર્ત નથી એટલેક ફાસીક અને ફાજીર પણ આ જઝબાહ્ની દૌલત વડે સરફરાઝ થઇને મુત્તકી અને પરહેઝગાર બની જાયછે.

-(૩) આ માર્ગમાં સયરની શરૂઆત 'આલમે અમ્ર'થી થાય છે, અને 'આલમે ખલ્ક'ની સૈર તેની અંદર આપ મેળે જ પાર થઇ જાય છે. 'આલમે અર્મ'ની સૈર એટલેકે આલમે અમ્રના પાંચ લતીફાઓ કલ્બ, રૂહ, સિર્ર, ખફી અને ઈખ્ફાને સૌ પ્રથમ નુરાની બનાવવામાં આવે છે, અને આ લતીફાઓ કોમળતા અને 'ઋજુતા' ધરાવતા હોવાથી જલ્દી નુરાની બની જાય છે. અને સૌથી મોટો ફાયદો એ છેકે આલમે ખલ્કના લતીફાઓ આ આલમે અમ્રની સયર દરમીયાન સ્વમેળે જ મુનવ્વર થઇ જાય છે. નહીંતર તેને મુનવ્વર બનાવવા માટે સખ્ત રિયાઝતો કરવી પડે છે, જેનાંથી તાલીબ બચી જાય છે.

-(૪) આ માર્ગ મુરાદો એટલેકે અલ્લાહ ત્આલા જેને ચાહે છે અથવા તો અલ્લાહ ત્આલાએ જેને પોતાના કુર્બ માટે ચુંટી લીધેલ છે તેઓનો છે; તેમજ મહેબુબો એટલેકે અલ્લાહ ત્આલા જેને મોહબ્બત કરે છે તેઓનો છે.

(નોંધઃ- આ રાહે નામસ્લુક એટલેકે જઝબાહના માર્ગ વિશે આનાથી વધુ વિશેષ માહીતી અને જાણકારી માટે જુઓ અમારૂં પ્રકાશન 'મનકી આંખે ખોલ'...નું પ્રકરણ 'કશીશે રબ્બાની.')

★

## મકતુબ શરીફ નં. ૨૧

**-: પ્રતિ :-**

**હઝરત મુલ્લા અબ્દુર્રહેમાન મુફતી**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

નકશબંદી તરીકાના મશાઇખોંએ પોતાની સયરની શરૂઆત આલમે અમ્રથી કરી હોવા છતાં આ તરીકાના કેટલાંક મુબ્તદીઓ (પ્રાથમિકકક્ષાના મુરીદોં) જલ્દી પ્રભાવિત નહીં થવાનાં કારણીનો ચર્ચા પેટે....





**-: વિગતો :-**

અલ્લાહત્આલા આપણને સૌને શરીઅતે મુસ્તફા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના માર્ગ પર સાબીત કદમ રાખે તેમજ અલ્લાહ ત્આલા એ બંદા પર રહેમ ફરમાવે જે **આમીન...**કહે.

નકશબંદી સિલસિલાના મશાઇખોંએ પોતાની સયર (રૂહાની સફર)ની શરૂઆત ઉલ્ટી રીતે એટલેકે આલમે અમ્રથી કરેલ છે અને આલમે ખલ્કને તેની અંદર જ પાર કરી લેછે. જ્યારે અન્ય સિલસિલાના મશાઇખોં પોતાની સયરની શરૂઆત આલમખલ્કથી કરેલ છે. અને આ આલમે ખલ્ક પાર કર્યા પછી આલમે અમ્રમાં કદમ રાખીને જઝબાહ્ના મકામ સુધી પહોંચેલ છે, આ કારણસર જ નકશબંદી તરીકો વસ્લની પ્રાપ્તીમાં તમામ તરીકાઓથી વધુ નિકટ છે તેમજ બીજાઓનો અંત તેઓના આરંભમાં સમાયેલો છે.

**"ક્યાસ કુન ઝે ગુલીસ્તાને મન બહારે મોરા."**

(અર્થાત્ઃ- મારા બાગની રોનકથી મારી વસંતની કલ્પના કરી લ્યો.)

આ બુલંદ તરીકાના કેટલાક તાલીબો એવાં પણ છેકે તેઓની સયરની શરૂઆત આલમે અમ્રથી થતી હોવા છતાંપણ તેઓ તેનાથી જલ્દી પ્રભાવીત થતાં નથી, તેમજ ન તો તેઓમાં એ 'હલાવત' અને 'વજદાન' પૈદા થાય છે કે જે આ જઝબાહ્ અને કશીશના માર્ગમાં પ્રારંભીક અવસ્થામાં જ પૈદા થવી જોઇએ. અને તેનું કારણ એછે તેઓમાં 'આલમે અમ્ર', 'આલમે ખલ્ક'ની તુલનામાં વધુ કમઝોર હોય છે અને આ કમઝોરી જ તેઓ માટે જલ્દી પ્રભાવીત થવામાં અડચણરૂપ અને રૂકાવટ બનેલી હોય છે.

અને પ્રભાવીત થવામાં નડતરરૂપ આ રૂકાવટ ત્યાં સુધી જ મૌજુદ રહેછે કે જ્યાં સુધી તેની અંદર 'આલમે અમ્ર', 'આલમે ખલ્ક' પર પ્રભુત્ત્વ હાંસીલ ન કરી લે અને મામલો ઉલ્ટો ન બની જાય. અને આ કમઝોરીનો આ તરીકા મુજબ એકમાત્ર ઉપાય એ છેકે કામીલ અને પરિપુર્ણ તસર્રુફ ધરાવતો મુર્શીદ તેની ઉપર પુરા તસર્રુફથી કામ લે;જ્યારે અન્ય તરીકાઓમાં આ બિમારીનો ઉપાય એ છેકે પ્રથમ નફસની સફાઇ કરવામાં આવે. તદુપરાંત એ વાત પણ જાણી લ્યો કે પ્રભાવીત થવામાં ઘણો વિલંબ થવોએ તાલીબની સાર્મથ્યશકિત(યોગ્યતા) માં કશી કચાશ હોવાની નિશાની નથી;બલ્કે ઘણી વેળા તો ઉચ્ચપ્રકારની પરિપુર્ણતા સાર્મથ્યશકિત(યોગ્યતા)ધરાવતાં સમુહ પણ આ બલામાં સપડાયેલાં હોવાની શકયતા છે. વસ્સલામ.

(દફતર -૧, મકતુબ નં.-૧૪૫)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મકતુબ શરીફમાં આરીફે રબ્બાની, મહેબુબે સમદાની, મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ) એ તાલીબોની ઈસ્તેદાદો (સામર્થ્યશકિતઓ તથા યોગ્યતાઓ)ની મુખ્યત્ત્વે ચર્ચા કરેલ છે. નકશબંદી મશાઈખોંની <u>સયર</u> એટલે કે રૂહાની સફરની શરૂઆત આલમે અમ્રથી થાય છે અને આ સયરની ખુબી એ છેકે આલમે ખલ્કથી વધુ મહેનતવાળી સયર આ આલમે અમ્રની સયરની સાથે આપમેળે જ પાર થઈ જાય છે; તેમજ તાલીબ સીધો જ મકામે જઝબાહ્ સુધી પહોંચી જતાં તાલીબ આ તરીકામાં શરૂઆતમાં હલાવત અને વજદાન (ઝૌકોશૌક અને મીઠાશ)ની કૈફીયત અનુભવવા લાગે છે. જ્યારે અન્ય સિલસિલાઓમાં આ સયરની શરૂઆત આલમે ખલ્કથી થાય છે જેના માટે તેણે શરૂઆતમાં જ ખુબ રિયાજતો કરવી પડે છે અને ત્યાર બાદ આલમે અમ્રમાં કદમ રાખે છે તથા અંતમાં જઝબાહનો સ્વાદ ચાખે છે. આમ, નકશબંદી મશાઈખોંનો સયર તાલીબો માટે એટલો સરળ હોવાછતાં ઘણીવાર કેટલાંક તાલીબો તેનાથી બિલ્કુલ પ્રભાવીત થતાં નથી. અને આ નિસ્બત તેઓમાં હલાવત અને વજદાન પૈદા કરી શકતી નથી; આનું કારણ એ જ છેકે આવા તાલીબોની ઈસ્તેદાદ પ્રમાણે તેઓમાં આલમે અમ્ર, આલમે ખલ્ક કરતાં કમઝોર હોય છે; તો હવે આવા તાલીબોને પ્રભાવીત કરવાનો ઈલાજ આ મહાન નકશબંદી બુઝુર્ગોની નિકટતો એજ છેકે કોઈ કામીલ મુકમ્મીલ પીર પોતના મજબુત આત્મબળ વડે તે તાલીબ પર તસર્રુફ ફરમાવે અને તેના આલમે અમ્રને આલમે ખલ્ક પર ગાલીબ કરી દે. જ્યારે અન્ય તરીકા મુજબ આ બીમારીનો ઈલાજ એ છેકે શરીઅત મુજબ સખ્ત રિયાઝતો અને મુજાહેદાઓ કરવામાં આવે.

આ મુબારક પત્રનું મુખ્ય વિષય-વસ્તુ 'ઈસ્તિદાદે ઈન્સાની' (માનવીની સામર્થ્યશકિતઓ કે યોગ્યતાઓ) છે; એટલા માટે આ અનુસંધાને સુફીયાએ કિરામે લખેલાં કેટલાં ખુલાસાઓ લખી રહયો છું.

ઈસ્તિદાદે ઈન્સાની વિશે કિતાબ 'હુમ્આત' માં હઝરત શાહ વલીયુલ્લાહ મોહદ્દીસે દહેલ્વી(રહેમતુલ્લાહ અલયહ)એ કેટલીક રસપ્રદ વાતો લખી છે જે અહીં હું વાંચકોના ફાયદા માટે અને આ મકતુબશરીફની સમજુતી પેટે સાભાર રજુ કરું છું.

ઈન્સાનની અંદર મુખ્યત્ત્વે બે પ્રકારની કુવ્વતો(શકિતઓ) કાર્યરત





છે. (૧)કુવ્વતે બહીમી (પાશવી શકિતીઓ) અને (૨)કુવ્વતે મલકી અર્થાત્: દિવ્યશકિતઓ. આ બંને શકિતઓના આધારે સુફીયાએ કિરામે ઈન્સાનના મુખ્ય બે પ્રકારો નિશ્ચિત કર્યા છે. (૧)એહલે ઈસ્તિલાહ અને (૨)એહલે તજાઝુબ-જેમાં,

**(૧)<u>એહલે ઈસ્તિલાહ</u> :** એવા લોકો છેકે જેઓમાં આલમે ખલ્ક (ભૌતીક જગત અથવા ભૌતીક તત્ત્વો) આલમે અમ્ર (આધ્યાત્મિક જગત અથવા તો દિવ્યતત્ત્વો) પર પ્રભુત્ત્વ ધરાવતું હોય છે. અને તેઓમાં 'મલકી કુવ્વતો' (દિવ્ય શકિતઓ) કરતાં 'બહીમીકુવ્વતો' (પાશવી શકિતઓ) વધુ શકિતશાળી હોવાના કારણે તેઓ આ માર્ગની મંઝીલો રાહેસુલુક વડે પાર કરવાની લાયકાત ધરાવે છે. તેઓ માટે સુલુકના માર્ગના મુજાહેદાઓ તથા રિયાઝતો જરૂરી છે.

**(૨)<u>એહલે તજાઝુબ</u>:** એટલે એવા લોકો છેકે જેઓ 'જઝબાહ્'ની શકિત ધરાવે છે. જેઓની અંદર આલમે અમ્ર, આલમે ખલ્ક કરતાં વધુ પ્રભુત્ત્વ ધરાવે છે માટે તેઓમાં બહીમી કુવ્વતો(પાશવીશકિતઓ)કરતાં મલકી કુવ્વતો(દિવ્ય શકિતઓ)વધુ પ્રભાવશાળી હોવાના કારણે તેઓમાં માત્ર સુન્નતોંની પાબંદી વડે જઝબાહના માર્ગ થકી મંઝીલો પાર કરી લેવાની લાયકાત ધરાવે છે.

અલ્લાહ ત્આલાએ 'હઝરતે ઈન્સાન' એટલે કે માનવજાતમાં પોતાની મારેફતની પ્રાપ્તીની ઈસ્તેદાદ રાખેલી છે જેનું નામજ ઈસ્તિદાદે હિદાયત (હિદાયત પ્રાપ્તીની યોગ્યતા) પણ છે. જે રીતે જમીનમાં સંગ્રહીત ખનીજોની ખાણો પૈકી એકખાણ બીજી ખાણની વિરોધી છે એટલેકે લોખંડની ખાણમાંથી ચાંદી નીકળી શકતી નથી; અને ચાંદીની ખાણમાંથી સોનું કદાપી નીકળી શકતું નથી એ જરીતે આ નિયમ માનવજાતની ભિન્નભિન્ન વ્યક્તિઓને પણ લાગુ પડે છે. ટુંકમાં કહેવાનો હેતું એ છે કે માનવીની આ તમામ પ્રકારની કૈફીયતો જન્મજાત છે અને તેની અંદર રહેલાં 'અનાસીરે અરબઅ્' (એટલેકે ચાર ભૌતિક તત્ત્વો આગ, પાણી, માટી અને હવા)ની વધ ઘટના કારણે તેમાં હિદાયત તથ ગુમરાહી એકજ જગ્યાએ એકઠી થઈ જાય છે અને આ રીતે દરેક ઈન્સાન પોતાની 'પૈદાઈશી ખસ્લત' (જન્મજાત લક્ષણો) સાથે જ દુનિયામાં આવે છે માટે તેની આ યોગ્યતા અને આદતોમાં ફેરફાર કરવાનો કે પરિવર્તન લાવવાનો વિચાર વ્યર્થ છે, ગુજરાતીમાં કહેવત છેકે, 'પુત્રના લક્ષણો પારણાંમાં' જે આ સંદર્ભમાં યોગ્ય છે.

ઈન્સાનના આ માનવજાત લક્ષણો સંબંધે એક હદીષેપાકમાં હુઝુર

સરકારે કૌનેન આકાએ નામદારે (સલ્લલ્લાહો અલયહવસલ્લમ)ફરમાવ્યું છે કે, 'જો તમે એવું સાંભળો કે કોઇ પહાડ પોતાની જગ્યાએથી હટી ગયો તો તે માની લ્યો પરંતુ કોઇ વ્યકિત વિશે એવું સાંભળો કે તેણે પોતાની જન્મજાત આદત અને સ્વભાવ ત્યજી દીધાં છે તો તેની ઉપર કદાપી યકીન ન કરો. કારણકે માનવી પોતાના જન્મજાત લક્ષણો અને આદતો તરફ પાછો પલટતો રહે છે.'

સુફીયાએ કિરામે (કદ્દસ્સલ્લાહો ત્આલા અસરાહુમ)માનવીની આ જન્મજાત યોગ્યતાના આધાર પર જ તેના 'એહલે ઈસ્તિલાહ' અને 'એહલે તજાઝુબ' એવા બે પ્રકાર પાડ્યા છે જેની ચર્ચા આપણે આગળ કરી ગયા. હવે આ બંને પ્રકાર બુઝુર્ગોએ નિશ્ચિત કરલી કેટલીક વિશેષતાઓ અને તેના પેટા પ્રકારોની ચર્ચા કરીશું.

- **એહલે ઈસ્તિલાહ**ની કેટલીક વિશેષતાઓ અને પ્રકારોઃ એહલે ઈસ્તિલાહ ની કેટલીક ખાસ વિશેષતાઓ એ છેકે. (૧)તેઓના અંગો-ઉપાંગોના આમાલો તથા દીલો-દિમાગના એહવાલો ઘણાં શિસ્તવાળા હોય છે. (૨) તેઓમાં દીન-દુનિયાની મહત્ત્વની આવશ્યકતાઓ પુરી કરવાની ખુબજ સારી સલાહીયત અને યોગ્યતા હોય છે. (૩) તેઓમાં કોઇ ક્ષોભ-સંકોચ કે વ્યાકુળતાની કૈફીયત હોતી નથી. અને (૪)સૌથી મહત્ત્વની વાત તો એ છે કે, તેઓમાં હક્ક તથા નાહક તેમજ સારી-નરસી વાતો વચ્ચે ફર્ક કરવાની એટલેકે ક્ષીર-નીર વિવેક શક્તિ ખુબજ બળવાન હોય છે. એહલે ઈસ્તિલાહના બુઝુર્ગોએ ચાર પ્રકાર દર્શાવ્યા છે.:

**(૧)** જેઓમાં 'મલકી કુવ્વતો' અને 'બહીમી કુવ્વતો' તીવ્ર માત્રામાં હોય તેમજ આ બંને કુવ્વતો વચ્ચે સારૂં સંતુલન અને સમન્વય હોય તેવાં.

**(૨)** જેઓમાં 'મલકી કુવ્વતો' પ્રચુર માત્રામાં હોય પરંતુ 'બહીમી કુવ્વતો' નબળી હોય, છતાં પણ બંને કુવ્વતો વચ્ચેનું સંતુલન તથા સમન્વય જળવાઇ રહેતો હોય તેવા.

**(૩)** જેઓમાં 'મલકી કુવ્વતો' નબળી હોય અને 'બહીમી કુવ્વતો' બળવાન હોય તેમ છતાં બંને વચ્ચેનું સંતુલન અને સમન્વય કાયમ હોય તેવા.

**(૪)** જેઓમાં આ બંને કુવ્વતો નબળી હોવા છતાં બંને વચ્ચેનું સંતુલન અને સમન્વય બરાબર હોય તેવા.

- **એહલે તજાઝુબ** ની કેટલીક વિશેષતાઓ અને પ્રકારોઃ- એહલે તજાઝુબ એવા લોકો છે કે (૧)જેઓમાં દુનિયાના કાર્યો અને પ્રવૃત્તિઓથી અલિપ્ત





થવાની ઇચ્છા તથા અભિરૂચી વધુ હોય (૨) તેઓની દીલી ખ્વાહીશ હંમેશા માટે એ જ હોય છેકે આ ભૌતિક દુનિયાથી અલગતા, એકાંતવાસ તેમજ સંપૂર્ણ મુક્તિ મળી જાય. આ એહલે તજાઝુબના પણ બુઝુર્ગોએ ચાર પ્રકાર દર્શાવ્યા છે.

**(૧)** જેમની 'મલકી કુવ્વતો' તીવ્ર હોય અને 'બહીમી કુવ્વતો' પણ તીવ્ર હોય છતાંપણ બંને વચ્ચે સતત ઘર્ષણ તથા સંઘર્ષ શરૂ રહેતો હોય તેવા.

**(૨)** જેઓમાં 'મલકી કુવ્વતો' તીવ્ર હોય અને 'બહીમી કુવ્વતો' નબળી હોય તેમજ બંને વચ્ચે સતત ઘર્ષણ તથા સંઘર્ષ શરૂ રહેતો હોય તેવા.

**(૩)** જેઓમાં 'મલકી કુવ્વતો' નબળી હોય અને 'બહીમી કુવ્વતો' તીવ્ર હોય અને બંને વચ્ચે સતત ઘર્ષણ તથા સંઘર્ષ શરૂ રહેતો હોય તેવા.

**(૪)** જેઓમાં આ બંને કુવ્વતો નબળી હોય છતાં બંને વચ્ચે સતત ઘર્ષણ તથા સંઘર્ષ શરૂ રહેતો હોય તેવા.

એહલે ઈસ્તિલાહ અને એહલે તજાઝુબની ઉપરોકત સિફતો પર આપણે ચિંતન મનન કરીશું તો દરેકના એહકામો(હુકમો) પણ અલગ-અલગ જાણવા મળશે જેવી રીતે કે

★ જે શખ્સમાં 'બહીમી કુવ્વતો' (પાશ્વી શક્તિઓ) તીવ્રમાત્રામાં હશે.

(૧) તેને રિયાઝત અને ઇબાદતની જરૂરત પણ વધારે પડશે. (૨) તેણે કમાલની પ્રાપ્તી માટે ફાકાકશી પણ કરવી પડશે. (૩)તેના માટે શબ બેદારી (રાત્રે ઇબાદત કરવી-કયામુલ્લયલ) અત્યંત જરૂરી -અનિવાર્ય છે. (૪)તેની તવજ્જોહ્માં ઘણીજ શક્તિશાળી તાસીર પૈદા થશે.

★ જે શખ્સની 'બહીમી કુવ્વતો' નબળી હોય

(૧)તેને સખ્ત રિયાઝતોની જરૂરત નથી હોતી. (૨)તેણે લાંબા સમય સુધી વિપુલ પ્રમાણમાં ઝીક્ર ફીક્ર કરવા જોઇએ અને આ રીતે તે મંઝીલ પાર કરી શકે છે. (૩)તેઓથી કોઇ કમાલ જાહેર થતો નથી. (૪) એ એટલા કમ હીમ્મત હોય છેકે તેનું હોવું ન હોવું બને બરાબર છે.

★ જે શખ્સની મલકી કુવ્વતો (દિવ્યશક્તિઓ)તીવ્ર હોય.

(૧)તે ફના અને બકા તેમજ ફરદીય્યત તદ્દુપરાંત વિલાયત બીજા ઉચ્ચ મકામોની લાયકાત ધરાવે છે. (૨)તેનામાં એવી સલાહીયત હોય છે કે તે ભૌતિક હાલતોથી પર એવી આધીભૌતિક હાલતો કે દિવ્ય હાલતોની ખબર આપી શકે છે.

★ જે શખ્સની મલકી કુવ્વતો નબળી હોય

(૧)તેને કશ્ફ થાય છે. (૨)તે બીજા શખ્સની દીલની વાતોને અલ્લાહ ત્આલાના ફઝલ થકી જાણી લેછે. (૩) તે શખ્સના અન્વારોનો મુશાહેદો પણ કરી શકે છે.

★

## મકતુબ શરીફ નં. ૨૨

**-: પ્રતિ :-**

**સિયાદત અને ઈર્શાદ પનાહ હઝરત મીર મોહંમદ નોઅ્માન બદખ્શી**

(કુદ્દસ્સીર્રહુ)

**-: વિષય :-**

આયાતે કરીમા ''**મા આતા કોમુ રૈસુલો ફખોઝુહો.......**''ના ખુલાસા પેટે

**-: વિગતો :-**

''**મા આતા કોમુ રૈસુલો ફખોઝુહો વમા નહાકુમ અન્હો ફન્તહુ વત્તકુલ્લાહ.....**'' (અર્થાત્ઃ- રસુલ જે કંઇ તમને આપે સ્વીકારી લ્યો તેમજ જેનાથી પણ રોકે તેનાથી રોકાય જાવ અને અલ્લાહથી ડરો.) આયાતેપાકમાં 'અવામીરો' (આદેશ) નું પાલન અને 'નવાહી' (નિષેધો)થી રોકાઇ જવાનો ઝીક્ર કર્યા પછી તકવાની વાત કહીછે; જે બાબત પરહેઝગારી (બચવું)ના મામલે વધુ તકેદારી રાખવા તરફ ઇશારો કરી રહી છે; કારણકે તે તકવાની હકીકત પણ છે અને દીનની પુંજી પણ છે, રસુલુલ્લાહ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમે) ફરમાવ્યું કે, 'તમારા દીનની પુંજી પરહેઝગારી છે.'

તેમજ આં હઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)એક અન્ય જગ્યાએ ફરમાવ્યું છે કે,'પરહેઝગારી બરાબર બીજી કોઇ ચીઝને ન સમજો.' અને આ પરહેઝગારી એ તકવો (અલ્લાહથી ડરવું)છે. આમ તો રોકાઇ જવું (પરહેઝગારી)એ સર્વવિદિત તથ્ય હોવા છતાં તેના માટે વધુ સાવધાની વર્તવાનું કારણ જો કે અલ્લાહ જ બહેતર જાણે છે,પરંતુ (એટલું ચોકકસ કે)તેનો (પરહેઝગારી) ફાયદો ઘણો જ છે, તેમજ અવામીરના પાલનમાં પણ તે જોવા મળે છે કારણકે કોઇ પણ આદેશના પાલનમાં તેની વિરોધી બાબત રોકાઇ જવું (પરહેઝગારી)જરૂર રહેલી છે, જે બિલ્કુલ સ્પષ્ટ વાત છે.

તદુપરાંત આ સામાન્ય સમજ સિવાય પણ આ નવાહી (પરહેઝગારીના)બીજા અસંખ્ય ફાયદાઓ છે, કારણકે તેમાં સ્પષ્ટપણે





નસફની મુખાલીફત છે તેમજ તેમાં નફસનો જરાપણ હીસ્સો નથી(નફસ માટે જરાપણ મઝા નથી)જ્યારે અવામીર(આદેશ)માં તેનાથી ઊલ્ટું છે કે કેટલીકવાર નફસને તેમાં લીઝઝત હાંસીલ થાય છે.એ દરેક ચીઝ કે જેમાં નફસની મુખાલીફત હોય તેમાં ફાયદો વધુ હોવા વિશે જરાપણ શંકાને સ્થાન નથી; તેમજ નજાત માટે પણ તે સૌથી વધુ નિકટનો માર્ગ છે. કારણકે શરીઅતરૂપી તકલીફોનો મુળ હેતું આ નફસને જ મગ્લુબ(હરાવવો) કરવો છે; કારણકે તે અલ્લાહત્આલાની દુશ્મની પર ઉતરેલો છે.

હદીષેકુદ્દસી છેકે, 'તારા નફસથી દુશ્મની રાખ કે તે મારી દુશ્મની પર ઉતરેલો છે.' આમ, મશાઇખોંના તરીકાઓ પૈકી દરેક એ તરીકો કે જેમાં શરીઅતના હુકમોનું અનુસરણ વધુ હોય, તે અલ્લાહ ત્આલા તરફ જવાનો સૌથી નીકટનો માર્ગ છે, કારણકે તેમાં નફસની મુખાલીફત સૌથી વધુ છે અને (કાન ખોલીને) સાંભળી લ્યો કે તે છે **'નકશબંદી તરીકો.'** આ કારણોસર જ નકશબંદ લકબ વડે મશહુર એવા અમારા સરદાર અને કિબ્લા શૈખે અજલ શૈખ બહાઉદ્દીનશાહ(કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ)ફરમાવ્યા કરતાં હતાં કે, 'મેં અલ્લાહત્આલા તરફના તમામ તરીકાઓ પૈકી સૌથી નીકટનો તરીકો મેળવ્યો છે, કારણકે તેમાં નફસની વધુ મુખાલીફત છે.'

બાકી રહયો આ તરીકામાં શરીઅતનું અનુસરણ વધુ હોવાનો મામલો. તો એક એવી વાત છે કે જે કોઇ ઇન્સાફ પસંદ વિચારસરણી ધરાવનાર અને મશાઇખોંના તરીકાઓ પર ખુબ ચિંતન-મનન કરનાર આદમી પર છુપું નથી. તદુપરાંત મેં મારા કેટલાક રિસાલાઓ(પુસ્તીકાઓ)માં પણ તેની ઘણી છણાંવટ રજુ કરેલ છે. અલ્લાહ ત્આલાજ હકીકતેહાલને વધુ જાણનારો છે, મારા માટે કાફી છે તેમજ સૌથી વધુ કારસાઝ છે.

**વસલ્લલ્લાહો ત્આલા અલા સૈયેદના મોહંમદીવ્વ આલેહી અલ્હાબેહી વસલ્લમ વ બારીક વકર્રમ વસ્સલામો અલા મનીત્તબઅલ્હુદા.** (દફતર-૩, મકતુબ નં.૯)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મકતુબ શરીફમાં આરેફીનના કુતુબ, વિલાયતે મોહંમદીય્યાહની બુર્હાન, શરીઅતે મુસ્તફવીય્યાહની દલીલ અને હુજ્જત અમારા શૈખ, શૈખ અહેમદ ફારૂકી નકશબંદી (રદીયલ્લાહ ત્આલા અન્હો)એ આયતે કરીમા **''માઆતા કોમુર્રસુલો ફખોઝુહો...''**ની બારીક છણાંવટ અને તફસીર

રજુ કરી છે,તેમજ તકવા અને શરીઅતના અહેકામોની એહમીયતના સંદર્ભમાં આ મહાન નકશબંદી તરીકાની ખુબીઓ રજુ કરી છે.

મઝકુર આયાતે પાક બે હીસ્સામાં વહેચાયેલી છે. પ્રથમ હીસ્સો ''**માઆતાકોમુર્રસુલો....**''(અર્થાત્ઃ-રસુલ જે કંઇ આપે તે લઇ લ્યો.) છે, જેમાં અવામીર એટલેકે નેક કાર્યોનો હુકમ છે;અને બીજો હીસ્સો ''**વ મા નહા કુમ અન્હો ફન્તહુ વત્તકુલ્લાહ...**''(અર્થાત્ઃ-જેનાથી રોકે તેનાથી રોકાઇ જાવ અને અલ્લાહથી ડરો.)છે, જેમાં નવાહી એટલેકે બુરાઇથી રોકાઇ જવાનો અને અલ્લાહથી ડરવાનો હુકમ છે. આમ તકવાના પણ બે હીસ્સા સાબીત થયા (૧)અવામીર (૨)નવાહી.

તકવાના આ બે હીસ્સા પૈકી બીજો હીસ્સો એટલેકે નવાહીનું વધુ મહત્ત્વ છે, બલ્કે એજ તકવાની જડ છે. તકવાનો અર્થ પણ અલ્લાહથી ડરવું એવો થાય છે; તો નવાહી એટલેકે દરેક પ્રકારની બુરાઇથી,દરેક પ્રકારની નિષેધાત્મક કાર્યોથી રોકાઇ જવું અને મનેચ્છાની પયરવીથી બચવું તેનું નામજ તકવો કે અલ્લાહથી ડરવું છે, જેની અંદર નવામીર એટલેકે નેકકાર્યોનો આદેશ પણ સમાયેલો છે. નવાહી નફસ માટે સૌથી વધુ ભારે છે કારણકે તેમાં નફસની સૌથી વધુ મુખાલીફત છે અને જેમાં નફસની મુખાલીફત વધુ હોય તેનો ફાયદો પણ સૌથી વધુ હોય છે.માત્ર અવામીરના પાલનથી તકવો હાંસીલ થતો નથી, કારણકે ફાસીક અને ફાજીર પણ નેક કાર્યો કરી લેછે, તેમજ અવામીરના પાલનમાં ઘણીવાર નફસને લીઝઝત હાંસીલ થાય છે. આમ અવામીરના પાલનમાં ક્યારેક નફસ અને શૈતાન બંનેના ધોખાઓ અને પ્રપંચોનો ભય રહે છે, જ્યારે નવાહીના પાલનથી શૈતાન ઊભી પુંછડીએ ભાગે છે આ રીતે નવાહીના પાલનમાં નફસ કે શૈતાનની દખલગીરી હોતી નથી,માટે જ નવાહી એ તકવાની જડ છે અને આ ગુનાહોથી અને મનેચ્છાઓની પયરવીથી બચવાનું નામ જ તકવો એટલેકે અલ્લાહથી ડરવું છે.કારણકે નફસ મુળભુત રીતે અલ્લાહ ત્આલાની દુશ્મની પર ઊભો છે માટે જ તેની ઉપર શરીઅતના બંધનો અને સુન્નતોરૂપી કષ્ટો લાદવામાં આવ્યા છે કે જેના વડે આ દુશ્મનને ઝેર કરી શકાય.

એ વાત યાદ રાખશો કે આ શરીઅતરૂપી બંધનો અને સુન્નતોરૂપી કષ્ટોથી વધીને નફસ માટે એકપણ મુજાહેદો કે રિયાઝતો ભારે નથી,કારણકે શરીઅત અને સુન્નતની વિરુદ્ધ જેટલા પણ મુજાહેદાઓ કે રિયાઝતો છે તેમાં નફસની લીઝઝત જરૂર રહેલી છે જ્યારે શરીઅત અને સુન્નતોરૂપી બંધનો





અને કષ્ટી તેના માટે કડવી દવા છે. અને તેના વડે જ નફસ તઝકીયા (પાકીઝગી) હાંસીલ કરી શકે છે; આ સિવાયના કોઇપણ મુજાહેદા કે રિયાઝત થકી નફસ વધુ તાકતવર બને છે, કારણકે તેમાં તેની લીઝઝત છે.

ઉપરોક્ત ચર્ચાથી એક બીજીવાત એ પણ સાબીત થઇ કે મશાઇખોંના તરીકાઓ પૈકી જે તરીકામાં શરીઅત અને સુન્નતનું અનુસરણ વધુ હશે તે અલ્લાહ ત્આલાની તરફ જવાનો સૌથી નિકટનો માર્ગ હશે; કારણકે તેમાં જ નફસની સૌથી વધુ મુખાલીફત છે. અને ખરેખર આવો તરીકો એ માત્ર 'નકશબંદી તરીકો' છે, કારણકે આ નકશબંદી તરીકાના બુઝુર્ગોએ સુફીયાએ કિરામના અન્ય તરીકાઓમાં પ્રચલીત ઝીક્રેજહર, સીમાઅ્,રક્સ, વજદ, તવાજુદ વગેરે કે જે હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) અને ખુલ્ફાએ રાશેદીન(રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન)ના યુગમાં ન હતાં, તેની ઉપર ચોકડી મારી દીધી છે અને દરેક મામલામાં શરીઅતે પાક અને સુન્નતે રસુલ (સલ્લલ્લાહોઅલયહે વસલ્લમ)ને જ અગ્રતા આપેલ છે. બલ્કે લાઝીમ અને વાજીબ કરાર દીધેલ છે, આ અનુસંધાને જ શાહે નકશબંદ ઇમામુત્તરીકા હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ અલ્બુખારી અલ્ઉવૈશી (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ ફરમાવ્યું છેકે,' મેં અલ્લાહત્આલા તરફ જનાર બધા તરીકાઓમાં સૌથી નીકટનો તરીકો હાંસીલ કર્યો છે.' કારણ કે તેમાં નફસની સૌથી વધુ મુખાલીફત છે, એટલે કે તેમાં નફસની બિમારીનું ઉત્તમ તીર્યાક (અકસીર) છુપાયેલું છે.

આમ, આ મકતુબશરીફમાં તકવાની વ્યાખ્યા અને ફઝીલત રજુ કરીને તેના સંદર્ભમાં આ મહાન નકશબંદી તરીકાની ખુબીઓને રજુ કરી છે. જે કોઇપણ ઇન્સાફપસંદ વિચારસરણી ધરાવનાર તેમજ મશાઇખોંના તરીકાઓ પર સંશોધન તેમજ ચિંતન-મનન કરનાર વ્યક્તિ સાહજીક રીતે જ સ્વીકારી લેશે. અને કદાપી તેનો ઇન્કાર નહીં કરે. પરંતુ આ જેના દીલોમાં બિમારીના જંતુઓ ચોટેલાં છે અને જેને કેટલાક ખાટાસ્વાદીયાઓએ ફેલાવેલું વાઇરલ-ઇન્ફેક્શન(હવામાં ફેલાયેલ બિમારીનો ચેપ) લાગી ચુક્યું છે તેના માટે આવાત સ્વીકારવી મુશ્કેલ છે. બલ્કે શક્ય તો એ છે કે આ તરીકાની ખુબીઓ સાંભળીને તેનું વાઇરલ ઇન્ફેક્શન વધુ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે. કારણકે કુર્આનેપાક તેને સમર્થન આપી રહયું છે. ''**ફી કોલુબેહીમ મરદુન ફઝાદ હોમલુલ્લાહો મરદા.**'' (અર્થાત્ઃ- તેઓના દીલમાં (આ) બિમારીઓ

હતી જ અલ્લાહ ત્આલાએ તેઓની આ બિમારોમાં વધારો કરી દીધો.)

અલ્લાહ ત્આલા આપણને આ પ્રકારના મર્ઝે કલ્બી(દીલની બિમારીઓ) અને આ ઝડપથી ફેલાય રહેલ વાઈરલ ઈન્ફેકશનથી પોતાની પનાહમાં રાખે. **આમીન...**

★

## મકતુબ શરીફ નં. ૨૩

**-: પ્રતિ :-**

**હઝરત કાઝી મુસા શોકીન**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

એકાગ્રતાવાળાઓની સોહબત અપનાવવા અને શરીઅતના અનુસરણ માટે ઉત્સાહ જાગૃત કરવાના સંદર્ભમાં..

**-: વિગતો :-**

હમ્દો સલાત અને દુઆ પછી અર્ઝ એ છેકે અમારા ઈલાકાના ફુકરાઓ (મુરીદો, તાલીબો વગેરે) ના હાલતો ઘણા પ્રસન્નીય છે. દુર્વેશ રહેમ અલી સાથે મોકલેલ આપનો પત્ર મળી ગયો ઘણી ખુશી હાંસીલ થઈ અલ્લાહ ત્આલા આપ સર્વને સલામતી તેમજ ઈસ્તેકામત નસીબ ફરમાવે આપે નસીહતોની માંગણી કરી હતી.

મારા મખ્દુમ! નસીહત તો એકમાત્ર દીન તેમજ સૈયદુલ્મુરસલીન (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તાબેદારી છે. કહેવાનો હેતું એ છે કે, તાબેદારીના અનેક પ્રકારો છે. જે પૈકી એક પ્રકાર શરીઅતના આદેશોનું પાલન કરવું છે. તેમજ અન્ય પ્રકારોની વિસ્તૃત ચર્ચા ફકીરે અમુક ચાહકોંને લખેલાં એકપત્રમાં કરી છે. ઈન્શાઅલ્લાહ.. હું તેઓને કહીશ કે તેની એક નકલ તમને મોકલી દે.

ટુંકમાં વાત એ છે કે આ તરીકામાં (નકશબંદી તરીકામાં) ફાયદાની અરસ-પરસ આપેલનો આધાર સોહબત પર છે. માત્ર લખવું અને કહેવું જ પર્યાપ્ત નથી. ખ્વાજા નકશબંદે (કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ) ફરમાવ્યું છેકે, 'અમારો તરીકો સોહબત છે, જેમકે સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલહીમ અજમઈન) ખૈરૂલબશર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની સોહબતના કારણેજ ઉમ્મતના તમામ ઔલીયાઓથી અફઝલ છે.' કે ઉમ્મતનો એકપણ વલી એકપણ સહાબીના મર્તબા સુધી કદાપી પહોંચી





શકતો નથી ભલેને પછી તે હઝરત ઉવૈશે કરની (રદીયલ્લાહોત્આલા અન્હો) જ કેમ ન હોય. અંતમાં બિરાદરોને ઈમાનની સલામતી માટે દુઆની દરખાશ્ત છે.

હે અમારા પરવરદીગાર, અમને પોતાની બારગાહથી રહેમત અતા ફરમાવ અને અમારા મામલાઓમાં ભલાઈ પૈદા ફરમાવ.

રહેમઅલીએ પોતે જ પોતાની હાલતો તબ્દીલ કરી લીધી છે અને સ્વમેળે જ સુધારણાં તરફ પલટ્યો છે અલ્લાહત્આલા તેને ઈસ્તેકામત અતા ફરમાવે...**વસ્સલામ** (દફતર -૩, મકતુબ નં. ૬૯)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મકતુબશરીફમાં સરકારે ઈમામે રબ્બાની (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) એ નકશબંદી તરીકામાં સોહબતની અગત્યતા સમજાવી છે. આપ લખે છેકે, ફાયદાની અરસ-પરસ આપ લે આધાર સોહબત પર છે. માત્ર કહેવાથી કે લખવાથી કશું જ વળતું નથી કારણકે આ તરીકામાં સાહબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન)ના તરીકા મુજબ 'ઇન્એકાસી' (પ્રતિબીંબરૂપ)ફૈઝ અને 'ઇન્સિબાગી' (જેવા સંગ તેવો રંગ) અકસ મુરીદના દીલમાં નાંખવામાં આવે છે. અને પોતાના રંગમાં રંગી દેવામાં આવે છે. સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન)ને હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પાક સોહબત વડે આ જ રીતે 'ઇન્એકાસી' અને 'ઇન્સેબાગી' ફૈઝ હાંસીલ થતો હતો જેના કારણે તેઓ હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના રંગમાં રંગાઈ ગયા હતા; જે 'રાબ્તાહ'નો તરીકો છે. અને તરીકો આજેપણ આ મહાન નકશબંદી ખાનદાનના સીના-બ-સીના પહોંચેલો છે માટે જ આ તરીકાના અકાબીરોએ આ તરીકાને હુબહુ સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઈન)નો તરીકો કહયો છે; જેવી રીતે હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) એક હદીષેપાકમાં ફરમાવ્યું છેકે, 'જે કંઈ અલ્લાહ ત્આલાએ મારા સીનામાં નાખ્યું છે તે બધું જ મેં સીદ્દીકે અકબરના સીનામાં નાંખી દીધું આ જ તરીકો નકશબંદીઓમાં પણ છે.'

માટે જ આ મહાન નકશબંદી તરીકાના બુઝુર્ગો તાલીબને પોતાની પ્રથમ સોહબતમાં એટલું બધું અર્પણ કરી દે કે જે અન્ય તરીકાઓમાં વરસોના મુજાહેદાઓ પછી પણ હાંસીલ થઈ શકતું નથી; જે આ ઇન્એકાસી અને

ઇન્સિબાગી નિસ્બતના ફૈઝના કારણે જ છે.

તદુપરાંત મકતુબ શરીફમાં આપે નસીહતરૂપે માત્ર બે જ વાતો કહી છે (૧) દીનની તાબેદારી કરો એટલેકે શરીઅતનું અનુસરણ કરો અને (૨) સૈયદુલ્મુરસલીન (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તાબેદારી કરો એટલેકે સુન્નતોની પયરવી કરો. આ બંને વાતો તમામ નસીહતોનો નિચોડ છે કારણકે આ બંને બાબતો 'તઝકીયાએ નફસ' અને 'તસ્ફીયાએ કલ્બ'ની ચાવી છે; એ સિવાયની બધી જ વાતો વ્યર્થ છે.

★

## મકતુબ શરીફ નં. ૨૪

**-: પ્રતિ :-**

**હઝરત ખ્વાજા મોહંમદ કાસીમ બદખ્શી**

(કુદ્દસ્સીર્રહુ)

**-: વિષય :-**

કેટલીક નસીહતો અને ચેતવણીઓ આપવાના સંદર્ભમાં.....

**-: વિગતો :-**

**બિસ્મીલ્લા હીર્રહમાની ર્રહીમ.**

હમ્દો સલાત તેમજ તબ્લીગોદાઅ્વાત પછીઅર્ઝ કરું છુંકે, એ વાત પર અલ્લાહત્આલા ની હમ્દ અને તેના એહસાન છે કે આ ભાઇના (ખ્વાજા મોહંમદ કાસીમના) શબ્દો તથા વાણીમાંથી તલબનો ઉમળકો પ્રગટી રહયો છે. અને એકાગ્રતાની ખુશ્બુ આવી રહી છે. બેશક આ દૌલત સોહબતની નીકટતાની અસરરૂપે છે વ્યર્થકાર્યોની ગીરફતારીએ તમને છોડયા નહીં કે એક અઠવાડીયા માટે પણ સોહબતમાં રહો શું ખબર કદાચ (બધા મળીને કુલ) તમારી સોહબતના દશદીવસ માંડ હોય તો ? ખુદાએ જલ્લે સુલ્તાનહુથી શરમ કરવી જોઇએ કે હજારોમાંથી માત્ર એક દીવસ પણ ખુદાએ અઝઝવજલ્લ માટે ફાળવી શકતા નથી અને વ્યર્થ સંબંધોથી પોતાને એક દીવસ માટે અળગા રાખી શકતા નથી. તમારી ઉપર હુજ્જત (દલીલ) પુર્ણ થઇ ચુકી છે; તેમજ તમે ખુદ પણ તમારા વજદાન (રૂહાની જુસ્સા) થકી એ વાત જાણી ચુકયા છો કે આ સોહબતની એક ઘડી રિયાઝતો - મુજાહેદાઓના ચિલ્લાઓ કરતાં બહેતર છે, છતાં પણ આ સોહબતથી દુર ભાગી રહયા છો તથા વ્યર્થ યુક્તિઓ અને બહાનાઓ થકી ખુદને પોતાનાથી દુર રાખી રહયા છો. તમારૂં કાબેલીયતરૂપી મોતી તો ઘણું જ અમુલ્ય છે, પરંતુ તે જો





કુવ્વત (તાકત) માંથી કાર્યમાં રૂપાંતર ન પામે તો તેનો શું ફાયદો? તમારી યોગ્યતા ઘણી ઊંચી છે, પરંતુ હીમ્મત ઘણી કમઝોર છે. બાળકોની જેમ અમુલ્ય મોતીઓને છોડીને મામુલી પથ્થરના ટુકડાઓ પર ખુશ થઇ રહયા છો.

**'બ વકત સુબ્હ શુદ હમ ચુ રોઝ માઅ્લુત,**
**કે બા કે બાખ્તા ઇશ્ક દર શબે દીજુર.'**

(અર્થાત્ઃ- તને સવારે પ્રકાશીત દીવસની જેમ ખબર પડી જશે કે અંધારી રાતમાં તું કોની સાથે પ્રેમગોષ્ઠિ કરી રહયો હતો.)

હજું પણ કશું બગડી ગયું નથી. પોતાના અસલ કાર્યની ચિંતા કરવી જોઇએ. અને આ તરીકતના કાર્યનો ઉત્તમ મુસદ્દો જમીય્યતવાળોઓ (એકાગ્રતાવાળાઓ) ની સોહબત છે. અને જો આ પ્રાપ્ય ન હોય તો પોતાનો સમય કોઇ સાહેબે દૌલત વડે શીખેલાં ઝીક્રમાં વીતાવવો જોઇએ. ઝીક્રની ખિલાફ જે કંઇ છે, તેનાથી બચવું જોઇએ. શરીઅતેપાકના હલાલ અને હરામમાં ઘણું સાવચેતી પુર્વક વર્તવું જોઇએ; આ બાબતે કયારેય આળસ ન કરવી જોઇએ. નમાઝ બા જમાઅત પાબંદીથી અદા કરી અને તેના અરકાનોની અદાયગીમાં ખુબ પ્રયત્નો કરો તેમજ એ વાતનું ધ્યાન રાખો કે નમાઝ તેના મુસ્તહબ સમયમાં અદા કરવામાં આવે.

**રબ્બના અત્મીમ્લના નુરના વગ્ફીરલ્ના ઇન્નક અલા કુલ્લે શયઇન કદીર.** (દફતર-૨, હી. ૧, મકતુબ નં.૪૭)

**-: સમજુતી :-**

મઝકુર મકતુબ શરીફમાં ખાઝીનુર્રમતે રબ્બાની, મુઝય્યીનુલ્અત્વારે નકશબંદીય્યાહ, શૈખુલ્ઇસ્લામ વલ્મુસ્લેમીન, શૈખ અહેમદ ફારૂકી, અલ્કાબુલી, અલ્સરહિંદી (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) એ સોહબતની અગત્યતા તેમજ વ્યર્થ સંબંધો અને વ્યર્થ કાર્યોની ખરાબીઓને બયાન ફરમાવી છે. ઘણીવાર ઇન્સાનની અંદર ભરપુર ખુબીઓ અને કાબેલીયતો ભરેલી હોય છે. પોતે ખુદ એક ખઝાનો હોય છે. પરંતુ અયોગ્ય અને નાકીસ લોકોની સોહબત તેમજ જરૂરી કામોને છોડીને વ્યર્થકાર્યોની મશ્ગુલીયત તેના કાબેલીયતરૂપી કિંમતી ગૌહરનો વિનાશ નોતરે છે. કારણકે હદીષેપાકમાં આવ્યુ છે કે, 'બંદાનું વ્યર્થ કામોમાં વ્યસ્ત થવું અલ્લાહત્આલાની નારાઝગીની સૌથી મોટી નિશાની છે. અહીં ચિંતન-મનનની જરૂરત છેકે વ્યર્થકાર્યો એટલી શું અને જરૂરી કાર્યો કોને કહેવાય ? જ્યાં સુધી આ બે વાતોને તે સમજી નહીં

લે ત્યાં સુધી તે વ્યર્થ કાર્યોથી બચી શકશે નહીં. ઈન્સાનને વ્યર્થકાર્યોમાં મશ્ગુલ કરવાના પ્રયત્નોમાં જ શૈતાન હંમેશા રચ્યો-પચ્યો રહે છે; કારણકે ઈન્સાનને ફસાવવાનો આ તેનો સૌથી મોટો દાવ છે. વ્યર્થકાર્યોને તે ઈન્સાન સામે હંમેશા નેકીરૂપે પેશ કરે છે અને તેના થકી તેને પોતાના દાવમાં ફસાવીને અલ્લાહની નારાઝગીના કાર્યોમાં મશ્ગુલ કરી દે છે. બુઝુર્ગોનું ફરમાન છેકે, 'શૈતાન જ્યારે નેકીના માર્ગેથી સામે આવે છે ત્યારે તનાથી બચવું ખુબજ મુશ્કેલ છે.' કિતાબ 'તલ્બીસે ઈબ્લીસ' માં હઝરત ઈમામ અબ્દુર્રેહમાન ઈબ્ને જૌઝી (રહેમતુલ્લાહ અલયહે) એ હઝરત હસન બીન સાલેહ (રહેમતુલ્લાહ અલયહે) નો આ કૌલ નકલ કર્યો છે કે, 'શૈતાન આદમીઓ માટે નેકીઓના નવ્વાણુ (૯૯) દરવાઝા ખોલી દે છે જેનાથી (તેનો) મકસદ એક બુરાઈનો દરવાઝો હોય છે. એટલેકે છેવટે તો તે બુરાઈ કરાવીને જ જંપશે.'

સારાંશ એ જ છેકે, એક તાલીબ અને મુરીદ માટે જરૂરી છે કે, તે પોતાનો વધુમાં વધુ સમય પીરો મુર્શીદની સોહબતમાં વિતાવે કારણકે આ સમય જ તેણે અલ્લાહ માટે ફાળવેલો સમય છે. ઈન્સાનની ઝીંદગીના હજારો દીવસમાંથીજો તે અલ્લાહ માટે થોડાક દીવસ પણ કાઢી ન શકે તો તે ઘણું શરમજનક કહેવાય. ખાસ કરીને આ નકશબંદી તરીકામાં સોહબતનું ખુબજ મહત્ત્વ છે કારણકે હું આગળ એક પત્ર મુબારકની સમજુતી પેટે લખી ચુકયો છું કે, આ બુઝુર્ગોનો ફૈઝ ઈન્એકાસી (પ્રતિબીંબરૂપ) અને ઈન્સિબાગી (જેવો સંગ તેવો રંગ) ખુબી ધરાવે છે માટે તેઓ પોતાના તાલીબોને એક ઘડીની સોહબતમાં એટલું બધું અતા કરી દે છે કે જે રિયાઝતો-મુજાહેદાઓના હઝારો ચિલ્લા થકી પણ હાંસીલ થતું નથી; માટે તાલીબ માટે સૌથી જરૂરી કાર્ય આ જ છે. સોહબતમાં એક વાતની તાકેદારી જરૂર રાખે કે અયોગ્ય તથા નાકીસપીરની સોહબતથી બચે, નહીંતર તેની ખરાબીઓ તાલીબની દીલરૂપી જમીનની ફળદ્રુપતાનો વિનાશ નોતરશે.

અને જયાં સુધી કોઈ કામીલ-મુકમ્મીલ પીરો મુર્શીદની સોહબત હાંસીલ ન થાય ત્યાં સુધી કોઈ સાહેબે દૌલત વડે શીખેલ ઝીક્રમાં મશ્ગુલ રહે; તેમજ પોતાનો સમય શરીઅત અને સુન્નતની પયરવીમાં વીતાવે.

★

## મકતુબ શરીફ નં. ૨૫

**પ્રતિઃ**

**હઝરત સૈયદ હુસૈન માણેકપુરી**





(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

આ મહાન નકશબંદી તરીકાની કેટલીક ખાસ વિશેષતાઓ તેમજ ખુબીઓની ચર્ચા તથા તેને લગતી અન્ય બાબતોના બયાન પેટે.....

**-: વિગતો :-**

**''અલ્હમ્દીલીલ્લાહે રબ્બીલ્આલમીન વસ્સલાતો વસ્સલામો અલા સૈયેદિલ્મુરસલીન વ આલેહીત્તાહેરીન વ અલયહીમ અજમઈન.''**

મારા વ્હાલા ભાઈ ! સિયાદત પનાહ મીર સૈયદ હુસૈન (ઉમ્મીદ છેકે) આ દુર રહેલાઓને ભુલી નહી ગયા હોય તેમજ મશાઈખોંની તમામ રીતોથી અનેક રીતે ચઢિયાતા એવા આ મહાન (નકશબંદી) તરીકાના આદાબોને હાથથી જવા દીધાં નહીં હોય. જો કે આપને (રૂબરૂ) મુલાકાતની ફુરસદ ઓછી મળે છે માટે મતલબને દ્રષ્ટી સમક્ષ રાખીને આ મહાન તરીકાની અમુક ફઝીલતો તથા કમાલાતોને ઉચ્ચ પ્રકારના ઉલુમો અને બારીક ભેદો (મઆરીફો) ના સંદર્ભમાં લખી રહયો છું.

જો કે હું જાણું છું કે આ પ્રકારના ઉલુમો તથા મઆરીફોને (સમજવું) શ્રોતાઓની સમજશક્તિથી પર છે, છતાંપણ તેને બયાન કરવા પાછળ બે કારણો છે. (૧) એક એ છે કે શ્રોતામાં આ પ્રકારના ઉલુમો સમજવાની યોગ્યતા ચોકકસ રહેલી છે; જો કે વાસ્તવમાં તેઓને આ વાત ઘણી દુરની લાગી રહી હોય અને (૨) બીજું એ છે કે આમતો જાહેરી દષ્ટીએ શ્રોતાગણ નિશ્ચિત છે પરંતુ ખરેખર શ્રોતા એ છેકે જે આ મામલાઓથી માહીતગાર છે, કારણકે **''અસ્સયફો લીદ્દારેબ''** (અર્થાત્:- તલવાર મારવાવાળા માટે હોય છે.) આ કહેવત મશહુર છે.

હે ભાઈ ! આ મહાન તરીકાના અગ્રેસર હઝરત સીદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો) છે, જેઓ તમામ અંબિયા (અલયહીમુસ્સલાતો વસ્સલામ) પછી સર્વાનુમતે તમામ આદમની ઔલાદ માં સર્વશ્રેષ્ઠ છે, માટે જ આ બુઝુર્ગવારોની ઈબારતોમાં આવ્યું છેકે, 'અમારી નિસ્બત તમામ નિસ્બતોથી સર્વશ્રેષ્ઠ છે.' કારણકે તેઓની નિસ્બત કે જે ખાસ પ્રકારનો હુઝુર કે આગાહી છે. જે અસલમાં તો હઝરત સીદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો) ની જ નિસ્બત અને હુઝુર છે કે જે તમામ અગાહીઓથી ચઢિયાતી છે. અને આ તરીકાનો આરંભ તેઓના અંતમાં સમાયેલો છે.

હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) એ ફરમાવ્યું છેકે, 'અમે અંતને આરંભમાં દાખલ કરીએ છીએ.'

**''કયાસ કુન ઝે ગુલીસ્તાને મન બહારે મોરા.''**

(અર્થાત્ઃ- મારા બાગથી મારી વસંતનું અનુમાન કરી લે.)

જો કોઇ પુછે કે જ્યારે બીજાઓનો અંત તેઓના આરંભમાં દાખલ થયેલો છે તો પછી તેઓનો(પોતાનો) અંત શું હશે? તેમજ બીજાઓનો અંત 'વસ્લે બહકક' (હકનો મેળાપ) છે, તો પછી તેઓને હકથી આગળ કયાં સુધી સયર પ્રાપ્ત હશે ? જો કે **''લયસ વરાઉલ્ઉબ્બાદાને કરીયતુન''** (અર્થાત્ઃ- ઉબ્બાદાન(આંદામાન) ટાપુઓથી આગળ કોઇ ગામ નથી) એ કહેવત મશહુર છે; તો હું તેના પ્રત્ત્યુતરમાં કહું છુંકે,

આ તરીકાનો અંત 'વસ્લે ઉર્યાની' (ખુલ્લો મેળાપ)છે, જેની પ્રાપ્તીની નિશાની એ મતલુબની પ્રાપ્તીની નાઉમ્મીદ થઇ જવું છે. બસ આના ઉપરથી જ સમજી લ્યો કારણકે, અમારો કલામ એવો ઈશારાયુકત(સંકેતાત્મક)છે કે જેને ખાસ જ નહીં, પરંતુ ખાસુલ્ખાસ પૈકી પણ ખુબ જ ઓછા લોકો સમજી શકે છે. અને આ મહાન દૌલતની પ્રાપ્તીની નિશાની મેં અહીં એટલા માટે બયાન કરી છેકે આ સમુહ (નકશબંદી સમુહ) પૈકી અમુકે(લોકોએ) 'વસ્લે ઉર્યાની'(ની પ્રાપ્તી)નો દાવો કર્યો છે અને મતલુબની પ્રાપ્તીની નિશાની પેટે તેઓ નાઉમ્મીદી નો દાવો કરી રહયા છે જે પૈકી એક જમાઅત કે જે વસ્લનો દાવો કરીરહી છે તેમજ યાસ ને મેહરૂમી સમજી રહી છે અને બીજો સમુહ કે જેઓ નાઉમ્મીદીના દાવેદાર છે અને વસ્લને અયન જુદાઇ જાણી રહયો છે, પરંતુ આ બંને દૌલતોનું એકઠું થવું તેઓની સામે રજુ કરવામાં આવે તો એ વાતનો ડર છેકે તેઓ એ વિરોધી બાબતો એકઠી થયેલી કહેવા લાગે. અને તેને અસંભવીત બાબતો ગણવા લાગે. (તેઓની) આવી માન્યતાનું કારણ આ ઉચ્ચ મર્તબા સુધી (વસ્લે ઉર્યાની સુધી) નહીં પહોંચવાની જ નિશાનીરૂપે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે આ મહાન મકામનું એક કિરણ તેઓના (આ દાવેદાર ના)બાતીનમાં ચમકયું છે, જેને અમુકે વસ્લ સમજી લીધું છે જ્યારે કેટલાકે ના-ઉમ્મીદી. આ પ્રકારના તફાવતો ઉદ્‌ભવવાનું કારણ દરેક સમુહના લોકોની અલગ-અલગ કાબેલીયાતો છે. જે પૈકી એક ગિરોહની કાબેલીયત મુજબ વસ્લ છે, તો બીજાની કાબેલીયત મુજબ ના-ઉમ્મીદી છે.





આ ફકીરની નિકટ તો 'વસ્લ'ની કાબેલીયત કરતાં 'યાસ'ની કાબેલીયત વધુ સારી છે, છતાંપણ વસ્લ અને યાસ અરસ-પરસ જરૂરી પણ છે.(મારા) આ જવાબથી બીજા અન્ય વાધાંઓનું સ્પષ્ટીકરણ થઇ ગયું;કારણકે વસ્લે મુત્લક (પુર્ણ મેળાપ) અને વસ્લે ઉર્યા(ખુલ્લો મેળાપ) આ બંને અલગ-અલગ છે અને તેની વચ્ચે મોટો તફાવત છે. અહીં 'વસ્લે ઉર્યા' થી અમારી મુરાદ એ છેકે તમામ પડદાઓ ઊંચકાઇ જાય અને તમામ અડચણો હટી જાય. કારણકે આ (વચ્ચે આવતો) વિવિધ પ્રકારની તજલ્લીઓ તથા વિવિધ પ્રકારના ઝહુરાતો (અન્વારોરૂપે જાહેર થતી બાબતો) ખુદ પોતે પણ મોટા પડદાઓરૂપે જ છે; માટે આ તમામ પ્રકારની તજલ્લીઓ તેમજ ઝહુરાતોથી પાર ઉતરીને આગળ વધવું જરૂરી છે, પછી આ તજલ્લી ચારે ઈમ્કાની આયનારૂપે હોયકે પછી વજુબી મઝહરો પૈકી હોય; કારણકે હિજાબ (પડદા)રૂપે એ બંને બરાબર છે; જો બંને વચ્ચે કોઇ તફાવત હોય તો માત્ર બુઝુર્ગી અને રૂત્બાનો છે;જે વાત તાલીબ સમજી શકતો નથી.

હવે જો કોઇ એવું પુછે કે, ઉપરોકત ચર્ચાથી તો તજલ્લીઓનો અંત સાબીત થઇ રહયો છે; જો કે મશાઇખેં તરીકતે તો તજલ્લીઓને અનંત કહી છે. તો તેનો જવાબ એ છેકે, તજલ્લીઓનું અનંત હોવાનું (તેઓએ)એ દૃષ્ટિએ કહયું છેકે,અસ્મા અને સફતોમાં વિસ્તૃત સયર હાંસીલ થાય. અને આ રીતે તો હઝરતે ઝાત (તજલ્લીએ ઝાતીય્યાહ) સુધી પહોંચી શકાતું નથી. કે ન તો 'વસ્લે ઉર્યા' હાંસીલ થાય છે, કારણકે હઝરતે ઝાત સુધી પહોંચવા માટે આ અસ્મા અને સિફાતોની સયર ટુંકમાં પાર કરવી પડે છે; અહીં આ રીતે વિચારતાં તજલ્લીઓનો અંત આવશે. પછી જો એવું કહેવામાં આવશે કે, ઝાતી તજલ્લીઓને પણ અનંત કહેવામાં આવી છે, જેમકે હઝરત મૌલાના જામી(કુદ્દસ્સીર્રહુ)એ 'લુમ્આત'માં વિવરણ કર્યું છે, તો પછી તજલ્લીઓનો અંત કંઇ રીતે કહી શકાય ? નો તેનો જવાબ છે કે, આ ઝાતી તજલ્લીઓ પણ શુયુન તથા એતેબારાત (ઝાતી તજલ્લીઓનું ઉદભવસ્થાન અને તેની વચ્ચેની હકીકતો)ના માધ્યમ વિના જાહેર થતી નથી, કારણકે આ પ્રકારના માધ્યમ વગર તજલ્લીઓનું જાહેર થવું અશકય છે. જ્યારે અમે જે અહીં જે બાબતનો ઉલ્લેખ કરી રહયા છીએ તે એક એવી બાબત છે તે તજલ્લીઓથી ઉચ્ચ પ્રકારની છે; પછી તે કોઇ પણ પ્રકારની તજલ્લી હોય સિફાતી હોય કે ઝાતી હોય, પરંતુ આ બાબત સાથે તેને સંબંધીત કરવી જાઇઝ નથી.(અહીં તજલ્લીની ચર્ચા અસ્થાને છે) એટલા માટે કે અહીં

તજલ્લીઓથી મુરાદ શુયુન ઉપરા-ઉપરી ક્રમશઃ બીજા, ત્રીજા કે ચોથા મર્તબામાં કે પછી આગળ જ્યાં સુધી અલ્લાહ ત્આલા ચાહે જાહેર થવું મુરાદ છે. જ્યારે અહીં તો તમામ મર્તબાઓ હટી ગયેલાં છે. અને તમામ અંતર પાર થઇ ચુક્યું છે.

અને જો કોઇ એવું પુછે કે, તો પછી આ તજલ્લીઓને ઝાતી શેના આધારે કહેવામાં આવે છે.? તો હું કહું છું કે, 'જો આ તજલ્લી કોઇ વિશેષ અર્થરૂપે અનુભવાય તો સીફાતી છે અને કોઇ વિશેષ અર્થ વગર અનુભવાય તો તજલ્લીએ ઝાતી છે.'એટલા માટે જ વહેદતરૂપી તજલ્લીનું જાહેર થવું તઅય્યુને અવ્વલના સ્વરૂપે હોવા છતાં કોઇ વિશેષ અર્થ ધરાવતું ન હોવાથી બુઝુર્ગોએ તેને તજલ્લીએ ઝાતી કહી છે. જ્યારે અહીં અમારો હેતું એ પવિત્ર ઝાતથી છેકે જેમાં કોઇપણ પ્રકારના અર્થઘટનની કદાપી ગુંજાઇશ નથી; પછી તે અર્થઘટન કોઇ પણ પ્રકારનું હોય કારણકે અહીં તમામ પ્રકારના અર્થઘટનો સંક્ષિપ્તમાં જ પાર થઇ ચુકયા છે અને અલ્લાહત્આલાની ઝાત સુધી વસ્લ પ્રાપ્ત થયું છે.

તેમજ એ પણ જાણી લ્યો કે અહીં વસ્લ પણ મતલુબ (અલ્લાહ ત્આલા)ની જેમ બેજોડ(બેચગું) છે અને એવો ઇત્તસાલ(વિસાલ)છે કે જેને અકકલ સમજી શકતી નથી,તેની અહીં ચર્ચા પણ નથી તેમજ તે આ પવિત્ર બારગાહને લાયક પણ નથી.કારણકે ચું (જેની જોડે હોય તેવું)નો બેચું(બેજોડ) તરફ કોઇ જ માર્ગ નથી. **''લા યહમેલો અતાયલ્મલેકે ઇલ્લા મતાયા''** (અર્થાત્ઃ- બાદશાહની ભેટસોગાદોનો બોજ તેના જ ઊંટ ઊઠાવી શકે છે.)

**'ઇત્તિસાલે બે તકય્યુફ બે કયાસ, હસ્ત રબ્બુન્નાસ રાબા જાને નાસ.'**

(અર્થાત્ઃ- અલ્લાહ ત્આલાનો લોકોની જાન સાથે બેકયફ(કયફ વિહીન) અને બે કયાસ(અનુપમ) મેળાપ છે.)

આ તરીકાએ આલીયાહ (નકશબંદીય્યાહ્)ના મશાઇખોં પૈકી કોઇએ પણ પોતાના અંત ની ખબર નથી આપી (બલ્કે)તમામે પોતાના આરંભ વિશે કહયું છેકે,અંત તેની અંદર જ દાખલ થયેલો છે. જ્યારે તેઓના આરંભમાં બીજાઓનો અંત મળેલો હોય તો તેઓના અંત પણ આરંભ જેવો જ હોવો જોઇએ અને તે એવો જ છે જેને જાહેર કરીને (મુજદ્દીદ સાહેબે) બીજાઓથી ભિન્નતા હાંસીલ કરી છે

**'અગર બાદશાહ બર દરે પીર જન,બયાદત તું અય ખ્વાજા સબલત મકુન.'**





(અર્થાત્ઃ- જો કોઇ વૃધ્ધસ્ત્રીના દર પર બાદશાહ પધારે તો તારે ગુસ્સમાં આવીને તારી દાઢી પીંખવી ન જોઇએ)

**લીલ્લાહે સુબ્હાનહુ અલ્હમ્દો વલ્મીનો અલા ઝાલેક** આવાત પર અલ્લાહ ત્આલાની હમ્દ અને તેના એહસાન છે

હે બિરાદર, આ તરીકા વડે તેમજ અન્ય તરીકાઓ વડે આ પ્રકારના અંત સુધી પહોંચનાર ખુબજ ઓછા છે, જો હું તેઓની સંખ્યા જાહેર કરું તો સંભવ છે કે નજદીકવાળાઓ દુર ભાગે જ્યારે જેઓ દુર જ છે તેઓના ઇન્કારથી તો કશી નવાઇ જ નથી. અને આ સર્વ કાંઇ હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના સદકામાં 'નિહાયતુન્નીહાયત' (અંતિમમાં અંતિમ ચરણ સુધી)સુધી કમાલે વિસાલ (પરીપુર્ણ મિલન)ની પ્રાપ્તીના કારણે છે.

તેમજ આ મહાન તરીકાની ખાસીયતો પૈકી એક 'સફર દર વતન' છે.જે 'સયરે અન્ફોસી'ના અર્થમાં છે જોકે આ સયરે અન્ફોસી મશાઇખોંના તમામ તરીકાઓમાં સાબીત છે, પરંતુ આ 'સયરે આફાકી' પાર કર્યા પછી અંતમાં હાંસીલ થાય છે. જયારે આ તરીકામાં તો શરૂઆત જ આ સયરથી થાય છે અને સયરે આફાકી તેની અંદર જ પાર થઇ જાય છે આમ તે સયરનો હેતું અહીં પ્રારંભમાં જ પ્રાપ્ત થઇ જાય છે જે આરંભનું અંતમાં દાખલ હોવાનું કારણ છે. અને બીજી ખાસીયત ખિલવત દર અંજુમન છે. જે સફર દર વતન પર આધારીત છે અને તેમાં સમાયેલી છે. જ્યારે સફર દર વતન પ્રાપ્ત થઇ જશે તો ખિલવત દર અંજુમન પણ તેની અંદર જ પ્રાપ્ત થઇ જાય છે. આ રીતે અંજુમનરૂપી જુદાઇ સફર દર વતનના ખિલવત ખાનામાં જુદાઇ નાંખી શકતી નથી. તેમજ આફાકરૂપી જુદાઇ અન્ફોસરૂપી મકાનમાં માર્ગ મેળવી શકતી નથી. જોકે આ ખિલવત દર અંજુમન બીજા તરીકામાં 'મુન્તહીઓ' (અંતમાં પહોંચનાર)ને પ્રાપ્ત થાય છે પરંતુ આ તરીકામાં તો શરૂઆતમાં જ પ્રાપ્ત થઇ જાય છે. માટે જ તે આ તરીકાની ખાસીયતો પૈકી છે.

તેમજ એ પણ જાણી લેવું જોઇએ કે, અહીં(આ તરીકામાં) ખિલવત દર અંજુમન એ રીતે હાંસીલ છે કે વતનરૂપી ખિલવતખાનાના દરવાઝાઓ બંધ કરેલા હોય છે અને તમામ છીદ્રો બંધ કરી લીધેલાં હોય તથા અંજુમન જુદાઇની હાલતમાં પણ કોઇની તરફ ધ્યાનીત ન હોય કે બોલનાર તેમજ સંબોધન કરનાર ન હોય તેમજ એ રીતે પણ નહીં કે આ(આ ખિલવતની પ્રાપ્તી) માટે તેને આંખો બંધ કરવી પડે અને અને જ્ઞાનેન્દ્રીયોને પ્રયત્નપુર્વક બેકાર કરવી પડે, કારણકે આ તમામ વાતો આ તરીકાની વિરૂદ્ધ છે.

હે ભાઇ ! આ તમામ પ્રયત્નો અને બહાનાઓ માત્ર આરંભ તથા મધ્યમાં જ છે. જ્યારે અંતમાં આ પ્રકારના પ્રયત્નોની જરૂર નથી. (અંતમાં તો) અયન જુદાઇની હાલતમાં એકાગ્રતા હોય છે અને ખુદથી ગાફીલ હોવાની હાલતમાં હાજર હોય છે. તેનાથી કોઇ એવું પણ ન વિચારે કે મુન્તહીઓમાં તો જુદાઇ અને મેળાપ બંને એકસમાન છે. પરંતુ અહીં (કહેવાનો હેતું) એ છે કે જુદાઇ અને મેળાપ તેની બાતીની એકાગ્રતા માટે એક સમાન છે તદુપરાંત જો તે (પોતાના) જાહેરને પણ બાતીન સાથે એકઠું કરીને અને જાહેરની જુદાઇને દુર હટાવી દે તો તે અતિઉત્તમ અને યોગ્ય છે.

અલ્લાહ ત્આલા પોતાના નબી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ને આદેશ આપતાં ફરમાવે છેકે, **''વઝકોરીસ્મ રબ્બેક વતબત્તલ એલયહે તબતીલા.''** (અર્થાત્ઃ- પોતાના પાલનહારના નામને યાદ કરો અને તમામથી તોડીને તેની સાથે જોડો.)

એ વાત પણ જાણી લ્યો કે ઘણીવાર જાહેરી જુદાઇ સિવાય છુટકારો હોતો નથી જેથી મખ્લુકનો હકો અદા થઇ શકે, આ રીતે જાહેરી જુદાઇ પણ કેટલીક વાર સારી હોય છે, પરંતુ બાતીની જુદાઇ ક્યારેય પણ જાઇઝ નથી, કારણકે તે માત્ર અને માત્ર અલ્લાહ માટે જ છે.

આમ, મુસલમાન બંદાના ત્રણ હીસ્સા ખુદાએ ત્આલા માટે નિશ્ચિત થયા. બાતીન પુરેપુરુ અને જાહેરનો એક અડધો ભાગ; જ્યારે જાહેરનો બીજો અડધો ભાગ મખ્લુકના હકકોની અદાયગી માટે બાકી રહયો છે; તેમજ જોકે આ (મખ્લુક)ના હકકોની અદાયગી પણ અલ્લાહ ત્આલાના હુકમોનું પાલન છે માટે આ બીજા અડધો ભાગ પણ છેવટે તો અલ્લાહ ત્આલા તરફ જ પલટાયેલો છે. **''એલયહે યરજેઉલ્અમ્રો કુલ્લોહુ ફઅ્બોદુહો વ તવક્કલ એલયહે વમા રબ્બોક બેગાફેલીન અમ્મા તાઅ્મલુન.''** (અર્થાત્ઃ- તમામ કાર્યો તેની તરફ જ પલટે છે માટે તેની જ ઇબાદત કરો અને તેની ઉપર જ ભરોસો કરો તેમજ તમારો પાલનહાર એ વાતથી ગાફીલ નથી જે તમે કરી રહયા છો.)

તથા આ તરીકામાં જઝબાહ, સુલુક ઉપર અગ્રતા ધરાવે છે; સયરની શરૂઆત તેમાં આલમે અમ્રથી થાય છે. જ્યારે મોટાભાગના અન્ય તરીકાઓમાં સયરની શરૂઆત ઉલ્ટી રીતે કે એટલેકે આલમે ખલ્કથી થાય છે; આ તરીકામાં સુલુકની મંઝીલો જઝબાહ્ના મર્તબાઓમાંજ પાર થઇ જાય છે. તેમજ આલમે ખલ્કની સયર આલમે અમ્રની અંદર હાંસીલ થઇ જાય છે, માટે આ સંદર્ભ





જો એવું કહેવામાં આવે કે આ તરીકામાં આરંભ અંતમાં દાખલ છે તો તેની ગુંજાઇશ ધરાવે છે, આથી જાણવા મળ્યુંકે આરંભની આ સયર આ તરીકામાં અંતની સયરમાં દાખલ છે એવું નહીં કે અંતથી આરંભ તરફ પાછો ફરે છે અને અંતની સયર કર્યા પછી આરંભની સયર કરે છે.

ઉપરોક્ત ચર્ચાથી એ વ્યક્તિનું મંતવ્ય કે જે એવું કહે છે કે , આ તરીકાનો અંત બીજા તરીકાના મશાઇખોંની શરૂઆત છે; જે ખોટું સાબીત થઇ રહયું છે.

અને જો કોઇ એવું કહે કે આ તરીકામાં અમુક મશાઇખોંના લખાણોમાં જે આવ્યું છેકે અસ્મા અને સિફાતોની સયર તેઓની નિસ્બત પુરી થયા પછી થાય છે, તો તેઓની આ વાત એ રીતે યોગ્ય સાબીત થઇ રહી છે કે તેઓનો અંત બીજાઓની શરૂઆતમાં છે, કારણકે અસ્મા અને સિફાતોની સયર, 'તજલ્લીયાતે ઝાતીય્યાહ્'ના મુકાબલામાં માત્ર શરૂઆત જ છે, તો હું તેના જવાબરૂપે કહું છુંકે તેઓની અસ્મા સિફાતોમાં સયર તજલ્લીયાતે ઝાતીય્યાહ્ની સયર પછી નથી બલ્કે આ તજલ્લીયાતે ઝાતીય્યાહ્ની સયરની અંદર જ આ (અસ્મા અને સિફાતોની) સયર પાર ઉતરી જાય છે.

કહેવાનો હેતુ એ છેકે જ્યારે કોઇ અવરોધાત્મક કારણસર આ અસ્મા અને સિફાતોની સયર પુનઃ પ્રગટ થાય છે, તો ઝાતી તજલ્લીયાતોની સયર તેની અંદર છુપાય જાય છે. ત્યારે એવું લાગે છેકે આ (ઝાતી તજલ્લીયાતોની) સયર ને પુર્ણ કરીને કોઇ અવરોધાત્મક કારણસર અસ્મા અને સિફાતોની સયરમાં પુનઃપ્રવેશ થયો છે, પરંતુ વાસ્તવમાં એવું નથી. હા, એક વાત જરૂર છેકે વિલાયતના દરજ્જાઓની સયર પુર્ણ કર્યા પછી મખ્લુકને હકત્આલા તરફ દાવત આપવા માટે આ આલમે ખલ્ક (દુનિયા) તરફ જે પાછા ફરવાનું બને છે (નુઝુલ થાય છે.) તો કદાચ તેઓએ આ પાછા ફરવાને તેઓનો અંત સમજીને ખુદાનો આરંભ કલ્પી લીધો હોય તો એ વાત શક્ય છે. પરંતુ ફકીર તેના વિશે શું કહે કે જ્યારે કે તેઓના મશાઇખો (નકશબંદી મશાઇખોં) અંતમાં જ આ પાછા ફરવાનું (રુજુઅ)નું સદ્ભાગ્ય ધરાવે છે. જ્યારે અહીં જે અંત અને આરંભની ચર્ચા કરી છે તે વિલાયતના અંતના અને આરંભની ચર્ચા છે. અને આ રુજુઅ થવાની સયર વિલાયતથી સંબંધીત નથી; બલ્કે દાવત અને તબ્લીગના મર્તબાના એક ભાગરૂપે છે. આ રીતે આ તરીકો સૌથી વધુ નિકટનો છે તેમજ બેશક મકસદ સુધી પહોંચાડનાર છે.

હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્હુ) એ ફરમાવ્યું છેકે, 'અમારો

તરીકો તમામ તરીકાઓથી સોથી વધુ નિકટનો છે.' અને ફરમાવ્યું કે, 'હકકત્આલાથી મેં એવા તરીકાની માંગણી કરી છે જે બેશક મુંસીલ (મેળાપ કરાવનાર) હોય.' અને આપની આ ઇલ્તિજા કબુલ થઇ ગઇ છે. માટે જ 'રશ્હાત'માં હઝરત ખ્વાજા એહરાર (કુદ્દસ્સીર્રહુ)નું કથન છેકે આ તરીકો શા માટે સૌથી વધુ નિકટનો અને મેળાપ કરાવનારો ન હોય જ્યારે કે બીજાઓનો અંત તેઓના આરંભમાં દાખલ થયેલો છે. એ વ્યક્તિ ખુબજ બદનસીબ છે કે જે આ તરીકામાં દાખલ થયો અને તેની ઉપર ઇસ્તિકામત (અડગતા) અપનાવ્યા વગર જ બે નસીબ ચાલ્યો ગયો.

**''ખુરશીદ ન મુજરીમ અર કશે બીના નેસ્ત.''**

(અર્થાત્:- જો કોઇ પોતે જ આંધળો હોય તો તેમાં સુરજનો શું વાંક ?)

હા, જો કોઇ તાલીબ કોઇ નાકીસ (અધુરાપીર)ના હાથે ચઢી જાય તો તેમાં તરીકાનો શું વાંક અને તાલીબનો શું વાંક? કારણકે વાસ્તવમાં તો આ તરીકાનો રેહબર મેળાપ કરાવનારો છે, નહીં કે ખુદ તરીકો. તેમજ આ તરીકામાં શરૂઆતમાં હલાવત તથા વજદાન(લીઝઝત અને રૂહાની કૈફ) છે તથા અંતમાં બેમઝગી અને ફીકદાન (બેસ્વાદપણું અને ફીકકાશ) છે જે નાઉમ્મીદીની આવશ્યકતા પૈકી છે. જ્યારે અન્ય તરીકાઓમાં તેનાથી ઉલટું શરૂઆતમાં બેમઝગી અને ફીકદાન તથા અંતમાં હલાવત તથા વજદાન છે. એ જ રીતે અન્ય તરીકાઓથી ખિલાફ આ તરીકાની શરૂઆતમાં કુર્બ અને શુહુદ (નીકટતા અને દીદાર) છે તથા અંતમાં બોઅ્દ, હિરમાન (દુરી અને વીયોગ) છે.

આમ, આ ચર્ચા થકી તરીકાઓ વચ્ચેના તફાવતનો અંદાઝ કાઢવો જોઇએ; અને બુલંદ (નકશબંદી)તરીકાની બુઝુર્ગીને સમજવી જોઇએ; કારણકે કુર્બ તથા શુહુદ અને હલાવત તથા વજદાન દુરી તેમજ વિયોગની ખબર આપી રહયા છે. તેમજ બોઅ્દો હિરમાન તથા બેહલાવતી તથા ફીકદાન અત્યંત કુર્બ (નિકટતા)ની ખબર આપી રહયા છે. અકકલમંદ લોકો આ વાત જાણે છે.

આ રહસ્ય( ભેદ, રાઝ)ના ખુલાસા પેટે એટલું જણાવું છું કે, 'કોઇ વ્યક્તિ માટે પોતાના નફસથી વધીને કોઇ ચીઝ પોતાની નઝદીક નથી. એ જ રીતે આ કુર્બ અને શુહુદ તેમજ હલાવત તથા વજદાન પોતાના માટે ગુમ થઇ ગયેલી જુએ છે, પરંતુ અન્યના સંબંધે કે જેનાથી તે અલગ છે, તેના સબંધે આ બધી જ નિસ્બતો પોતાની અંદર મૌજુદ જુએ છે. આ રીતે **''ફલ્આકેલો**





**તકફીલ્ઇશારતો''** (અકકલમંદ માટે ઇશારો જ કાફી છે.)

તેમજ આ મહાન તરીકાના બુઝુર્ગોએ એહવાલો અને મવાજીદ (રૂહાની હાલતો અને વજદાની કૈફીયતો)ની શરીઅતના એહકામોને તાબે કરેલ છે તેમજ 'અવઝાકો-મઆરીફ' (ઝૌક અને બારીક ભેદો)ને દીની ઉલુમોના ખાદીમ બનાવેલ છે. આ કિંમતી મોતીઓ સમાન શરીઅતના અહેકામોને બાઇકોની જેમ વજદ તથા હાલરૂપી અખરોટ તેમજ દ્રાક્ષના બદલે હાથથી જવા દેતાં નથી. સુફીઓના સુક્રીયા કલામ(મસ્તીભરી વાણી) ઉપર મગરૂર કે મશ્ગુલ થતા નથી, શરીઅતના મનાઇ કરેલાં કાર્યો કે સુન્નતોની ખિલાફ વડે જે અહેવાલો હાંસીલ થાય તેને સ્વીકારતા નથી તેમજ ન તો તેને પસંદ કરે છે. આજ કારણોસર તેઓ સિમાઅ તેમજ રકસને પસંદ કરતા નથી તેમજ ન તો ઝીક્રે જહરના તરફ ધ્યાનીત થાય છે. તેઓનો હાલ હંમેશગીવાળો છે તથા તેઓનો સમય (રૂહાની સમય) નિરંતરતા ધરાવે છે. જે ઝાતી તજલ્લી બીજાઓ માટે વીજળીની ચમક જેમ ક્ષણભંગુર છે, તે તેઓ માટે હંમેશગી ધરાવે છે. તથા જે હુઝુરની પાછળ ગયબત હોય તે આ બુઝુર્ગોની નઝદીક જરાપણ વિશ્વસનીય નથી; બલ્કે તેઓનો મામલો આ પ્રકારના હુઝુર તથા તજલ્લીઓથી ઘણો ઉચ્ચતર છે, જેવો કે આ વાત તરફ નિર્દેશ આપવામાં આવ્યો છે.

હઝરત ખ્વાજા એહરાર (કુદ્દસ્સીર્રહુ) એ ફરમાવ્યું છેકે, 'આ તરીકાનાં ખ્વાજગાન (કદ્દસ્સલ્લાહો ત્આલા અસરારહુમ) દરેક ઉચ્ચ કે નિમ્ન પ્રકારના લોકો સાથે નિસ્બત ધરાવતાં નથી, તેઓનું કાર્ય તેનાથી બુલંદતર છે.' આ તરીકામાં પીરી-મુરીદીનો આધાર તરીકાની તાલીમની પરસ્પર આપ-લે પર છે, નહીં કે માત્ર કુલાહ અને શજરાહ્ પર કે જેનો મશાઇખોંના મોટાભાગના તરીકાઓમાં રિવાજ પડી ચુક્યો છે, ત્યાં સુધી કે પાછળ વાળાઓએ તો પીરી મુરીદીને માત્ર કુલાહ અને શજરાહ પર જ આધારીત કરી દીધેલ છે. આ જ કારણસર (તેઓ) એક થી વધુ પીરને માન્યતા આપતા નથી, તેમજ તરીકો શીખવનારને (તેઓ)મુર્શીદ કહે છે, તેને પીર તરીકે સ્વીકારતા નથી અને તેઓ માટે પીર તરીકેના આદાબો ધ્યાનમાં રાખતાં નથી;જે તેઓની મોટી મુર્ખામી અને અજ્ઞાનતા છે. તેઓને એ વાતની ખબર નથી કે તેઓના મશાઇખોંએ પીરેતાલીમ તથા પીરે સોહબતને પણ પીર જ કહયા છે. અને પીરની સંખ્યા નિશ્ચિત કરી છે; બલ્કે પ્રથમ પીરની હયાતીમાં જ જો તાલીમ પોતાની હિદાયત અન્ય કોઇ જગ્યાએ જુએ

તો તેના માટે જાઇઝ છેકે પ્રથમ પીરનો ઈન્કાર કર્યા વગર બીજા પીરને અપનાવી લે.

હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્રેહુ)એ આ બાબતની તજવીજ પેટે બુખારા શરીફના ઉલ્માઓથી એ વાતનો ફતવો હાંસલ કર્યો હતો. હા, એટલું જરૂર કે એકપીરથી ઇરાદતનો ખીર્કો હાંસીલ કર્યો હોયતો બીજાથી ઇરાદતનો ખીર્કો ન લે. અને જો લે તો પણ તબર્રુકનો ખર્કો હાંસીલ કરે, પરંતુ તેનાથી એ વાત જરૂરી થઇ જતી નથી કે બીજો પીર કદાપી ન કરે. બલ્કે એ વાત જાઇઝ છેકે, ઇરાદત એકથી લે અને તરીકતની તાલીમ બીજાથી હાંસીલ કરે તેમજ સોહબત ત્રીજા સાથે રાખે; અને જો આ ત્રણેય દૌલતો એકમાં જ પ્રાપ્ત થઇ જાય તો ઘણું જ મોટું સદ્‌ભાગ્ય અને નેઅ્મત છે; તથા એ પણ જાઇઝ છેકે અલગ-અલગ મશાઇખોંથી તાલીમ અને સોહબતનો લાભ ઉઠાવે.

એ વાત પણ જાણી લ્યો કે પીર એ છેકે જે મુરીદની હકકસુબ્હાનહુ ત્આલા તરફ રહેનુમાઇ કરે. આ વાત તરીકાની તાલીમમાં વધુ સ્પષ્ટ રીતે જોવા મળે છે કારણકે 'પીરેતાલીમ' એ 'પીરેખીર્કા'થી વિરુદ્ધ શરીઅતનો ઉસ્તાદ પણ છે, અને તરીકતનો રહેનુમા છે; માટે પીરે તાલીમના આદાબોનું ધ્યાન વધુ રાખવું જોઇએ અને પીર બનવાનો અને કહેવડાવવાનો વધુ અધિકાર પણ તેને જ છે.આ તરીકામાં નફસ અમ્મારા સાથેના રિયાઝતો-મુજાહેદાઓનો આધાર શરીઅતના આદેશોનું પાલન કરવા પર અને સુન્નતે રસુલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તાબેદારીને જરૂરી રીતે અપનાવવાં પર છે; કારણકે પયગમ્બરોનું મોકલવું અને કિતાબો નાઝીલ કરવાનો હેતુ આ નફસે અમ્મારાહની ખ્વાહીશોની દુર કરવાનો છે જે પોતાના મૌલા જલ્લશાનહુ ની દુશ્મની પર અડેલો છે. આમ નફસાની ખ્વાહીશાતોનું દુર થવું શરીઅતના આદેશોનું પાલનસાથે સંબંધીત છે. જેટલી હદે શરીઅત પર મજબુત અને અડગ હશે એટલી જ હદે નફસાની ખ્વાહીશાતોથી દુર હશે કારણકે નફસ માટે શરીઅતના અવામીર અને નવાહી પર અમલ કરવાથી બીજાું કોઇ કાર્ય મુશ્કેલ ભર્યો નથી; તેમજ સાહેબે શરીઅત(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની પયરવી સિવાય અન્ય કોઇ બાબત વડે તેની ખરાબીની કલ્પના થઇ શકતી નથી. સુન્નતની પયરવીથી વિરુદ્ધ અપનાવેલ એક પણ મુજાહેદો કે રિયાઝત વિશ્વાસપાત્ર નથી; કારણકે જોગીઓ, હિન્દુઓ, બ્રાહ્મણો તથા યુનાની ફીલસુફો તેમાં શામીલ છે. અને આ રિયાઝતો તેઓમાં ગુમરાહી





જ પૈદા કરે છે; અને નુકસાન સિવાય કોઇ રીતે લાભદાયક નથી.

તેમજ આ તરીકાના સાલીકનો સુલુક શૈખે મુકતદા (જેની પયરવી કરે છે તે પીર)ની તકલીદ (અનુસરણ) પર આધારીત છે, તેના તસર્રુફ વગર કંઇ જ થઇ શકતું નથી કારણકે આ આરંભમાં અંતનું દાખલ હોવું તેઓની જ પવિત્ર તવજ્જોહની અસર છે; તેમજ બેચુની અને બેચેગુની (અજોડતા અને અનુપમતાની કૈફીયતવાળી નિસ્બત)નું પ્રાપ્ત થવું તેઓના જ તસર્રુફનો કમાલ છે. બેખુદીની કૈફીયત માટે તેઓએ જે આ ટુંકો માર્ગ આપનાવ્યો છે તેની પ્રાપ્તી મુબ્તદીના કાબુમાં નથી. તેમજ એ તવજ્જોહ કે જે છ(૬)એ દિશાઓથી ઉચ્ચતર છે,તેનું વજુદ તાલીબના હોંસલાથી બહાર છે.

**'નકશબંદીય્યાહ અજીબ કાફલા સાલાર અન્દ,**
**કે બરન્દ અઝ રહે પીન્હા બ હરમ કાફલા રા.'**

(અર્થાત્:- નકશબંદી બુઝુર્ગો અજબ કાફલો ચલાવનારા છે (કે તેઓ) ગુપ્તમાર્ગ વડે કાફલાને હરમ સુધી પહોંચાડી દે છે.)

આ બુઝુર્ગો જે રીતે નિસ્બત અતા કરવાની પરિપુર્ણ શક્તિ ધરાવે છે અને અલ્પ સમયમાં તાલીબને હુઝુર તથા આગાહી અર્પણ કરી દે છે એ જ રીતે નિસ્બતને પાછી ખેંચી લેવાની પણ પુરેપુરી શક્તિ ધરાવે છે અને પોતાના માત્ર એકજ બેધ્યાનપણા વડે સાહેબે નિસ્બતને કંગાળ બનાવી દે છે. હા, એ વાત સાચી છે કે જે આપે છે તે લઇ પણ લે છે. અલ્લાહ ત્આલા પોતાના અને પોતાના ઔલીયાએ કિરામના ગઝબથી બચાવે. **આમીન...**

તેમજ આ તરીકામાં ફાયદાની પરસ્પર આપ-લે મોટા ભાગે ખામોશી વડે થાય છે. આ બુઝુર્ગોએ ફરમાવ્યું છેકે, 'જેને અમારી ખામોશી વડે ફાયદો હાંસીલ ન થયો તેને અમારા કલામ (વાણી) વડે શું ફાયદો થવાનો ?' તથા આ ખામોશીને તેઓએ પ્રયત્નપુર્વક અપનાવી નથી, પરંતુ તેઓના તરીકાની આવશ્યકતા તથા જરૂરીયાત પૈકી છે, કારણકે તેઓની તવજ્જોહ પ્રારંભથી 'એહદીયતે મુજર્રદા' (માત્ર ઝાતે ઇલાહી) તરફ છે. અને ઇસ્મ તથા સિફાતથી ઝાત સિવાય બીજું કશું જ ઇચ્છતા નથી. અને એ વાત જાણી લ્યો કે આ તવજ્જોહ ( એહદીયતે મુજર્રદાની તવજ્જોહ)ને અનુરૂપ તથા આ મકામને યોગ્ય ખામોશી તેમજ મુંગા બની જવું છે. **''મન અરફલ્લાહો કલ્લ લેસાનોહુ''** (અર્થાત્:- જેણે અલ્લાહને ઓળખ્યો તેની ઝબાન મુંગી થઇ ગઇ.) જે વાત અહીં બંધબેસતી છે.

હવે અમે આ ચર્ચાને અહીં અલ્લાહ ત્આલાની હમ્દો અને તેના હબીબની સલાત પર સમાપ્ત કરીએ છીએ. **અલ્હમદોલીલ્લાહે રબ્બીલ્આલમીન વસ્સલાતો વસ્સલામો અલા સૈયદીલ્મુરસલીન વ આલેહીત્તાહેરીન વ અલયહીમ અજમઈન...વસ્સલામ**

(મકતુબ નં. ૨૨૧, હી. ૪, દફતર-૧.)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

મઝકુર મકતુબશરીફમાં હુજ્જાતુલઉર્ફાએ મોહકેકકીન, ખત્મુલ્ઉલ્માએ રાસેખીન, સરકાર મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ આ મહાન નકશબંદી સિલસિલાની ફઝીલતો પેટે અજીબો-ગરીબ રહસ્યો અને નુકતા સભર ચર્ચા રજુ કરી છે અને આ મહાન સિલસિલાની ફઝીલત ખુબજ સવિસ્તર સમજાવી છે, આમ તો આ મકતુબશરીફમાં રજુ થયેલી દરેક બાબતો ઘણી જ સ્પષ્ટ છે, તેમજ આ પૈકી ઘણીખરી બાબતોની સમજુતી હું આગળના મકતુબશરીફમાં લખી ચુકયો છું જેમકે આ તરીકાની નિસ્બત સૌથી ચઢિયાતી હોવી, તેના આરંભમાં બીજાઓનો અંત હોવો, સુલુક પર જઝબાહ્નેઅગ્રતા હોવી, સયરની શરૂઆત આલમે અમ્રથી થવી વગેરે; માટે અહીં લંબાણના ભયથી ફરીવાર સમજુતી રજુ કરતો નથી.

★

## મકતુબ શરીફ નં. ૨૯

### હઝરત મીર મોહંમદ નોઅ્માન બદખ્શી

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

આદાબોનું ધ્યાન રાખવા પેટે, દુઃખ પહોંચ્યાની શંકાનું સમાધાન કરાવા અંગે, દરેક મામલામાં સાવચેતી રાખવા, ફકીરી અને માયુષીની તકલીફો ગ્રહણ કરવા તેમજ મુલ્લા યાર મોહંમદ કદીમી ને એક પત્રની પાછળ લખેલ કેટલીક નસીહતો અને ચેતવણીઓ વગેરેના બયાન પેટે...

**-: વિગતો :-**

સદ્ભાગીભાઇ સિયાદત પનાહ મીર મોહંમદ નોઅ્માનનો પવિત્ર પત્ર મળ્યો. તેમાં આપે લખેલ મુકદ્દમાઓના મજમુનો અને રજુ કરેલી શંકાઓના અર્થોનું સ્પષ્ટીકરણ થઇ ગયું. હજુ એ વાત સ્પષ્ટ કરી દઉં કે લોકો





આપને યુગના અકકલમંદ સમજતા હોવા છતાં જે શખ્સ વિના છુટકો નથી (ચાલી શકે તેવું નથી), કે ન તો જેનાથી સંબંધ તોડી શકાય તેમ છેકે નતો જુદાઇ અપનાવી શકાય તેમ છે, તો પછી તેના માટે આ પ્રકારની વાતો વચ્ચે લાવવી (તમારા માટે કયાં સુધી વ્યાજબી કહી શકાય ? )

તેમજ તમે એવું કદાપી નહીં વિચારતાં કેઆ પ્રકારની વાતોથી ફકીરના દિલને કોઇ છાંટા ઉડયા હોય કે જે નારઝગીનું કારણ બની ગયું હોય; તો પછી નફરતનો તો સવાલ જ પેદા થતો નથી અમારી દષ્ટી સામે માત્ર આપની ખુબીઓ જ રહેલી છે, અમે લગઝીશોને માફ કરી દીધી છે. માટે દિલને ખોટી રીતે પરેશાનીમાં નાંખતા નહીં અને રંજ પહોંચ્યાંનો વિચાર સુધ્ધા કરતાં નહીં, કારણકે માનવસહજ નબળાઇને કારણે થઇ જતાં કાર્યો ધરપકડ કરવાને પાત્ર નથી; તો પછી અહીં રંજ પહોંચ્યાની કલ્પના કઇ રીતે કરી શકાય ?

એટલા માટે રંજ પહોંચ્યાનો ખ્યાલ દિલમાંથી દુર કરીને આપ તરીકતની તાલીમ તેમજ તાલીબોને ફૈઝ પહોંચાડવાના કાર્યમાં સતત મશ્ગુલ રહો; અને ઈસ્તીખારાનો હુકમ પણ આ કાર્યની તાકીદરૂપે જ છે, નહિં કે મનાઇ પેટે (કારણકે) શૈતાન લઇન તથા દુષ્ટ નફસ(નફસે અમ્મારાહ) આ બંને મીસ્કીનનો વિનાશ નોતરાવાના કાર્યમાં સતત ગુંથાયેલો છે. માટે દરેક મામલામાં ખુબજ સાવધાની પુર્વક વર્તવું જોઇએ. કયાંક એવું ન બને કે શૈતાન પોતાની યુકિત-પ્રયુક્તિઓ થકી ધોખામાં નાંખીને બુરાઇઓને નૈકીના સ્વરૂપમાં રજુ કરે. કારણકે બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે, 'આ દુશ્મન લઇન(શૈતાન) જ્યારે નેકીઓ અને નસીહતોના માર્ગ થકી કોઇની પાસે આવે છે. તો તેને દુર હટાવવો અત્યંત કઠિન હોય છે.' આથી, હંમેશા રૂદન અશ્રુવહન કરતાં રહો અને ઘણી કાકલુદી તથા આજેઝીપુર્વક અલ્લાહ ત્આલાની બારગાહમાં દુઆ કરતાં રહો. ઈસ્તેકામત તથા હંમેશગીની સઆદતમંદીનો તરીકો આ જ છે. એવું ન બને કે આ માર્ગ થકી તમને ખરાબ કરીને ઈસ્તિદરાજ (શૈતાની ચમત્કારો, ધોખાઓ)માં ફસાવવાનો પોતાનું હેતુ તે (શૈતાન) સિદ્ધ કરી લે.

બીજી વાત એ છેકે ફક્ર તથા માયુસી એ આ ગિરોહ(ના લોકો)નું સૌદર્ય છે, તેમજ હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)નું અનુસરણ પણ છે. હકસુબ્હાનહુ ત્આલા પોતાના કમાલે કરમ થકી પોતાના બંદાઓની રીઝક(રોઝી)નો ઝિમ્મેદાર બન્યો છે અને આપણને સૌને તેની ચિંતામાંથી મુકત કરી દીધાં છે. માણસોની સંખ્યા જેટલી વધુ હશે રોઝી

પણ એટલી વધુ હશે. (માટે) આપ દીલની એકાગ્રતા સાથે હકત્આલાની રઝામંદીના કાર્યોમાં લાગેલાં રહો અને પોતાની સાથે જોડાયેલાં લોકોને ગમ હકત્આલાના કરમના હવાલે કરીદયો. વધુ વાતચીત રૂબરૂ મુલાકાતના સમયે.

અહીં આવેલા અમુક દોસ્તોએ કહયું કે, દુઃખ પહોંચવાનો; વહેમ હજુ સુધી મીરના દીલમાંથી દુર થયો નથી. માટે ભારપુર્વક અને અતિશ્યોક્તિ સાથે લખી રહયો છું કે આ દુઃખ પહોંચવાનો વહેમ કાઢી નાંખો.

બીજું એ કે કેટલીક નસીહતો અને ચેતવણીઓ પર આધારીત એક પત્ર મુલ્લા યાર મોહંમદ કદીમને લખેલો હતો. એવું લાગી રહયું છેકે આ પત્રનો વિષય તેઓને પસંદ પડયો નથી, કારણકે તેઓને તેનો કોઇ જ જવાબ આપેલ નથી, તેમજ ન તો દુઆ સલામ કરી છે. તેઓને પસંદ આવે કે ન આવે. આ ફકીર પોતાની સાથે સંકળાયેલા લોકોને જો તેઓની ગલતીઓ તથા ભુલોથી જાણકાર નહીં કરે તેમજ હકને બાતીલથી જાુદું નહીં કરે તો તે પોતાની જવાબદારીમાંથી કઇ રીતે મુકત થશે અને આખેરતમાં શું મોઢું દેખાડશે? તમે તેઓને કહી દેજો કે,

**'મન આંચે શર્તે બલાગસ્ત બ તુ મી ગોયમ,**
**તુ ખ્વાહ અઝ સુખનમ પંદ ગીર વ ખ્વાહ મલાલ.'**

(અર્થાત્ :- હું તબ્લીગની શર્ત પેટે આ તને કહી રહયો છું, ચાહે તો તું મારી આ વાતમાંથી નસીહત ગ્રહણ કર કે પછી રંજ કર.)

એ વાત જાણી લ્યો શૈખ (પીર) બનવું અને મખ્લુકને હકકની તરફ દાવત આપવાનો મકામ ખુબ જ ઊંચો છે. આપે સાંભળ્યું હશે કે, **''અશ્શૈખો ફી કવ્મેહી કન્નબીય્યે ફી ઉમ્મેહી.''** (અર્થાતઃ- શૈખ (પીર) પોતાની કૌમમાં એવો જ છે જે રીતે નબી પોતાની ઉમ્મતમાં) દરેક લાયકાત વગરનાઓને આ અતિઉચ્ચ મર્તબાઓ સાથે શું લેવા-દેવા. ?

**'હર ગદાએ મર્દે મૈદાં કે શવદ, પીશ્શુ આખીર સુલયમાન કે શવદ.'**

(અર્થાત્ :- દરેક ભીખ માંગનારો મૈદાનનો મર્દ બની શકતો નથી. છેવટે મચ્છર સુલયમાન કઇ રીતે બની શકે. ?)

એહવાલો અને મકામાતોનું વિસ્તૃત ઇલ્મ હોવું, મુશાહેદાઓ અને તજલ્લીઓને ઓળખવી, કશ્ફો તથા ઇલ્હામોનું હાંસીલ થવું, તેમજ વાકેઆતો (રૂહાની ઘટનાઓ)ના અર્થઘટનોનું ઇલ્મ હોવું આ બુલંદ મકામની આવશ્યકતાઓ પૈકી છે. **'વ બેદુનેહા ખરતુલ્કેતાદ.'** (અને આ સિવાય તો વ્યર્થ રંજ અને તકલીફો ઊઠાવવી જ છે.)





કહેવાનો હેતું એ છે કે તરીકતના બુઝુર્ગવારે (કદ્દસ્સલ્લાહો ત્આલા અસરાહુમ) (ઘણીવાર) અમુક મુરીદોને તેઓ પીરપદના મકામ પર પહોંચે તે પહેલાં જ કોઇ મસલેહત કે ભલાઇના હેતુંથી એક પ્રકારની ઇજાઝત આપી છે અને તેના માટે એવું તજવીજ ફરમાવે છેકે તાલીબોને તરીકો દેખાડે જેથી (તે) એહવાલો અને વાકેઆતોથી માહિતગાર થાય.

આ પ્રકારની તજવીજમાં શૈખ મુકતદા માટે એ જરૂરી છે કે મુરીદે મુજાઝ (ઇજાઝત આપેલ મુરીદ)ને આ કાર્ય (તરીકતની તાલીમનું કાર્ય) ખુબજ સાવધાની પુર્વક કરવાનો હુકમ આપે, ઘણી જ તાકીદ સાથે ભુલની શકયતાઓ જાહેર કરી દે. તથા વારંવાર તેની ખામીઓ જણાવતો રહે તેમજ અતિશ્યોક્તિ સાથે તેનું નાકીસ (અધુરૂ) હોવું જાહેર કરી દે આ હાલતમાં જો શૈખ હકકવાત જાહેર કરવામાં સુસ્ત વલણ દાખવશે તો ખયાનત કહેવાશે અને જો મુરીદને આ વાતો ખરાબ લાગશે તો આ તેનું દુર્ભાગ્ય કહેવાશે ! શું તમે એ જાણતા નથી કે હકકત્આલાની રઝામંદી શૈખની રઝામંદી પર અને હકકત્આલાનો ગઝબ શૈખના ગઝબ પર મૌકુફ છે. તેની પર એવીતો શું બલા આવી પડી છે કે એટલું પણ નથી જાણતો કે અમારી સાથે સંબંધ તોડવો તેને કયાં પહોંચાડી દેશે. અને જો અમારાથી સંબંધ તોડશે તો પછી કોની સાથે જોડશે. ? તેમજ 'નઉઝુબીલ્લાહ' જો આ પ્રકારની કોઇ વાતે તેના દીલમાં જગ્યા લઇ લીધી તો જરાપણ વિલંબ વિના તેને કહી દયો કે તૌબાહ અને અસ્તગ્ફાર કરે તથા હકકસુબ્હાનહુત્આલાની બારગાહમાં આજેઝી તથા અશ્રુવહન કરે જેથી તે આ ખુબજ મોટા ફીત્નામાં સપડાઇ ન જાય, તેમજ આ ખતરનાક બલા અને આજમાઇશમાં જકડાઇ ન જાય.

અલ્લાહત્આલાની હમ્દ અને તેનો અહેસાન છે કે દોસ્તોની આ પ્રકારની લાપરવાહીઓ તથા વ્યાકુળતાઓએ ફકીરના દીલમાં કોઇ રંજ પૈદા કર્યો નથી, માટે ઉમ્મીદ છેકે તમામ કાર્યોનો અંજામ ફળદાયક હશે. બાકીના એહવાલો તથા તોર-તરીકાઓ સઆદતમંદ બિરાદર મૌલાના સાલેમોહંમદ (તમારી સામે) વિસ્તૃત રીતે બયાન કરશે. અમુક શંકાસ્પદ મકામો વિશે તેને પુછપરછ કરી લેશો.

**વસ્સલામો અલા મનીત્તબઇલ્હોદા વલ્ઝીમ મુતાબેઅતલ્મુસ્તફા અલયહે વ અલા આલેહી વસ્સલાતો વત્તસ્લીમાતો અતમ્મહા વ અકમલોહા.**

અને સલામ હો એ શખ્સ પર જેણે હિદાયતનો માર્ગ અપનાવ્યો

અને હઝરત મોહંમદ મુસ્તફા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તાબેદારીને પોતાની ઉપર જરૂરી સમજી લીધી.

(દફતર. ૧, મકતુબ નં. ૨૨૪, ભાગ-૨)

H H H H H H H H H H H H H H H H

-: સમજુતી :-

મઝકુર મકતુબશરીફ મહેબુબે સમદાની સરકાર મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુલ્નુરાની)એ પોતાના મહાન અને અગ્રગણ્ય ખલીફા હઝરત સૈયદ મીર મોહંમદ નોઅ્માન બદખ્શી (કુદ્દસ્સીર્રહુ)તરફ લખેલો છે મકતુબાત શરીફના પ્રથમ ભાગમાં લગભગ સોળ(૧૬)મકતુબશરીફ આપના તરફ લખાયેલાં છે. આ મકતુબ શરીફમાં મુખ્યત્વ હઝરત મીર સાહેબ (કુદ્દસ્સીર્રહુ) ના દીલમાં પૈદા થયેલી કેટલીક ઉલ્ઝનો અને ગેર સમજણો દુર કરવાની તાકીદ ફરમાવી છે;તેમજ શૈતાનની અને નફસની પ્રપંચજાળોથી સાવધાનીપુર્વક વર્તવા પર જોર આપ્યું છે; સાથેસાથે પીર પરની કેટલીક ખાસ લાયકાતો ઉજાગર ફરમાવી છે.

શૈતાન તથા નફસે અમ્મારાહ આ બંને ઈન્સાનના ખુબ જ મોટા દુશ્મનો છે. જે પૈકી (૧) શૈતાન તેનો ખુલ્લો દુશ્મન છે; અને હરહંમેશ તે ઈન્સાનની હલાકત તથા તેને ગુમરાહ કરવાના મનસુબાઓ બનાવતો રહે છે. અને આગળ હું એક મકતુબશરીફની સમજુતી પેટે લખી ચુક્યો છું એમ જ્યારે તે નેકી અને નસીહતોના માર્ગ થકી ઈન્સાનની સામે આવે છે ત્યારે તો તેને દુર હટાવવો અત્યંત મુશ્કેલ છે, અને આ જ સૌથી મોટો ધોખો અને પ્રપંચ છે; જેના વડે તે ઈન્સાનને બુરાઈમાં ફસાવીને હલાક કરી દે છે. અને (૨) નફસેઅમ્મારાહઃ કે જે સૌથી વધુ નુકસાન કરનાર દુશ્મન છે; કારણકે તે ઘરનો ચોર છે અને જે ચોર ઘરમાં જ છુપાયેલો હોય તેનાથી મહેફુઝ રહેવું અત્યંત મુશ્કેલ હોય છે, તેમજ તે સૌથી વધુ નુકસાન પહોંચાડનાર હોય છે. અને બીજી ખાસ વાત એ છેકે નફસ ઈન્સાનનો મહેબુબ દુશ્મન છે અને જ્યારે ઈન્સાનને કોઈથી મોહબ્બત હોય છે તો તેના ઐબો(ખામીઓ)દેખાતા નથી; બલ્કે મોહબ્બતના કારણે મહેબુબના ઐબોથી આંધળો રહે છે; માટે જ આ દુષ્ટ નફસના ધોખાઓથી માત્ર ફઝલે ખુદાવંદી થકી જ બચી શકાય છે. આમ, આ બંને ખુલ્લા તથા છુપા દુશ્મનની બુરાઈઓથી બચવા માટે બારગાહે ખુદાવંદીમાં સતત આજેઝી અને અશ્રુવહન કરતાં રહેવું જોઈએ; આ માર્ગ જ સઆદતમંદીનો છે.





ગરીબી(ફક્ર)અને માયુસી(નાઉમ્મીદી) આ બંને વાતો વિલાયતનો સૌંદર્ય છે; તેના વગર વિલાયતનુ સૌંદર્ય નિખરતું નથી; તેમજ આ બંને ચીઝો આં હઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તાબેદારી પણ છે. કારણકે હુઝુર નબીએ પાકે (સલ્લલ્લાહોઅલયહે વસલ્લમ)ફરમાવ્યું છેકે **અલ્ફક્રો ફખ્રી** (અર્થાત્:- ફક્ર(ગરિબી) મારી ગર્વ છે.) માટે બંદાએ રીઝકની ચિંતાથી મુકત બની જવું જોઈએ અને અલ્લાહ ત્આલા પર ભરોસો કરવો જોઈએ; કારણકે તે માત્ર પોતાના કરમ થકી પોતાના બંદાઓની રીઝક(રોઝી)નો ઝીમ્મેદાર બન્યો છે. જેમકે કુર્આનેપાકમાં ઈન્સાનની પૈદાઈશની સાથેસાથે જ તેની રીઝકનો ઉલ્લેખ કર્યો છે અને ફરમાવ્યું છેકે, **''ખલકકુમ સુમ્મ રઝકકુમ''** (અર્થાત્:-ખુદાએ તમને પૈદા કર્યા અને તમને રોઝી આપી.) જેનાથી જાણવા મળ્યું કે જે રીતે તેખાલીક છે એજ રીતે રાઝીક(રોઝીઆપનાર) પણ છે. અને પછી એક બીજીજગ્યાએ ફરમાવ્યું છેકે, **''ઈન્નલ્લાહ હોવર્રઝઝાકો.''** (અર્થાત્:- બેશક અલ્લાહ જ દરેકનો રાઝીક છે.) તેમજ માત્ર આટલો વાયદો પર્યાપ્ત ન હોતા વધુમાં સ્પષ્ટપણે રીઝકની ઝીમ્મેદારી પોતાની ઉપર લેતાં એક જગ્યાએ ફરમાવ્યું કે, **''વમા મીન દાબ્બતીન ફીલ્અર્દે ઈલ્લા અલલ્લાહે રીઝકોહા.''** (અર્થાત્:- જમીન પર કોઈ એવું જાનદાર (સજીવ) નથી કે જેની રીઝકની ઝીમ્મેદાર અલ્લાહ પર નહોય.) આમ, અલ્લાહ ત્આલાએ બંદાને રીઝકની ચિંતાથી મુક્ત કરી દધો છે. આદમી જેટલા વધુ હશે રીઝક પણ એટલી જ વધુ હશે. માટે પોતાની સાથે જોડાયેલાઓની ચિંતાને અલ્લાહ ત્આલાના કરમને હવાલે કરી દેવી જોઈએ અને તેની રઝામંદીના કાર્યોમાં લાગેલું રહેવું જોઈએ.

આ અનુસંધાને આપણા બુઝુર્ગવારોનો તરીકો ઘણો જ ઈબ્રત અંગેઝ છે. જ્યારે હઝરત હરમ બીન હબ્બાન (રદીયલ્લાહોત્આલા અન્હો) હઝરત ઉવૈશ કરની (રદીયલ્લાહો ત્આલા અનહો)થી મળ્યા તો પુછ્યું કે, 'હું કયાં વસવાટ કરૂં?' હઝરત ઉવૈશ કરની (રદીયલ્લાહોત્આલા અન્હો)એ પોતાના હાથ વડે શામ તરફ ઈશારો કર્યો. તો હઝરત હરમે કહયું કે, હું શામમા મારો જીવન નિર્વાહ કઈરીતે ચલાવું?' આપે જવાબ આપ્યો કે, 'અફસોસ તેની ઉપર જેઓ શકમાં પડેલા છે.' (હવે તેઓને કોઈ નસીહત ફાયદો નહીં પહોંચાડે.')

હઝરત બાયઝીદે બુસ્તામી(રદીયલ્લાહોત્આલા અનહો) એ એકવાર એક ઈમામ પાછળ નમાજ પઢી. નમાજ પુરી થયા પછી તે ઈમામે આપને પુછયું કે, 'જાહેરી રીતે તો આપનો કોઈ ધંધો નથી, તો આપ જીવન

નિર્વાહ કેવી રીતે કરો છો?' આપે ફરમાવ્યું કે, 'પહેલાં તો હું તારી પાછળ પઢેલી મારી આ નમાઝ દોહરાવી લઉં પછી તારા સવાલનો જવાબ આપીશ.' તો ઈમામે કહયું કે, 'તમારે નમાઝ દોહરાવવાની જરૂરત શી છે.?' આપે કહયું કે, 'જે માણસ રોઝી આપનારને ઓળખતો નથી (શાને રઝ્ઝાકીય્યત) તો તેની પાછળ નમાઝ અદા થતી નથી.'

હઝરત સૈયદ મીર મોહંમદ નોઅ્માન બદખ્શી (કુદ્દસ્સીર્રહુ) ઘણી જ ફકો-ફાકામાં ઝીંદગી ગુજારી રહયા હતાં. એકવાર એક અમીરે હઝરત ખ્વાજા બાકીબીલ્લાહ (રહેમતુલ્લાહ અલયહ) ની ખાનકાહશરીફમાં સુફીઓ માટે દૈનીક ભથ્થું આપવાની દરખાસ્ત રજુ કરી; તો હઝરતે કેટલાંક નામોં દૈનીક ભથ્થું સ્વીકારવા માટે તજવીજ ફરમાવ્યા. આ સંદર્ભમાં કોઇ શખ્સે હઝરત ખ્વાજાને અર્ઝ કરી કે મીર મોહંમદ નોઅ્માન પોતાની કસીર (ઘણી) એહલો અયાલના કારણે અત્યંત ફકો-ફાકાંમાં દિવસો ગુજારી રહયા છે. તો હઝરત ખ્વાજાએ ફરમાવ્યું કે, 'તેઓતો મારા શરીરના અંશોમાંથી છે; માટે હું મારી ઝાતને આવી વાતોમાં ખરડાવા માંગતો નથી.' હઝરત મીર સાહેબ (કુદ્દસ્સીર્રહુ) ફરમાવે છેકે, 'જો કે એ દિવસોમાં અમે અત્યંત તંગદસ્તી અને ફકો-ફાકાંમાં દિવસો ગુજારી રહયા હતાં પરંતુ હઝરત ખ્વાજા (કુદ્દસ્સીર્રહુ) ની આ ખુસુસી કરમનવાઝીશ સાંભળીને અમને બેહદ ખુશદીલી હાંસીલ થઇ અને અમે (ખુશીમાં) ઝુમવા લાગ્યા, તેમજ સારી હાલતો પૈદા થવા માટે ઉમ્મીદવાર બની ગયા.'

મકતુબશરીફના અંતમાં આપે પીરપદ માટેની જરૂરી લાયકાતો જણાવી છે; (આ સંબંધે વધુ જાણકારી માટે જુઓ અમારૂં પ્રકાશન **'મનકી આંખે ખોલ..'**)

★

## મકતુબ શરીફ નં. ૨૭

**-: પ્રતિ :**

**હઝરત મિર્ઝા હિસામુદ્દીન અહમદ**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

અમારો તરીકો અને અમારી નિસ્બત આ બંને હુઝુર હઝરત ઈશાં એટલે કે હઝરત ખ્વાજા બાકીબીલ્લાહ (કુદ્દસ્સીર્રહુ) નો જ તરીકો અને નિસ્બત છે, તેમજ કોઇપણ કલાનો નિખાર તથા નિસ્બતની કમાલીયત નો





આધાર તેમાં અનેક વિચારસરણીઓના મળવા અને અનેક દષ્ટીબિંદુઓના એકત્રીત થવા પર છે.....વગેરે બાબતોની ચર્ચા પેટે..

**-: વિગતો :-**

**અલ્હમ્દોલીલ્લાહે વ સલામુન અલા એબાદેહીલ્લઝી નસ્તફા.**

તમામ તારીફ અલ્લાહ ત્આલા માટે જ છે અને તેના મકબુલ બંદાઓ ઉપર સલામ હો.

આપનાથી નિઃસ્વાર્થ પ્રેમભાવના ધરાવતા (આ ફકીર) ના નામે લખેલાં તમારા પવિત્ર પત્રો લગાતાર મળ્યા, જે ખુશીમાં અત્યંત વધારાનું અને પ્રેમભાવના પ્રબળ બનવાનુ કારણ બન્યું. **જઝાકોમુલ્લાહો સુબ્હાનહુ અન્ના ખયરૂલ્જઝાઅ.** (અર્થાત્ઃ- અલ્લાહ ત્આલા તમને અમારી તરફથી સારો બદલો આપે.)

આપે રજુ કરેલ કેટલીક શંકા-કુશંકાઓનો ટુંકમાં જવાબ એ છેકે, 'અમારો તરીકો એ હુબહુ હઝરત ઈશાં એટલેકે હઝરત ખ્વાજા બાકીબીલ્લાહ (કુદ્દસ્સીર્રહુ) નો તરીકો છે. આ તરીકાથી વધીને બીજો ચઢિયાતો તરીકો કયો?' અને આ નિસ્બતથી વધુ યોગ્ય અને ઉત્તમ નિસ્બત બીજી કઇ છે કે જે કોઇ અપનાવે. ?

અસલ વાત એ છેકે દરેક કલાનો નિખાર અને દરેક નિસ્બતની કમાલીયત તેમાં વિવિધ વિચારસરણીઓ મળવા અને અનેક દષ્ટીબિંદુઓ એકત્રીત થવા પર આધારીત છે; જેમ કે 'સીબવીય્યા' (વ્યાકરણ શાસ્ત્રી) ના યુગમાં જે 'નહવ'નું ઇલ્મ (અરબીવ્યાકરણનું જ્ઞાન) હતું તેમાં હવે અનુગામીઓ (પાછળવાળાઓ) ની વિચારસરણીઓ મળવાના કારણે તેના (જ્ઞાનનો) અનેક ગણો વિકાસ થઇ ગયો છે. અને આ ઇલ્મ ઘણું જ પરિપુર્ણ અને પારદર્શક બનીગયું છે. જો કે તેનુ મુળ તો આ 'સીબવીય્યાહ'નું જ વ્યાકરણજ્ઞાન (નહવ) છે; જેને અનુગામીઓના ચિંતન-મનને વધુ સુશોભિત અને વૈવિધ્યસભર બનાવી દીધું છે.

શૈખ અલાઉદ્દોલા (કુદ્દસ્સીર્રહુ) નો કૌલ આપના કાન સુધી પહોંચ્યો હશે કે, વાસ્તાઓ અનેવસીલાઓ જેટલી હદે વધુ હશે માર્ગ તેટલીજ હદે વધુ નીકટ અને પ્રકાશીત હશે. આમ આ મહાન નિસ્બતોમાં સુશોભિતોના સ્વરૂપમાં પૈદા થયેલાં આ પ્રકારની કમાલીયતે ઘણાં લોકોને વિચારતાં કરી મુક્યા છે; નહીંતર અસલ વાતતો એ જ છેકે જેમાં બનાવટ કે તકલ્લુફની કોઇ જ દખલગીરી નથી.

તમે આ ફકીરના પત્રો અને રિસાલાઓને જુઓ કે આ તરીકાને સાહબાએ કિરામ (રીદવાનુલ્લાહત્આલા અલયહીમ અજમઈન)નો તરીકો સાબીત કર્યો છે અને દલીલો સાથે આ નિસ્બતને તમામથી ચઢિયાતી સાબીત કરી છે; તેમજ આ મહાન તરીકાની અને આ તરીકાના બુઝુર્ગોની પ્રશંસા તથા ગુણવાન એ રીતે ગાયા છેકે, આ મહાન ખાનદાનના ખલીફાઓ પૈકી એકને પણ તેનો ૧૦૦(સો)મો ભાગ વર્ણવાની તૌફીક હાંસીલ થઇ નથી. તદુપરાંત આ ફકીર હંમેશા મહેફીલો તેમજ એકાંતવાસમાં આ તરીકાના આદાબો અને તેની જરૂરી બાબતોની પુરેપુરી તકેદારી રાખે છે અને તેમાં વાળ બરાબર વિરુદ્ધ ચાલવાનું કે નવી વાતને પસંદ કરતો નથી, છતાંપણ ઘણી નવાઇ જનક વાત છેકે તમે આ બધી જ બાબતોને નઝર અંદાઝ કરી દીધી છે; અને કદાચ માની લ્યો કે આ નારાઝગીના સમયગાળા દરમીયાન અમુક મિત્રો સંબંધે કોઇ અયોગ્ય વાત મારાથી કહેવાઇ ગઇ હોય (અને તમે તે ધ્યાનમાં રાખી લીધી હોય)તો એ તો વધુ નવાઇજનક વાત છે કે આ પ્રકારની વાતો પર તમે યકીન કરીને માત્ર સાંભળીને જ બેકાબુ બની જાવ છો. જો સારૂં ગુમાન રાખો છો તો માત્ર એક જમાઅત સાથે જ શા માટે શું હું સારા ગુમાનને પાત્ર નથી. ?

કહેવાનું હેતું એ જ છેકે, જો માત્ર કહેવા-સાંભળવા પર જ બધો આધાર છે, તો પછી ચુગલખોરો(ચાડિયાઓ)ની ચુંગાલથી છુટકારો અશક્ય છે;અને ઇખ્લાસ પૈદા થવાની કોઇ જ ઉમ્મીદ રાખી શકાતી નથી. તમે કહેવા-સાંભળવાથી દરગુઝર કરો અને ભુતકાળની ઘટનાઓને ભુલી જાવ તો જ આપણી વચ્ચે ઇખ્લાસની કલ્પના થઇ શકે અને અગાઉની નારાજગીઓ દુર થઇ શકે છે.

આપે લખ્યું હતું કે, 'હઝરાત પીરઝાદાઓની તર્બિય્યતનો સમય આવી પહોંચ્યો છે. અને આ સંદર્ભમાં હઝરત ઇશાં(કુદ્દસ્સીર્રહુ)એ કરેલી વસીયત યાદ કરાવી હતી.'

હે મારા મખ્દુમ અને મુકર્રમ ! ખાદીમોની કામ્યાબી એમાં જ છે કે તે પોતાના મખ્દુમઝાદાઓની ખિદમત વડે સદ્ભાગી બને; પરંતુ આ સમયગાળા દરમ્યાન (મારી સામે) કેટલાંક અવરોધો હતાં જે મને જાહેરી ખિદમતથી રોકી રહયા હતા. માટે વસીયતનો સમય આવી પહોંચે તેની પ્રતિક્ષા કરતો રહયો; તો હવે જો તમને પુરેપુરી ખાત્રી હોય કે હવે કોઇ જ વિટંબણાઓ વચ્ચે નથી તથા કહેવા-સાંભળવાનો માર્ગ બંધ થઇ ગયો છે, તો મને કહો





જેથી હું થોડા દિવસ (ત્યાં) આવીને આ ખિદમતમાં મશ્ગુલ રહું. જો કે આ કાર્ય પેટે હું ઊંડાણપુર્વક દ્રષ્ટી કરું છું તો માત્ર વસીયતના પાલનનો જ હેતું દેખાય રહયો છે નહીંતર તો તમારી જાહેરી અને બાતીની તરબીય્યત તેઓ (મખ્દુમઝાદાઓ)માટે કાફી છે,બીજા કોઇની જરૂરત નથી.

બીજું એ કે બિરાદર મૌલાના અબ્દુલ્લતીફ કહી રહયા હતાં કે મોહંમદ કુલીચે મોટા મખ્દુમઝાદાની જાહેરી તાલીમ તથા તર્બિય્યતની જવાબદારી પોતાના સિરે લઇ લીધી છે;તેમજ આ વાત તમે પણ પસંદ ફરમાવી છે; જે સાંભળીને મને ઘણી જ નવાઇ લાગી. જો તે (મોહંમદ કુલીચે) પોતે પોતાની હૈસીયત વિશે વિચારે તો ઘણું સારું. પરંતુ તમે આ વાત કઇ રીતે તજવીજ ફરમાવી લીધી છે. મને એ વાતનો ભય છેકે કયાંક એવું ન બને કે મોહંમદ કુલીચ પ્રત્યેની નારાઝગી અન્ય કોઇ જગ્યાએ પ્રવેશી જાય.

(દફતર-૧, મકતુબશરીફ નં.૨૨૯, ભાગ-૪)

**-: સમજુતી :-**

આ મુબારક પત્ર હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ)એ હઝરત ખ્વાજા મોહંમદ બાકીબીલ્લાહ(કુદ્દસ્સીર્રહુ)ના એક અગ્રેસર ખલીફા તેમજ આપના બિરાદરે તરીકત હઝરત મીર્ઝા હિસામુદ્દીન એહમદ(રહેમતુલ્લાહ અલયહ)ને લખ્યો છે. કેટલાક હસદખોરો લોકોએ હઝરત મીર્ઝા હીસામુદ્દીન એહમદ (કુદ્દસ્સીર્રહુ)ની ખોટીરીતે કાનભંભેરણી કરી હતી કે હઝરત મીંયા શૈખ અહેમદ સરહિંદી(કુદ્દસ્સીર્રહુ) હઝરત ખ્વાજા બાકીબીલ્લાહ (કુદ્દસ્સીર્રહુ)થી અલગ તરીકો ચલાવી રહયા છે, જેના ખુલાસા પેટે આપે આ મકતુબ શરીફ લખ્યો હતો.

આ ખોટી કાનભંભેરણીનો પ્રત્યુત્તર આપતાં આપે સ્પષ્ટતા કરી છેકે, અમારો તરીકો અને અમારી નિસ્બત એ હુબહુ હઝરત ઇશાં એટલેકે હઝરત ખ્વાજા બાકીબીલ્લાહ (કુદ્દસ્સીરહુ)નો જ તરીકો અને આપની જ નિસ્બત છે, જેમાં અમે લેશમાત્ર ફેરફાર કર્યો નથી. અરે, ફેરફાર કરવાની વાત તો એક બાજુએ રહી પરંતુ અમે આ તરીકાને એટલી ચુસ્તતા સાથે વળગેલાં છીએ કે તેમાં વાળ બરાબર વિરોધને કે જરા અમસ્થી નવી વાતને પસંદ ફરમાવતાં નથી;તેમજ મહેફીલ કે એકાંતવાસમાં તેની ઉપર ઇસ્તેકામત સાથે ચાલી રહયા છીએ. એટલું જ નહીં અમે આ તરીકાની નિસ્બતને સૌથી વધુ ચઢિયાતી સાબીત કરી છે. અને આ તરીકાને સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન)નો તરીકો કહયો છે; તથા આ મહાન તરીકાની

નિસ્બતની ફઝીલતો અને ખુબીઓને એટલી હદે ઉજાગર ફરમાવી છેકે આ સિલસિલાના ખલીફાઓ પૈકી એક ખલીફા તેનો ૧૦૦(સો)મો ભાગ પણ વર્ણવી શકતો નથી. તો પછી આટલી મહાન નિસ્બત અને મહાન તરીકાને છોડીને હું અલગ તરીકો કે અલગ નિસ્બત કઇ રીતે ચલાઉ ?

ત્યાર બાદ આપે આ નિસ્બત અલગ દેખાવાનું કારણ સમજાવતાં નહવ(અરબીવ્યાકરણ શાસ્ત્ર)ના વિકાસનું દ્રષ્ટાંત રજુ કર્યુ છે. આ અરબી વ્યાકરણ શાસ્ત્રનો પિતામહ્ 'સિબવીય્યાહ' છે, તેણે આ વ્યાકરણ શાસ્ત્રના મુળભુત સિદ્ધાંતો રજુ કર્યા; પરંતુ આગળ જતાં તેમાં તેના અનુગામીઓએ ઘણાં સુધારા-વધારા કર્યા અને તબક્કાવાર તેમાં સુધારા થતા રહયા ત્યાં સુધી કે આજે આપણી સામે 'નહવ' નું જે ઇલ્મ છે તેમાં અને સિબવીય્યાહના યુગમાં જે હતું તેમાં જમીન-આસમાનનો તફાવત દેખાય રહયો છે;પરંતુ તેમ છતાં તેના મુળભુત સિદ્ધાંતો અને આધારભુત બાબતો તો તે 'સિબવીય્યાહ'નું જ 'નહવ' ગણાશે અને ફઝીલત તેના માટે જ સાબીત થશે.

આ જ રીતે વિચારીએ તો દુનિયાના દરેક શોધ-ખોળને આ નિયમ લાગુ પડી રહયો છે. જેમકે જ્યારે કોમ્પ્યુટરની શોધ થઇ ત્યારે તે એટલું વિશાળ કદનું હતું કે એક પુરાં ઓરડામાં સમાતું હતું છતાં તેની મેમરી બીલ્કુલ ઓછી હતી; જ્યારે આજે એજ કોમ્પ્યુટરના આધારે અતિઆધુનિક માઇક્રો કોમ્પ્યુટરની શોધ થઇ ચુકી છે, જે માનવીના ખીસ્સામાં સમાઇ જાય છે અને તેની મેમરી અતિશક્તિશાળી હોય છે. આમ છતાં કોમ્પ્યુટરના મુળસિદ્ધાંતો તો એ જ રહેશે, જેમાં ફેરફાર થઇ શકતો નથી માટે તેનો બધો યશ મુળ શોધકને જ મળશે. આ રીતે દુનિયાની દરેક આધુનિક શોધ-ખોળોને આ નિયમ લાગુ પડશે.

ઉપરોકત ચર્ચાથી એ સાબીત થઇ રહયું છેકે કોઇપણ ઇલ્મ કે શોધખોળનો વિકાસ તેના અનુગામીઓની વિચારસરણી તેમાં ભળવાં અને વિવિધ દ્રષ્ટીબિંદુઓ એકત્રીત થવાથી થાય છે. તો અહીં એ જ રીતે આ નિસ્બત પાછળવાળાઓની તવજ્જોહાત અને ચિંતન-મનન થકી વધુ સાફ, વધુ પારદર્શક અને વધુ ધારદાર બની ચુકી છે તેમજ આ તરીકો વધુ ઝડપી અને ટુંકો બની ચુકયો છે; નહીંતર અસલ તરીકો નિસ્બત તો એ જ હઝરત ખ્વાજા બાકીબીલ્લાહ(કુદ્દસ્સીર્રહુ)નો તરીકો અને નિસ્બત છે જેમાં લેશમાત્ર ફર્ક કરેલ નથી, પરંતુ ખોટી કાનભંભેરણીથી હઝરત મીર્ઝા હિસામુદ્દીન અહમદ





(રહેમતુલ્લાહ અલયહ) તેને અલગ સમજી રહયાં હતાં.

આમ જોવા જઇએ તો અહીં આ નિસ્બતને ભૌતિકશાસ્ત્રનો 'લો ઓફ પોટેન્ટાઇજેશન' (શક્તિકરણનો સિદ્ધાંત) લાગુ પડી રહયો છે કે, જ્યારે કોઇપણ અણુંઓને જેમ વધુને વધુ વિભાજન થતું જશે તેમ તેમ તેની શક્તિ વધુ પ્રબળ બનતી જશે ત્યાં સુધી કે આ સતત ચાલતી વિભાજનની પ્રક્રિયા થકી માત્ર એક અણુમાં એટલી શક્તિ પૈદા થઇ જશે કે તે એક અણું આખા શહેરનો વિનાશ નોતરી દેશે. એજ રીતે રૂહાની નિસ્બત એક સીનામાંથી બીજા સીનામાં પરિવર્તીત થતી રહેશે અને તેના વાસ્તા તથા વસીલાઓ વધતાં જશે તેમ તેના નિખાર તથા તેજસ્વીતામાં અનુગામીઓની પોતાની રૂહાનીશક્તિઓ ભળવાના કારણે ખુબજ વધારો થતો રહે છે, આમ આ રીતે વાસ્તાઓ અને વસીલાઓ વધવાથી આ નિસ્બત પણ શક્તિકૃત નિસ્બત (Potentised Spirit)બની ચુકી છે;જે તાલીબના સીનામાં ઉતરીને વિસ્ફોટક જેવું કાર્ય કરે છે.

હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની(રદીયલ્લાહોત્આલા અન્હો) ના સાહેબઝાદા કય્યુમેસાની ઉર્વતુલ્વુસકા હઝરત ખ્વાજા મોહંમદ માસુમ સરહિંદી(કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ)એ તાલીબની તર્બિય્યત માટે આપના વાલીદે મોહતરમથી પણ વધુ ટુંકો તરીકો તજવીજ ફરમાવ્યો હતો જેમાં પ્રથમ તાલીબના 'લતીફાએ કલ્બ' પર તવજ્જોહ ફરમાવીને તેને ઝીક્ર વડે જારી ફરમાવવામાં આવે છે, અને પછી સીધી જ તવજ્જોહ 'લતીફા એ નફસ' પર આપવામાં આવે છે, જેમાં વચ્ચેના લતીફાઓ રૂહ, સર્ર, ખફી અને ઇખ્ફા આપ મેળે જ જારી થઇ જાય છે અને દરેક લતીફા ઉપર અલગથી તવજ્જોહ આપવાની જરૂરત રહેતી નથી; છતાંપણ તરીકો અને નિસ્બતતો એ જ છે, જેમાં ફેરફારની કોઇ ગુંજાઇશ નથી; માત્ર ચાલવાની રીત અલગ છે; તો અહીં કોઇ એવું નહીં કહી શકે કે હઝરત ખ્વાજા મોહંમદ માસુમ સરહિંદી (કુદ્દસ્સીર્રહુ)એ પોતાના વાલીદે મોહતરમથી અલગ તરીકો કે અલગ નિસ્બત ચલાવી હતી.

તમામ ચર્ચાનો સારાંશ એજ છેકે, વાસ્તાઓ અને વસીલાઓ જેટલી હદે વધુ હશે તેટલી જ હદે માર્ગ વધુ નીકટ અને પ્રકાશીત હશે. હઝરત ખ્વાજા અલાઉદ્દોલા (રહેમતુલ્લાહ અલયહ)નું આ કથન રૂહાનિય્યતના વિકાસના મામલામાં જેટલું સત્ય પુરવાર થઇ રહયું છે, એજ રીતે દરેક ભૌતિક શોધ-ખોળો માટે પણ નક્કર પુરવાર થઇ રહયું છે.

તેમજ સરકાર મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ પોતાના મુબારકપત્રોમા એક જગ્યાએ ફરમાવ્યું છેકે, **‘ફઝીલત આગળના લોકો માટે છે, પરંતુ કમાલીય્યત તો પાછળવાળાઓ માટે જ સાબીત છે.’** અહીં આ વાત બિલ્કુલ સત્ય સાબીત થઇ રહી છે; દરેક શોધ-ખોળામાં ફઝીલત તેના મુળ સ્થાપક જ માટે સાબીત થાય છે, પરંતુ આ શોધ-ખોળોનો અંતિમ તબક્કા સુધીનો કમાલ તો પાછળવાળાઓ જ હાંસીલ કરે છે.

આમ, આજે જે રીતે ભૌતિક જગતની તરક્કી પાછળવાળાઓના ચિંતન-મનન વડે ચરમસીમાએ પહોંચેલી છે, એ જ રીતે આ મહાન નિસ્બતની તેજસ્વીતા અને આ મહાન તરીકાના કમાલને તેના અનુગામીઓએ પોતાના ચિંતન-મનન અને રૂહાની ચૈતન્ય વડે ચરમસીમાએ પહોંચાડી દ ીધેલ છે. જો આજે સાચી તલબ ધરાવનારો તાલીબ હોય તો રસ્તો ઘણો જ સરળ અને પ્રકાશીત થઇ ચુક્યો છે, કારણકે આ યુગ કમાલાતો જાહેર થવાનો યુગ છે, નહીં કે ફઝીલતોનો યુગ. જ્યારે ભૌતિક જગતે કમાલાતોની આટલી જબરજસ્ત હરળફાળ ભરી છે, તો પછી રૂહાનિય્યતનું જગત કઇ રીતે પાછળ રહી જાય ? આ મુદ્દો દરેક ઇન્સાફ પસંદ વ્યક્તિ માટે ઘણો જ મનનીય છે.

★

## મકતુબ શરીફ નં. ૨૮

**-: પ્રતી :-**

**હઝરત અલ્લામા અય્યુબ મોહતસીબ**

(રહમતુલ્લાહ અલયહ)

**-: વિષય :-**

આ મહાન નકશબંદી તરીકા તરફ રગબત(આકર્ષણ)પૈદા કરવા માટે લખ્યો

**-: વિગતો :-**

હમ્દો સલાત તથા તબ્લીગ અને દાઅ્વતનો હકક અદા કર્યા પછી પ્રિય ભાઇને જાણ થાય કે તમે તમારા અનેક પત્રોમાં નસીહતો તલબ કરી હતી; પરંતુ આ ફકીરની દ્રષ્ટી પોતાની કોતાહીઓ પર હોવાથી આ વાતને કબુલ કરવાની હિમ્મત કરતો ન હોતો, તેમ છતાં જયારે વારંવાર તમારો આગ્રહ થતો રહયો તોઆ અનુસંધાને કેટલાક તુટ્યાં-ફુટ્યાં ફકરાઓ લખું છું, જે ધ્યાનપુર્વક સાંભળો અને જાણી લ્યો કે તાલીબ માટે જરૂરી અને બંધન કર્તા





બાબત છે તે અવામીરોનું પાલન અને નવાહી (પ્રતિબંધીત કાર્યો)થી રોકાઇ જવું છે. આયાતે કરીમા..

**‘‘મા આતા કોમુર્રસુલો ફખોઝુહો વમા નહાકુમ અન્હો ફન્તહુ’’**

(અર્થાતઃ- રસુલ જે કંઇ તમને અતા કરે તેને સ્વીકારી લ્યો (અવામીર) અને જેનાથી તમને મનાઇ કરે (નવાહી) તેનાથી રોકાઇ જાવ.) આ બાબતની ગવાહીરૂપે છે.

અને તાલીબને ઈખ્લાસ (નિઃસ્વાર્થતા)માટે પણ હુકમ છેકે, **‘‘અલા લીલ્લાહીદ્દીનુલ્ખાલીસ.’’**(અર્થાત્ઃ- સાવધાન, ખાલીસ દીન માત્ર અલ્લાહ માટે જ છે.)અને આ ખાલીસ દીનની પ્રાપ્તી મકામે ફના તથા અલ્લાહ ત્આલાની ઝાત પ્રત્યે અણીશુધ્ધ મોહબ્બત વગરશકય નથી;માટે જ સુફીઓના તરીકાઓની સુલુક અત્યંત જરૂરી છે, કે જેના વડે આ મકામે ફના તથા અણીશુધ્ધ મોહબ્બત હાંસીલ થાય તેમજ ઈખ્લાસની હકીકત હાથ લાગે.

આમ તો જોકે સુફીઓના દરેક તરીકાઓ તેની કમાલીય્યત તથા પરિપુર્ણતાની દ્રષ્ટીએ ઘણી ભિન્નતા ધરાવે છે માટે એ વાત બધી રીતે સુયોગ્ય છે કે (તે પૈકી) એવો તરીકો અપનાવવો જોઇએ કે જેમાં સુન્નતોની પયરવી અને શરીઅતના હુકમોનું પાલન સૌથી વધુ હોય.અને આ તરીકો છે નકશબંદી મશાઇખોંનો. કારણકે આબુઝુર્ગવારોએ પોતાના તરીકામાં સુન્નતોને લાઝમી સમજી છે, બિદઅતોથી દુરી અપનાવી છે. તેઓ શરીઅતની છુટછાટો (રૂખ્સતો) પર અમલ કરવાનું ક્યારેય પસંદ નથી કરતાં, પછી બાહ્ય રીતે પોતાના બાતીન માટે તે ભલેને ઘણું જ ફાયદાકારક દેખાતું હોય તેમજ શરીઅતની અઝમતો (દ્રઢતાઓ)પર અમલ કરવાનું કદાપી છોડતા નથી પછી બાહ્ય રીતે પોતાના બાતીન માટે તે ભલેને ગમે તેટલું નુકશાનકર્તા દેખાઇ રહ્યું હોય.

તેઓએ પોતાના રૂહાની અહેવાલો અને મવાજીદોં (વજદાની કૈફીયતો)ને શરીઅતના આદેશોને તાબે કર્યા છે; રૂહાની ઝૌક તથા મઆરીફોંને દીની ઉલુમોના ખાદીમ સમજ્યા છે, તેઓ અમુલ્ય મોતીસમાન શરીઅતના અહેકામોને બાળકોની જેમ વજદ તથા હાલરૂપી દ્રાક્ષ અને અખરોટના બદલામાં હાથથી જવા દેતાં નથી. તેમજ સુફીઓના સુકીયા કલામ (મસ્તીભરી વાણી)તરફ આકર્ષીત કે તેનાથી મગ્રૂર થઇ જતાં નથી; નસ્સને છોડીને ફસ્સ ની આરઝુ કરતાં નથી; તેમજ ફુતુહાતે મદનીયા (અહાદીષેપાક) ને

છોડીને ફુતુહાતે મક્કીય્યાહ તરફ ધ્યાન આપતાં નથી; માટે જ તેઓનો હાલ હંમેશગી ધરાવે છે અને તેઓનો વક્ત (રૂહાની સમય) નિરંતર રહેનારો છે. અલ્લાહ સિવાયનો નક્શ તેઓના બાતીનમાંથી એટલી હદે ભુંસાઈ જાય છે કે જો અલ્લાહ સિવાય અન્ય કોઈને હાજર કરવા માટે હજાર વરસ સુધી ઈંતઝાર કરવામાં આવે તો પણ તેના બાતીનમાં હાજર થઈ શકે નહીં; બીજાઓ માટે વીજળીની જેમ ચમકનારી (બર્કી, ક્ષણભંગુર) તજલ્લીએ ઝાતી આ બુઝુર્ગો માટે હંમેશા ચમકનારી છે તેમજ જે હુઝુરની પાછળ ગૈબત હોય તેનો આ અઝીઝોની નઝદીક જરાપણ ભરોસો નથી. આયાતે કરીમા.

**''રીજાલુલ્લા તુલહીહીમ તીજારતુવ્વલા બયઉન અન ઝીક્રીલ્લાહ.''**

(અર્થાત્:- તેઓ એવા મર્દ છેકે વૈપાર તેમજ લેણ-દેણ તેઓને અલ્લાહના ઝીક્રથી ગાફીલ કરી શકતા નથી.) જેમાં તેઓના હાલનું વર્ણન છે.

આ સિવાય તેઓનો તરીકો તમામ તરીકાઓમાં સૌથી વધુ નિકટનો તથા ચોક્કસપણે મુસીલ (મેળાપ કરનારો) છે. અને બીજાઓનો અંત તેઓના આરંભમાં દર્જ છે. હઝરત સીદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો) તરફ સંબંધીત તેઓની નિસ્બત તમામ મશાઈખોંની નિસ્બતથી ચઢિયાતી છે; પરંતુ દરેકની સમજ આ બુઝુર્ગવારોની મઝાક (સુજબુઝ) સુધી પહોંચી શકતી નથી; એટલું જ નહીં પરંતુ શક્ય છે કે આ તરીકાના જ કેટલાક કમ હિમ્મત લોકો તેઓના અમુક કમાલાતોના ઈન્કાર કરી દે.

**'કાસીર ગર કુનદ ઈ તાઈફા રા તાઅ્નો કુસુર,**
**હાશાલીલ્લાહ કે બર આરમ બઝબાં ઈંગીલા રાં.'**

(અર્થાત્:- જો કોઈ નાકીસ સમજવાળો આ (નકશબંદી) ગીરોહના લોકો પર ઐતેરાઝ કરે તો ભલે કરે. હું તો તેઓની ફરીયાદ ક્યારેય પણ ઝબાન પર લાવી શકતો નથી.)

(એક) અરબી શાયર ફરમાવે છેકે,

**'ઉલાઈકા આબાઈ ફજેઅ્ની બે મીસ્લેહીમ,**
**ઈઝા જમઅ્તના યા જરીરુલ્જામેઓ.'**

(અર્થાત્:- મારા બાપ-દાદાઓ તો આવા (આ પ્રકારની ખુબીઓવાળા) છે, જ્યારે મહેફીલ સજેલી હોય ત્યારે તું પણ તેના જેવું (કોઈ) દ્રષ્ટાંત લઈ આવ.)

હઝરત ખ્વાજા અહેરાર (કુદ્દસ્સીર્રહુ) એ ફરમાવ્યું છેકે, આ મહાન





સિલસિલાના બુઝુર્ગો દરેક ધોખાબાઝી અને નાચનારાઓ (રક્કાસ) સાથે સંબંધ ધરાવતાં નથી; તેઓની કામગીરી જ અનોખી છે.

**'દાદેમ તોરા ઝે ગંજે- મકસુદો નિશાં.'**

(અર્થાત્:- અમે તને મકસુદોરૂપી ગંજ (ખજાનો) ની નિશાની દેખાડી દીધી છે.)

**''વસ્સલામો અલા મનીત્તબઅલહોદા વલ્તઝમ મુતાઅબતલ્મુસ્તફા અલયહે વ અલા આલેહી મીનસ્સલવાતે અફ્દલોહા વ મીનત્તસ્લીમાતે અકમલોહા.''**

(અને સલામ હો એ શખ્સ પર જે હિદાયતના માર્ગ પર ચાલ્યો અને હઝરત મોહંમદ મુસ્તફા (અલયહે વ અલા આલેહી મીનસ્સલવાતે અફ્દલોહા વ મીન્તસ્લીમાતે અકમલોહા) ની તાબેદારીને જરૂરી સમજીને અપનાવી.) **...વસ્સલામ.** (દફ્તર-૧, મકતુબ નં. ૨૪૩, ભાગ-૪)

**-: સમજુતી :-**

મઝકુર મકતુબશરીફમાં હઝરત સરકારે મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહ ત્આલા અન્હો) એ આ મહાન નકશબંદી તરીકાની ઘણીખરી ફઝીલતો અને ખુબીઓ ઉજાગર ફરમાવી છે; અને તેના સંદર્ભમાં આ તરીકાના મશાઈખોંની મહાન શાન વર્ણવી છે. જો કે આ પ્રકારની ચર્ચાઓ આગળના કેટલાય મકતુબ શરીફમાં આવી ચુકી છે, જેની સમજુતી પણ હું આગળ લખી ચુક્યો છું; માટે અહીં આ મુબારક પત્રની સમજુતી પેટે તમામ વાતોનું ફરીવાર પુનરાવર્તન કરતો નથી.

આ તમામ ચર્ચાઓ અને ફઝીલતો વારંવાર રજુ કરવા પાછળ હઝરત સરકાર મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહોત્આલાઅન્હો) નો મકસદ એ જ છેકે, લોકો આ મહાન દૌલતથી ગાફીલ ન રહે તેમજ આ મહાન તરીકાના ફૈઝાનથી મહેરૂમ (વંચીત) ન રહી જાય. અને આ તરીકાની 'એક્સપ્રેસ સ્પીડ' તથા ટુંકા અંતરવાળા માર્ગ થકી સામાન્યમાં સામાન્ય માણસ પર લાભાવિન્ત થાય; તેમજ શહેનશાહે નકશબંદ ઈમામુત્તરીકા હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અનહો) એ ખૈરાતરૂપે અર્પણ કરેલ આ પ્રારંભીક જઝબાહની મઝા લુંટે.

આ સંદર્ભમાં જ આપે પોતાના અન્ય એક મકતુબશરીફમાં એક ફારસી શૈર રજુ કર્યો છે જેનો ભાવાર્થ એ છેકે, તેનું (નકશબંદી તરીકાનું)

વિવરણ આ દુનિયામાં થઇ શકતું નથી. અને તે ઇશ્કના રહસ્યોની જેમ છુપાયેલું છે; છતાંપણ મેં તેના ગુણગાન ગાયા છે, તે એટલા માટે કે લોકો એ પહેલાં તેની ભાળ મેળવી લે કે આ અમુલ્ય વસ્તુ તેઓના હાથમાંથી સરકી જાય અને તેઓ હાથ મસળતા તથા અફસોસ કરતાં રહી જાય.

**નઉઝોબિલ્લાહ,** અહિં કોઇપણ તરીકાકે સિલસિલાને ઉતારી પાડવાની નિય્યત નથી; બધા સિલસિલાઓ મહાન અને નુરાની છે. અને છેવટે આ તમામ રૂહાની નદીઓ ફૈઝાને મોહંમદી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના મહાસાગરમાં ભળીને અલ્લાહ સુધી પહોંચે છે; એટલા માટે મુન્કીરો કે હસદખોરોની વાતોમાં આવીને આ તરીકાની ફઝીલતોનો હરગીઝ ઇન્કાર ન કરવો કારણકે હઝરત ખ્વાજા મોહંમદ બહાઉદ્દનશાહ નકશબંદ (કુદ્દસ્સીર્રહુ) નું ફરમાન છે કે, 'અમારા તરીકામાં કોઇને મેહરૂમી નથી, જે કોઇ અમારા તરીકાથી મોં મચકોડે તેના દીનનો ખતરો છે.'

★

## મકતુબ શરીફ નં. ૨૯

**-: પ્રતિ :-**

**હઝરત મૌલાના મોહીબઅલી**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

અમારા સંબંધોના આધાર અરસ-પરસની મોહબ્બત પર છે, તેમજ અમારી નિસ્બત પ્રતિબીંબરૂપ (ઇન્એકાસી) છે; જેમાં નિકટતા કે દુરીથી કશો જ ફર્ક પડતો નથી. વગેરે બાબતોના વર્ણન પેટે.

**-: વિગતો :-**

**અલ્હમ્દોલીલ્લાહે વ સલામુન અલા એબાદેહીલ્લઝીન નસ્તફા.** તમામ પ્રસંશાઓ અલ્લાહત્આલા માટે જ છે; અને તેઓના મકબુલ બંદાઓ પર સલામ હો.

આપનો પ્રેમસભર અને ચીવટથી લખેલો મુબારક પત્ર મળ્યો; ઘણી જ ખુશી થઇ; સાથે સાથે તે પ્રેમભર્યા ઉમળકાઓ અને કેટલીક કમાલસભર ખાસીયતો વડે ભરેલો હોતા ખુશી ઉપર વધુ ખુશીનું કારણ બન્યું. આપે





અગાઉ કરેલ વાયદો પુરો કરવા માટે લખ્યું હતું.

મારા મખ્દુમ ! શરીઅતની રીતો પૈકી જે રીત ઉપર પણ આપ રહો તેમાં કશું જ વાધાંજનક નથી, પરંતુ શર્ત એ છે કે આપણી વચ્ચેનો મોહબ્બતનો સંબંધ અતુટ રહેવો જોઇએ અને આ ઇશ્તિયાક (ઉત્કટ પ્રેમ) ની આગ ઠંડી પડવી જોઇએ નહીં, પરંતુ દરેક ક્ષણે વધુમાં વધુ ભડકતી રહેવી જોઇએ. કારણકે આપણાં સંબંધો હુબ્બી (મોહબ્બત ભર્યા) છે અને આપણી 'નિસ્બત ઇન્એકાસી' તથા 'ઇન્સિબાગી' છે, જે જલ્દી કે વિલંબ તેમજ તરીકાની કેટલીક ખુબીઓનું હોવું કે ન હોવું (આ બાબતો) સિવાય તે (નિસ્બત) દુરી કે નિકટતા વચ્ચે કોઇ જ ફરક ધરાવતી નથી.

આ બાબતોનો વધુ ખુલાસો મારા અરશદી ફરઝંદ ને એક પત્રના અંતમાં તરીકાના બયાન પેટે લખ્યું છે. જેની નકલ વ્હાલા ભાઇ, સિયાદત પનાહ મીર મોહંમદ નોઅ્માનના મિત્ર લઇ ગયા છે, જે તેની પાસે માંગશો. આથી વિશેષ તો શું લખવું ?...**વસ્સલામ**

(દફ્તર-૧, ભાગ-૪, મકતુબ નં.-૨૬૨)

**-: સમજુતી :-**

આ મહાન નકશબંદી તરીકામાં તાલીબ અને મુર્શીદ વચ્ચેના મોહબ્બતભર્યા ગાઢ સંબંધો જ તાલીબને ઉચ્ચથી પણ અતિઉચ્ચ કક્ષા પર પહોંચાડી દેશે. કારણકે આ બુઝુર્ગોની નિસ્બત એ 'નિસ્બતેહુબ્બી' છે માટે જ આ મુબારક પત્રમાં હઝરત કય્યુમે ઝમાની શૈખ અહેમદ ફારૂકી (કુદ્દસ્સીર્રહુલ્નુરાની) એ હઝરત મોહીબ્બેઅલી (રહેમતુલ્લાહ અલયહ) ને ખાસ ભારપુર્વક લખ્યું છેકે, તમે શરીઅતના વિવિધ મસ્લકો પૈકી કોઇપણ મસ્લક અપનાવો. તેનો કોઇ જ વાંધો નથી. પરંતુ કોઇપણ સંજોગોમાં આપણી વચ્ચેના મોહબ્બતભર્યા સંબંધોમાં કોઇ ત્રુટી પૈદા ન થવી જોઇએ; એટલું જ નહીં આ ઇશ્તિયાકરૂપી આગ વધુ ભડકવી જોઇએ; તેનું કારણ એ છેકે આ નકશબંદી નિસ્બત ત્રણ પ્રકારની ખાસિયતો ધરાવે છે.

**(૧)** આ નિસ્બત **'નિસ્બતેહુબ્બી'** છે. એટલેકે તેમાં મોહબ્બત ભર્યા અતુટ સંબંધો થકી જ આ નિસ્બત હરકત કરે છે અને શૈખે મુકતદાના સીનામાંથી તાલીબના સીનામાં પ્રવેશે છે. માટે જ અરસ-પરસની મોહબ્બત જેટલી ગાઢ હશે અને આ આગ જેટલી વધુ ભડકતી રહેશે, તેટલો જ ફૈઝ વધુ હશે.

**(૨)** આ નિસ્બત **'ઈન્એકાસી'** એટલે કે પ્રતિબિંબરૂપી છે. શૈખે મુકતદાના બાતીનનું પ્રતિબિંબ તાલીબના બાતીન પર ચમકે છે અને તાલીબમાં પોતાના પીર જેવી ખુબીઓ આવી જાય છે અથવા પીરની તમામ આદતો ગ્રહણ કરી લે છે.

**(૩)** આ નિસ્બત **'ઈન્સિબાગી'** એટલેકે રંગત ગ્રહણ કરનારી છે. અને સંગત જેવી રંગત ચઢાવી દે છે. માટે જ આ મહાન તરીકામાં તાલીબ શૈખે મુક્તદાના રંગમાં સંપુર્ણ પણે રંગાઇ જાય છે.

આ મહાન નિસ્બતની આ ત્રણેય ખુબીઓ પ્રાપ્ત કરવા માટે મોહબ્બતભર્યા સબંધોજ દરકાર છે. જો કે આ નિસ્બત હાંસિલ કરવા નઝદીકવાળા કે દુરવાળા બન્ને એક સમાન છે, માત્ર બે બાતોનો ફર્કછે કે કાં તો તાલીબ તેને જલ્દી પ્રાપ્ત કરીલે છે અથવાતો તેની પ્રાપ્તીમાં વિલંબ થશે. જેનો આધાર તાલીબની પોતાની યોગયતા પર છે. અને બીજી બાબત એ છે કે ઘણાં તાલીબો આ મહાન નિસ્બતની કેટલીક ખુબીઓના જાણકાર હોય છે. માટે તેને નિસ્બતની કૈફીયતનો અનુભવ થાય છે. જ્યારે અમુક તૈની ખુબીઓથી અજાણ હોવાથી આ કૈફીયતનો અનુભવ કરી શકતા નથી, છતાં પણ નિસ્બતની પ્રાપ્તીમાં બંને એક સમાન છે.

આ મહાન નિસ્બત આ પ્રકારની ખુબીઓ ધરાવતી હોવાના કારણે જ માઇલો દુર રહેતાં તાલીબની રૂહાની તર્બિય્યત શેખે મુક્તદા 'ગાએબાના તવજ્જોહ્' (અદ્રશ્ય આત્મબળ) વડે કરી શકે છે અને સેંકડો માઇલ દુરના તાલીબને પોતાના રંગમાં રંગી શકે છે, પરંતુ તેમાં શર્ત માત્ર અરસ-પરસના મોહબ્બત ભર્યા સંબંધો જળવાઇ રહેવાં છે. નહિંતર અહિં દુરી કે નજદીક બંને એક સમાન છે.

આ તરીકાની નિસ્બત ઇન્એકાસી તેમજ ઇન્સિબાગી હોવાની સાબીતી હઝરત ખ્વાજા મોહંમદ બાકીબીલ્લાહ (રહેમતુલ્લાહ અલયહ)ની એ મહાન અને મશહુર કરામત છે કે, આપ એક ભઠિયારા પર ખુશ થઇને તેની માંગણી અને આગ્રહ અનુસાર પોતાની તવજ્જોહ્ વડે હુબહુ પોતાના જેવો જ બનાવી દેછે, જેમાં કરામત ઉપર કરામત તો એછેકે તેનો ચહેરો-મોહરો, રંગ-રૂપ, પહેરવેશ, તેમજ બાતીની કૈફીયતો પણ આપ જેવો જ બની જાય છે. અને એટલી હદે આબેહુબ બની જાય છેકે લોકો માટે અસલ અને નકલમાં તફાવત કરવો મુશ્કેલ બની જાય છે.





★

## મકતુબ શરીફ નં. ૩૦

**-: પ્રતી :-**

**હઝરત શૈખ અબ્દુલહાદી બદાયુની**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

મુસલમાનોના હક્કોની ચર્ચા તેમજ એકાંતવાસ અપનાવવા દરમીયાન આ હક્કો છુટી ન જાય તેની તાકીદ પેટે

**-: વિગતો :-**

હમ્દો સલાત અને તબ્લીગો દાવતનો હક અદા કર્યા પછી માલુમ થાય કે મારા સદભાગી ભાઇનો આકર્ષિત કરતો પત્ર મળ્યો, ઘણીજ ખુશી થઇ.

અલ્લાહ ત્આલાની હમ્દ અને તેનો એહસાન છે કે વિયોગ અને દુરીનો લાંબો ગાળો પસાર થવા છતાં પ્રેમભાવ તથા ખુલુસ તેમજ દોસ્તી તથા આપણી અંગત નીસ્બત ઉપર તેની કોઇ અસર ન થઇ, તેમ છતાં પણ આપ ખુદજ અહી પધારતા તો ઘણું સારૂ કહેવાત. **'વલ ખયરો ફીમા સનઅલ્લાહુત્આલા'** (અથાર્ત : અલ્લાહ ત્આલા જે કરે તેમાજ ભલાય છે.)

આપે એકાંતવાસમાં જવાની ઈચ્છા જાહેર કરી હતી. હાં, બેશક એકાંતવાસ (ગોશાનશીની) એ સીદ્દીકોની આરઝું છે, જે આપને મુબારક હો. આપ જરૂર એકાંતવાસ અપનાવો અને લોકોથી છુપા રહો, પરંતુ(તેમા શર્ત એ છે કે) મુસલમાનોના હક્કો હાથથી છુટવા ન જોઇએ. હુઝુર નબ્બી એ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમે) ફરમાવ્યુ છે કે **'હક્કુલ મુસ્લીમે અલા મુસ્લીમે ખમ્સુન, રદુસ્સલામે, યાદતુલ મરીઝે, વ ઈત્તેબાઉલ જનાઇઝે વ ઇઝાબતુદ્દાવતે વ તસ્મીયતુલ આતીશે.'** (અર્થાત : મુસલમાનોના મુસલમાન પર પાંચ હક્કો છે. સલામનો જવાબ આપવો, બીમારપુર્સી કરવી, જનાઝામાં શરીક થવું, દાવત કબુલ કરવી અને છીંકનો જવાબ આપવો.) પરંતુ તેમાં દાવત કબુલ કરવામાં કેટલીક શર્તો છે.

'અહ્યાઉલ્ઉલુમ' માં લખ્યું છે કે 'જો ખાણું શંકાસ્પદ હોય, દાવતનું સ્થળ અને તેના પાથરણા વગેરે હલાલ નહોય એટલે કે રેશ્મી પાથરણા તેમજ ચાંદીના વાસણો હોય, છત તથા દિવાલ પર જાનદારની તસ્વીરો હોય, વાજીંત્રો અને કવ્વાલીનો સાજો સામાન હોય, જુઠ તથા આક્ષેપ બાજીની

મહેફીલ હોય તો આ બધી પરીસ્થીતીમાં દાવત કબુલ કરવાની મનાઇ છે, એટલું જ નહી પરંતુ આ બધા કાર્યો દાવતને હરામ તથા મકરૂહ ઠહેરાવે છે. આજ પ્રમાણે જો દાવત આપનારો જાલીમ, ફાસીક, બીદઅતોનો પ્રચારક, ફીત્નાખોર, ઘમંડી કે પાખંડી તેમજ વ્યર્થ કાર્યો અપનાવનારો હોય તો પણ તેજ હુકમ છે.

'શરઅતુલ ઈસ્લામ'માં લખ્યું છે કે 'જે ખાણું આડંબર રૂપે કે પોતાની ખ્યાતી માટે તૈયાર કરવામાં આવ્યું હોય તેવા ખાણાની દાવત ન સ્વીકારો'

તદ્દઉપરાંત 'મોહીત'માં છે કે 'જે સ્થળ પર ખેલ તમાશા અને ગીત સંગીતના સાધનો હોય, માણસો ગીબતમાં મશગુલ હોય અને શરાબ પીતા હોય ત્યાં બેસવું ન જોઇએ આ વાત 'મુતાલેબુલ્મોઅ્મેનીન'માં પણ છે.

અને જો આ પ્રકારની એક પણ અડચણ વચ્ચે ન હોય તો દાવત સ્વીકાર્યા વિના છુટકારા નથી પરંતુ વર્તમાનયુગમાં આવી બાબતોનું ન હોવું અસંભવીત છે. તદ્દઉપરાંત એ પણ જાણી લ્યો કે **'ઉઝલત અઝ અગીયાર બાયદ ન ઝે યાર'** (અર્થાત : એકાંતવાસ પારકાઓથી હોવો જોઇએ નહી કે સ્વજનો થી.) એટલા માટે હમરાઝો(એહલે તરીકત બીરાદરો)ની સાથે સોહબત રાખવી એ આ મહાન(નક્શબંદી)તરીકાની સુન્નતે મોઅ્ક્કેદાહ્ છે.

હઝરત ખ્વાજા નકશબંદ (કુદ્દસ્સીર્હુલ્અઝીઝ)ફરમાવ્યું છેકે,'અમારો તરીકો સોહબત છે; એટલા માટે કે એકાંતવાસમાં ખ્યાતી છે અને ખ્યાતીમાં આફત છે. સોહબતથી મુરાદ અહીં સિલસિલાના તરફદારોની સોહબત છે નહીંકે સિલસિલાના વિરોધીઓની કારણકે સોહબતમાં અરસ-પરસ એક બીજામાં ફાની હોવું શર્ત છે, જે મનમેળ વગર શકય નથી.'

'મિશ્કાત'ના હાંશિયાં પર ઉલ્લેખ છે એ મુજબ જો બિમારની બિમારપુર્શી કરનાર હોય ત્યારે તો તેની બિમારપુર્સી કરવી સુન્નતેમુઅ્કેદાહ છે, નહીંતર તો વાજીબ છે. જનાઝાની નમાઝમાં શરીક થવા માટે જનાઝાની પાછળ થોડાક ડગલાં ચાલવું જોઇએ જેથી મૈયતનો હકકઅદા થાય; તેમજ જુમ્આ, જમાઅત, પંજગાના નમાઝો તથા બંને ઇદોની નમાઝો માટે હાજર થવું ઈસ્લામની જરૂરત પૈકી છે; જેના વગર છુટકો નથી; આ સિવાયનો સમય એકાંતવાસ અને અલગતામાં ગુજારે; પરંતુ તેમાં પણ પોતાની નિય્યતને ખુબ દુરસ્ત કરે કે જેથી આ એકાંતવાસ કોઇ દુન્યવી લાલચ વડે કલંકીત ન થાય. અને આ એકાંતવાસથી માત્ર અલ્લાહના ઝીક્ર સાથે બાતીનની એકાગ્રતા અને વ્યર્થકાર્યોથી વિમુખતા સિવાય અન્ય કોઇ હેતું ન હોય. આ નિય્યતને





દુરુસ્ત કરવામાં ખુબજ સાવધાનીપુર્વક વર્તે એવું ન બને કે તેમાં ગર્ભિતરીતે કોઇ નફસાની ગરજ છુપાયેલી હોય. એટલા માટે નિય્યતની દુરસ્તી માટે અલ્લાહ ત્આલાની બારગાહમાં ખુબ જ કાકલુદી, આજેઝી, અને ઇન્કેસારી દાખવે અને આક્રંદ કરે; જેથી નિય્યતની હકીકત પ્રાપ્ત થાય. પછી સાતવાર ઇસ્તેખારાહ કરીને નિય્યતની દુરસ્તી સાથે એકાંતવાસ અપનાવે.

ઉમ્મીદ છેકે તેના થકી ખુબ જ મહાન મહાન ફાયદાઓ હાંસીલ થશે. બાકી હાલતોને રૂબરૂ મુલાકાત પર મૌકુફ રાખું છું**...વસ્સલામ.**

(દફતર-૧, મકતુબ નં.-૨૬૫, ભાગ-૪)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મુબારક પત્ર હઝરત મહેબુબે સમદાની એ એકાંતવાસની કેટલીક શર્તો, તેના માટે નિય્યતને દુરસ્ત કરવા અને આ એકાંતવાસ દરમ્યાન કોઇપણ સંજોગોમાં મુસલમાનના પાંચ હકકો કયારેય હાથથી છુટવા ન જોઇએ તેની તાકીદ પેટે લખ્યો છે.

બીજી મહત્વની વાત એ છેકે, એકાંતવાસ અપનાવવા કરતાં આપે સોહબતને વધુ મહત્વ આપ્યું છે. બલ્કે આ મહાન નકશબંદી તરીકાની સુન્નતે મુઅ્કેદાહ કહી છે; અને તે એટલા માટે કે આ તરીકો પુરેપુરો સોહબત પર જ આધારીત છે. જે રીતે કે સાહબાએ કિરામે (રીદવાનુલ્લાહ ત્આલા અલયહીમ અજમઇન) હુઝુર નબીએ પાક(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની સોહબત થકી જ સહાબીય્યતનો મર્તબો હાંસીલ કર્યો છે એ ઉમ્મતના તમામ ઔલીયાએ કિરામ પર અગ્રતા તથા ફઝીલત હાંસીલ કરી છે; જે આં હઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની સોહબતનો જ નતીઝો છે; કારણકે અહીં ફૈઝ હાંસીલ 'ઇન્એકાસી' તથા 'ઇન્સિબાગી' છે માટે સોહબતના ઝરીયે પ્રતિબિંબરૂપ ફૈઝ હાંસીલ કરીને સંગતની રંગતમાં રંગાઇ જાય છે. એ જ રીતે આ તરીકો પણ ઐન સહાબાએ કિરામ (રીદવાનુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન)નો તરીકો હોવાથી, તમાં પણ સોહબતને જ વધુ મહત્વ છે.

પરંતુ સોહબત માટે આપે કેટલીક શર્તો રજુ કરી છે જેમકે સોહબત સિલસિલાના તરફદાર સાથે હોવી જોઇએ, જે હમરાઝ છે. સિલસિલાના વિરોધી સાથે સોહબત રાખવી કાતીલ ઝેર સમાન છે; અને તે એટલા માટે કે સોહબતમાં અરસ-પરસ એક-બીજાનું ફાની હોવું શર્ત છે, જે હમરાઝ કે

હમખ્યાલની સોહબત વિના શકય નથી. આમ, પરસ્પર સોહબત ધરાવનારાઓ સમાન વિચારસરણીવાળા હોવા જોઇએ તેમજ તેઓની વચ્ચે પુરેપુરો મનમેળ હોવો જરૂરી છે.

આગળ કહ્યું તેમ વિરોધીની સોહબત તાલીબ માટે કાતીલ ઝેર સમાન છે, જે તેને હલાક કરી દેશે. મોટાભાગે તાલીબો અને મુરીદોને થતા નુકસાન પાછળ આ વિરોધીઓની સોહબત જ જવાબદાર છે. આટલા મહાન સિલસિલામાં દાખલ થયા પછી પણ નુકસાનમાં રહેનારો ચોકકસપણે કોઇ સિલસિલાના વિરોધીની સોહબતમાં જ ફસાઇ ગયો છે.

તદુપરાંત આપે આ મકતુબશરીફમાં મુસલમાનોના પાંચ હકકોની ચર્ચા કરી છે, જે એકાંતવાસ દરમ્યાન ક્યારે છુટવા ન જોઇએ; તેમજ પંજગાના નમાઝો, જુમ્આ, જમાઅત, ઈદૈનની નમાઝોની હાજરીને આપે જરૂરીયાતે ઈસ્લામ કહેલ છે; આ બધુ અદા કર્યા પછીબાકી રહેતો સમય એકાંતવાસમાં ગાળવો જોઈએ. અને તેમાં પણ નિય્યતની ખુબજ સાફ કરવી જોઇએ અને અલ્લાહ ત્આલાની બારગાહમાં આ માટે ખુબ જ આજેઝી અને કાકલુદીઓ કરવી જોઇએ, તો જ એકાંતવાસનો ફાયદો હાંસીલ થઇ શકે છે.

## મકતુબ શરીફ નં. ૩૧

**-: પ્રતિ :-**

**ખાનેખાનાન હઝરત અબ્દુર્રહીમખાન**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

નાકીસ પીરોથી તરીકો ગ્રહણ કરવાની મનાઇ કરવા અને તેનાથી થતાં નુકસાનો તથા તકલીફો તેમજ કાફીરો જેવા ઉપનામો (તખલ્લુસો) ધારણ કરવાની મનાઇ કરવાના બયાન પેટે..

**-: વિગતો :-**

અલ્લાહ ત્આલા આપણને એવા કીલો-કાલ(વ્યર્થ દલીલો)થી બચાવે જે હાલ(વર્તન)થી ખાલી હોય તેમજ એવા ઇલ્મથી પણ બચાવે કે જે અમલથી ખાલી છે. **અલયહે વ અલા આલેહીમીનસ્સલવાતે અફદલોહા વ મીન ત્તસ્લીમાતે અકમલોહા.** અલ્લાહત્આલા એ બંદા પર પણ રહેમ કરે જેઆ વાત આમીન કહે.





સઆમદતમંદ અને સત્યપ્રેમી ભાઈએ તમારો પત્ર પહોંચાડયો. અને પોતાના શબ્દોમાં તમારી તરફનાહાલાતો રજુ કર્યા; જ્યારે તેઓએ આ હાલાતો રજુ કર્યા તો મેં આ શૈર કહ્યો

**'અહલ્લલે સોઅદા વર્રસુલે વ હબ્બઝા,**

**વજ હુર્રસુલે લે હુબ્બે વજહીલ્મુરસલ.'**

(અર્થાત્:- હે માશુકા અને તેના કાસીદ (સંદેશા વાહક) ! તમે તમારા ઘરવાળાઓમાં પધાર્યા છો. અને તમારી તરફથી આવનાર કાસીદનો ચહેરો કેટલો ખુબસુરત છે!?! કારણ કે (તેને) રવાના કરનારનો ચહેરો અત્યંત મહેબુબ (પ્રિય) છે.)

હે કમાલ જાહેર થવાને લાયક મારાપ્રિય ભાઇ ! અલ્લાહ ત્આલા તમારી કુવ્વતને ફેઅલ (કાર્ય) તરફ ખેંચી લાવે. તમને એ વાતની જાણ હોવી જોઇએ કે, દુનિયા આખેરતની ખેતી છે, તો તેઓની ઉપર અફસોસ છેકે જેઓએ તેમાં કશું જ વાવ્યું નહી; લાયકાતરૂપી જમીનને ખાલી છોડી દીધી અને અમલોરૂપી બીજને વેડફી નાખ્યું.

તેમજ એ પણ જાણવું જોઇએ કે, જમીનને બરબાદ કરવાના અને વ્યર્થ છોડી દેવાના બે પ્રકાર છે.એક તો(૧) એ કે તેમાં કશું જ વાવે નહીં. અને બીજું (૨) એકે તેમાં ખરાબ તથા નાપાક પ્રકારનું બીજ વાવે. અને આ બંને પ્રકારો પૈકી બીજને વેડફી નાંખવાનો આ બીજો પ્રકાર બરબાદી માટે અત્યંત નુકસાન કારક અને વધુ ખરાબ છે જે સ્પષ્ટ વાત છે. હવે આ બીજનું ખરાબ તથા નાપાક હોવાનો અર્થ એ છે કે કોઇ નાકીસ પીરથી તરીકો ગ્રહણ કરે અને તેના માર્ગ દર્શન મુજબ ચાલે. આ નાકીસ પીર પોતાની નફસાની ખ્વાહીશાતો(મનેચ્છાઓ)નો તાબે અને તેની પયરવી કરનારો છે; અને જે વસ્તુમાં નફસની વાસનાઓ તથા મનેચ્છાઓ ભળેલી હોય તે ક્યારેય અસરકારક બની શકતું નથી. કદાચ જો તે અસર કરશે તો પણ નફસની વાસનાઓનું વધુ પોષણ કરનાર હશે. આ રીતે અહીં અંધકાર(ઝુલ્મત) પર અંધકારનો જ વધારો થશે.

અને (તેની) બીજી ખરાબી એ છેકે, આ નાકીસ પીર અલ્લાહ ત્આલા સુધી પહોંચાડનારા માર્ગો અને નહીં પહોંચાડનારા માર્ગો વચ્ચેનો ભેદ પારખી શકતો નથી; કારણકે તે ખુદ જ હજુ સુધી વાસીલ(પહોંચેલો)થયો નથી. તેમજ આ નાકીસ પીર તાલીબની વિવિધ પ્રકારની કાબેલીયતો વચ્ચે ફર્ક કરી શકતો નથી. જેમકે તે જઝબાહ્ અને સુલુકના તરીકા વચ્ચે ફર્ક કરી શકતો

નથી; તો એ વાતની પુરી સંભાવના છેકે એક તાલીબની કાબેલીયત શરૂઆતથી જઝબાહ્ના માર્ગ પર ચાલવાની હોતા સુલુકનો માર્ગ તેના માટે અનુકુળ નથી હોતા છતાંપણ આ નાકીસ પીર પોતાની વિવિધ માર્ગોને ઓળખવાની અણઆવડતના કારણે તે તાલીબને સુલુકના માર્ગ પર ચલાવીને તેને ગુમરાહીમાં ધકેલી દેશે, જેરીતે કે ખુદ ગુમરાહ થયો છે. પછી જ્યારે કામીલ અને કામીલ બનાવનારો પીર આવા તાલીબની રૂહાની તર્બિય્યત કરવાનો તથા તેને મારેફતના માર્ગ પર ચલાવવાનો ઈરાદો કરે તો સૌપ્રથમ તેણે આ નાકીસપીર થકી પૈદા થયેલી ખરાબીને દુર કરવી પડશે અને ત્યાર બાદ તેની (તાલીબની) કાબેલીયતરૂપી ફળદ્રુપ જમીનમાં નકે તથા યોગ્ય બીજનું વાવેતર કરે તો તેમાંથી સારા છોડવાઓ ઉગી નીકળશે. (આયાતે પાક)

**''મસલો કલેમતીન ખબીષતીન કશજરતીન ખબીષતીન ઈજતસ્ત મીન ફવકેલ્અર્દે માલહા મીન કરાર''** (અર્થાત્:- નાપાક કલ્મા(શબ્દો)નું દષ્ટાંત નાપાક ઝાડ સમાન છે કે જે જમીનની ઉપરથી જ ઉખેડી લેવામાં આવ્યું હોય, જેના માટે કશે મજબુતી કે સ્થિરતા નથી.) જ્યારે

**''વ મસલો કલેમતીન તય્યેબતીન કશજરતીન તય્યેબતીન અસ્લોહા સબેતુવ્વ ફરઓહા ફીસ્સમાએ.''** (અર્થાત્:-અને પાક કલમાનું દષ્ટાંત એ પાક ઝાડ સમાન છેકે જેનું મુળ મજબુત અને સ્થિર છે તેમજ તેની ડાળીઓ આસમાન પર છે.)

આ રીતે કામીલ અને કામીલ બનાવનાર પીરની સોહબત 'કીબ્રીયતે એહમર' (લાલગંધકની જેમ અકસીર જેવી )છે; તેની દષ્ટી (રૂહાની બિમારીઓ માટે) દવારૂપ અને તેઓની વાણી (કલામ)તંદુરસ્તી અર્પનારી છે; આ સિવાય તો માત્ર કાંટાળા ઝાડ પર હાથ ફેરવવા જેવી વાત છે. અલ્લાહ ત્આલા આપણને શરીઅતે મુસ્તવીય્યાહ અલા સાહેબીસ્સલાતો વસ્સલામો વત્તહીય્યાતના તરીકા પર સાતત્ય અને ઈસ્તેકામત અતા ફરમાવે કારણકે શરીઅતનું અનુસરણ જ અસલ કાર્ય, મુકિતનો આધાર તેમજ સદ્ભાગ્યની ચાવી છે. ફારસીમાં કોઈકે કેટલું સરસ કહ્યું છેકે,

**'મોહંમદ અરબી આબરૂએ હર દોસરા અસ્ત,**
**કસે કે ખાક દરશ નેસ્ત ખાક બહ સરે ઉ.'**

(અર્થાત્:- મોહંમદે અરબી (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)દુનિયા અને આખેરત બંનેના સરદાર છે, જે શખ્સ આપના દરવાઝાની ધુળ બનવા





ઈચ્છતો નથી; તેનું માંથુ ધુળમાં રગદોળાય.(એટલેકે તે બે આબરૂ અને નિરાશ થાય.))

હવે અમે અહીં આ ચર્ચાને હુઝુર સૈયદુલ્મુરસલીન (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)પર સલાતો-સલામ સાથે પુરી કરીએ છીએ. આપની ઉપર હંમેશા માટે તસ્લીમાત, તહીય્યાત અને બરકાત નાઝીલ થતાં રહે.

**-: પત્રની પુરવણી :-**

સદ્ભાગી ભાઈએ લખ્યું છેકે તેના સાથીદારો પૈકી કેટલાંક વિદ્રાન શાયરો છે, જેઓએ પોતાના અશ્આરો (શેરો)માં પોતાનુ ઉપનામ (તખલ્લુસ) 'કુફ્રી' રાખ્યું છે, જો કે આ શાયરો સાદાતે કિરામ અને શ્રેષ્ઠ લોકો પૈકી છે. જેવાત ઘણી જ નવાઈ જનક છે. કાશ, મને એ વાતની જાણ થઈ જતી કે આ પ્રકારની બુરી ઓળખ રાખવા માટે તેને કઈ વસ્તુએ આકર્ષયા. મુસલમાનો માટે જરૂરી છેકે તે આ દુષ્ટ નામથી શેરથી પણ વધુ દુર ભાગે અને તેને પુરી રીતે ધિક્કારે તથા ઘૃણાસ્પદ સમજે. કારણકે આ નામ તેમજ તેના ધારણ કર્તા બંને અલ્લાહત્આલા તેમજ તેના રસુલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની નજદીક બિલ્કુલ નાપસંદ તથા ધિક્કારને પાત્ર છે. મુસલમાનોને તો એ આદેશ છેકે કાફીરોથી દુશ્મની રાખે અને તેની સાથે સખ્તાઈપુર્વક વર્તે. એટલા માટે આ પ્રકારના બુરા નામથી સાવચેતી રાખવી અને પીછો છોડાવવો વાજીબ તથા જરૂરી છે.

કેટલાક મશાઈખ (કદ્દસ્સલ્લાહો ત્આલા અસરાહુમ)ના લખાણોમાં સુક્રના ગલ્બાના કારણે (મસ્તીનો ગલ્બો) કુફ્રની તારીફ તેમજ જનોઈ વગેરે બાંધવાની રગબત જાહેર થયેલી છે. જેનો જાહેરી અર્થ લેવામાં આવતો નથી, પરંતુ તેનું યોગ્ય અર્થઘટન કરવામાં આવે છે, નહીં કે માત્ર જાહેરી કે નજદીકનો અર્થ; તેઓ સુક્રના ગલ્બાના કારણે આ પ્રતિબંધીત કાર્યો કરવા માટે મજબુર હોય છે. છતાંપણ આ બુઝુર્ગોની નિકટ હકીકી કુફ્ર હકીકી ઈસ્લામની સરખામણીમાં નખશીસ ખામી ભરેલું અને ખરાબ છે. તેમજ જે લોકો આ પ્રકારનો સુક્રનો ગલબો ધરાવતાં નથી અને હાલ વડે મગલુબ થયેલાં નથી તેઓ આ મસ્તીવાળા(એહલેસુકર)નું અનુસરણ કરી શકતા નથી તેમજ એહલે શરાઅ્ (શરીઅતવાળા લોકો)ની નજદીક તેઓ તેના માટે મજબુર પણ નથી. કારણકે દરેક વસ્તુ માટે એક ખાસ ઋતુ અને સમય હોય છે કે ત્યારે તે વધુ સારી અને પસંદગીપાત્ર લાગે છે, જ્યારે અન્ય સમયમાં એજ વસ્તુ ખરાબ લાગે છે. સમજદાર વ્યક્તિ એછેકે જે એક સમયનો બીજા

સમય પર ક્યાસ કરતો નથી.

માટે તેઓને મારી તરફથી કહો કે આ પ્રકારનું ઉપનામ બદલીને અન્ય કોઇ સારૂં ઇસ્લામી ઉપનામ ધારણ કરે; કારણકે મુસલમાનની વાણી તથા વર્તન મુજબ કોઇ ઇસ્લામી લકબ જ યોગ્ય છે માટે તેને અલ્લાહ અને તેના રસુલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના પસંદીદા દીન સાથે જ સંબંધીત કરવું જોઇએ તેમજ ખોટા આરોપો તથા બુરાઇના સ્થળોથી બચવું જોઇએ. જે રીતે કે આપણને તેનો આદેશ મળેલો છે. **''ઈત્તકુ મીમ્મવાદે ત્તોહમે''** (અર્થાત્ઃ- તોહમત (આરોપ)ની જગ્યાઓથી બચો.)

નખશીસ સત્ય અને બિલ્કુલ રજવિહીન કલામઃ અલ્લાહ સુબ્હાનહુ ત્આલા ફરમાવે છેકે, **''વલઅબ્દુ મ્મુઅ્મેનુન ખયરૂ મ્મીમ્મુશરેકીન.''** (અર્થાત્ઃ- અને બેશક મોમીન બંદો(ગુલામ) મુશ્કીરોથી શ્રેષ્ઠ છે.)

**વસ્સલામો અલા મનીત્તબઅલ્હોદા.**

(હિદાયતની પયરવી કરનાર દરેક પર સલામતી નાઝીલ થાય.)આમીન..

(દફતર ૧,ભાગ-૧, મકતુબ નં. ૨૩.)

H H H H H H H H H H H H H H H H

**- : સમજુતી :-**

આ મકતુબ શરીફ જેની તરફ લખવામાં આવ્યો છે તે હઝરત મીર્ઝા અબ્દુર્રહીમ ખાનેખાનાં (રહેમતુલ્લાહ અલયહ)હી.સ. ૯૬૪માં શહેરોના કુતુબ એવા લાહૌરમાં પૈદા થયા. પરવરીશ આગ્રામાં થઇ. તેઓએ ખુબ મહાન આલીમો પાસેથી ઇલ્મ હાંસીલ કર્યું. ગુજરાત પહોંચીને હઝરત શૈખ વજહુદ્દીન ગુજરાતી અલ્વી(રહેતુલ્લાહ અલયહ)થી રૂહાની તરીકો હાંસીલ કર્યો. આપનો અભ્યાસકાળ પુરો થતાં અકબર બાદશાહે જહાંગીરના ઉસ્તાદ તરીકે નીમેલાં; અને અકબરે જ તેઓને ખાનેખાનાં નો લકબ આપ્યો હતો. ગુજરાત, સિંધ, તથા દક્ષિણના પ્રાંતો તેઓના હાથે જ ફતેહ થયા હતાં.

તેઓ અરબી, તુર્કી, ફારસી, હીંદી તેમજ સિંધી એમ પાંચ ભાષાઓના જ્ઞાતા હતાં. અને કવિતાલખેન, સાહિત્ય તથા ઇતિહાસના વિશેષજ્ઞ હતાં. તેઓને કિતાબોના વાંચનનો એટલી હદે શોખ હતો કે જંગના મૈદાનમાં ઘોડાની પીઠ ઉપર સવાર હોવાની હાલતમાં પણ કિતાબો હાથમાં રહેતી હતી. આપના વિશે એવું પણ કહેવાય છેકે, ગુસ્લ કરતી વેળા પણ ખાદીમ કીતાબ ખોલીને હાથમા પકડી રાખતો હતો જે આપ વાંચતા રહેતા હતાં.

આલીમો, વિદ્વાનો અને સાહિત્ય કારો વગેરેનો આપને ત્યાં એટલો





મેળાવડો રહેતો હતો કેબાદશાહોને કે અમીરોને ત્યાં પણ જોવા મળતો ન હોતો. આપ પોતાના યુગમાં 'સાહેબુલ્કલમ વસ્સયફ' (કલમ તથા તલવારના ધણી)ના લકબ વડે મશહુર હતાં. પોતાના યુગમાં આપના જેવી બહુમુખી પ્રતિભા ધરાવતી અને સર્વગુણસંપન્ન વ્યકિત બીજી કોઇ જ નહોતી.

આ મકતુબશરીફમાં હઝરત સરકાર મહેબુબે સમદાની (કુદ્દસ્સીર્રહુ)એ મુખ્યત્ત્વે બે વાતો બયાન ફરમાવી છે. (૧)નાકીસ પીરનો તરીકો ગહણ કરવાની બુરાઇ તથા નુકશાનો તેમજ (૨) કાફીરો જેવા ઇલ્કાબો ધારણ કરવાની ખરાબીઓ.

અહીં આપે દુનિયાને આખેરતની ખેતી કહી છે જે એક હદીષેપાકનો મજમુન છે. અહીં ખેતીથી મુરાદ જિસ્મેઇન્સાની (ઇન્સાનનું શરીર) છે; જે વિલાયતના બીજની ખેતી છે, તેમજ તેનું દીલ એ ખેતીની જમીન છે.અને આ જમીન બે રીતે બરબાદ થાય છે. (૧)એક તો તેમાં ફક્ર તથા વિલાયતના બીજનું આરોપણ જ ન કરવામાં આવે; અને તેને વેરાન છોડી દેવામાં આવે. તેમજ (૨) બીજું એકે તેમાં નાપાક તથા હલકા પ્રકારનું બીજા રોપણ કરવામાં આવે જેનો અર્થ એ છે કે નાકીસ પીર વડે રૂહાનીય્યતનો તરીકો ગ્રહણ કરવામાં આવે અને આ નાકીસ પીર વડે તરીકો ગ્રહણ કરવો એ બરબાદીની વધુ ખરાબ રીત છે; કારણકે શૈખે નાકીસ (નાકીસપીર)નફસાની ખ્વાહીશોના તાબે હોય છે, શરીઅત અને સુન્નતોનો પાબંદ નથી હોતો, તે પહોંચાડનારા અને નહીં પહોંચડનારા માર્ગ વચ્ચે ભેદ પારખી શકતો નથી તેમજ ન તો તાલીબની વિવિધ કાબેલીયતોને ઓળખી શકે છે. અને જ્યારે તેની અંદર આ પ્રકારની જાણકારી નથી તો ચોકકસપણે તે તાલીબને ઉલટ-સુલટ માર્ગ પર એટલેકે જઝબાહ્‌ની લાયકાતવાળાને સુલકના માર્ગ પર અને સુલુકની લાયકાતવાળાને જઝબાહ્‌ના માર્ગ પર ચલાવીને તેની કાબેલીયતનો વિનાશ નોતરશે.

તાલીબોની કાબેલીયત અલગ-અલગ પ્રકારની હોય છે.અમુક મહેબુબ, મજઝુબ અને મોહંદીય્યુલ્મશરબની સિફત ધરાવતાં હોય છે જયારે અમુક મોહીબ્બ,સાલીક અને ગૈરમોહમ્મદીયુલ્મશરબ હોય છે. જે પૈકી દરેક માટે વિર્દ-વઝાઇફ ઝીકનો તૌર-તરીકો તેમજ દરેકનો ઝૌક અલગ હોય છે. જેમકે મેહબુબીય્યતની સિફત ધરાવનારનો સબક 'ઇસ્મેઝાતનો ઝીક્ર'અને 'મુરાકીબો' છે;જેથી જઝબાહ્‌ની ભીતરી શક્તિ બહાર આવે અને કાર્યાન્વીત થાય. જ્યારે મોહીબ્બો માટે 'નફી-અસ્બાતનો ઝીક્ર' અનુરૂપ છે તેમજ

તેના માટે મુજાહેદા તથા રિયાઝતો છે,જેથી તેઓને 'તઝકીયાએ નફસ' (નફસની પાકીઝગી) હાંસીલ થાય.

તો આ રીતે પીર માટે તાલીબની આ પ્રકારની કાબેલીયતો ઓળખવી જરૂરી છે, જેથી તેને યોગ્ય માર્ગ પર ચલાવીને તેની ભીતરી શક્તિઓને પરવરીશ કરે. જે પીર(શૈખ) આ પ્રકારની લાયકાતો ધરાવતો નથી, તે નાકીસ પીર છે. આવો નાકીસ પીર જ્યારે ખુદ જ પહોંચેલો(વાસીલ)નથી તો બીજાને કેવી રીતે પહોંચાડી શકશે. આમ, નાકીસ પીર તાલીબના દીલમાં નાપાક તથા હલકા પ્રકારના બીજનું વાવેતર કરીને તેની કાબેલીયતરૂપી જમીન બરબાદ કરીનાંખે છે.

(**નોંધઃ**-નાકીસપીરની વધુ જાણકારી મેળવવા અને તેના પ્રકારો વિશે વધુ માહિતી મેળવવા માટે અમારૂં પ્રકાશન **''મનકી આંખે ખોલ''** જુઓ..)

★

## મકતુબ શરીફ નં. ૩૨

**-: પ્રતિ :-**

**હઝરત સયૈદ મીર મોહંમદ નોઅ્માન(કુદ્દસ્સીર્રહુ)ના એક ફરઝંદ તરફ...**

**-: વિષય :-**

ઝીક્રે ઈલાહી જલ્લશાનુહુમાં હંમેશા મશ્ગુલ રહેવા, આ મહાન નકશબંદી તરીકા તરફ રગબત પૈદા કરવા, ઝીક્રનો તરીકો શીખવવા તેમજ તેને લગતી અન્ય બાબતોની ચર્ચા પેટે...

**-: વિગતો :-**

**બિસ્મીલ્લા હિર્રહમા નિર્રહીમ. અલ્હમ્દોલીલ્લાહે રબ્બીલ્આલમીન વસ્સલાતો વસ્સલામા અલા સૈયદુલ્મુરસલીન વ આલેહીત્તાહેરીન અજમઈન.**

તું એ વાતથી ખબરદાર થઈજા કે તારૂં સદ્ભાગ્ય બલ્કે તમામ ઈન્સાનોનું સદ્ભાગ્ય, સફળતા તેમજ નજાત પોતાના મૌલા જલ્લશાનહુના ઝીક્રમાં જ છે. શક્ય હોય ત્યાં સુધી પોતાના તમામ સમયને ઝીક્રેઈલાહી જલ્લશાનહુમાં મગ્ન તથા ડુબેલો રાખવો જોઈએ અને એક ક્ષણની ગફલતને પણ જાઈઝ ન સમજવી જોઈએ.

અલ્લાહત્આલાની હમ્દ અને તેના અહેસાન છેકે (આ પ્રકારની) ઝીક્રની હંમેશગી (સાતત્ય) ખ્વાજગાને નકશબંદીય્યાહ (કદ્દસ્સલ્લાહો





ત્આલા અસરાહુમ)ના તરીકામાં અંતમાં આરંભ સમાયેલો હોવાના તરીકા મુજબ શરૂઆતમાં જ પ્રાપ્ત થઈ જાય છે;માટે જ તાલીબો માટે આ તરીકો અપનાવવો ખુબજ સારો અને અનુકુળ છે બલ્કે જરૂરી અને વાજીબ છે.આમ, તારા માટે જરૂરી છેકે પોતાનું પુરું ધ્યાન(કિબ્લાએ તવજ્જોહ) આ મહાન તરીકા (નકશબંદીય્યાહ) ના અકાબીરો તરફ કરી લે અને તેઓના બાતીન વડે હિમ્મત તથા તવજ્જોહ હાંસીલ કર.

શરૂઆતમાં ઝીક્રનું રટણ કર્યા વગર છુટકો નથી માટે જરૂરી એ છેકે સૌ પ્રથમ આ ભૌતિકદિલ(હૃદય) તરફ ધ્યાનીત થાવ, કારણકે આ હૃદયરૂપી માંસનો ટુકડો હકીકી કલ્બ (લતીફએ કલ્બ) માટે ઘર તથા ઓરડા સમાન છે. અને પછી ઈસ્મ મુબારક અલ્લાહ ને આ કલ્બ(ભૌતિક હૃદય)પરથી ગુજારો; આ દરમીયાન પોતાની જાતે કોઈ અંગનું હલન-ચલન ન કરે. અને પુરી રીતે દીલ તરફ ધ્યાનીત થઈને એકચિત્તે બેસી જાય; તથા પોતાના ખ્યાલમાં પણ આ ભૌતિક દીલ(હૃદય)ને સ્થાન ન આપે કે તેની તરફ ધ્યાનીત ન થાય. કારણકે મુળ હેતુ હકીકી કલ્બ(લતીફએ કલ્બ) તરફ ધ્યાનીત થવું છે નહીં કે તેની બાહ્ય સુરત તરફ.

ત્યાર બાદ આ પવિત્ર શબ્દ અલ્લાહ ના મતલબને બેમિસાલ તથા બે કૈફ જાણતા અન્ય કોઈ સિફત સાથે તેને ન મેળવે કે ન તો હાઝીર-નાઝીર હાઝીર નાઝીર હોવાનો ખ્યાલ કરે; જેથી કરીને અલ્લાહ ત્આલાની પવિત્ર ઝાતની ઊંચાઈથી તેની સિફતોના નીચાણ તરફ પાછું પલટવું ન પડે; શહુદ, કસરત કે વહેદતના ચક્કરમાં અટવાય ન જવાય તેમજ એ બેકૈફ ઝાતની ગિરફતારીમાંથી ચું તથા કૈફવાળી વસ્તુ વડે રાહત ન અનુભવવા લાગે; કારણકે જે ચું તથા કૈફીયત ધરાવનાર વસ્તુમાં જાહેર થાય છે, તે કદાપી બેકૈફ હોય શકતું નથી, એ બેચું ઝાતની તલાશ ચુંના વર્તુળથી બહાર કરવી જોઈએ.

અને જો ઝીક્રે ઈલાહીદરમીયાન (તેની સમક્ષ)પીરની સુરત(શકલ) જાહેર થાય તો તેને પણ દીલ તરફ લઈ જવી તથા દીલમાં બેસાડીને (તસવ્વુરે શૈખ વડે)ઝીક્ર કરવો.

શું તમે જાણું છો કે પીર કેવી હસ્તી છે.? પીર એ ઝાત છેકે અલ્લાહ ત્આલાની પવિત્ર બારગાહ સુધી પહોંચાડનારા માર્ગમાં(તમે)તેનાથી ફાયદો પ્રાપ્ત કરો છો, તેમજ આ માર્ગમાં તેના વડે અનેક પ્રકારની મદદ તથા શક્તિઓ હાંસીલ કરો છો, માત્ર ટોપી, ચાદર અને શજરો કે જેનો રીવાજ પડી ચુક્યો છે. તેને પીરી-મુરીદી હકીકત સાથે કશી જ લેવા-દેવા નથી; જે માત્ર રિવાજ

કે માત્ર આદતરૂપે જ છે. હા, એ વાત મુનાસીબ છેકે કામીલ-મુકમ્મીલ પીરનું પહેરણ તબર્રુકના તૌર પર પોતાની પાસે રાખે અને તેની સાથે એત્તેકાદ તેમજ નિર્મળ ભાવે જીવન ગુજારે. શૈખ(પીર)ના પવિત્રપહેરણને પાસે રાખવામાં ઘણાં જ ફળદાયક પરિણામો પ્રાપ્ત થવાની પુરેપુરી શક્યતા છે.

તમને એ વાતની જાણપણ હોવી જોઇએ કે ખ્વાબો તથા મુરાકીબાહ્ની ઘટનાઓ ભરોસાપાત્રકે અનુસરણને લાયક નથી. જો કોઇ વ્યકિત પોતાને ખ્વાબ કે વાકેઆમાં બાદશાહ તેમજ કુત્બેવકત તરીકે જુએ તો વાસ્તવમાં એવું નથી. હા, ખ્વાબ અને મુરાકીબા સિવાય ખરેખર વાસ્તવીક જીવનમાં તે કુતુબ કે બાદશાહ બની જાય તો સ્વીકારવાને પાત્ર છે. આ રીતે, જાગૃતઅવસ્થામાં જે કંઇ અહેવાલો કે મવાજીદો (રૂહાની કૈફીયતો)જાહેર થાય તો તેની પર ભરોસો કરી શકાય નહીંતર નહીં.

તને એ પણખબર હોવી જોઇએ કે,ઝીક્રના આશાસ્પદ તેમજ ફળદાયક પરિણામો પ્રાપ્ત થવાના આધાર શરીઅતની પયરવી પર છે; એટલા માટે ફર્ઝો અને સુન્નતોની અદાયગીમાં તેમજ હરામ તથા શંકાસ્પદ વસ્તુઓથી બચવામાં પુરી સાવધાની વર્તવી જોઇએ; આ ઉપરાંત દરેક નાની-મોટી બાબતોમાં ઉલ્માઓ તરફ ધ્યાનીત થવું જોઇએ તેમજ તેઓના ફત્વા તેમજ મંતવ્ય મુજબ જીવન વિતાવવું જોઇએ....**વસ્સલામ.**

(દફતર-૧,ભાગ-૩,મકતુબ નં.૧૯૦)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

શૈખુલ્ઇસ્લામ વલ્મુસ્લેમીન કય્યુમે ઝમાની સરકાર મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ)એ આ મકતુબશરીફમાં સમગ્ર માનવજાતની સફળતાનું રહસ્ય અને તેની ચાવી માત્ર 'ઝીક્રે ઇલાહી'ને જ ગણાવેલ છે; માટે ઇન્સાને એકક્ષણ માટે પણ ઝીક્રથી ગાફીલ રહેવું ન જોઇએ. આ ઝીક્ર ઉપર નિરંતરતા તથા હંમેશગી હાંસીલ કરવાના તરીકાઓ પૈકી આપે સર્વશ્રેષ્ઠ તરીકો ખ્વાજગાને નકશબંદીય્યાહ (કદ્દસ્સલ્લાહો ત્આલા અસરાહુમ)નો તરીકો કહ્યો છે. કારણકે તેમાં શરૂઆતથી જ એટલેકે તરીકામાં દાખલ થતાવેંત જ તાલીબ ઝીક્ર પર નિરંતરતા હાંસીલ કરી લેછે; જ્યારે અન્ય તરીકામાં ઝીક્રની નિરંતરતા તથા હંમેશગી અંતમાં પહોંચીને પણ મહા મુશ્કેલીએથી હાંસીલ થાય છે. કારણકે આ મહાન નકશબંદી તરીકાના આરંભમાં અન્ય તરીકાનો અંત સમાયેલો છે.





તરીકાની આ પ્રકારની સરળતાના કારણે જ આપે આ મુબારક પત્રમાં ભાર પુર્વક લખ્યું છેકે, આ નકશબંદી તરીકો અપનાવવો દરેક તાલીબ માટે ખુબ જસારો તથા અનુકુળ છે એટલુંજ નહિં પરંતુ જરૂરી તેમજ વાજીબ છે. હવે જો કદાચ આ તરીકાની મહાનતાને સમજી શકે કે ન સમજી શકે પરંતુ એટલું તો ચોકકસ કે તાલીબની સફળતાનું રહસ્ય આ મહાન તરીકામાં જ છુપાયેલું છે.

મકતુબશરીફમાં આપે ખ્વાજગાને નકશબંદીય્યાહના તરીકા મુજબ 'ઝીક્રે ઇસ્મઝાત'નો તરીકો શીખવતાં છેલ્લે લખ્યું છેકે,'અને આ ઝીક્ર દરમ્યાન જો તાલીબના દિલમાં શૈખની સુરત(ચહેરો-તસવ્વુરે શૈખ)જાહેર થાય તો તેને પોતાના દીલમાં સ્થાન આપે અને પછી ઝીક્ર કરે એટલેકે તસવ્વુરે શૈખ સાથે ઝીક્ર કરે.' અહીં આપણને એ વાત જાણવા મળી કે તસવ્વુરે શૈખ જાઇઝ અને દુરસ્ત છે. હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ) તેના સમર્થક અને તેની ઉપર અતેકાદ ધરાવનાર છે. પરંતુ જે લોકોને દરેક વાતમાં શીર્ક જ દેખાય રહ્યું છે, તેઓ આ તસવ્વુરે શૈખને પણ શીર્ક જ કહી રહ્યા છે.

આપે પીરની મહાન શાન ઉજાગર ફરમાવતાં લખ્યું છે કે, 'પીર એક એવી હસ્તી છેકે જેના વડે અલ્લાહત્આલાનું સાનિધ્ય હાંસીલ કરવાના માર્ગમાંઅનેક પ્રકારની મદદો તથા કુવ્વતો હાંસીલ કરવામાં આવે છે; માત્ર ટોપી, ચાદર કે શજરો અર્પી દેવાનું નામ જ પીરી-મુરીદી નથી. આ તો માત્ર પ્રચલીત થઇ ગયેલ રિવાજ પેટે છે; જેને પીરી-મુરીદી સાથે કશી જ લેવા-દેવા નથી, તેમજ ન તો તેનાથી પીરી-મુરીદીનો કોઇ અર્થ સરે છે.'

હા એટલું ચોકકસ કે, પોતાના કામીલ-મુકમ્મીલ પીરનું પહેરણ મુબારક પોતાની પાસે તબર્રુકના તૌર પર રાખે અને પછી તે પ્રત્યે અત્યંત અકીદત સાથે નિર્મળભાવે જીવન ગુજારે તો તેના વડે અનેક આશાસ્પદ પરિણામો હાંસીલ થશે. અહીં જે આપે પીરની વાત કરી છે, તે કામીલ-મુકમ્મીલ, જાહેરી શરીઅત અને સુન્નતના પુરાં પાબંદ, રૂહાની અહેવાલો અને મકામાતોનું વિસ્તૃત જ્ઞાન ધરાવતાં, મુશાહદાઓ અને તજલ્લીયાતોની હકીકતોને ઓળખનાર, જેને કશ્ફોતથા ઇલ્હામો પ્રાપ્ત છે તેવાં, વાકેઆતો તથા ખ્વાબોના અર્થઘટનોને સારી રીતે જાણનાર, તાલીબની બાતીની કાબેલીયતોને સારી રીતે ઓળખનાર પીરની વાત કરી છે નહીં કે બિલાડીના ટોપની જેમ ફુટી નીકળેલાં પીરી-મુરીદીના દાવેદારોની.

અહીં એ વાત પણ સાબીત થઇ રહી છેકે, હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ) પીરો-મુર્શીદથી વિવિધ પ્રકારની મદદો અને શક્તિઓ હાંસીલ કરવાના સમર્થક તથા તેની તરફ એતેકાદ ધરાવનાર છે અને આ વસ્તુ શીર્ક કે બિદઅત નથી. પરંતુ જે લોકોને દરેક વાતમાં શીર્ક જ દેખાઇ રહ્યુ છે તેનો કોઇજ ઇલાજ નથી. તેમજ બીજું એકે આપ બુઝુર્ગોને દીનના તબર્રુકાતોથી ફાયદો હાંસીલ કરવાના પણ સમર્થક અને તેના પ્રત્યે અસીમ યકીન તથા એતેકાદ ધરાવનાર છે; આ વાતો કુર્આનેપાક તથા સુન્નતો વડે પણ સાબીત થઇ રહી છે, જેના સમર્થન પેટે કેટલીક ચર્ચા હું આગળના એક મકતુબશરીફની સમજુતી પેટે લખી ચુકયો છું.

અંતમાં આપે શરીઅતના અનુસરણ પર સખ્ત ભાર મુકયો છે તેમજ ઝીક્રના આશાસ્પદ તથા ફળદાયક પરિણામો હાંસીલ થવાનો આધાર પણ શરીઅતના અનુસરણને જ ગણાવેલ છે.

## મકતુબ શરીફ નં. ૩૩

**-: પ્રતિ :-**

**ખાનેખાનાન હઝરત અબ્દુર્રહીમ**

(કુદ્દસ્સીર્રહુ)

**-: વિષય :-**

અંબિયા અલયહીમુસ્લાતો વત્તસ્સલીમાતોના અનુસરણ તરફ આકર્ષણ પૈદા કરવા તેમજ એ વાતના બયાન પેટે કે શરીઅતની તકલીફોમાં સરળતા તથા સુગમતાને પ્રાધાન્ય આપવામાં આયું છે...

-: વિગતો :-

**'અલ્હમ્દોલીલ્લાહીલ્લઝી હદાના લે હાઝા વમા લના લે નહતદી લવલા અન્હદાનલ્લાહો લકદ જાઅત રોસુલો રબ્બના બીલ્હક્કે'** તમામ તારીફો એ અલ્લાહ ત્આલા માટે જેણે આપણને આ માર્ગની હિદાયત અર્પી,તે હિદાયત નહીં અર્પતો તો આપણને કદાપી હિદાયત નસીબ થઇ શકતી નહીં, બેશક આપણાં રબ્બત્આલાના રસુલ હકની સાથે તશરીફ લાવ્યાં.

હંમેશાની સઆદત તેમજ કાયમી નજાત અંબિયાએ કિરામ (અલયહી-મુસ્સલાતો વત્તસ્સલીમાત)ની તાબેદારી સાથે સંકળાયેલ છે. કદાચ જો હજાર વર્ષ સુધી ઇબાદત કરવામાં આવે અને સખ્ત રિયાઝત કે મુશ્કેલસભર મુજાહેદા કરવામાં આવે તો પણ જો તેઆ બુઝુર્ગોની પયરવીના નુર વડે રોશન





નહીં હોય તો અલ્લાહ ત્આલાની બારગાહમાં તેની કિંમત એક જવ બરાબર પણ નથી. જેમ કે બપોરની નિંદર કે જે સરાસર ગફલત અને વ્યર્થ કાર્ય છે છતાં પણ આ બુઝુર્ગોના હુકમ મુજબ હોવાના કારણે તે મુજાહેદાઓ કરતાં વધુ સારી છે બલ્કે (તેના સામે) આ મુજાહેદાઓ ખાલીખમ મૈદાન જેવા વ્યર્થ ભાસી રહ્યા છે.

અલ્લાહ ત્આલાની એ ખુબ જ મોટી મહેરબાની કહેવાય કે તમામ શરઇ તકલીફો તથા દીની-ઉમુરોમાં ખુબ જ આસાની તેમજ સુગતાને મદ્દેનઝર રાખવામાં આવે છે. જેવી રીતે કે દીવસ-રાત્રીના આઠ (૮) પહોર (૨૪કલાક)દરમીયાન માત્ર સત્તર (૧૭) રકાતો .ફર્ઝ નમાઝ અદા કરવાની તકલીફ આપવામાં આવી છે, જેની અદાયગીમાં પુરી એક કલાક પણ ખર્ચાતી નથી. અને નમાઝમાં અલ્પમાત્રાની કિરઅત પણ પુરતી ગણવામાં આવી છે. જો કયામમાં ઊભું રહેવું મુશ્કેલ હોય તો બેસીને અદા કરવાની ઈજાઝત છે. અને બેસીને પણ અદા કરવામાં તકલીફ હોય તો સુતા સુતા પણ અદા કરી શકે છે.રૂકુઅ્ અને સજદા કરવામાં તકલીફ થતી હોય તો ઈશારા વડે પણ કરી શકે છે. જો વુઝુમાં પાણીનો ઉપયોગ કરવા પર શક્તિમાન ન હોય તો તેના સ્થાન તયમ્મુમ નકકી કરેલ છે. ઝકાત પેટે ચાલીસ ભાગો પૈકી માત્ર એક ભાગ ફકીરો અને મીસ્કીનો માટે નિશ્ચીત કરવામાં આવેલ છે; અને તે પણ વધતાં જતાં માલ પર અને ચરી ખાનાર જાનવરો પુરતી જ સિમીત છે. તમામ ઉમ્ર ભરમાં હજ માત્ર એક જ વાર ફર્ઝ કરવામાં આવી છે, તે પણ એ શર્તો સાથે કે પુરતી વાટખર્ચી હોય, સવારી હોય અને માર્ગની સલામતી હોય; આ ઉપરાંત મુબાહનું વર્તુળ ખુબજ વિસ્તૃત અને વિશાળ કરી દેવામાં આવ્યું છે. નિકાહવાળી ચાર આઝાદ સ્ત્રીઓ તેમજ પૈસા વડે જેટલી પણ ખરીદી શકાય તેટલી લોંડીઓ મુબાહ ફરમાવી છે. તલાકને નિકાહમાં ફેરફાર કરવાનું માધ્યમ બનાવવામાં આવેલ છે. ખાવા-પીવાની વસ્તુઓ તથા પહેરવા-ઓઢવાની વસ્તુઓમાં વધુ પ્રમાણમાં મુબાહ્ અને ખુબ ઓછી માત્રામાં હરામ ઠેરવેલ છે; અને તે પણ બંદાની ભલાઇ તથા ફાયદા માટે જ.

જેમકે ખુબ બુરો સ્વાદ ધરાવતી અને નુકસાનથી ભરપુર શરાબ હરામ કરવામાં આવી છે, તેના બદલામાં અગણીત ફાયદાઓ ધરાવતી લવીંગ તેમજ દાલચીનીના અર્કયુકત મઝેદાર તથા ખુશ્બુદાર સરબતો જાઇઝ તથા મુબાહ ફરમાવી છે; કે જે મઝેદાર તેમજ અતિ ખુશ્બુદાર હોવા ઉપરાંત એટલા ફાયદા ધરાવે છે કે જે વર્ણવી શકાતું નથી. આવી મઝેદાર અને ખુશંગવાર ચીઝ સાથે

આ અતિબુરા સ્વાદવાળી, દુર્ગંધયુક્ત, ભાન-ભુલાવનારી એ ભયજનક ચીઝ (શરાબ)ની શી લેવા-દેવાં ? તે બંને (શરાબ અને શરબત) વચ્ચે ઉપરોક્ત તફાવત હોવા ઉપરાંત હલાલ અને હરામ હોવાનો પણ ઘણાં મોટા તફાવત છે તેમજ તેમાં અલ્લાહ ત્આલાની રઝામંદી તથા નારાઝગી સાથે સંબંધિત જે તફાવત રહેલો છે, તે વળી અલગ છે. એ જ રીતે અમુક રેશમી કપડાંઓ હરામ કર્યા છે તો શું થઇ ગયું ? તેના બદલે કેટલાય કિંમતી અને મનમોહક કપડાંઓ હલાલ કરી દેવામાં આવ્યાં છે, જેમકે સુંવાળું ઉન તેમજ સુફ્ના કપડાં કે જે સામાન્ય રીતે મુબાહ છે; જે રેશમી કપડાંથી કેટલાયે દરજ્જે બહેતર છે. વળી આ રેશમી કપડાં માત્ર મર્દો માટે જ હરામ છે; જ્યારે ઔરતો માટે તો જાઇઝ તેમજ હલાલ છે; તો આ રીતે છેવટે તેનો ફાયદો તો મર્દોને જ પહોંચી રહ્યો છે. એ જ સ્થિતી સોના-ચાંદીની છે, જેના વડે સ્ત્રીઓના ઘરેણાંઓ બને છે, જે ખરેખર તો મર્દો માટે જ બની રહ્યા છે.

આટલી હદે સરળતા તેમજ સુગમતા હોવા છતાં જો કોઇ બેઇન્સાફ ઈસ્લામ પર ચાલવું મુશ્કેલ તથા દુશ્વાર સમજી રહ્યો છે તો તે દીલની બિમારીમાં સપડાયેલો છે અને બાતિની બિમારીઓમાં જકડાયેલો છે. ઘણાં એવા કાર્યો હોય છે કે જે તંદુરસ્ત વ્યક્તિ માટે કરવામાં આસાન હોય છે, પરંતુ કમઝોર વ્યક્તિ માટે તે ઘણું જ મુશ્કેલ હોય છે. દીલની બિમારીનો અર્થ છે આસ્માનથી નાઝીલ થયેલાં ખુદાત્આલાના એહકામો પર યકીન ન હોવું આવાં લોકોને જે તસ્દીક (સ્વીકૃતિ ) હાંસીલ છે તે માત્ર તસ્દીકની સુરત(ઇમાનની સુરત) છે. હકીકી તસ્દીક(હકીકી ઇમાન) હાંસીલ નથી. હકીકી તસ્દીકની પ્રાપ્તીની નિશાની એ છેકે એહકામે ઇલાહી પર અમલ કરવા તેના માટે સરળ બની જાય. આ સિવાય તો વ્યર્થ રીતે રંજમાં પડવાની વાત છે. અલ્લાહત્આલા ફરમાવે છે, **''કબોર અલલમુશ્રેકીન મા તદઉહુમ એલયહીલ્લાહો યહબીતની મીર્ઈસુલેહી મય્યંશાઓ વયહદી એલયહે મીય્યોનીબ.''**

(અર્થાત્:- મુશ્રીકો ઉપર એ વાત બોજરૂપ છે, જેની તરફ તું તેને બોલાવી રહ્યો છો. અલ્લાહ ત્આલા પોતાના રસુલો પૈકી જેને ચાહે બુઝુર્ગી અતા કરે છે અને પોતાની તરફ તેને જ હિદાયત અર્પે છે, જે તેની તરફ રુજુઅ (ધ્યાનીત) થાય છે.) દરેક હિદાયતનું અનુસરણ કરનાર અને મુસ્તફા અલયહે વ અલા આલેહીસ્લવાતો વત્તસ્લીમાતો અતમ્મોહા વ અકમલોહાની પયરવીના પાબંદ પર સલામતી નાઝીલ થતી રહે.(આમીન...) વસ્લામ

(દફતર -૧, ભાગ-૩, મકતુબ નં.-૧૯૧)





H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મકતુબશરીફ શરીઅતના એહકામોની સરળતા અને સુગમતા ઉપર પ્રકાશ પાડી રહ્યો છે. અલ્લાહ ત્આલાએ શરીઅતના એહકામો નાઝીલ ફરમાવવામાં બંદાની સુગમતાઓ અને સરળતાઓનો વધુમાં વધુ ખ્યાલ રાખ્યો છે; તેનો એકપણ હુકમ મુશ્કેલસભર કે દુશ્વાર નથી; છતાંપણ તેનો ફાયદો એ છે કે શરીઅતના એહકામો પૈકી એક હુકમ પર અમલ કરવી હજારો વર્ષની સખ્ત રિયાઝતો અને મુજાહેદાઓ કરતાં પણ વધુ ફાયદાકારક છે.

જેમકે કહ્યું છેકે, બપોરનું કયલુલ્લાહ (જમ્યા પછી થોડીવાર સુવું) કે જે સુન્નતની તાબેદારી નિય્યતથી કરવામાં આવે જે સરાસર ગફલત હોવાંછતાં એવી કરોડો રાત્રીઓની નવાફીલોથી બહેતર છે, જેમાં તાબેદારીની નિય્યત ન હોય અને પોતાની મનમાની રીતે પઢી હોય. એજ રીતે ઇદુલ્ફીત્ર(રમજાન ઇદ)નો રોઝો ન રાખવાનો શરીઅતે મુસ્તફવીય્યાહ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમે) એ હુકમ આપ્યો છે જે હંમેશા (કાયમી ધોરણે) એવા રોઝા રાખવાથી બહેતર છે, જે શરીઅતના દાયરામાં નથી; એટલેકે શરીઅતે આવા કોઇ રોઝા રાખવાનો આદેશ આપેલ નથી. શારેઅ્ (અલયહીસ્સલામ)ના હુકમ મુજબ એક પૈસા ખર્ચ કરવો પોતાના તરફથી સોનાનો પહાડ ખર્ચ કરવા કરતાં વધુ ફઝીલત ધરાવે છે.

ગુમરાહ લોકોએ પણ ઘણીજ રિયાઝતો અને મુજાહેદાઓ કરેલ છે, પરંતુ તે શરીઅત અને સુન્નતની પયરવીમાં ન હોવાના કારણે જરાપણ ભરોસા પાત્ર નથી. આવા ગુમરાહ લોકોના મુજાહેદાઓ તથા સખ્ત અમલોનું દ્દષ્ટાંત ઝાડુવાળનાર જેવું છે. કે જે સૌથી વધુ મહેનત કરે છે, પરંતુ તેને મજુરી સૌથી ઓછી મળે છે. જ્યારે શરીઅતનું અનુસરણ કરનારનું દ્દષ્ટાંત એ લોકો જેવું છેકે જેઓ ઉચ્ચપ્રકારના મોતીઓ અને હીરાઓના જડતરનું કામ કરે છે, જેઓનું કામતો બહુજ ઓછુ છે, પરંતુ તેની મજુરી ખુબજ વધુ હોય છે. આમ એક ઘડીનો અમલ હજાર વર્ષના અજ્રો-સવાબ જેટલો હોવાનું રહસ્ય એ છેકે, જે અમલ શરીઅત મુજબ હોત તે અલ્લાહ ત્આલાને પસંદ છે જ્યારે શરીઅતની વિરુદ્ધનો અમલ પર સવાબ કેવી રીતે મળી શકે ? બલ્કે ઉલ્ટું અઝાબની શકયતા છે. આ પ્રકારના અનેક દ્દષ્ટાંતો મિજાઝી દુનિયામાં પણ મૌજુદ છે; જે થોડુંક ધ્યાન આપતાં સામે આવી શકે છે.

**'હર ચે ગીરદ ઇલ્લતી ઇલ્લત શુદ, કુફ્ર ગીરદ કામીલે મીલ્લત શુદ.'**

(અર્થાત્:- બિમાર જે વસ્તુ સાથે પણ સંબંધ સ્થાપશે તે પણ બિમાર થઇ જશે અને જો કોઇ કામીલ વ્યકિત કુફ્ર તરફ પણ રૂખ કરશે તો તેને દીને હકકમાં પલટી નાંખશે.)

આમ, તમામ સઆદતોની પુંજી સુન્નતની તાબેદારી છે અને તમામ ફસાદોનું મુળ શરીઅતની મુખાલીફ્ત (વિરુદ્ધ ચાલવું) છે. અલ્લાહ ત્આલાએ બંદાને શરીઅતના એહકામોમાં આટલી હદે સરળતા તથા સુગમતા અર્પી દીધી છે,જેમકે સરકાર મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ પોતાના આ મકતુબશરીફમાં વિવરણ ફરમાવ્યું છે, 'છતાંપણ જો કોઇ તેની ઉપર અમલ કરવો દુશ્વાર સમજી રહ્યો હોય તો તેની ઉપર સદ્ અફસોસ કે તે દીલની બિમારીમાં સપડાઇ ચુક્યો છે.' અને દીલની બિમારીનો ખુલાસો કરતાં આપ લખે છેકે, 'દીલની બિમારી એ જ છેકે આસમાનથી નાઝીલ થયેલાં એહકામો પર તેને યકીન નથી. માટે જ તેને આ સરળ અમલો દુશ્વાર લાગી રહ્યાં છે; આવા લોકોનું ઈમાન માત્ર ઉપરછલ્લું જ છે, હકીકી ઈમાન કે હકીકી તસ્દીક તેઓને હાંસીલ નથી.' અલ્લાહ ત્આલા આપણને સૌને સૈયદુલ્મુરસલીન અલયહે વ અલા આલેહીસ્લવાતો વત્તસ્લીમાતની તાબેદારી પર સાબીત અને કાયમ રાખે; દીલની આ પ્રકારની બિમારીઓથી શીફા અતા ફરમાવે તેમજ હકીકી તસ્દીકની ચાસણી ચખાડે. આમીન...

★

## મકતુબ શરીફ નં. ૩૪

**-: પ્રતી :-**

**હઝરત શૈખ ફરીદ બુખારી**(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

જિસ્માની (શારીરીક)તથા રૂહાની લિઝ્ઝતો વચ્ચેનો પરસ્પર સંબંધ તથા શારીરીક તકલીફો સહન કરવા તરફ આકર્ષણ પૈદા કરવા અને તેને લગતી અન્ય બાબતોની ચર્ચા પેટે..

**-: વિગતો :-**

અલ્લાહ સુબ્હાનહુ ત્આલા સૈયદુષ્ષકલયન (અલયહે વ અલા આલેહીસ્સલાતો વત્તસ્લીમાતો)ના સદકામાં તમને દારૈનની સલામતી તથા આફિયત અતા ફરમાવે.

દુનિયાની લિઝ્ઝતો તથા તકલીફો બે પ્રકારની છે;(૧)રૂહાની (૨) જિસ્માની દરેક ચીઝ કે જેમાં જિસ્મ માટે લિઝ્ઝત છે, તેમાં રૂહ માટે તકલીફ





છે; અને જેનાથી જિસ્મને તકલીફ પહોંચે છે, રૂહોને તેનાથી લિઝ્ઝત હાંસીલ થાય છે. (એટલેકે) રૂહ અને જિસ્મ પરસ્પર એકબીજાના વિરોધી છે. હવે રૂહ આ દુનિયામાં શરીરરૂપી ખોળીયામાં જકડાઇ ચુકી છે તેમજ જિસ્મ અને જિસ્માનીયતમાં ફસાઇ ચુકી છે, એટલા માટે તેણે પણ જિસ્મનો હુકમ ધારણ કરી લીધો છે; અને જીસ્મની લિઝ્ઝત વડે તે પણ લિઝ્ઝત હાંસીલ કરી રહી છે. તથા જિસ્મને તકલીફ પહોંચવાથી તે પણ તકલીફ અનુભવી રહી છે. આ મર્તબો આમ લોકોનો છે, આયાતે કરીમા. **'સુમ્મ રદદનાહો અસ્ફલ સાફેલીન.'** (અર્થાત્:- પછી અમે તેને સૌથી નિમ્નમાં નિમ્ન સ્થરે પહોંચાડી દીધાં.) (એટલેકે જ્યારે ઇન્સાને કુફ્ર અપનાવ લીધું અને પોતાની ફીતરતે સલીમા બરબાદ કરી નાંખી) જે આમ લોકોને લાગુ પડી રહ્યું છે. એ વાત પર હજારો અફસોસ કે જો રૂહ આ ગીરફતારીથી મુક્તિ હાંસીલ કરીને પોતાના અસલી વતન તરફ ધ્યાનીત ન થાય.

**'પાયાએ આખીર આદમ અસ્ત વ આદમી,**
**કાશ્ત મેહરૂમ અઝ મકામે મેહરમી,**
**ગર ન ગરદદ બાઝ મીસ્કીં ઝીં સફર,**
**નેસ્ત અઝ વે હેચ કસ મહેરૂમ તર.'**

(અર્થાત્:- અંતિમ મર્તબો આદમીનો છે;જ્યારે આદમી મહરમે રાઝ હોવાને સ્થાનેથી મેહરૂમ થઇ ચુકયો છે. આ મીસ્કીન ઇન્સાન જો આ સફર (દુન્યવી મશ્ગુલીયતથી પાછો ન ફર્યો તો તેનાથી વધીને બીજો કોઇ જ મેહરૂમ નથી.)

જે રીતે પિત્તની અધિકતા ધરાવતાં વ્યક્તિ પિત્તની બિમારીના કારણે મીઠી વસ્તુ કડવી લાગે છે એજ રીતે એ રૂહની બિમારી છેકે તે પોતાની તકલીફને લીઝ્ઝત સમજી રહી છે અને લીઝ્ઝતને તકલીફ. માટે અકકલમંદ વ્યક્તિ એ છે કે જે સૌપ્રથમ આબિમારી નાબુદ કરે. જેથી જિસ્માની તકલીફો અને મુસીબતો વચ્ચે પણ એશો-આરામથી વીતાવે.

**'અઝ પયે ઈ ઐશો ઈશરત સાખ્તન, સદ હઝારાં જાં બ બાયદ બાખ્તન.'**

(અર્થાત્:- આ એશો-આરામ (દુન્યવી રંજો ગમ વચ્ચે લિઝ્ઝત)ને પ્રાપ્ત કરવા માટે હજારો જાન કુર્બાન કરવી પડે છે.)

જો ખુબ સારી રીતે દુનિયાના હાલતોનું અવલોકન કરવામાં આવે તો એ વાત સ્પષ્ટપણે જણાય રહી છે કે, જો દુનિયાના રંજો ગમ તથા મુસીબત ન હોત તો તેની જવ બરાબર પણ કિંમત ન હોત. દુનિયાની ઝુલ્મતો ને બનતી

ઘટનાઓ અને સર્જાતી દુર્ઘટનાઓ દુર કરી દે છે. ઝમાનામાં સર્જાતી આ દુર્ઘટનાઓ કડવી દવાની જેમ ફાયદાકારક છે, જેના વડે (આ રૂહાની) રોગો નાબુદ થાય છે.

ફકીરે એ વાત મેહસુસ કરી છે કે, લોકો એકબીજાની જે ખાણાની દાવત કરે છે, તેમાં તેઓની નિય્યત ખાલીસ હોતી નથી. પછી જ્યારે આ ખાણું ખાનાર લોકો પૈકી કેટલાક લોકો ખાણું તથા ખાણું ખાનાર બંનેની ખામીઓ તથા ગલતીઓ શોધી કાઢે છે અને તેની ફરીયાદ પેટે પોતાનું મુખ ખોલે છે; જેના કારણે સાહેબે દાવતનું દીલ દુભાય છે. અને તેના આ દીલનું દુભાવું જ તે દાવતમાં રહેલી ઝુલ્મત(નિય્યતની ખરાબીઓ)ને સ્વીકૃતિના દરવાજા પર લઇ આવે છે. જો લોકો આ પ્રકારની શિકવા-ફરીયાદો કરતાં નહીં તો સાહેબે દાવતનું દીલ દુભાતુ નહીં. અને ખાણું (આ પ્રકારની) ઝુલ્મતો વડે ખરડાયેલી રહેતું અને તેની સ્વીકૃતિની કોઇ જ ગુંજાઇશ રહેતી નહીં. આમ, કાર્યનો આધાર દીલશીકસ્તગી અને નારાઝગી પર છે; પરંતુ આપણી જેવા નાઝો-નખરાં તથા એશો-આરામના ચાહકો માટે આ કાર્ય ઘણું મુશ્કેલરૂપ છે.

**''વમા ખલ્કતુલ્જીન્ન વલ્ઈન્સ ઈલ્લા લેયઅ્બોદુન.''** (અર્થાત્ઃ- મેં જીન્નાતો તથા ઈન્સાનોને માત્ર મારી ઈબાદત માટે પૈદા કર્યા છે.) જે સ્પષ્ટ આયાતે કરીમા છે. ઈબાદતનો અર્થ પોતાની ઝીલ્લત અને લાચારી છે, તો આ રીતે ઈન્સાનની પૈદાઈશનો હેતું તેની આજેઝી અને ઈન્કેસારી છે. તેમાંય ખાસ કરીને મુસ્લમાનો તથા દીનદાર લોકોની પૈદાઈશ કે તેઓ માટે તો દુનિયા જ કૈદ ખાનું છે; અને કૈદખાનામાં એશો-આરામની શોધ કરવી અકકલમંદીની વાત નથી. આમ, આદમી માટે અથાગ મહેનત તથા પુરતી જહ્દો-જહદ કર્યા વિના છુટકો નથી.

અલ્લાહસુબ્હાનહુ ત્આલા અમારા જેવા કમઝોરોને આપના જદ્દેઅમઝદ (અલયહે વ અલા આલેહી મીનસ્સલવાતો અત્તમ્મોહા વ મીનત્તહીય્યાતો અકમલોહા)ના સદકામાં આ મતલબ (ગુઢાર્થ) અને હકીકત પર ઈસ્તેકામત નસીબ કરે. **આમીન....**

(દફતર-૧, ભાગ-૨, મકતુબ નં.૬૪.)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મુબારકપત્ર હઝરત સૈયદ ફરીદ બુખારી દહેલ્વી (રહેમતુલ્લાહ





અલયહે) તરફ લખવામાં આવ્યો છે. હઝરતના મકતુબશરીફના પ્રથમ ભાગમાં સૌથી વધુ પત્રો આપના નામે જ છે. આપનો નસબ - ૨૭મી પેઢીએ હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) સુધી પહોંચે છે. આપ સિરાજુદ્દીન શાહે આલમ બુખારી(કુદ્દસ્સીર્રહુ)ની ઔલાદમાંથી છે. હઝરત ખ્વાજા બાકીબીલ્લાહ(કુદ્દસ્સીર્રહુ)ની ખાનકાહ શરીફનો મોટાભાગનો ખર્ચ આપ જ ઊઠાવતાં હતાં. અકબર બાદશાહના દરબારમાં આપ મીર બખશીગીરી નો હોદ્દો ધરાવતાં હતાં.

જ્યારે જહાંગીર બાદશાહ બન્યો તો તેણે આપને સાહેબે સૈફોકલમનો ખિતાબ અને મુર્તુઝાખાન લકબ આપ્યો હતો. આપને પ્રથમ ગુજરાત અને પછી પંજાબના હાકીમ બનાવવામાં આવ્યા હતાં. આપના દરવાજેથી કોઇ માંગનાર ખાલી હાથે પાછો ફરતો નહીં. આપના દસ્તરખ્વાન પર દરરોજ પંદરસો (૧૫૦૦) માણસો ભોજન કરતાં હતાં. ગુજરાતમાં અનેક ઇમારતો તેઓની યાદગાર છે. અમદાવાદમાં હઝરત શાહ વજહુદ્દીન અલ્વી ગુજરાતી (કુદ્દસ્સીર્રહુ)ના મઝારે પાક પાસે આવેલી મસ્જીદ આપની જ યાદગાર છે. દિલ્હી નજીક ફરીદાબાદ શહેર આપે જ વસાવેલું છે. હી.સ. ૧૦૨૫માં વિસાલ ફરમાવ્યો. દિલ્હીમાં મન્સુરના મકબરા પાસે ચિરાગ દહેલી જવાના માર્ગ પર આપનો મઝારેપાક છે.

આ મકતુબ શરીફમાં આપને કહેવાનો હેતું એ છેકે, દુન્યવી લિઝ્ઝતો (મઝાઓ) અને તકલીફો બે પ્રકારની છે. જે ચિઝમાં જિસ્મ (શરીર)ને લિઝ્ઝતો છે, તેમાં રૂહને રંજ છે અને જેચિઝથી જિસ્મને રંજ પહોંચે છે, તેનાથી રૂહને લિઝ્ઝતો હાંસીલ થાય છે. આમ, જિસ્મ અને રૂહ પરસ્પર વિરોધી છે;અને આ પ્રકારની હાલત રૂહની તંદુરસ્તીની અલામત છે. પરંતુ રૂહ આ દુનિયમાં આવ્યા પછી જિસ્મ અને જિસ્માનીયતના રંગમાં રંગાઇ ગઇ અને જિસ્મની લિઝ્ઝતો વડે તે પણ લિઝ્ઝતો હાંસીલ કરવા લાગી અને જિસ્મની તકલીફમાં તે પણ તકલીફ મહેસુસ કરવા લાગી. આ રૂહાની બિમારીની અલામત છે અને પોતાના અસલી વતનથી ગાફીલ થઇ જવાની નિશાની છે. રૂહને આ બિમારીથી છુટકારો અપાવવો અત્યંત જરૂરી છે નહીંતર તે પોતાની ફિતરતે સલીમા ખોઇ બેઠશે અને અધોગતિના સૌથી નિચા તબક્કામાં જઇ પડશે. (ખુદાની પનાહ)

અને દુનિયાના રંજો-ગમ તેમજ મુસીબતો જ રૂહની બિમારીનો ઇલાજ અને તેના માટે કડવી દવા છે. જો દુનિયામાં રંજો-ગમ તથા મુસીબતો ન હોત

તો તેની જરાપણ કદ્રો કિંમત ન હોત.

આપે ઈન્સાની પૈદાઈશનો મતલબ ખાલીકે કાયનાતની બારગાહમાં તેની જીલ્લત ગણાવી છે. કહેવાનો હેતું એ છેકે, ઈન્સાને આજેઝી અને ઈન્કેસારી અપનાવવી જોઈએ. અને હકીકતમાં આજેઝી અને ન્યાઝમંદી પૈદાઈશનો મુળ હેતુઓ પૈકી છે, જેના માટે તમામ ઈન્સાનો અને જીન્નાતો મામુર છે. જેમકે આયાતે કરીમા.. **'કુલ્લુલ્લહુ કાનેતુન...'** (અર્થાત્:- બધાં તેના માટે જ ફરમાંબરદાર છે.)થી આ વાત સ્પષ્ટ થઈ રહી છે.

આપે પોતાનો એક કશ્ફ અને અવલોકન રજુ કરતાં લખ્યું છેકે, ખાણાની આમ દાવતોમાં દાવત આપનારની નિય્યત ખાલીસ (સાફ)નથી હોતી. તેમાં આમંત્રીત આમ લોકો ખાણું ખાઈ લીધાં પછી ખાણામાં અનેક પ્રકારની ભુલો કાઢે છે અને મેઝબાન(આમંત્રક)ના ઐબો જાહેર કરે છે, જેનાથી સાહેબેદાવતનું દીલ દુભાય છે. અને તેના દિલમાં પહોંચતો આ રંજ જ ખાણું પકાવવામાં તેની નિય્યતની ખરાબી કારણે જે ઝુલ્મત પૈદા થયેલી હોય છે, તેને દુર કરીને તે ખાણા માટે કબુલીયતનું માધ્યમ બને જાય છે. આજ ઈન્કેસારી, શીકસ્તગી, આજેઝી અને બેચારગી ઈન્સાની પૈદાઈશનો મુળ મકસદ છે. જે આયાતે કરીમા.. **''વમા ખલ્કતુલ્જીન્ન વલ્ઈન્સ ઈલ્લા લેયાઅ્બોદુન.''**થી સાબીત થઈ રહ્યું છે. કારણકે બંદગીથી મતલબ પણ ઝીલ્લત, આજેઝી અને ઈન્કેસારી જ છે; જેવી રીતે હઝરત સરકાર મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ)એ આ વાતની તશરીહ મઝકુર મકતુબશરીફમાં ફરમાવી છે.

**'તું બચા બચા કે ન રખ ઉસે, તેરા આયના હૈ વોહ આયના,**
**જો શીકસ્તા હોતો અઝીઝતર હૈ, નિગાહે આયના સાઝમેં.'**

★

## મકતુબ શરીફ નં. ૩૫

**-: પ્રતિ :-**

**હઝરત શૈખ દુર્વેશ**

(રહેમતુલ્લાહ અલયહે)

**-: વિષય :-**

હકીકતે જામેઅ(કલ્બ)ને હકકસુબ્હાનહુ ત્આલા સિવાય ગૈરની મોહબ્બતથી પાક કરવાનું સૌથી ઉત્તમ હથિયાર સુન્નતે રસુલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તાબેદારી છે.





**-: વિગતો :-**

હકસુબ્હાનહુ ત્આલા તમને સલામત તથા બાકી રાખે.

આદમી જ્યાંસુધી અસ્ત-વ્યસ્ત સંબંધોના મેલકુચેલ તથા ગંદકી વડે ખરડાયેલો છે ત્યાં સુધી મતલુબથી દુર અને વંચિત છે. હકીકતે જામેઅ (કલ્બ) રૂપી અરીસાને તે ઝાતે અઝઝવજલ્લ સિવાય ગૈરની મોહબ્બતના કાટથી સાફ કરવો જરૂરી છે અને આ કાટ સાફ કરવાનું ઉત્તમ હથિયાર મુસ્તફા અલયહીસ્સલાતો વસ્સલામો વત્તહીય્યાતની રોશન સુન્નતની તાબેદારી છે; કારણકે આ મેલને દુર કરવાનો આધાર નફસની આદતો છોડાવવા અને અંધકારમય બિદઅતો દુર કરવા પર છે.

**''ફ તુબા લેમન શર્રફ બે હાઝેહીન્નેમઅ્તી લઉઝમા વવય્લુલ્લેમન હુર્રેમ મીન હાઝેહીદ્દવ્લતી લ્કુસ્વા.''** (અર્થાત્:- તો એ શખ્સ કેટલો ખુશહાલ છે કે જે આ મહાન નેઅ્મત વડે ફૈઝયાબ થઈ ગયો અને અફસોસ છે એ શખ્સ પર જે બુલંદ નેઅ્મતથી વંચીત રહ્યો.)

અન્ય જરૂરી વાતએ છેકે, મર્હુમ શૈખ ધુરનના વાલીદ બિરાદરે અઝીઝ મિયાં મુઝફ્ફર શરીફ લોકો પૈકી અને બુઝુર્ગઝાદા છે. તેઓ ઘણો વિશાળ પરિવાર ધરાવે છે. રહેમ તથા મહેરબાનીના હકદાર છે. આ સિવાય બીજી વધુ તકલીફ શું આપું ? (વસ્સલામો અલયકુમ વ અલા મનીત્તબઅલ્હોદા.) (દફ્તર -૧, ભાગ-૧, મકતુબશરીફ નં. ૪૨)

H H H H H H H H H H H H H H H H

-: સમજુતી :-

હઝરતે ઈમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેસાની (કુસ્સીર્રહુલ્નુરાની)એ આ મકતુબશરીફમાં સુન્નતે રસુલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની એહમીયત ઉજાગર ફરમાવી છે. આપનો હેતુ એ છે કે, 'તસ્ફીયાએ કલ્બ' (દીલની સફાઈ) અને 'તઝકીયાએ નફસ' (નફસની પાકીઝગી)ની મંઝીલ સુધી પહોંચવા માટે પોતાના દીલને અલ્લાહત્આલા સિવાય ગૈરની ગીરફતારીથી આઝાદ રાખવું જરૂરી છે. ઈન્સાનના કલ્બને સુફીયાએ કિરામે 'હકીકતે જામેઅ્' એટલેકે સર્વગુણ સંપન્ન હકીકતો ધરાવતો અરીસો કહ્યો છે. જેની ઉપર અસ્ત-વ્યસ્ત અને નકામા સંબંધોના કારણે કાટ ચઢિ જાય છે, જેની સફાઈનું ઉત્તમ હથિયાર સુન્નતે રસુલ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)છે.

આ મહાન નકશબંદી તરીકામાં તો તેના અકાબીરોએ સુન્નતની પયરવીને લાઝમી અને જરૂરી કહેલ છે; જેનું રહસ્ય એ છેકે, કલ્બની સફાઈ

અને નફસની પાકીઝગી માટે તે ઉત્તમ હથિયાર છે, તેનાથી વધીને એક પણ રિયાઝત અને મુજાહેદો નથી કે જે તસ્ફીયા અને તઝકીયાના મકામ સુધી પહોંચાડે. કિતાબ અને સુન્નતની દષ્ટીએ શરીઅત અને સુન્નતની પયરવી એક બુનિયાદી કાર્ય છે. આયાતે કુર્આની. **'ફત્તબેઉની યુહબીબ્કોમુલ્લાહ...'** તેની અસલ છે. અને આ ઇત્તેબાએ રસુલ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)નો બદલો મકામે મહેબુબીય્યત અને મુરાદીય્યતની પ્રાપ્તી છે.

શરીઅત અને તરીકતના તમામ મર્તબાઓમાં 'તઝકીયાએ નફસ'ને બુનિયાદી હૈસીયત હાંસીલ છે. અને આ તઝકીયાએ નફસ સુન્નતે રસુલ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તાલીમાત સાથે જોડાયેલ છે. જે ઇન્સાન સુન્નતે નબવી રૂપી નહેર વડે જેટલો તૃપ્ત હશે તેટલી જ તેને તઝકીયાએ નફસ અને તસ્ફીયાએ કલ્બ થકી હાંસીલ હશે.

## મકતુબ શરીફ નં. ૩૯

**-: પ્રતિ :-**

**હઝરત મીયાં હાજી મોહંમદ લાહોરી**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

શરીઅત એ તમામ પ્રકારની દુન્યવી તેમજ આખેરતની સઆદતો માટે જિમ્મેદાર અને પર્યાપ્ત છે. બીજો કોઇ એવો મકસદ નથી કે જેની પ્રાપ્તી માટે શરીઅત સિવાય અન્ય કોઇ ચીઝનો ઇન્સાન મોહતાજ હોય; તરીકત અને હકીકત બંને આ શરીઅતની જ ખાદીમ છે, તેમજ તેને લગતી અન્ય બાબતોની ચર્ચા પેટે...

**-: વિગતો :-**

અલ્લાહ ત્આલા આપણને સૌને શરીઅતે મુસ્તફવીય્યાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની હકીકત વડે આભુષીત કરે; અને અલ્લાહ ત્આલા એ બંદા પર રહેમ ફરમાવે જે **આમીન કહે...**

શરીઅતના ત્રણ હિસ્સા છે. (૧)ઇલ્મ (૨)અમલ અને (૩) ઇખ્લાસ. જ્યાં સુધી આ ત્રણેય હિસ્સા પ્રાપ્ત નહીં થાય ત્યાં સુધી શરીઅત પરિપુર્ણતા હાંસીલ કરતી નથી. અને જ્યારે શરીઅતે પુર્ણતા હાંસીલ કરી લીધી તો તમામ દુન્યવી અને આખેરતની સઆદતોથી ઉચ્ચત્તર તેમજ ચઢિયાતી હકસુબ્હાનહુ ત્આલાની રઝા પણ હાંસીલ થઇ ગઇ.



ઈશ્ક કે ઈમ્તેહાં

**''વ રીદવાનુમ્મીનલ્લાહે અકબર''** (અર્થાત્:- અલ્લાહ ત્આલાની થોડી રઝા પણ ઘણી છે.) એટલા માટે જ શરીઅત તમામ દુન્યવી અને આખેરતની સઆદતો માટે જવાબદાર અને પુરતી છે. અન્ય કોઇ એવા મતલબ કે મકસદ નથી જે શરીઅતથી અલગ હોય અને ઇન્સાન તેનો મોહતાજ હોય. તરીકત અને હકીકત કે જેના વડે સુફીયાએ કિરામ પોતાની અલગ ઓળખ ધરાવે છે, તે બંને શરીઅતની ખાદીમો છે. આ બંને શરીઅતનો ત્રીજો હિસ્સો એટલેકે ઇખ્લાસ પરિપુર્ણતાની કક્ષાએ પહોંચે છે; માટે આ બંને (તરીકત તથા હકીકત)નો મકસદ પણ શરીઅતની જ પરિપુર્ણતા છે, નહીં કે અન્ય કોઇ કાર્ય જે શરીઅત સિવાયનું હોય.

એહવાલો, મવાજીદો (રૂહાની-વજદાની કૈફીયતો) તથા ઉલુમો અને મઆરીફો કે જે સુફીયાએ કિરામને માર્ગમાં પ્રાપ્ત થાય છે, તે મકસદો પેટે નથી, બલ્કે તે માત્ર વહેમ અને ખ્યાલો છે જેના વડે તરીકતના બાળકોની તર્બિય્યત કરવામાં આવે છે. આ તમામથી પાર ઉતરીને રઝાના મકામ સુધી પહોંચવું જોઇએ કે જે જઝબાહ્ અને સુલુકના તમામ મકામોનો અંત છે; કારણકે તરીકત અને હકીકતની મંઝીલો પાર કરવાનો હેતું ઇખ્લાસની પ્રાપ્તી છે જે રઝા માટે જરૂરી છે. ત્રણેય પ્રકારની તજલ્લીઓ તેમજ આરીફાના મુશાહેદાઓ (રૂહાની અવલોકનો) થી પાર ઉતરીને હજારોમાંથી કોઇ એકને 'ઇખ્લાસ'ની દૌલત અને 'રઝા'ના મકામ સુધી પહોંચાડવામાં આવે છે. ટુંકી દષ્ટિ ધરાવતાં લોકોએ એહવાલો તથા મવાજીદોને જ મકસદ તેમજ મુશાહેદાઓ અને તજલ્લીઓને જ અંતિ ધ્યેય સમજી લીધેલ છે. માટે જ વહેમ તથા ખ્યાલના કૈદખાનામાં ગીરફતાર રહીને શરીઅતના કમાલાતોથી વંચિત રહે છે.

**''કબોર અલલ્મુશ્રેકીન મા તદ્ઉહુમ એલયહે.''** (અર્થાત્:- મુશ્રીકોને એ વાત ઘણી જ નાપસંદ છે, જેની તરફ તેને તું બોલાવી રહયો છે.)

**''અલ્લાહો યજતબી એલયહે મય્યશાઓ વ યહદી એલયહે મય્યોનીબ.''**

(અર્થાત્:-અલ્લાહત્આલા ચુંટી લે છે જેને ચાહે અને (અલ્લાહત્આલા) તેને જ પોતાની તરફ હિદાયત અર્પે છે જે રુજુઅ્(ધ્યાનીત થવું) કરે છે.)

હા, એટલું જરૂર કે ઇખ્લાસનો મકામ પ્રાપ્ત કરવા અને રઝાના મર્તબા સુધી પહોંચવા નો સંબંધ આ એહવાલો અને મવાજીદોથી પાર ઉતરવા તેમજ

એ ઉલુમો તથા મઆરીફો હાંસીલ કરવા સાથે છે. આ કાર્યો મતલુબના અસ્બાબ અને માધ્યમરૂપે તથા મકસદની પ્રસ્તાવનારૂપે છે.

આ પ્રકારના ભાવાર્થો અલ્લાહત્આલાના હબીબે પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના સદકામાં પુરાં દશવરસ પછી આ ફકીર (મુજદ્દીદ સાહેબ)પર જાહેર તથા સ્પષ્ટ થયા છે.અને શરીઅતરૂપી માશુકા પુરી રીતે જલ્વાગર થઇ છે. જો કે આ ફકીર તો પહેલાંથી જ એહવાલો અને મવાજીદોમાં અટવાયેલો ન હોતો તેમજ શરીઅતની હકીકતનું સંશોધન તથા સાબીતીઓ પ્રાપ્ત કરવા સિવાય હું બીજો કોઇ હેતું ધરાવતો ન હોતો. પરંતુ આ કાર્યની હકીકત પુરાં દશ વરસ પછી પરિપુર્ણ રીતે જાહેર થઇ છે.

**અલ્હમ્દોલીલ્લહે અલા ઝાલેક હમદન કસીરન તય્યેબન મુબારકન ફી હે મુબારકન એલયહે.**

મર્હુમ અને મગ્ફૂર મીયાં શૈખ જમાલની વફાત તમામ એહલે ઇસ્લામ માટે રંજો-ગમ તથા અસ્ત-વ્યસ્તતાનું કારણ છે. તેઓના મખ્દુમઝાદાઓને મારી તરફથી સબ્ર તથા હિમ્મતની તલ્કીન કરશો અને ફાતેહા ખ્વાની કરજો.

વસ્સલામ.. (દફતર-૧, ભાગ-૧, મકતુબ નં. ૩૬.)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

ખાઝીનુર્રમતે રબ્બાની, મુઝય્યુનુલ્અતવારે નકશબંદીય્યાહ હઝરત સરકાર મુજદ્દીદે અલ્ફેષાની નકશબંદી સરહિંદી(કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ) એ આ મકતુબશરીફમાં શરીઅતે મોહંમ્મદીય્યાહ અલા સાહેબરુસ્સલાતો વત્તસ્લીમાતની સર્વગુણસંપન્નતા અને પરિપુર્ણતાનો નિર્દેશ કર્યો છે. અહીં આપે બે પ્રકારના ગીરોહ (લોકો)ને ચેતવણી આપેલ છે.

**(૧)** એ 'સુફીયાએ ખામ' (નાકીસ સુફીઓ)ને સાવચેત કર્યા છે જેઓ શરીઅતને કામીલ સમજતાં નથી, અને તરીકત અને હકીકતને અંદરનો ગર્ભ જ્યારે શરીઅતને માત્ર ઉપરની છાલ સમજે છે. તેમજ તેઓનું એ ગુમાન કે અમે હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના મહેબુબ છીએ માટે અંદરનો ગર્ભ અમને આપવામાં આવ્યો છે અને ઉપરની છાલ ઉલમાઓ વગેરેને આપેલ છે; જે તેઓનું બાતીલ ગુમાન છે.

**(૨)** તેમજ એ જાહેર પરસ્ત આલીમોને પણ આપે સાવચેત કરેલ છે કે જેઓ તરીકત અને તસવ્વુફને શરીઅતથી ખિલાફ તેમજ બિદઅત કહી રહયા છે. જોકે તસવ્વુફ એ મકામ અહેસાન તથા ઇખ્લાસનું બીજું નામ છે;





અને આ અહેસાન તથા ઇખ્લાસ બંને શરીઅતના મામુલાતો પૈકી છે. જેમકે 'સહીહ બુખારીશરીફ'ની હદીષેઅહેસાન..'**અન તાઅ્બોદુલ્લાહ ક અન્નક તરાહો...**' (અર્થાત્:- અલ્લાહની ઇબાદત તું એવી રીતે કરકે તું તેને જોઇ રહયો છો...) તેમજ આયાતે કરીમા..''**મુખ્લેસીન લહુદ્દીન...**'' (અર્થાત્:- ખાલીસ દીન તેના માટે જ છે.)આ બાબતો પૈકી સમર્થનરૂપે છે.

હઝરત સરકાર મુજદ્દીદે પાક (કુદ્દસ્સીર્રહુ) ફરમાવ્યું છેકે,શરીઅતના ત્રણ હિસ્સા છે. (૧) ઇલ્મ (૨)અમલ અને (૩) ઇખ્લાસ. તેમજ આપે ફરમાવ્યું કે, ઇલ્મ અને અમલ આ બે વસ્તુ ઉલ્માઓ થકી હાંસીલ થાય છે,જ્યારે ઇખ્લાસની પ્રાપ્તીનો આધાર સુફીયાએ કામેલીનની સોહબત પર છે. અને ઇખ્લાસ પ્રાપ્તીના માર્ગનું નામ જ તરીકત અને હકીકત છે કે જે શરીઅતનો ત્રીજો હિસ્સો છે.

તેમજ ઇખ્લાસ પાપ્તીના આ માર્ગ પર ચાલવા દરમ્યાન વચ્ચે જે એહવાલો, મવાજીદો, મુકાશેફાઓ, મુશાહેદાઓ કે તજલ્લીઓ વગેરે જે કંઇ જાહેર થાય છે તે મકસદ અને મતલબ પૈકી નથી; બલ્કે માત્ર વહેમો અને ખ્યાલો છે કે જેના વડે તરીકતના આ તાલીબે ઇલ્મોનો ઉત્સાહ અને ઉમંગ વધારવામાં આવે છે. અસલ વાત એ છેકે સાલીકોએ આ રમકડાંઓની રમતોથી પાર ઉતરી જવું જોઇએ અને 'મકામે રઝા' સુધી પહોંચવું જોઇએ જે જઝબાહ્ અને સુલુકના દશ મકામો પૈકી અંતિમ મકામ છે જ્યાં પહોંચીને ઇખ્લાસની હકીકત હાંસીલ કરાય છે. અને જો સાલીક આ રમકડાંમાં જ અટવાયેલો રહયો અને તેને જ અંતિમ ધ્યેય સમજી લીધું તો શરીઅતના ત્રીજા હિસ્સા ઇખ્લાસની હકીકતથી મેહરૂમ રહી જશે અને શરીઅતને કદાપી પરિપુર્ણતા અર્પી શકશે નહીં.

પરંતુ તેમ છતાં આ વહેમો અને ખ્યાલાતો એટલેકે એહવાલો, મવાજીદો, મુશાહેદાઓ અને તજલ્લીયાતોમાંથી પાર ઉતરવું દરેક તાલીબ માટે જરૂરી અને લાઝમી છે; નહીંતર તે ઇખ્લાસની સુરત તો હાંસીલ કરી લેશે, પરંતુ ઇખ્લાસની હકીકતને કદાપી હાંસીલ કરી શકશે નહીં, આથી તેની શરીઅત પર પરિપુર્ણતા હાંસીલ કરી શકશે નહીં. માત્ર જાહેરી અને રસ્મી ઉલુમો વડે ઇખ્લાસની સુરત તો પ્રાપ્ત થઇ જશે, પરંતુ તેની હકીકતથી તો તે વંચિત જ રહેશે. આમ, આ એહવાલો તથા મવાજીદોમાં અટવાય જવું એ પણ બહુ મોટી ભુલ છે. તેમજ તેમાંથી ન ગુજરવું એ તો સરાસર ભુલ છે.

★

## મકતુબ શરીફ નં. ૩૭

-: પ્રતિ :-

**હઝરત સૈયદ નિઝામ**

(રેહમતુલ્લાહે અલયહે)

-: વિષય :-

ઈન્સાનની સર્વગુણસંપન્નતા (જામેઈય્યત) જ તેની દુરીનું કારણ છે, તો એ તેની એકાગ્રતા (જમઈય્યત) નો પણ સબબ છે, જેવી રીતે કે નાઈલ નદીનું પાણી દોસ્તો માટે પાણી છે, જ્યારે દુશ્મનો માટે મુસીબત....

-: વિગતો :-

આપનો મકતુબશરીફ મળ્યો. આદમી સકળસૃષ્ટિમાં સૌથી વધુ જામેઅ્ હસ્તી છે. અને તેના અંશો પૈકી દરેક અંશના સંબંધની ગણતરીએ મોટાભાગની મૌજુદાત સાથે તે સંબંધો વડે ઘેરાયેલો મળે છે. આ રીતે તો ખરેખર તેની આ સર્વગુણ સંપન્નતા (જામેઈય્યત) જ અલ્લાહ સુબ્હાનહુત્આલા જલ્લ સુલ્તાનહુની બારગાહથી સૌથી વધુ દુરીનું કારણ બની ચુકી છે, આ રીતે તેના આ વિવિધ પ્રકારના સંબંધો જ તેના માટે દુરીનું કારણ બની ચુકયા છે.

અને જો તેણે તૌફીકે ખુદાવંદીથી પોતાની ઝાતને આ અસ્ત વ્યસ્ત સંબંધોથી છોડાવી લીધી અને પોતાની અસલ તરફ રુજુઅ્(ધ્યાનીત) થઇ ગયો તો તેણે ખુબ જ મહાન સફળતા હાંસીલ કરી લીધી; નહીંતર દુરની ગુમરાહીમાં જઇ પડ્યો. પોતાની 'જામેઈય્યત' ના કારણે જે રીતે ઈન્સાન સર્વશ્રેષ્ઠ મૌજુદાત છે એજ રીતે 'જામેઈય્યત'ના કારણે બદતરીન પણ તે જ છે. તેનો આયનો (દીલરૂપી આયનો) તેની જામેઈય્યતના કારણે જ સૌથી વધુ પરિપુર્ણ અને કામીલ છે. આ ઈન્સાન જો પોતાનું રૂખ સૃષ્ટિ તરફ કરી લે તો તેને જેટલો પણ ગંદા અને કદરૂપો કહીશું યોગ્ય છે. અને જો તેનું રૂખ હકુસુબ્હાનહુ ત્આલા તરફ કરી લેતો પછી સૌથી વધુ પાક સાફ અને અત્યંત ખુશનુમા છે.

આ વ્યર્થસંબંધો રૂપી ગંદકીથી પુરેપુરી આઝાદી હઝરત મોહંમદ મુસ્તફા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની જ વિશેષતા છે ત્યાર બાદ બીજા અંબિયાએ કિરામ અને ઔલીયાએ ઉઝઝામ દરેક પોતાના દરજ્જાઓ મુજબ (આ વિશેષતા ધરાવે છે.)

અલ્લાહ ત્આલા આપણને સૌને નબીયુલ્મુસ્તફા (સલ્લલ્લાહો અલયહે





વસલ્લમ) ની હુરમતના સદકામાં આ પ્રકારના સંબંધોથી નજાત અતા ફરમાવે. નબીએ અકરમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) એ મુકદ્દસ ઝાત છે જેની અલ્લાહ ત્આલાએ આ શબ્દોમાં પ્રસંશા કરી છે, **''મા ઝાગલબસરો વમા તગા.''** એટલેકે હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની નઝરે મુબારક ન તો ફરકી ન તો તેણે મર્યાદા તોડી. આથી વધુ કહેવું રંજનું કારણ છે. વસ્સલામ વલ્ઈકરામ.

(દફતર -૧, ભાગ-૧, મકતુબશરીફ નં. ૧૨૯.)

H H H H H H H H H H H H H H H H

-: સમજુતી :-

સકળસૃષ્ટિમાં ઈન્સાન અશરફુલ્મખલુકાત એટલેકે તમામ સૃષ્ટિઓમાં સર્વશ્રેષ્ઠ સર્જન છે. અને તેને જામેઅ્ જમીઅ મખ્લુકાત કહયો છે. એટલે કે સકળ સૃષ્ટિના તમામ ગુણો જેની અંદર એકઠા થયેલાં છે તે; માટે જ સુફીયાએ કિરામે ઈન્સાનને 'આલમે સગીર' (લઘુ વિશ્વ) કહ્યું છે, જ્યારે આ બ્રહ્માંડ 'આલમે કબીર' (વિરાટ વિશ્વ) છે એટલેકે જે કંઇ તમામ સૃષ્ટિમાં સમાયેલું છે, તે બધું જ સુક્ષ્મસ્વરૂપે ઈન્સાનમાં મૌજુદ છે.

ઈન્સાનની આ જામેઈય્યત જ તેની હકસુબ્હાનહુ ત્આલાથી દુરીનું કારણ બન્યું છે; જે વાત હઝરત સરકારે મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો અન્હો) એ મઝકુર મકતુબશરીફમાં ખુબ અસરકારક શબ્દોમાં વર્ણવી છે. જો ઈન્સાન પોતાનો ચહેરો દુનિયા તરફ કરી લે તો તે જુદાઇનું નિમીત બની જશે જેમકે આયાતે કરીમા... **'સુમ્મ રદદનાહો અસ્ફલ્સ્સાફેલીન..'** (અર્થાત્:- પછી તેને દરેક નીચીથી નીચી હાલતમાં ફેરવી દીધો.) થી તે જાહેર છે, પરંતુ જો તે પોતાનું રૂખ ખાલીક તરફ ફેરવી લેશે તો તેનો (દીલરૂપી) આયનો ચમકી ઊઠશે. અને તેની જામેઈય્યત પરિપુર્ણ થવાના કારણે અસ્મા તથા સિફાતના પ્રતિબિંબ વડે મુનવ્વર થઇને સંપુર્ણ એકાગ્રતા હાંસીલ કરી લેશે. જેમકે આયાતે કરીમા... **'ફકદ ફાઝ ફવઝન અઝીમા.'** (અર્થાત્:- તો એ શખ્સ જ હાંસીલ કરે છે સૌથી મોટી સફળતા) થી તે જાહેર થઇ રહ્યું છે. ઈન્સાન એક પરિપુર્ણ અરિસા સમાન છે. જો તે પોતાના અરિસાની દિશા મખ્લુક તરફ રાખશે તો તેમાં ખરાબ પ્રતિબીંબ પડશે અને તે અત્યંત કદરૂપો તથા વિકૃત થઇ જશે તેમજ જો પોતાની અરિસાની દિશા હકની તરફ કરી લેશે તો સૌથી વધુ ચમકદાર અને ખુશ્નુમા થઇ જશે.

ઈન્સાનની જામેઈય્યતના કારણે જ બારે અમાનત ઊઠાવવાને લાયક

બન્યો કે જે ઊઠાવવાથી જમીન-આસમાન, અને પહાડોએ પણ પોતાની લાચારી જાહેર કરીને ઇન્કાર કરી દીધો. જેમકે આયાતે કરીમા...**''ઈન્ના અરદન્નલ્અમાનત અલસ્સમાવાતે વલ્અર્દે વલ્જીબાલે ફઅબયન અય્ય હમીલ્નહા વ અશ્ફકના મીન્હા વ હમલહુ લ્ઈન્સાનો ઈન્નહુ કાન ઝલુમન જહુલા..''** (અર્થાત્ઃ- અમે આ અમાનત આસમાનો, ઝમીનો તથા પહાડોની સામે રજુ કરી (કે તેઓ તેને ઊઠાવી લે) તો તેઓએ તેને ઊઠાવવાથી ઈન્કાર કરી દીધો, અને તેઓ તેનાંથી ડરી ગયા. અને ઇન્સાને તેને ઊઠાવી લીધી.)

હઝરત અલ્લામા કાઝી સનાઉલ્લાહ પાનીપતી નકશબંદી મુજદ્દેદી (કુદ્દસ્સીર્રહુ) તફસીરે મઝહરી માં આયાતની તફસીર પેટે ફરમાવે છેકે, 'હઝરત મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) ના ઈર્શાદાત વડે હું જે નિષ્કર્ષ પર પહોંચ્યો છું તે આ છે, અમાનતથી મુરાદ તજલ્લીયાતે ઝાતીય્યાહ દાયેમીય્યાહ (હંમેશા માટે થતો ઝાતી તજલ્લીઓનો નુઝુલ) કબુલ કરી લેવાની કાબેલીયત છે કે જે અલ્લાહત્આલાએ ઇન્સાનની બનાવટમાં રાખેલી છે. જો કે નેક જિન્નાતો પણ ઈબાદત અને રિયાઝત થકી ફરિશ્તાની સિફતમાં સામેલ થઇ જાય છે, છતાંપણ તેના હિસ્સામાં માત્ર તજલ્લીયાતે સિફાતી જ આવે છે, તે તજલ્લીયાતે ઝાતીય્યાહ કબુલ કરવાની લાયકાત ધરાવતાં નથી.'

અંતમાં હઝરત અલ્લામા પાનીપતી (રહેમતુલ્લાહઅલયહે) ઝલુમન ઝહુલાની તફસીર પેટે લખે છે કે, ઇન્સાનમાં બે પ્રકારની કુવ્વતો (શકિતઓ) રહેલી છે. (૧) સબઈય્યાહ અને (૨) બહીમીય્યાહ. 'સબઇ તાકતો' (ફાડીખાનાર પશુ જેવી શકિતઓ) થી તેના દીલમાં ઊચું ઊફયન ભરવાની અને સત્તા હાંસીલ કરવાનો જઝબાહ્ પૈદા થાય છે. જેના થકી તે મારેફતની ઊંચામાં ઊંચી ચોટી સર કરી લે છે. અને 'બહીમી તાકતો' (પાશ્વીક-જાનવરો જેવી શકિતઓ) વડે તેની અંદર જફાકશી, તેમજ તકલીફો વેઠવાનો જઝબોહ્ પૈદા થાય છે, જેના કારણે તે ખુબ જ લાંબી રિયાઝતો અને મુશ્કેલસભર ઇબાદતોનો બોજ સબ્ર અને હિમ્મતપુર્વક સહન કરતો-કરતો મહેબુબની મંઝીલ તરફ આગળ વધતો જાય છે. જો આ બંને કુવ્વતો ઇન્સાનમાં ન હોત તો તે પણ આફીય્યતના કિનારા (સલામતી) પર પડયો રહેતો અને કયારેય અજમાઇશોના પ્રચંડ વાવાઝોડાનો મુકાબલો કરવા તૈયાર ન થાત.

હઝરત મૌલાના જામી (કુદ્દસ્સીર્રહુ) એ ઝલુમન જહુલા સંબંધે કેટલું





સરસ ફરમાવ્યું છે.

**''ગૈર ઈન્સાં કશ ન કરદ કબુલ, ઝાંકે ઈન્સાં ઝલુમ બુદ વ જહુલ.''**

(અર્થાત્ઃ- ઇન્સાન સિવાય આ અમાનત કોઇએ કબુલ ન કરી. કારણ કે ઇન્સાન ઝાલીમ અને જાહીલ છે.) જે વિશે ડો.ઇકબાલ પણ કહે છે,

'સખ્તીયાં કરતાં હું દિલ પે, ગૈર સે ગાફીલ હું મૈં,
વાએ કયા અચ્છી કહી, જાલીમ હું મૈં જાહીલ હું મૈં,'

**'ઝુલ્મે ઉ આંકે હસ્તીએ ખુદરા, સાખ્ત ફાની બકાએ સરમદ રા.'**

(અર્થાત્ઃ- તેનો ઝુલ્મ એ હતો કે તેણે પોતાની હસ્તી ફના કરી દીધી જેથી હંમેશા બકા હાંસીલ કરી લે.)

**'જહુલે ઉ આંકે હરચે જુઝ બ હકક, સુરતે આં ઝે લોહે દીલ નઝદુદ.'**

(અર્થાત્ઃ- અને તેની જહાલત એ છે કે હક સિવાય જે કંઇ હતું તે તેણે પોતાની દીલરૂપી તખ્તી પરથી ભુંસી નાંખ્યું.)

★

## મકતુબ શરીફ નં. ૩૮

**-: પ્રતિ :-**

**હઝરત અલ્લામા સાદીક કાબુલી**

(રેહમતુલ્લાહે અલયહે)

**-: વિષય :-**

સયરાબીનો ઇઝહાર કરનાર ખાલી હોય છે બીજી વાત એકે મશાઇખોની રૂહાનીય્યત તથા તેઓની ઈમદાદ થી મગ્રૂર ન થવું કારણકે મશાઇખની સુરતોં હકીકતમાં શૈખે મુકતદા લતીફાઓ છે. વગેરે બાબતોની ચર્ચા પેટે...

**-: વિગતો :-**

આપના લગાતાર બે પત્રો મળ્યાં. પહેલાં પત્રમાં પ્રાપ્તિ (હુસુલ) અને તૃપ્તિ (સયરાબી) નો ઇઝહાર હતો; જયારે બીજો પત્ર તૃષા (તીશ્નગી) અને અ પ્રાપ્તિ (બેહુસુલી) ની ખબર આપી રહયો હતો. **અલ્હમ્દોલીલ્લાહે સુબ્હાનહુ..** કે (બે વાતો પૈકી) છેલ્લી વાત જ વિશ્વસનીય છે. તૃપ્તિ (સયરાબી) નો ઇઝહાર કરનાર ખાલી હોય છે અને જે શખ્સ પોતાને બેહાસીલ તથા ખાલી સમજે છે તે જ વાસીલ હોય છે.

તમને વારંવાર એ વાત કહેવામાં આવી છે કે, મશાઇખોની રૂહાનીય્યત તથા તેઓની ઇમદાદ પર મગ્રૂર ન થવું, કારણકે મશાઇખોંની તે સુરતો હકીકતમાં પોતાના પીર (શૈખે મુકતદા) ના જ લતીફાઓ છે, જે મશાઇખોંની

સુરતમાં જાહેર થયા છે. કિબ્લએ તવજ્જોહ્ (ધ્યાનનું કેન્દ્ર)નું એક જ હોવું જરૂરી છે. પોતાની તવજ્જોહ્ને વેરવિખેર કરવી અયાઝબીલ્લાહે સુબ્હાનહુ નુકસાન તેમજ ખસારાનું કારણ છે.

બીજી વાત એ છેકે તમને વારંવાર તાકીદની સાથે કહેવામાં આવ્યું છે કે કામ - કાજનો સિલસિલો ટુંકો કરો; જેથી અસલી હેતું જલ્દી પાર પડે. જરૂરી કાર્યો છોડીને બેફાયદા કામોમાં મશ્ગુલ થવું અક્કલ અને દુરંદેશીની નજદીક ખુબ જ અયોગ્ય વાત છે; પરંતુ આતો પોતાના મંતવ્યો પર ભરોસો કરો છો, બીજાની વાત તમારી ઉપર ઓછી અસર કરે છે. આ પ્રકારની રીત-ભાતના પરિણામો માટે આપખુદ જ જવાબદાર છો. **મા અલ રૈસુલે ઈલલ્બલાગ.** (રસુલની જવાબદારીમાં માત્ર તબ્લીગ છે.)

(દફતર. ૧ હી.૩, મકતુબ નં. ૧૪૮)

H H H H H H H H H H H H H H H H

**-: સમજુતી :-**

આ મકતુબશરીફમાં કય્યુમે ઝમાની હઝરત શૈખ અહમદ ફારૂકી સરહિંદી (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ વાતનો ખુલાસો ફરમાવી રહયા છે કે, જે સાલીક વાસીલ બીલ્લાહ અને કામીલ હોવાનો દાવો કરે છે હકીકતમાં તેઓ કાબેલીયતનો કસુર અને અયોગ્યતાનો ઇઝહાર (પ્રગટીકરણ, જાહેરાત)કરી રહયાં છે; કારણકે તરીકએ તસવ્વુફમાં મુળભુત નિયમ એ છેકે તૃપ્તિ (સયરાબી) નો ઇઝહાર કરનાર બેહાસીલ છે અને જે પોતાને બેહાસીલ સમજી રહયો છે ખરેખર તે વાસીલ છે.

બીજી મહત્વની ચર્ચા પેટે આપ રાહે તરીકતના સાલીકોને નસીહતો ફરમાવી છે કે, જ્યારે કોઇ સાલીક કોઇ શૈખે કામીલ-મુકમ્મીલની નિગેહબાની નિચે રાહે સુલુક પાર કરી રહયો હોય છે તો સુલુક દરમ્યાન વચ્ચે તેને અનેક કૈફીયતો, વારેદાતો, મુકાશેફાતો અને મુશાહેદાઓ પ્રાપ્ત થાય છે. અમુક વખતે મુરાકેબાહ્માં, ખ્વાબમાં તેમજ જાગૃત અવસ્થામાં પણ તેને અન્ય તરીકાના મશાઇખોં ફેયુઝો બરકાત વડે નવાઝે છે, જેના કારણે તેની તવજ્જોહ્ પોતાના શૈખ તરફથી હટી જવાનો, ખુદના ભટકી જવાનો અને પોતાની મંઝીલ ખોઇ બેસવાનો પુરો ભય છે. જોકે તેને પ્રાપ્ત થયેલી આ તમામ ઇનાયતો, નવાઝીશાતો, અને ફેયુઝાતો પોતાના શૈખના પ્રતાપે જ છે. એટલા માટે આવો મામલો પેશ આવે ત્યારે તેનું ધ્યાન સંપુર્ણપણે પોતાના શૈખ તરફ જ હોવું જોઇએ. એટલેકે પોતાનો કિબ્લએ તવજ્જોહ (ધ્યાનીત થવાનું કેન્દ્ર)





એક અને એક માત્ર પોતાના શૈખે મુકતદા જ હોવા જોઇએ. સાલીકને જે કંઇ હાંસીલ થયું અથવા તો ભવિષ્યમાં હાંસીલ થશે તેના થકી જ હાંસીલ થશે. સુફીવાદ અને તરીકતના આ ખુબ જ મહત્વના મસ્અલાને જેણે સમજી લીધો; તેણે મહાન સફળતા હાંસીલ કરી, નહીંતર નુકસાની સિવાય બીજું કશું મળવાનું નથી.

જે એક જગ્યાએ છે તે અનેક જગ્યાએ છે અને જે અનેક જગ્યાએ હોય છે તે એક પણ જગ્યાએ નથી હોતો. આ રીતે અનેક જગ્યાએ ભટકનારને સુફીવાદની પરિભાષામાં હરજાઇ કહેવામાં આવે છે.

પોતાના શૈખે તરીકતના 'લતીફાએ ખમ્સા' (કલ્બ, રૂહ, સિર્ર, ખફી અને ઇખ્ફા)નું અલગ-અલગ મશાઇખોંની સુરતમાં જાહેર થવું સાલીકની ઇમ્તેહાન (કસોટીરૂપે) રૂપે હોય છે. જેમકે ક્યારેક શૈખનો લતીફાએ કલ્બ કોઇ આદમીયુલ્મશરબ શૈખની સુરતમાં, લતીફાએ રૂહ કોઇ નુહલ્મશરબ શૈખની સુરતમાં, લતીફએ સીર્ર કોઇ મુસવીયુલ્મશરબશૈખની સુરતમાં, લતીફએ ખફી કોઇ ઇસ્વીયુલ્મશરબશૈખની સુરતમાં અને લતીફાએ ઇખ્ફા કોઇ મોહંમદીય્યુલ્મશરબ શૈખની સુરતમાં જાહેર થઇને સાલીકને ફૈઝ પહોંચાડે છે, પરંતુ ખરેખર તો આ ફૈઝ પોતાના શૈખનો જ હોય છે.

★

## મકતુબ શરીફ નં. ૩૯

**-: પ્રતિ :-**

**હઝરત અલ્લામા મોહંમદ અફઝલ કુદ્દસ્સીર્રહુ**

**-: વિષય :-**

એ લખાણનો અર્થ કે, અમુક સુફીયોએ જે લખ્યું છે કે આ બારગાહમાં યાફત (પ્રાપ્તિ-વસ્લ) ની ફકત મઝા(ઝોક) હોય છે, નહીં કે યાફત અને અંત આરંભમાં દાખલ કર્યો હોવાના ખુલાસા પેટે જે આ મહાન નકશબંદી તરીકાની ફઝીલત છે ...

**-: વિગતો :-**

**અલ્હમ્દોલીલ્લાહે વ સલામુન અલા એબાદેહીલ્લઝીનસ્તફા.**

આ મહાન (નકશબંદી) તરીકાના મશાઇખોંના લખાણમાં ઉલ્લેખ છેકે, અલ્લાહ ત્આલાની બારગાહમાં યાફતની મઝા છે, યાફત નથી. આ વાત અંત આરંભમાં દાખલ ભળેલા હોવાના તરીકાને બંધબેસતી તેમજ આ

બુઝુર્ગોના ખાસ જઝબાહ્‌ના મકામને અનુરૂપ છે. જો કે આ મકામમાં (આરંભમાં) યાફ્તની હકીકત નથી કેમ કે તે અંત સાથે સંબંધીત છે. પરંતુ (અહીં) અંતને આરંભમાં દાખલ કર્યાની ચાસણી આ (મહાન) બુઝુર્ગોએ ભેળવી દીધી હોવાના કારણે યાફ્તનો ઝોક (મઝા) આ મકામમાં આરંભમાં જ હાંસીલ થઇ જાય છે.

અને પછી જ્યારે મામલો જઝબાહ્‌થી આગળ વધી જાય છે અને આરંભથી મધ્યમકક્ષાએ પહોંચી જાય છે, તો આ યાફ્તની મઝા પણ યાફ્તની જેમ ગુમ થઇ જાય છેઅને ન તો યાફ્ત રહે છે અને નતો યાફ્તની મઝા. ફરી પાછું કામ અંત સુધી પહોંચી જાય છે. તો યાફ્ત હાંસીલ થઇ જાય છે, પરંતુ યાફ્તની મઝા ગુમ થઇ જાય છે. આમ, મુન્તહી માટે યાફ્તની મઝા ઔઝલ થઇ જાય છે, અને મિઠાશો તથા લિઝ્ઝતો તે ખોઇ બેસે છે. મુન્તહી લિઝ્ઝત તથા મઝાને પહેલાં ડગલે જ ત્યાગી ચુક્યો હોય છે. અને છેવટે ફિકકાશસભર અને મઝાવિહીન એકાંતખુણામાં ગુમનામ પડ્યો રહે છે.**“કાન રસુલલ્લાહે સલ્લલ્લાહો અલયહે વસલ્લમ મુતવાસેલુન હુઝને દાએમુલ્ફીકે”** (અર્થાત્‌:- રસુલલ્લાહ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) હંમેશા ગમગીન અને ફીક્રમંદ રહયા કરતાં હતાં.)

**સવાલ :** જ્યારે મુન્તહીને ધ્યેય (મતલુબ-અલ્લાહ ત્આલા)ની યાફ્ત હાંસીલ થઇ ગઇ તો પછી તેના માટે યાફ્તની મઝા શા માટે ગુમ હોય? અને મુબ્તદી કે જે યાફ્ત (ની હકીકત)થી બે નસીબ છે. છતાં તેને યાફ્તની મઝા કેવી રીતે મળશે.?

**જવાબ :** યાફ્તની દૌલત મુન્તહીના બાતીનનો હીસ્સો છે. અને તેને પોતાની જાહેરી સાથેના સંબંધોથી વિખુટા પડ્યા પછી આ દૌલત(યાફ્ત) મળી છે. હવે જ્યારે તેના બાતીનને જાહેર સાથે બિલ્કુલ નહીંવ્‌ત સંબંધ છે, તો બાતીની નિસ્બત જાહેર સાથે ભળી શકતી નથી. માટે બાતીનની યાફ્તની મઝા જાહેર માણી શકતું નથી. આમ, મુન્તહીના બાતીનને મતલુબની યાફ્ત હાંસીલ છે જ્યારે તેના જાહેરને યાફ્તની મઝા મળતી નથી. બાકી રહી વાત બાતીનની મઝાની, જે યાફ્તનો હિસ્સો છે અને આ હિસ્સો બાતીન અનુપમ (બેચું) ઝાતમાંથી મેળવ્યો છે, તો તેનો લુત્ફ પણ આ બેચુંની (અનુપમતા)ની દુનિયામાંથી હશે; જેનો જાહેર એહસાસ કરી શકશે નહીં, કારણકે તે સરાસર ઉપમામય છે.

બલ્કે ઘણીવાર એવું બને છે કે, જાહેર બાતીનની મઝાનો ઇન્કાર કરી





બેસે છે. અને પોતાની જેમ બાતીનને પણ બેહલાવત સમજે છે, કારણકે ઉપમામય ની લિઝ્ઝત અલગ છે અને અનુપમતા ની લિઝ્ઝત અલગ છે; જ્યારે મુન્તહીનું જાહેર તેના બાતીનના ઝૌકથી બેખબર છે, તો પછી સામાન્ય લોકો મુન્તહીનના બાતીનની શું જાણકારી મેળવી શકશે? જે લુત્ફ તેઓની સમજમાં આવી રહ્યો છે તે જાહેરનો લુત્ફ છે. અને ઉપમામયની દુનિયાથી સંબંધીત છે.

આ કારણસર જ સિમાઅ તથા રકસ તેમજ નારા તથા તડપ જે જાહેરી એહવાલો અને લુત્ફ છે, તેઓની નજદીક તે અતિદુર્લભ તથા અમુલ્ય છે; બલ્કે ઘણીવાર આ પ્રકારના ઝૌકો-શૌક તથા વજદાની હાલતોના હાંસીલ થવા સુધી જ આ કાર્યને સિમીત સમજે છે, અને વિલાયતના કમાલાતો પણ તેને જ સમજે છે. અલ્લાહ ત્આલા તેઓને સન્માર્ગની તૌફીક અતા ફરમાવે.

જાહેરી એહવાલ બાતીની એહવાલ સાથે એ જ સંબંધ ધરાવે છે,જે રીતે કે ઉપમામય ને અનુપમતા સાથે છે. આથી સાબીત થયું કે મુન્તહીનું બાતીન યાફ્તપણ ધરાવે છે અને યાફ્તની મઝા પણ. પરંતુ આ મઝા અનુપમ દુનિયાથી (આલમે બેચું) હિસ્સો ધરાવતી હોવાના કારણે જાહેરને મહેસુસ થઇ શકતી નથી, માટે જાહેર આ મઝાનો ઇન્કાર કરી દે છે. જોકે જાહેરને બાતીનની મઝાની ખબર છે, પરંતુ તે આ યાફ્તની મજા મેળવી શક્તું નથી. એટલે કહી શકાય કે મુન્તહીને યાફ્ત હાંસીલ છે, પરંતુ યાફ્તની મઝા ગુમ છે.

અને આ મહાન તરીકાના અમુક સમજદાર મુબ્તદી કે જેના માટે યાફ્ત ગુમ છે છતાંપણ યાફ્તની મઝા તેના માટે સાબીત કરે છે,જે આ બુઝુર્ગોએ આરંભમાં અંતની ચાસણી નાંખી દીધી હોવાના કારણ છે.તેઓ પ્રતિબિંબરૂપે મુબ્તદીના બાતીનમાં અંતનું કિરણ ચમકાવે છે. હવે જ્યારે મુબ્તદીનું જાહેર તેના બાતીન સાથે જોડાયેલું છે અને તે બંને વચ્ચે મજબુત સંબંધ સ્થાપીત થયેલો છે, તો જરૂર એ અંતનું કિરણ અને ચાસણી મુબ્તદીના જાહેર પર છવાઇ જાય છે અને તેનું જાહેર બાતીનના રંગે રંગાઇ જાય છે. આમ સાબીત થયું કે મુબ્તદીના અંદર યાફ્તની હકીકતતો ગુમ છે, પરંતુ તેને યાફ્તની મઝા (ઝૌક) હાંસીલ છે.

આ બયાનથી તરીકએ આલીયાહ્‌ નકશબંદીય્યાહની શ્રેષ્ઠતા તથા તેઓની મહાન નિસ્બતની બુલંદ શાનને સમજી શકાય છે; તેમજ મુરીદો તથા તાલીબોના હકમાં આ બુઝુર્ગોની શ્રેષ્ઠ તર્બિય્યત તેમજ પુરેપુરી ચીવટને સમજી શકાય છે; જે કંઇ તેઓની પાસે છે તે તાલીબે સાદીક અને મુર્શીદરશીદ

ને તેના હોંસલા મુજબ પહેલાં કદમમાં જ અર્પણ કરી દે છે. તેમજ(તેઓની વચ્ચે) નિસ્બતે હુબ્બીના કારણે તવજ્જોહ્ તથા ઇન્એકાસી રીતે તેની (રૂહાની) તરબીયત કરે છે.

આ સિલસિલાના અમુક મશાઇખો નકશબંદી બુઝુર્ગોના એ ફરમાન કે, અમે અંતને આરંભમાં દાખલ કરીએ છીએ માં શંકા કરે છે અને તેઓ તેમાં મુંઝવણ અનુભવે છે. તેઓને એ વાત પસંદ નથી કે નકશબંદી તરીકાનો મુબ્તદી અન્ય તરીકાના મુન્તહી બરાબર હોય.

ઘણી નવાઇની વાત છેકે તેઓએ આ તરીકાના મુબ્તદીનું અન્ય તરીકાના મુન્તહી બરાબર હોવાનું ક્યાંથી સમજી લીધું છે. જો કે નકશબંદી બુઝુર્ગોથી અંત આરંભમાં દાખલ કરેલો હોવા સિવાય વધુ કંઇ જાહેર થયું નથી; અને આ ફરમાન બરોબરીની દલીલ પણ નથી. આવું કહેવા પાછળ તેઓનો હેતું એ છે કે, આ તરીકામા અંતિમ દરજ્જાનો પીર(શૈખે મુન્તહી) પોતાની તવજ્જોહ અને આત્મબળ (તસર્રુફ) વડે પોતાના અંતની ચાસણીરૂપી દૌલત ઇન્એકાસી રીતે મુબ્તદી મુરીદને અર્પણ કરે છે. અને આરંભમાં જ પોતાના અંતનું  નમક મેળવી દે છે. આમાં બરોબરીની વાત જ કયાં હતી ? અને શંકાને સ્થાન કયાં હતું ? આ રીતે ઇન્દિરાજ (દાખલ કરવું, મેળવવું) જ ઘણી મોટી દૌલત છે.

આ તરીકાનો મુબ્તદી જો કે મુન્તહીનો હુકમ ધરાવતો નથી, પરંતુ માઅ્રેફતની દૌલતથી મહેરૂમ પણ નથી. જો કદાચ આ મુબ્તદીને તરીકાનો વુસુલ પરિપુર્ણ કરવા અને તેની મંઝીલો પાર કરવાની ફુરસદ ન આપવામાં આવે તો પણ માઅ્રેફતની દૌલતથી બેનસીબ નહીં રહે. અને તે નમકનું રજકણ તેને મઝેદાર તથા નમકીન બનાવી દેશે. જ્યારે તેનાથી ઉલ્ટું અન્ય તરીકાના મુબ્તદીઓ માઅ્રેફતથી ઘણાં દુર છે. અને મંઝીલો પાર કરવી તથા દુરીને પાર કરવી તેઓ માટે મુશ્કેલીનો સામનો છે. જો તેઓને આ પાર કરવાની ફુરસદ ન મળી તો તેમની હાલત ઘણી જ અફસોસજનક છે.

જ્યારે આ તરીકાના મુબ્તદી તથા અન્ય તરીકાના મુબ્તદીઓ વચ્ચેનો તફાવત સ્પષ્ટ થઇ ચુક્યો છે અને આ મુબ્તદીઓની વિશેષતા અન્ય મુબ્તદીઓ ઉપર સાબીત થઇ ચુકી છે, તો પછી જાણવું જોઇએ કે આ તરીકાના મુન્તહીઓ અને અન્ય તરીકાના મુન્તહીઓ વચ્ચે પણ આ જાતનો જ તફાવત છે; એટલું જ નહીં પરંતુ આ મહાન તરીકાની માઅ્રેફત અન્ય મશાઇખોંના તમામ તરીકાઓથી વરાઉલ્વરા (ઉચ્ચથી પણ ઉચ્ચ) છે. મારી વાત પર તેઓને





યકીન આવે કે ન આવે પરંતુ જો તેઓ ઇન્સાફ વડે કામ લે તો જરૂર આ વાત સ્વીકારી લે છે કે જેના આરંભમાં અન્યનો ધ્યેય ભળેલો હોય તેનો ધ્યેય અન્યઓના ધ્યેયથી જરૂર ચઢિયાતો જ હશે; આ જ રીતે આગળ, બાકી કુલ માઅ્રેફતોની પણ માઅ્રેફત હશે.

**''સાલેકે નેકુસ્ત અઝ બહારશ પયદા અસ્ત.''**

(અર્થાતઃ- જીસકી બહાર (વસંત) અચ્છી તો સાલ ભી અચ્છા.)

બીજા સિલસિલાના અમુક અદેખા માણસો અમને કહે છે કે, અમારો ધ્યેય હક ત્આલાની માઅ્રેફત છે. જ્યારે તમે તો આને તમારો આરંભ કહો છો, તો હવે હકકની માઅ્રેફતથી આગળ ક્યા જશો. અને માઅ્રેફતથી આગળ તમારો અંત શું હશે.

અમે કહીએ છીએકે,અમે હકકથી હકક તરફ જઇએ છીએ અને 'ઝીલ્લીય્યત'(પ્રબિંબતા)ની મીલાવટથી નીકળીને 'અસુલુલ્અસ્લ' (હકત્આલાની જાત) તરફ દોડીએ છીએ અને તજલ્લીઓથી વિમુખ થઇને તજલ્લીઓવાળાની શોધ કરીએ છીએ. 'ઝહુરાતો' (ઉદ્ભવો તજલ્લીઓ વગેરે)ને ત્યાગીને જાહેરને બાતીનના પણ બાતીનમાં શોધીએ છીએ. કારણ કે બાતીનના પણ અલગ-અલગ મર્તબા છે, માટે એક બાતીનમાંથી બીજા બાતીનમાં જઇએ છીએ; અને બીજામાંથી ત્રીજામાં ડગલું માંડીએ છીએ. **ઈલ્લા મશાઅલ્લાહત્આલા.**

હકક ત્આલા જોકે 'બસીતે હકીકી' છે, પરંતુ 'વાસેઅ ' પણ છે. એવી વિશાળતા નહીં કે જેમાં લંબાઇ પહોળાઇ હોય કારણકે તે તો 'ઇમ્કાનાતો' (શકયતાઓ) અને 'હુદુસ'(નષ્ટતા)ની દલીલો અને ચિહ્નો છે. (જ્યારે હકકત્આલા તેનાથી પાક છે) બલ્કે હકકત્આલાની વુસ્અત પણ તેની ઝાતની જેમ અનુપમ (બેચું) અને અજોડ (બેચગું) છે. અને જે સયર (રૂહાની સફર) આ વુસ્અતની અંદર હાંસીલ થાય છે, તે પણ અનુપમ અને અજોડ છે. જ્યારે સયર કરનારો સમજબુઝ અને ઓળખવાવાળો હોવા છતાં પણ આ અનુપમતા અને અજોડતાની તાકત વડે અનુપમતાની મંઝીલોમાં સયર કરે છે, અને ઉપમામાંથી અનુપમા તરફ જાય છે. બિચારા મીસ્કીનો (બે સરોસામાન) આ વાતની હકીકતને શું જાણે તેમજ ઉપમામય દુનિયામાં વ્યસ્ત અનુપમાની શી જાણકારી આપી શકે? માટે (તેઓ)પોતાની આ અસમર્થતાને ઐતરાઝ (વાધાંજનક) ગણીને પોતાની મુર્ખાઇ ઉપર અભિમાન કરે છે.

**'બે ખીરદ ચંદ ઝેખુદ બેખબર, ઐબ પસંદન્દ બઝમએ હુનર.'**

(અર્થાત્ઃ- વોહ બેવકુફ નહીં જીનકો ખુદકી ખબર નહીં, પસંદ ઐબ કો કરતે હય બખિલાફે હુન્નર.)

એટલું જાણતા નથી કે અંબિયા (અલયહીમુસ્સલાતો વત્તસ્લીમાત) બલ્કે ખુદ ખાતેમુલ્અંબિયા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)નો ધ્યેય પણ હકકસુબ્હાનહુ ત્આલા જ છે. જ્યારે વિરોધ કરનારાઓનો ધ્યેય અંબિયા (અલયહીમુસ્સલામ)ના ધ્યેય સાથે જોડાયેલો નથી. બલ્કે (આ બંનેના અંતો વચ્ચે) આપસમાં એકબીજાને કંઇજ લેવા દેવા નથી. એટલે કે શક્ય છે કે (અમુક લોકોને) ધ્યેય પ્રાપ્ત થઇ ગયો હોય જે વિરોધીઓના ધ્યેયથી શ્રેષ્ઠ હોય; અને અંબિયા (અલયહીમુસ્સલામ)ના ધ્યેયથી ઉતરતો હોય.

આ બયાનથી સાબીત થયું કે બધાનો ધ્યેય હકકત્આલાની માઅ્રેફત છે અને સુફીયાની જમાત વચ્ચે ખુદના મર્તબાઓના તફાવત પ્રમાણે તેમાં તફાવત સાબીત છે. તો અમે કહીએ છીએ કે બધાં જ પોતપોતા(ની માઅ્રેફત)નો ધ્યેય હકકસુબ્હાનહુ ત્આલા જ સમજે છે; પરંતુ મોટાભાગના એવા છેકે જે હકકસુબ્હાનહુ ત્આલાના ઝિલાલ અને ઝહુરાતોને હકકત્આલા જાણે છે, જોકે ઝિલાલ અને ઝહુરાતોના મર્તબાઓ વચ્ચે પણ ઘણો મોટો તફાવત છે. એટલે (એ સાબીત થયું કે) આ બધાઓનો ધ્યેય ખરી રીતે તો હકકની માઅ્રેફત (વસ્લે હકક) નથી, બલ્કે દરેકનો ધ્યેય પોતાની સમજ (અને પહોંચ)પ્રમાણે હકકસુબ્હાનહુ ત્આલા છે.

આનાથી પણ આગળ બીજા પણ ઝિલાલો અને ઝહુરાતોની ઘણી શક્યતાઓ છે તો પછી તેમાં ઇન્કારનું કે શંકાનું સ્થાન જ કેવી રીતે હોઇ શકે?

**'કાસીર ગર કુનદ ઈ તાઈફા રા તાઅ્નો કુસુર,**
**હાશલીલ્લાહ કે બરઆરમ બઝબાં ઈ ગીલા રા;**
**હમા શૈરાને જહાં બસ્તા ઈ સિલસિલા અન્દ,**
**રૂબ અઝ હીલા ચસાં બગુસ્લીદ ઈ સિલસિલારા.'**

(અર્થાત્ઃ- ગર કોઇ કાસીર લગાયે તાના ઇન્કે હાલ પર,
તૌબાહ તૈબાહ ગર ઝુબાં લાઉં મેં ઉસ્કા ગીલા,
શૈર હૈં જકડે હુએ ઇસ સિલસિલેં મેં સબ કે સબ,
લોમડી હીલોસે તોડે કીસ તરહ યે સિલસિલા.

**રબ્બનગ્ફીરલના ઝોનુબના વ ઈસરાફેના ફી અમ્રેના વ સબ્બીત અકદામના વન્સુરના અલલકવ્મીલકાફેરીન...**વસ્સલામ અલા





મનીત્તબઅલ્હોદા. (દફ્તર-૨, મકતુબ નં-૪૩, ભાગ-૧)

H H H H H H H H H H H H H H H H

**-ઃ સમજુતી ઃ-**

તરીકાએ આલીયાહ નકશબંદીય્યાહની એક ખાસ ફઝીલત અને વિશેષ આકર્ષણ આ બુઝુર્ગોએ અપનાવેલ 'ઇન્દિરાજુન્નિહાત ફીલ બિદાયત.'નો ખાસ તરીકો છે, જેના વડે તે પોતાના મુરીદો અને તાલીબોની તર્બિયત ફરમાવે છે. આ ખાસ તરીકામાં તેઓ અન્ય તરીકાના અંતને પોતાના આરંભમાં દાખલ કરે છે. અને તાલીબને 'ઇબ્તેદા' (શરૂઆત)માં 'ઈંતેહા' (અંત)ની મજા ચખાડી દે છે. જેનો સૌથી મોટો ફાયદો એ છેકે, આ તરીકાનો મુબ્તદી (પ્રારંભકર્તા) મુન્તહી(અંતમાં પહોંચેલ મુરીદ)નો હુકમ ધરાવતો ન હોવા છતાં અંતની મઝાથી મહેરૂમ રહેતો નથી. જો કદાચ આ મુબ્તદીને તરીકાનો સુલુક પાર કરવાની ફુરસદ ન મળી તો પણ તે અંતની દૌલતથી મેહરૂમ નહીં રહે; કારણકે આ બુઝુર્ગોએ પોતાના આરંભમાં જ અન્યના અંતના નમકનું રજકણ ભેળવી દીધું છે, જે મુબ્તદીને જરૂર નમકીન અને સ્વાદસભર બનાવી દેશે.

જ્યારે અન્ય તરીકામાં મામલો તેનાથી ઉલ્ટો છે, માટે તાલીબ અંતની મજા ચાખવાથી મેહરૂમ રહે છે; જે બાબતની ઊંડી ચર્ચા મઝકુર મકતુબ શરીફમાં (હઝરત સરકાર મુજદ્દીદે અલ્ફેસાની(રદીયલ્લાહોત્આલા અન્હો)એ કરી છે. આ ઇન્દિરાજુલન્નિહાયત ફીલ બિદાયત એટલેકે અંતને આરંભમાં દાખલ કરવાનો ખુલાસો એ છે કે,

બીજા તરીકાઓમાં સુલુકની શરૂઆત અસ્મા તથા સિફાતથી થાય છે, જ્યારે હઝરાતે નકશબંદીય્યાહ સુલુક ઇસ્મેઝાતથી કરાવે છે, ઝાતએ અસ્મા અને સિફાતનો અંત છે; આમ બીજાનો અંત તેઓની શરૂઆત છે.

-બીજા તરીકાઓમાં પ્રથમ ઝબાની ઝીક્ર તાલીમ છે, જ્યારે નકશબંદીઓને ત્યાં ઝીક્રની તાલીબ (કલ્બ)દીલથી થાય છે; જે ઝબાનનો છેડો કે અંત છે. આ રીતે પણ બીજાઓનો અંત તેઓની શરૂઆત છે.

-બીજા તરીકાઓમાં સયરે આફાકી (બાહ્ય જગતની સયર)થી સુલુક તય કરાવે છે જ્યારે હઝરાતે નકશબંદીયાહ સૈરે અન્ફોસી (આંતરીક જગતની સયર) થી સુલુક તય કરાવે છે જે સયરે આફાકીનો અંત અને હકીકત છે.

-બીજા સિલસિલાઓમાં સિફાત સાથે ઝાતની તલબ છે. નકશબંદીઓમાં સિફાત વિના જ ઝાતની તલબ છે. કારણકે ઝાતની અંદર

જ સિફાત સમાયેલી છે. સિફાતના અંતથી ઝાતની શરૂઆત છે.

–બીજા તરીકાવાળાઓ કુર્બે ખુદાવંદી કૈફ અને ઇદરાકની સાથે ચાહે છે. જ્યારે નકશબંદીઓ કૈફ વિના નિસ્બતે જહલના તાલીબ છે. જ્યાં સુધી ઇદરાક અને એહસાસ હોય ભલેને કોઇ પણ પ્રકારે હોય; તેને હઝરાતે નકશબંદીયાહ ગૈરૂલ્લાહમાં ગણે છે. જેમકે હઝરત ખ્વાજા નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ ફરમાવ્યું કે, **"હરચે દીદહ શવદ વ શુનીદહ શવદ વ દાસ્તિહ શવદ આં હમા ગૈર અસ્ત."** (અર્થાત્ઃ– જે કંઇ જોવામાં આવે, સાંભળવામાં આવે, અને સમજવામાં આવે તે સર્વ ગૈરૂલ્લાહ છે.) એટલે જ તેઓની તવજ્જોહ્ 'એહદીય્યતે મુજર્રદા'ની તવજ્જોહ્ છેકે જેમાં તેઓ અસ્માઓ સિફાત તેમજ ઝિલ્લીયત અને ઝહુરાતોને છોડીને ખાલીસ ઝાતની તરફ મુતવજ્જોહ્ (ધ્યાનીત) રહે છે.

આ છે ઇન્દિરાજુન્નીહાયત ફીલ બિદાયત ની હકીકત. આ સિવાય પણ તેમાં બીજા ઘણાં ગુઢાર્થો છુપાયેલા છે; જેનો ખુલાસો કરવો અહીં મુનાસીબ નથી. હઝરત સરકાર મુજદ્દીદે અલ્ફેસાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)એ મઝકુર મકતુબશરીફમાં બીજી ચર્ચા યાફત એટલેકે પ્રાપ્તીની હકીકત અને 'ઝાઇકાએ યાફત' એટલે કે પ્રાપ્તીના સ્વાદની ચર્ચા કરી છે. એટલે કે કુર્બે ખુદાવંદી નીપ્રાપ્તીની હકીકત તેમજ તેની પ્રાપ્તીના સ્વાદ વચ્ચેનો ભેદ સમજાવ્યો છે. જેનો ખુલાસો એ છેકે...

'યાફત' તેમજ 'ઝાઇકાએ યાફત' (યાફત નો સ્વાદ)નું દષ્ટાંત એવું છેકે, જે રીતે કોઇના હાથમાં લીબું હોય અને તે લીબું કાપીને ચાખે પણ છે; તો જેના હાથમાં લીબું છે તેને લીબુંની 'યાફત' હાંસીલ છે અને લીબુંનો ઝાઇકો (રસાસ્વાદ) પણ પ્રાપ્ય છે. જ્યારે તેની સામે ઊભો રહીને જે જોઇ રહયો છે, લીબું કાપવાથી તેના મુખમાં પાણી આવે છે તો તેને 'યાફત' નસીબ નથી પરંતુ 'ઝાઇકાએ યાફત' જરૂર નસીબ છે એ જ રીતે...

–મુબ્તદી(પ્રારંભકર્તા) તાલીબ એ છેકે જેને માત્ર દુરથી ઝાઇકાની અસરના કારણે મુખમાં પાણી આવે છે.

–મુતવસ્સીત (મધ્યમકક્ષાએ પહોંચેલ તાલીબ)એ છેકે જેના હાથમાં લીબું છે અને તે લીબુંનો ઝાઇકો ચાખી રહયો છે.

–મુન્તહી(અંતિમદર્જાનો તાલીબ)એ છેકે ઝાતે બેચું (અનુપમ ઝાત) અને બેચુંગું (અજોડ –અદ્વિતીયઝાત)ના મારેફત તથા હૈરતના દરીયામાં હૈરાન છે; જેવી રીતે હઝરત યુસુફ (અલયહીસ્સલામ)ના દીદારથી





મિસરની યુવતીઓની જે હાલત થઇ હતી તેમ તેને ન હાથ ખબર છે, ન લીબુંની, ન છરીની, ન ઘાની, ન દુઃખની.

એ જ રીતે ઝાતે હકકના કુર્બમાં ન 'યાફત'ની ખબર હોય છે કે ન 'યાફતના ઝૌક'ની એ જ ખાસીયત નિસ્બતે નકશબંદીય્યાહ ની છે.

આ મકતુબશરીફમાં કરેલી ચર્ચાનો ઉપસંહાર એ જ છેકે, ઇન્દિરાજુન્નીહાયત ફીલ બિદાયતની ચાસણી થકી આ મહાન તરીકાનો તાલીબ શરૂઆતમાં જ યાફતનો ઝૌક કે ઝાઇકો હાંસીલ કરી લે છે. જે અન્ય તરીકાના તાલીબ માટે અંતમાં પહોંચીને પણ મહામુશ્કેલીએ હાંસીલ થાય છે. અને આ મહાન તરીકાની તમામ ખુબીઓ તેઓના બુઝુર્ગોએ કરેલ આ ઇન્દિરાજ ને કારણે જ છે.

★

## મકતુબ શરીફ નં. ૪૦

**-: પ્રતિ :-**

**હઝરત મોહંમદ અશરફ અને હાજી મોહંમદ ફરકતી**

(રહમકોમુલ્લાહ અલયહીમ અજમઇન)

**-: વિષય :-**

તેઓએ એક નિસ્બતે રાબતાહ્ અપનાવવાં અને બીજું પોતાની બાતિની મશ્ગુલીયતમાં ખરાબી પૈદા થવા સંબંધે પુછેલા બે સવાલોના જવાબરૂપે.

**-: વિગતો :-**

**બિસ્મીલ્લાહીર્રેમાનીર્રહીમ. અલ્હમ્દોલીલ્લાહે વ સલામુન અલા એબાદેહીલ્લઝી નસ્તફા.** બંને અઝીઝ ભાઇઓએ મોકલેલ મુબારક પત્રો મળ્યા તથા તેમાં હાલતોની કૈફીયત જાણી.

ખ્વાજા મોહંમદ અશરફે 'નિસ્બતે રાબતાહ્' (તસવ્વુરે શૈખ) સંબંધે લખ્યું છેકે, તે એટલી હદે ગાલીબ થઇ ગઇ છે કે નમાઝમાં પણ સજદો તેની તરફ સમજું છું અને જોઉં છું તેમજ ખરેખર તેને દુર હટાવવા ચાહું છું તો પણ નથી કરી શકતો.

હે મોહબ્બતની નિશાનીવાળા, તાલીબો આ દૌલતની જ તમન્ના અને આરઝુ કહી રહયા છે જે હઝારોમાંથી માંડ એકાદને નસીબ થાય છે. આ પ્રકારની કૈફીયત અને મામલો ધરાવનાર મુરીદ પરિપૂર્ણ મુનાસિબત અને કાબેલીયત ધરાવે છે. અને પુરેપરી સંભાવના છેકે તે પોતાના પીરની

અલ્પમાત્રાની સોહબત વડે તેના તમામ કમાલાતોને ગ્રહણ કરી લે.

રાબતાહ્‌નો ઈન્કાર શા માટે કરવો જોઈએ ? કારણકે તે સજદાની દિશા છે, નહીં કે સજદો કરવાને પાત્ર; (જે રીતે કાબતુલ્લાહ) મહેરાબો અને મસ્જીદોનો ઈન્કાર શા માટે નથી કરતા? આ પ્રકારની દૌલત ખુશકિસ્મતને પ્રાપ્ત થાય છે; જેથી તમામ હાલતોમાં સાહેબે રાબ્તાહ્‌ (કામીલ પીરો મુર્શીદ) ને પોતાનો વસીલો સમજે અને હંમેશ તેની તરફ ધ્યાનીત રહે. એ બદનસીબ લોકોની જેમ નહીં કે જેઓ પોતાને બેપરવાહ સમજે છે અને ધ્યાનનો કિબ્લાહ પોતાના પીરથી ફેરવી લે છે. તથા ખુદની હાલતોને અસ્તવ્યસ્ત કરી નાંખે છે.

બીજું એ કે આપે પોતાની પત્નીની વફાતની ખબર લખી હતી. ઈન્નાલીલ્લાહે વ ઈન્ના ઈન્ના એલયહે રાજેઉન. પઢીને ફાતેહા પઢવામાં આવ્યો અને પઢતી વખતે કબુલીયતની અસર દેખાણી.

મૌલાના હાજી મોહંમદે ઉલ્લેખ કર્યો હતો કે, લગભગ બે મહિના વીતી રહયા છે કે બાતિની મશગુલીયતમાં ખરાબી અને સુસ્તી પૈદા થઈ ચુકી છે. અને પહેલાં હાંસીલ થયેલો લુત્ફ તથા લીઝ્ઝત હવે રહી નથી. હે મારા મિત્ર, 'જો બે વસ્તુમાં કોઈ ખરાબી ન આવી હોય તો ગમ કરવાની કોઈ જરૂરત નથી.'

જે પૈકી એક સાહેબે શરીઅત (અલયહે વ અલા આલેહીસ્સલવાતો વત્તસ્લીમાત વત્તહીય્યાહ)ની તાબેદારીમાં અને બીજું પોતાના શૈખની મોહબ્બત તથા ઈખ્લાસમાં આ બે વસ્તુ હોતાં જો કેટલાય અંધકાર છવાય જાય તો કંઈ જ ડર નથી; જે છેવટે પણ તેને બરબાદ નહીં થવા દે.

અને જો 'નઉઝોબીલ્લાહ' આ વસ્તુઓ પૈકી એકમાં પણ ખરાબી પૈદા થઈ ગઈ તો પછી ખરાબી જ ખરાબી છે. ભલેને તે પછી હુઝુર (દીલની પ્રફુલ્લીતતા) અને એકાગ્રતાની હાલતમાં રહે કે આ 'ઈસ્તિદરાજ' (શૈતાની પ્રપંચ) છે છેવટે જેનો અંત ખરાબ છે ખુબજ આજેઝી અને આક્રંદની સાથે હકત્આલાથી દુઆ માંગતો રહે કે આ બંને કાર્યો પેટે મક્કમતા તથા અડગતા પ્રાપ્ત કરે. કારણકે આ બંને જ અસલ મકસદ અને નજાતનો આધાર છે.

આપને તેમજ બાકી તમામ દોસ્તોને જેમાં ખાસ કરીને જુના મિત્ર મૌલાના અબ્દુલ ગફુર સમરકંદીને અસ્સલામો અલયકુમ પહોંચે.

(દફતર-૨, ભાગ-૧, મકતુબ નં.-૪૩)

H H H H H H H H H H H H H H H H





**-: સમજુતી :-**

મહેબુબે સમદાની સરકાર મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ આ મકતુબશરીફમાં 'નિસ્બતે રાબતાહ્‌' ની ચર્ચા કરી છે; જેને સામાન્ય ભાષામાં 'તસવ્વુરે શૈખ' કહેવામાં આવે છે. આ 'નિસ્બતે રાબતાહ્‌' એ સૌથી ઉત્તમ દૌલત છે. જેના વડે તાલીબ પોતાના મુર્શીદે કામીલ પાસેથી તેઓના બાતીની કમાલના નુરના કારણે એવો કમાલ હાંસીલ કરી લે છે જેવી રીતે સ્ટેમ્પ(મોહર)ની છાપ કાગળ ઉપર પડી જાય છે. હા, એટલું જરૂર કે આ દૌલત હજારોમાંથી માંડ એકાદ તાલીબને જ અતા ફરમાવવામાં આવે છે.

'રાબ્તાહ્‌' શબ્દનો શાબ્દીક અર્થ સંબંધ કે સંપર્ક જાળવવો એવો થાય છે.સુફીવાદની પરિભાષામાં પોતાના મુર્શીદે કામીલ સાથે માનસીક અને કલ્બી સંબંધ તથા સંપર્ક કેળવવાની ખાસ પદ્ધતિને રાબ્તાહ્‌ કહેવામાં આવે છે. અલ્લાહત્આલાનો કુર્બ હાંસીલ કરવા માટે મુરશીદે કામીલ સાથે રાબતાહ્‌ એ ખુબજ સારૂ માધ્યમ છે. શરીઅતમાં કાબતુલ્લાહ અને તરીકતમાં મુરશીદે કામીલ, ઝાતે હક્કના કુર્બ માટે વસીલો છે, મકસદ નથી.

('રાબ્તા એ શૈખ' અનુસંધાને વધુ ચર્ચા અને વિગતો માટે જુઓ અમારૂં પ્રકાશન **'મનકી આંખે ખોલ...'** પાનાનં ૩૫૬ પર)

**રિજાલુલ્ લા તુલ્હીહીમ તિજારતુંવ્વ**
**અલા બયઉન અન ઝીક્રીલ્લાહ**
(અથાર્ત : આ એવા લોકો છે જેને વેપાર કે લેણ-દેણ,
અલ્લાહની યાદથી ગાફીલ નથી કરી શક્તી)

# ઈમ્તેહાં

# (૭)

# અહવાલે અસ્ફીયાં

## (ગુજરાતના નકશબંદી ઔલીયા)

યા ઈલાહી અઝ તુફૈલે ખ્વાજગાને નકશબંદ,
કારે દુનિયા આકેબત મહેમુદ બાદ.

અમારું આગામી પ્રકાશન
**સફીનતુલ અબરાર**
અર્થાત
**કચ્છ સૌરાષ્ટ્રના ઔલીયાએ કામેલીન**

★ ★ ★ ૧ ★ ★ ★

## હ. ખ્વાજા દાનાશાહ– સૈયદ જમાલુદ્દીન

(રેહમતુલ્લાહે અલયહે)

સિલસિલાએ આલીયા નકશબંદીય્યાહના ગુજરાતમાં પધારેલાં બુઝુર્ગો પૈકીમાં આપ સૌથી અગ્રગણ્ય બુઝુર્ગ છે. આમ તો આપ અને હઝરત ખ્વાજા મોહંમદ બાકીબીલ્લાહ નકશબંદી (રહેમતુલ્લાહ અલયહે) કે જેના દ્વારા આ ભારતીય ઉપખંડમાં સિલસિલાએ આલીયા નકશબંદીય્યાહના અન્વારો ખુબજ ફેલાયા તેઓ બન્ને એકજ યુગના બુઝુર્ગો છે; પરંતુ સિલસિલાનો જેટલો ફેલાવો હઝરત ખ્વાજા મોહંમદ બાકીબીલ્લાહ (રહેમતુલ્લાહ અલયહે) વડે થયો, તેટલો ફેલાવો આપના દ્વારા થઇ શકયો નહીં.

આપનું મુળ નામ સૈયદ જમાલુદ્દીન (રહેમતુલ્લાહ અલયહે) છે. પરંતુ આપ 'ખ્વાજા દાના' ના ખિતાબ વડે ખ્યાતિ પામ્યા. આપનો મઝારે પુર અન્વાર સુરત શરીફમાં બડેખાં ચકલાં નામના વિસ્તારમાં મરઝએ ખલાઇક છે.

'ગુલશને ગુજરાત' નામની કિતાબમાં લખ્યા મુજબ આપનું મુળ વતન તુર્કસ્તાનનું જુન્નક કે જોક ગામ છે. જે શહેર ખ્વારઝુમથી લગભગ ૧૨ માઇલ જેટલું દુર છે. આપની વિલાદતે બા સઆદત (પવિત્ર જન્મ)હી.સ.૮૯૮ મુજબ ઇ.સ. ૧૪૯૨માં થઇ. આપનો સિલસિલાએ નસબ (પેઢીનામું-વંશાવળી) હઝરત ઇમામે અલી નકી (રદીયલ્લાહો ત્આલાહન્હો) ને જઇ મળે છે.

આપનો વાલીદે બુઝુર્ગવારનું પવિત્રનામ હઝરત ખ્વાજા બાદશાહ પર્દાપોશ (રહેમતુલ્લાહ અલયહ) હતું. અને આપના દાદાનું નામ સૈયદ ઇસ્માઇલ હતું. આપના બુઝુર્ગો (વડીલો-પુર્વજો) ખુરાસાનમાં એટલા બધા લોકીપ્રય હતા તેમજ તેઓની દીની ખિદમતો એટલી હતી કે ખુરાસાનમાં ચુગટાઇ-મોગલવંશના બાદશાહો હુસૈન મિર્ઝા, સુલતાન ઇબ્રાહીમ હુસેન મિર્ઝા અને શૈખ મિર્ઝા વગેરેએ પોતાની શાહઝાદીઓ આપના ખાનદાનમાં આપી હતી.

હઝરત ખ્વાજા જમાલુદ્દીન દાના(રહેમતુલ્લાહ અલયહ)ની વાલીદા પણ શાહઝાદી જ હતાં. આપની વય ચાર(૪) માસની હતી ત્યારે શાહે ઇરાન ઇસ્માઇલ સફવીનું આક્રમણ થતાં હઝારો માણસો માર્યા ગયા; આ





જંગમાં આપના વાલીદ સાહેબ હઝરત ખ્વાજા બાદશાહ પર્દાપોશ (રહેમતુલ્લાહ અલયહ) પણ શહાદત પામ્યાં. આ રીતે આપ બચપણમાં જ યતીમ બની ગયાં. અને હુઝુર નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની એક સુન્નતે ગૈર ઈખ્તિયારી અદા ફરમાવી.

આ યુગમાં હઝરત ખ્વાજા અબુલ હસન અતા (રહેમતુલ્લાહ અલયહ) જેઓ 'ખ્વાજા બાબા'ના નામે મશહુર હતાં; જેઓએ સિલસિલાએ નકશબંદીય્યાહ્ ના એક મહાન બુઝુર્ગ હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ એહરાર (રહેમતુલ્લાહ અલયહ)થી ખિલાફત મેળવી હતી; તેમજ જાહેરી અને બાતીની ઉલુમોની તાલીમ હઝરત બાદશાહ પર્દાપોશ(રહેમતુલ્લાહ અલયહ) પાસેથી મેળવી હતી; તેઓને હઝરત ખ્વાજા બાદશાહ પર્દાપોશ (રહેમતુલ્લાહ અલયહ)એ ખ્વાબમાં તાકીદ ફરમાવી હતી કે, 'મારા સાહેબઝાદાનો જાહેરી તેમજ બાતિની તર્બિય્યતમાં જરાપણ કચાશ ન રહે, તેઓ ખ્યાલ રાખશો.' આ સમયે આપની વાલીદા(માતા)નો પણ ઇન્તિકાલ થઇ ચુકયો હતો. હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ એહરાર (રહેમતુલ્લાહ અલયહ) પણ હઝરત ખ્વાજા અબુલ હસન અતા (રહેમતુલ્લાહ અલયહ) ને આ મુજબ તાકીદ કરી હતી.

હઝરત ખ્વાજા અબુલ હસન અતા (રહેમતુલ્લાહ અલયહ)ને આ મુજબની બશારતો મળતાં આ હઝરત સૈયદ જમાલુદ્દીન દાના (રહેમતુલ્લાહ અલયહ)ની તલાશમાં નીકળી પડયાં. ખુબ જ શોધખોળ પછી જંગલમાં આપ એક ઝુંપડીમાંથી મળ્યા આવ્યા. આપે અલ્લાહત્આલાનો શુક્ર અદા કર્યોઅને ત્યારબાદ આપને ખાવરાના જંગલમાં એક જગ્યાએ તળાવની પાળ પર સુવડાવ્યા. હઝરત ખ્વાજા અબુલ હસન અતા (રહેમતુલ્લાહ અલયહ)ને હવે ફીક્ર થવા લાગી કે હજુ તો આપ માસુમ બાળક છે; તેમને દુધ પીવાની જરૂર પડશે. માટે કોઇ દાયણની તલાશ કરું. ઘણી શોધખોળ કરી પણ કોઇ દાયણ મળી શકી નહીં. આમ આ જ રીતે ત્રણ દિવસ પસાર થઇ ગયા. આ ત્રણ દિવસ દરમિયાન હઝરત ખ્વાજા જમાલુદ્દીન દાના (રહેમતુલ્લાહ અલયહ) આપનો ખુદનો જ અંગુઠો ચુસતા રહયા; આપ તેના વડે તૃપ્ત થતાં રહયાં. હઝરત ખ્વાજા અબુલ હસન અતા (રહેમતુલ્લાહ અલયહ) કોઇ દાયણ નહીં મળતાં ખુબ જ પરેશાન હતાં. આપ બારગાહે ઇલાહીમાં આ માસુમ બાળકના દુધના ઈતિજામ માટે કાકલુદી કરવા લાગ્યા. આપ દુઆ કરીને જેવા બાળક ખ્વાજા દાના પાસે પહોંચ્યા તો જોયું કે એક હરણી

આપની પાસે આવીને ઊભી હતી; જેના આંચળમાંથી દુધ ટપકી રહયું હતું. હઝરત ખ્વાજા અબુલ હસન અતા (રહેમતુલ્લાહ અલયહ) અલ્લાહત્આલાની આ મહાન કુદરતનો ભેદ સમજી ગયાં અને આપે જાણી લીધું કે આ અઝીમ નેઅ્મત હઝરત ખ્વાજા દાના (રહેમતુલ્લાહ અલયહ) માટે જ આવી છે. આપે બાળક ખ્વાજા દાનાના પવિત્ર મુખમાં તે હરણીના આંચળ મુકી દીધાં. અને આ રીતે અલ્લાહત્આલા પોતાના એક બંદાનો જાહેરી પરવરીશનો ઈંતિજામ ફરમાવ્યો. આ ક્રમ નિયમીત રીતે સતત દોઢ વરસ સુધી ચાલતો રહયો. આપની ઉમર થોડી મોટી થતાં હઝરત ખ્વાજા અબુલ હસન અતા (રહેમતુલ્લાહ અલયહ) આપને જંગલી વનસ્પતિ અને ફળો ચાવી ચાવીને ખવડાવવા લાગ્યાં.

હઝરત ખ્વાજા જમાલુદ્દીન દાના (રહેમતુલ્લાહ અલયહ) આ અનુસંધાને ફરમાવે છે કે, 'સતત ૧૨ વરસ સુધી હઝરત ખ્વાજા અબુલ હસન અતા (રહેમતુલ્લાહ અલયહ) આ રીતે મને વનસ્પતિ અને ફળો ખવડાવતાં રહયાં. મને આ ખાણામાં જેટલી લિઝ્ઝત આવતી હતી, તેવી લિઝ્ઝત અત્યારે અન્ય કોઇ ખાણામાં આવતી નથી.' સતત ૧૨ વરસ સુધી આ રીતે હઝરત ખ્વાજા અબુલ હસન અતા (રહેમતુલ્લાહ અલયહ) આપને જાહેરી અને બાતિની રીતે તર્બિય્યત આપતા રહયાં. જ્યારે આપની વય ૧૨ વરસની થઇ ત્યારે હઝરત ખ્વાજા અબુલ હસન અતા (રહેમતુલ્લાહ અલયહ) એ વિસાલ ફરમાવ્યો.

હઝરત ખ્વાજા અબુલ હસન અતા (રહેમતુલ્લાહ અલયહ) એ પોતાની વફાત પહેલાં હઝરત ખ્વાજા દાના સાહેબ (રહેમતુલ્લાહ અલહય)ને ઘણીંજ નસીહતો ફરમાવી અને પછી આપે બે રકાત નમાઝ અદા કરી અને સજદાહ્‌ની હાલતમાં જ આપે ઈન્તિકાલ ફરમાવ્યો. એ સમયે હઝરત ખ્વાજા દાના (રહેમતુલ્લાહ અલયહ)ની વય ઘણી જ નાની (૧૨ વરસ)હતી. આ અણધારી ઘટના બનવાથી આપ ઘણાં જ વ્યાકુળ થઇ ગયા અને વિચાર મગ્ન હાલતમાં બેસી ગયાં કે હવે શું કરવું? આપના કફન-દફન માટે આ ઘોર જંગલમાં શું વ્યવસ્થા કરું ? આપ એ જ વ્યાકુળતાની સ્થિતીમાં બેઠા હતાં કે, આપે અચાનક શું જોયું કે કિબ્લા(કાબાશરીફ)તરફથી એક નુરાની લોકોની જમાઅત જાહેર થઇ અને આપની તરફ આગળ વધી રહી છે. આ નિહાળીને આપ ઘણાં જ ખુશ થઇ ગયાં કે અલ્લાહત્આલા તરફથી મદદમાટે ચોકકસ ફરિશ્તાઓની જ આ જમાઅત આવી છે; અને હકીકત પણ એજ હતી.





આ નુરાની જમાઅત ધીમેધીમે હઝરત ખ્વાજા અબુલ હસન અતા (રહેમતુલ્લાહ અલયહ)ની લાશ મુબારક તરફ આગળ વધી અને આપને ગુસ્લ આપ્યું તેમજ કફન પહેરાવ્યું. ત્યાર બાદ આપના જનાઝાની નમાઝ અદા કરીને આપની દફન વિધી ફરમાવી અને પછી આ નુરાની જમાઅત હઝરત ખ્વાજા દાના પાસે તશરીફ લાવીને આપને ઘણોજ દિલાસો આપ્યો અને ગાયબ થઇ ગઇ. હઝરત ખ્વાજા અબુલ હસન અતા(રહેમતુલ્લાહ અલહય)ની વફાત પછી આપની ઝિંદગી એજ રીતે જંગલમાં વિકરાળ અને ખુંખાર જંગલી જાનવરો વચ્ચે વીતવા લાગી. જંગલી ફળો અને કંદમુળો ખાયને આપ પોતાનું ગુજરાન ચલાવતાં હતાં અને અલ્લાહની યાદમાં મશ્ગુલ રહેતાં હતાં.

એક દિવસ આપના વાલીદે બુઝુર્ગવાર હઝરત ખ્વાજા બાદશાહ પર્દાપોશ (રહેમતુલ્લાહ અલયહ)એ તે યુગના મહાન નકશબંદી બુર્ઝગ હઝરત દુર્વેશ ખ્વાજા મોહંમદ (રહેમતુલ્લાહ અલયહ)ને ખ્વાબમાં ફરમાવ્યું કે, 'મારા ફરઝંદની તાલીમ હજુ અધુરી છે, તેની વધુ તાલીમ માટે હું આપને સોપું છું.' આ બશારત મળતાં હઝરત દુર્વેશ ખ્વાજા મોહંમદ (રહેમતુલ્લાહ અલયહ) હઝરત ખ્વાજા દાના સાહેબની તલાશ માટે નીકળ્યાં; આપને શોધતાં શોધતાં છેક ખુરાસાનના જંગલમાં પહોંચ્યાં અને ત્યાં આપને હરણોનાં ટોળાં વચ્ચે જોયાં. હઝરત ખ્વાજા દુર્વેશ મોહંમદ (રહેમતુલ્લાહ અલયહે)ને નીહાળીને હરણો તો નાસવા લાગ્યા, તો હઝરત ખ્વાજા દાના સાહેબ પણ હરણોની સાથે નાસી ગયાં. ઘણાં દિવસો સુધી આમ જ ચાલતું રહયું. એક દિવસ મોકો મળતાં હઝરત ખ્વાજા મોહંમદે અર્ઝ કરી તેમજ મોહબ્બત સાથે આગ્રહ પુર્વક રોકીને કહયું કે,' હઝરત આપ મને ઓળખતાં નથી, હું કોઇ અજનબી નથી; પરંતુ આપના વાલીદે બુઝુર્ગવારે આપની વિશેષ તાલીમ તેમજ તર્બિય્યતમાટે મને આપની સોંપણી ખ્વાબમાં કરી છે; માટે અહીં હું આપની તલાશમાં આવ્યો છું.' હઝરત ખ્વાજા મોહંમદની આ પ્રમાણેની વિનંતીથી આપ રોકાઇ ગયાં. પછી હઝરત ખ્વાજા સૈયદ મોહંમદ (રહેમતુલ્લાહ અલયહ) આપને પોતાની સાથે લઇ ગયા. અને સતત ૬ (છ) વરસ સુધી આપને રૂહાનીય્યતની તાલીમો તર્બિય્યત આપતાં રહયાં.

હઝરત ખ્વાજા દાના સાહેબ (રહેમતુલ્લાહ અલયહ)ની રૂહાની તાલીમ આપના વાલીદ સાહેબની બશારત મુજબ પુરી થતાં હઝરત ખ્વાજા દુર્વેશ મોહંમદ (રહેમતુલ્લાહ અલયહ) ત્યાંથી પાછા ફર્યા; ત્યારબાદ હઝરત

ખ્વાજા દાના સાહેબ ફરી એકવાર જંગલમાં એકલા રહેવા લાગ્યા અને અલ્લાહની યાદમાં મગ્ન થઇ ગયાં. આપની ઉપર 'જઝબાહ્'ની કૈફીયત છવાયેલી રહેતી હતી, જે નકશબંદી બુઝુર્ગોનો ખાસ ફૈઝ છે. આપની ઈબાદતનો તરીકો એ હતો કે આપ એક હલકો (વર્તુળ) કરીને બેસતાં હતાં. અને આપની ચો તરફ હલ્કો કરીને જાનવરો બેસતાં હતા; આપ જ્યારે 'અલ્લાહો-અલ્લાહો'નો ઝીક્ર જલી (મોટા અવાજથી ઝીક્ર) કરતાં ત્યારે જંગલી જાનવરો પણ આપની નકલ કરતાં હતાં આ રીતે અલ્લાહના ઝીક્ર વડે પુરું જંગલ ગુંજી ઊઠતું હતું.

આપને જંગલની તન્હાઇ ખુબ જ પસંદ હતી. આપ આબાદીથી દુર જ રહેતા હતાં. એકવાર એક બુઝુર્ગ બાબા ચોપાલ (રહેમતુલ્લાહ અલયહ) ત્યાં આવી પહોંચ્યાં હઝરત બાબાને નિહાળીને આપે ત્યાંથી નાસી જવાનો ઈરાદો કર્યો તો હઝરત બાબાએ ફરમાવ્યું કે, 'શું ઇન્સાન ઇન્સાનથી કયારેય ભાગે છે.?' હઝરત બાબાની વાત સાંભળીને આપ ત્યાં રોકાઇ ગયાં. એ દરમ્યાન જ એક બીજા દુર્વેશ હઝરત બાબા મજઝુબ તુર્કસ્તાની (રહેમતુલ્લાહ અલયહ) ત્યાં આવી પહોંચ્યાં. ત્રણેય બુઝુર્ગોએ એકબીજા સાથે મુલાકાત કરી. હઝરત બાબા ચોપાલ (રહેમતુલ્લાહ અલયહ)એ તે દરમિયાન જ પોતાની બગલમાંથી ત્રીસ (૩૦)ગરમા ગરમ રોટીઓ કાઢી અને તેમાંથી એક રોટીના ત્રણ ટુકડા કર્યા અને એક ટુકડો હઝરત ખ્વાજા દાના સાહેબને આપ્યો અને એક-એક ટુકડો તેઓ બંને બુઝુર્ગોએ આરોગ્યો. હઝરત બાબા ચોપાલ (રહેમતુલ્લાહ અલયહ)નો આપેલો આ રોટીનો ટુકડો અરોગતાની સાથે જ હઝરત ખ્વાજા દાના સાહેબની બાતીની હાલતમાં તબ્દીલી આવી. આપની જઝબાહ્ની કૈફીયત ખત્મ થઇગઇ. અને આપને આબાદી તરફ આકર્ષણ પેદા થયું. માટે આપે જંગલનો એકાંતવાસ છોડી દીધો અને શહેરમાં આવીને રહેવા લાગ્યાં. અને અહીં ખુરાસાનમાં જ આપ ઈબાદતો-રિયાઝાતમાં મશગુલ થઇ ગયાં. થોડા સમય પછી આ ખુરાસાન છોડીને શહેર બલ્ખમાં પહોંચ્યાં અને ત્યાં એ યુગના મહાન બુઝુર્ગ હઝરત ખ્વાજા અબ્દુલ હાદી (રહેમતુલ્લાહ અલયહ)ની ખાનકાહ શરીફમાં મહેમાન તરીકે રહયાં તેમજ ત્યાંના એક બુઝુર્ગ હઝરત મૌલાના સઇદ તુર્કસ્તાની નકશબંદી(રહેમતુલ્લાહ અલયહ)થી વધુ જાહેરી અને બાતીની તાલીમ હાંસીલ કરી.

એ યુગનો બલ્ખનો બાદશાહ આપના વ્યકિતત્વથી ઘણો જ પ્રભાવીત





થયો અને આપનો મુરીદ બની ગયો. તેમજ પોતાની સાહબઝાદી સાથે આપની શાદી કરી આપી આમ આ રીતે આપે પોતાના બુઝુર્ગોના વારસાને પણ બરાબર જાળવી રાખ્યો. આપ થોડો સમય બલ્ખમાં રોકાયા અને ત્યાર બાદ આપે ત્યાંથી વિદાય લીધી. અને ફરતાં ફરતાં આપ કંદહાર તેમજ સિંધ થઇને આગ્રા પહોંચ્યાં આ પ્રવાસમાં આપની બીવી સાહેબા પણ આપની સાથે હતાં. આપ થોડો સમય આગ્રામાં રોકાયા અને પછી ત્યાંથી ગુજરાત તરફ આપ રવાના થયાં. એ દરમિયાન આપ રસ્તામાં કેટલોક સમય બુર્હાનપુર પણ રોકાયા હતા.

એ સમયે બુર્હાનપુરમાં મોગલ શહેનશાહ અકબરનો સાહેબઝાદો દાનિયાલ બુર્હાનપુરનો ગર્વનર હતો. દાનિયાલ આપની મુલાકાતથી અત્યંત પ્રભાવિત થયો અને આપનો મુરીદ બની ગયો. આ દરમ્યાન થોડા જ અરસામાં દાનિયાલના એકના એક વ્હાલસોયા પુત્રનો ઈંતિકાલ થઇ ગયો. દાનિયાલને હઝરત ખ્વાજા સાહેબ તરફ ખુબજ અકીદત હતી; તેણે પોતાના સાહેબઝાદાની લાશ હઝરત ખ્વાજા દાનાની ગોદમાં રાખી દીધી અને રૂદન કરવા લાગ્યો. હઝરત ખ્વાજા સાહેબે અલ્લાહ ત્આલાની બારગાહમાં દાનિયાલના પુત્રના નવજીવન માટે દુઆ ફરમાવી. અને આપનો મુકદ્દસ હાથ લાશ ઉપર ફેરવ્યો. અલ્લાહ ત્આલાએ આપની દુઆ કબુલ ફરમાવી અને સાહેબઝાદાને નવી ઝિંદગી અતા ફરમાવી. આ રીતે દનિયાલનો ગમ ખુશીમાં પલટાઇ ગયો. હઝરત મૌલાના રૂમ (રહેમતુલ્લાહ અલયહ)એ પોતાની મસ્નવી શરીફમાં આવા લોકોની શાનમાં જ ફરમાવયું છેકે,

**''આં દુઆ શૈખે કે ન ચું હર દુઆસ્ત,**
**ફાનીસ્ત વ ગુફતએ ઉ ગુફતએ ખુદાસ્ત,**
**અકમહો અબરસ ચે બાશદ મુર્દહ નીઝ,**
**ઝીંદા ગર્દીદ અઝ ફસુને આં અઝીઝ.''**

(એટલેકે, આ શૈખ (વલી)ની દુઆ સામાન્ય લોકો જેવી નથી, કારણકે તેઓ અલ્લાહ ત્આલાની ઝાતો-સિફાતમાં ફાની છે. માટે તેઓનું બોલવું એ અલ્લાહનું બોલવું છે. જન્મજાત આંધળો કે કોઢી જ નહીં પરંતુ મુર્દાઓ પણ આવા ખાસ લોકોના એક દમ(ફુંક) વડે જીવંત થઇ જાય છે.)

ત્યાર બાદ આપ બુર્હાનપુરથી રવાના થઇ ગુજરાતમાં વડોદરા મુકામે તશરીફ લાવ્યાં. અહીં આપ એ જમાનામાં ખુબજ સન્માનનીય બુઝુર્ગ હઝરત

મૌલાના નઝીર બદખ્શી (રહેમતુલ્લાહ અલયહ)ના અત્યંત આગ્રહથી થોડા દિવસ માટે રોકાયા. આ રોકાણ દરમિયાન એક દિવસ કેટલાક ડાકુઓએ છાપો માર્યો અને આપનો તમામ સર-સામાન લુંટી લીધો. આ વાતથી હઝરત ખ્વાજા સાહેબને જરાપણ રંજો-ગમ ન થયો બલ્કે આપે અલ્લાહ ત્આલાનો આ વાત પર શુક્ર અદા કર્યો અને ફરમાવ્યું કે, અમાનતવાળાઓને તેની અમાનત પહોંચી ગઇ. અલ્લાહ ત્આલા તરફથી આપને ઇલ્હામ થતાં આપ વડોદરાથી સુરત તશરીફ લઇ જાય છે. એ યુગમાં સુરત ઘણું જ મોટું બંદર અને વેપારી મથક હતું. દેશ-વિદેશ સાથેનો વેપાર અહીં ચાલતો હતો. હજ્જ માટે હાજીઓ સુરત બંદરેથી જ રવાના થતાં હતાં. માટે સુરત એ યુગમાં 'બાબુલ મક્કા' તરીકે પ્રખ્યાત હતું. હઝરતની આગતા સ્વાગતા માટે એ વખતના કિલ્લેદાર કુલીજખાન★ આવ્યા જે આપને પુરાં અદબો એહતરામ અને દબદબા સાથે શહેરમાં લાવ્યાં.

શાહઝાદા દાનિયાલનો મુત્યૃ પામેલો પુત્ર હઝરત ખ્વાજા દાના સાહેબની દુઆ તેમજ તવજ્જોહ્ વડે જીવંત થવાની વાત જ્યારે બાદશાહ અકબરે જાણી તો તે પણ હઝરતનો પુરે પુરો અકીદતમંદ બની ગયો હતો. હઝરતના સુરતમાં આગમન પછી બાદશાહ અકબરે હઝરત ખ્વાજા સાહેબ માટે રૂપિયા એક લાખનું જંગી નઝરાણું આપની બારગાહમાં પેશ કર્યું. સુરતનો હાકીમ અબ્દુર્રહમાન તેહરાની પણ આપનો મુરીદ બન્યો હતો. સુરતમાં આપે ક્યામ ફરમાવ્યો ત્યાર બાદ આપે અહીં એક ખાનકાહશરીફ બનાવવાની શરૂઆત કરી. કહેવાય છેકે આ ખાનકાહ શરીફનું ચણતર કામ કારીગરો દિવસભર કરતાં હતાં તે રાતના સમયે આપ પોતાની તવજ્જોહ વડે તોડી પાડતાં હતાં. આપના એક મુરીદે આ વાત પાછળનો

---

ફુટનોટ :-

★[૧] કુલીજખાન :- આ કુલીજખાન હઝરત ખ્વાજા મોહંમદ બાકી બીલ્લાહ (રહેમતુલ્લાહ અલયહ)ના બિરાદરે નિસ્બત (સાળા) થતાં હતાં. હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની(રદીયલ્લાહો ત્આલા અન્હો)ના મકતુબાત શરીફમાં (પવિત્રપત્રો)માં આપના નામે ૪(ચાર) પત્રો છે. મકતુબાત શરીફની જીલ્દ-૧માં મકતુબ નં ૨૪,૭૬ અને ૧૪૧ તથા જીલ્દ-૨ માં પત્ર નં. ૩૨ આપના નામે લખેલ છે. તુર્કી ઝબાનમાં સિંહને 'કુલીજ' કહે છે. આપ કુલીજ ખાન અંદજાની તરીકે મશહુર હતાં. આપનું પુરૂં નામ મુલ્લા મોહંમદ કુલીજ ખાન હતું. આપ જાહેરી તેમજ બાતિની બંને પ્રકારના ઇલ્મોમાં પારંગત હતાં. અને સાથે સાથે આપ મહાન લડવૈયા અને યુદ્ધ કળામાં નિષ્ણાંત હતાં. આ રીતે કહી શકાય કે આપ શસ્ત્ર તેમજ શાસ્ત્ર બંનેમાં પીરપુર્ણ હતાં. એંશી (૮૦) કરતાં કંઇક વધુ ઉંમરમાં બાદશાહ જહાંગીરના શાસનકાળ દરીમયાન હી.સ.૧૦૨૩માં આપે ઇન્તેકાલ ફરમાવ્યો.





ભેદ માલુમ કર્યો તો આપે ફરમાવ્યું કે, અલ્લાહના બંદાઓની રોઝી ચાલુ રહે માટે હું આવું કરું છું.

**આપની વફાત અને ત્યાર પછીની કરામતઃ-**

સુરતથી થોડા સમય માટે આપ ફરીવાર બુર્હાનપુર તશરીફ લઇ ગયાં. ત્યાં કેટલાક દિવસ આપે ક્યામ ફરમાવ્યો અને ત્યાંથી પાછા ફરીવાર આપ સુરત પાછા તશરીફ લાવ્યા. અને ત્યારબાદ આપ અહીં બિમાર પડ્યાં. એક દિવસ આપની ઉપર એટલી બેહોશી છવાઇ ગઇ કે ત્યાં હાજર રહેલાં લોકો રડવા લાગ્યા. થોડીવાર પછી આપ ફરી હોંશમાં આવ્યા. અને 'સુરે-યાસીન'ની આપે તિલાવત ફરમાવી અને ત્યારબાદ 'કલ્માએ તૈયબા' પઢતાં પઢતાં આપે વિસાલ ફરમાવ્યો.

આપની વફાતની તારીખ ૫-સફર હી.સ. ૧૦૧૬ મુજબ ઇ.સ. ૧૬૦૭ છે. વફાત સમયે આપની ઉમ્રશરીફ ૧૧૮ વરસની હતી. સુરતમાં બડેખાં ચકલાં માં બનાવેલી આપની પવિત્ર ખાનકાહમાં જ આપના પવિત્ર શરીરને સુપર્દે ખાક કરવામાં આવ્યું.

આપની દફન વીધી થયા બાદ ધોધમાર વરસાદ પડ્યો. જેમાં આપની કબ્રશરીફ બીલ્કુલ ધોવાઇ ગઇ, ત્યાં સુધી કે કબ્રશરીફની કશી જ નિશાની બાકી ન રહી. તમામ લોકો આ વાતથી ઘણાં જ પરેશાન હાલ હતાં. એ દરમિયાન જ હઝરત ખ્વાજા સાહેબે પોતાના સાહબઝાદાને ખ્વાબમાં ફરમાવ્યું કે, 'મારી કબ્ર ફલાણાં સ્થળે છે' જ્યારે શોધ કરી તો કબ્રશરીફ તો મળી ગઇ પરંતુ કબ્રમાંથી આપની લાશ મુબારક ગુમ હતી. આ વાતથી લોકોની પરેશાની વધુ ગઇ. હઝરત ખ્વાજા સાહેબે ફરીવાર પોતાના ફરઝંદને ખ્વાબમાં ફરમાવ્યું કે, 'પરેશાન ન થાઓ, ગઇકાલે મારી લાશને ખાન-એ-કાબ્બા માં લઇ જવામાં આવી હતી; માટે હું કબ્રમાં ન હોતો, હવે હું મારી કબ્રમાં પાછો આવી ગયો છું.'

બીજા દિવસે સવારમાં ફરીવાર જ્યારે આપની કબ્રશરીફ ખોલવામાં આવી તો આપ તેમાં હાજર હતાં. આપના કફન મુબારક પર માટીનો એક ધબ્બો પણ ન હોતો. ખુશ્બુ વગેરેનો છંટકાવ કરીને આપની કબ્રશરીફને ફરીવાર બંધ કરી દેવામાં આવી.

**-: આપના ફરઝંદો અને ગાદીનશીનો :-**

'પટની સુવે નિયર' માં લખ્યા મુજબ હઝરત ખ્વાજા જમાલુદ્દીન દાના (રહેમતુલ્લાહ અલયહ)ના બે સાહેબઝાદાઓ હતાં જેના નામો

આ મુજબ છે.
(૧) હઝરત ખ્વાજા મોહંમદ કાસીમ(રહેમતુલ્લાહ અલયહ)
(૨) હઝરત ખ્વાજા અન્વારૂલ હસન (રહેમતુલ્લાહઅલયહ)

હઝરત ખ્વાજા જમાલુદ્દીન દાના સાહેબ (રહેમતુલ્લાહ અલયહ)ના વિસાલશરીફ પછી આપના ફરઝંદ હઝરત ખ્વાજા મોહંમદ કાસીમ (રહેમતુલ્લાહ અલયહ)આપના ગાદીનશીન બન્યાં. ત્રણ વરસ સુધી આપ સજ્જાદગીનો હક અદા કરતા રહયા અને હી.સ.૧૦૧૯ મુજબ ઈ.સ. ૧૬૧૦ માં આપ વફાત પામ્યાં.

હઝરત ખ્વાજા મોહંમદ કાસીમ(રહેમતુલ્લાહ અલયહ)ની વફાત પછી હઝરત ખ્વાજા સાહેબના બીજા ફરઝંદ હઝરત ખ્વાજા અબુલ હસન (રહેમતુલ્લાહ અલયહ)સજ્જાનશીન બન્યાં. આશરે પાંત્રીસ (૩૫)વરસ સુધી આપ સજ્જાદગીનો હક અદા કરતાં રહયા. હી.સ. ૧૦૫૪ મુજબ ઈ.સ. ૧૬૪૪ માં આપ વફાત પામ્યાં હઝરત ખ્વાજા દાના સાહેબ (રહેમતુલ્લાહ અલયહ)ના મઝાર શરીફની પશ્ચિમ બાજુએ આપની દફન વીધી કરવામાં આવી.

તેઓના યુગમાં પાટણના ફોજદાર અબ્દુલ્લાહ ખાને આપની ખાનકાહ શરીફ જ એક જામે મસ્જિદ તેમજ આપના રોઝાશરીફ ઉપર ગુંબદનું બાંધકામ કરાવ્યું. હઝરત ખ્વાજા દાના સાહેબની ખાનકાહશરીફ પાસે જે ૧૦૦(સો)ફુટ ઊંચો મિનારો છે, તેનું બાંધકામ પણ મસ્જિદની સાથે જ થયેલું હતું પરંતુ વાવાઝોડાના કારણે નુકસાન થતાં ગુલામ બાબા ખાને હી.સ. ૧૩૦૦માં તેને નવેસરથી રીપેર કરાવેલ હતો.

હઝરત ખ્વાજા અબુલ હસન (રહેમતુલ્લાહ અલહય)નો વફાત પછી તેઓના ફરઝંદ ખ્વાજા સૈયદ મોહંમદ (રહેમતુલ્લાહ અલયહ)ગાદીનશીન થયાં; જેઓ આશરે ચોવીસ(૨૪) વરસ સુધી સજ્જાદગીનો હક અદા કરતાં રહયાં અને હી.સ. ૧૦૭૮માં તેઓ વફાત પામ્યા. દરગાહશરીફના ગુબંદમાં જ આપને દફન કરવામાં આવ્યાં ત્યારબાદ તેઓના ફરઝંદ હઝરત નુરૂલ હસન સાહેબ (રહેમતુલ્લાહ અલહય) સજ્જાદાનશીન બન્યાં. અને પચાસ (૫૦) વરસ સુધી આપ રશ્દો-હિદાયતનું કાર્ય કરતાં રહયાં હી.સ. ૧૧૨૬માં આપે વિસાલ ફરમાવ્યો.

હઝરત ખ્વાજા નુરૂલહસન સાહેબ (રહેમતુલ્લાહ અલયહ)ના બે ફરઝંદ હતાં.(૧) હઝરત ખ્વાજા ફૈઝુલહસન સાહેબ (રહેમતુલ્લાહ





અલયહ) (૨) હઝરત ખ્વાજા નુરૂલ અલા સાહેબ (રહેમતુલ્લાહ અલયહ)

આ બંને માંથી મોટા ફરઝંદ હઝરત ફૈઝુલ હસન સાહેબ (રહેમતુલ્લાહ અલયહ) આપના જાંનશીન બનયાં. તેઓ પોતાના યુગના મહાન આલીમ અને ફાઝીલ હતાં. આપને ઔલાદમાં માત્ર એક સાહેબઝાદી જ હતી. આપ લગભગ ૨૫ (પચીસ)વરસ સુધી ગાદીનશીન રહયાં અને હી. સ. ૧૧૫૧માં આપની વફાત થતાં આપના નાનાભાઈ હઝરત ખ્વાજા નુરૂલ અલા ખ્વાજા સાહેબ (રહેમતુલ્લાહ અલયહ) સાહેબે સજ્જાદાહ બન્યાં અને ૧૩(તેર) વરસ સુધી આપ એ જ રીતે પોતાના બુઝુર્ગોના તૌર-તરીકા મુજબ રૂશ્દો હિદાયતનું કામ કરતા રહયાં અને હી. સ. ૧૧૬૪માં આપ વફાત પામ્યાં. આપને પણ ઔલાદમાં માત્ર એક સાહેબઝાદી જ હતી. માટે આપે પોતાની વફાતથી પહેલાં હી.સ. ૧૧૯૫ મુજબ ઇ.સ. ૧૭૪૬ માં પોતાના દામાદ(જમાઇ) હઝરત હાફીઝ અબુલ હસન બીન કાઝી શર્ફુદ્દીન ઉર્ફે સૈયદ વલીયુલ્લાહ ખાન સાહેબને પોતાના સજ્જાદાનશીન બનાવ્યાં હતાં. અને શહેરના આગેવાનો સામે જ સદરહુ વકફ તેમજ તેને લગતાં તમામ દસ્તાવેજો તેઓનો સુર્પદ કરી દીધાં હતાં, આ રીતે હઝરત ખ્વાજા દાના સાહેબ નકશબંદી (રહેમતુલ્લાહ અલયહે)ની સજ્જાદાનશીનીનો હક સુરત શહેરના કાઝી સાહેબના ખાનદાનને હાંસીલ થયો.

**આપના સંદલ શરીફના સમયે જાહેર થતી કરામતોં અને તેની કૈફીયતો**

હઝરત ખ્વાજા જમાલુદ્દીન દાના ખ્વરઝમી નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ)નો ઉર્ષમુબારક દર વર્ષે માહે સફરની ૩ અને ૪ તારીએ ઘણી જ શાનૌ-શૌકત સાથે બનાવવામાં આવે છે.

આપના સંદલશરીફના દિવસે મઝારે પાક પર ત્રણ(૩) કરામતોં એકી સાથે જાહેર થાય છે. આપના સંદલશરીફની ખાસ વિશેષતા છે. જે ત્રણ કરામતો જાહેર થાય છે તે આ પ્રમાણે છે.

(૧) આપના ગુબંદશરીફ પર રહેલાં પંજાનું આપમેળે ઝુકવું.
(૨) મઝારે પાકનું તાળું આપમેળે જ ખુલી જવું.
(૩) હોજના પાણીનું મૌજાની જેમ ઉડવું.

આ ત્રણેય કરામતો સંદલ શરીફ જ્યારે આપની ચોખટ પર પહોંચે છે, ત્યારે એક જ દર્પણમાં એક સાથે જ જાહેર થાય છે, માટે જોનારાઓ ત્રણ પૈકી કોઇપણ એક કરામત જોઇ શકે છે.

આપના સંદલશરીફની રસ્મ એ રીતે અદા કરવામાં આવે છે કે માહે

સફરની ત્રણ(૩જી) તારીખે ઈશાની નમાઝ બાદ સંદલશરીફનું ઝુલુસ સજ્જાદા-નશીનના મકાન પરથી કાઢવામાં આવે છે. જ્યારે આ ઝુલુસ દરગાહશરીફના બુલંદ દરવાઝાઓ મઝારશરીફ તરફ આગળ વધે છે તો ઝુલુસમાં સામેલ લોકો બુલંદ આવાઝથી "**લા ઈલાહા ઈલ્લલ્લાહો...**"નો ઝીક્રશરીફ શરૂ કરે છે. જેમ જેમ ઝુલુસ મઝાર શરીફ તરફ આગળ વધે છે. ઝીક્રની હરારત વધતી જાય છે. જ્યારે સંદલશરીફ બીલ્કુલ ચોખટ પાસે પહોંચે છે ત્યારે ઝીક્રશરીફ પોતાના પરાકાષ્ઠા પર પહોંચે છે અને એ જ ક્ષણે આ ત્રણેય કરામતો પ્રગટ થાય છે. મઝારેપાકના દરવાઝાને આગળથી જ તાળું મારેલું હોય છે; થોડીવારમાં જ આ તાળું આપો આપ ખુલી જાય છે અને દરવાજો પણ ખુલી જાય છે; એ જ ક્ષણે પંજો પણ સલામી માટે ઝુકી પડે છે અને હોજનું પાણી અનેરી મસ્તીમાં ઉછળવા લાગે છે; હજારો લોકોની મેદની આ કરામતો પોતાની સગી આંખે જુવે છે. કોઇ પણ વ્યકિત એક કરામત જોઇ શકે છે. અને જેને અલ્લાહ ત્આલા જોવાની અનેરી કુવ્વત અતા કરે છે, તે ત્રણેય કરામતો એકી સાથે પણ જોઇ શકે છે.

સફર મહિનાની ૪(ચોથી) તારીખે આપના ઉર્ષશરીફની રસ્મોં અદા કરવામાં આવે છે; જેમાં ફજરની નમાઝ બાદ ખાસ પતાશા અને ખીચડી પર ફાતેહા પઢવામાં આવે છે; અને તબર્રુક તરીકે વહેંચવામાં આવે છે. આ પતાશાનો ખાસ ફૈઝ એવો છે કે જે સ્ત્રીને સુવાવડ (ડીલીવરી)ની સમયે તકલીફ હોય તેને આ પતાશો જો ખવડાવી દેવામાં આવે તો ઈન્શાઅલ્લાહ ઘણી જ સરળતાપુર્વક ડીલીવરી થઇ જાય છે.

અને ખીચડીની તબર્રુક માટે એવું કહેવાય છેકે, જે શખ્સ ચાહે તે મર્દ હોય કે ઔરત આ ખીચડી ખાઇ લેશે તેને ઈન્શાઅલ્લાહ પુરાં વરસ માટે ઝેહરીલો જાનવર કરડશે નહીં તેમજ તેનું ઝેર ચઢશે નહીં. એટલે કે ઝેહરીલા જાનવરોથી પુરાં વરસ માટેનું સુરક્ષાવીમો છે.

★ ★ ★ ૨ ★ ★ ★

## હ. ખ્વાજા મોહંમદ દેહદારી નકશબંદી

(રેહમતુલ્લાહે અલયહે)

કુત્બુલઅકતાબ ફરીદુદ્દહર હઝરત ખ્વાજા મોહંમદ દેહદારી નકશબંદી (રહેમતુલ્લાહ અલહય) પણ ગુજરાતમાં પધારનારા નકશબંદી બુઝુર્ગોમાં ઘણાં અગ્રગણ્ય બુઝુર્ગ છે, એટલું નહીં પરંતુ આપ હઝરત ખ્વાજા જમાલુદ્દીન





દાના નકશબંદી ખ્વારઝમી (રહેમતુલ્લાહ અલયહ)ના સમકાલીન બુઝુર્ગ છે. આ બંને બુઝુર્ગો એક સમયગાળા દરમિયાન સુરતની ધરતી પર તશરીફ લાવ્યા હતાં.

હઝરત ખ્વાજા મોહંમદ દેહદારી નકશબંદી (રહેમતુલ્લાહ અલહય) સિલસિલાએ નકશબંદીય્યાહના મહાન બુઝુર્ગ તેમજ આશીકે રસુલ હઝરત મૌલાના અબ્દુર્રહમાન નુરૂદ્દીન જામી નકશબંદી એહરારી (રહેમતુલ્લાહ અલહય)ના મુરીદ તેમજ ખલીફા છે. આપે જાહેરી તેમજ બાતીની તાલીમ તેઓથી જ હાંસીલ કરી. હઝરત ખ્વાજા મોહંમદ દેહરારી (રહેમતુલ્લાહ અલયહ) ના વાલીદે મોહતરમનું પવિત્ર નામ હઝરત ખ્વાજા મહેમુદદેહદારી નકશબંદી (રહેમતુલ્લાહ અલહય)હતું. તેઓ પણ હઝરત મૌલાના અબ્દુર્રમાન નુરૂદ્દીન જામી નકશબંદી એહરારી (રહેમતુલ્લાહઅલયહ)ના જ ખલીફા અને શાગીર્દ હતાં. આપનું વતન રશિયામાં બુખારા પાસે આવેલું દેહદાર નામનું ગામ હતું માટે જ આપ 'દેહદારી' ના ઉપનામ વડે ઓળખાયા.

હઝરત ખ્વાજા મોહંમદ દેહદારી નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ)નો શજરાએ તરીકત કે જેમાં નિસબતે નકશબંદીય્યાહ આપને હુઝુર નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)થી ક્રમશઃ હાંસીલ થઇ જેનો ક્રમ નીચે મુજબ છે. (**નોટઃ-** આપના શજરાએ તરીકતની હસ્તલેખીત પ્રતઃની એક નકલ આ લેખકને દરગાહશરીફના ખાદીમ તરફથી મળેલ જેના આધારે આ ક્રમ લખી રહયો છું.)

(૧) હઝરત મોહંમદ મુસ્તફા (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) (૨) હઝરત સૈયદના સીદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો) (૩) હઝરત ખ્વાજા સલમાં ફારસી (રદીયલ્લાહો ત્આલા અન્હો) (૪) હઝરત ખ્વાજા કાસીમ (રદીયલ્લાહો ત્આલા અન્હો) (૫) હઝરત ઈમામ જાફર સાદીક (રદીયલ્લાહો ત્આલા અન્હો) (૬) હઝરત ખ્વાજા ઈમામ અબુલ હસન મુસા અલ્કાઝમી (રદીયલ્લાહો ત્આલા અન્હો) (૭) હઝરત ખ્વાજા ઈમામ જાફર બીન મુસા કાઝીમ (રદીયલ્લાહો ત્આલા અન્હો) (૮)હઝરત ખ્વાજા બાયઝીદ બુસ્તામી (રદીયલ્લાહો ત્આલા અન્હો) (૯) હઝરત ખ્વાજા મોહંમદ મગરબી (રદીયલ્લાહો ત્આલા અન્હો) (૧૦) હઝરત ખ્વાજા અબીયઝીદ ઈશ્કી (રદીયલ્લાહો ત્આલા અન્હો) (૧૧) હઝરત ખ્વાજા અલી મુઝફ્ફર તરતુસી (રદીયલ્લાહો ત્આલા અન્હો) (૧૨) હઝરત ખ્વાજા અબ્દુલ હસન અફી અલ્બુખારી ખિરકાની(રદીયલ્લાહો

ત્આલા અન્હો) (૧૩) હઝરત ખ્વાજા અબી ફઝલુલ્લાહ ફારસી(રહેમતુલ્લાહ અલયહ) (૧૪)હઝરત ખ્વાજા અબી યાકુબ યુસુફ અલ્હમદાની(રહેમતુલ્લાહ અલહય)(૧૫) હઝરત ખ્વાજા અબ્દુલખાલીક ગજદવાની અલ્બુખારી (રહેમતુલ્લાહ અલહય) (૧૬) હઝરત ખ્વાજા મહેમુદ બંદાનવાઝ અલ્બુખારી અલફગનવી (રહેમતુલ્લાહ અલહય) (૧૭) હઝરત ખ્વાજા અલી અલ્બુખારી રામેતની (રહેમતુલ્લાહ અલહય) (૧૮) હઝરત ખ્વાજા મહેમુદ અલ્બુખારી સમ્માસી (રહેમતુલ્લાહ અલહય) (૧૯)હઝરત ખ્વાજા સૈયદ અમીરે કુલાલ અલ્બુખારી (રહેમતુલ્લાહ અલહય) (૨૦) હઝરત કુત્બુલ્અકતાબ બલાએગીર્દા હઝરત ખ્વાજા સૈયદ બહાઉદ્દીન નકશબંદ (રહેમતુલ્લાહ અલયહ) (૨૧) હઝરત ખ્વાજા અલાઉદ્દીન કાશ્મીરી (રહેમતુલ્લાહ અલહય) (૨૨) હઝરત ખ્વાજા નિઝામુદ્દીન સાહેબ (રહેમતુલ્લાહ અલહય) (૨૩) હઝરત ખ્વાજા યાકુબ ચર્ખી (રહેમતુલ્લાહ અલહય) (૨૪) હઝરત ખ્વાજા અલાઉદ્દીન મુરગાની (રહેમતુલ્લાહ અલહય) (૨૫) હઝરત ખ્વાજા નુરૂદ્દીન અબ્દુર્રહમાન જામી (રહેમતુલ્લાહ અલહય) (૨૬) હઝરત ખ્વાજા કુત્બુલ્અકતાબ ફરીદુદ્દહર સૈયદ મોહંમદ દેહદારી નકશબંદી (રહેમતુલ્લાહ અલહય).

આ રીતે આપને હુઝુર નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)થી ૧૯ (ઓગણીસ) વાસ્તાઓથી 'ફૈઝાને નકશબંદ'(નિસ્બતે હુબ્બી) હાંસીલ છે. અને હઝરત કુત્બુલ્અકતાબ ખ્વાજા બહાઉદ્દીનશાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો)થી ૬ (છ) વાસ્તાઓ થકી 'નિસ્બતે નકશબંદીય્યાહ્' હાંસીલ છે.

હઝરત ખ્વાજા મોહંમદ દેહદારી (રહેમતુલ્લાહ અલયહ) આલિમે બેબદલ અને સુફીએ ઝીવકાર હતાં, તેમજ આપ ખુબજ મહાન મુસન્નીફ (લેખક) પણ હતાં. આપે અનેક કિતાબો તફસીરોં તેમજ અનેક કિતાબોંની શર્હો (વિવરણો) લખેલી છે. આપ સુરતમાં તશરીફ લાવીને લોકોને હિદાયતની પ્રેરણા તેમજ ઈસ્લામના હુકમો પાલન કરવા માટે તાલીમ આપતાં રહયા. આપની નસીહતો, અમલી ઝિંદગી તેમજ આપના આલા દરજ્જાના અખ્લાકો વડે પ્રભાવિત થઈને સુરત નજીક આવેલા કામાનગર(હાલ-કામરંજ)નો છેલ્લા રાજા તાનસેને ઈસ્લામ કબુલ કરી લીધો હતો. અને પછી તેણે પોતાનું નામ બખ્તિયાર રાખ્યું હતું. રાજા તાનસેને ઉર્ફે બખ્તિયારે





હઝરત ખ્વાજા સાહેબ માટે એક જ મોટો ગુબંદ પણ બનાવ્યો હતો. પરંતુ ખ્વાજા સાહેબ પહેલાં જ બખ્તિયારનો ઈન્તેકાલ થઈ જતાં હઝરત ખ્વાજા સાહેબના આદેશ મુજબ તેને જ આ ઘુમ્મટ નીચે દફનાવવામાં આવ્યો.

**હુઝુર નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ના બાલમુબારકનો એહતરામઃ-**

હઝરત ખ્વાજા મોહંમદ દેહદારી નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ) પાસે હુઝુર નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના બાલ મુબારક હતાં. જ્યારે આ ફાની દુનિયામાંથી આપની કુચનો સમય નજીક આવ્યો ત્યારે આપના ખાદીમોએ આ બાલમુબારક કોની પાસે રહે ! તેનો ખુલાસો ચાહ્યો, તો આપે આ અનુસંધાને ફરમાવ્યું કે, 'મારા ઈન્તેકાલ પછી મને ગુસ્લ આપીને કફન પહેરાવ્યા બાદ આ બાલ મુબારક મારી પાસે લાવવામાં આવે, એ સમયે આ બાલ મુબારક જે શખ્સ તરફ જાય તે તેનો હકદાર બનશે.'

આપના આ ફરમાન મુજબ જ્યારે આપે વિસાલ ફરમાવ્યો તો આપને ગુસ્લ આપ્યા પછી અને કફન પેહરાવ્યા બાદ આ પવિત્ર બાલ મુબારક આપની સમક્ષ લાવવામાં આવ્યાં. એ સમયે ત્યાં સુરતના તમામ બુઝુર્ગાને દીન અને શહેરના આબરૂદાર લોકો હાજર હતાં ; જે પૈકી હઝરત સૈયદ મોહંમદ એદ્રુસ સાહેબ (રહેમતુલ્લાહ અલયહ)પણ ત્યાં હાજર હતાં. દરેક એવી ખ્વાહીશ ધરાવતાં હતાં કે આ દુર્લભ, અમુલ્ય અને અજોડ તોહફો મને જ હાંસીલ થાય પરંતુ એ દરમિયાન જ આપની જમણી આંખ મુબારક ઉઘડી, અલ્લાહ ત્આલાના અન્વારોના મુશાહેદો કરનારી એ મુબારક આંખની કીકી ચોતરફ ફરી અને અંતે એ બાલ મુબારક પવિત્ર ડબ્બીમાંથી નીકળીને આપની એ ખુલ્લી આંખ મુબારકમાં જઈને સમાઈ ગયાં. આ બાલમુબારક જેવાં આપની આંખ મુબારકમાં પ્રવેશ્યાં કે આપની એ પવિત્ર આંખ આપ મેળે જ બંધ થઈ ગઈ જે ત્યાં હાજર રહેલાં તમામ લોકોએ પોતાની સગી આંખે પ્રત્યક્ષ નિહાળીયું; અને માટે આજે પણ આપના મઝારેપાક પર આંખની તકલીફવાળાઓ આવે છે. અને આપના મઝારેપાકની કંઠડી પર રાખવામાં આવેલી સિલાઈ આંખોમાં ફેરવે છે; જેના કારણે આંખોની તકલીફો દુર થઈ જાય છે. જે હુઝુર નબીએ કરીમ સાહેબે લૌલાક (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ના બાલ મુબારકનો જ ફૈઝાન છે.

'સફરનામાએ હિજાઝ'ના લેખક એક જગ્યાએ હઝરત ખ્વાજા મોહંમદ દેહદારી નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ)નો ઉલ્લેખ કરતાં લખે

છેકે, એ બુઝુર્ગોના મઝારની ઝિયારત માટે જાઓ. કારણકે ત્યાં આં હઝરત (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) ના મુકદ્દસ જીસ્મ શરીફનો એક જુઝ મુબારક (પવિત્ર અંશ) દફન છે, 'હું ત્યાં ગયો હતો ત્યારે ખુબ જ પ્રભાવિત થયો હતો.'

પછી આજ લેખક વધુ આગળ લખે છેકે, હઝરત મૌલાના નુરૂદ્દીન અબ્દુર્રમાન જામી નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ)ની કિતાબ 'નફહાતુલઉન્સ' ઉપર હઝરત ખ્વાજા મોહંમદ દેહદાર (રહેમતુલ્લાહ અલયહ) એ એક શર્હ (વિવરણ) લખી છે, જે મક્કાશરીફમાં મારા જોવામાં આવી હતી.

**આપનો વિસાલ અને મઝારે મુબારકઃ-**

હઝરત ખ્વાજા દેહદારી નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ) એ હી.સ. ૧૦૧૬ મુતાબીક ઈ.સ. ૧૬૦૭ માં માહે મોહર્રમુલહરામની ૧૯મી તારીખે વિસાલ ફરમાવ્યો.

આપનો પવિત્ર મઝાર સુરત શહેરમાં હરીપુરા વિસ્તારમાં આવેલાં હઝરત સૈયદ હસનજી સાહેબ (રહેમતુલ્લાહ અલયહ) ના ટેકરા પાસેના કબ્રસ્તાનમાં આવેલો છે. જે હસનજીના ટેકરાના નામથી જ મશહુર છે. આપનો ઉર્ષમુબારક ૧૯ માહે મોહર્રમુલહરામના રોજ ઘણી શાનૌ-શૌકતથી મનાવવામાં આવે છે.

આપના મઝારશરીફની પાસે દક્ષિણ દિશામાં બે મઝારો આવેલાં છે; જે આપના ખલીફાઓ (૧) હઝરત સૈયદ હુસેન સાહેબ (રહેમતુલ્લાહ અલયહ) તેમજ (૨) હઝરત સૈયદ મુબારક (રહેમતુલ્લાહ અલયહ) ના છે.

★ ★ ★ 3 ★ ★ ★

## હઝરત શાહ નુરૂલ્લાહ હમ્દાની (રહેમતુલ્લાહ અલહય)

સુરત શહેરમાં તશરીફ લાવેલાં નકશબંદી બુઝુર્ગો પૈકીના આપ એક છે. હઝરત શાહ નુરૂલ્લાહ હમ્દાની નકશબંદી-મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલયહ) વિશે હઝરત મૌલાના ખૈરૂદ્દીન સુરતી (રહેમતુલ્લાહ અલહય) પોતાની કિતાબ 'એઅ્રાસનામા' માં લખે છેકે, આપ હઝરત ખુબજ કામીલ બુઝુર્ગ હતાં, આપનું મુળવતન પેશાવર હતું. આપ હાફીઝે કુર્આન તેમજ





મહાન આલીમે રબ્બાની હતાં. આપ પોતાના મુળવતન પેશાવરથી હજ્જના ઈરાદે સુરત તશરીફ લાવ્યાં હતાં. હજ્જની સફર દરમ્યાન આપે એ યુગના મક્કાશરીફમાં રહેલાં નકશબંદીય્યાહ-મુજદ્દેદીય્યાહ સિલસિલાના મહાન બુઝુર્ગ હઝરત મખ્દુમ અશરફ મક્કી (રહેમતુલ્લાહ અલહય) થી ફૈઝ મેળવ્યો તેમજ આપની ખિલાફત હાંસીલ કરી.

કિતાબ 'બરકાતુલ્ઔલીયા' માં આપના વિશે લખ્યું છેકે, આપ શાહ નુરૂલ્લાહે સૈયદ હમ્દાની ની ઔલાદ માંથી છે અને હજ્જથી પાછા ફરતી વેળાએ આપે સુરતને જ પોતાનું કાયમી નિવાસસ્થાન બનાવી લીધું.

હઝરત સૈયદ અલી હમ્દાની (રહેમતુલ્લાહ અલહય) કે જેની ઔલાદ માંથી આપ છે, તેના વિશે કિતાબોમાં લખ્યું છે કે, આપ કાશ્મીરીના અગ્રગણ્ય બુઝુર્ગો પૈકી છે. આપ સતત ૨૧ વરસ સુધી સફર કરતાં રહયા અને આપે ૧૪૦૦ જેટલાં મશાઈખો પાસેથી બાતીની ફૈઝ હાંસીલ કર્યો.

હઝરત શાહ નુરૂલ્લાહ હમ્દાની નકશબંદી-મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલહય) ની વફાતનો સમય જ્યારે નઝદીક આવી પહોંચ્યો તો આપે પોતાની ખાનકાહશરીફમાં પોતાના તમામ મુરીદો તેમજ અકીદતમંદોને જુમ્આની નમાઝ બાદ એકત્રીત કર્યાં અને તેઓને અસરની નમાઝ સુધી નસીહતો કરતાં રહયાં. ત્યાર બાદ આપે અસરની નમાઝ બાજમાઅત અદા ફરમાવી અને ત્યાર બાદ આપ પોતાના બિસ્તર પર સુઇ ગયાં. અને કલ્માશરીફ પઢતાં-પઢતાં જ આપ વાસિલે હકક થયાં.

આપની વફાતની તારીખ ૨૨ (બાવીસ) મી માહે રબીઉલ્આખીર હી.સ. ૧૧૩૬ છે. તાપી નદીના કિનારે આવેલાં શાહ દરવાઝાની પાસે આવેલી બાદશાહી મસ્જિદમાં આપની દફનવીધી કરવામાં આવી અને ત્યાં જ આપનો મઝારશરીફ આવેલો છે.

હઝરત મૌલાના ખૈરૂદ્દીન સુરતી નકશબંદી (રહેમતુલ્લાહ અલહય) આપના ફરઝંદ છે. આપના મઝારશરીફની પશ્ચિમ તરફ આપના બીજા ફરઝંદ હઝરત ખ્વાજા અબુલ હસન (રહેમતુલ્લાહ અલયહ)નો મઝાર છે. ગુબંદ ની નીચે સૈયદ મોહંમદ અલી (રહેમતુલ્લાહ અલહય)નો મઝારશરીફ છે. ગુબંદની પશ્ચિમ તરફ પ્રાંગણમાં હઝરત નુરૂલ્હસનનો મઝાર છે. હઝરત ખ્વાજા નુરૂલ્હસન (રહેમતુલ્લાહ અલહય)ના ફરઝંદ હઝરત મૌલાના ફૈઝુલહસન સાહેબ (રહેમતુલ્લાહ અલયહ) ઘણાં જ મહાન આલીમ હતાં. આપે ઘણી જ કિતાબો તસન્નીફ ફરમાવી છે.

★ ★ ★ ૪ ★ ★ ★

## હઝરત શાહ નસરૂલ્લાહ પેશાવરી

(રેહમતુલ્લાહે અલયહે)

હઝરત શાહનસરૂલ્લાહ વલી પેશાવરી નકશબંદી-મુજદ્દેદી (રેહમતુલ્લાહ અલયહ) પણ હજ્જની સફર પછી સુરત તશરીફ લાવ્યાં હતાં અને અહીં જ પોતાનું કાયમી વતન બનાવ્યું હતું. હઝરત શાહ નસરૂલ્લાહ હમ્દાની (રેહમતુલ્લાહ અલહય) અને આપ એક જ યુગના બુઝુર્ગો છે; અને બંને એક જ સમયે સુરત તશરીફ લાવ્યાં તેમજ અહીં સુરત ને જ પોતાનું હંમેશાનું નિવાસ-સ્થાન બનાવ્યું હતું.

હઝરત શાહ નસરૂલ્લાહ વલી (રેહમતુલ્લાહ અલહય) પણ મુળપેશાવરના જ વતની છે. આપનો મઝારે પાક સુરત શહેરમાં હઝરત ખ્વાજા દાના સાહેબ (રેહમતુલ્લા અલયહ)ના કબ્રસ્તાનમાં આવેલો છે.

આપ ઘણાં જ મહાન આલીમે રબ્બાની તેમજ જાહેરી અને બાતિની ઉલુમોના અગાધ સમંદરરૂપી હતાં. જ્યારે દીલ્હીથી એકવાર વઝીરૂલ્મમાલીક ગાઝીયુદ્દીન આસીફજાહ સુરત પધાર્યા ત્યારે શહેરના મહાન મશાઇખો અને આલીમોની એક મહેફીલ ભરાઇ જેમાં એક ખુબજ વિકટ અને વિવાદાસ્પદ મસ્અલો આવ્યો; જેનો હલ(ઉકેલ) આપે ખુબ જ સરળતાપુર્વક કરી આપ્યો હતો; જેના કારણે વઝીર ગાઝીયુદ્દીન આસીફઝાહ તેમજ ત્યાં હાજર રહેલાં મશાઇખો અને આલીમો આપનાથી ખુબ જ પ્રભાવિત થયાં હતાં

હઝરત શાહ નુરૂલ્લાહ હમ્દાની (રેહમતુલ્લાહ અલયહ)ના સાહેબઝાદા હઝરત મૌલાના ખૈરૂદ્દીન સુરતી નકશબંદી (રેહમતુલ્લા અલયહ)ની જાહેરી તેમજ બાતીની તર્બિય્યત આપે જ ફરમાવી હતી; તેમજ આપે પોતાની ખિલાફત વડે તેઓને નવાઝયાં હતાં.

★ ★ ★ ૫ ★ ★ ★

## હઝરત ખૈરૂદ્દીન સુરતી નકશબંદી

**(રેહમતુલ્લાહ અલયહ)**

હઝરત મૌલાના ખૈરૂદ્દીન સુરતી નકશબંદી મુજદ્દેદી (રેહમતુલ્લાહ અલયહ) હઝરત શાહ નુરૂલ્લાહ હમ્દાની (રેહમતુલ્લાહ અલયહ)ના ફરઝંદ અને હઝરત શાહ નસરૂલ્લાહ વલી પેશાવરી (રેહમતુલ્લાહ અલયહ)ના ખલીફા તેમજ તર્બિય્યત પામેલાં હતાં. આપનો સિલસિલાએ નસબ





(પેઢીનામું) હુઝુર નબીએ કરીમ (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ના ચાચા હઝરત ઝુબૈર બીન અબ્દુલ મુત્તલીબ સુધી પહોંચે છે. આપની વિલાદત સુરત શહેરમાં જ થઇ હતી.

હઝરત મૌલાના ખૈરૂદ્દીન સુરતી (રેહમતુલ્લાહ અલયહ) મહાન આલીમ તેમજ ફકીહ હતાં. આપે અનેક કિતાબો પણ તસન્નીફ ફરમાવી છે. આપ પચાસ(૫૦)વરસ સુધી હદીષનો દર્સ સુરત શહેરમાં આપતાં રહયાં. આપ હજ્જ ઝિયારત માટે જ્યારે 'હરમૈન શરીફૈન' તશરીફ લઇ ગયાં તો ત્યાં એ યુગના મહાન મોહદ્દીષ હઝરત શૈખ મોહંમદ હયાત સિંધી(રેહમતુલ્લાહ અલયહ) પાસેથી આપે ઇલ્મે હદીષ હાંસીલ કર્યું અને આપ સુરત પાછા પધાર્યા.

હઝરત મૌલાના ખૈરૂદ્દીન સુરતી નકશબંદી (રેહમતુલ્લાહ અલયહ) હઝરત શાહ નસરૂલ્લાહ પેશાવરી નકશબંદી (રેહમતુલ્લાહ અલયહ) પાસેથી ઇલ્મે તસવ્વુફની તાલીમ હાંસીલ કરી અને આપના મુરીદ બન્યાં. અને સિલસિલાએ નકશબંદીય્યાહની ખિલાફત હાંસીલ કરી. આપે 'શવાહીદુત્તજવીજ', 'ઇર્શાદુત્તાલેબીન 'અને 'સાઇલે સુલુક' નામે ખુબજ ઉચ્ચ-કક્ષાના ઇલ્મો ધરાવતી કિતાબો તસન્નીફ ફરમાવી છે; જે તે યુગમાં ઘણી જ મકબુલ હતી.

આપના એક ફરઝંદ હઝરત મોહંમદ સાલેહ ઉર્ફે કાઝીમિયાં ઘણાં જ મોટા આલીમ અને આરીફ હતાં. આપ અદાલતમાં કાઝી તરીકેની ખિદમત આપી ચુકયા હતાં. આપે એક વહાણ પણ બનાવ્યું હતું; જેનું નામ તેઓએ સફીનતુર્રસુલ રાખ્યુ હતું જેના દ્વારા આપે હજ્જની સફર કરી હતી.

હઝરત શાહ વલીયુલ્લાહ મોહદ્દીષે દહેલ્વી(રેહમતુલ્લાહ અલયહ)ના એક શાર્ગીદ હઝરત રફીયુદ્દીન સાહેબ મુરાદાબાદી (રેહમતુલ્લાહ અલયહ)એ હી.સ. ૧૨૦૨ માં પોતાનાં સફરોના હાલાતો લખ્યાં જેનું નામ 'સફરનામાએ હિજાઝ' રાખ્યું. આ કિતાબમાં આપે કેટલાંક બુઝુર્ગોના હાલાતો પણ લખ્યા છે; જેમાંઆપે હઝરત મૌલાના ખૈરૂદ્દીન (રેહમતુલ્લાહ અલયહ)વિશે એક નોંધ પણ લખી છે; જેના દ્વારા આપણને હઝરત મૌલાનાના ઇલ્મ તેમજ મહાન બુઝુર્ગીનો ખ્યાલ આવી શકે છે. તેઓ લખે છેકે,

સુરત પહોંચતાની સાથે જહું જાહેરી અને બાતીની કમાલાતોથી આભુષીત હઝરત મૌલાના ખૈરૂદ્દીન સુરતી નકશબંદી સાહેબની ખિદમતમાં

પહોંચ્યો. આપના દર્સના હલ્કામાં બેસીને મેં હદીષો પઢી. આપની ઝાત ઘણી બરકતવંતી અને ખુદાઇ નેઅમતોથી ભરપુર છે. આજના યુગમાં લોકો માટે આપનું વજુદ ખરેખર ગર્વરૂપ છે. આપે બે( ૨ ) વાર હરમૈન શરીફૈનની સફર કરી. લગભગ ૫૦ વરસથી હદીષનો દર્સ આપી રહયાં છે; અને રાહે હકકના તલબગારોને તૃપ્ત કરી રહયાં છે. આપની ખિદમતમાં રહીને ઘણાં તાલીબોએ જાહેરી તેમજ બાતિની ઇલ્મ હાંસીલ કર્યું. 'હરમૈન શરીફૈન'ની ઝિયારત માટે જતાં લોકો માટે આપની ઝાત બેહદ ફૈઝદાયી અને નેઅ્મતરૂપી છે.

અલ્લાહ ત્આલાએ આપને એટલી હદે ઇઝઝત આપી છેકે, મકકાશરીફના તેમજ દક્ષિણ હિંદના હાકીમો અતિ આદર ભાવ અને ઇઝઝતપુર્વક આપને પત્રો લખે છે. વળી તેઓ આપના લખેલાં પત્રો ઘણાં જ સન્માનપુર્વક અને એહતરામ સાથે વસુલ ફરમાવે છે; હાથમાં પકડે છે. આટલી ઇઝઝત હોવા છતાં આપમાં એટલી હદે ભારી તવાઝોઅ અને ઇન્કેસારી-નમ્રતા છે કે મહેમાનો અને ફકીરો માટે ઝાતે ખાવાનું લાવે છે અને તેમને પોતાના હાથે જ ખાવાનું પીરસે છે. વળી મોહતાજોની હાજતો પુરી કરવા-કરાવવા માટે ઘણી જ તનતોડ કોશીષો કરતાં રહે છે; જેના દ્વારા કામ કે હાજત પુરી કરાવવાની હોય છે તેને ત્યાં પોતે પગે ચાલીને કે સવારી પર બેસીને જાય છે. હાજતવાળાની હાજત ઇખ્લાસપુર્વક પેશ કરે છે. હાજતવાળાનું કામ પાર પડે તેવી સતત કોશીષો કરે છે. હું સુરત રહયો એ દિવસોમાં મેં કેટલીય વખત 'સહીહ બુખારી'ના અને સિહાહની દરેક કિતાબોના થોડા થોડા ભાગો એમનાથી પઢીને ઇજાઝત હાંસીલ કરી.

**આપની વફાત અને મઝારશરીફ:-**

આપ ૧૦ મી માહે રજજબ હી.સ. ૧૨૦૬ મુતાબીક ઇ.સ. ૧૭૯૧માં સુરત ખાતે જ વફાત પામ્યાં. આપનો મઝારશરીફ સુરતમાં ગાંધીબાગની દક્ષિણે આવેલ શાહનુરૂલ્લાહની મસ્જિદમાં આવેલો છે; જે હાલમાં બોટાવાલા મસ્જિદ તરીકે ઓળખાય છે.

★ ★ ★ ૯ ★ ★ ★

## ૯. સૈયદ અબ્દુલ વહ્હાબ બુખારી

(રેહમતુલ્લાહે અલયહે)

હઝરત સૈયદ અબ્દુલ વહ્હાબ બુખારી નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ) સુરતના અગ્રગણ્ય નકશબંદી બુઝુર્ગોમાંથી છે. આપનો મઝારે





પાક સુરતમાં સૌદાગરવાડમાં આવેલી ચુડીગરાની મસ્જિદમાં આવેલો છે.

ભારત-પાક ઉપખંડમાં સિલસિલાએ નકશબંદીય્યાહના બાની (સ્થાપક) હઝરત ખ્વાજા મોહંમદ બાકીબીલ્લાહ (રહેમતુલ્લાહ અલયહ) છે. આપનો મઝારેપાક શહેર દીલ્હીમાં નબીએ કરીમ કબ્રસ્તાન-લાહોરી દરવાજા પાસે આવેલો છે. આપના વડે ભારતીય ઉપખંડ નકશબંદી સિલસિલાના ફૈઝાન અને અન્વારો વડે મુનવ્વર થયો. આપના એક અગ્રેસર ખલીફા હઝરત અલ્લામા તાજુદ્દીન સંભલી (રહેમતુલ્લાહ અલયહ) છે; જેઓની ખિદમતમાં જ રહીને હઝરત સૈયદ અબ્દુલવહ્હાબ બુખારી (રહેમતુલ્લાહ અલયહ) સુલુકની મંઝિલો તય કરી અને ખિલાફતોં ઇજાઝત હાંસીલ કરી.

આપ હઝરત મખ્દુમ સૈયદ યાહ્યા તીરમીઝી (રહેમતુલ્લાહ અલયહ)ની ઔલાદમાંથી છે; અને સમય જતાં આપ પણ સુરતમાં કાયમી વસવાટના કારણે 'સુરતી'ના લકબ વડે ખ્યાતી પામ્યાં.આપ પોતાની યુવાનીમાં ગુજરાતના સુલ્તાન બહાદુરશાહ સાથે રહીને અમીર બન્યાં હતાં. સુલ્તાન બહાદુરશાહની એક જંગમાં શહાદત થતાં આપે અમીરના પદનો ત્યાગ કર્યો હતો; અને આપને દુન્યવી ઉમરા ઓથી નફરત પૈદા થઇ ગઇ હતી. આપના દિલમાં અલ્લાહ ત્આલાની તલબ પૈદા અને આ તલબની પ્યાસ બુજાવવા માટે આપ હઝરત ખ્વાજા તાજુદ્દીન સંભલી નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ)ની બારગાહ શરીફમાં આવી પહોંચ્યાં અને ત્યાં પોતાની તલબની પ્યાસ બુજાવી તેમજ રૂહાની તર્બિય્યત હાંસીલ કરીને પછી આપ ફરી સુરત પધાર્યા અને સુરતને જ પોતાનું કાયમી નિવાસસ્થાન બનાવ્યું. આપ અહીં સુરતના લોકોને હિદાયતની પ્રેરણા આપવા લાગ્યા તેમજ અલ્લાહનો માર્ગ દેખાડવા લાગ્યા.

**-: આપનો વિસાલ અને મઝારશરીફ :-**

આપે હી. સ. ૧૦૧૪માં સુરતમાં વિસાલ ફરમાવ્યો અને સૌદાગરવાડમાં આવેલી મસ્જિદે ચુડીગરાની દક્ષિણ બાજુએ પ્રાંગણમાં આપની દફનવીધી કરવામાં આવી; જ્યાં અલગ જ સંકુલ બનાવેલું છે. આ મસ્જિદ આપના આદેશથી જ ચુડગર લોકોએ હી.સ. ૧૦૧૪માં બંધાવી હતી; જેમાં ૧૦૫ ફુટ ઊંચો મિનારો છે.

અત્યારે આપની દરગાહશરીફનો વહીવટ સૈયદ રૂકનુદ્દીન સાહેબ સંભાળી રહયાં છે. તેઓની કુનેહ અને સ્પષ્ટવકતા હોવાના કારણે

મઝારશરીફની વ્યવસ્થા મુળભુત રીતે જળવાઇ રહી છે. અને આપનો ઉર્ષશરીફ ઘણી જ શાનૌ-શૌકત સાથે મનાવવામાં આવે છે.

**-: આપના ફરઝંદો અને ખુલફાઓ :-**

હઝરત સૈયદ અબ્દુલ વહ્હાબ બુખારી નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ) ની ઔલાદમાં આપના એક ફરઝંદ હઝરત સૈયદ મોહંમદ નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ) છે. તેમજ આપે અન્ય ત્રણ બુઝુર્ગોને પણ ખિલાફત વડે નવાઝયા હતાં, જેઓનું ટુંકો પરિચય રજુ કરું છું. :-

**(૧) હઝરત સૈયદ મોહંમદ નકશબંદી** (રહેમતુલ્લાહ અલયહ)

આપ હઝરત સૈયદ અબ્દુલ વહ્હાબ બુખારી નકશબંદી (રહેમતુલ્લા અલયહ) ના સાહેબઝાદા તેમજ ચોથા નંબરના ખલીફા છે. આપે જાહેર ઉલુમોની તાલીમ એ યુગના પ્રખ્યાત આલીમ હઝરત સૈયદ મોહંમદ હાફીઝબહાદુર (રહેમતુલ્લાહ અલયહ) પાસેથી હાંસીલ કરી હતી. તેમજ પોતાના વાલીદે મોહતરમે જ ખિલાફતો ઈજાઝત વડે નવાઝયા હતાં.

આપના વિશે કશા વિશેષ હાલાતો પ્રાપ્ત થઇ શક્યા નથી. આપની વફાત હી.સ. ૧૦૭૧ મુજબ ઇ.સ. ૧૬૬૦માં થઇ અને એ ચુડીગરાં મસ્જિદમાં પોતાના વાલીદે બુઝુર્ગ વારની બાજુમાં જ આપની દફનવીધી કરવામાં આવી હતી.

**(૨) હઝરત સૈયદ શાહ હુસૈન** (રહેમતુલ્લાહ અલયહ)

આપ હઝરત સૈયદ અબ્દુલ વહ્હાબ બુખારી (રહેમતુલ્લાહ અલયહ) ના અગ્રગણ્ય ખલીફા હતાં. આપના વિશે વધુ કશી માહિતી મળી શકી નથી.

આપની વફાત બાદ આપને પણ ચુડીગરાં મસ્જિદમાં દફનાવવામાં આવ્યા હતાં અને ત્યાં આપનો મઝાર શરીફ છે.

**(૩) હઝરત શાહ લતીફ નકશબંદી** (રહેમતુલ્લાહ અલયહ)

આપ હઝરત સૈયદ અબ્દુલવહ્હાબ બુખારી (રહેમતુલ્લાહ અલયહ) ના મહાન ખલીફાઓ પૈકી છે. આપને જ્યારે હઝરત સૈયદ અબ્દુલવહ્હાબ (રહેમતુલ્લાહ અલહય) સુલુકની મંઝીલો પરિપુર્ણ કરાવીને રૂહાની નેઅ્મતો તેમજ ખિલાફતો-ઇજાઝત વડે નવાઝયા ત્યારે પછી આપને ફરમાવ્યું કે,

'હે ફરઝંદ, અબ્દુલલતીફ, મારો ફરઝંદ સૈયદ મોહંમદ જ્યારે મોટો થાય ત્યારે મારી આ ખાસ નેઅ્મત તેને પહોંચાડજો.'





હઝરત શાહ અબ્દુલલતીફ (રહેમતુલ્લાહ અલયહ) ચોર્યાસી (૮૪) તાલુકાના હલધરું નામના ગામમાં વફાત પામ્યાં અને ત્યાં જ આપનો મઝારેપાક લોકો માટે આકર્ષણનું કેન્દ્ર બન્યું છે.

**(૪) હઝરત શાહ મુરાદ નકશબંદી** (રહેમતુલ્લાહ અલહય)

પટની સુવે નિયર માં આપ વિશે એવી નોંધ છેકે, આપ માત્ર એક લુંગી અને ટોપી જ પહેરતાં હતાં, ખમીસ ઝભ્ભો વગેરે પહેરતાં ન હોતા. આપે પોતાની પુરી ઝિંદગી આ રીતે જ વીતાવી હતી.

આપ હઝરત સૈયદ અબ્દુલવહ્હાબ બુખારી (રહેમતુલ્લાહ અલયહ) ના ઘણાં જ કામીલ અને મહાન ખલીફા હતાં. આપ ઘણાં સાહેબે કશ્ફો-કરામત અને સાહેબે કમાલ બુઝુર્ગ હતાં.

હઝરત શાહ મુરાદ નકશબંદી (રહેમતુલ્લાહ અલહય) વજદની હાલતમાં જ્યારે કોઇની ઉપર દષ્ટિ નાખી દેતાં તો તે શખ્સ બેચૈન અને આકુળ-વ્યાકુળ થઇ જતો અને કપડાં ફાડતો કે ચીસો પાડવા લાગતો હતો; અને તેની ઉપર જઝબાહ્‌ની અનેરી કૈફીયત છવાઇ જતી હતી. જઝબાહ્‌ની આ કૈફીયત 'સિલસિલાએ નકશબંદીય્યાહ'નો ખાસ ફૈઝાન છે. હાલના સમયમાં પણ મારા પીરો-મુર્શીદ હઝરત પીર સૈયદ વઝીર અલી શાહ સાહેબ કાદરી નકશબંદી- મુજદ્દેદી (દામફોયુઝોકુમ) ની મહેફીલમાં આવી જ જઝબાહ્‌ની અજીબો-ગરીબ કૈફીયત જોવા મળે છે. સિલસિલાએ નકશબંદીય્યાહ માં આ જઝબો ખાસ નેઅ્મત છે, જેનાદ્વારા બંદો ઘણી આસીનીથી અલ્લાહત્આલાનો કુર્બ હાંસીલ કરી શકી છે. (વધું માહિતી માટે જુઓ અમારું પ્રકાશન 'મન કી આંખે ખોલ..'નું પ્રકરણ કશીશે રબ્બાની)

આપનો સોહરાબજી નામનો પારસી ખાદીમ હતો, જે એ યુગમાં ઘડિયાળ રિપેરીંગમાં ઘણો જ નિષ્ણાંત હતો. દીલ્હીના એ યુગના સુલ્તાન મોહંમદ શાહને અંગ્રજોએ એક ઘડિયાળ ભેટ આપેલી હતી; જે બગડી ગઇ હતી. દિલ્હી શહેરમાં આ ઘડિયાળ કોઇ રિપેર કરી શક્યો નહીં. હઝરત શાહ મુરાદ (રહેમતુલ્લાહ અલયહ) ને જ્યારે આ વાતની ખબર પડી તો આપે પોતાના ખાદિમ સોહરાબજીને દિલ્હી સુલતાનની ઘડિયાળ રિપેર કરવા મોકલ્યો. તેણે સુલ્તાનની ઘડિયાળ દુરસ્ત કરી આપી. બાદશાહ તેનાથી ઘણો ખુશ થયો અને તેને 'નેક સઆતખાન'નો ખિતાબ અર્પણ કર્યો તેમજ જાગીરો વગેરે પણ અતા કર્યા.

દર વરસે માહે ઝિલ્કાઅ્દની ૨૨ મી તારીખે સોહરાબજી ઉર્ફે નેક

સઆદત ખાનના કુટુંબીજનો તરફથી આપનો ઉર્ષમુબારક આજ પર્યંત ઉજવાય છે.

આપનો મઝાર શરીફ સુરતમાં મજુરા દરવાઝા બહાર નવાબ અમાનતખાં અને નવાબ દિયાનતખાંની મસ્જિદ પાસે આવેલો છે.

★★★ ૭ ★★★

## હઝરત શેખ નુર મોહંમદ સુરતી

(રેહમતુલ્લાહે અલયહે)

આપ ઉર્વતુલ્વુસ્કા હઝરત ખ્વાજા મોહંમદ માસુમ સરહિંદી નકશબંદી-મુજદ્દેદી (કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ)ના ખુલ્ફાઓ પૈકી છે. આપને હઝરત પીરોમુર્શીદે આલીશાન બશારતો વડે નવાઝ્યા હતાં; અને પોતાના પીરોમુર્શીદની બારગાહમાં ખુબજ મકબુલીયત હાંસીલ કરી હતી. આપની ઉપર પોતાના પીરોમુર્શીદની પ્રથમ સોહબતમાં જ ફના અને ઈસ્તગરાક એટલી હદે છવાયેલા હતાં કે આપના ચહેરા પરથી એવું લાગતું હતું કે જાણે ખુબજ બોજ ઊઠાવેલો છે જેના કારણે ચહેરા પર પરસેવો એ રીતે ટપકતો દેખાતો હતો કે જેમ સખ્ત ગરમીના સમયમાં દેખાય છે.

હઝરત પીરોમુર્શીદની બીજી સોહબતમાં તો આપનો મામલો અંતિમ કક્ષાની બુલંદી પર પહોંચી ગયો અને આપને ખિલાફત વડે નવાઝવામાં આવ્યા. અને આપને પોતાના વતન સુરતમાં જ મસ્નદે ઈર્શાદ પર બેસાડ્યા; જ્યાં આપે રૂશ્દો-હિદાયતનું કાર્ય અંજામ આપ્યું અને સિલસિલાના ફૈઝાન વડે અનેક લોકોને નવાઝ્યાં.

કિતાબ 'મકામાતે માઅ્સુમીય્યાહ'ના પેજ નંબર ૬૩૧, જી.૨ પર લખ્યા મુજબ આપનું જન્મસ્થળ, કાર્યક્ષેત્ર તેમજ મદફન ત્રણેય સુરત શહેરમાં જ છે. પરંતુ હાલમાં આપ મઝારશરીફ વિશે કોઈ માહિતી મળી શકી નથી.

★★★ ૮ ★★★

## હઝરત શેખ અતાઉલ્લાહ સુરતી

(રેહમતુલ્લાહે અલયહે)

કિતાબ 'મકામાતે માઅસુમીય્યાહ' જી-૨,ના સફા નંબર ૬૩૧ પર આપનો પરિચય રજુ કરતાં મુસન્નીફ લખ્યું છેકે, 'આપ હઝરત કય્યુમે સાની ખ્વાજા મોહંમદ માઅ્સુમ સાહેબ સરહિંદી નકશબંદી-મુજદ્દેદી





(કુદ્દસ્સીર્રહુ)ના ખલીફા છે. આપે તસવ્વુફના મૈદાનમાં સંપુર્ણ લાયકાત પ્રાપ્ત કરીને ઉચ્ચ પ્રકારના કમાલાતો પ્રાપ્ત કર્યા હતાં. આપના લખેલા પત્રો પણ ઉચ્ચ પ્રકારના હતાં આપે પોતાના હાથે કલામે શરીફની કિતાબત કરીને ત્રણ નકલ કરી હતી જેમાં આપની નિય્યત (૧) નકલ હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ના રોઝાએ પાક માટે (૨) નકલ હઝરત શહેનશાહે નકશબંદ ખ્વાજા મોહંમદ બહાઉદ્દીનશાહ નકશબંદ (રદીયલ્લાહો ત્આલા અન્હો) ના મઝારે પાક માટે અને (૩)જી નકલ પોતાના પીરોમુર્શીદ હઝરત ખ્વાજા મોહંમદ માઅ્સુમ સરહિંદી (રદીયલ્લાહો ત્આલા અન્હો) ના મઝારે પાક પર મોકલવાની હતી. આપ ઘણાં સમય સુધી ઔરંગાબાદમાં રૂશ્દો-હિદાયતનું કાર્ય અંજામ આપી રહયા હતાં. અને ત્યાં જ વિસામો ફરમાવ્યો.

★★★ ૯ ★★★

## હઝરત શેખ અલીરઝા સરહિંદી

(રેહમતુલ્લાહે અલયહે)

**પરિચય:**

આપ પંજાબના શહેર સરહિંદશરીફ કે જે ફૈઝાને સિલસિલાએ નકશબંદીય્યાહ- મુજદ્દેદીય્યાહના ફૈઝનું મરકઝ છે ત્યાંથી અહીં અહમદ આબાદ તશરીફ લાવેલા હતાં.

**ખાનદાન અને સિલસિલો :**

આપ હઝરત ઈમામે રબ્બાની મુજદ્દેદી અલ્ફેસાની શૈખ અહમદ ફારૂકી સરહિંદી નકશબંદી (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના ખાનદાનના એક ફર્દ હતા. અને સરહિંદ શરીફમાં જ આપની વિલાદત થઈ; અને ત્યાં જ જાહેરી અને બાતિની ઉલુમો વડે સરફરાઝ થયા. તેમજ પોતાના ખાનદાની સિલસિલા નકશબંદીય્યાહમાં બયઅત થઈને મુરીદ બન્યા. અને ખિલાફતની સઆદત હાંસીલ કરી.

ત્યારબાદ આપ અહમદઆબાદ તશરીફ લાવ્યા અને અહીં હઝરત શૈખ યાહયા ચીશ્તી (રહેમતુલ્લાહ અલયહ)થી મુલાકાત થતાં આપને તરીકએ ચિશ્તીય્યાહ તરફ રગબત પૈદા થઈ અને તેઓથી બયઅત થયા તેમજ બાતિની તર્બિય્યત તથા રૂહાનિય્યતનું ઈલ્મ હાંસીલ કર્યું. હઝરત શૈખ યાહયા ચિશ્તી(રહેમતુલ્લાહ અલયહ) એ આપને ખિર્કએ ખિલાફત વડે નવાઝ્યા.

**ઝૌકે સિમાઅ અને કૈફીયત :**

આપ સિમાઅ તરફ ખુબજ ઝૌક ધરાવતા હતાં; અને રાગ સાંભળીને મદહોશ થઇ જતાં હતાં, તેની માઅ્નીમાં ગર્ક થઇ જતાં હતાં. ઘણીવાર આપની ઉપર એવી કૈફીયત છવાતી હતી કે ઇશ્કે ઇલાહીમાં આંખોમાંથી લોહીના આંસુ વહેવા લાગતા હતાં. અને વજદાની કૈફીયતમાં રકસ કરતા હતા. મોટા ભાગે આપ રાત્રે ઝિક્રે ઇલાહીમાં મગ્ન રહેતા હતાં. આપ દુનિયાથી પુરી રીતે નિસ્પ્રહી અને બેનિયાઝ હતા.

સુલતાન ફિરોઝ જંગની સાથે દખ્ખણ (દક્ષિણ ભારત)થી આવેલા અમીરો પૈકી મોટાભાગના આપના મુરીદો અને અકીદતમંદો હતાં. આ સિવાય આપના વિશેષ હાલાતો ઉપલબ્ધ થઇ શકયા નથી.

**વિસાલ અને મઝારે પાક :**

આપનો વિસાલ માહે જીલકાઅ્દની ૨૧મી તારીખે હી.સ. ૧૧૪૨માં થયો. આપનો મઝાર ઝવેરીવાડ, રીલીફ રોડની પાસે અહમદઆબાદમાં આવેલો છે. આપના ફરઝંદ હઝરત શૈખ મોહંમદ શાહ એક ખુબ જ સારા આલીમ અને સુફીએ કામીલ હતાં. અને ઉચ્ચ પ્રકારના કાતિબ પણ હતાં. તેઓએ આપના મઝારશરીફ ઉપર પત્થરનો ઘુંમટ બનાવેલો છે.

આપની ઔલાદને સુલ્તાને વક્ત તથા અમીરો તરફથી અહમદઆબાદ પાસે આવેલ કોચરબ, સુઘલ અને રણાસ ગામો જાગીર પેટે મળેલા હતાં; જેના થકી આપનો જીવન નિર્વાહ થઇ શકે. (હ.મિરાતે અહેમદી, ભાગ-૩)

★★★ **૧૦** ★★★

## હઝરત સુફી અખ્લાક એહમદ સાહેબ

(રેહમતુલ્લાહે અલયહે)

હઝરત સુફી અખ્લાક અહેમદ સાહેબ નકશબંદી - મુજદ્દેદી રામપુરી (રહેમતુલ્લાહ અલયહ) મેહબુબુસ્મદ હઝરત સુફી અખ્લાક અહેમદ સાહેબ (રહેમતુલ્લાહ અલયહ) સાહેબે તસવ્વુફ, સાહેબે કરામત તથા સાહેબે નિસ્બત મહાન વલીએ કામીલ હતાં; આપ મુજદ્દીદે દૌરાં, હઝરત રૂકનુદ્દીનશાહ સાહેબ અલ્વરી (રહેમતુલ્લાહ અલયહ)ના મહાન ખલીફાઓ પૈકીના એક છે.

મહેબુબુસ્સમદ હઝરત સુફી અખ્લાક અહેમદ સાહેબ (રહેમતુલ્લાહ અલયહ)નો સિલસિલાએ ઇરાદત (તરીકત) ૧૨





વાસ્તાઓથી હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની શૈખ અહેમદ ફારૂકી સરહિંદી (રદીયલ્લાહો ત્આલા અન્હો)થી જઇ મળે છે; જે આમુજબ છે.

(૧) મહેબુબે સમદાની હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની શૈખ અહેમદ ફારૂકી સરહિંદી (રદીયલ્લાહો ત્આલા અન્હો) આપના ખલીફા (૨) ઉર્વતુલ્વુસ્કા હઝરત ખ્વાજા મોહંમદ માસુમ સરહિંદી (કુદ્દસ્સીર્રહુ) તેઓના ખલીફા (૩) હઝરત ખ્વાજા અબ્દુલ અહદ વહેદત (કુદ્દસ્સીર્રહુ) ★[૧] (૪) હઝરત શાહ હનીફ કાબુલી (કુદ્દસ્સીર્રહુ) તેઓના ખલીફા (૫) હઝરત ખ્વાજા મોહંમદ રાજદાં (રહેમતુલ્લાહ અલયહે) તેઓના ખલીફા (૬) હઝરત ખ્વાજા મોહંમદ મઝહર (કુદ્દસ્સીર્રહુ) તેઓના ખલીફા (૭) સુલ્તાનુ લ્ઔલીયાએ સિંધ હઝરત ખ્વાજા મોહંમદ ઝમાં લુંવારી શરીફવાળા (કુદ્દસ્સીર્રહુ) તેઓના ખલીફા (૮) હઝરત ખ્વાજા હાજી અહમદ મુત્તકી (કુદ્દસ્સીર્રહુ) તેઓના ખલીફા (૯) હઝરત સૈયદ હાજી હુસૈનશાહ (કુદ્દસ્સીર્રહુ) તેઓના ખલીફા (૧૦) હઝરત સૈયદ ઇમામ અલી શાહ સાહેબ મકાન શરીફવાળા (કુદ્દસ્સીર્રહુ) તેઓના ખલીફા (૧૧) હઝરત ખ્વાજા મસ્ઉદશાહ દહેલ્વી (કુદ્દસ્સીર્રહુ) તેઓના ખલીફા (૧૨) હઝરત ખ્વાજા રૂકનુદ્દીનશાહ અલ્વરી (કુદ્દસ્સીર્રહુ) અને તેઓના ખલીફા (૧૩) મહેબુબુસ્સમદ હઝરત સુફી અખ્લાક અહેમદ શાહ સાહેબ (રહેમતુલ્લાહ અલયહ)

આપ હઝરત **'મકામે મહેબુબીય્યત'** ના બુઝુર્ગ હતાં; જેનો સુબુત મુફતીએ આઝમ હઝરત શાહ મોહંમદ મઝહરૂલ્લાહ દહેલ્વી (રહેમતુલ્લાહ અલયહ) એ આપને લખેલાં કેટલા પવિત્ર પત્રો વડે મળે છે. હઝરત મુફતીએ આઝમ (રહેમતુલ્લાહ અલયહ) જ્યારે પણ આપને પત્ર લખતાં તો 'મહેબુબુસ્સમદ હઝરત સુફી અખ્લાક એહમદ'ના ઇલ્કાબ વડે સંબોધન કરીને લખતાં હતાં.

કલામે પાકમાં 'મકામે મહેબુબીયત' પ્રાપ્ત કરવાનો જે માર્ગ દેખાડવામાં આવ્યો છે તે **''ફત્તેબેઉની યોહબીબ્કોમુલ્લાહ''** છે. આ ફરમાન ઇલાહી મુજબ મેહબુબુસ્સમદ હઝરત સુફી અખ્લાક અહમદ સાહેબ (રહેમતુલ્લાહ અલયહે) સૌમૌ-સલાત તથા સુન્નતોની પાબંદીમાં ઘણાં જ ચુસ્ત તેમજ સમય પ્રમાણે કાર્ય કરવામાં ઘણાં જ નિયમબધ્ધ હતાં; ત્યાં સુધી કે સફર દરમિયાન પણ આપ પંજગાના નમાઝો બા જમાઅત અદા ફરમાવતાં હતાં.

આપની મુકદ્દસ મહેફીલમાં તાલીબો અને મુરીદો પર **જઝબાહ્**[1]ની કૈફીયત ખુબજ છવાયેલી રહેતી હતી.

**...સુન્નત અને શરીઅતની પાબંદી...**

મહેબુબુસ્સમદ હઝરત સુફી અખ્લાક અહેમદ સાહેબ (રહેમતુલ્લાહ અલયહ) સુન્નતો અને શરીઅતના ચુસ્ત પાબંદ હતાં, જેના કેટલાક દૃષ્ટાંતો મૌજુદ છે. જે પૈકી કેટલાક રજુ કરું છું.:

(૧)

આપ ઝલાવાડ (રાજસ્થાન)માં પટવારી તરીકે નોકરી કરતાં હતાં. નોકરી પુર્ણ થતાં(વય મર્યાદા પુરી થતાં) પેન્શનની વિધી માટે આપની પાસે તસ્વીર (ફોટા)ની માંગ કરવામાં આવી. પરંતુ ખિલાફે શરીઅત આ માંગને ઠુકરાવી દીધી. સરકારી અધિકારીઓએ તસ્વીર માટે આપની સામે છેલ્લી દલીલ એવી રજુ કરી કે, 'અમે કાયદાકીય રીતે તસ્વીર એટલા માટે રાખ્યે છીએ કે, પેન્શન લેનાર વ્યક્તિ એ જ છે અન્ય કોઇ નથી.' તો આ દલીલના પ્રત્યુત્તરરૂપે આપે લખી મોકલ્યું કે,'તો પછી ફાંસીના માંચડે લટકારનારની તસ્વીર શા માટે નથી રાખવામાં આવતી. કે જેથી જાણી શકાય કે ફાંસીએ લટકાનાર વ્યક્તિ એ જ છે.' (રાવીઃ– મૌલાના ચાંદ મીયાંનું બયાન)

(૨)

એકવાર મહારાષ્ટ્રના ગૃહમંત્રી વાય. બી. ચૌહાણ કે જે ભુતકાળમાં ભારતનાં ગૃહમંત્રી, સરંક્ષણમંત્રી અને નાણામંત્રી તરીકે પણ કેન્દ્રીય પ્રધાનમંડળમાં સેવા આપસ ચુકયા હતાં, તે આપની શોહરત સાંભળીને કોઇ ખાસ કામ માટે દુઆ કરાવા માટે આવી પહોંચ્યાં, પરંતુ આપે શાને ફૈઝાને મુજદ્દેદીય્યત ને અનુરૂપ અને મશાઇખેં કિરામને શોભે એ રીતે પોતાને આ વાતથી અગળા રાખીને વલીએ કામીલ હોવાનો સબુત પેશકર્યો (રાવીઃ– હઝરત સાહબઝાદા સાહેબ)

(૩)

આપ અસલી અફધાની પઠાણ હોવાના નાતે અત્યંત ખુબસુરત હતાં. એકવાર આપ એકસ્થળે રેલ્વેસ્ટેશન પર બેઠેલાં હતાં. એવામાં ત્યાંથી એક અંગ્રેજ ટુરીસ્ટ પસાર થયો તેની દૃષ્ટિ આપની ઉપર પડી તો તે આપને જોતો જ રહી ગયો. અને આપના ખુબસુરત ચહેરાની તસ્વીર લેવા માટે તેણે પોતાની પાસે રહેલો કેમેરો ઠીક કર્યો. આપની નઝર તેની ઉપર પડી તો આપે પોતાના ચહેરા પર નકાબ નાંખી દીધો. અંગ્રેજ કેમેરો ધરીને સામે જ ઊભો રહી ગયો.





અને કહેવા લાગ્યો કે, 'આપ કયાં સુધી નકાબ રાખશો, તસ્વીર લીધા વિના હું અહીંથી હટવાનો નથી.' તો તેના જવાબરૂપે આપે ફરમાવ્યું કે, 'તું જ્યાં સુધી અહીં કેમેરો લઇને ઊભો રહીશ ત્યાં સુધી હું નકાબ ઊઠાવીશ નહીં.' અંતે તે અંગ્રેજ થાકી હારીને મેદાન છોડી ગયો. આવી હતી આપની શરીઅતની ચુસ્ત પાબંદી. (ઉલ્લેખ કર્તાઃ– ઇસ્માઇલભાઇ પેન્ટર)

**ગુજરાતમાં અગમન**

આપના પીરો મુર્શીદ હઝરત રૂકનુદ્દીનશાહ સાહેબ અલ્વરી (રહેમતુલ્લાહ અલયહે)ના સાહેબઝાદા મુફતીએ આઝમ હઝરત મુફતી મહેમુદશાહ (રહેમતુલ્લાહ અલયહે) હુકમથી આપની ગુજરાતમાં પધરામણી થઇ. અને આપે અહેમદાબાદમાં વસવાટ કર્યો. હકીકત એ છેકે આપનું અહેમદાબાદ (ગુજરાત) માં તશરીફ લાવવું એ ગુજરાતની ધરતી પર ફૈઝાને નકશબંદીય્યાહના સુકાય ચુકેલાં બીજમાં ફરીવાર નવા અંકુરો ફુટવાનું કારણ બન્યું. અને ગુલશને નકશબંદીય્યાહએ ફરીવાર ગુજરાતની ધરતી પર તરોતાઝગી હાંસીલ કરી અને આ રીતે આપ ફૈઝાને સિલસિલાએ નકશબંદીય્યાહ્ના મુખ્ય અલમબરદાર સાબીત થયાં.

આજે ગુજરાતની ધરતી પર સિલસિલાએ આલીયા નકશબંદીય્યાહના જે કંઇ અન્વારો, મહેફીલની રંગતો ઝીક્રના હલ્કાઓ, ખત્મેખ્વાજગાન શરીફના હલ્કાઓ અને મુરદો તેમજ તાલીબોમાં જઝબાહ્ વગેરેની કૈફીયતો દૃષ્ટિગોચર થઇ રહી છે, જે આપના જ ફૈઝાને કરમનો સદકો છે.

**★ : બઝમે જાનાં માં આપનો પરિચય :**

રૂકને ઇસ્લામ પબ્લીશીંગ કું.હૈદ્રાબાદ (સિંધ)થી પ્રકાશીત કિતાબ'બઝમે જાનાં' કે જેમાં હઝરત ખ્વાજા રૂકનુદ્દીનશાહ સાહેબ (રહેમતુલ્લાહ અલયહ)ના હાલાતો કલમબંધ કરવામાં આવ્યા છે; જેમાં તેઓના ખલીફા તરીકે આપનો પરિચય આપતાં તેના લેખક સાહેબઝાદા અબુલ્ખૈર મોહંમદ ઝુબૈર સાહેબ લખે છેકે,

આપ સાહેબે નિસ્બત બુઝુર્ગ હતાં. હઝરત ખ્વાજા રૂકનુદ્દીનશાહ સાહેબ અલ્વરી(રહેમતુલ્લાહ અલયહ)થી આપને બૈતનો શર્ફ હાંસીલ હતો. તેમજ આપનાથી ખીર્કએ ખિલાફત પણ હાંસીલ હતો. આપનું અસલી વતન તો રામપુર (યુ.પી.) હતું; પરંતુ એક મુદ્દત સુધી આપે ઝાલાવાડ (રાજસ્થાન)માં વસવાટ કર્યો અને ત્યાર બાદ બાકીની ઝિંદગી આપે અહમદાબાદમાં વિતાવી. ભાગલા પછી લગભગ ૨૦ – ૨૫ વરસ સુધી આપે

હિંન્દુસ્તાનમાં અંધકારમય વાતાવરણમાં માઅ્રેફતરૂપી શમ્આ રોશન ફરમાવી.

આપના ઈરાદતમંદો ઝાલાવાડ, અહમદાબાદ તેમજ આજુ બાજુના વિસ્તારમાં ઘણા મોટા પ્રમાણમાં મૌજુદ છે. આપ પોતાના શૈખ અને મુર્શીદ ની મોહબ્બતમાં ફાની હતાં. અને આ કારણે જ આપને પોતાના શૈખના જાનશીન બનાવવામાં આવ્યા. સાહબેઝાદા હઝરત મુફ્તી મહેમુદશાહ અલ્વરી (રહેમતુલ્લાહ અલયહે)થી પણ ભરપુર મોહબ્બત હતી. અને આપ તેઓને પોતાની મઝહબી ખિદમતોંની જાણકારી ઘણીવાર આપતાં રહેતાં હતાં.

**'ઈત્તિસાલે રૂહાની'*૧ની તવજ્જોહ્**

આપની ઉપર આપના પીરોમુર્શીદ હઝરત ખ્વાજા રૂકનુદ્દીનશાહ અલ્વરી (રહેમતુલ્લાહ અલયહે) ઘણાં જ મહેરબાન હતા; અને તેઓએ હઝરત ખ્વાજા બાકીબીલ્લાહ (રહેમતુલ્લાહ અલયહે)ની સુન્નત અદા કરતાં આપને ઈત્તિસાલે રૂહાની ની તવજ્જોહ વડે નવાઝીને હુબહુ પોતાને જેવાજ બનાવી દીધાં હતા.

**:અન્ય વિશેષતા :**

મહેબુબુસ્સમદ હઝરત સુફી અખ્લાક અહેમદ સાહબે (રહેમતુલ્લાહ અલયહે)ઘણાં ઉચ્ચ પ્રકારના કાતીબ (લહીયાં) હતાં. આપે પોતાના તમામ ખુલ્ફાઓને અતા કરેલ ખિલાફતનામાઓ પોતાના હાથે જ લખ્યાં હતાં.

ધોળકા, અહમદાબાદ તથા મોડાસા આ ત્રણ સ્થળો આપની રૂહાનિયતના મુખ્ય કાર્યક્ષેત્રો હતાં. અહીં આપના મુરીદો અને ચાહકોની સંખ્યા ઘણીજ હતી.

**: આપનો વિસાલ અને મઝારે પાક :**

મહેબુબુસ્સમદ હઝરત સુફી અખ્લાક અહમદ સાહેબ (રહેમતુલ્લાહ અલયહે)નો વિસાલ માહે ઝિલકાઅ્દની ૨૪ મી તારીખે હી.સ.૧૩૯૦ માં જુમ્આના દિવસે ચાશ્તના સમયે આપના નિવાસસ્થાન સુન્હરી મહલ માં અહમદાબાદ ખાતે થયો.

વિસાલના દિવસે આપે પોતાની અંતિમ ફઝરની નમાઝ પણ અદા ફરમાવી હતી. (અને આ રીતે આપે હુઝુર નબીએ પાક સલ્લલ્લાહો અલયહ વસલ્લમ ના તેમજ હઝરત ઈમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના તરીકા પર હોવાનો સબુત પેશ કર્યો. કારણકે હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) ની આખરી





ગુફ્તગુ નમાઝ વિશેની જ હતી.**'અસ્સલાતી અસ્સલાતો વમા મલકત અયમાનો કુમ.'** તેમજ આપ (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)નો વિસાલશરીફ પણ ચાશ્તના સમયે જ થયો હતો.

એ જ રીતે હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) નો વિસાલ પણ ફઝરની નમાઝ અદા કર્યા પછી ચાશ્તના સમયે જ થયો તેમજ આપે પણ પોતાના સાહેબઝાદા ખ્વાજા મોહંમદ સઈદ (રહેમતુલ્લાહ અલયહે) સાથે અંતિમ ગુફ્તગુ નમાઝ વિશે જ ફરમાવી. એ જ રીતે મહેબુબુસ્સમદ હઝરત સુફી અખ્લાક અહમદ સાહેબ (રહેમતુલ્લાહ અલયહે) એ આ સુન્નતે ગૈર ઇખ્તિયારી અદા ફરમાવી. અને મોહબ્બત તેમજ તાબેદારીમાં લીન હોવાની મહાન દલીલ પેશ કરી.)

આપની નમાઝે જનાઝા જુમ્આની નમાઝબાદ અહમદાબાદમાં માણેકચોકમાં આવેલી શાહી જામેઅ્ મસ્જિદમાં અદા ફરમાવવામાં આવી. ત્યાર બાદ દફનવિધી માટે આપના પવિત્ર જનાઝાને ગંજશોહદા કબ્રસ્તાનમાં લઇ જવામાં આવ્યો. અને ત્યાં જ આપની દફ્ન વિધી કરવામાં આવી. પાછળથી આપના મર્કદશરીફ પર રોઝાએ મુબારક બનાવવામાં આવ્યો.

**: આપના ખુલ્ફાઓ :**

મહેબુબુસ્સમદ સુફી અખ્લાક અહેમદ સાહેબ(રહેમતુલ્લાહ અલયહે) ચાર વ્યક્તિઓને પોતાની ખિલાફ્ત અને ઇજાઝત વડે નવાઝયા. ખિલાફ્ત અતા કરવાના ક્રમ મુજબ આપના ખલીફાઓના પવિત્ર નામો નીચે મુજબ છે.:

(૧) હઝરત શાહ મોહંમદ ઉસ્માન કુરૈશી સાહબ (અહમદાબાદ)
(૨) હઝરત સુફી અબ્દુલ્લાહશાહ સાહેબ સાંગાનેરી (મોડાસા)
(૩) હઝરત સુફી અબ્દુર્રહમાન(શાહ) સાહેબ (ધોળકા)
(રહેમતુલ્લાહે ત્આલા અલયહીમ અજમઇન)
(૪)હઝરતસાહેબઝાદા ડો.ઈખ્લાસઅહેમદખાનસાહેબ (અહમદાબાદ)

આ રીતે ચાર(૪) વ્યક્તિઓને નિસ્બતે ખિલાફ્ત વડે નવાઝવાં એ પણ સુન્નત તરફ ઇશારો કરે છે.

★ ★ ★ ૧૧ ★ ★ ★

## હ. શાહ મોહંમદ ઉસ્માન કુરૈશી સાહેબ

(રેહેમતુલ્લાહે અલયહે)

હઝરત શાહ મોહંમદ ઉસ્માન કુરૈશી સાહેબ (રહેમતુલ્લાહ અલયહ)ને મુજદ્દીદે ઝમાં, કય્યુમે દૌરાં, શૈખે યગાના હઝરત ખ્વાજા રૂકનુદ્દીનશાહ સાહેબ કાદરી-ચીશ્તી-નકશબંદી-મુજદ્દેદી(રહેમતુલ્લાહ અલહય)ના સાહેબઝાદા અને જાનશીન હઝરત મુફ્તી મોહંમદ મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલહય)ના પ્રથમ મુરીદ હોવાનું સદ્ભાગ્ય સાંપડ્યું હતું.

**આપની ખિદમતોની એક ઝલક..**

હઝરત શાહ મોહંમદ ઉસ્માન સાહેબ નકશબંદી-મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલયહ)ના ઉચ્ચ મર્તબાઓ તેમજ મહાનતાનો ખ્યાલ તેઓની ખિદમતો વડે જ આવી શકે છે. આપના ખિદમત ગુઝાર સ્વભાવના કારણે જ મિરઝાપુર-કુરૈશી મોટી જમાઅતે આપને જમાઅતના આજીવન પ્રમુખ તરીકે નીમ્યાં હતાં. ૩૦ (ત્રીસ) વરસ સુધી આપે આ પદને શોભાવ્યું અને પછી રાજીનામું આપ્યું હતું.

હઝરત શાહ મોહંમદ ઉસ્માન સાહેબ(રહેમતુલ્લાહ અલયહ) ગુજરાતમાં સુન્નીયતના અલમબરદાર, રક્ષક અને બાતીલ ફીર્કાઓનું ભરપુર ખંડન કરનાર તથા અસંખ્ય ગુજરાતી આલીમો પૈદા કરનાર સુન્નીઓની આબરૂરૂપ મહાન સંસ્થા દારૂલઉલુમ શાહે આલમના સ્થાપકગણ પૈકીના એક હતા, તેમજ આ મહાન સંસ્થાના આપ પ્રથમ સેક્રેટરી, ત્યારબાદ નાઝીમે આલા અને છેવટે પ્રમુખપદે રહીને અનથક ખિદમતોં કરેલી હતી. આપને મસ્જિદો અને મદ્રાસાઓની સ્થાપના કરવાનો તેમજ મોટા આલીમોને બોલાવીને જલ્સાઓનું આયોજન કરવાનો અત્યંત શોખ હતો.

આપે ગુજરાતમાં બઝમે રૂકનુદ્દીન-નકશબંદી-મુજદ્દેદી નામની સંસ્થાની સ્થાપના કરી આ સંસ્થા મારફતે કંઇ કેટલીય ફારસીથી ઉર્દુભાષામાં ભાષાંતર થયેલી અમુલ્ય કિતાબોનું ગુજરાતી ભાષામાં લીપીયાંતર તેમજ ભાષાંતર કરાવી ગુજરાતના મુસ્લીમોની જ્ઞાનની તરસ છીપાવી છે. આપની આવી અનેક પ્રકારની ખિદમતોના કારણેજ શજરાહ્ શરીફમાં આપના નામે આવતો શેર :-

"જઝબએ ખિદમત અતા કર હઝરત ઉસ્માન કા,<br>યે દુઆ કરલે કબૂલ ઇન અસ્ફીયા કે વાસ્તે."





બીલ્કુલ યથાર્થ અને વાસ્તવીકતાને પ્રગટ કરનારો તેમજ તદ્દન અતિશ્યોક્તિ રહીત છે.

હઝરત શાહ મોહંમદ ઉસ્માન મીયાં સાહેબ (રહેમતુલ્લાહ અલહય) ની આનાથી પણ વધુ ઉચ્ચ અને મહાન ખિદમતોંનો અંદાઝ તો આપને ખિલાફતો-ઈજાઝત વડે નવાઝતી વખતે મહેબુબુસ્સમદ હઝરત સુફી અખ્લાક અહમદ સાહેબ રામપુરી નકશબંદી-મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલયહે) અતા કરેલ ખિલાફતનામાએ વાંચતા આવી જાય છે. હવે હું વાંચકોની ખિદમતમાં આપના આ ખિલાફત નામાનો અક્ષરશઃ ગુજરાતી તર્જુમો રજુ કરૂં છું; જેથી વાંચકો આપની ખિદમતોનો અંદાઝ લગાવી શકે.

**...આપનું ખિલાફત નામું...**

(ગુજરાતી તર્જુમો)

: બિસ્મીલ્લાહ હીર્રમાનીર્રહીમ :

નહમ્દોહુ વ નુસલ્લી અલા રસુલેહીલ્કરીમ વ આલેહીલ્અઝીમ વ અસ્હાબેહીલ્ફહીમ...અમ્માબાદ જાણ થાય કે અમારા પીરો મુર્શીદે બર હકક, હાદીએ મુત્લક, કુત્બુલ્ઔલીયા, નકીબુલ્અસ્ફીયા, કિબ્લાએ દો જહાં, કાઅ્બાએ દીનો ઈમાં, મુજદ્દીદે ઝમાં, કય્યુમે દૌરાં, ફર્દેઝમાં, શૈખે યગાના, ઈમામુલ્વકત, મૌલાના અલ્હાજ હઝરત ખ્વાજા રૂકનુદ્દીન શાહ સાહેબ નકશબંદી, ચિશ્તી, કાદરી, મુજદ્દેદી, અવૈસી, અન્સારી, અલ્વરી (નવ્વરલ્લાહો મર્કદહુ વ કુદ્દસ્સીર્રહુ) ફરઝંદે માઅ્નવી(રૂહાની ઔલાદ) હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો તઆલા અન્હો)ની બા-બરકત ખિદમતમાં અહમદાબાદથી બ હુકમે અજલ વ દાયએ સરમંદી, ફીદાંએપીરાં, જાં નીષારે મુર્શીદા મોહંમદ ઉસ્માન સલ્લહુર્રમાન કુરૈશી જુનાગઢી બૈતની નિય્યતથી હાજર થયાં. એ સમય હઝરત કિબ્લાગાહનો સખ્ત બિમારીનો હતો. એ જ સમયે હઝરતે એક જલ્સાનું આયોજન કરીને પોતાના વ્હાલા ફરઝંદ ઉચ્ચ મર્તબાવાળા સાહેબઝાદા આફતાબે શરીઅત, માહતાબે માઅ્રેફત, હઝરત મુફ્તી મૌલાના મોહંમદ મહેમુદ સલ્લહુલ્વદુદને ખિલાફતની ખિલઅ્ત તેમજ દરેક ખાનદાનની ઈજાઝત અને જાનશીનીનો મન્સબ અતા કર્યો, અને અઝીઝ મોહંમદ ઉસ્માનને હુકમ આપ્યો કે, 'અમારા સાહબઝાદાથી બૈત થઇ જાવ.' પેલી તરફ હઝરત સાહબઝાદા સાહેબને ફરમાવ્યું કે, 'આજ બિસ્મીલ્લાહ આમનાથીજ બૈત(કરવું)શરૂ કરો.' આમ હુકમ મુજબ સાહબઝાદા આલીશાનથી સૌ પહેલાં બૈતનું સદ્ભાગ્ય તેમજ

સિલસિલાના પ્રચારની બુનિયાદ મોહંમદ ઉસ્માનથી જ રાખવામાં આવી. કેટલાય વરસો સુધી તેઓ સાહેબઝાદા સાહેબની પવિત્ર સોહબત અને ખાસ તવજ્જોહ્ વડે ફૈઝયાબ તથા તૃપ્ત થતા રહયાં અને મહાન ખિદમતો અંજામ આપી. ખાસ કરીને તેઓના સિલસિલાની ઈશાઅતમાં ઘણાં જ કાર્યરત રહયાં. આ નિઃસ્વાર્થ ખિદમતો વડે (તેઓ) પીરના મંઝુરે નઝર બની ગયા. હાલના ઝમાનામાં આવી ખિદમતો કોઇ મુરીદ કરી શકતો નથી. તદુપરાંત (તેઓ) પીરભાઈઓની ખિદમતમાં કોઇપણ સંજોગમાં ઉણપ આવવા દેતાં નથી. પછી હઝરત સાહબઝાદા સાહેબ હૈદરાબાદ - સિંધ (પાકિસ્તાન) તશરીફ લઇ ગયા; તો ખબર મળતાં જ (તેઓએ) ત્યાં હાજર થઇને પણ ખિદમત અદા કરી. ત્યારબાદ આ નાચીઝ હકીર બંદાની અહમદાબાદમાં અવર-જવર અને ત્યાંના રોકાણનું કારણ પણ આપ જ બન્યા અને સિલસિલાની ઈશાઅતમાં અહીં જ રાત-દિવસ અથાગ કોશીષો અને મહેનતો કરતાં રહે છે; અને અમારા હઝરતસાહેબ (રહેમતુલ્લાહ અલયહ)નો લગાવેલો બગીચો કે જે સુકાઇ રહ્યો હતો, તેઓના પ્રયત્ન વડે લીલોછમ્મ અને લહેરાઇ રહયો છે. જે કોઇનાથી છુપું નથી અમારા પીરોના તે મંઝુરેનઝર છે; એટલા માટે આજીઝે તેમનાથી મોહબ્બતનો ખુસુસી સંબંધ હંમેશા જાળવી રાખ્યો છે. જ્યારે હઝરત સાહબઝાદા સાહેબ (સલ્લમલ્લાહો ત્આલા) એ કરમ નવાઝીશ અને બંદાપરવરીની રીતે પોતાના અમદાવાદી મુરીદો વગેરેને આ ખાકસારને સોંપ્યા ત્યારથી વારંવાર (સમય-સંજોગની અનુકુળતા પ્રમાણે) તેઓની આલા ઈસ્તેદાદ (ઊંચી સામર્થ્યશક્તિ) મુજબ ખાસ તવજ્જોહ્ વડે તેમને નવાઝયાં. હવે હઝરત સાહેબ (રહેમતુલ્લાહ અલયહ) ની પુરફૈઝ નઝરની કાબેલીયત જાહેર થવાનો સમય આવી પહોંચ્યો તો તેઓનો સુલુક અલ્હમ્દોલીલ્લાહ 'ફનાએ કલ્બી' થી 'ફનાએ નફસ' સુધી પહોંચ્યો તેમજ (તેઓને) ખુલ્લતની નિસ્બત વડે નવાઝવામાં આવ્યાં; ત્યાં સુધી કે જઝબાહની રાહથી ઝાતે બહતમાં ઉરૂજ અને નુઝુલ તેમજ ફના અને બકા તેઓને હાંસીલ થઇ, જેની તસ્દીક સરહિંદશરીફમાં થઇ એટલે કે આ વરસે દરબારે નાયબે અતમ્મે રસુલે મકબુલ (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) મહેબુબે સમદાની, કય્યુમે ઝમાની હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના પવિત્ર દરબારમાં ઉર્ષશરીફના મૌકા પર હાજરી થઇ, કે જ્યાં વહેદતના દરિયાના તરસ્યાઓની તૃષા છીપાવવામાં આવે છે, હાજતમંદોની હાજતો તેમજ સુલુકવાળાઓનો સુલુક પુર્ણ કરાવવામાં





આવે છે; ત્યાં વિદાયવખતે બાતિની ઇન્આમોની વહેંચણી થાય છે; ત્યાં આ અઝીઝ મોહંમદ ઉસ્માને મુરાકીબામાં જોયું તથા સાંભળ્યું કે, ''તમારું કાર્ય પુર્ણ થઇ ગયું'' આ બશારત તથા તસ્દીકથી વધુ ઇત્મીનાન હાંસીલ થઇ ગયું. અલ્હમ્દોલીલ્લાહ તેઓની ૨૧ (એકવીસ) વરસની નિરંતર નિઃસ્વાર્થ ખિદમતો ઠેકાણે લાગી. મહાન પીરોના ફરમાન તદ્દન સત્ય સાબીત થયા કે **હરકે ખિદમત કર્દ ઉ મખ્દુમ શુદ.** એટલેકે જેણે (પીરોની) ખિદમત કરી તે છેવટે મખ્દુમ બનીને રહયો. ખિદમતનો બદલો મળીને જ રહે છે. **ખિદમતે તોરા બ કુંગરાએ કિબ્રીયા કશદ**. એટલેકે ખિદમત તને એક દિવસ જરૂર ખુદા સુધી પહોંચાડી દેશે. પછી તેઓની આ હાલતની જાણકારી હઝરત સાહબઝાદા સાહેબ (હઝરત મુફતી મહેમુદ સાહેબ)ને પત્રરૂપી અરીઝા વડે કરીને (તેઓની) ખિલાફત માટે સિફારીશ કરવામાં આવી; તો જવાબ મળ્યો કે, મોહંમદ ઉસ્માનને સિલસિલાની ઈજાઝત અતા કરવી, આપની ઉપર અવલંબીત છે. (કારણકે) આપ ત્યાં રહો છો અને આપે જ તેઓને તમામ મકામો પાર કરાવી દીધાં છે, તો પછી ઢીલનું કારણ શું છે.? મોહંમદ ઉસ્માન ખુબ જ સારીવ્યકિત છે અને અમારા સૌથી પહેલાં મુરીદ અને મુખ્લીસ મુરીદ છે. અલ્લાહ ત્આલા તેઓને ખુશ રાખે તથા તેઓના દરજ્જા બુલંદ ફરમાવે. તેમજ મુફતીએ આઝમ, શરીઅત,માઅ્રેફતપનાહ મૌલાના અલ્હાજ મોહંમદ મઝહરૂલ્લાહ શાહ સાહેબ નકશબંદી, ચિશ્તી, કાદરી, શાહી ઈમામ જામે મસ્જિદ ફતેહપુરી દિલ્હી (દામતબરકાતોહુમ) પણ અઝીઝ મોહંમદ ઉસ્માનથી ઘણાં જ ખુશ છે; અને તેઓના પણ તે મંઝુરે નઝર છે. તેમના માટે અગાઉથી લખી મોકલ્યું હતું કે, તેઓએ (મોહંમદ ઉસ્માને) અમારા દિલ ઉપર ઘણો જ કબ્ઝો જમાવેલો છે. એટલા માટે હઝરતથી પણ પત્ર દ્વારા મશ્વરો માંગવામાં આવ્યો તો આ યોગ્ય જવાબ હાંસીલ થયો કે, અઝીઝ ગીરામીકદ્ર (મોહંમદ ઉસ્માન)ના મામલામાં આપ મુખ્તાર છો. આપના દિલનો એ વાત તરફ જુકાવ (ખિલાફત આપવા તરફ) અને તેઓને (હઝરત મોહંમદ ઉસ્માન સાહેબને) ઈશારો થવો (આ બંને વાત) ઈજાઝતના કારણરૂપ છે. સુબ્હાનલ્લાહ, જેઓને આવી જલીલુલ્કદ્ર અને અગ્રગણ્ય હસ્તીઓ પોતાની નઝરમાં મકબુલ ફરમાવે તેમજ સ્વીકૃતિ અતા ફરમાવે તો તે બેશક, અલ્લાહ ત્આલા અને રસુલ (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ના સ્વીકૃતિ પામેલાં છે.

આમ, આ રૂહાની બનાવો અને નિઃસ્વાર્થ ખિદમતો તેમજ

મર્તબાઓની પ્રાપ્તીના આધાર પર ગૈબી ઈશારાથી અને અલ્લાહત્આલાના હુકમથીઆ ખાકસાર હરદિલ અઝીઝ મોહંમદ ઉસ્માનને હુકમ વડે સિલસિલાએ આલીયા નકશબંદીય્યાહ મુજદ્દેદીય્યાહની ખિલાફત તેમજ ઈજાઝત વડે નવાઝીને પોતાના નાયબ બનાવે છે અને શરીઅત તથા તરીકતના અનુસરણની તેમજ સિલસિલાની ઈશાઅતની વસીયત કરીને અલ્લાહ રબ્બુલ ઇઝ્ઝતની બારગાહમાં દુવા માટે હાથ ઊઠાવે છે કે, અલ્લાહ ત્બારક વ ત્આલા આં હઝરત સલ્લલ્લાહો અલયહ વસલ્લમના તુફૈલ અને હઝરાતે પીરાને ઉઝ્ઝામના સદકા અને વસીલા વડે ફૈઝાને મોહંમદી સલ્લલ્લાહોઅલયહ વસલ્લમ અઝીઝ મોહંમદ ઉસ્માન દ્વારા મખ્લુકને પહોંચાડે અને તાલીબોંના દીલોને નિસ્બતના અન્વારો વડે રોશન તેમજ મુનવ્વર ફરમાવે.......આમીન... વ આખરુદાઅ્વાના અનીલ્હમ્દોલીલ્લાહે રબ્બીલ્આલમીન વલ્આકેબતો લીલ્મુત્તકીન વસ્સલાતો વસ્સલામો અલા સય્યદીલ્મુરસલીન મેહબુબે રબ્બીલ્લ –આલમીન વ અલા આલેહીલ્અત્હાર વ અસ્હાબેહીલ્અખ્યાર વ ઔલીયાએહી લ્કીબાર રીદવાનુલ્લાહેત્આલા અલયહીમ અજમઈન.આમીન ...યા રબ્બુલ્આલમીન.

ખાકપાએ ખ્વાજગાને નકશબંદીય્યાહ મુજદ્દેદીય્યાહ,
ઝર્રાએ બેમીકદાર હકીર ફકીર અખ્લાક અહમદ ગફરલ્લાહુ અન્હુ
નકશબંદી રામપુરી સુમ્મ ઝાલાવાડી મુકીમ અહમદાબાદ (ગુજરાત)
૧૭ જમાદીયુલ્અવ્વલ હી.સ. ૧૩૫૭ મુતાબીક ૧૩ ડીસેમ્બર ઇ.સ. ૧૯૫૬

..........................................................

**આપની વફાત અને મઝારેપાક**

ઝિંદગીનાઆખરી દિવસોમાં આપની ઉપર કામીલ ઈસ્તિગરાક(ઇશ્કે ઈલાહીમાં એક પ્રકારની મદહોશી) હોવાના કારણે આપની પાસે આવનાર વ્યક્તિઓને આપ ઘણાં જ પ્રયત્નો પછી ઓળખી શકતાં હતાં.

આપની વફાત માહે શવ્વાલની ૨૫(પચ્ચીસ)મી તારીખે હી.સ. ૧૪૨૪ માં થઇ આપની નમાઝે જનાઝા હઝરત મૌલાના હાજી મોહંમદ અસ્લમ સાહેબે પઢાવી. આપની અંતિમગાહ અને મઝારેપાક સરખેજ-અહમદાબાદમાં છે.





★★★ ૧૨ ★★★

## હઝરત મૌલાના ખુબમિંયા નકશબંદી

(રેહમતુલ્લાહે અલયહે)

જ્યારે અખંડ હિન્દુસ્તાનની ધરતી પર બાતિલ ફિર્કાઓ પેટે ખાતીમે નબુવ્વતના મુન્કીર એવા કાદીયાનના કાઝીબ નબુવ્વતના જુઠા દાવેદારોએ માથું ઊંચકયું તો તેના બાતીલ અકીદાઓનું સંપુર્ણ ખંડન કરનારાઓ પેટે એક એવા પીર સૈયદ હાફીઝ જમાઅત અલીશાહ નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ)ના નામવર ખુલફાઓ પૈકીના આપ એક મશહુર ખલીફા છે. આપનો મઝારે પાક મદીનતુલ્ઔલીયા અહમદઆબાદ શહેરના મશહુર ચહારતોડા કબ્રસ્તાનમાં છે; આપના વિશે વધુ કોઇ માહિતી મળી શકી નથી.

★★★ ૧૩ ★★★

## હ. ફઝલે હકકબાવા નકશબંદી મુજદ્દેદી

(રેહમતુલ્લાહે અલયહે)

સૌરાષ્ટ્રના ધોરાજી શહેરના બહારપુરા વિસ્તારમાં આવેલાં બાદલશાના કબ્રસ્તાનમાં હઝરત ફઝલેહકક બાવા નકશબંદી મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલયહ)નો ભવ્ય કલાત્મક કારીગીરવાળો મકબરો આવેલો છે; તેને સંલગ્ન જ આપના નામે ચાલતો એક મદ્રાસો તેમજ મસ્જીદ પણ આવેલી છે.

હઝરત ફઝલે હકકબાવા (રહેમતુલ્લાહ અલયહ)ની વિલાદતે બાસઆદત (પવિત્ર જન્મ)અફઘાનીસ્તાનના કાબુલ શહેરમાં થઇ હતી. આપના વાલીદ સાહેબનું પવિત્ર નામ હઝરત ખ્વાજા ફરીદ (રહેમતુલ્લાહ અલયહ) હતું અને આપના દાદાનું નામ ખ્વાજા યુસુફ (રહેમતુલ્લાહ અલયહ) હતું. આપનો સિલસિલાએ નસબ (પેઢીનામું) મહેબુબે સમદાની ઈમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેસાની શૈખ અહેમદ ફારૂકી સરહિંદી નકશબંદી (રદીયલ્લાહો ત્આલા અન્હો) ને જઇ મળે છે. આપની વાલીદા સાહેબાનું નામ હઝરત અસ્માબીબી હતું,જે તે યુગનામહાન બુઝુર્ગ હઝરત અબ્દુસ્સમદ (રહેમતુલ્લાહ અલયહ)ની સાહેબઝાદી હતા.

હઝરત અબ્દુસ્સમદ (રહેમતુલ્લાહ અલયહ)ના બે(૨)

સાહેબઝાદા હતા. (૧)હઝરત ઝીયાં મોહંમદ અને (૨) હઝરત અસદુલ્લાહ તેમજ એક સાહેબઝાદી હતાં જેનું નામ અસ્માબીબી હતું; જે હઝરત ખ્વાજા ફઝલેહકક બાવા (રહેમતુલ્લાહ અલયહ)ના વાલીદા સાહેબા હતા. હઝરત અબ્દુસ્સમદ (રહેમતુલ્લાહ અલયહ)ના મોટા સાહેબઝાદા હઝરત ઝીયા મોહંમદના બે પુત્રો (૧) હઝરત શૈર મોહંમદ અને (૨) હઝરત ઈમામુદ્દીન આ બંને પણ હઝરત ફઝલેહકકબાવાની બાજુમાં જ ધોરાજી ખાતે આરામ ફરમાવી રહયાં છે. આ બંને પૈકી હઝરત શૈર મોહંમદ (રહેમતુલ્લાહ અલયહ) ઘણાં જ બા કરામત બુઝુર્ગ હતાં. આપ સફરા નદીના કિનારે ઝુંપડી બાંધીને ઈબાદત કરતાં હતાં. એ સમયે ગોંડલના દરબારોનો વસવાટ ધોરાજીમાં હતો, તેમાં દરબારની રાણીને પેટના દુખાવાની બિમારી ઉપડી હતી. ઘણાંય ઉપચારો કરવા છતાં સારું થતું ન હોતું; છેવટે આપની ખ્યાતિ સાંભળીને રાણીને ઈલાજ માટે આપની પાસે લઇ આવ્યાં. આપે પાણી દમ કરી આપ્યું અને રાણીની બિમારી દુર થઇ ગઇ. આથી દરબાર આપની પર ઘણાં ખુશ થઇ ગયાં અને આપને નઝરાણામાં ગામ-ગરાશ આપવા કહયું, પરંતુ આપે તેનો સ્વીકાર ન કર્યો; અને પોતાની ઝુંપડી પાસે પોતે લાકડી વડે લીટોદોર્યો એટલી જ જમીન આપવા કહયું, જેથી દરબારે ત્રાંબાના પત્રા ઉપર એટલી જમીનનો લેખ કરી આપ્યો.

આ જગ્યા નદીના ઊંડા કોતરોવાળી હતી. હઝરત મીયાં શેરમોહંમદ (રહેમતુલ્લાહ અલયહ)ના તાબે જીન્નાતો પણ હતાં. આપે આકોતરો બુરાવીને જમીન સમતલ બનાવીને ત્યાં બાગ બનાવેલો, જે મિયાં શૈર મોહંમદ ના બાગ તરીકે મશહુર હતો.

હઝરત ફઝલે હકક બાવા નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ)ના વાલીદ સાહેબ હઝરત ખ્વાજા ફરીદ (રહેમતુલ્લાહ અલયહ) ખુબ જ પરહેઝગાર અને દુર્વેશોના મિજાઝના હતાં. આપ હંમેશા ઈબાદતમાં મશગુલ રહેતાં હતાં અને એકાંતવાસ પસંદ ફરમાવતાં હતાં. આપ એક દિવસ આપના પીરોમુર્શીદ હઝરત ખ્વાજા સિદ્દીક (રહેમતુલ્લાહ અલયહ)ની બારગાહશરીફમાં હાજર થયાં. આપના પીરોમુર્શીદે ત્યારે જ આપને ખુશખબરી આપી કે, 'તમારી ઉપર બહુ જલ્દી અલ્લાહ ત્આલાનો ફઝલ થશે અને તમારે ત્યાં એક ફરઝંદ પૈદા થશે, જેનાદ્વારા અલ્લાહની મખ્લુક ખુબ જ ફૈઝ હાંસીલ કરશે.'

આપની પૈદાઈશની ચોકકસ તારીખ વિશે કોઇ આધારભુત પુરાવો





મળી શકતો નથી; પરંતુ એટલું ચોકકસકે આપની પૈદાઈશ હી.સ. ૧૨૪૬ મુતાબીક ઇ.સ. ૧૮૩૧માં થઇ હતી.

આપ બચપણથી જ ઈલ્મેદીન તરફ ખુબ જ રગબત ધરાવતાં હતાં. આપની ઈલ્મી તર્બિય્યત (ઉછેર) આપના વાલીદ તેમજ એ યુગના અન્ય નકશબંદી બુઝુર્ગોની દેખભાળ નીચે પુર્ણ થઇ. આપે એ યુગના કાબુલના ખ્યાતનામ બુઝુર્ગ હઝરત કૈય્યુમજાન સાહેબ નકશબંદી મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલયહ) ની અરાદત હાંસીલ કરી (મુરીદ બન્યા) અને સુલુકની મંઝીલો તય કરવા લાગ્યા. આપની નિપુણતા અને પરહેઝગારીને જોતાં આપના પીરોમુર્શીદ આપની ઉપર વિશેષ તવજ્જોહ્ ફરમાવી અને આ રીતે આપે સુલુકની મંઝીલો જલ્દી તય ફરમાવી અને ઈલ્મેબાતીનમાં પરિપુર્ણતા હાંસીલ કરી.

હઝરત ફઝલેહકક બાવા (રહેમતુલ્લાહ અલયહ) હંમેશા શરીઅતના ચુસ્ત પાલન તેમજ તકવો અને પરહેઝગારી અપનાવવાની નસીહતો લોકોને કરતાં હતાં. આપ ફરમાવતાં હતાં કે, 'અલ્લાહત્આલાનો કુર્બ હાંસીલ કરવા માટે તકવો અને પરહેઝગારી જ સૌથી મોટું માધ્યમ છે.'

આપની વાલીદા સાહેબા અહીં ધોરાજીમાં તેઓના ભત્રીજાઓ હઝરત શૈર મોહંમદબાવા તેમજ હઝરત ઈમામુદ્દીનબાવાની મુલાકાત માટે આવ્યાં હતાં. હઝરત ફઝલે હકકબાવા (રહેમતુલ્લાહ અલયહ) હઝરત શૈર મોહંમદ બાવાથી ઘણાં જ પ્રભાવીત થયા હતાં.

હઝરત શૈર મોહંમદ બાવા(રહેમતુલ્લાહ અલહય)એ વિસાલ ફરમાવ્યો તેની ખબર હઝરત ફઝલે હકકબાવા (રહેમતુલ્લાહ અલયહ)ને જ્યારે અફઘાનીસ્તાન પહોંચી ત્યારે ત્યાંની રાજકીય પરિસ્થિતી ઘણી અસ્થિર હોવાના કારણે આપ અહીં ધોરાજી આવી શકયાં નહીં; પરંતુ ત્યારબાદ પરિસ્થિતિ સુધરતાં જ આપ હી.સ. ૧૩૦૮ મુતાબીક ઇ.સ. ૧૮૮૯૦માં ધોરાજી તશરીફ લાવ્યાં, અને છેવટે ધોરાજીમાં જ આપે કાયમી વસવાટ કર્યો અને સિલસિલાની ઈશાઅત તેમજ પ્રચારમાં લાગી ગયા. આપ અહીં ધોરાજીમાં પોતાના મોટાભાગનો સમય કબ્રસ્તાનમાં તેમજ જામે મસ્જીદમાં ગાળતાં હતાં તેમજ ઝીક્ર-ફીક્રમાં મશ્ગુલ રહેતાં હતાં.

ધોરાજીમાં એ જ સમયગાળા દરમ્યાન પ્લેગ(મરકી)નો ભયંકર રોગ-ચાળો ફાટી નીકળ્યો. આ રોગચાળો એટલી હદે વિકરાળ હતો કે એક મંયતને દફનાવીને ઘેર આવતાં બીજા મૈયતની તૈયારી કરવી પડતી. એ સમયે આપના

અમુક આગેવાનો આપની ખ્યાતી સાંભળતાં ભેગા થઈને આપની બારગાહ શરીફમાં આવ્યા અને આ ભયંકર બિમારીથી ગામને નજાત મળે તેવી દુઆ કરવા માટે અર્ઝ કરી. આપે તેઓને કહયું કે,' અમે દુઆ કરીશું.' બીજા દિવસે ફરીવાર લોકો આપની ખિદમતમાં હાજર થયાં અને અર્ઝ કરી કે,'પ્લેગનો રોગ વધુ વેગ પકડી રહયો છે, અને લોકોની દુશ્વારી ખુબજ વધી ગઇ છે, ગામનો દરેક વ્યકિત ડરથી થરથર કાંપી રહયો છે. આપ દુઆ કરો કે જેથી ગામને આ વબામાંથી નજાત મળે.' આપે ફરી લોકોને ખાતરી આપી કે, 'અમે દુઆ કરીશું.' એ જ રાત્રે આપ મુરાકેબાહ્‌માં બેઠા હતાં, તો મુરાકેબા દરમિયાન જ આપને હઝરત ઈમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) તરફથી સંકેત મળ્યો કે,'આ ધોરાજી ગામ ઉપર આવેલી પ્લેગરૂપી ભયંકર આફતને ખાળવા અને અલ્લાહની મખ્લુકને બચાવવા માટે તમારે આ ફાની દુનિયાથી પડદો કરવો પડશે.'

બીજા દિવસે સવાર પડતાં જ ફરીવાર લોકો આપની બારગાહમાં હાજર થયાં, તો આપે તેઓને રાત્રે ઘેર આવવાનું કહયું. રાત પડતાં જ લોકો આપના ફરમાન મુજબ ઘેર પહોંચ્યાં. આપે લોકોને સબ્ર તેમજ નમાઝ વિશે તાકીદ ફરમાવી. અને ત્યારબાદ આપે કેટલાક તાવીઝો લખી આપ્યાં, જે ગામની ચારેય દિશાઓમાં દાટી દેવાનું કહયું અને ફરમાવ્યું કે,' અલ્લાહ ત્આલા ચાહશે તો આ બિમારી ફરીવાર અહીં આવશે નહીં.' લોકો ઘણાં જ ખુશ થયાં અને આપે આપેલાં તાવીઝોને આપના કહયા મુજબ ગઢનીરાંગમાં આવેલ નાના દરવાજાઓ (૧) હાલા દરવાઝો (૨)પોરબંદર દરવાઝો (૩)જુનાગઢ દરવાઝો અને(૪)કાઠિયાવાડ દરવાઝા પાસે દફન કરી દીધાં. ત્યારબાદ ધોરાજી શહેરમાંથી આ વબાએ વિદાય લીધી. જેણે આજ સુધી દેખા દીધી નથી.

ત્યારબાદ હઝરત ફઝલેહકક બાવા (રહેમતુલ્લાહ અલયહ)એ પોતાના કબીલાના લોકોને બોલાવીને તેમની પાસે બેસાડ્યા અને ફરમાવ્યું કે, 'કોઇને મારાથી જો કોઇ તકલીફ પહોંચી હોય તો મને માફ કરશો, દુનિયામાં મારા રૂખ્સત થયા બાદ મને કબ્રસ્તાનમાં આવેલ હઝરતમીયાં શૈર મોહંમદ બાવા (રહેમતુલ્લાહ અલયહ)ના મઝારની બાજુમાં દફન કરશો.' એવી આપે વસીય્યત ફરમાવી. આપની વસીય્યત સાંભળવામાં એ સમયે હઝરત મીયાં મીર મોહંમદ શૈર મોહંમદ અને હઝરત અહમદમીયાં ઈમામુદ્દીન પણ





હજર હતાં. આપની વસીય્યતથી તેઓ ઘણાં જ નવાઇ પામ્યાં; કારણકે હઝરતે આવી વાત ક્યારેય ફરમાવી ન હોતી. આપની આ વાતથી કશું અજુગતું બનશે તેવું તેઓને લાગ્યું. હઝરતની ઉપરોક્ત વસીય્યતથી પુરી મહેફીલમાં સન્નાટો છવાઇ ગયો.

ત્યારબાદ આપ આટલી વસીયત ફરમાવીને પોતાના હુજરામાં ચાલ્યા ગયાં અને હંમેશાના મામુલ મુજબ ઝીક્ર અને નમાઝમાં મશ્ગુલ થઇ ગયાં હતાં; આપ રાતભર ઈબાદત તેમજ ઝીક્ર-ફીક્ર અને મુરાકેબામાં મશ્ગુલ રહયાં. વહેલી સવારે આપે પોતાના એક ખાદીમને વઝુ માટે પાણી લઇ આવવા કહયું અને આપે ફઝરની નમાઝ અદા ફરમાવી. અને ત્યારબાદ આપની તબીયત વધુ ખરાબ થતાં આપે બિસ્તર પર આરામ ફરમાવ્યો; અને થોડી જ વારમાં આપે આ ફાની દુનિયાને અલવીદા ફરમાવી. **ઈન્નાલિલ્લાહે વ ઈન્ના અલયહે રાજેઉન.**

આપે જે કમરામાં વિસાલ ફરમાવ્યો ત્યાં જ આપને ગુસ્લ આપવામાં આવ્યું. આ જગ્યા આજે પણ બહારપુરામાં યતીમખાનાની બાજુમાં બ્લોચના ડેલા તરીકે જાણીતી છે. અહીંથી જ આપનો પવિત્ર જનાઝો કાઢવામાં આવ્યો.

આપના વિસાલની ખબર જોતજોતામાં પુરાં શહેરમાં વાયુવેગે પ્રસરી ગઇ, અને લોકોના ટોળેટોળા એકઠા થયાં. ખુબ વિશાળ જનમેદની આપના જનાઝા સાથે જોડાઇ. આપના જનાઝાની નમાઝ ખ્વાજા સાહેબના મૈદાનમાં હઝરત મીર મોહંમદ શૈર મોહંમદ (રહેમતુલ્લાહ અલયહ)એ પઢાવી; જે આપના ખલીફા હતાં. અને ત્યારબાદ આપને હઝરત ઈમામુદ્દીન બાવા (રહેમતુલ્લાહ અલયહ)ની હુજરામુબારકમાં દફન કરવામાં આવ્યાં.

હઝરત બાવા ફઝલે હકક નકશબંદી મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલયહ)નો ઉર્ષ મુબારક હઝરત ઈમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)ના ઉર્ષમુબારકની સાથે જ માહે સફરની ૨૫ થી ૨૮તારીખ સુધી ઘણી જ શાનૌ-શૌકત સાથે શરીઅતની પાબંદી સાથે મનાવવામાં આવે છે.

(હઝરત મીયાં મીર મોહંમદ શેરમોહંમદ
(રહેમતુલ્લાહઅલયહે) ની પ્રતમાંથી સંકલીત
તેમજ તા.૨૭-૯-૧૯૮૯ના
જયહિંદ અખબારના એક લેખ પરથી સાભાર.)

★ ★ ★ ૧૪ ★ ★ ★

## હઝરત શેર મોહંમદબાવા નકશબંદી

(રેહમતુલ્લાહે અલયહે)

હઝરત શેર મોહંમદ બાવા નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ) નો જન્મ ઇ.સ. ૧૮૦૬ હી.સ.૧૨૨૧માં અફઘાનીસ્તાનના કંહદાર શહેરમાં થયો હતો, આપના વાલીદ હઝરત ઝીયા મોહંમદ ખાન નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ) તેમના ઝમાનામાં મોટા આલીમ, ફાઝીલ, વલીએ કામીલ હતા. તેમના બન્ને સહબઝાદા શૈર મોહંમદ બાવા અને ઇમામુદ્દીનબાવાને તેમણે દીની તાલીમ અપાવી આલીમ ફાઝીલ બનાવ્યા. હઝરત ઝીયા મોહંમદ ખાન સિલસિલાએ નકશબંદીયાના મહાન બુઝુર્ગ હઝરત ખ્વાજા સિદ્દીક (રહેમતુલ્લાહ અલયહ)ના ખલીફા હતા હઝરત ઝીયા મોહંમદ ખાન કંદહાર શહેરના વતની હતા પણ દિને ઇસ્લામની તબ્લીગ ખાતર આપ કંદહારથી બલોચિસ્તાન ના કવોટા શહેરમાં તશરીફ લાવ્યા. હઝરત ઝીયામોહંમદ ખાનની ઔલાદ માં ત્રણ સહાબઝાદા હતા. (૧) હઝરત શૈરમોહંમદ બાવા (૨) હઝરત ઇમામુદ્દીનબાવા (૩) હઝરત પીર બખ્શબાવા. હઝરત ઝીયા મોહંમદ ખાનની શરીકે હયાત ઝૈનબમાં નું કવેટાખાતે વિસાલ થયું હતું ત્યારબાદ આપ ત્રણેય સાહબઝાદાઓને લઇને આપ હજ્જે બયતુલ્લાહ માટે રવાના થયા ત્યાં રસ્તામાં જ તેમનું અવસાન થયું. મુરીદો માટે અકીદ તમંદોએ ત્રણેય સાહબઝાદાઓને દિલાસો આપી ખુબજ કાળજી પુર્વક મક્કાશરીફ પહોંચાડી દીધા ત્યાં તેઓ હજ્જેબયતુલ્લાહથી ફારીગ થઇ બારગાહે રિસાલત મઆબ સરકારે મદીના (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ના રોઝાએ અકદસની ઝિયારતથી મુશર્રફ થયા તે સમયે સૌરાષ્ટ્ર કાઠીયાવાડના બાટવા કુતિયાણા અને ધોરાજીના મેમણ વેપારીઓ આપની પાસે મહેફીલમાં બેસવા આવતા તેઓ હઝરત શૈરમોહંમદ બાવાની શખ્સીયતથી ખુબજ પ્રભાવિત થયા હતા. બાટવા તથા કુતિયાણાના વેપારીઓએ હઝરતને પોતાના સાથે તેમના ગામમાં આવવા માટે આગ્રહ કર્યો તથા કુતિયાણાના વેપારીઓએ હઝરતને પોતાના ગામમાં આવવા માટે ખુબજ આગ્રહ કર્યું. અને ધોરાજીના મેમણ સદગૃહસ્થો એ ધોરાજી આવવા માટે ખુબજ આગ્રહ કર્યો પણ હઝરત શૈર મોહંમદ બાવાએ તેમને કહ્યું કે, 'આવતી કાલે જવાબ આપીશ.' બીજા દિવસે આપે ધોરાજી જવાનું જાહેર કર્યું તો ધોરાજીના મેમણ સદગૃહસ્થો





ખુશખુશાલ થઇ ગયા હતા સાથે રહેલા મુરીદો અને અકીદતમંદો આપથી આથી રંજીદા થયા હતા પણ આપે તેઓને દિલાસો આપતાં કહ્યું કે, 'અલ્લાહ ત્આલાની આ જ મરજી છે. અને તેની ઉપર અમલ કર્યા સિવાય છુટકો નથી.' ત્યારે બાદ તેમનાથી વિદાય લીધી તેઓ પોતાના બન્ને ભાઇઓ સાથે ધોરાજી તશરીફ લાવ્યા અને અહીં જ વસવાટ કર્યો થોડા જ સમયમાં આપને આસપાસના લોકોમાં ખુબ જ ખ્યાતી મળી લોકો તેમનાથી ફૈઝ લેવા અને મુરીદ થવા લાગ્યા સિલસિલાએ નકશબંદીયાના મહાન બુઝુર્ગ ઔલાદે ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની હઝરતે કય્યુમજાન સાહેબ (રહેમતુલ્લાહ અલયહ)ના ખલીફા હોવાથી આસપાસના વિસ્તારમાં ખલીફા સાહેબના નામથી મશહુર થયા.

આપના ધોરાજી આવવાના કારણસર અહીં સિલસિલાએ નકશબંદીયાના પીરો તેમજ મશાઇખોની મોટી સંખ્યામાં વખતો વખત તશરીફ આવરી રહી. અને આપના વિસાલ પછી પણ આપનો ખાનદાન અહીં વસવાટ કરતો હોવાથી નકશબંદી પીરોની આવક – જાવક ધોરાજીમાં છે.ઇ.સ. ૧૯૬૫ સુધી રહી તેમાં મુખ્ય હઝરત શમ્શુલ મશાઇખ પીરે તરીકત ખ્વાજા અબ્દુલ કય્યુમજાન સાહેબ અને તેમના ફરઝંદ શૈખુલ મશાઇખ હઝરત શૈરઆગા સાહેબ, હઝરત ગુલઆગા સાહેબ હઝરત ફઝલેમોહંમદ તેમજ હઝરત ઉસ્માનજાન, ઇબ્રાહીમજાન અને હઝરતે તસદ્દુક હુસેન જેવા મહાન બુઝુર્ગો જેમની ખાનદાની નિસ્બત હઝરતે મુજદ્દીદે અલ્ફેષાની ઇમામે રબ્બાની સાથે હતી તેઓ પણ ધોરાજી તશરીફ લાવ્યા.

આ ઉપરાંપ ધોરાજીના મહાન બુઝુર્ગ કુદવત્તુસ્સાલેકીન શમ્શુલ – આરેફીન હઝરત ફઝલે હક્કબાવા અને ફઝલે સમદ બાવા પણ તશરીફ લાવ્યા અને તેમના મઝારશરીફ શૈરમોહંમદ બાવાના હુજરા સાથે જ છે. હઝરત શૈરમોહંમદ બાવા વધારે સમય ધોરાજીમાં આવેલ પોતાના બાગમાં જ પસાર કરતા. તેઓ ત્યાં ઇબાદત અને રિયાઝતમાં મશ્ગુલ રહેતા મુરીદોને **ખત્મે ખ્વાજગાને નકશબંદીયાહ્** પઢવાની તાકીદ કરતા અને મહેફીલમાં આ ખત્મશરીફ આપ પોતે પઢાવતા.

આપ જે બાગમાં વધારે સમય રહેતા તે બાગ આપને તે સમયના ગોંડલ ઠાકોર તરફથી ભેટમાં મળેલ હતો. બન્યુ એવું કે ઠાકોર સાહેબની એક પુત્રીના પેટમાં ખુબ જ દુખાવો હતો, રાજ વૈધો હકીમો વગેરેના પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. છેવટે કોઇએ ઠાકોર સાહેબને હઝરત

શૈરમોહંમદ વિશે વાત કરી. તો તેમણે હઝરતની મુલાકાત લઇ પોતાની પુત્રીના દર્દની વાત કરી. આપે પાણી પઢી આપ્યું અને તેને પીવડાવવાનું કહયુ તેથી તેનું દર્દ મટી ગયું. ઠાકોરસાહેબે ખુશ થઇ આપને કંઇક દેવાનું આગ્રહ કર્યો આપે ઈન્કાર કર્યો પણ ખુબ જ આગ્રહ કર્યા પછી અમુક મુરીદો તથા અકીદતમંદોના આગ્રહથી થોડી જમીન પોતાના કયામ માટે રાખી જેને આજે પણ મીયાંનો બાગ કહેવાય છે.

ધોરાજીમાં એક વખતે દુષ્કાળ જેવી પરિસ્થિતી થઇ હતી. પાણીની ખુબજ અછત હતી. લોકો ખુબજ મુશ્કેલીમાં મુકાયેલાં હતા. ત્યારે હિન્દુ-મુસ્લીમ આગેવાનોએ આપને દુઆ કરવાનું કહયુ. તો કેટલાક અકીદતમંદોએ વઝુ માટે પણ પાણી ન હોવાનું કહયું. આપ ઊભા થયા અને પોતાની લાકડીથી જમીનના અમુક ભાગ ઉપર નિશાની કરી તો ત્યાં પાણીનો ચશ્મો (ઝરણું) જારી થયુ. આપની આ કરામત જોઇ મુરીદો તથા અકીદતમંદો પણ આશ્ચર્યમાં પડી ગયા આ ચશ્માને 'બાપુ શેરમોહંમદનો ચશ્મો' કહેવામાં આવતો પાછળથી આ જગ્યા ગૈર મઝહબના હાથમાં આવતાં ચશ્માની સરવાણી બંધ થઇ ગઇ હતી. (ધોરાજીમાં ૫૦ વર્ષથી ઉપરના લોકોએ આ ચશ્મો જોયો હશે) આપની દુઆથી તે સમયે વરસાદ પણ થયો હતો.

આપ હંમેશા ફરમાવતા રિયાકાર અને ચુગલખોર વ્યક્તિ અલ્લાહ ત્આલાની નઝદીક સૌથી વધુ નાપસંદ છે. અને તે ઈમાનને એવી રીતે કમજોર કરી નાખે છે. જેમ લાકડાને દીમક કોરી ખાય છે. આપ મુરીદો અને અકીદતમંદોને નમાઝ પાબંદી સાથે અદા કરવાનું કહેતા અને સાહેબે માલને પુરેપુરી ઝકાત અદા કરવાનું સુચન ખાસ ભાર દઇને કરતા કારણકે તેનું તાઅલ્લુક બંદાઓના હક્ક સાથે પણ છે. અને અલ્લાહત્આલાના હુકમના ઉલંઘન સાથે પણ છે.

આપનું વિસાલ ધોરાજીમાં હી.સ. ૧૨૯૭ ઇ.સ. ૧૮૮૦માં ૭૬ વર્ષની ઉમર ૭ ઝિલહજજના રોજ થયું આપને ધોરાજીના પ્રખ્યાત કબ્રસ્તાનમાં હઝરાતોના મકાન નામે ઓળખાતા હુજરામાં દફન કરવામાં આવ્યા. હાલ હઝરત ફઝલે હક્કબાવાનું મઝાર તેમની બાજુમાં છે.





★★★ ૧૫ ★★★

## હઝરત ઈમામુદ્દીન બાવા નકશબંદી

(રેહમતુલ્લાહે અલયહે)

હઝરત ઈમામુદ્દીન બાવા હઝરત ઝિયા મોહંમદ ખાન (રહેમતુલ્લાહ અલયહ)ના ત્રણ પુત્રોમાંના બીજા નંબરના પુત્ર હતા, તેમનો જન્મ કંદહારમાં હી.સ. ૧૨૨૬ ઇ.સ. ૧૮૧૧માં થયો હતો, આપને બચપનથી જ ઇલ્મેદીન તરફ ખુબ જ દીલચસપી હતી. આપના વાલીદે તેમને દીની તાલીમ અપાવી તેમને આલીમ અને ફાઝીલ બનાવ્યા આપ હાફીઝે કુર્આન પણ હતા, આપ (રહેમતુલ્લાહ અલયહ)પણ હઝરત કય્યુમજાન સાહેબના હાથ ઉપર બયઅત થયા હઝરત અબ્દુલ કય્યુમજાન સાહેબ આપની ઇલ્મી કાબેલીયત જોઇને આપને ખિલાફતથી પણ નવાઝયા હતા, આપ શરીઅતના ખુબજ પાબંદ હતાં. શંકાસ્પદ વસ્તુઓથી પણ આપ પોતાને બચાવતા અને મુરીદોને પણ તેનાથી બચવાની તાકીદ કરતાં હતાં.

આપ (રહેમતુલ્લાહ અલયહ) પોતાના મોટા ભાઇ હઝરત શૈરમોહંમદ બાવાની સાથે સૌરષ્ટ્ર-કાઠીયાવાડના ધોરાજી ખાતે તશરીફ લાવ્યા હતા આજુબાજુના વિસ્તારમાં આપના મુરીદોની સંખ્યા પણ ઘણી હતી.

એક વખત જુનાગઢના પ્રવાસ દરમ્યાન એવું બન્યું કે હઝરત એક ખાસ અકીદતમંદ કાસમ બેગ મિર્ઝા(સાઢાં દરબાર)ને ત્યા આપનો કયામ હતો, દરબાર સાહેબે આપને કોઇ કારણસર પોતાની ખેતરોની ફસલ વારંવાર બરબાદ થઇ જવાનું અને તેના નુકશાનની રજુઆત કરી આપે ખેતરોનો દોરો કરી ત્યાં જ દુઆ કરી અમુક તાવીઝાત આપ્યા, આવનારી ફસલમાં આપની દુઆ અને તાવીઝાતની અસરથી સમસ્યાનો હલ થઇ ગયો તો મિર્ઝા સાહેબે આપને ઘણાં કિંમતી તોહફા પેશ કર્યો તો આપે તેનો અસ્વીકાર કરતા કહયું, 'ફકીર તોહફાઓને શું કરશે તેને ગરીબોમાં તકસીમ કરી દો.'

વંથલીમાં એક મુરીદ હાજી સુલેમાનભાઇ આપને આપની સાથે ૧૦ મુરીદોને જમવાની દાવત આપી. બપોરનો સમય થયો ત્યાં આપને કેટલાક માણસો મળવા આવ્યા તેમની સંખ્યા ૧૨ થી ૧૫ જેટલી હતી. આપ સર્વેને હાજી સુલેમાનભાઇને ત્યાં સાથે જમવા માટે દાવતમાં લઇ ગયા હાજી સાહેબ તો આ જોઇ ગભરાઇ ગયા તેમના પર ચિંતા જોઇ હઝરત કહયું કે, 'હું જાણું છું તમને શેની ફીકર છે, પણ ચિંતા કરશો નહીં લ્યો આ અમારો ફાળીયા(મોટો રૂમાલ) પકાવેલા વાસણ પર મુકી દો અને તેને ખોલીને

જોતા નહીં ત્યાર બાદ આપના મુરીદો અને મહેમાનો સહીત હાજી સુલેમાનભાઇના ઘરના સર્વે લોકોએ પણ ખાધુ પણ ખાણું ખુટ્યું નહીં. જેથી હાજી-સાહેબ અને ઘરના લોકો દંગ રહી ગયા અને તેમના ખુબજ અકીદતમંદ થઇ ગયા.

આ ફરમાવતાં કે દુનિયાની લાલચ તમામ ગુનાહોનું મુળ છે. અડધી રાત્રે ઊઠી અને રબ્બત્આલાની બારગાહમાં હાજર થા કે તેની ખુબ ફઝીલત છે. કોઇપણ અમલ ભલે થોડું કર પરંતુ હમેશાનો મામુલ બનાવ તે વધારે સારૂ છે.

આપનું વિસાલ હી.સ. ૧૩૦૧ ઇ.સ. ૧૮૮૪માં રમઝાનશરીફની ૧૭મી તારીખે થયો. આપના જનાઝાની નમાઝ હઝરતના ભત્રીજા અને પીરે તરીકત હઝરત મીરમોહંમદ બાપુએ પઢાવી આપને આપના મોટાભાઇ હઝરત શૈરમોહંમદ બાવાની બાજુમાં દફન કરવામાં આવ્યા.

★ ★ ★ ૧૬ ★ ★ ★

## હઝરત અહમદમીયા ઈમામુદ્દીનબાવા

(રેહમતુલ્લાહે અલયહે)

હઝરત અહમદ મીયા ઈમામુદ્દીનબાવા (રહેમતુલ્લાહ અલયહ)નો જન્મ ધોરાજીમાં ઇ.સ. ૧૮૫૪ હી.સ. ૧૨૬૮માં થયો હતો, આપ હઝરત ઈમામુદ્દીન-બાવા નકશબંદીના ફરઝંદ હતા. આપની ઇલ્મી તર્બિય્યત તેમના વાલીદે ગીરામીના માર્ગદર્શન હેઠળ થઇ. આપ હઝરત શૈખુલ્મશાઇખ શૈર આગા સાહેબ (ફઝલે ઉમર) (કાબુલ)ના ખલીફા હતા તેથી તેઓ ખલીફા અહમદ મીંયાના નામે પ્રખ્યાત હતા. આપે હઝરત શૈરઆગાસાહેબ (રહેમતુલ્લાહ અલયહ) સાથે ઘણાં વિદેશ પ્રવાસ કર્યાં હતા આજુ બાજુના વિસ્તારના ઘણાં લોકો આપના અકીદતમંદ અને મુરીદ હતા, આપ હઝરત ઈમામુદ્દીનબાવાના એક માત્ર ફરઝંદ હોવાથી તેમના સજ્જાદાનશીન પણ હતા.

આપ સાહેબ મુરીદો અને અકીદતમંદોને નમાઝની પાબંદી કરવાનું ખુબજ સુચન કરતા, આપ પોતે પણ પાબંદી સાથે નમાઝમાં તકબીરે ઉલા પણ ન છુટે તેનો ખ્યાલ રાખતા. સિલસિલાએ આલીયા નકશબંદીયાના અમલ અમલીયાત આપ નમાઝ બાદ ખુબ પાબંદી સાથે પઢતા ખત્મે ખ્વાજગાને નકશબંદીય્યાના આપ ખુબજ પાબંદ હતા.





જુનાગઢ નવાબ મહાબ્બતખાનજી આપના ખુબજ અકીદતમંદ હતા, ઇસ્લામીક બાબતોમાં આપનું માર્ગદર્શન લેવામાં આવતુ હતું.

હઝરત મીરમોહંમદબાવા તેમજ અહમદમીયાબાવા સિવાય સૌરાષ્ટ્ર ગુજરાતમાં ખાનદાને હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાનીના ચશ્મો ચિરાગ હઝરતે શૈર આગાસાહેબથી કોઇ શખ્શીયતને ખિલાફત પ્રાપ્ત થઇ હોય. તેવું અમારી જાણમાં નથી (વલ્લાહો આલમ)

આપનું વિસાલ ઇ.સ. ૧૯૪૭, હી.સ. ૧૩૬૬, ૨૧ રજજબ સોમવારના રોજ થયું હઝરત ફઝલે હક્કબાવાની દરગાહની સામેના ભાગમાં આપનું મઝાર આવેલ છે.

★ ★ ★ ૧૭ ★ ★ ★

## હઝરત મીરમોહંમદબાવા નકશબંદી

(રેહમતુલ્લાહે અલયહે)

આપનું જન્મ ધોરાજીમાં ઇ.સ. ૧૮૩૪ હી.સ. ૧૨૪૯માં થયો હતો આપ હઝરત શૈરમોહંમદબાવાના પાંચ પુત્રોમાંના સૌથી મોટા પુત્ર હતાં. હઝરત શૈરમોહંમદ બાવાની સીધી દેખરેખમાં રહી આપ ઇલ્મેદિનમાં નિપુણ થયા.

આપ શૈખુલ મશાઇખ, હઝરત શૈરઆગા (ફઝલે ઉમર) સાહેબથી બયઅત થયા, આપ પોતાની પીરસાહેબ સાથે દિનની તબ્લીગ અર્થે ૨૦ વર્ષ સુધી સાથે રહયા. આપ પીરસાહેબ સાથે કાબુલથી બુખારા, સમરકંદ, તાશકંદ, અને દેશ વિદેશના અનેક દોરામાં સાથે રહેતા આપની સૌરાષ્ટ્રભરમાં સારી ખ્યાતી મળી હતી, આપ હઝરત શૈરઆગા સાહેબના ખલીફા હોવાથી ખલીફા મીરમોહંમદ તરીકે પ્રખ્યાત થયા.

આપ એક ખુબજ સારા આમીલ હતા આથી લોકોને ખુબજ ફાયદો થતો હતો બુખાર, ખેંચ અને અન્ય બિમારીઓ ઉપર આપના તાવીઝાત ખુબજ અસરકારક હતા. આપ હિકમત પણ ખુબજ સારી રીતે જાણતા હોવાથી એક સારા હકીમ પણ હતા, ઉપરોક્ત ખુબીઓ આપને એમના વાલીદે ગીરામી શૈરમોહંમદબાવા તરફથી વારસામાં મળી હતી.

ઉપલેટામાં આપના એક મુરીદ દાઉદભાઇએ આપની દાવત કરી, ત્યારબાદ આપ પોતાની છોકરી અંગે રજુઆત કરી કે તેણીની ઉમર ૭, ૮ વર્ષની હોવા છતાં બોલતી નથી, હઝરત આપ દુઆ કરો તો તે બોલતી થાય

આપે દાઉદભાઈને મધ લાવવાનું કહયું. મધ આવતાં જ આપે તેની ઉપર કોઇ અમલ પઢી છોકરીને મધ પોતાના હાથે ચટાવ્યો અને ઘરના વ્યક્તિઓને કોઇ અમલ બતાવ્યો કે આ અમલ પઢી સાત દિવસ સુધી આ મધ છોકરીને ચટાવશો તો ઈન્શાઅલ્લાહ છોકરી બોલતી થઇ જશે. આપના આ નુસ્ખાથી છોકરી ખરેખર બોલતી થઇ ગઇ.

આપ ઉલ્માઓ સાથે ખુબજ મોહબ્બત રાખતા સદરૂલ અફાઝીલ મૌલાના નઈમુદ્દીન મુરાદાબાદી (રહેમતુલ્લાહ અલયહ)થી આપના ઘણાં જ નજીકના સંબંધો હતા. અને આ જ કારણસર **હકીમુલ ઉમ્મત મૌલાના મુફતી અહમદયારખાં સાહેબનું ધોરાજીમાં આગમન થયું.** આપે તે સમયે ધોરાજી માટે સારા આલીમ મેળવવા મૌલાના સદરૂલ અફાઝીલને વાત કરી તો તેમણે મુફતી અહમદયારખાં સાહેબને હઝરતની સાથે જ ધોરાજી મોકલ્યા. **આ રીતે હઝરત મુફતી અહમદયારખાં સાહેબ નઈમીને આમંત્રણ આપીને આપ જ ધોરાજી લાવ્યા.** આપનો વિસાલ ઇ.સ. ૧૯૩૭ હી.સ. ૧૩૫૮માં ધોરાજીમાં થયો. આપને હઝરત ફઝલે હક્કબાવાનો હુજરાની આગળના ભાગમાં દફન કરવામાં આવ્યા.

★ ★ ★ ૧૮ ★ ★ ★

## હઝરત સાંઇ મેવાશા નકશબંદી-મુજદ્દેદી

(રેહમતુલ્લાહે અલયહે)

હઝરત સાંઇ મેવાશા નકશબંદી-મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલયહ) હઝરત સૈયદ હાજી મોહંમદશાહ (રહેમતુલ્લાહ અલયહ)ની સાથે કચ્છમાં તશરીફ લાવ્યાં હતાં. આપ હઝરત સૈયદ પીર હાજી મોહંમદ શાહ (રહેમતુલ્લાહ અલયહ)ના પીર ભાઇ હતાં આપનો રૂહાની તાઅલ્લુક પણ સિલસિલાએ નકશબંદીય્યાહ-મુજદ્દેદીય્યાહમાં લુંવારીશરીફ (સિંધ) ની એ મહાન નકશબંદી ખાનકાહ શરીફ સાથે હતો એટલે કે આપ પણ હઝરત ખ્વાજા મોહંમદ ઝમાં સાની (રહેમતુલ્લાહ અલયહ)ના મુરીદ તેમજ ખલીફા હતાં.

આપ ઘણાં ઉચ્ચકક્ષાના આલીમ સાહેબે નિસ્બત અને વલીએ કામીલ બુઝુર્ગ હતાં. આપના વિશે અન્ય કોઇ માહિતી મળી શકી નથી. આપનો મઝારે પાક કચ્છમાં માંડવી તાલુકાના ગુંદીયાળી ગામમાં લોકો માટે ફૈઝના મરકઝ સમાન છે.





★ ★ ★ ૧૯ ★ ★ ★

## હઝરત સાંઇ શોએબ નકશબંદી-મુજદ્દેદી

(રેહમતુલ્લાહે અલયહે)

હઝરત મીયું સાઇ શોયેબ નકશબંદી મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલહય) સિંધના મશહુર વલીએ કામીલ સુલ્તનુલ્ઔલીયાએ સિંધ હજરત ખ્વાજા મોહંમદ ઝમાં નકશબંદી-મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલયહ) લુહારી શરીફ (સિંધ)વાળાના ખલીફાઓ પૈકી હતાં. આપ પોતાના પીરો-મુર્શીદના આદેશથી કચ્છમાં દીનની તાલીમનું કાર્ય કરવા માટે અને સિલસિલાએ આલીયા નકશબંદીય્યાહ-મુજદ્દેદીય્યાહના અન્વારો તેમજ ફૈઝાન વડે લોકોના દિલોને મુનવ્વર તેમજ ફૈઝયાબ કરવા માટે આજ લગભગ ૨૭૫ (બસો પંચોતેર) વર્ષ પહેલાં તશરીફ લાવ્યાં.

કચ્છમાં એ યુગમાં હઝરત ખ્વાજા મોહંમદ ઝમાં (રહેમતુલ્લાહ અલયહ) ના ઘણાં જ મુરીદોં હતાં; તેઓની તર્બિય્યત તેમજ ઇસ્લાહ માટે અહીં કચ્છમાં આપના એક ખલીફાની ખાસ જરૂરત હતી; તેમજ મુરીદોં પણ હઝરત પીરો મુર્શીદની બારગાહશરીફ આ માટે વારંવાર માંગણી કરતાં હતાં; આ કારણસર હઝરત ખ્વાજા મોહંમદ ઝમાં (રહેમતુલ્લાહ અલયહે) પોતાના એક ખાસ અને કામીલ મુરીદ હઝરત મીયું સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ)ને પોતાની ખિલાફતો-ઇજાઝત વડે નવાઝયાં અને તેઓને કચ્છ જવાનો આદેશ આપ્યો. આ રીતે આપ પોતાના પીરો મુર્શીદના હુકમ મુજબ અહીં તશરીફ લાવ્યાં અને લોકોની હિદાયતની પ્રેરણા તેમજ સિલસિલાના અન્વારો વડે નવાઝવા લાગ્યાં. આપ કચ્છી ઝબાનમાં અહીં મીયું સાંઇ શોયેબ તરીકે ઓળખાવા લાગ્યાં.

**આપની હઝરત પીર પખેરા તરીકે ખ્યાતિ :-**

હઝરત મીયું સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ) હઝરત પીરો મુર્શીદના આદેશથી લુવારીશરીફથી કચ્છમાં તશરીફ લાવ્યાં; અને કચ્છમાં ઘુમતાં-ઘુમતાં એક પહાડી પ્રદેશને આપે પોતાના વસવાટ માટે પસંદ ફરમાવ્યું. આ જગ્યા હાલમાં ભુજ-ગાંધીધામ અને અંજાર વચ્ચે રતનાલ કરીને એક સ્ટેશન આવે છે, ત્યાંથી ૩-૪ કિ.મી.ના અંતરે મિંયાણાઓની (કચ્છીની એક કૌમ) આબાદી ધરાવતું ચુભડક નામનું એક નાનકડું ગામ આવેલું છે અને ત્યાંથી આગળ લગભગ દોઢેક કિલોમીટર દુર એક પર્વતમાળા શરૂ થાય છે જેનાથી આછળ વધતાં ૩-૪ કિ.મી. દુર મિંયાણા કૌમની આબાદીવાળું

એકબીજું નાનકડું ગામ ગંઢેર નામે આવેલું છે આ બંને ગામડાંઓની વચ્ચે આવેલી પર્વતમાળા સાંગ નદીના કિનારે આવેલી છે. આપે અહીં જ આવીને કાયમી વસવાટ કર્યો અને આપનો મઝારેપાક પણ અહીંજ છે.

આ કચ્છ પ્રદેશમાં હઝરત પીર પખેરાં ના નામે ખ્યાતિ પામેલાં છે. આ લકબ વડે મશહુર થવાનું કારણ એ છેકે આ પર્વતમાળાની અંદર કોરી કાઢેલી એક ગુફામાં હઝરત મીયું સાંઇ શોયેબ(રહેમતુલ્લાહ અલયહ) એ પોતાનો વસવાટ કર્યો હતો. અને ગુફા માટે કચ્છી ભાષામાં એક શબ્દ 'પખેરો' વપરાતો હોવાથી લોકો આપને સાંઇ શોયેબ ને બદલે પીર પખેરા (ગુફાવાળા પીર) તરીકે જ સંબોધવા લાગ્યાં. આ રીતે આપ કચ્છમાં પીર પખેરા તરીકે ઓળખાયા.

હઝરત મીયું સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલહય) એ પહાડી પ્રદેશને પોતાનો ઇબાદતો-રિવાઝત તેમજ ઝીક્ર ફીક્ર માટે ખુબજ યોગ્ય સ્થળ માનીને અહીં જ દુર્વેશાના હાલમાં મસ્ત ફકીર બનીને રહેવા લાગ્યાં. અહીં આજુબાજુમાં મિયાંણા લોકોની આબાદી હતી, જે તદ્દન જાહીલ અને દીનથી બેખબર હતી, અને ચોરી તેમજ લુંટમાર કરીને જીવન ગુજારતી હતી. આપે આ લોકોની ઇસ્લાહ માટે અહીં જ મુકીમ થવાનું ઉચિત સમજ્યું. આપ અહીં રહીને તેઓની ઇસ્લાહ તેમજ હિદાયતની પ્રેરણામાં લાગી ગયાં. આપની અથાગ કોશીષોના પરિણામે હિદાયતની રોશની ફેલાઇ અને લોકોમાં દીની બેદારી આવી. તેઓ નમાઝ રોઝા તેમજ ઝીક્ર-ફીક્રના પાબંદ બન્યા અને પોતાના ગામોમાં તેઓએ મસ્જિદો તેમજ મદ્રેસાઓ ઊભાં કર્યો

આપની કેટલીક **કરામતોઃ-**

**(૧) ખુંખાર ચિત્તાનું આજ્ઞાંકિત બની જવું.**

હઝરત સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ) જ્યારે આ જાહીલ મુસ્લીમોમાં દીની તાલીમનો પ્રચાર કરી રહયાં હતા ત્યારે તેમણે એકવાર ત્યાંના મુસ્લીમોને પુછયું કે, 'અહીં હું એકાંતમાં રહીને ઇબાદત તેમજ ઝીક્ર-ફીક્ર કરી શકું એવું કોઇ સ્થળ દેખાડો.' તો તે લોકોએ આપને આ પર્વતમાળા દેખાડી. હઝરત મીયું સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ)ને પણ આ જગ્યા ઘણી જ પસંદ પડી અને આપે ત્યાં જઇને પોતાનો તકિયો જમાવ્યો.

આ પર્વતમાળામાં એક ખુંખાર ચિત્તો રહેતો હતો. જ્યારે રાતના સમયે કામ ધંધાથી ફારીગ થઇને દૈનીક ક્રમ મુજબ મુસલમાનો મસ્જિદના ચોગાનમાં એકઠા થયા ત્યારે તેમણે હઝરત દુર્વેશ સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ





અલયહ)ને હંમેશા મુજબ ત્યાં ન જોયાં; માટે તેઓએ પુછપરછ કરતાં ગામના છોકરાઓ જણાવ્યું કે, 'આગલી રાતે સાંઇએ ઇબાદત માટે એકાંત સ્થળની માંગણી કરી હતી; તો અમે તેઓને આ પર્વતમાળા બતાવી હતી; માટે તેઓ તો પોતાનો ઘેંટો લઇને તે પર્વતમાળા તરફ સવારથી જ ચાલયાં ગયાં છે.' આ સાંભળીને લોકોને પોતાની ભુલનો એહસાસ થયો. ઘણું જ બુરૂ થયું; ત્યાં તો જંગલી ચિત્તાનો વસવાટ છે; માટે તે ખુંખાર ચિત્તાએ ચોકકસ બંનેને ફાડી ખાધા હશે. આવું સમજીને બીજા દિવસે આપની તલાશ માટે જવાનું અમુક માણસોએ નકકી કર્યું.

આ તરફ હઝરત સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ) લોકોને બતાવેલી પર્વતમાળામાં આવી પહોંચ્યા અને પોતાની ઇબાદત માટે તેમાં રહેલી એક ગુફા આપે પસંદ ફરમાવીને સાંજના સમયે તે સાફ કરવા લાગ્યા અને આ જ ગુફા પેલા ખુંખાર ચિત્તાની હતી. સાંજ પડતાં ચિત્તો પણ પોતાની ગુફા તરફ પાછો ફર્યો અને તેણે જ્યારે પોતાની જગ્યા પર કોઇ મનુષ્ય પ્રાણીને જોયું તો તે ઘુરકાટ કરીને ગર્જ્યો. હઝરત સાંઇ શોયેબ તેનો ઘુરકાટ સાંભળીને ઊઠયાં અને તેની સામે જોઇને કહ્યું, 'બાબા , શા માટે ઘુરકે છે? આ જગ્યા અમને ઇબાદત માટે પસંદ છે, માટે હવે તું સામેની ટેકરી પર ચાલયો જા.' ચિત્તો જાણે આપની વાત સમજી ગયો હોય તેમ નરમ પડી નીચી દૃષ્ટિ રાખીને સાધારણ ઘુરકાટ કરતો શાંત ઊભો રહયો. જાણે એવું કહી રહયો હોયને કે, 'ભલે બાબા, આપ કહો છો એમજ કરીશ.'

હવે ચુભડક-ગંઢેરના લોકો નકકી કર્યા મુજબ બીજા દિવસે આપની તલાશમાં માટે ગયા. શોધતાં-શોધતાં સાંઇએ જે ગુફા પોતાની ઇબાદતો રિયાઝત માટે તકિયા તરીકે પસંદ કરી હતી ત્યાં આવી પહોંચ્યાં. સાંજ પડી ચુકી હતી. મગરીબની નમાઝ પછીનો સમય હતો. ચિત્તો ગુફાની બહાર બેઠો હતો. જેવા તેણે માણસોને જોયાં તો તે ગર્જી ઊઠયો. લોકો જરા પાછા હઠયાં, પરંતુ સાંઇએ ચિત્તાની ગર્જના સાંભળી લીધી એટલે આપે તેને હુકમ કર્યો કે, ''તેઓને અહીં આવવા દે, અને તું સામેની ટેકરીવાળા તારા નિવાસસ્થાને ચાલ્યો જા.' ચિત્તો આપનો આદેશ સાંભળતા શાંત પડી ગયો અને બીજી તરફથી રવાના થઇ ગયો. હઝરત સાંઇનો અવાઝ લોકોએ પારખી લીધો અને તેઓ આગળ વધીને ગુફામાં પ્રવેશ્યા તો સાંઇ પોતાના મુસલ્લા પર બેસીને ઝીક્ર-ફીક્રમાં મશ્ગુલ હતાં. આપની આ કરામત જોઇને આવેલાં બધાં જ લોકોએ હઝરત સાંઇનો હાથ ચુમી બયઅત કરી અને મુરીદ બન્યાં.

**(૨) હઝરત સાંઇના ઘેંટાની ચોરીઃ-**

હઝરત મીયાં સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ)પોતાની પાસે એક દુમ્બો(ઘેંટો) રાખતાં હતાં. અને આપે તેનું નામ મકનો રાખ્યું હતું. આપ તેને પર્વતમાળામાં ચરવા માટે છુટ્ટો મુકી દેતાં હતાં. કોઇપણ હિંસક પ્રાણી તેનું નામ લેતું ન હતુ. આ પહાડી પ્રદેશમાં ચોર લોકોની વસ્તી મોટા પ્રમાણમાં હતી. એક દિવસ આ ચોરોએ હઝરત સાંઇના મકના ઘેંટાને જોયો અને તેઓની દાઢ ડળકી,આવો રૂષ્ટપુષ્ટ માંસથી ભરપુર ઘેંટો ક્યાંથી મળે ? તેઓને એ વાતની ખબર પણ હતી કે આ ઘેંટો હઝરત સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ)નો છે, છતાંપણ તેઓએ આપસમાં ચર્ચા કરીકે, 'સાંઇ તો ફકીર માણસ કહેવાય, તેઓ આ દુમ્બાને શું કરશે? ચાલો આપણે તેને હજમ કરી જઇએ.' અને આ રીતે આપસમાં મસલત કરીને હઝરત સાંઇનો ઘેંટો ઝુબ્હ કરીને તેઓ ખાઇ ગયાં. આ બાજુ સાંજ પડવા છતાં દુમ્બો પાછો આવ્યો નહીં, હઝરત સાંઇએ મકના કરીને સાદ પાડ્યો; પરંતુ કશો જવાબ ન મળ્યો. આપ થોડીવાર મુરાકીબ થયા તો જણાયું કે, ચાર લોકો મકનાને ઝુબ્હ કરીને ખાઇ ગયાં છે.

બીજા દિવસે આપની મુલાકાત માટે આવનાર લોકો પાસે આપે માંગણી કરી કે, મારો ઘેંટો લાવી આપો આ વાત પરથી સાંજે ઘણાં જ લોકો આપની પાસે હાજર થયાં તેઓમાંથી જે ચોરી કરતાં હતાં તેમને અલગ તારીને ઊભાં રાખવામાં આવ્યાં. પછી લોકોએ તેમને કહ્યું કે, 'જેમણે પણ હઝરત સાંઇનો ઘેંટો ચોર્યો હોય તેઓ કબુલ કરી લે અને સાંઇની માફી માંગે.' પરંતુ તેમાંથી કોઇ કશું બોલ્યું નહીં. એટલે સાંઇએ કહ્યું કે, 'જો જો હવે હું મારા ચોરને શોધી કાઢું છું.' આપે આટલું જ ફરમાવ્યું હતું કે,જેમણે પણ ઘેંટો ખાધો હતો, તેમના પેટમાં વમળ આવ્યાં પેટમાં વાયુના ગોળાથી ભેં...ભેં...ભેં... જેવો અવાજ થતો હોય એવું ચોરોને લાગ્યું. અને તેઓના પેટમાં આંટી આવવા લાગી તેઓ પેટ પકડીને વોય...વોય... કરવા લાગ્યા. પછી અન્ય લોકોને તેઓને અલગ પાડી સાંઇએ કહ્યું, આ જેમના પેટમાં દર્દ થઇ રહયું છે, તેઓ મારા ચોર છે. આ લોકો ઉપર ત્યાં હાજર રહેલાં અન્ય લોકોએ ખુબ જ ફીટકાર વરસાવ્યો. તેઓ હઝરત સાંઇના કદમોમાં પડી ગયાં અને માફી માંગી. તેમજ ગુનાહની કબુલાત પણ કરી. હઝરત સાંઇએ તેઓને કહયું કે, 'તમે મારી હદમાં ચોરી નહીં કરો એવું વચન આપો.' તેઓએ આ વાત કબુલી લીધી. પછી હઝરત સાંઇએ પોતાની ધુણીમાંથી ચપટી ખાક લઇને તેઓના





પેટ પર ચોળી તેમજ ખાકવાળું પાણી પીવડાવ્યું, જેથી તેઓનું પેટનું દર્દ ગાયબ થઇ ગયું.

**(૩) આપની દુઆથી પથરાળી જમીનનાં કુવામાંથી પાણી આવ્યુંઃ-**

હઝરત મીયાં સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ)ની ખ્યાતિ ધીમે-ધીમે વધવાં લાગી. આપના પીરો મુર્શીદ હઝરત ખ્વાજા મોહંમદ ઝમાં લુહારી વાળા (રહેમતુલ્લાહ અલયહ)ના કચ્છમાં વસેલા કેટલાંક મુરીદો પૈકી અમુક કચ્છી-ખત્રી પણ હતાં હઝરત સાંઇ શોયેબના આસ્તાનાથી આઠ માઇલ દુર આવેલા અંજાર શહેરમાં આ ખત્રીઓ રહેતાં હતાં. તેઓએ જ્યારે સાંભળ્યું કે, તેમના પીરો મુર્શીદના ખલીફા સાહેબ અહીં તશરીફ લાવ્યાં છે, તો તેઓ ઘણાં જ ખુશ થયાં અને અવાર-નવાર તેઓ હઝરત સાંઇની ઝિયારત તેમજ મુલાકાત માટે આવવા લાગ્યાં, પછી તેઓને (ખત્રીઓને) એવું મહેસુસ થયું કે,'અહીં આગળ હઝરત સાંઇની મુલાકાતે આવનાર ઝાઇરીનો માટે મુસાફરખાનાનો ઈતઝામ હોવો જરૂરી છે.' એટલે તેઓએ આ અનુસંધાને ઝાઇરીનોને રહેવા માટે કેટલાંક ઓરડાઓ બંધાવ્યાં. અને આવી ડુંગરાળ જમીનમાં પાણી તો ક્યાંથી હોય જ ? જ્યારે કે ઝાઇરીનો માટે તો પાણીની જરૂરત તો રહેવાની જ. આ માટે તેઓએ હઝરત સાંઇની બારગાહશરીફમાં અર્ઝ કરી કે, 'હઝરત, પાણી માટે અમારે શું કરવું ?' આપે ફરમાવ્યું, 'મહેનત કરો, ખોદી તો જુઓ; અલ્લાહ ત્આલા બહુ જ મોટો કારસાઝ છે, તે જરૂર પોતાની રહેમત ઉતારશે.' આપની આટલી હૈયાધારણાથી તેઓ પૈકી સાત ખત્રી ભાઇઓએ એક સ્થળે ખુબજ ઊંડાણથી ખોદી નાંખ્યું, પરંતુ તમામ મહેનત નકામી ગઇ, ત્યાંથી પાણી નીકળ્યું નહીં. તેઓ ફરીવાર હઝરતની બારગાહમાં આવ્યા અને અર્ઝ કરી, 'હઝરત, આતો નરી પથરાળી જમીન છે. અમારી બધી જ મહેનત માથે પડી.' તો આપે ફરમાવ્યું, 'બાબા, તમે નાઉમ્મીદ ન બનો, હજુ એકવાર કોશીષ કરો, ઘણું કરીને આ જ સ્થળે મીઠા મેહરામણ(સિંધુ નદી)નું પાણી આવી જશે.'

હઝરતની આ વાત સાંભળીને ખત્રીભાઇઓ હસ્યાં. તેઓએ કહ્યું, 'ક્યાં આ સિંધુ નદી અને ક્યાં આ કચ્છનો ડુંગરાળ પ્રદેશ.?'

ત્યાર બાદ આપે બે રકાત નમાઝ અદા ફરમાવી અને દુઆ માંગીને ફરમાવ્યું કે, 'તમે એ ખાડામાં થોડુંક ખોદીને તેના ઉપર પેલો મોટો સુંડલો ઢાંકી દ્યો, હમણાં જ તેમાં સિંધુ નદીની પલ્લા મચ્છી અને લાલ ચોખાની સાર આવશે.' તે લોકોએ આપના ફરમાન મુજબ થોડુંક ખોદીને તે ખાડા

ઉપર સુંડલો ઢાંકી દીધો. થોડીવાર પછી હઝરત સાંઇએ કહયું કે, 'હવે સુંડલો ઉપાડી જુઓ' લોકોએ મુજબ કર્યું તો શું જોયું કે સુંડલો ઉપડતાં જ જાણે પાણીનો ધોધ વછુટેલો જણાયો; અને પલ્લા મચ્છી તેમજ લાલ ચોખાની સાર ઢગલાંબંધ તરી આવેલી જણાય. તેઓએ આ મચ્છી તેમજ ચોખાની સારનો પુલાવ(ભાત-મચ્છી પુલાવ) રાંધીને બધાએ મળીને ખાધું. હઝરત સાંઇની આ કરામતથી લોકો તાજ્જુબ પામ્યાં. અને આ રીતે આપની કરામતથી આ પથરાળી જમીન પર મીઠા પાણીનો ચશ્મો (નહેર) જારી થયો જે આજ દીન સુધી ચાલુ છે. આ હઝરત સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ)ની જગજાહેર કરામત છે.

(૪)**આપની કુવાવાળી એક અન્ય કરામતઃ-**

હઝરત સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ)એ પોતાની ખાનકાહ-શરીફમાં પાણીની જરૂરત વધી જતાં એક કુવો ખોદવાનું નક્કી કર્યું. આ કામ માટે આપે એક માણસને રોકયો અને તેની સાથે નક્કી કર્યું કે,જ્યાં સુધી પાણીનું તળ ન આવે ત્યાં સુધી કુવો ખોદી આપો. તે વ્યકિત સહમત થયો અને ખોદકામ શરૂ કર્યું કેટલાય દિવસો સુધી ખોદકામ ચાલતું રહયું, અને તેણે ઘણીજ મહેનત કરી પરંતુ પાણીનું તળ દેખાયું નહીં. અંતે આ વ્યકિત થાકી-હારીને આ કામથી કોઇપણ રીતે જાન છોડાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો; અને તેના માટે કોઇને કોઇ બહાનું શોધવા લાગ્યો; પરંતુ હઝરત સાંઇ તેનું એક પણ બહાનું સ્વીકારતા ન હોતા અને તેને નક્કી કર્યા મુજબ કામ કરવા માટે કહેતા હતાં.

એક દિવસ અચાનક જ તે વ્યકિતના યુવાન પુત્રના મરણની ખબર તેના વતનમાંથી મળી; એટલે તે હઝરત સાંઇ શોયેબની પાસે પહોંચ્યો અને અર્ઝ કરી કે, 'હઝરત, મારા યુવાન પુત્રનું મરણ થયું છે, અને મારા માટે ત્યાં પહોંચવું અત્યંત જરૂરી છે; માટે આપ મને ઇજાઝત આપો.' તો આપે ફરમાવ્યું કે, 'તારા પુત્રને કશું જ થયું નથી, તારા માટે વાયદા મુજબ આ કાર્ય પુરૂં કરવું અત્યંત જરૂરી છે; તું આ કાર્ય પુર્ણ કર્યા વિના અહીંથી જઇ શકતો નથી.' પરંતુ તે વ્યક્તિએ જવા માટે ખુબ જ જિદ્દ કરી. અંતે આપે તેને એ શરતે જવાની ઇજાઝત આપી કે, 'તારો પુત્ર સારો થઇ જાય, એટલે તારે તરત જત્યાં પાછા ફરવું અને આ અધુરૂં કાર્ય પુરૂં કરવું.' અને સાથે આપે તેને એક પીલુના ઝાડની ડાળખી આપીને ફરમાવ્યું કે, 'તું ત્યાં પહોંચીને તારા પુત્રના સર(માથા) પાસે આ ડાળખી ત્રણવાર જોરથી પછાડજે.' ત્યારબાદ તે





વ્યક્તિ ત્યાંથી રવાના થયો અને પોતાના ઘેર પહોંચ્યો અને ત્યાં જઇને હઝરત સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ)આપેલી પીલુની ડાળખી આપના ફરમાન મુજબ પોતાના પુત્રના સર પાસે ત્રણવાર જોરથી પછાડી, તો તેણે શું જોયું કે તેનો પુત્ર અલ્લાહ ત્આલાની કુદરતથી ફરીવાર જીવંત થઇ ગયો. આપની આ કરામતથી તે શખ્સ ખુબ જ નવાઇ પામ્યો અને શરત મુજબ તરત જ ત્યાંથી રવાના થઇ ગયો અને હઝરતની ખાનકાહશરીફ ઉપર પાછો ફર્યો. તેમજ આપની બારગાહમાં આવીને પુરી ઘટના કહી સંભળાવી. ત્યારબાદ તેણે વાયદા મુજબ કુવો ખોદવાનું કાર્ય ફરીવાર શરૂ કરી દીધું; અને નક્કી કર્યા મુજબ પાણીનું તળ આવ્યું ત્યાં સુધી કુવો ખોદી આપ્યો.આમ, હઝરત સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ)ની આ ઘણી જ મહાન કરામત છે, કે જેમાં એક મુત્યૃ પામેલો જુવાન ફરીવાર નવજીવન પામે છે.

**-ઃ આપના વિસાલ પછીની કેટલીક કરામતો ઃ-**

**(૧) બાંધણીના ગિલાફવાળી કરામતઃ-**

કચ્છ પ્રદેશમાં મઝારાતે ઔલીયાએ કિરામની ઝિયારત કરતાં એક વાત જરૂર સ્પષ્ટ થાય છેકે, અમુક મઝારો પર બાંધણીનો ગિલાફ ચઢાવેલો હોય છે. આ વાતની તહકીક કરતાં માલુમ પડ્યુંકે દુલ્હનો તેમજ બાનુઓ આ પ્રદેશમાં બાંધણીનો ઉપયોગ કરે છે, અપવાદ સિવાય પુરૂષો તેઓ ઉપયોગ ક્યારેય કરતાં નથી. કચ્છમાં ઘણી મસ્તુરાતો(ઔરતો)ના મઝારો પર બાંધણીના ગિલાફો આજ કારણસર હોય છે.

એક વખત હઝરત સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ)ના મઝારે પાક પર આ વાતથી અજાણ એક શખ્સ બાંધણીનો ગિલાફ લઇને હાજર થયો. તેણે સલામી ફાતેહા વગેરેની વિધી અદા કર્યા પછી આપના પવિત્ર મઝાર પર આ બાંધણીનો ગિલાફ ઓઢાડ્યો; અને ગિલાફ ચઢાવતાંની સાથે જ તેણે શું જોયું કે, મઝારેપાકમાંથી ઉદ્ભવેલાં જલાલી અન્વારોએ કે પછી ઉપરથી નાઝીલ થતાં જલાલી અન્વારોએ આખા ગિલાફને સળગાવી નાંખ્યો; માત્ર લહદશરીફ નીચે લટકતી ગિલાફની બોર્ડર જ બાકી રહી ગઇ. જો કે આ ગિલાફ જોતા વેંત જ ત્યાં હાજર રહેલાં ખાદીમે ઉઠાવીને આપના મઝારેપાકથી થોડી દુર આવેલી આપની બહેનસાહેબાના મઝાર પર ચઢાવી દીધો; જે ગીલાફ ઘણાં સમય સુધી મઝારમાં તબર્રુક પેટે સાચવવામાં આવ્યો.

કચ્છમાં ઇ.સ.૨૦૦૧ની સાલમાં આવેલ સદીના ભયાનક ભુકંપ પહેલા અમારા પીરો મુર્શીદ હઝરત પીર સૈયદ વઝીર અલી શાહ કાદરી

નકશબંદી–મુજદ્દેદી (મદ્દઝીલ્લહુલ્આલી) એ આપના મઝારશરીફ પર હાજરી આપી હતી ત્યારે આ સળગી ઊઠેલો ગીલાફશરીફનો બચી ગયેલો નીચેનો કિનારીવાળો હીસ્સો નઝરે નિહાળ્યો હતો અને ત્યારબાદ આપે હઝરત સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ)ની આ કરામત બયાન ફરમાવી હતી.

**(૨) આપની તબ્બલ(કુહાડી)વાળી કરામતઃ–**

હઝરત સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ)ની વફાતશરીફ મુદ્રાં શહેરમાં થઇ. અને ત્યાંથી આપની મૈય્યત મુબારકને શણગારીને જનાઝો તૈયાર કરીને મુરીદોં જનાઝો લઇને ગંઢેર–ચુભડક ગામ વચ્ચે આવેલી આપની ખાનકાહ શરીફમાં દફનવિધીમાં માટે લઇ ચાલ્યા. મુરીદો રસ્તામાં એક સ્થળે જનાઝોં જમીન પર રાખીને ત્યાં નઝદીક આવેલો એક તળાવ પર પાણી પીવા માટે તેમજ વઝુ કરવા માટે અને જરૂરી હાજતો પુરી કરવા માટે જઇ પહોંચ્યાં; અને ત્યાર બાદ હાજતોથી ફારીગ થઇને ફરી આપનો પવિત્ર જનાઝો ઊંચકીને આગળ ચાલ્યાં.

આગળ જતાં રસ્તામાં એક મુરીદને ખ્યાલ આવ્યો કે તેની તબ્બલ (એક પ્રકારની કુહાડી) તે તળાવના કિનારે ભુલાઇ ગઇ છે, માટે તે પોતાની તબ્બલ લેવા માટે પાછો જવા ઇચ્છતો હતો, પરંતુ અન્ય મુરીદોએ તેને રોકયો અને કહયું કે, 'હવે પાછું ફરવું મુનાસીબ નથી.' તેણે આ વાત માની લીધી અને પાછા ફરવાનું મૌકુફ રાખ્યું; અને તેઓ ત્યાંથી આગળ વધ્યા ત્યાં સુધી કે આપની ખાનકાહશરીફના ચોગાનામાં પવિત્ર જનાઝો આવી પહોંચ્યો; અને ત્યાં જનાઝાની નમાઝ અદા કરવામાં આવી અને જનાઝાની નમાઝ અદા કર્યા પછી અહીં જ તૈયાર કરવામાં આવેલી કબ્રશરીફમાં આપને સુપર્દે ખાક કરવામાં માટે એ જ મુરીદ કબ્રશરીફમાં ઉતર્યો જેની તબ્બલ રસ્તામાં તળાવના કિનારે ભુલાઇ ગઇ હતી. અને જ્યારે આ મુરીદ કબ્રશરીફમાં ઉતર્યો તો તેના આશ્ચર્યની કોઇ સીમા ન રહી કારણકે પોતાની તળાવના કિનારે ભુલાઇ ગયેલી તબ્બલ અહીં આપની કબ્રશરીફમાં મૌજુદ હતી.

હઝરત સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ)ની વફાત પછીની આ ઘણી જ મશહુર કરામત છે.

**આપનો રોઝાશરીફ, ઉર્ષમુબારક અને તબર્રુકાતોઃ–**

હઝરત સાંઇ શોયેબ (રહેમતુલ્લાહ અલયહ) આજથી બરાબર અઢીસો (૨૫૦) વરસ પહેલાં રહેલત ફરમાવી ગયેલા હોય તેવું આપની જુની તુરબ્બતશરીફ પર લખેલી સન પરથી માલુમ પડે છે, તેની .પર વિક્રમ





સંવત ૧૮૨૩ (હી.સ. ૧૧૮૪) લખેલું છે. **(નોંધ**ઃ– આ નોંધ આપના જુના મઝાર શરીફ પર હતી. હવે ઇ.સ. ૨૦૦૧માં કચ્છમાં આવેલ ભયાનક ધરતીકંપમાં આપનો મઝાર શરીફપણ શહીદ થઇ ગયો, હાલમાં મઝારપાકના સંકુલનું નવું બાંધકામ કરવામાં આવેલું છે, જેમાં જુના બાંધકામ જેવી કશીષ (આકર્ષણ) હવે જોવા મળતું નથી.)

આપની વફાતશરીફ પછી અંજારના ખત્રીઓએ એ યુગમાં આપની તુરબ્બત પર શહીદ થઇ ગયેલાં રોઝાશરીફનું ખુબ જ સુંદર નકશીદાર બાંધકામ કરાવેલું હતું. દરગાહશરીફની ઉત્તરમાં એક મસ્જિદ છે અને આજુબાજુમાં દરગાહ શરીફના મુજાવરો(ખાદીમો) ના ઘરો આવેલા છે. મીઠાપાણીની કરામતવાળી વાવ પણ ત્યાં જ આવેલી છે; અને પહેલાંના આ જુના બાંધકામમાં ચોતરફ દિવાલ બાંધેલી હતી, જ્યાં આવવા માટે બે મોટા દરવાઝા હતાં. પહાડની ટોચ પર જવા માટે પગથિયાંની સીડી પથ્થરની બનેલી છે. પહાડની અંદર કોરેલી ગુફામાં જ્યાં સાંઇ શોયેબ બેસીને ઇબાદત તેમજ ઝીક્ર–ફીક્ર કરતાં હતાં, ત્યાં તેઓની યાદગીરી રૂપે આપનો ઢોલિયો; બિસ્તર અને ચાદર તેમજ તસ્બીહ અને કુર્આનશરીફ વગેરે તબર્રુક તરીકે રાખેલ છે; જેના દીદાર ઝાઇરીનો કરે છે.

માંડવીના પારવાણી કુટુંબે ત્યાં ઝાઇરીનો માટે બંગલો બંધાવેલો હતો. તેમજ આંબલીના ઝાડો તો હઝરત સાંઇના સમયથી જ મૌજુદ હતાં. આપનો ઉર્ષમુબારક થતો નથી, પરંતુ આપના પીરોમુર્શીદનો ઉર્ષમુબારક રજજબ મહિનાની ૪–૫–૬ તારીખે આપની દરગાહશરીફ ઉપર મનાવવામાં આવે છે.

★★★ 20 ★★★

## હઝરત સૈયદ હાજી મોહંમદ શાહ

(રેહમતુલ્લાહે અલયહે)

કચ્છના માંડવી બંદરની ઇદગાહના ચોગાનમાં આવેલાં અન્વારો વડે ઝળહળતાં હઝરત સૈયદ હાજી મોહંમદ શાહ નકશબંદી મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલયહ)ના રોઝામુબારકના દીદાર માત્રની આપણું ઇમાન તાજું થઇ જાય છે. સિલસિલાએ નકશબંદીય્યાહ–મુજદ્દેદીય્યાહના આ મહાન વલીએ કામીલ હઝરત સૈયદ હાજી મોહંમદશાહ (રહેમતુલ્લાહ અલયહ) આજથી લગભગ ૧૫૦ વરસ પહેલાં વિસાલ ફરમાવ્યો.

આપ ઓચ્છશરીફ(સિંધ-મુલતાન)ના સાદાતે કિરામમાંથી થઇ ગયાં છે; ઔચ્છશરીફ હંમેશાથી ઔલીયાએ કિરામનું મરકઝ રહયું છે. ઔચ્છશરીફમાં ઘણાં જ મહાન ઔલીયાએ કિરામના મઝારેપાક આવેલાં છે; જે પૈકી હઝરત મખ્દુમ જહાંનીયા જહાંગશ્ત સૈયદ જલાલુદ્દીન બુખારી (રહેમતુલ્લાહ અલયહ) જગમશહુર અને અતિમહાન ઔલીયાએ કિરામમાંથી છે. આપની જ ઔલાદમાંથી ગુજરાતના મહાન ઔલીયાએ કિરામ હઝરત સૈયદ બુર્હાનુદ્દીન કુત્બે આલમ ગરીબુલ્લાહ બુખારી વડવી (રહેમતુલ્લાહ અલયહ)અને શહેનશાહે ગુજરાત હઝરત સિરાજુદ્દીન સૈયદ મોહંમદ શાહે આલમ બાવા (રહેમતુલ્લાહ અલયહ) જેવા વલીએ કામીલ પૈદા થયાં; જેમના અન્વારો અને ફેયુઝો બરકાત વડે ગુજરાતની ધરતી પાવન બની.

**-:આપનો સિલસિલાએ ઈરાદતઃ-**

હઝરત સૈયદ હાજી મોહંમદશાહ બાવાના યુગમાં સિધમાં લુંવારીશરીફમાં આવેલી સુલ્તાનુલ્ઔલીયા હઝરત ખ્વાજા મોહંમદ ઝમાં અવ્વલ નકશબંદી મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલયહ)ની નકશબંદી મુજદ્દેદી ખાનકાહશરીફ સિંધ તેમજ આજુબાજુના પ્રદેશમાં ઘણી જ મશહુર હતી; અને લુંવારીશરીફના પીરોની ખુબજ ખ્યાતિ હતી. લુંવારીશરીફની આ ખાનકાહશરીફની ખ્યાતિ તો યુગમાં ઠેઠ કચ્છ અને કાઠિયાવાડ સુધી ફેલાયેલી હતી; એટલું જ નહીં આજે પણ લુંવારીશરીફના સિલસિલાના સેંકડોં મુરીદોં કચ્છ-કાઠિયાવાડ તેમજ ગુજરાતમાં વસી રહયા છે.

હઝરત સૈયદ હાજી મોહંમદશાહ (રહેમતુલ્લાહ અલયહ) પણ રૂહાનિય્યતનો ફૈઝ હાંસીલ કરવા માટે લુંવાશરીફની આ મશહુર ખાનકાહ-શરીફમાં આવી પહોંચ્યાં એ સમયે લુંવારી શરીફના સજ્જાદાનશીં સુલ્તાનુલ્ઔલીયા હઝરત ખ્વાજા મોહંમદ ઝમાં (રહેમતુલ્લાહ અલયહ)ના પૌત્ર હઝરત પીર મોહંમદ ઝમાં સાની (રહેમતુલ્લાહ અલયહ)હતાં. પોતાના દાદાની રૂહાનીય્યતની તાસીર આપની અંદર પણ પુરેપુરી મૌજુદ હતી.

હઝરત સૈયદ હાજી મોહંમદ શાહ (રહેમતુલ્લાહ અલયહ)આપની બારગાહ શરીફમાં હાજર થયાં અને આપનાથી એટલેકે હઝરત પીર મોહંમદ ઝમાં સાની નકશબંદી-મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલયહ)ની અરાદત લાવ્યા (મુરીદ બન્યા)અને નકશબંદી-મુજદ્દેદી ફૈઝાન વડે મુશર્રફ થયાં. હઝરત પીર મોહંમદ ઝમાં સાનીએ આપની રૂહાની તર્બિય્યતમાં કશી જ કચાશ રહેવા ન દીધી. આપને તમામ પ્રકારના બાતિની ઉલુમો તેમજ સુફીવાદના





ભેદો વડે આગાહ ફરમાવ્યાં અને પોતાની ખિલાફતો વડે નવાઝયા.

**-:આપની સફરે હજ્જેબયતુલ્લાહઃ-**

હઝરત સૈયદ હાજી મોહંમદ શાહ (રહેમતુલ્લાહ અલયહ) ઈલ્મે રૂહાનીય્યતની કમાલીય્યત હાંસીલ કર્યા પછી ઝિયારતે હરમૈન શરીફૈન વડે હજ્જની ફર્ઝ અદા કરવાનો ઈરાદો કર્યો. આ યુગમાં હિંદુસ્તાનના મોગલ શહેનશાહના છેલ્લા દિવસો હતાં છેલ્લો મુગલ બાદશાહ બહાદુરશાહ ઝફર દિલ્હીના તખ્ત પર હતો. મોગલ શહેનશાહ જહાંગીરના સમયથી કચ્છ પર ખંડણી માફ હતી અને તેના બદલામાં એવો કરાર કચ્છના મહારાવ સાથે થયેલો હતો કે, દર વરસે કચ્છ માંડવી બંદરેથી મુસલમાનોને અરબસ્તાનના ઝિદ્દાહ બંદર સુધી હજ્જ માટે વહાણોમાં મફત લઇ જવા તથા લાવવા. કચ્છના મહારાવ આ કરાર હજુ સુધી પાળી રહયા હતાં. માટે હઝરત સૈયદ હાજી મોહંમદશાહ (રહેમતુલ્લાહ અલયહ)પોતાના પીરો મુર્શીદ હઝરત ખ્વાજા મોહંમદ ઝમાં સાની (રહેમતુલ્લાહ અલયહ)ની ઇજાઝત લઇને માંડવી બંદરે પધાર્યા અને અહીંથી હાજીઓના વહાણમાં બેસીને હજ્જેબયતુલ્લાહની ફર્ઝ અદા કરીને પાછા કચ્છ માંડવી તશરીફ લાવ્યા અને અહીં માંડવી શહેરમાં ઈદગાહના મુસાફર ખાનામાં ઉતારો કર્યો.

માંડવીની આ ભવ્ય ઈદગાહ ૧૮મી સદીમાં થઇ ગયેલાં કચ્છના મુસ્લીમ સેનાપતિ જમાદાર ડોસલમિયાં વહેણે આપના પીરો મુર્શીદ શૈખુલઈસ્લામ વલમુસ્લેમીન હઝરત પીર સૈયદ મોહંમદ પનાહ સાહેબ કાદરી જીલાની (રહેમતુલ્લાહ અલયહ)(જેઓએ કચ્છ જેવા પછાત વિસ્તારમાં દીનીતબ્લીગની મહાન ખિદમતની અંજામ આપી અને કચ્છના રાજાઓને મુસ્લમાન બનાવ્યાં અનુક્રમે(૧) મહારાજા ધીરાજ મીરઝો મહારાવ શ્રી રાયધણજી તથા (૨) મહારાવ શ્રી ભારમલજી, હવાલોઃ-'મહારાવ શ્રી રાયધણજી બીજાના સમયનું કચ્છ' ડો. ઈશ્વરલાલ ગીરધારીલાલ ઓજા-વિસનગર. આપના મહાન કારનામાઓને ઈતિહાસ ક્યારેય ભુલી શકશે નહીં;)ના આદેશથી કચ્છના ચાર મોટા શહેરો ભુજ, માંડવીબંદર, અંજાર અને મુન્નહરા બંદરમાં બંધાવેલી ચાર ઈદગાહો પૈકીની એક છે.

આ ઈદગાહના મુસાફરખાનાના એક હુજરામાં આપે મુકામ કર્યો હતો. આપની પરહેઝગારી, જાહેરી અને બાતીની ઉલુમોની ચર્ચા વડે આભુષીત મહેફીલો તેમજ આપની દુર્વેશાના રહેણી-કહેણી વડે માંડવી તેમજ આજુબાજુના લોકોને ઘણો જ ફૈઝ હાંસીલ થયો. થોડા અરસા પછી આપે

ફરી લુંવારીશરીફ પાછા ફરવાનો ઈરાદો કર્યો તો એ સાંભળીને લોકોએ આપને દરખાસ્ત કરી કે, 'હઝરત, આપ અહીં જ રોકાઇ જાવ તેમજ અહીંના લોકોને પોતાની રૂહાનીય્યત વડે માલામાલ કરો.' આ અનુસંધાને આપે લુંવારીશરીફથી પોતાના પીરો મુર્શીદની ઇજાઝત માંગી, જે મળી જતાં આપે અહીં જ કાયમી વસવાટ કરી લીધો.

હઝરત સૈયદ હાજી મોહંમદશાહ (રહેમતુલ્લાહ અલયહે) જાહેરી તેમજ બાતીની બંને પ્રકારના ઉલુમોથી માલામાલ હોવાની સાથે હિકમત (દાકતરી-વિદ્યા)ના ઇલ્મમાં પણ કમાલાત ધરાવતાં હતાં; માટે લોકોની બિમારી તથા રોગ-દર્દ, દવાદારૂ તેમજ દુઆઓ વડે દુર કરતાં હતાં. આ રીતે આપની ખ્યાતિ એક કામીલ વલીઅલ્લાહ ઉપરાંત કાબેલ હકીમ તરીકે ખુબ જ પ્રસરી ગઇ હતી. આપની સાથે આપના બીબી સાહેબા પણ હતાં.

આપ ગમે તેવી મોટી શખ્સીયત ધરાવતાં શ્રીમંત, અમીર કે પછી સરકારી અધિકારી તેમને પોતાને ત્યાં બોલાવતાં તો તેઓ પાસે જતાં ન હોતાં. આપ ફરમાવતાં હતાં કે, 'ભાઇ, મારે આપ લોકોની પાસે શા માટે આવવું જોઇએ ? મને કોઇ પ્રકારની ખ્વાહીશ કે લાલસા નથી, માટે જેને પણ જરૂરત હોય તે મારી પાસે આવી જાય. હું જરાપણ ભેદભાવ વગર તેની ખિદમત કરીશ.' આપ અસરની નમાઝ બાદ દરરોજ પોતાના હુજરા બહારના વરંડામાં બેસતા હતાં અને શહેરના હિંદુ-મુસ્લીમ દરેક લોકો આપની પાસે દુઆ તેમજ હાજત માટે આવતાં હતાં અને અલ્લાહ ત્આલાના ફઝલો કરમથી તંદુરસ્તી હાંસીલ કરીને જતાં હતાં. આપ ક્યારેય પોતાનું મકાન છોડીને કોઇની પાસે જતાં નહીં.

આપના યુગમાં અંગ્રેજ કંપની સરકારની આણ પુરાં ભારતીય ઉપખંડમાં ફરીવળી હતી. કચ્છ પણ તેની અસરથી મુક્ત રહયું ન હોતું. કચ્છમાં એ સમયે મહારાવ દેશળજી બીજા કચ્છની ગાદી પર આરૂઢ થયેલા હતા; તેને બે રાણીઓ હતી. એકનું નામ સોઢી રાણી અને બીજી ઝાલી રાણી. સોઢી રાણીથી પાટવી કુંવર રવુભા ઉર્ફે પ્રાગમલજી બીજા અને ઝાલી રાણીથી ફટાયાં કુંવર ગગુભા ઉર્ફે હમીરજી પૈદા થયાં. આ બંને રાણીઓમાં ઝાલી રાણી વધુ સ્વરૂપમાન અને ચતુર હતી. માટે રાજાને તેનાં કુંવર ગગુભા ઉપર વધુ પ્રેમ હતો. તેને પોતાની પાછળ ગાદી મળે તેવી ખટપટ મહારાવે કરેલી, પરંતુ તેમાં તેઓ ફાવ્યાં નહીં. અને તેને તેઓએ તેરા શહેર તેમજ ૪૦ (ચાલીશ) ગામોની જાગીર આપી





હવે આ મહારાવના વધુ વહાલસોયા પુત્ર 'તેરા' ગામના ઠાકોર સાહેબ કુમારશ્રી હમીરજી ઉર્ફે ગગુભાને ત્યાં જે ઔલાદ થતી તેને જન્મતાંની સાથે જ કોઇ એવી તકલીફ પૈદા થઇ જતી હતી કે કોઇ ગૈબી હાથ નીકળતો અને બાળકનું ગળું ટુંપીને તેને એ જ વખતે મારી નાંખતો. આવું ત્રણ-ચાર વાર બની ગયું હતું. આ વાતથી ઠાકોર તેમજ તેના રાણી અને કુટુંબીઓ ઘણાં જ પરેશાન હાલ હતાં. અને ઔલાદથી લગભગ નાઉમ્મીદ થઇ ચુક્યા હતાં.ઠાકોર ગગુભા પાસે દોસ્ત મોહંમદ નામે તેઓનો વિશ્વાસુ હઝુર(નોકર) હતાં, જે ઘણીવાર કામકાજના હિસાબે માંડવી આવતા હતાં; તેણે સૈયદ હાજી મોહંમદ શાહ (રહેમતુલ્લાહઅલયહ)ની શોહરત સાંભળી અને પોતાના ઠાકોરસાહેબને આપની પાસે કંઇક દુઆ કે દવા કરાવવા માટે દરખાસ્ત રજુ કરી.ઠાકોરસાહેબ તો હાજતમંદ હતાં જ આપને કોઇપણ પીર, ફકીર, સાધુસંત કે વૈદ્ય-હકીમ પાસે દુઆ કે દવાદારૂ કરાવવાનો ઈતઝાર હતો; માટે તેઓ પોતાના તે હઝુરીને સાથે લઇને માંડવી બંદરે આપ હઝરતની બારગાહમાં હાજર થયાં. હઝુરી દોસ્ત મોહંમદે આપથી ગુજારીશ કરી કે, 'હઝરત સાંઇ કિબ્લા, તેરા જાગીરના ઠાકોર કુમારશ્રી હમીરજી આપની તહેનાતમાં દુવા તેમજ દવા માટે હાજર થયાં છે, તેઓ .પર નિગાહે કરમ કરીને ફૈઝ અર્પો.' આ મુજબ આપની બારગાહમાં અર્ઝ કરીને પુરી હકીકત બયાન ફરમાવી. આપે પોતાનું સરમુબારક ઊંચુ કરીને એક દૃષ્ટિ ઠાકોરસાહેબ ઉપર નાંખી, કુમારશ્રી સામે જ ઊભાં હતા, તેઓની આંખમાં આંસુ હતાં, તેઓએ આપના કદમ પકડી લીધા.

આપે તેઓને રોકતા કહયું, 'કુમાર સાહેબ ! ચરણસ્પર્શ ન કરો, અલ્લાહ ત્આલા સૌથી મહાન કરીમ છે. કોઇ પણ પ્રકારનો ઇસરાર કે ગૈબી હરકતો મીટાવનાર એ જ મારો ખુદાવંદે કરીમ મૌજુદ છે, માટે તેની રહેમથી કદી પણ ના ઉમ્મીદ ન થવું જોઇએ. જાવ, તમારા માટે હું દુવા અને દવા બંને કરું છું. અલ્લાહ ત્આલા કરશે તો તમારી ઉમ્મીદ જરૂર પુરી થશે.'

આમ કહીને આપે એક તાવીઝ બનાવીને આપ્યું અને કહયું કે, 'રાણી સાહેબાની કમરમાં તે બાંધજો, અને અલ્લાહત્આલાના ફઝલો કરમથી બાર મહિનાની અંદર-અંદર જ તમારે ત્યાં ઝુલામાં કુંવર ઝુલતો થઇ જશે. આ કુંવર અમારી દુવાથી પ્રાપ્ત થયો છે, તેની નિશાની તરિકે તે કુંવરના ડાબા લમણાં પર લસણનું એક નિશાન હશે; અને જે હરકત તમારે ત્યાં બાળક જન્મતી વખતે થાય છેજે હવેથી નહીં થાય; અને તમારો કુંવર જીવંતદાન હાંસીલ કરશે.'

અને અલ્લાહ ત્આલા ફઝલો કરમથી આપની દુવા મકબુલ થઇ. ફરમાન મુજબ જ ઠાકોર કુમારશ્રી હમીરજીને ત્યાં સન ૧૮૭૦ માં એક પુત્ર રત્નનો જન્મ થયો; જેનું નામ તેઓએ કુમાર રાયધણજી ઉર્ફે દાદુભા સાહેબ રાખવામાં આવ્યું અને હઝરત પીર સૈયદ હાજી મોહંમદશાહ બાવા (રહેમતુલ્લાહ અલયહ)ના ફરમાન મુજબ નિશાનીરૂપે તેના લમણાં પર બરાબર લસણની નિશાની મૌજુદ હતી; જે તેઓ સન ૧૯૩૩માં મુત્યૃ પામ્યાં ત્યાં સુધી રહી. આ નિશાની જોનાર ઘણાં લોકો તે યુગમાં મૌજુદ હતા. આ વાત પરથી ઠાકોરસાહેબની અકીદત આપની તરફ ખુબ જ મજબુત થઇ ગઇ, તેમજ આપને પોતાના કુળપીર તરીકે ખુબ જ માન અને ઇઝઝતપુર્વક જોવા લાગયા તથા આપની સાથે ખુબ જ એહતરામ સાથે વર્તવા લાગ્યા. ત્યાર બાદ ઠાકોર સાહેબને ત્યાં ત્રણ વરસ પછી બીજા કુંવર નાનુભા જન્મયાં, તેણે પણ લાંબુ આયુષ્ય ભોગવ્યું.

આપની દુવા મકબુલ થવાથી ઠાકોરસાહેબ અવાર-નવાર આપના દિદાર માટે આવવાં લાગ્યાં તેમજ અહીં પોતાના ઉતારા માટે એક બંગલો પણ ચણાવ્યો; અને પોતાના માણસોના રહેઠાણ માટે ઓરડા બનાવ્યાં. હઝરત પીર સાહેબની દુવાની બરકતથી પોતાને ઔલાદ થઇ માટે ઠાકોર સાહેબ પીરસાહેબની બારગાહમાં નઝરાણું પેશ કરવા પોતાના ગામથી માંડવી તરફ જવાની એક દિવસ તૈયારી કરવા લાગ્યાં, ત્યારે તેના કારભારીએ કહ્યું, 'હુઝુર! પીરસાહેબને જે કંઇ અર્પવું હોય, તે તેઓની ઇચ્છા મુજબ પુરતાં પ્રમાણમાં સારી રીતે આપશો, અને પાછળ કોઇ એવું લફરું ન રાખશો કે જેવી પીર સાહેબના વારસો આપના વંશજોને હંમેશા હૈરાન કરે.'

ઠાકોર સાહેબે જવાબમાં કહ્યુ, 'જરૂર.'

ઠાકોરસાહેબે જ્યારે માંડવી આવી આપની ખિદમતમાં હાજર થયાંતો અર્ઝ કરી, 'સાંઇ, આપે મુજ પર ખુબ જ અહેસાન ફરમાવ્યો છે. હું અર્ઝ કરું છું કે મારાથી જે કંઇ ખિદમત થઇ શકે તે આપની મરજી મુજબ ફરમાવો તો હું તે બજાવી લાવું.'

આપે ફરમાવ્યું, 'ભાઇ ઠાકોરસાહેબ, અમે લોકો તો ફકીર છીએ, અમારે વળી શેની જરૂરત ? ટુકડો રોટલો અને ઘુંટડો પાણી તો હું આ હીકમત (વૈદું) કરું છું તેમાંથી મળી રહે છે, પછી વધુની અમારે શી જરૂરત છે.?'

તો પણ ઠાકોરસાહેબે કરગરીને વિનંતી કરી કે, 'આપ કંઇક પણ ફરમાવો.' તો હઝરત પીર સાહેબે ફરમાવ્યું, 'ઠાકોર સાહેબ ! જો તમારી





આટલી બધી ઇચ્છા છે, તો તમારા કારભારીએ તમને જે ભલામણ કરી છે, એ મુજબ કે પાછળથી કાંઇ લિફ-લિચ્છ(લફરું) ન રાખજો બધું ચુકતે કરી આપજો; પરંતુ, હવે અમારી ઇચ્છા એ છેકે જો આપવું હોય તો એવું આપો કે તમારા અને અમારા વારસો વચ્ચે હંમેશા સંબંધ રહે અને કારભારીની ઇચ્છા પુરી ન થાય.'

ઠાકોરે કહ્યું, 'હઝરત ! આપ જેમ ફરમાવો તે મુજબ અમલ કરવા હું તૈયાર છું. કારભારી તો મારો નોકર છે. આ પરથી ઠાકોરસાહેબ એક લેખિત દસ્તાવેજ દ્વારા પોતાના જાગીરના ચાલીસ(૪૦)ગામોની અનાજની પૈદાઇશમાંથી અમુક ભાગનો ભોગ દેવાનો ભાગવટાનો હકક લખી આપ્યો, જે આજ દિ સુધી કાયમ છે.'

**આપની એક અન્ય કરામતરૂપી દુવાઃ-**

કચ્છ માંડવીના એ સમયના મુસ્લીમ સમાજના આગેવાનો પૈકી એક અને સ્થાનીક મુસ્લીમ ખત્રી જમાઅતના પટેલ (આગેવાન) સિદ્દીક મોહંમદ ની શાદી થયાંને સાત-આઠ વરસ થયાં, પરંતુ સંતાન ન હોતું. આ સમયે સિદ્દીક મોહંમદના મામા ઇબ્રાહીમ પણ માંડવી શહેરમાં રંગ તેમજકાપડનાં આગેવાન વૈપારી હતાં, તેઓની હઝરત સૈયદ હાજી મોહંમદ શાહ બાવા પાસે ઘણી જ અવર-જવર હતી, તેમજ તેમના કુંટુંબની બીબીઓ પણ બીબીમાં સાહેબા પાસે આવ-જા કરતી હતી; તેઓ પૈકી સારાહ માં નામની એક બાઇએ બીબીમાં સાહેબને વાત કરી કે, 'ખત્રી મોહંમદ પટેલની પત્ની આસીયતબાઇ પોતાના પુત્ર સિદ્દકને ત્યાં કાંઇ ઔલાદ થતી ન હોવાથી બીજી ઔરત કરાવવા ઇચ્છે છે, માટે આપ પીરસાહેબ પાસે વાત કરો કે તેઓ કોઇ દુઆ ફરમાવે અને અલ્લાહ ત્આલાનો ફઝલો કરમ થઇ જાય.'

હઝરત બીબી માં સાહેબાએ આપની પાસે વાત કરી અને કહયું કે, 'એ લોકો આપણાં અકીદતમંદો પૈકીના છે, માટે તેઓ માટે અલ્લાહ ત્આલાની બારગાહમાં દુવા માંગો.' આપે પોતાની બીબીસાહેબાને તુર્ત જ ફરમાવ્યું કે, 'તમે આસીયત-બાઇને કહેરાવી દ્યો કે અલ્લાહ ત્આલાની રહેમતથી નાઉમ્મીદ ન થાય, અને તમારા પુત્રને બીજી ઓરત કરાવજો નહીં, એ જ સ્ત્રી અલ્લાહ ત્આલાના ફઝલો કરમથી તમારે ત્યાં પુત્રને જન્મ આપશે., જેની ઉપર અમે બતાવીએ છીએ એવા પ્રકારની અમુક નિશાનીઓ હશે.' અને આમ ફરમાવીને આપે તેને પણ એક તાવીઝ લખી આપ્યું.

અને અલ્લાહ ત્આલાના ફઝલો કરમથી તેમજ આપની દુવાના પ્રતાપે

બાર મહિનાની અંદર જ તેને ત્યાં એક છોકરાનો જન્મ થયો, તેના બદન પર પણ આપે કહેવા મુજબની નિશાની મૌજુદ હતી. ત્યારબાદ પણ તેને બે પુત્રીઓનો જન્મ થયો હતો. અને આ રીતે આ પુરાં ખત્રી કુટુંબની અકીદત આપના પ્રત્યે મજબુત બની ગઇ.

આપે દુવાઓ કરી બીજાને ઔલાદ અપાવી, પરંતુ પોતાના અલ્લાહ ત્આલા પાસે કશી જ માંગણી કરી નહીં. આપને કોઇ જ ઔલાદ ન હોતી. આપની ખિદમતમાં બિલાલ હબ્શી કરીને એક ખાદીમ રહેતો હતો તેને અબ્દુલ્લાહ નામે એક પુત્ર હતો. આપ આ છોકરાને ખુબ જ ચાહતાં હતાં અને વસીય્યત કરી હતી કે, 'તું મારી ઔલાદ તરીકેનો વારસો ભોગવજે.' અને તેને પોતાનો જાનશીન નીમ્યો હતો. અને આ જ કારણોસર ખલીફા અબ્દુલ્લાહ પોતાને અબ્દુલ્લાહ બીન હાજી મોહંમદ શાહ તરીકે આપની વફાત પછી ઓળખાવતા હતા.

આ છોકરા અબ્દુલ્લાહને આપે સલાયાના એક સમયના આલીમ મૌલવી હાજી મોહંમદ સાહેબ (રહેમતુલ્લાહ અલયહ)ને ત્યાં અરબી, ફારસી, હદીષ, ફીકહ, તફસીર વગેરેનું ઇલ્મ અપાવેલું. એ અબ્દુલ્લાહ ખુબ જસારા વાયેઝીન અને ઇલ્મે કલામમાં પ્રવિણ હતાં. અને તેઓ ઇદગાહની પાછળના ભાગમાં જે મકાનમાં હઝરત પીરસાહેબ રહેતાં હતાં ત્યાં જ કુટુંબ સાથે રહેતાં હતાં.

સને હી.સ.૧૨૮૭ મુતાબીક ઇ.સ. ૧૮૮૦માં માહે રજજબ મીહનામાં આપે રહેલત ફરમાવી. આપને ત્યાં ઇદગાહના કંમ્પાઉન્ડમાં દફન કરવામાં આવ્યાં; જેની ઉપર તેરા ના મઝકુર ઠાકોર સાહેબ કુમારશ્રી હમીરજીએ ભવ્ય મકબરો ચણાવ્યો હતો અને તેમણે બાંધી આપેલી લાગત ખલીફા અબ્દુલ્લાહના વંશજો જાગીરના ગામોમાંથી ઊઘરાવતાં હતાં.

★ ★ ★ ૨૧ ★ ★ ★

## હ. મખ્દુમ ઈબ્રાહીમ નકશબંદી

(રેહમતુલ્લાહે અલયહે)

હઝરત મખ્દુમ ઈબ્રાહીમ નકશબંદી મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલહય) કચ્છના મહાન નકશબંદી બુઝુર્ગો પૈકી છે. આપનો મઝારે પાક કચ્છના સલાયા (માંડવી બંદર)માં આવેલો છે. આપ સિધં પ્રાંતના નગરઠઠ્ઠા શહેરના રહેવાસી હતાં. આપ હઝરત ખ્વાજા મોહંમદ હાશિમ નગરઠઠ્વી નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ) પૌત્ર છે. હઝરત ખ્વાજા મહોંમદ હાશિમ નકશબંદી





મુજદ્દેદી નગરઠઠવી (રહેમતુલ્લાહ અલહય) નો મઝારે પાક સિધં-નગરઠઠ્ઠામાં લોકો માટે આકર્ષણનું કેન્દ્ર છે; તેઓ આફતાબે મકલી હઝરત ખ્વાજા અબીલ કાસીમ નકશબંદી મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલયહ) જેવા સિંધના મહાન બુઝુર્ગના ખલીફાઓ પૈકી હોવા છતાં, તેઓનો મઝાર તદ્દન સાદો અને ગુબંદ વગરનો છે.

હઝરત મખ્દુમ ઇબ્રાહીમ નકશબંદી મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલયહ) નો શજરાએ તરીકત પાંચ(૫) વાસ્તાઓથી ઉર્વતુલ્વુસ્કા કય્યુમેષાની જાનશીને મુજદ્દીદે અલ્ફેષાની હઝરત ખ્વાજા મોહંમદ માસુમ સરહિંદી (રહેમતુલ્લાહ અલયહ)ને જઇ મળે છે, જે આ મુજબ છેઃ-

હઝરત મખદુમ ઇબ્રાહીમ પોતાના વાલીદે બુઝુર્ગવાર હઝરત મખ્દુમ અબ્દુલલતીફ (રહેમતુલ્લાહ અલયહ)ના ખલીફા છે, તેઓ પોતાના વાલીદ હઝરત ખ્વાજા મોહંમદ હાશિમ નગરઠઠ્વીના ખલીફા છે અને તેઓ સિંધના મશહુર બુઝુર્ગ આફતાબે મકલી હઝરત મખદુમ ખ્વાજા અબીલ કાસીમ (રહેમતુલ્લાહ અલયહ)ના ખલીફા છે અને તેઓ હઝરત ખ્વાજા સૈફુદ્દીન સરહિંદી (રહેમતુલ્લાહ અલયહ)ના ખલીફા છે અને તેઓ કય્યુમેષાની ઉર્વતુલ્વુસ્કા ખ્વાજા મોહંમદ માસુમ સરહિંદી (રહેમતુલ્લાહ અલયહ) ના ખલીફા છે.

'મકામાતે માસુમી' કીતાબમાં આપના દાદા હઝરત મખ્દુમ મોહંમદ હાસીમ ને હઝરત ખ્વાઝા મુહંમદ માસુમ ઇબ્ને મુજદ્દીદે અલ્ફેસાનીના સરહન્દીના ખલીફા દર્શાવેલ છે. આ રીતે આપનો સિલસિલ એ અરાદત ફકત ત્રણ(૩)વાસ્તાથી હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીથી જઇ મળે છે.

હઝરત મખદુમ ઇબ્રાહીમ નકશબંદી મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલહય) શરીઅત તેમજ સુન્નતોના ચુસ્ત પાબંદ હતાં. સલાયા (માંડવી)ના લોકો આજેપણ આપને સાહેબે શરીઅતના લકબ વડે જ યાદ કરે છે, જેનાથી માલુમ પડે છેકે આપ કેટલી હદે શરીઅતના પાબંદ તેમજ શરીઅતના ગુઢાર્થોના જાણકાર હશે. એ વાત પણ મશહુર છેકે આપના મઝારેપાક ઉપરથી પરીંદાઓ (પંખીઓ) ઊડતાં નથી.

'સિંધ કે સુફીયાએ નક્શબંદ' કીતાબમાં ઉલ્લેખ છે કે એક વખત આપે બારવીં રબ્બીઉલ અવ્વલ શરીફની ન્યાજ પકવીને હુઝુર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ને હદીયો કરી અને તેજ રાત્રે આપને આકા એ નામદાર મદીનાના તાજદારની જીયારત નસીબ થઇ અને આપે જોયું કે હુઝુર

(અલયહીસ્સલામ)ની બારગાહ શરીફમાં તે ન્યાજ પણ મૌજુદ છે. પરંતુ આપ સરકાર તે ન્યાજ તરફ ધ્યાન નથી આપતા એટલે હઝરત મખ્દુમ ઈબ્રાહીમ બા-અદબ અર્ઝ કરતા કહે છે કે યા રસુલલ્લાહ મારાથી શુ ખતા થઈ કે આપ ગુલામે પકવેલ ન્યાજ તરફ ધ્યાન નથી આપતા તો સરકાર રીસાલતે મઆબ ખત્મી મરતબત(સલ્લલ્લાહો અલયહે વસલ્લમે) ફરમાવ્યું કે તમારાથી તો કંઈ ખતા નથી થઈ પરંતુ ન્યાજ પકવનારા ભઠીયારા **તંબાકુનુ સેવન કરનારા હતા જે મને પસંદ નથી** અને એટલે જ હું તેમના થકી પકવેલ ન્યાજ તરફ ધ્યાન નથી આપતો. પ્રભાત થતા આપે મુત્તકી ભઠીયારાઓને બોલાવીને આગલા દિવસે પકવેલ ન્યાજની કઝા ફરમાવી. (આવો જ તંબાકુ સેવનથી નફરતનો એક બનાવ 'અન્ફાસુલ આરેફીન' નામની કિતાબમાં પણ છે.)

બીજી પણ એકવાત મશહુર છેકે આપે પોતાના વિસાલ પહેલાં પોતાના દફન સ્થળે એક નુરે બૅકૈફ જોયું હતું જેવી રીતે ઇમામે રબ્બાની મુજદ્દીદે અસ્સેષાની (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ સરહિંદ શરીફની જમીનમાં એક નુર જોયું જેનો ઉલ્લેખ આપે પોતાના એક પત્ર મુબારકમાં કરતાં લખ્યું છેકે, 'સરહિંદની જમીનને અલ્લાહત્આલાએ બીજા શહેરો અને કસ્બાઓના મુકાબલામાં બુલંદી અને બુઝુર્ગી અને નુરાનીય્યત અતા ફરમાવી છે, અને આ જમીનમાં જે નુર ચમકે છે તે મારા કલ્બના નુરના કારણે છે.' અને આ પવિત્ર જમીન જ આપનું દફન સ્થળ બન્યું.

હઝરત મખ્દુમ ઈબ્રાહીમ (રહેમતુલ્લાહ અલયહ) નો એક દરીયાઈ સફરની તૈયારી દરમિયાન હીજરી ૧૨૨૫માં વિસાલ થયો અને આપના મૈયત મુબારકને એજ સ્થળે લાવીને દફન કરવામાં આવ્યું કે જે સ્થળે આપે નુરે બૅકૈફ નિહાળ્યું હતું.

આપ ખુબ જ મહાન ફકીહ અને આલિમે રબ્બાની હતાં, તેમજ આપ ઘણાં મોટા મુસન્નીફ (લેખક) પણ હતાં. આપે અનેક કિતાબોનું લેખન સિંધી,અરબી તેમજ ફારસી ભાષામાં કર્યું છે. હઝરત મખ્દુમ ઈબ્રાહીમ (રહેમતુલ્લાહ અલહય) એ તફસીર તેમજ ફિકહ્શાસ્ત્રની પણ અનેક કિતાબો લખી છે.

આપના રોઝાશરીફની પાયતીવાળા કબ્રસ્તાનમાં દફન થવાને ઘણીજ મોટી ખુશ કિસ્મતી સમજવામાં આવે છે. આપે કોઈને પણ ખિલાફત આપી નહોતી. આપના રોઝાશરીફના વહીવટ કમિટીના હસ્તક છે. આજ પણ આપના રોઝાશરીફમાં અન્વારોની વર્ષાનો અનુભવ આંતરીક ચક્ષુ તેમજ





દિવ્યદ્રષ્ટિ ધરાવનારો કરી શકે છે; તેમજ શુકુન અને આહલાદ્ક શાંતિનો અહેસાસ તો ત્યાં આવનારો દરેક ઝાયરીન અવશ્ય કરે જ છે, વર્તમાનકાળમાં આપના મઝારેપાકને એવો ઓપ આપવામાં આવ્યો છેકે દરગાહશરીફના સંકુલમાં પગ મુકતાવેંત જ ઈરાન તથા સમરકંદ-બુખારાની અદ્ભુત સ્થાપત્યકળા તેમજ ભવ્યસંસ્કૃતિનો અહેસાસ થઈ જાય છે. આથી વધારે આપના હાલાતો, કરામતો વગેરે વિશે માહિતી મળી શકી નથી.

★ ★ ★ ૨૨ ★ ★ ★

## હ. મીયાં અબ્દુલ્લાહ નકશબંદી

(રેહમતુલ્લાહે અલયહે)

હઝરત મીયાં અબ્દુલ્લાહ નકશબંદી-મુજદ્દેદી (રહેમતુલ્લાહ અલયહ) કચ્છના મશહુર બુઝુર્ગો પૈકીના એક છે. આપ પોતાના યુગના આલિમે બે-બદલ, સુફીએ ઝી-વકાર તેમજ મહાન મુફતી હતાં. તેઓ હઝરત મખ્દુમ મોહંમદ હાસીમ નગરઠઠવીના શીષ્ય હતાં. આપનો મઝાર શરીફ કચ્છના અબડાસા તાલુકાના સુથરી ગામના કબ્રસ્તાનમાં આવેલો છે.

આપ પોતાના યુગના ઘણાં જ મશહુર મુફતી હતાં. ઇલ્મે ફીકહ્માં આપ તે યુગમાં અજોડ હતાં. આપે ફીકહ્(ઇસ્લામીકાયદા શાસ્ત્ર)ની ઘણી કિતાબો સિંધી ભાષામાં લખેલી છે, જેની ઉપર આજે પણ સિંધ તેમજ કચ્છ પ્રદેશમાં અમલ થઈ રહયો છે. આપની પાસે લોકો દુરોદરાઝથી ફત્વા લઈને આવતાં હતાં. આપના પીરો મુરશીદ તથા ઉસ્તાદનું નામ હઝરત મોહંમદ હાશીમ નગરઠઠવી (રહમતુલ્લાહ અલયહે) હતાં જેઓ હઝરત ખ્વાજા મોહંમદ માસુમ સાહેબ નક્શબંદીના ખલીફા છે.

### આપની ફત્વાવાળી કરામત

આપે પોતાના વિસાલ પછી પણ એક શખ્સને ફત્વાનો જવાબ લખી આપ્યો હતો. આપની આ ફત્વાવાળી કરામત કચ્છ પ્રદેશમાં ઘણી જ મશહુર છે. અને આ કરામતની હકીકત આ મુજબ છે. સુથરી ગામે આપની વફાત થઈ ચુકી હોય છે; અને હજુ બે-ચાર દિવસ જ પસાર થયાં હતાં. એ દરમ્યાન જ આ વાતથી અજાણ એક શખ્સ દુર દરાઝથી એક ફત્વાના ઉકેલ માટે આપની પાસે સુથરી ગામે આવી રહયો હતો. હજુ ગામથી થોડોક દુર હતો. ત્યાં રસ્તામાં આવતાં એક તળાવના કિનારે તે જરૂરી હાજતો અને આરામ માટે રોકાયો. એ દરમ્યાન જ ત્યાં તેને એક બીજા શખ્સની મુલાકાત થઈ, જેના ચહેરા પર બુઝુર્ગીના આસારો દ્રષ્ટિગોચર થઈ રહયાં હતાં. આ આગંતુક

તેનાથી ઘણો જ પ્રભાવીત થયો. બંને વચ્ચે સલામની આપ લે પછી વાતચીત થઇ અને તે શખ્સે પેલા આગંતુક શખ્સને અહીં આવવાનું કારણ પુછયું, તો તેણે કહયું કે, 'હું ફલાણી બાબતે ફત્વો મેળવવા માટે સુથરી ગામે હઝરત મીયાં અબ્દુલ્લાહશાહ (રહેમતુલ્લાહ અલયહ) પાસે આવ્યો છું.' તો તે શખ્સે કહયું કે, 'લાવો જરા મને દેખાડો તો ખરા હું તેનો ઉકેલ લખી આપીશ.' આગંતુક શખ્સે સ્પષ્ટપણે ના કહી. છતાંપણ તે શખ્સ આ બાબતે વારંવાર આગ્રહ કરતાં રહયાં અને છેવટે તેમણે કહયું કે, 'જો ફત્વાનો ઉકેલ તમને યોગ્ય ન લાગે તો ફાડી નાખશો.'

છેવટે તે આગંતુકે તેમની સામે પોતાનો ફત્વો રજુ કર્યો; તે શખ્સે તુર્તજ તેનો યોગ્ય હલ લખીને નીચે પોતાની દસ્તખત (સહી) કરી આપ્યા.

ફત્વો મેળવીને આ ભાઇ સુથરી ગામે પહોંચ્યો અને આપની ખાનકાહશરીફ પર હાજર થયો, તો ત્યાં પહોંચતાં જ તેણે હઝરત મીયાં સાંઇ અબ્દુલ્લાહ શાહ (રહેમતુલ્લાહ અલયહ)ની વફાત થઇ ગયાની ખબર સાંભળી. તે શખ્સને ઘણો જ અફસોસ થયો. ત્યાર બાદ લોકો સાથેની વાતચીત દરમ્યાન તેણે જણાવ્યુંકે, 'હું અત્રે એક ખુબજ ગુંચવણભર્યા ફત્વાના ઉકેલ માટે આવ્યો હતો.' અને પછી કહયું કે, 'હું ગામથી થોડે આવેલા તળાવના કિનારે આરામ તેમજ જરૂરી હાજતો પુરી કરવા માટે રોકાયો હતો, ત્યાં એક બુઝુર્ગીની નિશાનીવાળા અને અત્યંત પ્રભાવશાળી શખ્સની મુલાકાત થઇ હતી, તો તેણે મને ફતવો દેખાડવાનું કહયું હતું અને ત્યારબાદ તેનો ઉકેલ પણ લખી આપ્યો હતો.'

લોકોએ તેની વાત સાંભળીને મઝકુર ફત્વો તેની પાસે જોવા માટે માંગ્યો, જે જોતાવેંત જ લોકો આશ્ચર્યથી દિગ્મુઢ બની ગયા કે ફત્વો હઝરત મીયાં અબ્દુલ્લાહ શાહ (રહમતુલ્લાહ અલયહે) જ લખ્યો હતો અને નીચે કરેલી દસ્તખત (સહી) પણ આપની જ હતી; આગંતુક શખ્સ પણ આપની આ મહાન કરામત જોઇને ઘણો જ નવાઇ પામ્યો.

જે રીતે દરેક યુગમાં બનતું આવ્યું છે એ મુજબ આપના યુગમાં પણ કેટલાક કટ્ટરહઠધર્મી અને ઔલીયાએ કિરામના મકામોથી ના વાકીફ કોરાકટ મૌલ્વીઓએ આપની ઉપર એવો ઇલ્ઝામ નાખ્યો કે, આપ હઝરત સરકાર ગૌષે આઝમ દસ્તગીર શૈખ અબ્દુલકાદીર જીલાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)ને માનતાં નથી.★ અને આ વાત પેટે અવામ (સામાન્યજનો)ની તેઓએ ખુબ જ ઉશ્કેરણી કરી, જેના કારણે છેવટે આપે હિજરત ફરમાવી





અને હિજરત કરતી વખતે વચ્ચે આવતાં અફાટ રેતીલાં રણમાં આપ ભુલા પડ્યા અને આપની ઉપર તરસનો અત્યંત ગલ્બો થયો, અને પાણીની અતયંત જરૂરત ઊભી થઇ; એટલે આપે આ વિકટ પરિસ્થિતીમાં હુઝુર સરકારે ગૌષે આઝમ દસ્તગીર (રદીયલ્લાહો ત્આલા અન્હો)ને મદદ માટે પોકાર્યા અને આપની તરફ તવજ્જોહ્ ફરમાવી.

હુઝુર સરકારે ગૌષે આઝમ (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ આપની પુકાર સાંભળી લીધી અને આપના માટે પાણી લઇને તશરીફ લાવ્યાં અને આપને પાણી પીવડાવ્યું અને રસ્તો દેખાડયો; રણના આ વિકટતાભર્યા રસ્તામાં આપે હુઝુર ગૌષેઆઝમ દસ્તગીર મીરાં મોહ્યુદ્દીન શૈખ અબ્દુલકાદીર જીલાની (રદીયલ્લાહો ત્આલા અન્હો)ને મદદ માટે પોકાર્યા અને આપની શાનમાં સીંધી ઝબાનમાં એક મશહુર મન્કેબત (મદાહ્-પ્રશંસા કાવ્ય)ની રચના કરી, જેમાં હઝરત મીયાં અબ્દુલ્લાહશાહ (રહેમતુલ્લાહ અલયહે) આપની મહેરબાનીઓનો ઉલ્લેખ કર્યો છે; સિંધી ભાષામાં રચીત આપની આ મન્કેબત (મદાહ) કચ્છ તેમજ સિંધ પ્રદેશમાં આજે પણ ઘણી જ મશહુર છે, અને ઘર-ઘરમાં પઢાય છે. અને હંમેશા લોકોની જીભ ઉપર આપની આ મદાહ્‌ના અશ્આરો (શેરો-પંક્તિઓ) જારી રહે છે. આપની આ મનકેબતમાં લગભગ ૧૦૦ (સો) થી વધુ સંખ્યામાં શેરો (પંક્તિઓ) છે, જે પૈકીની કેટલીક પંક્તિઓ અહીં તેના ગુજરાતી ભાવાર્થ સાથે રજુ કરું છું, જેના વડે વાંચકોને આપની સરકારે ગૌષે આઝમ દસ્તગીર (રદીયલ્લાહો ત્આલા અન્હો) તરફની અથાગ અકીદતનો ખ્યાલ આવશે.

(૧)

**''સચા મહેબુબે સુબ્હાની ,ઉથી અય ગૌષ ગીલાની;**
**અચી હીનહાલ તે સાની , મદદ યા શાહે જીલાની ''**

(ભાવાર્થ :- આ શેરમાં આપે હુઝુર ગૌષે આઝમ પીરાને પીર દસ્તગીરને પોતાની મદદ માટે ઊઠવા પોકાર કર્યો અને કહયું કે, જરા પણ અતિશ્યાક્તિ વિના આપ મહેબુબે સુબ્હાની છે, હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

(૨)

**''અસાં જો હાલ તું દાની ,પાંજી કીં લાય પશેમાની ;**
**આં જો અહીંયા મુરીદાની, મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થઃ- અમારી હાલત આપ જાણો છો અમારી પરેશાનીઓ

પણ દુર કરો. હું આપનો જ મુરીદ છું, હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

(૩)

**''સચા સરતાજ બગદાદી,શિકસ્તી કે ડીયેં શાદી ;**
**તો દરજો આંઉં ફરિયાદી,મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થઃ- હે મારા સર(માથા)ના તાજરૂપ, આપ બગદાદના રહેવાળા છો. આપ થાકેલાં-હારેલાંને ખુશી અર્પણ કરો છો,હું આપના દરવાઝાનો ફરિયાદી છું. હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

(૪)

**''અહીંયેં તું કુતબો રબ્બાની,નસુરો નુરો નુરાની;**
**વસીલોંથી જઈફાંની,મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થઃ- આપ કુત્બે રબ્બાની છો ; આપ અન્વારોના મરકઝ છો, આપ નબળાઓ (કમજારો)નો વસીલો બનનાર છો. હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

(૫)

**''રસીયન રાહ મુ રણયન મેં ,પિયારી આબ તું ઉન્યેં મેં;**
**સંધો સાંઇ થીયે સુન્યન મેં,મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થઃ- હું આ અફાટ રેતીલાં રણમાં રસ્તો ભુલી ગયો હતો, આપ આવી પહોંચ્યાં, હું તરસ્યો મરી રહયો હતો આપે મને પાણી પીવડાવ્યું. હે મારા મહેરબાન, આવા સુનકારમાં પણ આપ સાથી બનયાં ; હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

(૬)

**''મુતેં પ્યા મુદ્દઈ દાહીન,અપર ઈઝઅમે આહીન ;**
**ડીયાં ડી  સામહુમ કાહીન , મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થઃ-આપની મોહબ્બતના જુઠા દાવેદારો મારા મુકાબલામાં આવી ગયા છે. મને તકલીફ પહોંચાડવા ચાહે છે, દિવસે દિવસે તેનું જોર વધતું જાય છે. હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

(૭)

**''તીનન કે પાણ પલીએ તું ,બચઈ હયબત હકલીએ તું ;**
**ડીનલ જો દોસ્ત જલીએ તું ,મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થ:- (હે ગૌષે આઝમ)આપ આ દુશ્મનોને પહોંચો. આપની





હૈબ્બત વડે તેઓને ભગાવો. આપના દોસ્તોને સંભાળો. હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

(૮)

**''અતાંઉં આં સંધીયું એરયું , પલોથીયું બેહર જ્યું જેરયું ;**
**તારીફું તોં કરીયાં કેરીયું , મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થઃ- આપની મહેરબાનીઓ સમુદ્રની ઊંચી મૌજો જેવી છે; આપની તારીફોનો હકક હું કયાં અદા કરી શકું છું. હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

(૯)

**''જીયા રીયે દીન પરવર જો , અહીંયન ઔલાદ અનવર જો;**
**જે ખટેંઓ કોટ ખયબર જો , મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થઃ- અલ્લાહના દીનને આપે જીવંત રાખયો. આપ હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)નો ઔલાદ છો, જેઓએ ખયબરનો કોટ(કિલ્લો)જીત્યો છે. હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

(૧૦)

**''સચી ઝોહરા સંધી દાદી, મોહંમદ મીર જી ઝાદી;**
**અહીંયે અસ્લમે તીન ઔલીદી, મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થઃ- હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ની સાહેબ ઝાદી હઝરત ફાતેમતુઝ્ઝહરા (રદીયલ્લાહો ત્આલા અન્હા)આપની દાદી છે. આપ તેઓની જ ઔલાદ છો. હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

(૧૧)

**'' તો સરતે છતર સુલયમાની, અહીંયેં તું યુસુફે ષાની;**
**આંજો અહીંયાં ઝઈફાની , મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થઃ- આપના સર ઉપર હઝરત સુલયમાન અલયહીસ્સલામનું છતર (સાયો) છે. ખુબસુરતીમાં આપ હઝરતે યુસુફનો પરતવ છો. હું નિર્બળ કમઝોર આપનો જ છું. હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

(૧૨)

**''તો જી થઈ મદ્દહ મુલકન મેં, અહીંયે મશહુર મુલ્કનમેં;**
**મલાઈક, ઈન્સ જીન્નનમેં, મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થઃ-આપ કાએનાત (સમગ્રસૃષ્ટિમાં) માં મશહુર છો, દરેક જગ્યાએ આપની તારીફ થાય છે. આપ જીન્નાતો, ઇન્સાનો તેમજ ફરિશ્તાઓમાં પણ મશહુર છો. હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

(૧૩)

**''નકો સારીયાં વસીલો બ્યો, મોહંમદ મીર મેં પહીજેં ;**
**અઇન ઔલાદ તું ઉન્જેં, મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થઃ- હુઝુર નબીએ પાક(સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ની બારગાહ શરીફમાં આપના સિવાય કોઇ વસીલો નથી. આપ પણ તેઓની જ ઔલાદ છો. હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

(૧૪)

**''દવા અહીં યે મરીઝન જો, બચા અહીં યે ગરીબન જો ;**
**દિલાસોથી દુખિયન જો, મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થઃ-આપ બિમારોની દવા છો. આપ ગરીબોના સહારા છો. આપ દુઃખી દીલોના દિલાસો છો. હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.),

(૧૫)

**''અહીંયા મદ્દાહ આંઉં આં જો, નસુરો ડાઓ આ ઉ આંજો ;**
**ગોલો દરબાર આંઉ આંજો, મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થઃ- હું આપના દરબારનો ગુલામ છું. આપના દરબારનો નિર્દોષ અને સમજદાર ગુલામ છું અને આપની તારીફ કરવાવાળો છું. હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

(૧૬)

**''અબ્દુલ્લાહ આંય સવાલી, આં જે દરબાર જો આલી ;**
**મચણ સો વારે ઓ ખાલી, મદદ યા શાહે જીલાની.''**

(ભાવાર્થઃ- આપની પવિત્ર બારગાહનો આ અબ્દુલ્લાહ સવાલી છે. તેને હવે ખાલી હાથે ન ઠેલો. હે જીલાનના શહેનશાહ મારી મદદ ફરમાવો.)

હઝરત મીયાં અબ્દુલ્લાહ શાહ નકશબંદી-મુજદ્દેદી(રહેમતુલ્લાહ અલયહ)ના મકશુફાતો, કરામતો તેમજ આપની પવિત્ર ઝિંદગી વિશે આનાથી વધુ કશી માહિતી મળી શકી નથી. આપનો મઝારે પુર અન્વાર કચ્છ જિલ્લાના અબડાસા તાલુકાના સુથરી ગામના કબ્રસ્તાનમાં આજે પણ લોકોનું આકર્ષણનું કેન્દ્ર છે.





★ ★ ★ **૨૩** ★ ★ ★

## હઝરત શોઅ્બાનશાહ સરહિંદી

(રેહમતુલ્લાહે અલયહે)

આપનો મુકદ્દસ મઝાર જી. કચ્છના વાગડ વિસ્તારના ભચાઉ તાલુકામાં ભસવા નામના ગામમાં આવેલો છે. આપ હઝરત કય્યુમે ઝમાની ઇમામ રબ્બાની મુજદ્દીદે અલ્ફ઼ષાની શૈખ અહદમ ફારૂકી સરહિંદી નકશબંદી (રદીયલ્લાહો ત્આલા અન્હો)ની ઔલાદમાંથી છે. આપની કરામતો આજે પણ લોકમુખે ચર્ચાઇ રહી છે.

★ ★ ★ **૨૪** ★ ★ ★

## હઝરત પીર મેહમુદશાહ જીલાની

(રેહમતુલ્લાહે અલયહે)

સિલસિલાએ નકશબંદીય્યાહ-મુજદ્દેદીય્યાહ મઝ્હરીય્યાહની એક ખાનકાહશરીફ પાક.સિંધના મુલાકાતીયાર શહેરમાં આવેલી છે, આ ખાનકાહના મહાન મજઝુબે કામીલ હઝરત શાહ ઇસ્હાક સાહેબ મુલાકાતીયારી નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ)થી તેમજ પોતાના વાલીદ સાહેબ હઝરત શાહ પીર અલી અકબરશાહ જીલાની (રહેમતુલ્લાહ અલયહ)થી હઝરત પીર મહેમુદશાહ જીલાની (રહેમતુલ્લાહ અલયહ)ને બયઅ્ત (અરાદત) તેમજ ખિર્કએ ખિલાફત હાંસીલ હતો. હઝરત શાહ ઇસ્હાક સાહેબ મુલાકાતી-યારી (રહેમતુલ્લાહ અલયહ)નો સિલસિલાએ અરાદત દિલ્હીની મશહુર નકશબંદી ખાનકાહશરીફ જેમના નામથી ઓળખાય છે, તે મહાન વલીએ કામીલ હઝરત મીર્ઝા મઝહર જાનેજાના શહીદ (રહેમતુલ્લાહ અલયહ)થી જ જઇ મળે છે.

હઝરત પીર મહેમુદશાહ જીલાની (રહેમતુલ્લાહ અલયહ)ની મહાન ખિદમતોં પૈકી ઝાહેરી તેમજ બાતીની ઇલ્મોનો ઐતબારથી આપે ઇલ્મે જાહીર પેટે કચ્છ જેવા પછાત પ્રદેશમાં મહાન દારૂલઉલુમ ફૈઝે અકબરીની લુણીશરીફ (તા.મુંદ્રા-કચ્છ)માં સ્થાપના કરી. એ જ રીતે આપે ઇલ્મે બાતીન પેટે રાજસ્થાન જેમા અતિ પછાત ગણાંતા વિસ્તાર બાડમેર વગેરે જગ્યાએ દૌરા કરીને અસંખ્ય મુસલમાનોને મુરીદ બનાવી સિલસિલાના અન્વારો તેમનાં દિલોમાં અલ્કા કર્યા અને ઝીક્રે ઇલાહીના ચિરાગો પ્રજવળીત ફરમાવ્યાં.

હઝરત પીર મહેમુદશાહ જીલાની (રહેમતુલ્લાહ અલયહ)ના પોશાકમાં સફેદ રંગ હંમેશા અગ્રસ્થાને રહેતો હતો, ત્યાં સુધીકે સફેદ સલવાર ઉપર કમીસ અને માથા ઉપર સફેદ સુતરના દોરાની બનાવેલી ઊંચી ટોપી પહેરતાં હતાં.

હઝરત પીર મહેમુદશાહ જીલાની (રહેમતુલ્લાહ અલયહ) જ્યારે પણ કોઇ મહેફીલમાં બેસતાં હતાં તો આપોઆપ પોતાની અસર ચારે તરફ છવાઇ જતી હતી, જે પરિચીત ન હોય તેને પણ એવું લાગતું હતું કે આ કોઇ વિશેષ અને મહાન વ્યક્તિ છે. આપનું ઘર મહેમાનોનું મોટું કેન્દ્ર હતું. આપ નાના મોટા દરેક મહેમાનનો એક સરખો ખ્યાલ રાખતાં હતાં.

ઝિંદગીના છેલ્લા દિવસોમાં બિમાર હોવા છતાં પણ આપે આવનાર મહેમાનોને મુલાકાતથી કયારેય રોકયા નથી. બિમારીના કારણે અતિઅશક્તિ હોવા છતાં પણ મદ્રાસાના ચંદા પેટે રમઝાન મહિનામાં આપ ખુદ પણ બીજા સફીરોની જેમ મસ્જિદમાં તશરીફ લઇ જતાં. અશક્તિની હાલતમાં પણ આપ તરાવીહ્ની નમાઝ ઊભા ઊભા જ અદા ફરમાવતાં હતાં અને વચ્ચે જો વધુ કમઝોરી દેખાતી તો અમુક રકાતો બેસીને અદા ફરમાવતાં હતાં.

આપ નકશબંદી સિલસિલાના બુઝુર્ગ હતા. શરીઅતના ચુસ્ત પાબંદ હતાં આપે પોતાની નફલી ઈબાદતોંનો કદી જાહેરમાં પ્રચાર કરતાં ન હોતાં. આપ વસીયત ફરમાવતાં હતાં કે, મારામાં કોઇ કરામતનો પ્રચાર કરવામાં ન આવે. છતાંપણ જે લોકોએ આપને નજીકથી જોયા છે તેઓ એમ ખાત્રીથી કહી શકશે કે આપને જોઇને એવું લાગતું હતું કે, આપના દિલમાં અલ્લાહ ત્આલાની યાદ અને તેનો ઝીક્ર જારી છે. રાજસ્થાનમાં દૌરા દરમ્યાન આપ અડધી રાત્રે ઝીક્રના હલ્કાઓ કાયમ ફરમાવતાં હતાં.અન્ય પીરોની જેમ પહેલેથીજમુરીદ બનાવવાના એલાનને આપ કદાપી પસંદ કરતાં નહીં. આપના રસોડામાં મચ્છીને અગ્રસ્થાન રહેતું હતું.

**આપનો વિસાલ**

હઝરત પીર મહેમુદ શાહ જીલાની (રહેમતુલ્લાહ અલયહ)નો વિસાલ મુંબઇમાં થયો એ સમયે આપનું પવિત્ર મસ્તક આપના એક વફાદાર ખાદિમ હાજી સાહેબના ખોળામાં રાખેલું હતું. ઈન્ના લિલ્લાહે વ ઈન્ના ઇલયહે રાજેઉન. ત્યાંથી આપની લાશ મુબારકને કાનુની વિધીઓ પુરી કર્યા પછી





આપના વતન લુણીશરીફ(કચ્છ) લાવવામાં આવી અને આપના વાલીદે મોહતરમ હઝરત હાજી અલી અકબરશાહ જીલાની (રહેમતુલ્લાહ અલયહ)ના પહેલુંમાંજ આપને મુ. તા. ૨૨ મોહર્રમુલ્હરામ હી.સ.૧૪૦૬ મુતાબીક અં. તા.૯-૧૦-૧૯૮૫ને મંગળવારના રોજ દફન કરવામાં આવ્યાં.

આપની નમાઝે જનાઝા મુફતીએ કચ્છ હઝરત હાજી અહમદશાહ બાવા (દામતેફોયઝોહુમ)એ અદા કરાવ્યાં પછી આપના સાહેબઝાદા હઝરત અલી અકબર શાહ ઉર્ફે ભાભાસાહેબને આપના ગાદીનશીન તરીકે મુકર્રર કર્યાનું એલાન કર્યું.

★ ★ ★ ૨૫ ★ ★ ★

## ખત્રી સાહેબ ઉમર પીર (ભુજવાળા)

(રેહમતુલ્લાહે અલયહે)

**પરિચય :-**

જ્યારે હું (પીર વઝીર અલી) તકયાવાળી મસ્જીદ-ભુજમાં ઈમામત કરતો હતો ત્યારે નવરંગઝાદા સાલેહ મોહંમદ સાહેબે મને જણાંવ્યુંકે, ‘સરપટ નાકે આવેલી લેનોવાળી મસ્જીદમાં જે ખત્રી સાહેબનો મઝાર આવેલો છે તેઓ પણ નકશબંદી હતાં. તેઓની એક કરામત રજુ કરતાં કહયું કે, ‘એક વખત તેઓ બાંધણી કાર્ય કરી રહયા હતાં. તે દરમ્યાન નફસવૃત્તિએ આંખોમાં શરારત જણાવતાં તેઓએ તરત કાતર વડે પોતાની આંખો ફોડી નાંખી.’ પછી મેં આપ વિશે વધુ સંશોધન કરતાં ‘ખત્રી ઈતિહાસના ભાગ-૩, પાના નં.૪૧૪ થી ૪૧૭ સુધી નો ઉલ્લેખ ધ્યાનપુર્વક વાંચ્યો જેમાં આપના હાલાતો દર્જ થયેલા છે, તો એ વાત સ્પષ્ટ થઇ કે, આપ (ખત્રી સાહેબ હઝરત ઉમર પીર) નો યુગ તથા (૧)રાજપીર હઝરત પીર સૈયદ મોહંમદ પનાહ સાહેબ કાદરી તથા (૨) સાકળવાળા પીર હઝરત સૈયદ મોહંમદ શાહ તથા (૩) સિંધના પ્રસિધ્ધ સુફી કવી હઝરત શાહ અબ્દુલલતીફ ભિટાઇ તેમજ (૪)સિંધના બદીન જી. માં આવેલા તે યુગના મહાન વલીએ કામીલ સુલ્તાનુલ-ઔલીયાએ સિંધ હઝરત ખવાજા મોહંમદ ઝમાંન અવ્વલનો યુગ એક જ છે. (ઇ.સ. ૧૭૬૧) તે યુગના ખત્રી ભાઇઓ લુવારીશરીફના નકશબંદી પીરો સાથે એટલેકે હઝરત ખ્વાજા મોહંમદ ઝમાન અવ્વલ (રહેમતુલ્લાહ અલયહ)સાથે સંકળાયેલા હતા અને માટે જ

સુલ્તાનુલ્ઔલીયાએ સિંધ હઝરત ખ્વાજા મોહંમદ ઝમાન (રહેમતુલ્લાહ અલયહ)એ પોતાના ખલીફા હઝરત સાંઇ શોએબ ઉર્ફે પખેરાવાળા પીર (રહેમતુલ્લાહ અલયહ)ને સિલસિલાની ઇશાઅત પેટે કચ્છમાં મોકલેલા. શરીઅતની પુરી પાબંદીનો ઝૌકો-શૌક ખત્રીભાઇઓની ફીતરતમાં રહેલો છે, જે સિલસિલાએ નકશબંદીય્યાહનો ફૈઝાન છે.

હઝરત ઉમર પીર (રહેમતુલ્લાહ અલયહ)ની રહેણી-કરણી એટલી હદે સાદી હતી કે, આપનાથી મુલાકાત કરનાર ભાગ્યેજ આપને ઓળખી શકતો હતો. આપ મહાન આલીમ હોવા છતાં જરા પણ ઇલ્મનો ઘમંડ ન હતો.આપ પોતાનું વ્યક્તિત્વ કોઇને પણ બતાવતાં નહોતા; જેથી સહુ કોઇ આપને તદ્દ્ન સાધારણ-મામુલી ઇન્સાન જ ધારી લેતા હતાં.પરંતુ એકવાર એક એવી ઘટના બની ગઇ કે જેથી આપ રાજ્ય તેમજ પ્રજા બંનેમાં એક મહાન બુઝુર્ગ અને વલીએ કામીલ તરીકે મશહુર થઇ ગયાં.

**-:આપની કરામતો :-**

**(૧)**

એક વખત ઉંટોની વણઝાર સિંધ જતી હતી. હઝરત ઉમર પીર (રહેમતુલ્લાહ અલયહ)પણ તેમની સાથે હતાં. ઉનાળાનો સખ્ત તાપ અને ગરમી હતી; રણનો તાપ ઘણો અસહય અને અકળાવનારો હોય છે. વણઝાર પાસે પીવાનું પીણી ખુટી પડ્યું વણજારમાંથી પણ પાણી પાણીનો પોકાર ઉઠયો; પણ આવા નિર્જળ અફાટ રણપ્રદેશમાં ગરમીની મૌસમમાં પાણી તો ક્યાંથી મળે? મુસાફરો પાણી માટે ટળવળતા હતા આવા સમયે આપ કાફલામાંથી આગળ આવ્યા. અલ્લાહની મખ્લુકને પાણી વગર તરફડતી જોઇને આપનું હૃદય દ્રવી ઉઠયું. આપે બે રકાત નમાઝ અદા કરી અને પછી દુઆ માટે હાથ ઊઠાવ્યા. કેટલીવાર સુધી આપ દુઆમાં મશગુલ રહયા થોડીવાર પછી આંખો ખોલીને આપે કહયું, 'ભાઇઓ આ મારા પગ નીચેની જમીન પરથી થોડીક માટી ખસેડીને જુઓ તો અલ્લાહ ત્આલા રહમ ફરમાવશે.' લોકોએ આ વાત પર અમલ કર્યો.

અને કરીમે કારસાઝની કુદરત જુઓ આપની દુઆએ મકબુલીયતો શર્ફ હાંસીલ કર્યો. અને રણની ખારી જમીનમાં મીઠા પાણીનો વીરડો ફુટી નીકળ્યો. તથા તેમાંથી તમામ કાફલાવાળાએ અને ઢોર-ઢાખરે ધરાઇને પાણી પીધું. અલ્લાહ ત્આલાનો શુક્ર અદા કર્યો અને પછી આ ઝરા ઉપર ધુળવાળીને કાફલો આગળ રવાના થયો.





આ વાત જ્યારે મહારાવ શ્રીને સાંભળવામાં આવી તો તેઓએ આપનો ખુબજ અદબો-એહતરામ કર્યો અને પોતાની પાસે ઇઝઝતથી રાખ્યા. દરેક જંગી કાર્યમાં મહારાવશ્રી આપનાથી જ સલાહ-મશ્વેરો લેતાં હતાં; અને ભુજ શહેરના તમામ હિંદુ -મુસ્લીમો આપને ઇઝઝતની નઝરે જોતાં હતાં.

(૨)

આપની એક અન્ય કરામત પણ ઘણી નોંધ પાત્ર છે. આપ કચ્છ ભુજની દોઢસો ઘરની ખત્રી જમાઅતને વર્ષમાં બે વાર જમાઅતનું સામુહીક ખાણું ખવડાવતાં હતાં. અને તે પણ ખીચડી પકાવવાના નાનાં દેગચામાં રસોઇ પકાવી આખી જમાતને ખવડાવી દેતાં હતાં. એટલે તમામ લોકો ખુબજ મુતાસીર થતાં હતાં. એક વખત કોઇક અદેખા માણસે એકવાર જમાઅતના માણસોને ખોટી રીતે ઉશ્કેર્યા. જેથી એકવાર આપની દાવત ઉપર કોઇગયું નહીં; એટલે આપના દિલને ખુબજ રંજ પહોંચ્યો અને આપે નારાઝ થઇને પકાવેલ રસોઇવાળા વાસણને ઊંધું વાળી નાંખ્યું તો તેની અંદર કંઇક જ નહતું. જોનારા બધા જ દંગ રહી ગયા અને પીરસાહેબના મુખેથી એક ઊંડી આહ નીકળી ગઇ, 'આહ ! આજે મારા વાસણને તમે ઊંધું વળાવેલ છે. હવે તમારા કામ પણ બધાં જ ઊધાં જ નીવડશે.'

એક અલ્લાહવાળાના મુખેથી આ પ્રકારની આહ્ નીકળી ગઇ પછી તો ખત્રી લોકોને ઘણો જ અફસોસ થયો. આ વાતને બસ્સો(૨૦૦) ઉપર વરસો વીતી ગયા. પીર સાહેબનું કથન સાચું પડતું આવે છે; તે દિવસથી ખત્રીભાઇઓમાં ઘણો જ કુસંપ, દ્રેષ, ઝિદ વગેરે પૈદા થઇ ગયું. અને વાત-વાતમાં ઝઘડાઓ ઉપસ્થિત થવા લાગ્યા; જેની અસર આ જ પર્યંત ચાલુ છે.

**-:આપનો વિસાલ અને વિસાલ બાદઃ-**

આપની વિલાદતની તારીખ અને વિસાલની તારીખ મળી શકયા નથી. આપનો મઝારશરીફ કચ્છના ભુજ શહેરમાં સરપટ નાકા આગળ જ્યુબેલી હોસ્પીટલ નઝદીક આવેલો છે. આપની તુરબત પર મકબરો બંધાયેલ છે. આપનો ઉર્ષમુબારક માહે જીલકાઅ્દની ૧૪મી તારીખે ઉજવાય છે. આપના રોઝાની જગ્યા ઘણી જ પુરફૈઝ અને બાંધકામ ઘણોજ આકર્ષક અને દિલકશ છે.

★ ★ ★ ૨૬ ★ ★ ★

## હઝરત ગુલામ ફારૂક સાહેબ

(રેહમતુલ્લાહે અલયહે)

### આપનો પરીચય

જામનગરમાં જ્યા હાલ ઈજનેર ઓફીસ છે. ત્યાં ઘેઘુર ઝાડ હતા, અફઘાનીસ્તાનથી આવીને ગુલામ ફારૂક સાહેબ આ વડના ઝાડ નીચે ઉતરેલા અને ખુદાની બંદગીમાં રત રહેતા પોતે ક્યાંય જતા આવતા નહીં. જામવિભાજી રોજ સવારે ત્યાંથી નીકળે ત્યારે વડના ઝાડ નીચે આપ ફરીને ધ્યાનમાં બેઠેલા હોતા (મુરાકેબામાં મગ્ન જોતા) તેથી આકર્ષાઇને તેમને રાજદરબારમાં બોલાવ્યા, માનપાન આપીને વિભા જામના રાણી જાનબાઇના તેઓ ગુરૂ (પીર) હતા તેમની દરગાહ ટાવરવાળી મસ્જીદમાં આવેલી છે. (૨૬૦,નગર નવાનગર, જામનગર)

આપના મઝારશરીફ કબ્રમુબારક ઉપર પ્રશ્ચીમ બાજુએ લાગેલી ફારસી ભાષાની તખ્તીમાં આપના નામની સાથે 'ફારૂકી, નકશબંદી, મુજદ્દેદી, સરહિંન્દી' નિસ્બતનો સ્પષ્ટ ઉલ્લેખ છે. જેથી આપ મહાન વલીએ કામીલ હઝરત ઈમામે રબ્બાની મુજદ્દીદ અલ્ફેસાની (કુદ્દસ્સીર્રહુ)ની ઔલાદથી છે. જેમનો સિલસિલાએ નસબ મહાન સહાબીએ રસુલ અમીરૂલ મોઅ્મેનીન ખલીફતુલ મુસ્લેમીન હઝરત ઉમર ફારૂકે આઝમ (રદીયલ્લો ત્આલા અન્હો)થી જઇ મળે છે. એટલે જ આ ખાનદાન પોતાને 'ફારૂકી' ખાનદાન તરીકે ઓળખાવે છે.

ઈતિહાસીક ઉલ્લેખ મુજબ સુલતાન ફીરોઝશાહ તઘલખે આપના પુર્વ જ હઝરત ઈમામ રફીઉદ્દીનને અફઘાનીસ્તાન કાબુલથી બોલાવી પંજાબમાં સરહિંદ નામના શહેરની સ્થાપના કરાવી ત્યાં જ આપને વસાવયા ત્યારથી આ ખાનદાન પોતાના નામની સાથે સરહિંદી તથા હઝરત મુજદ્દીદે અલ્ફેષાનીની ઔલાદ હોવાને નાતે મુજદ્દેદી અને નકશબંદી સિલસિલામાં પીરી-મુરીદી કરતાં હોવાને કારણે નકશબંદી લખાવે છે. હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ)ની ઔલાદથી અમુક વ્યક્તિઓએ પરત કાબુલ અફઘાનીસ્તાનમાં વસવાટ કર્યાને ત્યાં ફારૂકી નકશબંદી મુજદ્દેદી તરીકે ઓળખાયા. આ મહાન ખાનદાનથી સબંધિત હોવાને કારણે જ હઝરત ગુલામ ફારૂકશાહબાવાના નામની સાથે 'ફારૂકી, નકશબંદી, મુજદ્દેદી, સરહિંદી'નો ઉલ્લેખ છે.





અફઘાનીસ્તાનથી આપ દરિયાઇ માર્ગે સુરતના રાંદેર શહેર અને ત્યાંથી ટ્રેન માર્ગે નવાનગર (જામનગર) આવી પહોંચ્યાને જુના રેલવે સ્ટેશન પાસે આવેલ (પી. ડબલ્યુ. ડી.ની ઓફીસ પાસે) જુના વડના ઝાડ પાસે રોકાણ કર્યુ. તે વખતે રેલ્વે મારફતે સુરતથી નવાનગર સાકર મંગાવવામાં આવતી. આપની સાથે આપના ખાદીમો પણ હતા જેમની કબ્રો પણ મઝાર શરીફની પંગાતે છે. જેની ઉપર પહેલા નાનો રોઝો હતો.

### -:આપની દુઆની અસર :-

હાલારની ખમીરવંતી ધરતી ઉપર જામવંસના રાજવીઓ પેટે જામવિભાજીની સતાનો સુર્ય મધ્યાહન હતો. તેમણે રાજધાની પેટે નગર, નવાનગર ઉર્ફે જામનગરને વિકસાવ્યો હતો અને સેનાપતિ તરીકે મેરૂ ખવાસને નીમ્યો હતો. જે રાજકોટ કારકીર્દીને સંપુર્ણ સુખી હોવા છતાં પણ નિસંતાન હોવાને લીધે અત્યંત દુઃખી હતો.

વાંજીયા મેણુ ભાંગવા કરેલા બધાજ પ્રયત્નો નિર્રથક સાબીત થતા છેવટે હારી થાકીને પાલનહારની મનાવવા કોઇ સુફીએ બા સફા વલીએ કામીલથી દુઆ કરવા માટે નિશ્ચય કરી તેમને શોધવા લાગ્યો છેવટે તે સંતાન પ્રાપ્તી માટે ગુલામ ફારૂકશાહ બાવા ફારૂકી નકશબંદી મુજદ્દીદે સરહન્દીથી દુઆ કરાવે છે.

આપની દુઆ રંગ લાવે છે અને બરોબર નવ મહિને સેનાપતિ મેરૂ ખવાસને ત્યાં પારણુ બંધાય છે. જેને કારણે હવે આપ પ્રત્યે સેનાપતિ અકીદતમાં અનેક ઘણો વધારો થાય છે. જે અંતે આપની ખ્યાતીનું કારણે બને છે. આ બનાવની જાણ જામવિભાજીને થતાં તે આપને મળવા માટે જાતે આવી પહોંચે છે.(ત્યારે આપની બેઠક જુની પોસ્ટ ઓફીસ નજીક આવેલ સોઢાના ડેલા પાસે આવેલી એક ખાંભી પાસે હતી) અને આપને માન મર્તબા સાથે રાજ મહેલમાં પધારવા વિનંતી કરે છે.

### -:મહારાણી નો ઈસ્લામ સ્વીકાર :-

હવે આપના જાહેર થવાનો સ્પષ્ટ સંકેત પાક પરવરદિગાર પાલનહાર તરફથી મળતા આપ હાલાર ધણી જામ વિભાજીના આમંત્રણને માન આપીને રાજ મહેલમાં આવી પહોંચે છે. જ્યાં જનાનખાનાના જરૂખાઓ માંહેથી મહારાણી તથા રાણીઓ અને વડારણો, દાસીઓ આપના દિદાર કરી પોતાના જીવનને ધન્ય સમજે છે. દિવ્યમાન નુરાની ચહેરો હક્કો બાતિલ વચ્ચે ભેદ રેખા નક્કી કરતો આપનો ફારૂકી દબદબો તથા મુજદ્દેદી શાનૌ શૌકત તથા

નકશબંદી સિલસિલાના આપના ચહેરા ઉપર અનવારે વિલાયત રંગ લાવીને રહે છે. આપના દિદાર માત્રથી જ મહારાણી મોટા જાનબાઇનું હૃદય પરિવર્તન થાય છે. તેઓ આપના હાથ ઉપર ઇસ્લામ ધર્મનો સ્વીકાર કરીને આપના મુરીદગણમાં દાખલ થઇ પોતાના પીર (ગુરૂ) તરીકે આપને સ્વીકારે છે.

રાજ મહેલમાં આપનો કરતા આપનો ચહેરો વિલાયતના ચમકતા ચાંદની જેમ રોશન હતો તે જોઇ રાણી મોટા જાનબાઇ આપથી બૈયત થયા અને કલમો પઢી મુસલમાન થયા આપની માંડવી ટાવર પાસે રહેણાકની જગ્યા પસંદ કરી ઇસ્લામ સ્વીકાર કરવાની ખુશીમાં પછી મોટા જાનબાઇએ પોતાના નામની એક મસ્જીદ બનાવી જે આજે ટાવરવાળી મસ્જીદના નામે પ્રખ્યાત છે. મસ્જીદની સાથે આવેલ માંડવી ટાવર મૌજુદ છે. જેનું નકશીકામ બગદાદ શહેરની મસ્જીદોની આબેહુબ છે. જે ઇસ્લામની છાપ પુરી પાડે છે.

**-:વહેવારીયા મદ્રસા કુવાની કરામત :-**

હઝરત ગુલામ ફારૂકશાહ બાવાની પ્રેરણાથી ઇ.સ. ૧૮૦૦માં વહેવારીયા મદ્રસા તથા મસ્જીદનું બાંધકામ થયેલ તથા આ સંકુલની પાયા વિધી પણ આપના હસ્તે થઇ તેમાં આપના મુરીદ નુરમોહંમદ અબ્બુ તાલીબ પણ સાથે હતાં સંકુલના બાંધકામ પેટે પાણી જરૂર પડતા ત્યાં એક હોઝ ઉંડો ખોદવામાં આવેલ પણ પાણીથી વંચિત જ રહેવું પડયું તથા આ બનાવની જાણ હઝરત પીર સાહેબને કરવામાં આવી એટલે હાજતમંદોની હાજતના નિવારણ માટે આપ ખુદ આવીને તે કુવા પાસે ઉભા રહયા અને ત્યાં હાજર રહેલ મુરીદો પૈકી એક મુરીદને પોતાનો સાફોમુબારક (અમામો) અર્પણ કરતા તાકીદ સાથે કહયું કે લો આ મારો અમામો લઇ અને કુવામાં ઉતરી જાવ અને કુવાની આખી દિવાલ ઉપર અમામોની ફેરવી લાવો પણ ખબરદાર આ અમામો કુવાના તળીયાને ન સ્પર્શે તેનું ખ્યાલ રાખજો અને જલ્દીથી કામ પતાવીને કુવાથી બહાર આવી જવું.

આપની આજ્ઞાનુસાર તે મુરીદ આપનો અમામાહશરીફ(સાફો મુબારક) લઇને કુવામાં તળીયે જઇ પહોંચ્યો અને આ કાપડને ઝડપથી કુવાની દિવાલ ઉપર ફેરવતા ફેરવતા ઉપર આવી પહોંચ્યો સાથે શાને કુદરત પણ રંગ લાવી, તે વખતે આપથી ફૈઝાને વિલાયતે ઇસ્માઇલી તથા ફૈઝાને વિલાયતે મુસ્વી જાહેર થયાને કુવાની દિવાલો માહેથી પાણી ધોધ છુટા થયા કુવો પાણીથી ભરાઇ ગયો જો બહાર નીકળવામાં આ મુરીદથી ગફલત થાય તો તે પણ આ પાણીમાં ડુબી મરત. પછી તો જામનગરમાં કંઇ કેટલા એ





દુષ્કાળ આવ્યા પણ આ કુવાનું પાણી નથી ખુટયું. આ કરામત જાહેર થવાથી હવે તાજદારે જામનગર તરીકે આપની ખ્યાતી થઇ આસપાસના ઇલાકામાં પણ ઇમામો ફેરવવામાં આવ્યો

**-:લંગર (અન્નક્ષેત્ર) ની કરામત :-**

આપનો મુરીદગણ વિશાળ હતો, જેમાં શેખ, સિંધી તથા મેમણ જ્ઞાતિના ભાઇઓનો સમાવેશ થાય છે. જેઓ ધોરાજીથી જામનગર તથા જુનાગઢ વિસ્તારમાં વસવાટ કરતા હતા અને અવાર નવાર આપના દિદાર માટે આપની ખાનકાહમાં આવતા, જેમના માટે બે વખત જમવાની વ્યવસ્થા પેટે આપ લંગર ચલાવતા. આપનો લંગર કોઇ પણ સંજોગોમાં બંધ નથી રહયો.

ઇ.સ. ૧૯૮૮ માં સમગ્ર કાઠીયાવાડમાં ભારે ભયંકર દુષ્કાળ પડયો સવંત ૧૯૩૪ માં પડયો હોવાથી એ 'ચોત્રીસા'ના નામે ઓળખાય છે.આ દુષ્કાળ દરમ્યાન જામવિભાજી તરફથી રીલીફ વર્ક ખોલવામાં આવેલ તથા સામુહીક જમણવાર ઉપર પ્રતિબંધ મુકવામાં આવેલ જેથી અનાજની બચત થઇ શકે. આવા કપરા સંજોગોમાં પણ નિયમીત રીતે ગરીબોને આપના લંગરથી (અન્નક્ષેત્રથી) ભરપેટ ખાણુ પીરસ્વામાં આવતું.

હઝરત ગુલામ ફારૂક સાહેબના, આ અતિ કપરા સંજોગોમાં ધમધોકાર ચાલતા લંગરના સમાચાર માત્રથી જ જામવિભા ક્રોધે ભરાઇ છે. અને ગુસ્સાથી લાલ પીળા થતાં જાતે ખુદ અનાજનો જથ્થો કયાંથી આવે છે. તેની તપાસ માટે આવી પહોંચે છે. અને સિંહ ગર્જના સાથે હઝરત પીર સોહબને પ્રશ્ન કરે છે કે, આટલું બધુ અનાજ કયાંથી આવે છે.? પણ જામનગરના રૂહાની તાજદાર જરી પણ ચલીત થયા વિના નવાનગરના સતાધિશને કહે છે. 'હે રાજન અનાજનો જથ્થો કયાંથી આવે છે.! જાણવું છે? કે જોવું છે?.!'

આપના શાંત ચિતે ઉચારેલા શબ્દો સાંભળતાં જ જામવિભાજી કહે છેકે, 'દેખાડો અનાજ કયાંથી આવે છે.?' અને જવાબમાં આપ કહે છે કે,' મહારાજ આંખો બંધ કરો' બસ આંખો બંધ કરતાં જ જામવિભાજીને ખાનકાહના ખુલ્લા મેદાનમાં અનાજના ઢગલા ખડકાતા દેખાયા જેથી અંતે આપની માફી માંગીને લંગર ચાલુ રાખવાની રજા આપી રવાના થયો.

આપના લંગરની ખાણાની દેગ પાકી ગયા પછી હાલે આપની કબ્રમુબારક છે ત્યાં મુકવામાં આવતી એક જ દેગમાં અસંખ્ય માણસો ભરપેટ ખાણુ ખાતા, ખાધુ કયારેય પણ ખુટયું નથી તથા અંતિમ મહેમાન ખાણુ

ખાય ત્યાં સુધી સતત ખાણુ ગરમ રહેતું, આ જગ્યા ઉપર દેગ નીચે ક્યારેય પણ આગ સળગાવવામાં કે મુકવામાં આવેલ નથી.

**-:જીસ્મ હો કહીં અપના :-**

પીર સાદીક અલી નામે આપના એક પુત્રને હજ્જે બયતુલ્લાહશરીફના સંજોગો ઉભા થતાં તેઓ પોતાના વાલીદે મોહતરમ પાસે આ મુબારક સફરની પરવાનગી મેળવવા માટે આવી પહોંચ્યાં આપે તેમને હજ્જની પરવાનગી આપતા કહ્યું કે,' ક્યાં કોઇપણ ખુદાની મખ્લુકને તમારા થકી તકલીફ ન પહોંચે તેનું અત્યંત ખ્યાલ રાખજો.'

વાલીદે મોહતરમ પાસેથી મુબારક સફરની પરવાનગી મેળવી મખ્લુકે ખુદા ઉપર મહેરબાનીની નસીહત સાંભળી સાદીકઅલી સાહબ હજ્જેબયતુલ્લાહ માટે રવાના થયા ( તે યુગમાં સુરત, પોરબંદર તથા કચ્છના માંડવીબંદરથી જહાજ મારફતે હાજીઓ જીદાહ્ બંદર સુધી પહોંચતા હતાં. )

હજ્જે બયતુલ્લાહશરીફથી પરવાર્યા પછી ઝિયારતે રોઝએ રસુલે મકબુલ (સલ્લલ્લાહુ અલયહ વસલ્લમ)ની નિયતથી સાહબઝાદા સાહેબ મદીનતુલ મુનવ્વરા આવી પહોંચ્યા, એક વખત ત્યાં વુઝુ કરતી વેળાએ અનાયાસે જ આપની નઝર એક મખ્લુક ઉપર પડી જે આપની સામે જ હતી હઝરત વાલીદે મોહરતમની નસીહત મગજ બહાર જઇ જતાં આપે આ મખ્લુકને લાકડી ફટકારીને આ મખ્લુક પણ ત્યાંથી રવાના થઇ ગઇ.

હવે સાહબઝાદાહ પવિત્ર સફરથી પરત આવી રહયા હતા અને તેમના સ્વાગત માટે મુરીદોએ પુર્ણ તૈયારી આદરી પણ હઝરત પીર સાહેબે કઇ પ્રત્યાઘાત ન આપ્યા. છેવટે સાહબઝાદાહ આવી પહોંચ્યાને પિતા તરફથી પ્રત્યાઘાત ન મળવાનું કારણ આપને પુછતા તરત જ પુત્ર સામે આપે પોતાનું પહેરણ ઉંચુ કરીને લાગેલી લાકડીનું નિશાન બતાવતા કહયું કે,'ઓ ગાફીલ, મદીનાશરીફમાં તેં જેને ફટકાર્યો હતો, તે મખ્લુક બીજું કોઇ નહીં પણ આ ગુન્હેગાર તારા પિતા પોતે હતાં.'

**-:આપના ખલીફા :-**

આપે પોતાના ખલીફા તરીકે હવે પોતાના પુત્ર પીર સાદીક અલીને નવાઝીને સિલસિલાની ઇશાઅત પેટે દખ્ખણ હૈદરાબાદ મોકલ્યા તેમના થકી ત્યાં આપના ફૈઝનો ખુબ ફેલાવો થયો, હઝરત ગુલામ ફારૂકશાહ બાવાના વિસાલ પછી આ સાહબઝાદાહ આપની ખાનકાહના સજ્જાદાનશીન બન્યા. (તેમનો મઝાર દખ્ખણ હૈદરાબાદમાં છે.)





પીર સાદીક અલી સાહેબ પોતાના પુત્ર પીર મોહંમદ સાદીકને પોતાની ખિલાફત અતા કરી દખ્ખણ હૈદરાબાદમાં પિતાના વિસાલ પછી આ સાહબઝાદાહ મસ્નદે સઝાદગી ઉપર બિરાજમાન થયા. તેઓએ 'ખઝીનતુલ અહઝાબ વ ઈરતાઝુલ કુલુબ' નામની કિતાબ પણ લખી છે. જેને તે વખતે હઝરત મિસ્કીનશાહના સજ્જાદાહ નશીન અને તેમના પૌત્ર ગુલામ હમીદ સીદીકી સાહેબે હૈદરાબાદથી પ્રકાશીત કરી હતી.

કિતાબ 'ખઝીનતુલ અહઝાદ'ના મુખ પૃષ્ઠ (ટાઇટલ પેજ) ઉપર સ્પષ્ટ શબ્દોમાં હઝરત પીર ગુલામ ફારૂકશાહ બાવા ફારૂકી મુજદ્દેદી સરહન્દી નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ)ના પૌત્ર હઝરત પીર મોહંમદસાદીક મુજદ્દેદીનો પવિત્ર નામ આ રીતે ઉર્દુ ભાષામાં છપાયેલ છે.

**-:મુઅલ્લફાહ :-**

અહકર એબાદુલ્લાહ પીર મોહંમદ સાદીક મુજદ્દેદી નબીરાહ વ સજ્જાદાહનશીન હઝરત જદ્દે અમજદ બુઝુર્ગવાર શાહ ગુલામ ફારૂક સાહબ કીલ્લએ આલમ (કુદ્દસ્સીર્રહુલ્અઝીઝ) ખાનકાહે ફારૂકી, ટાવર મસ્જીદ, શહેર જામનગર (મુલ્ક કાઠીયાવાડ)

**-:સમકાલીન બુઝુર્ગોથી સંબંધ:-**

જામનગરના આરીફે કામીલ તથા સિકંદરબાદ-દક્ષિણ ભારતના અસલ રહેવાસી હઝરત હાફીઝ મહેરબાન અલી ઉર્ફે મૌલાના મસ્ત સાહેબ ઉર્ફે મૌલ્વી લઠસાહેબ જેઓ સંપુર્ણ રીતે સુફી રંગે રંગાયેલા હતા. તેમના હઝરત ગુલામ ફારૂક સાહેબ સાથે નિસ્વાર્થ ગાઢ રૂહાની સંબંધો હતા.

હાલારના પાટનગર ઉપર ઇ.સ. ૧૯મી સદીના પુરા નવ(૯)દાયકા સુધી આપના ફૈઝાનનો સુર્ય મધ્યાહન હતો ત્યારે સિંધના મહાન વલીએ કામીલ હઝરત સુલ્તાનુલ્ઔલીયા, ખ્વાજા મોહંમદઝમાન (અવ્વલ) સીદીકી નકશબંદીની દરગાહ શરીફના સજ્જાદાહનશીનોની પણ અવર જવર હાલાર પંથકમાં હતી તેમની સાથે પણ આપના ગાઢ રૂહાની સંબંધો હતા.

તે વખતે લુહારી શરીફની ગાદી ઉપર અનુક્રમે (૧) હઝરત ખ્વાજા હસન સાહેબ તેમણે ઇ.સ. ૧૮૩૯ થી ઇ.સ. ૧૮૭૯ દરમ્યાન છ(૬) હજ્જ અદા કર્યા. (૨) હઝરત ખ્વાજા મોહંમદ સઇદ સાહેબે જેમણે પણ કુલ ૬ હજ્જ અદા ફરમાવ્યા (૩) હઝરત ખ્વાજા અહેમદઝમાન આપે પણ કુલ ત્રણ વખત હજ્જે બયતુલ્લાહ અદા ફરમાવી. આ બધા પીરો લુહારી શરીફવાળા પીર સાહેબ તરીકે ઓળખાતા. હઝરત ગુલામ ફારૂકશાહ બાવાના

વિસાલ વખતે આ પીર સાહેબ લુહારીશરીફની ગાદી ઉપર હતા.

કરાંચીના ગારવાળા પીરસાહેબથી પણ ગુલામ ફારૂકશાહબાવાના રૂહાની સંબંધ હતા જેમનું નામ સૈયદ મોહંમદ હસનશાહ કાદરી છે. (આપનો મઝાર કરાંચી મેવાસા કબ્રસ્તાનમાં છે. તથા આપની ગાર (ઇબાદતગાહ-ખાનકાહ) જામનગર ઘાંચી કબ્રસ્તાનમાં છે.) આ પીર સાહેબે જામનગરના મુરીદ કાસમ હાજી અબ્દુલ કરીમને પુત્ર બનાવેલે તેમના જ વંશ જ સૌઢા અબ્દુર્રહેમાન નકશબંદી તથા સૌઢા અબ્દુલ્રહીમ હઝરત ગુલામ ફારૂકશાહબાવાની દરગાહના ખાદીમ છે.

ઇ.સ. ૧૨-૧૦-૧૯૪૯ બુધવારે કાસમ અબ્દુલકરીમ સૌઢા શહીદ થયા જેમનો મર્કદ છતનશા કબ્રસ્તાન જામનગરમાં છે. તેમની કબ્ર ઉપર લાગેલ શીલાલેખ પર પીર સાહેબે પુત્ર બનાવ્યાનો ઉલ્લેખ છે.

**-:વિસાલ મુબારકઃ-**

આપનો વિસાલ જામ રણજીત સિંહના રાજ્ય કાળમાં ઇ.સ. ૧૯૦૮ મુતાબીક હી.સ. ૧૩૨૬ જુમ્આના દિવસે મોહર્રમની ૨૫ ચાંદે થયો. આ રીતે આપે જામનગરની રાજ ગાદી ઉપર (૧) જામવિભાજીની સતા ઇ.સ. ૧૮૯૫ સુધી, (૨) એડમિનીટ્રેટરની સતા ઇ.સ. ૧૯૦૩ સુધી તથા (૩) જામ જસવંત સિંહની સતા ઇ.સ. ૧૯૦૬ સુધી અને (૪) જામ રણજીત સિંહની સતાના પ્રથમ બે વર્ષ આ રીતે કુલ ચાર વખત રાજગાદી ઉપર સતાધિશ બદલતા જોયા. આપનો મઝાર ખાનકાહે ફારૂકી, માંડવી ટાવરવાળી મસ્જીદ, જામનગરમાં છે. મહારાણીએ બંધાવેલ ખાનકાહે ફારૂકીના ખુલ્લા ચોગાનમાં મકબરા પાસે આપને એ રીતે દફનાવામાં આવ્યા કે રાણીની કબ્ર આપની પંગાતે છે.

**-:મહારાણીની અકીદતઃ-**

અંતમાં આપે રાજ મહેલથી પોતાનું રહેઠાણ ફેરવીને માંડવી ટાવરવાળા ચોકમાં રોકાણ કરેલ જે જગ્યાએ આપના મુરીદ જાનબાઇએ એક ભવ્ય ખાનકાહ સંકુલનું બાંધકામ શરૂ કરાવેલ જેમાં આપનો શાનદાર મકબરો તથા મસ્જીદ અને જરૂરત મુજબ હુજરા (રૂમો)ના બાંધકામનું સમાવેશ થાય છે. આ સંકુલ હવે માંડવી ટાવરવાળી મસ્જીદના નામથી ઓળખાય છે.

**-:ફનાએ અત્તમઃ-**

જ્યારે આ બાંધકામ શરૂ થયો તો અનાયાસે આપના મુખથી આ શબ્દો નીકળ્યા કે, ''જે બંધાવે છે તે પોતાના માટે બંધાવે છે.'' અલ્લાહની





કુદરત આ સંકુલનું બાંધકામ પુર્ણ થતાં જ મહારાણીની જીંદગીના દિવસો પણ પુર્ણ થયા અને પીરો મુર્શીદની હયાતીમાં જ આપે ઇન્તેકાલ ફરમાવ્યો. આપના હુકમ અનુસાર મહારાણી ને તે જ કલાત્મક નકશીદાર રોઝામાં દફન કરવામાં આવ્યા જે મહારાણીને આપ માટે બંધાવેલ બાદમાં આપનો વિસાલ થતા મહારાણીને સિરહાને રોઝાથી બહાર ખુલ્લી જગ્યામાં આપને દફનાવવામાં આવેલ. આ બનાવથી આપે 'ફનાએ અત્તમ' ના ઉચ્ચ મકામ સર કર્યાનો સબુત મળે છે.

**-:કલાત્મક રોઝોઃ-**

અકબરાબાદ (આગ્રા) તથા શાહજહાંબાદ (દીલ્લી) અને જયપુરના સંગે મરમરના બાંધકામથી પણ ચઢિયાતો એવો આપના રોઝાનો બાંધકામ મહારાણી મોટા જાનબાઇએ અકીદત સાથે અઢળક સંપત્તિનો ખર્ચો કરાવ્યો જેમાં અતિ મોંઘા સંગેમર તથા કિંમતી સંગે કસોટીની ગોઠવણી સાથેના કલાત્મક થાંભલા, મહેરાબો, કોતરણીવાળા ચાર દરવાઝા, આઠ બારીઓ, મુખ્ય મોટા ગુંબદ ઉપર પીતળનો કળશ અને ચાર અન્ય ગુંબદ તથા થાંભલીઓવાળા કઠેરાની વચ્ચે મિનારા થી સુશોભિત આ મકબરો આજે પણ માંડવી ટાવરવાળી મસ્જીદ સંકુલ જામનગરમાં મૌજુદ છે.

**-:આપનો ઉર્ષ મુબારકઃ-**

આપનો ઉર્ષ દર વર્ષે રૂહાની શાનૌ શૌકતથી નકશબંદી સિલસિલાની પ્રણાલીકા મુજબ શરીઅતની પાબંદી સાથે ઉજવવામાં આવે છે. જેમાં મોહર્રમુલ્હરામના ૨૨ ચાંદે રાત્રે ૨-૦૦કલાકે સંદલ શરીફની રસ્મ તથા ૨૩માં ચાંદે ઇશા નમાઝ બાદ મસ્જીદની અંદર મહેફીલે નાતખ્વાની તથા ૨૪ ચાંદના ઇશા નમાઝબાદ કુર્આન ખ્વાની અને ૨૫ ચાંદના અસર નમાઝબાદ શાનદાર તકરીરનું આયોજન જાહેર કરવામાં આવે છે.તથા ૨૫ ચાંદના અસર નમાઝ બાદ વધુ માત્રામાં ન્યાઝ પકાવવામાં આવે છે. જે ૨૬ ચાંદના મગરીબ નમાજ ઝાયરીનોને પીરસવામાં આવે છે. અને અંતમાં ૨૮ ચાંદના જોહર નમાઝ બાદ દરગાહશરીફની ખિદમત કરનાર અબ્દુર્રમાન તથા અબ્દુર્રહીમના ઘેર અંતિમ ન્યાઝ પકવીને ઉર્ષમુબારકની પુર્ણાહુતી કરવામાં આવે છે. આ ઉર્ષ મુબારક દરગાહ શરીફના ખાદીમ મસ્જીદના ટ્રસ્ટીઓ તથા આપના સર્વે અકીદતમંદો એક સંપથી ઉજવે છે. જેમાં સુન્ની મુસ્લીમો અકીદત સાથે ભાગ લે છે.

નહમદુહુ વ નુસલ્લી અલનન્બી મારખાએ મોહર્રમુલ હરામ ૨૫

રોજાએ જુમા ૧૧૧ સાઅત હી.સ. ૧૩૨૪ જનાબ સુલ્તાનુસ્સાલેકીન સિરાજુલ વાસેલીન, હઝરત શાહ ગુલામફારૂક શાહ સાહેબ નકશબંદી મુજદ્દેદી (કુદ્દસ્સીર્રહુ) દુનિયાથી પળદો ફરમાવ્યો

આપનો ઉર્ષ શાનૌ-શૌકતથી ઉજવવામાં આવે છે. અલ્લાહ આપના આસ્તાનાને તા કયામત આબાદ રાખે. આમીન.....

★ ★ ★ ૨૭ ★ ★ ★

## હઝરત સુફી અબ્દુલ્લાહશાહ મોડાસવી

(રહેમતુલ્લાહે અલયહે)

આપનો જન્મ ગુજરાત રાજ્યના મોડાસા શહેરમાં ઇ.સ. ૧૯૧૮માં થયો આપનું નામ આપના પિતાજીએ અબ્દુલ્લાહ રાખ્યું. આપની ફિતરતમાં બચપનથી જ નેતાગીરીનો ગુણ સમાયેલો હતો. જવાનીના દિવસોમાં આપ શરીઅતથી ઘણાં દુર હોવા છતાપણ રહેમ દિલ હતાં. હઝરત ફુઝૈલ બીન અયાઝ (રહેમતુલ્લાહ અલયહ)નું અનુકરણ આપને આ રીતે નસીબ થયું કે, મોડાસાથી રોઝીની તલાશમાં આપ અહેમદાબાદ આવી પહોંચ્યાં અને ત્યાં આપને એ યુગના માથાભારે વ્યક્તિઓની આગેવાની નસીબ થઇ આપના સાથીઓ સાથે જ્યારે આપ કોઇ હોટલમાં ભોજન લેવા બેસતા તો પહેલાં ખંજર ખુલ્લુ મુકતા અને પછી જ ભોજન શરૂ કરતાં એટલે છરી-ખંજરથી રમવું તો આપના માટે મામુલી વાત હતી, છતાંપણ જો કોઇની ચોરી થઇ જાય, માલ લુંટાઇ જાય કે ખીસ્સા કપાઇ જાય અને આ મઝલુમ વ્યકિત આપની પાસે આવીને રજુઆત કરે તો આપ મઝલુમને સાથ-સહકાર આપતાં.

આપની રહેમ દિલીની અદા અલ્લાહ ત્આલાને પસંદ પડી અને પાલનહારે આપ માટે હિદાયતના દ્વાર ખોલ્યા. આ યુગમાં હઝરત મુફતી મહેમુદશાહ અલ્વરી, કાદરી, નકશબંદી, ચીશતી(રહેમતુલ્લાહ અલયહે) અહેમદાબાદ પોતાના પિતાજીના મુરીદગણની દાવતને માન આપીને આવી પહોંચ્યાં; જેમને જોતાંજ આપના દિલમાં હવે હિદાયતના વિચારો પોતાનું સામ્રાજ્ય જમાવી આપને પીરો મુર્શીદની બારગાહમાં ખેંચી લાવ્યા. આપ સિલસિલાએ આલીયાહ્ નકશબંદીય્યાહ્ મુજદ્દેદીય્યાહ્માં ભુતકાળના કાર્યો તથા મીત્રગણને ત્યજીને હઝરત મુફતી સાહેબના(રહેમતુલ્લાહ અલયહ) દસ્તે હકકપરસ્ત પર બયઅત થયા. પીરોમુર્શીદના સાનિધ્યમાં આપને ત્રણ





વર્ષનો ગાળો મળ્યો જેનો આપે સંપૂર્ણ ફાયદો મેળવીને ઝીક્ર-ફીક્ર, મુરાકેબાહ, મુજાહેદા કરવા લાગ્યા અને મશાઇખે નકશબંદીય્યાહ્ મુજદ્દેદીય્યાહ્ની અકીદત આપના _દિલ ઉપર પથ્થરની લકીર_ નું કામ કરી ગઇ.

ઇ.સ. ૧૯૪૭માં અખંડ હિંદુસ્તાનના ભાગલાનો દુઃખદ બનાવ બન્યો. ઠેક ઠેકાણે કૌમી દાવાનળ નગ્ન નાચ કરવા લાગ્યો. સમગ્ર અલ્વર (રાજસ્થાન) ભડકે બળવા લાગ્યું. આ અરસામાં જ હઝરત ખ્વાજા રૂકનુદ્દીનશાહ અલ્વરી (રહેમતુલ્લાહ અલયહ)ની પત્ની અને હઝરત મુફતી સાહેબ (રહેમતુલ્લા અલયહ)ની માદરે મહેરબાનની વફાત થઇ. બરોબર આપની ઝિયારતના દિવસે જ અલ્વરમાં ભયંકર કૌમી રમખાણ ફાટી નીકળ્યું અને અલ્વરવાસી મુસ્લીમો જાન બચાવવા ભાગી નીકળ્યા, આ રીતે હઝરત મુફતી મહેમુદશાહ (રહેમતુલ્લાહે અલયહ) પણ અલ્વરથી હિજરત કરીને પ્રથમ દહેલી અને પછી પાકિસ્તાન-હૈદરાબાદ (સિંધ) માં સ્થાઇ થયા. હઝરત સુફી અબ્દુલ્લાહશાહ (રહેમતુલ્લાહે અલયહ)ને પોતાના પીરો મુર્શીદના વિયોગનું દુઃખ વેઠવું પડ્યું. અને આપ રાબતાહ્ની દૌલતથી વંચિત રહેવા લાગ્યા જે હવે આપને દાદા પીર મહેબુબુસ્સમદ હઝરત સુફી અખ્લાક અહમદ (કુદ્દસ્સીર્રહુ) ની સોહબત નસીબ થઇ. (આ વાતનો ઉલ્લેખ આપના ખિલાફતનામામાં છે.)

હવે લગાતાર બાર(૧૨)વર્ષ સુધી આપે મુજાહેદા, મુરાકેબાહ્, ઝીક્ર-ફીક્ર પોતાના પીરો મુર્શીદના પીરભાઇ અને પોતાના દાદા પીરના ખલીફા હઝરત સુફી સાહેબ(રહેમતુલ્લાહ અલયહ)ની બારગાહશરીફમાં કર્યા અને ત્યાંથી જ _'વુસુલે એલલ્લાહ'_ પ્રાપ્ત કરી ખિલાફત મેળવી. આ રીતે આપ મુરીદ તો હઝરત મુફતી મહેમુદશાહ (રહેમતુલ્લાહ અલયહ) ના અને ખલીફા હઝરત સુફી અખ્લાક અહેમદસાહેબ(રહેમતુલ્લાહ અલયહ)ના છે.

### આપનું ખિલાફતનામું

(ગુજરાતી તર્જુમો)

બિસ્મીલ્લાહી ર્રહમાની ર્રહીમ

નહમદોહુ વ નુસલ્લી અલા રસુલેહીલ કરીમ વ અલા આલેહી અઝીમ વ અસ્હાબેહીલ ફહીમ. અમ્માબાદ, જો કે અબ્દુલ્લાહભાઇ અફઝલભાઇ ભુરા (રહેવાસી-મોડાસા)એ પંદર(૧૫) વર્ષ થયા અલ્લાહ ત્આલા તરફની _'કશીષ'_ અને _'જઝબાહ્'_ વડે અમારા પીરઝાદા શાહઝાદા આલીશાન મુફતીએ આઝમ હઝરત મૌલાના અલ્હાજ શાહ મોહંમદ મહેમુદ સાહેબ

અલ્વરી નકશબંદી-ચિશ્તી, કાદરી (સલ્લમલ્લાહો ત્આલા)ના હાથ પર સિલસિલએ આલીયાહ્ નકશબંદીય્યાહ્માં બયઅત તેમજ મુરીદ થવાનું સદ્ભાગ્ય તેમજ બુઝુર્ગી હાંસીલ કરી; તેમજ મુરાકેબાત અને દિલના ઝીક્રમાં મશ્ગુલ થઈને સુલુક અને મુરીદીનો બાતીની રસ્તો પાર કરવો શરૂ કર્યો; અને તેઓના આદેશો મુજબ ચાલીને તથા ખિદમતો કરીને તેઓના મન્ઝુરે નઝર બની ગયા.

પછી હઝરત મૌસુફ (મુફતી સાહેબ) પાકિસ્તાન તશરીફ લઈ ગયાં અને પોતાના મુરીદોને આ ફકીરને સોંપી દીધાં. નવ(૯) વર્ષથી અબ્દુલ્લાહભાઈની મોહબ્બતના કારણે આ આજીઝની અહીં(મોડાસા) અવર-જવર છે. અબ્દુલ્લાહભાઈ આ નાચીઝની તરફ રુજુઅ્ (ધ્યાનિત) થયા અને ફૈઝ હાંસીલ કરવા લાગ્યા. સમય સંજોગ અનુસાર (કેટલીયવાર) તેઓ ઉપર તવજ્જોહ્ આપવામાં આવી. અલ્હમદોલીલ્લાહ, તેઓના તમામ લતીફાઓ કલ્બ, રૂહ, સિર્ર, ખફી-ઈખ્ફાથી અલ્લાહનો ઝીક્ર શરૂ થઈને સુલ્તાનુલ્અઝકાર(એટલેકે દરેક રગ અને રેશાથી અલ્લાહનો ઝીક્ર જારી તેમજ ચાલું રહેવું) તેઓને નસીબ થયો. ત્યાર બાદ તેઓના લતીફાએ નફસ વ મનનો મામલો શરૂ કરવામાં આવ્યો અલ્હમદોલીલ્લાહ, કે ફનાએ નફસના આસારો(ચિહ્નો) પણ જાહેર થવા લાગ્યા.

જેની દિલરૂપી ચક્ષુ ખુલ્લી હશે તે તેઓના બાતિની તથા આંતરીક હાલાતોના સમર્થન આપી શકે છે. તેઓની મહેનત તથા મોહબ્બત તેમજ અકીદત અને ખિદમત મકબુલ થઈને ઠેકાણે લાગી. કોઈની પણ મહેનત તેમજ ખિદમત બેકાર જતી નથી; જેણે જે કંઈ મેળવ્યું બુઝુર્ગો અને પીરોની સાચી અકીદત, ખિદમત, મોહબ્બત તેમજ અદબ વડે જ મેળવ્યું; અલ્લાહત્આલાનો ફઝલ તેઓને શામીલે હાલ છે અને મહાન પીરોની નઝર તેઓની ઉપર લાગેલી છે.

અને જોકે તેઓમાં મખ્લુકને ફૈઝ પહોંચાડવાની લાયકાત જોવા મળી અને (મારી) આ અલ્પઝીંદગીનો કોઈ ભરોસો નહીં એટલે એ મુનાસીબ સમજ્યું કે બલ્કે (આ બાબત અનુસંધાને) દિલમાં ઈશારો થયો કે તેઓના હાલ લોકો પર ખોલી દેવામાં આવે તેમજ જાહેર કરી દેવામાં આવે, એટલા માટે સિલસિલએ આલીયાહ્ નકશબંદીય્યાહ્ની ઈજાઝત તેમજ ખિલાફત અબ્દુલ્લાહભાઈ અફઝલભાઈને અતા કરવામાં આવી અને વસીયત કરવામાં આવે છે કે, ''ફનાફીશ્શયખ થઈને નુરે કલ્બી અને ફૈઝાને મોહંમદી





(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)જે પીરાને ઉઝ્ઝામ દ્વારા સીના-બ-સીના તેઓને પહોંચ્યું છે, તે મખ્લુકે ઈલાહીના દિલોમાં ઉંડેલીને દિલો-જાનથી તાલીબોની બાતીની તરક્કીઓમાં પ્રયત્નશીલ રહીને પોતાને પીરોનું નામ જીવંત અને રોશન કરે; અને ફૈઝાનનો આફતાબ ચમકાવતા રહે. અને બંને જહાંમાં સવાબ તેમજ દરજ્જાઓ પ્રાપ્ત કરતાં રહે; તેમજ શરીઅત અને તરીકતના અનુસરણની પુરી પાબંદી રાખે અને જે બિરાદરાને તરીકત, શરીઅત અને તરીકતના પાબંદ હોય તેઓથી મોહબ્બત અને સારો વર્તાવ કરતાં રહે અને (આ રીતે) **''અલ્હુબ્બોલિલ્લાહે વલબુગ્ઝોલિલ્લાહે''** (અલ્લાહ માટે મોહબ્બત અને અલ્લાહ માટે જ દુશ્મની) પર અમલ કરતા રહે તેમજ દુઆએ ખૈર વડે આ દુઆગોને યાદ રાખે.''

અલ્લાહ ત્આલાથી દુઆ છે કે, ''માત્ર પોતાના ફઝલો કરમ અને આં હઝરત (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ના તુફૈલથી અને પીરાને ઉઝ્ઝામના સદકાથી ફૈઝાને મોહંમદી (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) મખ્લુકને પહોંચાડે.''

વઆખેરૂ દઅ્વાના અલ્હમદોલીલ્લાહે રબ્બીલ્આલમીન.

અલ્અબ્દ ફકીર અખ્લાક અહેમદ (ગફરલ્લાહો અન્હો)
સુમ્મ રામપુરી ખાકપાએ ખ્વાજગાને નકશબંદીય્યાહ્
મુજદ્દેદીય્યાહ્ મસ્ઉદીય્યાહ્ -રૂકનીય્યાહ્.મુકામ-મોડાસા
૧૭ શાબાન હી.સ. ૧૩૭૮, ૨૬ ફેબ્રુઆરી ઈ.સ. ૧૯૫૯.

**આપની રહેણી કરણી અને હુલીયા મુબારક**

આપ અતિ ખુબસુરત અને સૌંદર્યવાન હતાં. આપનો ચહેરો અતિ નુરાની હતો. છાતી સુધી લાંબી ભરાવદાર સોનેરી સફેદ દાઢી આપને લાખોમાં એક સાબીત કરતી હતી. અન્વારે ઈલાહીય્યાહ્ની વિપુલવર્ષાના કારણે આપના ચહેરા ઉપર નિર્દોષિતા દેખાતી હતી. આંખોમાં સુરમો આંજેલો રહેતો જેને કારણે જોનારાઓની આંખોના આકર્ષણનું કેન્દ્ર બની રહેતા.

પોતાના પીરો મુર્શીદના અનુકરણ પેટે આપે પોશાકમાં પીરો મુર્શીદના પોશાકથી રતીભાર પણ ફરક થવા નથી દીધો. હુબહુ એવો જ ઝભ્ભો એવી જ સલવાર એવી જ સદરી(બંડી)એવી જ ઊંચી ટોપી ખભા ઉપર રૂમાલ રાખવાની એજ રીત. હદતો એકે પગમાં પહેરવાની મૌજડી પણ પીરો મુર્શીદની મૌજડી જેવી જ.

આપ સલવારની ઉપર અડધી પીંડી સુધી લાંબો ઝભ્ભો પહેરતાં તેની

ઉપર બંડી પહેરતા અને ખભા ઉપર મોટો રૂમાલ ઓઢતાં, માથે ઊંચી ટોપી પહેરતાં, પગમાં મૌજડીઓ પહેરતાં, સર મુંડાવતા અને મુછો કપાવતા અને ઝભ્ભાના ખીસ્સામાં તસ્બીહ અને દિશાસુચક જરૂર રહેતાં કોઈપણ જગ્યાએ પહોંચીને આપ સર્વપ્રથમ દિશાસુચક મારફત કિબ્લાની જાણકારી મેળવી લેતાં.

ઈસ્તન્જાખાનામાં જતી વખતે આપ હઝરત સૈયદ મોહંમદ ગૈસુદરાઝ બંદા નવાઝ (રહેમતુલ્લાહ અલયહ)ના ફરમાન મુજબ કાયમી કુલાહશરીફને ઉતારી તેની જગ્યાએ બીજા રૂમાલથી માથું ઢાંકીને જતાં હતા અને વઝુથી પરવારીને હઝરત મહેબુબે ઈલાહી નિઝામુદ્દીન ઔલીયા (કુદ્દસ્સીર્રહુ)ની આદાત મુજબ દાંતીયાથી દાઢીને ઓળીને રેશને વ્યવસ્થિત ફરમાવતાં હતા.

મહેમાન આવતાં તો આપ ઘણાં જ ખુશ થતા અને બે તકલ્લુફ તેઓની સાથે વ્યવહાર કરતાં અને ઘરવાળાઓને કહેતાં કે, 'ચા લાવો, ફલાંણાં ભાઈ આવ્યા છે.' ક્યારેય પણ મહેમાનની આમદ ઉપર આપે ઘરવાળાઓને ચા બનાવો એમ નથી કીધું. ફક્ત અપવાદ પેટે જ્યારે પણ હું (વઝીર અલી) આપને ત્યાં જતો તો આપ ખુશ થઈને ઘરવાળાઓને કહેતાં કે, ''સૈયદ સાહબ આયે હૈ અચ્છે સે અચ્છી ચાય બનાકે લાઓ.''

કોઈ વ્યકિત આપને હદિયા કે તોહફામાં કંઈ આપતી તો આપ ઘણીજ ખુશી સાથે તેનો સ્વીકાર કરતાં અને કંઈ કેટલીયે વ્યકિતઓને અતિ ખુશ થઈ આ હદિયો દેખાડીને કહેતા કે, ''જુઓ, ફલાંણા ભાઈ મારા માટે આ હદિયો લાવ્યા છે.'' જ્યારે કોઈ એહલે સિલસિલા આપની રૂબરૂ મુલાકાત કરતો તો આપ તેની ખબર અંતર પુછીને ફરમાવતાં કે,'' નમાઝ અદા કરી લીધી?'' અને પછી પુછતાં કે, ''ખાણું ખાધું?'' આ રીતે ખાણા ઉપર નમાઝને અગ્રતા આપતાં.

જ્યારે આપના જુના સાથીદારો પૈકી આપની સાથે કોઈ બનાવટ કરતો તો આપ એજ વખતે કહી દેતાં કે, ''ઇસ સિલસિલેમેં હોંશિયારી નહીં ચલેગી.'' ઈલ્મે તસવ્વુફથી અપરિચિત અન્વાર વિહોંણા મુલ્લાઓને આપ કોરાકટ મૌલ્વી કહેતા. આપ હંમેશા ફરમાવતાં કે, '' વધુ મુરીદો બનાવવાની તમન્ના પણ નફસાનીય્યતની અલામત છે.''

શરીઅતના મામલે આપ અતિ ચુસ્ત હતાં. આપની અંતિમ બિમારીમાં પણ આવનાર એક મહેમાન ડાબા હાથથી ચા પીતો હતો તો આપે તેને ટોક્યો. અને જમણાં હાથે ચા પીવાનું કહ્યું.





આપ હંમેશા પાબંદીની સાથે નમાઝે ઈશ્રાક તથા હઝાર વખત (૧૦૦૦) દુરૂદે ખિઝરી શરીફ અને પાંચસો(૫૦૦) વખત અસ્તગ્ફાર પઢતાં હતા; ખત્મે ખ્વાજગાન શરીફ પાબંદીની સાથે પઢતા હતા. અને ખત્મ શરીફ પઢાવતા પહેલાં ફાતેહા બાદ દુઆ પેટે આપ હંમેશ, ''આગ અપને ઈશ્કકી ભરદે દિલે બિમારમેં.'' અચુક પઢતાં. પોતાના રાજસ્થાની મુરીદો માટે હઝરત ખ્વાજા મોહંમદ મસઉદ શાહ દહેલ્વી (રહેમતુલ્લાહ અલહય)ની લખેલી કિતાબ *'આદાબે સાલીક'* નું આપે હિંદી ભાષામાં લીપીયાંતર પણ કરાવ્યું હતું.

હઝરત મુફ્તી મહેમુદશાહ (રહેમતુલ્લાહ અલયહ)ના પ્રથમ મુરીદ તથા હઝરત મહેબુબુસ્સમદ (રહેમતુલ્લાહ અલયહ)ના પ્રથમ ખલીફા હઝરત (કીબ્લા) ઉસ્માન સાહેબ કુરૈશી (રહેમતુલ્લાહ અલયહ)ના સિલસિલાને ફેલાવવા માટે સર્વપ્રથમ અલમ આપે જ ઉઠાવ્યો અને બહીયલ(તા. દહેગામ), તેમજ અમલનેર, ભુસાવળ, ઔરંગાબાદ અને કચ્છ-ભુજના તેઓના દૌરામાં સાથે રહીને પોતાની તરફ રજુઅ્ થતા તાલીબો અને મુરીદોને પણ આપે તેઓ તરફ રજુઅ્ કરાવ્યાં; જે આપની *કમાલે બેનફસી*નું ઉદાહરણ છે તથા આપની *ખતાએ ઈજતેહાદી* પણ છે.

કચ્છના દૌરા દરમ્યાન આપનો જેના ઘરે ઉતારો રહેતો તે અબ્દુલગની યુસુફભાઈ ભટ્ટી(ડીપ્લોમા એન્જી.)ના લગ્ન થયા બાદ તેઓ ઘણાં વર્ષ સુધી નિઃસંતાન હતાં. પરંતુ છેવટે આપે અબ્દુલગની ભટ્ટીની અર્ઝ પર એક તાવીઝ તેને બનાવી આપ્યું અને તેના ઘરે પારણું બંધાયુંને પુત્રીનો જન્મ થયો.

**આપે તસ્વીર ન ખેંચાવી**

આપે ક્યારેય કોઈ સંજોગોમાં તસ્વીર નથી ખેંચાવી. અને કોઈપણ સમારંભમાં તસ્વીર ખેંચનાર (ફોટોગ્રાફર)ની હાજરી હોય તો ચુસ્ત રીતે કોઈને કહ્યા વગર પોતાને તસ્વીર ખેંચાવાથી બચાવતા હતાં. જેનો પ્રત્યક્ષ અનુભવ લેખક(વઝીર અલી)ને ઈટાદરા(જી. મહેસાણા)ની જુમ્મા મસ્જીદનું નવું બાંધકામ પૂર્ણ થતા ઉદ્‌ઘાટન પ્રસંગ પેટે થયો.

સવારે ઉદ્‌ઘાટન સમારંભ અને રાત્રે એક શાનદાર જશ્ન પેટે તકરીરનું આયોજન કરવામાં આવે જેમાં મુખ્ય વકતા તરીકે આ લેખકની ખાસ આમંત્રણ આપીને બોલાવવામાં આવેલ, સવારે ઉદ્‌ઘાટન સમારંભ વખતે મંચ ઉપર કંઈ કેટલાય મશાઈખો સાથે આપની પણ હાજરી હતી.

આમંત્રીત મહેમાનો મંચ ઉપર આવતાની સાથે જ તસ્વીરકાર પોતાના

કેમેરા મારફતે તસ્વીર ખેંચવાનું શરૂ કરે તે પહેલાં જ આપે પોતાના ખભા ઉપર રહેલાં રૂમાલને પોતાના મુખ ઉપર નાંખીને ચહેરો નકાબમાં છુપાવી દીધો. અથાગ કોશીશો છતાં તસ્વીર ખેંચનાર આપની તસ્વીર ન ખેંચી શકયો.

**હું સૈયદ નથી**

એક વખતનો બનાવ છે કે, દીની જલ્સો પેટે એક મુકર્રીરની તકરીર સાંભળવા આપ જલ્સામાં જઇ પહોંચ્યાં. વ્યવસ્થાપકો આપને દોરી જઇને સ્ટેજ ઉપર લઇ ગયાં. ત્યાં આપના દિદાર માત્રથી જ આવનાર મુકર્રીર અંજાઇ ગયા અને આપને સૈયદ સમજ્યાની ભુલ કરી બેઠા.

ચાલુ તકરીરે સાદાતે કિરામની ચર્ચા કરતાં અતિ જોશમાં આવી જઇને તે મૌલ્વી સાહેબે આપના ચહેરા તરફ ઇશારો કરતાં શ્રોતાજનોને કહ્યું કે, ''જુઓ સૈયદ આમને કહેવાય.''

મુકર્રીર સાહેબના આ રીતે ઉચ્ચારેલા '<u>સૈયદ</u>' શબ્દને સાંભળતાં જ આપ ચોંકી ઊઠયાં, હાથના ઇશારાથી તે મુકર્રીરને તકરીરથી અટકાવીને આપે ઉંચા અવાજે કહ્યું કે, 'તમે તમારા મને સૈયદ કહેલાં શબ્દો પાછા ખેંચો.'

આપના આ સચ્ચાઇ ભર્યા સદ્વર્તનથી તે મૌલ્વી સાહેબ દંગ રહી ગયા અને તેમના દિલમાં આપની અકીદત ઘર કરી ગઇ. તેમને પોતાના આ શબ્દો તો પાછા ખેંચ્યા પણ સાથે આપના '<u>વલી</u>' હોવાનો એકરાર માઇક ઉપર કર્યો.

**ફના ફીશ્શયખ**

અલ્લાહની બારગાહથી વિલાયત સાથે ખિલાફત અતા કરનાર આપના લતાઈફે સિત્તાહને ઝાકીર બનાવી સુલ્તાનુલ્અઝકારની દૌલતે લાજવાલ થકી સિદ્ધીના સોપાન સર કરનાર પીરો મુર્શીદ મહેબુબુસ્સમદ હઝરત સુફી અખ્લાક એહમદ (કુદ્દસ્સીર્રહુ)ની સંપૂર્ણ અકીદત ચરમસીમાએ આપના હૃદયમાં હતી. તેના પરિણામરૂપે પીરો મુર્શીદે પણ આપને પોતાના રંગમાં રંગીને હુબહુ પોતાની જેવા બનાવ્યા જે રીતે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહેમતુલ્લાહ અલયહ)એ એક નાનબાઇને <u>*તવજ્જોહે ઇન્એકાસી*</u> (re-flected-power) એટલેકે <u>*ઇત્તિસાલે રૂહાની*</u> થકી હુબહુ પોતાના જેવો બનાવ્યો.

હઝરત પીરોમુર્શીદની સાહેબઝાદી ઝાલાવાડ (રાજસ્થાન)થી પોતાના વાલીદે મોહતરમના વિસાલ બાદ અહેમદાબાદ આવતા અને આપ પણ ત્યાં હાજર હોતા તો આ સાહેબઝાદી આપને સંદેશો મોકલાવતાં કે,





'અબ્દુલ્લાહભાઇને કહો કે, સુન્હેરી મહેલની બહાર લટાર મારતા રહે અને હું રોશનદાનથી જોતી રહું. આપના દેખાવમાં મને મારા વાલીદે મોહતરમની તસ્વીર દેખાય છે.' આ રીતે આપ ખરા અર્થમાં <u>*હમશબીહે પીરોમુર્શીદ*</u> બની ચુકયા હતાં.

આપ પોતાના ગંજી ફરાકના ગજવામાં એક નાની અત્તરની શીશી રાખતાં હતાં જેની અંદર પીરો મુર્શીદના દાઢી મુબારકના રેશ મુબારક સાચવી રાખ્યા હતાં. ઘણીવાર આપ બિમારોને આ શીશીનું ધોવન અતા કરતાં જેનાથી તે બિમારો રાહત મેળવતાં.

લેખકનો જાત અનુભવ છે કે, અહમદાબાદના રોકાણ વખતે આપે કયારેય પણ જમાલપુર દરવાઝા બહાર આવેલ ગંજશોહદા કબ્રસ્તાન તરફ પગ લંબાવેલ નથી કારણ કે આ કબ્રસ્તાનમાં આપના પીરો મુર્શીદનો મઝાર શરીફ છે. તથા નમાઝ માટે આપ સલાપસ રોડ ઉપર આવેલ સુન્હેરી મસ્જીદમાં જ નમાઝ અદા કરવાનો આગ્રહ રાખતાં કારણકે હઝરત પીરો મુર્શીદે લાંબાગાળા સુધી આ મસ્જીદમાં નમાઝો અદા ફરમાવેલ છે.

આપ પાસે હઝરત પીરો મુર્શીદની ઘણી પવિત્ર વસ્તુઓ સચવાયેલી છે. જે પૈકી (૧) ઝભ્ભો મુબારક (૨) સુલવાર શરીફ (૩) પવિત્ર કુલાહ (ટોપી) અને (૪) પીરો મુર્શીદના મૌજાં કે જેના માટે આપે મોડાસાની સુન્હેરી મસ્જીદમાં એક ખાસ કબાટ બનાવી આ વસ્તુઓ સાચવી રાખી છે. (મોડાસાની આ સુન્હેરીમસ્જીદ પણ હઝરત પીરો મુર્શીદે આબાદ ફરમાવી છે) એટલે આપ આ મસ્જીદમાંજ પોતાના અંત સમય સુધી નમાઝો અદા કરતાં રહ્યા. ઘણી વખત <u>*કબ્ઝ*</u> ને <u>*બસ્ત*</u> માં બદલવા માટે આપ મસ્જીદમાં આ કબાટ ખોલાવી પીરો મુર્શીદના મૌજા મુબારક લઇને પાણીમાં નિચોડીને આપ તે પાણી પીતાં, તથા ચોવીસ (૨૪) ચાંદ રાતના આપ પીરો મુર્શીદ ના ઇસાલે સવાબ અર્થે ન્યાઝશરીફની વ્યવસ્થા કરી અકીદતમંદોને ખવડાવતાં.

ઇ.સ. ૧૯૮૧માં આપના પેટ ઉપર ઉપસેલી ગાંઠના ઓપરેશન વખતે આ લેખકની હાજરી હતી, ઓપરેશન થીયેટરમાં જતાં પહેલાં પણ આપે ફ્રુટ મંગાવીને તેની ઉપર મશાઇખે તરીકતના ઇસાલે સવાબ અર્થે ફાતેહા અપાવ્યો. આપને પોતાના મશાઇખોનો શઝરએ તરીકત પઢવાનો તથા સાંભળવાનો ભારે શોખ હતો. દરરોઝ નમાઝે ઇશરાક અદા કર્યા પહેલાં આપ કોઇ પણ મુરીદ મારફતે શઝરા શરીફ પઢાવતાં હતાં. હદ તો એ કે વિસાલની ઘડીઓ વખતે પણ આપે શઝરા શરીફ પઢાવ્યો.

### વિસાલ શરીફ

જાહેરમાં આપને કોઇ બિમારી ન હતી, પણ આપને ખાંસીએ પોતાની પકકડમાં લઇ લીધાં તથા ભુતકાળમાં પેટ ઉપરની ગાંઠના ઓપરેશન બાદ એક ટાંકામાંથી રસી નીકળતી હતી જે આપના વિસાલશરીફના બહાના બન્યા. બોત્તેર(૭૨)વર્ષની ઝઇફવયે સંપૂર્ણ હોંશોહવાશ સાથે ઝીક્રે ઇલાહીની ધૂનમાં શનિવારને તારીખ ૨૭-૧-૧૯૯૦ ના વહેલી સવારે ચાર(૪) વાગે આપનો વિસાલ થયો. વિસાલથી પહેલાં આપ એક ખાદીમને શઝરા શરીફ પઢવાનું કહ્યું. શઝરા શરીફ પૂર્ણ થયા બાદ આપે દુરૂદે તાજ પઢવાનું કહ્યું. દુરૂદ શરીફ પઢતી વખતે પઢનારની એક જગ્યાએ ભુલ થઇ જે આપે સુધારી. મલેકુલ મૌત જાણે પ્રતિક્ષામાં ઉભેલો હોય તેમ દુરૂદ શરીફના આખરી શબ્દો વસલ્લીમુ તસ્લીમા સાથે આપની રૂહે મુબારક ભૌતિક શરીરને ત્યાગીને અનંતની પરવાઝે રવાના થઇ.

### વિસાલના સમયની ખબર હતી ?

કંઇ કેટલાય બુઝુર્ગોને અલ્લાહત્આલાએ તેમના વિસાલની ખબર પ્રથમથી જ આપેલી હોતાં તેઓ કુદરતના નિયમને જાળવવા પેટે સાંકેતિક રીતે પોતાના વિસાલની ખબર આપતાં હોય છે. જેનો ભેદ તેમની વફાત પછી જ ખુલે છે. આપના મામલામાં પણ એવું જ બન્યું.

ગુજરાતથી રાજસ્થાનના અંતિમ સફર વખતે ભીલવાડા-સાંગાનેરથી તા. ૨૭-૧૨-૧૯૮૯ ના રવાનગી વખતે આપના ખાસ ચાહક અને વફાદાર મુરીદ માસ્તર શમ્સુદ્દીને આપને થોડા દિવસ વધુ રોકાય જવાનો આગ્રહ કર્યો હતો. આપે મુસ્કુરાહટ સાથે ફરમાવ્યું કે,' એક મહિના બાદ કાયમી વસવાટ માટે હું પરત આવી રહ્યો છું.'

આપના આ વાક્યોનો ભેદ ત્યારેજ ખુલ્યો કે બરોબર એક મહિના બાદ વિસાલ ફરમાવી, કફન પહેરી, તાબુતમાં સવાર થઇને તા. ૨૭-૧-૧૯૯૦ ના ખ્વાજગાને નકશબંદની શાનો-શૌકત સાથે ક્યામતની સવાર સુધી કાયમી રહેવા માટે આપ સાંગાનેર આવી પહોંચ્યાં.

### સાંગાનેરમાં નમાઝે જનાઝાની જીદ

આપની વિલાયતનો ફૈઝ પહેલેથી જ રાજસ્થાનમાં ભીલવાડા, સાંગાનેર, જવાઝ, ડુંગરપુર વગેરે વિસ્તારોમાં દિલો ઉપર છવાયેલો હોવાને લીધે આ વિસ્તારનો મુસ્લીમ માનવ મહેરામણ આપની નમાઝે જનાઝામાં શરીક થવાનો ફક્ર હાંસીલ થવા જ્યાં આપને દફન કરવાના હતાં તે સ્થળે





જનાઝો શરીફ પહોંચે તે પહેલાં તો અસંખ્ય માણસો આજુ-બાજુના વિસ્તારમાંથી સાંગાનેરમાં જમા થઇ ચુકયા હતાં.

જનાઝા શરીફ સાંગાનેર પહોંચ્યા પછી જ્યારે ત્યાંના મુસલમાનોની નમાઝે જનાઝા અદા કરવાની નિય્યત આપના વારસદારો સામે જાહેર કરવામાં આવી તો તેમણે જણાવ્યું કે, ' આ ફર્ઝ તો અમે મોડાસામાં અદા કરી ચુકયા છીએ એટલે હવે બીજી વખત નમાઝે જનાઝા અદા ન થાય.' પરંતુ ત્યાંના મુસ્લીમો કોઇ રીતે આ વાત સમજવા તૈયાર ન હોતા અને તેઓની એક જ જીદ હતી કે, 'અમે કોઇ પણ સંજોગોમાં નમાઝે જનાઝા અદા કરીશું.'

ભવિષ્યમાં બનનાર આ બનાવનો ખ્યાલ આપને પોતાની હયાતીમાં જ આવી ગયો હતો કે મારી વફાત પછી મારી નમાજે જનાઝા બીજી વખત પઢવા માટે મારા ચાહકો જીદ કરશે એટલે આપે પોતાની હયાતીમાં જ મોડાસાના શહેર કાઝી તથા આપના ખલીફા હઝરત કાઝી અબ્દુરઉફ સાહેબને લેખીતમાં પોતાના દસ્તખતવાળું લખાણ સોંપેલું કે,'જો કોઇ વારસદાર બાકી હોય તો નમાઝે જનાઝાની બીજી વખત શરીઅતે પરવાનગી આપેલ છે. અને જો આ કારણ ન હોયતો કોઇ પણ સંજોગમાં બીજી વખતે નમાઝે જનાઝા પઢવા માટે હવે ઇજાઝત નથી.'

ખુદાની કુદરત અને આપની કરામત કે તે વખતે આપની આ સહીવાળું આ લખાણ કાઝી અબ્દુરઉફ સાહેબ પાસે મૌજુદ હતું જે ત્યાંના મુસ્લીમોને દેખાડવામાં આવ્યું ત્યારે જ તેમણે પોતાની હઠ છોડી.

### જનાઝો રોકાવ્યો હિંદુભાઇઓએ..

હવે આપના જનાઝાનો જુલુસ અસંખ્ય માનવમહેરામણના અથાગ દરીયા વચ્ચે ઉછળતાં મૌજાઓની જેમ અંતિમ આરામગાહ માટે નક્કી થયેલ સ્થળ તરફ આગળ વધી રહ્યો હતો ત્યારે એક અતિ આસ્થા(અકીદત) ભર્યો બેમિસાલ બનાવ આ રીતે બન્યો કે આ માનવ મહેરામણમાં ફક્ત મુસ્લીમો જ નહીં પણ અસંખ્ય હિંદુભાઇઓ પણ સામેલ હતાં, જેઓ પોતપોતાની રીતે કોઇ મૌકાની તલાશમાં હતાં અને એક તરફ થઇ રહ્યાં હતાં.

છેવટે આ હિંદુભાઇઓને મૌકો મળતાં જ તેમણે જુલુસમાં જનાઝાથી થોડાક આગળ વધી, પીઠ ફેરવી, જનાઝા તરફ રૂખ કરીને જનાઝો રોકાવ્યો અને કાકલુદી સાથે કરગરીને કહેવા લાગ્યા કે,'હવે તો અમને અંતિમ દર્શન કરવા દો.' વ્યવસ્થાપકોએ અને સ્વયંમસેવકોએ તેમને ખુબ સમજાવવાની

કોશીષ કરી પરંતુ બધી કોશીષો વ્યર્થ સાબીત થતા અંતે સાંગાનેર ઇદગાહ વચ્ચેના માર્ગ ઉપર જનાઝાશરીફને જમીન ઉપર મુકીને આ હિંદુભાઇઓને પણ આપના દિદાર કરાવવામાં આવ્યા અને તેઓએ પણ રડતાં રડતાં આ ખ્વાજાએ સાંગાનેર ના અંતિમ દર્શન કર્યા.

**અંતિમ આરામગાહ**

હવે ગંભીર અને ઉદાસ વાતાવરણ વચ્ચે આ જનાઝા શરીફનું જુલુસ સાંગાનેરની ઇદગાહ પાસે આવી પહોંચ્યું અને ત્યાં જુનાં કબ્રસ્તાનમાં એક ઘેઘુર વડલાની નીચે આપને દફન કરવામાં આવ્યાં( આ સ્થળ આપે હયાતીમાં જ પોતાના દફન સ્થળ પેટે પસંદ ફરમાવેલ) અને બાદમાં મરકદ શરીફ ઉપર એક શાનદાર રોઝો આપના અકીદતમંદોએ બંધાવ્યો. વિસાલ વખતે આપની ઉમ્ર બોત્તેર( ૭૨ ) વર્ષની હતી.

આપના મકબરાનું બાંધકામ પણ હઝરત ઇમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની (કુદ્દસ્સીર્રહુ)ના પવિત્ર રોઝાના બાંધકામને અનુરૂપ છે, જેમાં અસલ કબ્રશરીફ તેહખાનામાં( અંડર ગ્રાઉન્ડ) તથા તાવીજ મકબરામાં છે.

**આપના ખુલ્ફાઓ**

હઝરત સુફી અબ્દુલ્લાહશાહ (રહેમતુલ્લાહ અલયહ)એ પણ પોતાના પીરો મુર્શીદ હઝરત સુફી અખ્લાક અહેમદ સાહેબ (રહેમતુલ્લાહ અલયહ)નું અનુસરણ કરતાં ચાર( ૪ ) વ્યકિતઓને પોતાની ખિલાફત વડે નવાઝીને ખલીફા તરીકે મુકર્રર કર્યા હતાં. ( ૧ ) આપના સાહેબઝાદા હઝરત મુસાભાઇ જેઓ હાલ આપના સજ્જાદાનશીન છે. ( ૨ ) હઝરત છોટુંમિયાં ડુંગરપુરવાળા, જેમને આપે તવજ્જોહે ઇન્તિસાલે રૂહાની વડે પોતાની જેવા બનાવી દીધા છે. ( ૩ ) હઝરત કાઝી અબ્દુર્રઉફ સાહેબ જેઓ મોડાસાના શહેર કાઝી કુટુંબથી સંબંધ ધરાવે છે. ( ૪ ) હઝરત મીરુંમિયાં જેઓ બહિયલ કસ્બાના મલેક કુટુંબથી હતાં.

**વફાત નિમીત્તે 'તયબાહ્' માસીકનો રિપોર્ટ**

તા. ૧-૩-૧૯૯૦ના 'તયબાહ્ 'માસીકની ટપાલમાં આપના વિસાલ વિશે આ રીતે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

'હઝરત સુફી અબ્દુલ્લાહશાહ નકશબંદી-મુજદ્દેદી, અખ્લાકીનો તા. ૨૭-૧-૧૯૯૦ના રોજ વહેલી સવારે વિસાલ થયો છે. આપની વસીયત અનુસાર આપનો જનાઝો સાંગાનેર(ભીલવાડા-રાજસ્થાન)લઇ જવામાં આવેલ ઝોહરની નમાઝ પછી આપના ઘરેથી જનાઝો મખ્દુમ હાઇસ્કુલમાં





લઇ જવામાં આવ્યો ત્યાં હજારો લોકોએ હાઇસ્કુલના મૈદાનમાં જનાઝાની નમાઝ અદા કરી હતી. અહમદાબાદ, ધોળકા, બહિયલ વગેરે ગામના ભાઇઓ પણ આવી ગયા હતાં. ત્યાંથી ૩ઃ૩૦ કલાકે જનાઝો રવાના થઇને રાત્રે ૧ઃ૩૦ કલાકે સાંગાનેર પહોંચ્યો હતો, જ્યાં આપના મુરીદો તેમજ અકીદતમંદોની મોટી સંખ્યામાં હાજરી હતી.'

બીજા દિવસે સવારે નવ( ૯ )વાગે જનાઝો કબ્રસ્તાન લઇ જવા માટે રવાના થયો હતો. જેમાં આસ પાસના ગામો ઉપરાંત ઉદેપુર,ડુંગરપુર વગેરેના હજારો મુસલમાનોએ હાજરી આપી હતી. બે કલાકે જનાઝો કબ્રસ્તાને પહોંચ્યો હતો. જ્યાં આપને સુપુર્દે ખાક કરવામાં આવ્યા હતા.

સાંગાનેરના ઇતિહાસમાં જનાઝાનો આવું દબદબાભર્યું મંઝર કયારેય જોવા મળેલ ન હોવાથી ગામની હિંદુ વસ્તી પણ ધાબાઓ તથા ઓટલાઓ પર ઉભરાઇ ગઇ હતી. હજારો લોકોએ આપના જનાઝા ઉપર ફુલોના ઢેર ખડકી દીધાં હતાં.

તા. ૩૦-૧-૧૯૯૦ ના રોઝ મોડાસામાં ઘાંચીવાડ મસ્જીદમાં આપની ઝિયારત રાખવામાં આવી હતી, જેમાં પીરે તરીકત અલ્હાજ હઝરત ઉસ્માનમિયાં શાહ સાહેબ કુરૈશી એ ખાસ હાજરી આપી હતી. હઝરત સુફી મૌલાના અબ્દુર્રહેમાનશાહ સાહેબ નકશબંદી-મુજદ્દેદીએ તથા ડો. ઇખ્લાસ અહેમદ સાહેબ નકશબંદીએ પ્રસંગોચીત તકરીર કરી હતી. ઝિયારતનો પ્રોગ્રામ લગભગ ૧૧ વાગ્યા સુધી ચાલ્યો હતો જે મોડાસાની તારીખમાં અજોડ છે.

★ ★ ★ ૨૮ ★ ★ ★

## હ. વાલીએ સોરઠ મીયાં મહેમુદ શાહ

(રેહમતુલ્લાહે અલયહે)

હઝરત મીયાં મહેમુદશાહ(રહેમતુલ્લાહ અલયહ)ની વિલાદતે બા સઆદત સિંધ પ્રાંતના મશહુર શહેર નગરઠઠ્ઠામાં થઇ હતી; જે હંમેશાથી સુફીયાએ કિરામનું રૂહાની મરકઝ રહયું છે. આપનું બચપન પણ ત્યાં વીત્યું. આપે તમામ પ્રકારની દીની તાલીમ પણ ત્યાં જ હાંસીલ કરી તેમજ આલીમ ફાઝીલ, કામીલ તથા કારીની સનદો હાંસીલ કરી. આપ સિલસિલાએ નકશબંદીય્યાહ-મુજદ્દેદીય્યાહના ગુજરાતમાં પધારેલાં બુઝુર્ગોમાં અગ્રગણ્ય બુઝુર્ગ છે. આપના દ્વારા કાઠિયાવાડ વિસ્તારમાં ખાસ કરીને કુતિયાણા, બાંટવા, રાણાવાવ, પોરબંદર વગેરે તરફ સિલસિલાના અન્વારો ઘણાં જ ફેલાયા.

**આપનો લકબ**

હઝરત મીયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ) 'વાલીએ સૌરઠ' તેમજ 'ચિરાગે જુનાગઢ' આ બે લકબો વડે મશહુર છે.

**આપની વંશાવળી(નસબ)**

આપની વંશાવળી(પેઢીનામું) અફઝલુલ્બશર બાઅ્દલ અંબિયા ખલીફએ અવ્વલ હઝરત સૈયદના સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)ને જઇ મળે છે; તેમજ આપનું રૂહાની નસબનામું(શજરાએ તરીકત) પણ હઝરત સૈયદના સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)થી જઇ મળે છે. કારણકે સિલસિલાએ નકશબંદીય્યાહની નિસ્બત જ હઝરત સૈયદના સિદ્દીકે અકબર (રદીયલ્લાહો ત્આલા અન્હો)થી જઇ મળે છે આમ, આ રીતે આપ જીસ્માની અને રૂહાની બંને રીતથી સિદ્દીક છે. આપના વાલીદે મોહતરમનું નામ હઝરત મખ્દુમ મોહંમદ ઇલિયાસ (રહેમતુલ્લાહ અલયહ) હતું; તેઓ ખુબજ મુત્તકી, પરહેઝગાર અને સાહેબે નિસ્બત બુઝુર્ગ હતાં. તેઓ ઘણાં જ માલદાર હતાં; તેમજ દુન્યવી શાનૌ-શૌકતમાં ઘણાં જ અગ્રેસર હતાં. એ યુગના માલેતુજારો, ધનાઢ્યો અને જમીનદારોમાં આપની ગણત્રી થતી હતી. આપના વડવાઓ પણ ઘણાં જ માલદાર હતાં.

હઝરત મીયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ) એ પોતાના વાલીદે બુઝુર્ગવાર સાથે ઘણીવાર હજ્જે બયતુલ્લાહ અદા ફરમાવી અને મદીના મુનવ્વરાની ઝિયારત વડે મુશર્રફ થયાં. આપની શાદી પણ સિંધમાં જ થઇ હતી.

આપ બાળપણથી જ ઘણાં ઇબાદત ગુઝાર અને રિયાઝતો મુજાહેદા કરનારા હતાં. અને અંતમાં આપને પોતાની રૂહાની તરક્કી અને ઉલુમે બાતીનની પ્રાપ્તી માટે મુર્શીદની ખોજનો શૌક તેમજ જઝબો પૈદા થાય છે.

**મુર્શીદે બરહક્કની ખોજમાં...**

એકવાર આપ હજ્જના સમયે હજ્જે બયતુલ્લાહ અદા કર્યા પછી રોઝએ રસુલ મકબુલ (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ની ઝિયારત માટે મદીનાએ મુનવ્વરા પહોંચે છે, અને બારગાહે રિસાલતમાં હાજરી આપે છે; અને આં હઝરતની બારગાહશરીફમાં સલાતો સલામ પેશ કરીને પોતાની રૂહાની અમાનત(મુર્શીદે કામીલ) મેળવવા માટે આપની બારગાહશરીફમાં અશ્રુ-ભીની આંખે અર્ઝ કરે છે અને એ જ ધુનમાં દુરૂદશરીફ પઢતાં-પઢતાં આપની આંખ લાગી જાય છે. ખ્વાબમાં આપ જમાલે જહાં આરાં રસુલે





મકબુલ (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)ના દિદાર વડે મુશર્રફ થાય છે. અને હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) આપને બશારત આપી કે, 'તમારો રૂહાની હિસ્સો અને અમાનત (મુર્શીદે કામીલ) ગુજરાતમાં સૌરઠ પ્રદેશમાં આવેલાં જુનાગઢ શહેરમાં રહેતાં એક મર્દે કામીલ અને મુર્શીદે બરહક્ક પાસેથી મળશે.' અને ખ્વાબમાં જ આપને આપના પીરોમર્શીદનો હુલીયો બતાવી દેવામાં આવ્યો અને આપને આદેશ આપ્યો કે, તમે તેઓની પાસેથી રૂહાની અમાનત મેળવી લ્યો.

આ બશારત મળ્યાના થોડા દિવસ પછી જ ત્યાંથી આપ રવાના થઇને પોતાના માદરે વતન સિંધના નગરઠઠ્ઠા શહેરમાં પધાર્યા અને આપે પોતાના વાલીદ સાહેબ પાસે પોતાની બશારતનું બયાન કર્યું અને આ માટે જુનાગઢ જવા માટેની મંજુરી મેળવીને આપે જુનાગઢ આવવા માટે માદરે વતનને અલવીદા કહી.

મા-બાપે આપને પરવાનગી તો આપી પરંતુ તેઓ આપની જુદાઇ સહન કરી શક્યા નહીં માટે તેઓએ પણ માદરે વતનને અલવીદા કહી આપની પાછળ ચાલી નીકળ્યાં અને જુનાગઢ શહેરમાં તેઓએ મેમણવાડા નામના વિસ્તારમાં આવીને વસવાટ કર્યો. આપના મા-બાપે તેમજ કુટુંબીઓએ મેમણવાડામાં જે સ્થળે વસવાટ કર્યો હતો. તે મકાન આજે પણ 'બાવાના ડેલા'ના નામ વડે મશહુર છે. આપના તેમજ ત્યાર બાદના બુઝુર્ગો માટે આ મકાન રહાઇશગાહ-ગાદીવાલા મકાન, ખાનકાહ, ગાદીકા ઓટા વગેરે અલગ-અલગ નામો વડે ઓળખાતું રહયું. આપની સાથે આપના એક ભાઇ પણ હતાં જેનું નામ મુસામીયાં હતું, જેઓ એકાકી ઝિંદગી ગુઝારતા હતાં અને પહાડો તેમજ જંગલોમાં જઇને ઝીક્રે ઇલાહીમાં મશગુલ રહેતાં હતાં અને તેઓએ આ જ રીતે પોતાની પુરી ઝિંદગી પહાડો અને જંગલોમાં ગુજારી; અને એક દિવસ આપનો જંગલો અને પહાડોની વચ્ચે જ ઇન્તેકાલ થઇ ગયો. હઝરત મીયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ)ને જ્યારે આ વાતની ખબર પડી તો આપ તેઓની લાશ મુબારકને લઇ આવ્યાં અને તેને ગુસ્લ આપીને જુનાગઢમાં મોટા તળાવ પાસે તેઓની દફનવીધી કરી; આ મઝાર આજે પણ ત્યાં મૌજુદ છે.

**-: આપના પીરો મુર્શીદનું જુનાગઢમાં આગમન :-**

મુલ્કેશામ(સિરીયા)માં હામ્માશરીફ નામના એક કસ્બામાં કુરૈશ કબીલાના ચાર ભાઇઓ હતાં, જેઓ એ યુગના ઘણાં જ કામીલ અને સાહેબે

નિસ્બત બુઝુર્ગો ગણાતાં હતાં. તેઓ પૈકી એક ભાઇનું નામ હઝરત શૈખ જમાલ મોહંમદ કુરૈશી નકશબંદી હતું. તેઓ હામ્માશરીફથી ઉડતાં-ઉડતાં અહીં જુનાગઢ તશરીફ લાવ્યાં અને અહીં ગીરનારની પહાડીઓમાં આવેલી એકાંતવાદીઓમાં તેઓ ઇબાદતો-રિયાઝત તેમજ ઝીક્ર ફીક્રમાં મશ્ગુલ રહેતાં હતાં. આપ હંમેશા પોતાની ઝાતને તમામ મખ્લુકથી છુપાવીને રાખતાં હતાં, કોઇ આપના નામ સુદ્ધાથી પરિચીત નહોતું. મોટાભાગે લોકો આપને 'લાલા' એ નામથી ઓળખતાં હતાં. ઘણાં હિંદુ સાધુ-સંતો અને જોગીઓ આપના તરફ ખુબ જ અકીદત ધરાવતાં હતાં. ક્યારેક આપ અચાનક જ વસ્તી તરફ નીકળી આવતાં હતાં તો લોકો આપને ઘેરી વળતાં હતાં, તેમ છતાંપણ આપ કેટલાં મહાન દરજ્જાના બુઝુર્ગ છે તેની કોઇને પણ ખબર પડતી નહી.

**-: હઝરત પીરો મુર્શીદની મુલાકાત :-**

હઝરત મીયાં મહેમુદશાહ (રહેમતુલ્લાહ અલયહ) પોતાને મદીનાએ મુનવ્વરામાં મળેલી હુઝુર નબીએ પાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ) ની બશારત મુજબ શહેર જુનાગઢમાં આવીને પોતાની રૂહાની અમાનત હાંસીલ કરવા માટે હઝરત પીરો મુર્શીદની શોધમાં લાગી ગયાં. બસ આપના દિલો-દિમાગ પર એકજ વાતની ધુન સવાર હતી. પરંતુ ઘણાં દિવસો સુધી આપને પીરો મુર્શીદનો કોઇ પત્તો કે ઠેકાણું મળ્યું નહીં. પણ છેવટે એક દિવસ 'જો ઢુંઢે સો પાવે' ઇન્સાનની તલબ છેવટે તેને મતલુબ સુધી પહોંચાડી દે છે. એ મુજબ આપના ઇમ્તેહાં અને આતુરતાનો અંત આવી પહોચ્યો. એક દિવસ અચાનક જ હઝરત શૈખ જમાલ મોહંમદ કુરૈશી( રહેમતુલ્લાહ અલયહ) પોતાની આદત મુજબ વસ્તી તરફ નીકળી પડ્યાં અને માંડવીચોકમાં આવેલી મીર્ઝા મસ્જીદ પાસેની એક હલવાઇ (મીઠાઇવાળા) ની દુકાન પાસે આપ ઊભાં રહયાં. બરાબર આજ સમયે મુર્શીદની શોધમાં નીકળેલાં હઝરત મીયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ) એક પ્રકારની બાતીની કશીશ અને જઝબ (આંતરીક ખેંચાણ અને આકર્ષણ)વડે લોહ ચુંબકની જેમ હઝરત શૈખ જમાલ મોહંમદ કુરૈશી (રહેમતુલ્લાહ અલયહ) જે તરફ ઊભાં હતાં એ તરફ ભાગી નીકળ્યાં અને હઝરત મીયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ)નો આપના પીરો મુર્શીદસાથે અલ્લાહ ત્આલાના ફઝલો કરમથી ભેટો થઇ ગયો. અલ્લાહ ત્આલાએ આપનો રૂહાની હિસ્સો જેની પાસે અમાનત રાખેલો હતો અને જે મર્દે હકકની બશારતમાં આપના પીરોમુર્શીદ દર્શાવી દીધેલાં હતાં, એ કામીલ શખ્સીયત વેશપલ્ટામાં તેમજ લોકોના ટોળાં





વચ્ચે હોવાથી ઓળખવી ઘણી જ મુશ્કેલ હતી, છતાંપણ હઝરત મીયાં મહેમુદશાહ (રહેમતુલ્લાહ અલયહ)પોતાની રૂહાની કશીશ અને બાતીની ફરાસત (આંતરીક દિવ્ય દ્રષ્ટિ) વડે તેઓને ઓળખી લીધાં; અને પછી આપે મકકમતા પુર્વક આપના દામનને પકડી લીધો તથા અર્ઝ કરી કે, 'હુઝુર આપ જ મારા પીરો મુર્શીદ છો કે જેની બશારત મને મદીનાએ મુનવ્વરાથી મળી છે; અને જે રૂહાની હિસ્સો અને અમાનત આપના પાસે અલ્લાહ ત્આલા તરફથી મારા માટે મુકર્રર થયેલી છે, અને જેની શોધમાં હું મારા માદરે વતનનો ત્યાગ કરીને અહીં જુનાગઢમાં આવી વસ્યો છું, તે મને અતા કરો અને સિલસિલાએ નકશબંદીય્યાહની નિસ્બત અને ફૈઝાન વડે મુશર્રફ ફરમાવો તેમજ મારી રૂહાની અમાનત જે આપના પવિત્રસીનામાં જળવાયેલી છે, તે અતા કરવા મહેરબાની કરો. આપ ગમે તેટલો વેશપલ્ટો કરો કે નામ બદલો અને દુનિયાથી તમારી જાતને છુપાવો પરંતુ હું આપના દામનને ક્યારેય નહીં છોડું, કારણકે હુઝુર નબીએ કરીમ સાહેબે લૌલાક (સલ્લલ્લાહો અલયહ વસલ્લમે) આપની સુરત તેમજ હુલીયા મુબારક મને બશારતમાં બતાવી દીધેલ છે માટે આપનો દામન હવે હું ક્યારેય છોડીશ નહીં.'

**-: હઝરત પીરમુર્શીદની રૂહાની નેઅ્મત વડે નવાઝીશ :-**

હઝરત શૈખ જમાલ મોહંમદ કુરૈશી નકશબંદી (રહેમતુલ્લાહ અલયહ) આપની તરફ મુતવજ્જોહ(ધ્યાનીત )થઇને ફરમાવ્યું કે, 'અને જ્યારે હવે રાઝ ખુલી જ ગયો છે, તો પછી હવે વાર શેની ?' આવું ફરમાવીને આપે તરત જ હઝરત મીયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ)ને પોતાની પહાડોની વચ્ચે આવેલી રિયાઝતગાહમાં લઇ જઇને સિલસિલામાં દાખલ ફરમાવી લીધાં અને ખુબ જ જમીય્યત (એકાગ્રતા)ની સાથે તવજ્જોહ્ ફરમાવીને બાતીની ફૈઝ વડે આપને માલામાલ ફરમાવ્યાં અને આપના પવિત્ર કલ્બ( દિલ)ને 'ઇસ્મેઝાત'ના ઝીક્ર વડે મુનવ્વર ફરમાવીને આપના દિલના દરવાઝાઓ ખોલી નાંખ્યાં તેમજ આપને બાતિની કશ્ફની દૌલત વડે મુશર્રફ ફરમાવ્યાં.

**-: આપની ઇબાદતો-રિયાઝતો :-**

હઝરત મીયાં મહેમુદશાહ (રહેમતુલ્લાહ અલયહ)ને પોતાના પીરો મુર્શીદનું દામન હાંસીલ થયા પછી આપ પોતાના પીરોમુર્શીદની ઇબાદતગાહ જે પહાડના એકભાગ (ગુફા)માં હતી ત્યાં જ તેઓની ખિદમતમાં તેમજ ઇબાદતોં-રિયાઝતો અને ઝીક્ર ફીક્રમાં મશ્ગુલ રહેવાં લાગયાં. હઝરત મીયાં

મહેમુદશાહ (રહેમતુલ્લાહ અલયહ) ખુબ જ મોટા આલીમ-ફાઝીલ તેમજ સારામાં સારા કારી હતાં; અને સાથે સાથે અલ્લાહ ત્આલાએ આપને ખુબ જ સારા મધુર અવાઝ વડે નવાઝયાં હતાં. આપ જ્યારે કુર્આનેપાકની તિલાવત ફરમાવતાં ત્યારે હજારોની સંખ્યામાં લોકો આપની કિરઅત સાંભળવા મો એકઠાં થઇ જતાં હતાં. આપના પીરોમુર્શીદ પણ ઘણાં જ ઝૌકો-શોકની સાથે આપની તિલાવત સાંભળતાં હતાં. અને આપના ગળાની મિઠાશના કારણે લાડ-પ્યારથી આપની 'મિયાં મીઠુ' ના હુલામણાં નામ વડે યાદ કરતાં હતાં.

હઝરત મીયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ) **દલાઇલુલ્ખૈરાતશરીફ**ના ખુબ જ જબ્બરદસ્ત આમીલ હતા; હંમેશાના માઅ્મુલ મુજબ નક્કી કરેલાં સમયે આપ ખુબ જ અદબની સાથે વીર્દ ફરમાવ્તાં હતાં.

**-: હઝરત પીરો મુર્શીદની વિદાય :-**

હઝરત મીયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ)ના પીરોમુર્શીદ હઝરત શૈખ જમાલ મોહંમદ કુરૈશી (રહેમતુલ્લાહ અલયહ)ના બીજા ત્રણ બિરાદરો પણ હમ્માશરીફ(સિરીયા)માં રહેતાં હતાં. તેઓ પોતાના ભાઇની તલાશમાં હિંદુસ્તાનમાં આવ્યાં અને જુનાગઢ આવીને આપની તલાશ શરૂ કરી અને અંતે પહાડોની એકાંતવાદીઓ વચ્ચેથી આપને શોધી કાઢયાં તથાં આપને હામ્માશરીફ પાછાં લઇ જવા માટે ખુબ જ મજબુર કરવા લાગ્યા; ત્યારે આપે પોતાના બિરાદરોને ફરમાવ્યું કે, 'હું મારા મુરીદ મિયાં મીઠું ને મુકી શકતો નથી; કારણકે તેનું કાર્ય હજુ અધુરું છે.' તો પેલાં ત્રણેય બુઝુર્ગોએ ફરમાવ્યું કે, 'અમો પણ આપના આ હોનહાર મુરીદને અલ્લાહ ત્આલાએ અમને અતા કરેલ રૂહાની શકિતઓ વડે નવાઝવા ઇચ્છીએ છીએ.' આવું ફરમાવીને એ ત્રણેય બુઝુર્ગોએ પોતાની તવજ્જોહ આપી હઝરત મીયાં મહેમુદ શાહ(રહેમતુલ્લાહ અલયહ)ની રૂહાનીય્યતના બુલંદ શીખરો પાર કરાવી દીધાં. અને ત્યાર બાદ આપના પીરો મુર્શીદ હઝરત શૈખ જમાલ મોહંમદ (રહેમતુલ્લાહ અલયહ) પણ આપની તરબીય્યત તરફ ખુબજ ધ્યાનીત થયાં. અંતે એક સમય એવો પણ આવી ગયો કે હઝરત પીરો મુર્શીદે ફરમાવ્યું કે,' હે,મિયાં સાહેબ! મારા આત્રણેય બિરાદરોએ ખાસ હામ્માશરીફ(સીરીયા)થી આવીને જે નવાઝીશો તમારી ઉપર કરી છે, તે તેઓનો અહેસાન છે; પરંતુ તમારી તકમીલ અને ખિલાફતો-ઇજાઝત આપવાની જિમ્મેદારી





અલ્લાહત્આલાએ મને સોંપેલી છે, માટે હે બેટા, આવો મારા સીના સાથે લાગી જાવ અને છુટા પડયાં પછી જે હાલત તમારા પર ગુજરે તે બરદાસ્ત કરો, અને એક નસીહત ધ્યાન પુર્વક સાંભળો કે આ હાલતને સંભાળો તેમજ મહેબુબની ઉમ્મતના હકકના તલબગારો પૈકીનો જેનો જેનો હિસ્સો અલ્લાહ ત્આલાએ આપની પાસે રાખ્યો છે, તેઓને તેમની રૂહાની અમાનતોં પહોંચાડતા રહો અને સિલસિલાની ખિદમતને પોતાની મુખ્ય ધ્યેય બનાવો; મારી દુઆ તમારી સાથે જ છે. બાહ્ય રીતે જો કે આ મારી અને તમારી અંતિમ મુલાકાત છે, પરંતુ તમે જ્યારે પણ અમારી તરફ મુતવજ્જોહ (ધ્યાનીત) થશો ત્યારે તમને આંતરીક મુલાકાત વડે નવાઝશું. અલ્લાહત્આલા તમને ઇસ્તેકામત ફીદ્દીનીલ મતીન અતા ફરમાવે. આમીન....'

આવું ફરમાવીને જ્યારે આપના પીરોમુર્શીદ આપને સીના સાથે લગાવ્યો ત્યારે આપની ઉપર એક અનેરી બાતીની કૈફીયત છવાઇ અને પોતે પોતાનામાં ન રહયાં 'ઇસ્તિગરાક' (મદહોશી)માં ગરકાવ થઇ ગયાં. અને આપને એ જ 'ઇસ્તિગરાક' અને 'મહવીયત'ની હાલતમાં છોડીને આપના પીરો મુર્શીદ પોતાના ત્રણેય બિરાદરો સાથે હામ્માશરીફ જવા માટે રવાના થઇ ગયાં. હઝરત મીયાં મહેમુદશાહ (રહેમતુલ્લાહ અલયહ) જ્યારે આ ઇસ્તિગરાક અને જઝબાહ્ની કૈફીયતમાં બેહોંશ પડયા હતાં ત્યારે આપની વાલીદે મોહતરમ હઝરત મખ્દુમ મોહંમદ ઇલ્યાસ (રહેમતુલ્લાહ અલયહ) પોતાના ફરઝંદે અરજમંદની મુલાકાત માટે આવી પહોંચ્યા અને જોયું કે, તેઓની ઉપર હાલનો એવો ગલ્બો છે કે પોતાનું પોતાપણું ગુમાવી દીધું છે અને 'નિસ્યાને માસિવા' (અલ્લાહ ત્આલા સિવાય પુરી સુષ્ટિને ભુલી જવી)ના ગલ્બામાં કશી જ હરકત વગર પડયા છે. આ જ સ્થિતીમાં તેઓ પોતાના ફરઝંદ ને ઘેર લઇ ગયાં. પણ દિવસ પછી આપની આ ઇસ્તિગરાક અને જઝબાહ્ની કૈફીયત ઓછી થઇ ગઇ. અને પછી આપ મખ્લુકની હિદાયત અને હકકના તલબગારોની પ્યાસ બુઝાવવા લાગ્યાં.

**આપની કેટલીક કરામતો**

હઝરત મીયાં મેહમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ)થી અનેક કરામતો જાહેર થઇ છે, તમામ કરામતો ને કલમ કરવી તો શકય નથી, પરંતુ આપની અમુક મશહુર કરામતો અહીં રજુ કરવામાં આવે છે.

**કરામત-૧ :-**

ગામેતી મુસ્લીમ સંધી કૌમમાં એક શમા નામનો શખ્સ હતો, જે

અઠંગ ઊઠાવગીર અને પાકો બદમાશ તેમજ મોટો ચોર હતો. ચોરી કરવીએ તેનો ખાસ ધંધો હતો. એકવાર તે સિપાહીઓની નજરે ચડી ગયો અને સિપાહીઓ તેને પકડવામાં માટે તેની પાછળ પડયા. આગળ પોતે દોડી રહયો છે અને પાછળ સિપાહીઓ. શમાને થયું કે આ તો સાલું ભારે થયું, હવે આ લોકોથી બચવું ઘણું જ મુશ્કેલરૂપ લાગી રહયું છે, આજે તો જરૂર જેલની હવા ખાવા માટે જવું જ પડશે. હવે શું કરવું ? કયાં જવું ? તેના દિલમાં અચાનક જ વિચાર આવ્યો કે ચાલો આજે તો મીયાં મહેમુદ બાવાની બારગાહમાં ચાલ્યો જાઉં, તેઓ જરૂર મારો બચાવ કરી લેશે. આવું વિચારીને તે હઝરત મીયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ)ની બારગાહશરીફમાં હાજર થઇ ગયો અને પોતાની હાલત વર્ણવી અને અર્ઝ કરી કે, 'હું એટલા માટે જ આપની બારગાહમાં હાજર થયો છું કે, આપ મને આ બલાથી બચાવી લ્યો.' આપે ફરમાવ્યું કે, 'હે શમા ! તું મીયાં શમ્અ બની જા, ગુનાહીત કામોથી તોબાહ્ કર તો તને નવાઝી દઉં.' શમા તૈયાર થઇ ગયો, તેણે તરત જ આપની બારગાહમાં તૌબાહ કરીને બૈઅત કરી. આપે તેની ઉપર એવી તવજ્જોહ ફરમાવી કે તે મકામે વિલાયત પર પહોંચી ગયો. અને ખરેખર આ રીતે તે 'શમા' માંથી 'શમ્અ' બની ગયો એટલું જ નહીં બલ્કે ઝિંદગીમાં તો તે હઝરતની ખિદમત માટે મકબુલ થઇ ગયો, પરંતુ વિસાલ પછી પણ તેનો મઝાર આપની બારગાહ શરીફના મુખ્ય દરવાઝા પાસે વચ્ચો વચ્ચ બન્યો અને તે હઝરત મીયાં મહેમુદ શાહ ઉર્ફે 'વાલી એ સૌરઠ' (રહેમતુલ્લાહ અલયહ)ના ચોકીદાર તરીકે ઓળખાયાં. આ રીતે આપના મઝાર શરીફ પર આવતાં જતાં ઝાઇરીનો સૌ પ્રથમ હઝરત 'શમ્અ'ના મઝાર પર ફાતેહા પઢીને પસાર થતાં જોવામાં આવે છે; જાણે કે તેઓને આ રીતે હજુ પણ આપની ચોકીદારીના ખિદમતનો શર્ફ હાંસીલ છે.

**કરામત-૨ :-**

મિયાં જાફર કરીને એક માણસ હઝરત મિયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ)ની ઘણી જ ખિદમતોં કરતો હતો. અલ્લાહ-વાળાઓની ખિદમત ક્યારેય વ્યર્થ જતી નથી; કારણકે અલ્લાહવાળાઓનો એ કાનુન છે કે **''હલ જઝા ઉલ અહેસાને ઇલ્લલ્એહસાન''** (અહેસાનનો બદલો અહેસાન) આ મુજબ એકવાર હઝરત મીયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહે) મિયાં જાફર ઉપર ખુબ જ મહેરબાની ફરમાવી કે તે રોશન ઝમીર બની ગયો; અને તે વિલાયતના ઘણાં ઊંચા મર્તબા પર પહોંચી





ગયો આ રીતે આપે મિયાં જાફરને તેની ખિદમતનો ઘણો જ ઊંચો બદલો અતા ફરમાવ્યો. ઝિંદગી દરમ્યાન તો તે ખિદમતમાં રહયા પરંતુ વફાત પછી પણ તેઓએ આપના કદમોમાં જ દફન થવાનું પસંદ ફરમાવ્યું.

આમ એક જ તવજ્જોહ વડે મિયાં જાફરને આપે વિલાયતના ઊંચા દરજ્જા પર પહોંચાડી દીધો જે આપની મહાન કરામત છે.

**કરામત-૩ :-**

એકવાર હઝરત મીયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ) પોતાની ખાનકાહ શરીફમાં મુરીદોં વચ્ચે બેઠેલાં હતાં આપે અચાનક જ આસમાન તરફ દૃષ્ટિ ફેંકી તો આપે જોયું કે બે જાદુગરો આકાશમાં ઊડતા ઊડતા જઇ રહયાં હતાં, આપે પોતાની ખડાઉ(ચાખડી)ને હુકમ કર્યો કે, 'તે બંને પર તુટી પડ અને અહીં મારી પાસે હાજર કર.' આપના હુકમથી ચાખડીઓ ઊડી અને તે બંને જાદુગરો ઉપર તુટી પડી તેમજ તે બંનેને આપની ખિદમતમાં લઇ આવી. બંને જાદુગરો સાથે આપનો ધાર્મિક વાદ-વિવાદ ચાલ્યો. આપે તે બંનેના સવાલો તેમજ દલીલોના અનુકુળ જવાબોં પણ આપ્યાં. અંતે આપની સચોટતા અને હાજર જવાબી પણાંની તે બંને ઉપર એવી અસર થઇ કે બંને એ આપની બાગહશરીફમાં ઇસ્લામ કબુલ કરવા માટે અર્ઝ કરી. આપે તે બંને ને કલ્મો પઢાવીને ઇસ્લામમાં દાખલ કરી લીધાં તેમજ સિલસિલાના ફૈઝાન વડે પણ નવાઝી દીધા.

**કરામત-૪ :-**

આપનો એક મુરીદ હંમેશા પરદેશમાં વેપાર ખેડતો હતો અને દુરદુર સુધી દરિયા પર વૈપાર અર્થે જતો હતો. તે એકવાર વહાણ પર બેસીને દરિયાઇ મુસાફરી કરી રહયો હતો, સફર દરમિયાન અચાનક જ તેના વહાણમાં એક કાણું પડી ગયું અને તેમાં પાણી ભરાવા લાગ્યું અને હવે નક્કી જ હતું કે પાણી ભરાઇને વહાણ ડુબી જશે. ત્યારે આ મુરીદે પોતાના પીરો મુર્શીદ હઝરત મીયાં મહેમુદ શાહ(રહેમતુલ્લાહ અલયહ)નો વસીલો લઇને અલ્લાહ ત્આલાની બારગાહમાં દુઆ કરી તેમજ એવી મિન્નત લીધી કે, 'જો હું આ આફતમાંથી બચી જઇશ, તો મારા માલમાંથી અડધોભાગ મારા પીરોમુર્શીદ હઝરત મહેમુદશાહ (રહેમતુલ્લાહ અલયહ)ના કદમોમાં નિચ્છાવર કરીશ.' જે સમયે આ મુરીદે દુઆ માંગી ત્યારે આપ ઉમર હજામને ત્યાં ખત-હજામત બનાવી રહયાં હતાં. આપના હાથમાં એ સમયે એક નાનો અરીસો હતો. આપને એ સમયે થયેલાં બાતિની કશ્ફના કારણે આપ ઊભા થઇ ગયા અને

હજામની દુકાન બહાર આવીને તે અરીસો આપે ફંગોળી દીધો. પાસે બેઠેલાં સૌ તાઅ્જ્જુબમાં પડી ગયા કે આ શું થયું ? અને આપે આમ અચાનક જ અરીસો આ રીતે શા માટે ફંગોળી દીધો ? આ તરફ આપે ફેંકેલો અરીસો ઊડતો ઊડતો તે મુરીદના વહાણ કે જે ડુબવાની અણી પર હતો, તેમાં પડેલા કાણાં ઉપર જઇને એવો ચોંટી ગયો કે, પાણી આવવાનું બંધ થઇ ગયું. અલ્લાહત્આલાના ફઝલો કરમ અને આપની કરામતથી વહાણમાં સફર કરનારા તમામ લોકોની જાન બચી ગઇ; પછી તે મુરીદ જ્યારે આ સફરમાંથી પાછો ફર્યો ત્યારે પોતાના પીરોમુર્શીદનીખિદમતમાં હાજર થયો અને તેણે માનેલી મિન્નત મુજબ પોતાનો અડધો માલ આપની બારગાહ શરીફમાં પેશ કર્યો;તો આપે તે માલ સ્વીકારવાની ના પાડી અને ફરમાવ્યું કે, 'તે વખતે મેં પેલા હજામનો અરીસો ફેંકી દીધો હતો માટે તેને તેના અરીસાના બદલે આ માલ આપી દે.' પછી તે મુરીદ આપના હુકમ મુજબ તે માલ લઇને હજામને આપવા માટે ગયો; અને ત્યારે તે સમયે તાઅ્જ્જુબ પામનારાં લોકોને આપનો અરીસો ફેંકી દેવાનો ભેદ સમજાયો અને આપની આ મહાન કરામતથી લોકો દિગમુઢ બની ગયાં. પછી હજામે કહયું કે, 'એક નાના અમથા અરીસા માટે આટલા બધા માલને લઇને હું શું કરું ? હું તો હઝરતની દુઆઓને જ મારી પુંજી માંનું છું, અને તેઓની દુઆઓનો તલબગાર છું.' અંતે હઝરત પીરો મુર્શીદના હુકમથી તે મુરીદે આ માલ મિસ્કીનો અને મોહતાજોને વહેંચી દીધો અને અલ્લાહ ત્આલાનો શુક્ર અદા કર્યો

**કરામત-૫ :-**

કુતિયાણા, બાંટવા, રાણાવાવ, પોરબંદર વગેરે વિસ્તારોમાં હઝરત મીયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ)ના મુરીદોનો સિલસિલો ઘણોં જ ફેલાયો હતો. આપ પણ ક્યારેક પોતાના મુરીદોના આગ્રહવશ ત્યાં તશરીફ લઇ જતાં હતાં, જેના કારણે ત્યાંના બીજા લોકો પણ આપના વડે ફૈઝયાબ થતાં હતાં.

એકવાર આપ કુતિયાણા તશરીફ લાવ્યાં હતાં. કુતિયાણામાં એક નવજવાન હતો, જેની શાદી નવી નવી જ થઇ હતી, અને તે મર્દાનગીની કમઝોરીના કારણે ઘણો જ લઝ્ઝીત હતો. આ વાત તે કોને કરે અને કેવી રીતે કરે ? હંમેશા આ રીતે મુંઝાયેલો રહેતો હતો. એવામાં અચાનક જ હઝરત મીયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ)ની કુતિયાણામાં પધરામણીની તેણે ખબર સાંભળી, તો તે આપની બારગાહ શરીફમાં હાજર થયો અને





મૌકો મળતાં આપની સમક્ષ પોતાની સમસ્યા રજુ કરી તેમજ તેના ઇલાજ માટે દુવાનો તલબગાર થયો.તે નવજવાનની વાત સાંભળીને આપે દુઆ કરી અને એક બાજરાની રોટી પર કશું દમ કરીને તેના બે ટુકડાં તેને આપ્યાં અને ઘરે લઇ જઇને તે ખાવા માટે તેને ભલામણ કરી. તે નવજવાન આપના ફરમાન મુજબ તે બાજરાની રોટીના ટુકડાં ખાઇ ગયો, અલ્લાહ ત્આલાનો ફઝલ થઇ ગયો, તેના પરિણામ સ્વરૂપે તેની આ કમઝોરી સદંતર દુર થઇ ગઇ.

**કરામત-૬ :-**

જુનાગઢમાં એક બ્રાહ્મણ હતો, જે દરરોજ નિયમીત રીતે આપની ખાનકાહ શરીફ પર આવતો હતો અને બહાર ઊભો રહીને આપના ચહેરા મુબારકના રૂહાની દિદાર કરતો હતો અને થોડીવાર માટે ત્યાં ઊભો રહીને જતો હતો. આ તેનો દૈનિક કાર્યક્રમ હતો. એકવાર તે નિયુક્ત સમયે આવ્યો નહીં, ત્યારે આપે ત્યાં હાજરજનોને તેના અહીં આવવાનું કારણ પુછયું. લોકોએ કહયું કે, 'હઝરત અમને તેના વિશે કશી જ ખબર નથી.' તો આપે પોતાના એક ખાસ ખાદીમ મિયાં જાફરને કહયું કે, 'મને ઇલ્હામ વડે જાણ થઇ છેકે મજકુર બ્રાહ્મણનું અવસાન થયું છે; અને તેના સમાજવાળાઓ તેની લાશને સ્મશાને બાળવા માટે લઇ ગયા છે અને તેને જલાવવા માટે સવારથી પ્રયત્નો કરી રહયા છે, અત્યારે અસરની નમાઝનો સમય થયો છે, પરંતુ હજુ સુધી તેની લાશ બળતી નથી; તે સૌ લોકો આશ્ચર્યમાં ગરકાવ છે, કે આ લાશ બળતી કેમ નથી ?' આપે ત્યાર બાદ ફરમાવ્યું કે, 'તે કેવી રીતે બળી શકે ? એ લાશ અમારી અમાનત છે, પછી શી રીતે સળગે ? હવે ,તમે ત્યાં જાઓ તથા સ્મશાનના ડાઘુઓને જઇને કહો કે, ભાઇ, તમે લોકો ઘણાં પરેશાન છો, આ મડદાને અમારી પાસે છોડી દ્યો અને તમે સૌ ચાલ્યા જાઓ. પછી જ્યારે ડાઘુઓ ચાલયા જાય તો મારી આ લાકડી તેના શરીરને અડકાળજો, તો અલ્લાહત્આલાના હુકમથી જીવંત થઇ જશે અને નવી ઝિંદગીનો હકદાર બનશે; અને જ્યારે તે અલ્લાહત્આલાના હુકમથી જીવંત થાય તો તેને મારી પાસે લઇ આવજો.' અને આપે જે મુજબ ફરમાવ્યું હતું એવું જ થયું. હઝરત મિયાં જાફર આપના હુકમ મુજબ સ્મશાને પહોંચ્યાં અને ડાઘુઓ સાથે વાતચીત કરી, મડદાનો હવાલો તેની પાસે લીધો અને જ્યારે તેઓ લાશને છોડીને ચાલ્યા ગયાં તો મિયાં જાફરે હઝરત પીરોમુર્શીદે આપેલી લાકડી મડદાને અડાળી; તો મડદું સુબ્હાનલ્લાહ કહેતું જીવંત થઇ ગયું અને મુર્શીદનો

હુકમ સાંભળીને આપના દરબારમાં તે બ્રાહ્મણ હાજર થયો. આપે તેને કલ્મો પઢાવીને મુસલમાન બનાવ્યો, તેમજ મુરીદ બનાવીને સિલસિલામાં પણ દાખલ ફરમાવ્યો. નવી ઝિંદગીમાં તે બીજા ચાલીસ(૪૦) વરસ સુધી જીવંત રહયો અને ફરીવાર જ્યારે તે મૃત્યુ પામ્યો તો તેને વાલીએ સૌરઠના કબ્રસ્તાનમાં જ દફનાવવામાં આવ્યો.

**કરામત-૭ :-**

આપના યુગમાં જુનાગઢમાં એક ફકીર હતો જે અજીબ પ્રકારનો હુન્નરી અને કિમીયાગીર હતો; તેની પાછલી ઝિંદીગીમાં તેને ખ્યાલ અવ્યો કે મારા આ હુન્નર અને કિમીયાગીરી કોઇ એવા અલ્લાહ વાળાને સોંપુ કે જે પોતે સ્વાર્થી પણ ન હોય તેમજ આ કિમીયાગીરી વડે તે મખ્લુકની ખિદમત કરે. આવું વિચારીને તે આવા અલ્લાહવાળા બંદાની શોધ કરતો કરતો છેવટે હઝરત મિયાં મહેમુદશાહ (રહેમતુલ્લાહ અલયહ)ની બારગાહ શરીફમાં હાજર થયો અને આપને કહયું કે, 'સાંઇ, આપ મારી પાસેથી આ કિમીયાગીરી શીખી લ્યો.' તો આપે ફરમાવ્યું કે,' હે ફકીર, તું ભલે હુન્નરમંદી કે કિમીયાગીરીનો દાવો ધરાવતો હો, પરંતુ હમણાં જ હું ઇસ્તિન્જાથી ફારીગ થયો છું અને ફલાણા પથ્થર મેં ઢેલા-ખડુ તરીકે ઉપયોગ કર્યો છે, તું જરા તેની સામે નઝર કર.' ફકીરે જેવી નઝર ઢેલા-ખડુ તરફ કરી તો જણાયું કે તે ઢેલો-ખડુ સોનાનો બની ગયો હતો.

ત્યાર બાદ આપે તે ફકીરને ફરમાવ્યું કે, 'હે ફકીર, યુનાનીઓ-વિદેશીઓની ઇચ્છિત હિકમતોંને ઇમાનની હિકમત સાથે મેળવ નહીં, તું ક્યાં સુધી આવી હિકમતો અને ફીલસુફોની માયાજાળમાં ફસાયેલો રહીશ. સાચા ઇમાનવાળા-ઓની ખુબી અને રૂહાની બરકતોં જે બંને જહાંની પુંજી છે, તેની તરફ પણ ધ્યાન આપ; અમારી આ નાની એવી વાત માની લે કે જે આખેરતનો સામાન છે.'

**-: આપનો વિસાલ અને મઝારે પાક :-**

જુનાગઢ શહેરમાં હાલમાં આપનો મઝારે પાક જે સ્થળે આવેલો છે, ત્યાં આપ અવાર-નવાર આવીને બેસતાં હતાં અને સામાનયતઃ 'એવું કહેતાં રહેતાં હતાં કે, આ જ મારું ઠેકાણું છે મને અહીં જ શાંતી મળે છે.' મોટાભાગે આપ આ જગ્યાએ જઇને ઇબાદતો-રિયાઝત કરતાં હતાં, ક્યારેક ઘરે પણ તશરીફ લઇ જતાં.

છેવટે આપનો વિસાલ હી.સ. ૧૧૦૦ ની માહે શાબાનની ૨૦ તારીખે





વહેલી સવારે ચાર(૪) વાગે થયો. આપને આપે પસંદ કરેલી જગ્યા પર જ દફન કરવામાં આવ્યાં. આપનો મઝારે પાક લોકો માટે શાંતી અને સબ્રનું કેન્દ્ર છે. અહીં જે કોઇ આવે છે, તેને શાંતી અને સુકુન હાંસીલ થાય છે. ત્યાં હરઘડી અન્વારોની વર્ષા થતી રહે છે.

હઝરત મિયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલહય)ના વાલીદે મોહતરમ હઝરત મખદુમ મોહંમદ ઇલ્યાસ (રહેમતુલ્લાહ અલયહ)ની વફાત પણ જુનાગઢ શહેરમાં જ થઇ હતી, આપનો મઝારશરીફ બાજુવાળી મસ્જીદ ની કિબ્લા તરફની દિવાલને અડીને આવેલો છે. આપની વાલેદાસાહેબા 'ઝીનતમાં'ની કબ્રશરીફ પણ મઝાર શરીફના સહેનની પશ્ચિમ તરફની દિવાલ પાસે મૌજુદ છે.

હઝરત મિયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ)ના બે ફરઝંદો હતાં, તેઓ પણ ખુબ જ મોટા આલીમ અને આરીફોં હતાં; જેમાં (૧) હઝરત દુલ્હા મિયાં અને (૨) હઝરત હિદાયતુલ્લાહ મિયાં છે. તેઓ બંનેની મઝારો પણ આપના રોઝા શરીફમાં મૌજુદ છે.

**-: આપનો ઉર્ષ મુબારક :-**

આપના ઉર્ષમુબારક દર વરસે માહે શાબાનની ૧૯, ૨૦, ૨૧ તારીખ એમ ત્રણ દિવસ શરીઅતની પાબંદી સાથે મનાવવામાં આવે છે, નકશબંદી બુઝુર્ગોની એ ખાસ ખુબી છેકે તેઓના ઉર્ષ ઘણી જ સાદગી અને શરીઅતની પાબંદી સાથે મનાવવામાં આવે છે; કારણકે આ તરીકાના બુઝુર્ગો એ પોતાની હયાતીમાં પણ ક્યારેય શરીઅત અને સુન્નતની ખિલાફવાતોને પસંદ કરીનથી.

૧૯મી તારીખે અસરની નમાઝ બાદ મેમણવાડા-બાવાના મકાનેથી સંદલ શરીફ અને ચાદર સાથે એક રૂહાની ઝુલુસ સ્વરૂપમાં હઝરત મિયાં મહેમુદ શાહ (રહેમતુલ્લાહ અલયહ)ની શાનમાં મનકેબત પઢતાં પઢતાં મગરીબ સુધીમાં મઝારેપાક પર પહોંચીને ચાદરપોશી કરવામાં આવે છે અને દુઆએ ખૈર કરવામાં આવે છે.

૨૦ મી તારીખે ઇશાની નમાઝ બાદ મહેફીલે મિલાદ વગેરેનો પ્રોગ્રામ હોય છે. અને ત્યાર બાદ મોડી રાત્રે વિર્દ વઝાઇફ તેમજ તિલાવતે કુર્આનશરીફ થાય છે; જે વહેલા સવારે (૪)ચાર વાગે ખત્મ થાય છે અને પછી શજરાહ્ શરીફ પઢવામાં આવે છે. તેમજ ફરીવાર ચાદરપોશી અને દુઆએ ખૈર થાય છે. આ સમય આપનો અલ્લાહત્આલાથી વિસાલનો ખાસ સમય છે. આ સમયે દરેકની ઉપર એક અજીબ રૂહાની કૈફીયત છવાઇ જાય છે; અને દરેકની

આંખો અશ્રુભીની થઇ જાય છે. એકવાર આ ઉર્ષમુબારકમાં સામેલ થનારો હંમેશા માટે આવવા તત્પર દેખાય છે.

**-: આપની કેટલીક નસીહતો અને હિકમતભરી વાતો :-**

હઝરતે ઇમામે રબ્બાની મુજદ્દીદી અલ્ફેસાની શૈખ અહમદ ફારૂકી સરહિંદી નકશબંદી (રદીયલ્લાહો ત્આલા અન્હો) એ પોતાના એક પવિત્ર મકતુબમાં ઔલીયા અલ્લાહની તારીફ ફરમાવતાં લખ્યું છેકે,

ઔલીયા તે લોકો છે કે, તેઓના સહવાસી, બદબખ્ત નથી થતા, તેઓના દોસ્ત, નામુરાદ નથી થતા, તેઓ અલ્લાહના હમનશીન છે, તેઓને જોવાથી અલ્લાહ યાદ આવે છે, જેણે તેઓને ઓળખ્યા તેણે અલ્લાહત્આલાને ઓળખ્યો; તેઓની નઝર, દવા છે, તેઓનો કલામ, શિફા છે; તેઓની સોહબત, નખશીખ નુર અને રોશની છે. હઝરત મુજદ્દીદે સાહેબના આ ફરમાન મુજબ ઔલીયા અલ્લાહનો કલામ, શિફા (રૂહાની બિમારીઓથી મુકિત) છે; તો વાલીએ સૌરઠની કેટલીક હિકમતભરી વાતો અને નસીહતોં અહીં લખું છું. જે આપણાં બિમાર દિલ માટે શિફાનો સબબ બનશે.

**આપે ફરમાવ્યું કે,:-**

★ અલ્લાહ અને તેના રસુલ(સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની તાબેદારી-માં બંને જહાંની ભલાઇ અને ઉન્નતી છે. ★ અલ્લાહ ત્આલાની યાદમાં જ બંને જહાં શાદો આબાદ છે. ★ પીર અને ઉસ્તાદ વગર મેળવેલો કોઇપણ મોભો કે રૂત્બો અપુર્ણ છે. ★ બુઝુર્ગોની બેઅદબીથી આખેરત તબાહ અને બરબાદ થાય છે. ★ પડોશીઓની સાથે પ્રેમાળ અને મોહબ્બતસભરનું સદ્વર્તન જરૂરી છે. ★ સબ્ર (ધૈર્ય) અને કિનાઅત (સંતોષ) અકકલમંદોની શોભા છે. ★ તન્હાઇ(એકાંત)માં ખૌફ અને રંજો ગમની હાલતમાં કિતાબોનું વાંચન ઉત્તમ દોસ્ત સમાન છે. ★ સબ્રનું ફળ ઘણું જ મીઠું હોય છે. ★ મકકમતા તેમજ અડગતા(ઇસ્તિકામત)ની અગ્નિપરિક્ષા જરૂરી હોય છે. ★ ઉતાવળ એ ઘણી જ નુકસાનકારક વસ્તુ છે. ★ જહાલત એ સખ્ત અંધકાર છે. ★ અકકલમંદ વાત વિચારીન બોલે છે. ★ દીનદાર, તાબેદાર, હકકપરસ્ત, હુન્નરી અને સમજદાર પત્નિ અલ્લાહ ત્આલાનું ઘણું જ મોટું ઇનામ છે. ★ ઔલાદને આળસુ તેમજ જાહીલ રાખવી સૌથી મોટી મેહરૂમીયત(વંચીતતા) છે. ★ વિદ્વાન તેમજ મહેનતુ ઔલાદ ઇનામરૂપ





છે. ★ ઈર્ષા અને ચાડી-ચુગલખોરી તથા લાલચ અને રિયાકારી આ તમામ બેઇઝઝતીનો રસ્તો તેમજ બરબાદીનો રોગ છે. ★ કોઇપણ બાબતમાં હદ-મર્યાદા નકકી કરવી એ ઘણું જ ઉત્તમ છે. ★ હકકની કબુલાત હકકવાળા પર વાજીબ છે. ★ સદ્વર્તાવ તેમજ ખિદમતે ખલ્ક(માનવસેવા) એ બંને જહાંનું નુર છે. ★ સબ્ર તેમજ રઝા અલ્લાહત્આલાની બારગાહમાં ખુબ જ મકબુલ અને પ્યારા છે. ★ જે કોઇને દગો ફટકો કરે છે, તે ભરોસો ખોઇ નાંખે છે. ★ વધારે પડતું બોલવાથી પણ માણસ ભરોસાપાત્ર રહેતો નથી. ★ વધુ પડતું ખાવાથી દિલ મુર્દા બની જાય છે. ★ સચ્ચાઇમાં ઝમીરની ઉચ્ચતા તેમજ અલ્લાહત્આલાની ખુશ્નુદી છે. ★ સખાવત તેમજ સદકો બલાઓને રદ કરે છે. ★ દરેક કાર્ય તેના સમય પર કરવામાં જ શાણપણ છે. ★ ઇલ્મ વડે શાણપણ તેમજ બુઝુર્ગોની નેક સોહબતથી અકકલ જાગૃત થાય છે. ★ ઇન્સાફ તેમજ રહેમો કરમ ખુબ જ સારા સદ્ગુણો છે. ★ દયા તેમજ વિવેક સારી આદતો પૈકી છે. ★ ગરીબ(મીસ્કીન)ની દોસ્તીમાં અલ્લાહત્આલાની ખુશ્નુદી સમાયેલી છે. ★ વાયદાનું પાલન કરવું એ શરાફત તેમજ ગૌરવ છે. ★ વાયદા-વચનથી વિરુદ્ધનું વર્તન ગૌરવહીનતા તેમજ નાલેશી છે. ★ જુગાર રમવું એ તબાહીનો ધોરીમાર્ગ છે. ★ સુરા (શરાબ) અને સુંદરીનો સંગ બુધ્ધિની ભ્રષ્ટતા, બલાઓ-આફતોનું વમળ તેમજ અલ્લાહત્આલાની નારાજગી અને બંને જહાંની ખરાબી છે. ★ ઊભાં ઊભાં ખાવું પીવું બદતમીઝ તેમજ નુકસાન કારક છે. ★ ગાળો કાઢવી, ભુંડા અપશબ્દો બોલવા, ઇશારા કરવા કે તાના મારવા તેમજ નાચ-ગાન આ બધું જ દિલને મુડદાલ બનાવી દે છે. ★ કજિયો તેમજ ટંટા-ફિસાદ વગેરેથી દુર રહેવામાં જ ભલાઇ છે. ★ કમ અકકલ ઇન્સાન બીજાના માટે તો વબાલરૂપ છે જ, પણ પોતાની જાનનો પણ દુશ્મન છે. ★ નિર્બળ તેમજ નબળાઓ ઉપર ઝુલ્મ કરવો એ આફતો તેમજ બલાઓને નોંતરવા જેવું છે. ★ જે બીજાઓ ઉપર રહેમ કરે છે તેની ઉપર અલ્લાહત્આલા રહેમ કરે છે. ★ જે બીજાઓના ઐબ ઢાંકે છે અલ્લાહત્આલા તેના ઐબ પણ ઢાંકે છે. ★ વફાદાર પર અલ્લાહત્આલાનો રહેમો કરમ તથા દગાખોરો પર અલ્લાહત્આલાનો ગઝબ ઉતર છે. ★ મહેમાનોની વિશાળ હૃદયપુર્વક અને સવિનય ખાતર-બરદાશ્ત (આગતા -સ્વાગતા) કરવી તે ખૈરો

બરકત લાવે છે.★ ઈમાન તકવા-પરહેઝગારી વડે અને રાજ્ય અદલો-ઈન્સાફ વડે સલામત રહે છે.★ અમલોંની ખુબી નેકનિય્યતી પર છે અને નેઅ્મતોનો ઈકરાર પરવરદીગારના શુકરાનામાં છે. ★ ઠઠ્ઠા તેમજ હંસી-મજાકથી દિલ મુર્દા થઇ જાય છે, અકકલને નુકસાન થાય છે. તેમજ આ બેઇઝઝતીનો રસ્તો છે.★ નબીએ અકરમ (સલ્લલ્લાહો અલયહ વસલ્લમ)તેમજ આલેપાક અને અસ્હાબાએ કિરામ તથા ઔલીયા અલ્લાહના ગૌરવથી જાળવણી પર જ ઈમાનનો દારોમદાર છે. ★ સીધા રસ્તા પર અડગતાપુર્વક કદમ માંડવા એ જ ઈમાનની સલામતી તેમજ નજાતનું કારણ છે.★ ઔલીયા અલ્લાહનું વજુદ (અસ્તિત્વ) આપણી ભલાઇ માટે જ હોય છે.★ ઈસ્લામ અલ્લાહ ત્આલાનો પસંદ પામેલો મઝહબ છે.★ હલાલ રોઝી ખાવી, સત્યવાત કહેવી તેમજ ઇખ્લાસભર્યું વર્તન એ સુલુકની (અલ્લાહની નિકટતા પ્રાપ્ત કરવાના રસ્તાની) જાન છે.★ દુશ્મનો તેમજ ઈર્ષાળુઓની શરારતોને તદબ્બુર (યુકિત-પ્રયુકિત)વડે દુર કરવી જોઇએ અને તેઓથી ચેતીને રહેવું જોઇએ.

★★★ ૨૯ ★★★

## હઝરત મખ્દુમ શેખ ઈબ્રાહીમ નકશબંદી

(રેહમતુલ્લાહે અલયહે)

હઝરત મખ્દુમ શેખ ઈબ્રાહીમ, હઝરત વાલીએ સૌરઠ મિંયા મહેમુદ શાહ(રહમતુલ્લાહ અલયહ)ના ખલીફા છે. આપનો મઝારશરીફ કુતિયાણા (બાંટવા,જી.જુનાગઢ)ના કબ્રસ્તાનમાં ખાનકાએ કાદરીયાહ્, નકશબંદીયાહ્‌ના કબ્રસ્તાનમાં, તહેખાનામાં આવેલ અન્વારો સભર એક હુજરામાં છે, આપે હીજરી સન-૧૧૧૭ના માહે રમજાનુલ મુબારકની ૨૭મી તારીખ(શબેકદ્ર)ના વિસાલ ફરમાવ્યો હઝરત પીરોમુરશીદના વિસાલથી બરાબર સતર(૧૭) વરસબાદ આજ થી ત્રણસો પંદર(૩૧૫) વરસ પહેલે આપનો વિસાલ થયો.

મઝાર શરીફમાં લાગેલી તકતી





مخدوم شیخ ابراهیم
نقش بندی رحمت الله علیه
وفات :. ۲۷. رمضان ـ شب قدر
سنه ۱۱۱۷

**મખ્દુમ શૈખ ઈબ્રાહીમ નકશબંદી**
**વફાતઃ- તા.૨૭, રમઝાન, શબે કદ્ર**
**(સ.હી.૧૧૧૭)**

★★★ 30 ★★★

## સૈયદ અમીરૂલ્લાહ(શાહ) કાદરી નકશબંદી

(રેહમતુલ્લાહે અલયહે)

આપનો મઝારે પાક શહેર ઉપલેટા (જી. રાજકોટ)ના કબ્રસ્તાનમાં આવેલો છે. આપનો વિસાલ માહે રબ્બીઉલ્અવ્વલ શરીફની ૨૪મી તારીખે હી.સ. ૧૨૬૬માં થયો. આપની નિસ્બતે ઈરાદત સાત વાસ્તાથી હઝરત સરકાર મુજદ્દેદી અલ્ફેષાની શૈખ અહમદ ફારૂકી સરહિન્દી (રદીયલ્લાહો ત્આલા અનહો)થી આ રીતે મળે છે. આપ મુરીદ અને ખલીફા (૧) હઝરત મુજાહીદના તેઓ ખલીફા અને મુરીદ (૨) હઝરત માસુમના તેઓ ખલીફા અને મુરીદ (૩) હઝરત મુનીબુલ્લાહના તેઓ મુરીદ અને ખલીફા(૪) હઝરત ઈનાયતુલ્લાહના તેઓ મુરીદ અને ખલીફા (૫) હઝરત શૈખ ઈબ્રાહીમના અને તેઓ મુરીદ અને ખલીફા (૬) હઝરત કય્યુમેસાની, ઉર્વતુલ્વુસ્કા ખ્વાજા મોહંમદ માસુમ સરહિન્દીના અને અને આપ મુરીદ અને ખલીફા (૭)હઝરત ઈમામે રબ્બાની મુજદ્દીદે અલ્ફેષાની શૈખ અહમદ ફારૂકી સરહિંદીના (રીદવાનુલ્લાહ ત્આલા અલયહીમ અજમઈન)

**આપનો વિસાલ અને મઝારે પાક :**

આપનો વિસાલ ૨૪ રબીઉલઅવ્વલ હી.સ. ૧૨૬૬માં થયો. આપનો મઝારે પાક ઉપલેટા શહેરના કબ્રસ્તાનમાં મરજ-એ-ખલાઇકે

ખાસોઆમ અને તમામ સુન્નીઓની અકીદતના આકર્ષણનું કેન્દ્ર બનેલ છે. આ સિવાય આપના વધુ હાલાતો અને વિલાદત વિશે કોઇ માહિતી મળી શકી નથી.

★ ★ ★ ૩૧ ★ ★ ★

## હઝરત સુફી અબ્દુર્રહમાન શાહ સાહેબ

(રેહમતુલ્લાહે અલયહે)

આપની વિલાદતે બાસઆદત ઈ.સ. ૧૯૨૭ માં તથા વિસાલશરીફ ઈ.સ. ૨૦૦૯ મુતાબીક હી.સ. ૧૪૩૦માં માહે શાબાનુલ્મોઅઝ્ઝમના ૨૯માં ચાંદે જુમ્આના દિવસે પુર્ણ થઇને આવનાર શનિવારની રાત્રે એટલેકે ૩૦મી શાબાનુલ્મોઅઝમની રાત્રે -૧-૩૦ વાગે અહમદઆબાદ મુકામે થયો. આપના જનાઝાશરીફને અહમદઆબાદથી ધોળકા લઇ જવામાં આવ્યો અને દારૂલઉલુમ જામેઅતુર્રહમાનની શહેન આપની મદફનગાહ બની. આપના પીરોમુર્શીદ હઝરત સુફી અખ્લાક અહમદસાહબ (રહેમતુલ્લાહ અલયહ)ના તમામ ખુલ્ફાઓ પૈકી ફકત આપ જ એવા એકમાત્ર ખલીફા છે જેઓની બયઅત અને ખિલાફત બંને હઝરત પીરો મુર્શીદથી સાબીત છે. તેમજ તેઓએ ફકત આપને જ પોતાની ફરઝંદીમાં કબુલ કરવાનો શર્ફ અતા કરેલ છે. આપનું કાર્યક્ષેત્ર અતિવિશાળ જેમાં અહમદઆબાદ, મહેમદાબાદ, હિમ્મતનગર, જુનાગઢ, વેરાવળ તેમજ નાંદરખી વગેરે મુખ્ય સ્થળો છે. આપ પોતાના પીરો મુર્શીદના રંગે સંપુર્ણપણે રંગાયેલા હતાં. આપના હાલાતોનું સંકલન કાર્ય ચાલુ છે. અલ્લાહ ત્આલા તકમીલ પર પહોંચાડી તેને જલ્દી મંઝરેઆમ પર લાવે. આમીન...

યા ઈલાહી અઝ તુફૈલે ખ્વાજગાને નક્શબંદ,
કારે દુનિયા આકેબત મહેમુદ બાદ.

## સંદર્ભ ગ્રંથો


૧. **કલામે શરીફ**

૨. **બુખારી તથા મીશ્કાત શરીફ**

૩. **તફસીરે મઝહરી**
લે. હ. સનાઉલ્લાહ પાનીપતી (રહમતુલ્લાહ અલયહે)

૪. **તફસીરે ઝિયાઉલ્કુર્આન**
લે. હ.પીર કરમશાહ અઝહરી(રહમતુલ્લાહ અલયહે)

૫. **તફસીરે નઈમી**
લે. હ. અહમદયારખાં નઈમી (રહમતુલ્લાહ અલયહે)

૬. **ગુલદસ્તાએ તરીકત**
લે. મોહદ્દીસેદખ્ખન હ. અબ્દુલ્લાહશાહ (રહમતુલ્લાહ અલયહે)

૭. **મક્તુબાતે ઈમામે રબ્બાની**
લે. હઝરત મુજદ્દીદે અલ્ફેષાની (રહમતુલ્લાહ અલયહે)

૮. **મક્તુબાતે સદી**
લે. હ.સરફુદ્દીન યાહ્યા મુનીરી(રહમતુલ્લાહ અલયહે)

૯. **મક્તુબાતે માસુમીય્યાહ, દ.-૧**
લે. હ. ખ્વાજા મોહંમદ માસુમ (રહમતુલ્લાહ અલયહે)

૧૦. **હસ્ત લેખીત પત્રો**
લે. હ.મોહંમદમઝહરૂલ્લાહશાહદેહલ્વી (રહમતુલ્લાહ અલયહે)

૧૧. **અલહુમ્આત**
લે.હ. વલીયુલ્લાહ મોહદ્દીસે દહેલ્વી(રહમતુલ્લાહ અલયહે)

૧૨. **તલ્બીસે ઈબ્લીસ**
લે. હ. અબ્દુર રહમાન જૌઝી(રહમતુલ્લાહ અલયહે)

૧૩. **મુખ્તસર હાલાતે ઈમામે રબ્બાની**
લે. હ. મિયાંસાહેબ(સજ્જાદાહનશી સરકપુર શરીફ)

૧૪. **અન્વારે ઔલીયાહ્**
લે. હ. સૈયદ રઈસ અહમદ જાફરી સાહેબ

૧૫. **અખ્બારૂલ અખ્યાર**
લે. હ. અબ્દુલહક્ક મોહદ્દીસે દહેલ્વી(રહમતુલ્લાહ અલયહે)

**૧૬. ફુસુસુલ્હકમ**
લે. હ. શૈખ મોહ્યુદ્દીન ઇબ્ને અરબી (રહમતુલ્લાહ અલયહે)
**૧૭. ઝુબ્દતુલ્મકામાત**
લે. હ. મોહંમદ હાશીમ કીશ્મી(રહમતુલ્લાહ અલયહે)
**૧૮. હઝરાતુલ્કુદ્દસ, ભા.-૧/૨**
લે. હઝરત બદરૂદ્દીન સરહીન્દી(રહમતુલ્લાહ અલયહે)
**૧૯. રોઝતુલ્કય્યુમિય્યાહ્**
લે. હઝરત ખ્વાજા કમાલુદ્દીન (રહમતુલ્લાહ અલયહે)
**૨૦. મકામાતે માસુમીય્યાહ્**
લે. હ. મોહંમદ ઇકબાલમુજદ્દેદી(રહમતુલ્લાહ અલયહે)
**૨૧. ખ્વાજએનક્શબંદઔરતરીકએનક્શબંદીય્યાહ**
લે. પ્રો.ડો.શમ્સુદ્દીન અહમદ સાહેબ
**૨૨. ઈક્તીબાસુલ અન્વાર**
લે. હ. મોહંમદ અકરમ ચીશ્તી(રહમતુલ્લાહ અલયહે)
**૨૩. અલ્બય્યેનાત, ભા.-૧/૨/૩/૪**
લે. હ. સઈદઅહમદ નક્શબંદી (રહમતુલ્લાહ અલયહે)
**૨૪. અન્વારૂલ્આરેફીન**
લે. હ. સુફીઆબીદ મિયાં નક્શબંદી(રહમતુલ્લાહ અલયહે)
**૨૫. મેઅ્યારુસ્સુલુક**
લે.હ. હાજીહીદાયતઅલીશાહ (રહમતુલ્લાહ અલયહે)
**૨૬. શાહ જો રીસાલો**
લે. હ. શાહઅબ્દુલ્લતીફ ભીટાઇ(રહમતુલ્લાહ અલયહે)
**૨૭. રીસાલાએ ઇશ્કીય્યાહ્**
લે.હ.અબ્દુલઅઝીઝમોહદ્દીસેદહેલ્વી(રહમતુલ્લાહ અલયહે)
**૨૮. રીસાલાએ રુમુઝે ઇશ્ક**
લે. ડો.મીર વલીયુદ્દીન સાહેબ (P.H.D. London)
**૨૯. મીર અતુલ અસ્રાર**
લે. હઝરત અ.રહેમાન ચીશ્તી(રહમતુલ્લાહ અલયહે)
**૩૦. સીરતે મુજદ્દીદે અલ્ફેસાની**
લે.ડો.પ્રો.મોહંમદમસઉદસાહેબ(રહમતુલ્લાહ અલયહે)





**૩૧. હઝરતઈમામેરબ્બાનીમુજદ્દીદઅલ્ફેષાની**
લે. હઝરત મૌલ્વી કાઝી આલીમુદ્દીન સાહેબ
**૩૨. નફહાતુલ્ઉન્સ**
લે. હઝરત નુરૂદ્દીન જામી(રહમતુલ્લાહ અલયહે)
**૩૩. મઝહરે જમાલે મુસ્તફાઇ**
લે. સુફી નસીરૂદ્દીન કાદરી રઝવી-બરકાતી
**૩૪. કશ્ફુલમ્હેઝુબ**
લે. હઝરત દાતાગંજબક્ષ(રહમતુલ્લાહ અલયહે)
**૩૫. મન કી આંખે ખોલ**
લે. પીર સૈયદ વઝીરઅલીશાહ (અદામલ્લાહો બરકાતુહુ)
**૩૬. અનીસુત્તાલેબીન**
લે.હ. સાલેહબીનમુબારકબુખારી(રહમતુલ્લાહ અલયહે)
**૩૭. હયાતે શાહે આલમ**
લે. હ. નઝીર એહમદ નઈમીસાહેબ(રહમતુલ્લાહ અલયહે)
**૩૮. કચ્છ કાઠીયાવાડના મશહુર ઔલીયા**
લે. માસ્તર ઈશ્હાક એ. હમીરાણી સાહેબ
**૩૯. સિંધ કે સુફીયાએ નક્શબંદ**
લે. ડો.અબુલખૈર મોહંમદ ઝુબૈર સાહબ
**૪૦. ઔલીયાએ ગુજરાત**
લે. જનાબ અબ્દુલ્લાહ એમ. પટેલ સાહેબ
**૪૧. મીરાતે અહમદી**
લે. મીર્ઝા મોહંમદ હસન સાહેબ
**૪૨. બાંગે દરા તથા બાબે જીબ્રઈલ**
લે. શાયર ડો.ઈકબાલ
**૪૩. નગર-નવાનગર-જામનગર**
લેખકઃ હરી કીશન જોશી
**૪૪. ખત્રી ઈતીહાસ ભાગ-૩**
લે. યુસુફ એ. પટેલ સાહેબ
**૪૫. પટણી સોવેનીયર** સંપાદકો :
અબ્દુલ કાદીર, હાફીઝ નુરુદ્દીન
તથા સરફુદ્દીન એન.શરફ